रवाना आगिया दीधी नहीं. एम त्रण मास राख्या पछी गुरुजीए रायजीने विनववाथी, कह्युं के, दया, में तने फोकटमां राख्यो नथी, पण श्रीजी बावानी आगियाथी राख्यो छे तने कंइ चमत्कार श्रीजी बावा बतावावना छे ते जोया पछी तुं जजे. ते सांभळीने गुरुजी गुगा रह्या, ने कंइ बोल्या नहीं. तेज रात्रिना गुरुजी उंघता हता, त्यारे श्रीजी बावाए पधारीने उठाडया, अने कह्युं के मारी साथ चाल. पछी श्रीजी बावा साथे वृंदावनमां गया, त्यां रासक्रीडा बतावीने गुरुजीने बहु दिवस राख्या. छेल्ले दिवसे श्रीजीबावाए कह्युं के, जेवी आ लीला तें जोई छे तेवीज गाजे ने मने प्रसन्न करजे. श्रीनाथजीमां जे सहवारना उठया ते दिवस कंइ अलौकीक लाग्यो, ने श्रीजीना दर्शन करवा गया, त्यारे वसंतना दहाडा जणाया ने दोलोत्सवनी सामग्रीओ थती जोइने घणुं आश्चर्य लाग्युं. दर्शन करतां श्रीजीने हसतां जोया, ने कोइ साभळे नहीं तेम गुरुजीने कह्युं के मारा प्रतापथीज तुं आ दशाने पाम्यो छे. मारी क्रीडा अद्भूत छे ते दैवीजीवज जोइ शके छे, पण आसुरीजीव जोइ शकतो नथी. गुरुजी घणा खुशी थता उतारे आव्या ने जेवी जोइ हती तेवी लीलानो वृंदावन विलास गायो; अने सेनआर्ती वेळाए महाराजनी हजुरमां गाइ संभळाव्यो, एटले महाराजे पोतानो ओढेलो उपरणो ओढाड्यो. त्याथी निकळीने वृंदावन पधार्या हता; अने जे रात्रिना जोयुं हतुं ते सर्वे चिहनो, अने पोतानु पहेरेलुं बदियान जे त्यां भूली गया हता, ते तेवुं ने तेवुंज जमुनाजीना तटपरना डाबा हाथपरना झाडपर लटकतुं जोवामां आव्युं. त्यारे गुरुजीना जाणवामां आव्युं के जमुनाजीमा स्नान करवाने, ए बदियान काढीने झाडे भेरव्युं हतुं."

આ પછીનો કેટલોક લેખ ચહેરાઇ ગયો છે, જેમાં લગભગ દોઢ પાનુ ૨૬ ગયું છે. છેવટના ભાગપર લખનારે લખ્યું છે કેઃ–

"आ यात्रा करी चार वर्षे डभोइ आव्या, त्यारे तेमना शिष्यो छेक वडोदरे तेडवाने गया हता. कमनसीबे हुं जइ शकयो नहोतो; केमके मांदो हतो. पण डभोइ आव्या पछी गुरुजी मने प्रेमथी भेटया हता; ने कह्युं के तुं मने मळवा नहीं आव्यो, पण तारुं मन मारी पासे हतुं."

બીજીવારની યાત્રા કરી આવ્યા પછી દયાશંકરની વૃતિ કેવળ ભક્તિમાં ગયેલી જણાય છે, ને તે પછી વૈષ્ણવ સંપ્રદાયની પાકી મરજાદ લીધી હશે એવું ઉપલા લેખપરથી સિદ્ધ થાય છે. પહેલી યાત્રા વખતે માત્ર તે વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રવેશ કરતો હતો, પણ બીજી યાત્રા પછી શુદ્ધ થઇને મરજાદ લીધી હતી. રા. હરગોવિંદદાસ લખે છે કે, "પચીસ વર્ષની વયે વલ્લભી વૈષ્ણવ સંપ્રદાયમાં તે દાખલ થયા હશે," પણ પાંત્રીસ વર્ષની વય સુધી તે શુધ્ધ સંસ્કારી થયો નહતો. વૈષ્ણવી સંપ્રદાયના સિદ્ધાંતો સંબંધી જે કાવ્યો એણે લખ્યાં છે તે પાંત્રીસ વર્ષની વય પછીનાં જણાય છે. આડત્રીસ વર્ષની પાકટ વયે દયારામ મરજાદી થયો હશે. મરજાદી થયા પછી એક નાગરણ મરજાદીના હાથનીજ એ રસોઇ જમતો. એ મરજાદીઓની બેઠકોમાં તંબુરો લઇને પોતાનાં બનાવેલાં અથવા સુરદાસજીનાં પદો ગાતો, ને ત્યાંથી વખતો વખત એને સારી પ્રાપ્તી થતી તેમાંથી એનો નિર્વાહ ચાલતો હતો. વડોદરા, ડભોઈ ને ચાણોદમાં, વર્ષના ત્રણ ચાર માસ એ મુકામ રાખતો ત્યારે શિષ્ય મંડળી સાથેની સાથેજ રહેતી હતી. વખતે વૈષ્ણવો પ્રેમથી એને તેડું કરી, પોતાને ત્યાં રાખતા, ને વખતે સ્વેચ્છાથી જતો ને કૃષ્ણ સમ્બન્ધી વાતો કરી શિષ્યોમાં ઘણો વધારો કીધો હતો. કેટલાક ભાવિક જનો તો પધરામણી પણ કરતા, ને ભેટ પણ ધરતા. સ્ત્રીયોમાં ઘણીવાર પધરામણી થતી હશે, ને સ્ત્રીઓ એના પ્રત્યે આ[illegible] વથી જોતી હશે. એમ ધારી શકાય છે, ને તેપરથી જનમંડળમાં એ અપકીર્તિ પણ ઘણી થયેલી નીચેના લેખપરથી જણાય છે.

### ગુરુચરીત્રની વાર્તા ૪ થી.

"પ્રબોધની કહેતાં કાર્ત્તકશુદી એકાદશી, તે દિને પ્રભાતના ગુરુજી ચંદિપુર જે ચાણોદ પધાર્યા ને શ્રી નર્મદાજીના શેષસાયી ઘાટે સ્નાન કારણે જતા હવાં. ત્યાં પગ સરકવાથી, વિધિ જે બ્રહ્મા, તેણે લલાટ જે કપાલમાં લખ્યું હતું તેના યોગવડે પાણીમાં પડ્યા, ને પ્રવાહ એટલે પાણીનો જોસ્સો તેમાં વહ્યા જે તણાયા. ત્યારે એક અસુર જેવા નાગરે કહ્યું કે પાપી નાગરો, ઠાકારાની સેવા કરવા (કરવા) જાય છે. પછી ગિરજાશંકર ભાઇ પાણીમાં પડયા ને ઘણે દુરથી ગુરુજીને સહિ-સલામત લાવ્યા હતા. ગુરુજીએ કહ્યું કે દેહની ગતિ ન્યારી છે, કદાપી

नंदलालानी कृपाणने योगे हमे आजे तेना स्वरुपमां पण मली जते तो शी हरकत हती. पण आ पापी अने क्षणभंगुर देहने, विशेष पापमां प्रवृतमान् करवाना प्रयत्नथीज जाणे गिरजाशंकरे मने काढयो छे. पछी शेषसायी भगवान्ना दर्शन करीने घेर आव्या त्यारे, घेलाभाइए कह्युं के कीरपाशंकर तो आजे आपनी बहु निंदा करतो हतो. ते वात गुरुजीए सांभली नहीं. रात्रिना जागर करवाने माटे सौ बेठा त्यारे गुरुजीए कह्युं के, घेलाभाइ, विश्वंभर जे श्रीकृष्णजीनी निंदा करवामां, गोकुळना लोकोए रंच पण मोंढुं बंध राख्युं न होतुं, तेनो दासानुदास जे हुं तेनी निंदा लोको करे तेमां व्रथा खेद शा माटे करवो, अर्थात् नहीं करवो. अमे तो मात्र कृष्ण स्वरुपना कोडीया छीये, ने आ अमारु काळजुतो तेणेज कोर्युं छे, तो पछी अन्यपर अमारु अंतर केहेतां मन केम फुलतुं डुलतुं रहे तेनो जेओने विचार नथी तेवा क्षुद्रजनो हमारी निंदा करशे तो तेओ गोकुळमां आवेला कंशना मित्र ने श्रीकृष्णना शत्रु जेवा छे. हमारी सेवामां स्त्रीओ तत्पर रहे छे, ने हमने चंदन चर्चे छे तथा फुल धरावे छे, तथा पाद तळासे छे तथा भेट धरावे छे, तेमां हमने कशो संबंध नथी, ने हमे तेने तुच्छ समजीये छीये, अने घणी ना पाडीये छीये, पण भाविक स्त्रीओ ते वात मानती नथी तेमां हमारे कंइ दोष नथी, पण जीवनो विगाड छे तेने घणो त्रास थाय छे अने हमारापर व्रथा आरोपो मुके छे. हमारे माटे तमारा लोकोमां एवी वातो चाले छे के अमे विषयी छीये, ने स्त्रीयो जे पण जीवरुप छे तेनी संगे विहार करीने हमारा जीवनुं अकल्याण होरीये छीये, जो तेम नहीं तो हमे एकांतमां स्त्रीओनी सेवा केम स्वीकारीए, एम पुछे छे. अमे जे एकांतमां स्त्रीओ साथे बेसीए छीये, वातो करीए छीये, तेमनी सेवा अंगिकार करीए छीये, हमारु कामकाज करवा दइए छीये ते जारी भावथी नहीं, पण दुष्ट जीव मलंडा थइने आ संसारना बंधनमां सपडाइ गयो छे तेना कलेश केहेतां संसारनां दुःखो, हमारा समागमथी दुर थाय ने राधापति जे श्रीकृष्ण, तेना चरण कमळमां तेमनुं चित्त हमारी पेठे परोवाय तेने माटे तेमनी

साथे वातचितनो समागम राखीए छीये. हा, हमे जारी रमीये छीये ने हमे जार पुरुष छीये, ने हमे जारी रहेवामां मान मानीये छीये.

विचारी जन तो जारी रमशे, राखशे रदिया रीश;
अविचारि जन जारीने तजशे, शुं गाशे जुगदीश;
कृष्ण शुं जारी हमारे छे, जारी करता जीव तारे छे.
नितनित जारी उमगे रमीए, जाए जो पापी जीव;
पाछुं पगलुं भरीयुं न वाला, जारी रमता थाशुं शिव;
नहीं मुकीशुं प्रेमनो केडोरे, व्यभिचारीने शिघ्र तेडोरे.
पतिव्रतानो निम छे एवो, रमवो स्वपति सुरंग;
नितनित पोढे पासे नंदलालो, शितल थाये मम अंग;
तेने प्रेमे वालज घेर्युरे, कृष्णसंगे मम जीव जोडयुरे.
दयानी प्यारी कृष्णजी कावे, कृष्णनी प्यारी आ दासी;
रमुं रमाडुं प्रेमे पोढुं जारी कृष्णसुं नहीं तो उदासी;
ए व्यभिनार नित करीएरे, एथी भवसागर तरीएरे.

ए प्रमाणे भजन कर्या पछी गुरुजी बोल्या के हमारा जेवी जारी सौ जीवे रमता शिखवुं जोईये. हमारी जारी चर्मचक्षुवाळा जीवो जे पापबुद्धियी भरपूर छे ने व्यवहारीक दृष्टियी जोय छे तेने पापमय लागे छे, अने दिव्य चक्षुवाळानी तेनापर प्रीति थाय छे. हाड अने चाम अने मांसअने रुधीरथी भरपूर, मळमय आ देहना उपरे [illegible] जीवने ईच्छा थती नथी, ते तो अविनाशी, दिव्य, कांतिमान अने अ ळहळता ज्येतिरुप, मणिमय, प्रज्ञ तथा अलौकिक कृष्णपर प्रीति करे छे. जे जीव हमने ओळखतो नथी ते हमारी निंदा भले करे, हमारा जेवोज जारी थाय त्यारेज तेनो मनखो साचो थशे. हमारो तो तमने सौने आज उपदेश छे के हमारा जेवा जारी थशो त्यारेज तमो स्वारतद जे कल्याण तेने पामशो एटले कृष्णने पामशो. संवत १८७२ना कार्तिक सुदी ११ ने भृगुवार. वेलाभाइना कहेवा प्रमाणे बिजे दिवसे लख्यु छे."

દયારામના સમ્બન્ધમાં આટલું તો આપણે કહી શકીશું કે, તે ક્રીમાર ને તરૂણાવસ્થામાં છંદીષ્ટ ને ગોરીગોને લોભાવનારો હશે, પરન્તુ પાછલી વયમાં એ સર્વે એશઆરામ છોડી દીધા હશે વલ્લભી સંપ્રદાય સ્વીકાર્યા પછી પણ તે કામીજન હતો, પણ ઉપરની વિગતથી સ્પષ્ટ દર્શાય

છે કે પાછળથી તે પૂર્ણ ભક્તિભાવવાળો, પ્રેમીલો ભક્ત બન્યો હતો. સ્ત્રીયો તેના પ્રતિ પ્રેમભાવથી જોય તેમાં આશ્ચર્ય નથી. તેનો વેશજ છેલાણી હતો. ફક્કડ લુગડાં પેહેરવા, વાંકી પાઘ ઘાલવી, ભેંસ ભડકે તેવું નહિ, પણ શોભાયમાન્ તિલક કરવું, વાળને સાફસુફ રાખવા, હોઠ લાલચોળ રાખવા. એનો નિત્યનો શોખીન હતો, તેમાં મધુરા સ્વરથી નવા નવો, અજ્ઞાનિ જનની વિષય વૃતિને જાગૃત કરે તેવી ઢબથી, નૂતન રાગદારીમાં, હાવભાવથી પદો ગાવાથી લોકોનું કાલજડું ચોરાય નહિ, વિંધાય નહિ, મોહ પામે નહિ, વશ થાય નહિ ? આજે પણ દયારામના ગીતથી સ્ત્રી પુરૂષો મુગ્ધ બની જાય છે તો, જ્યારે પૂર્ણ રસથી લદબદ થયેલો કવિ, પોતાનાંજ બનાવેલા ગીતો ગાય–મધુરા મોહક સ્વરથી, ત્યારે ડભોઈ ચાણોદ વડોદરાની સ્ત્રીયોની તેના પ્રતિ વૃતિ ખેંચાય નહિ એ બનવું મુસ્કેલ છે. પરન્તુ તેપરથી એમ સિધ્ધ કરવું મુસ્કેલ છે કે તે ઉત્તરાવસ્થામાં પણ વિષય મુગ્ધ બન્યો હતો. તેની ગાવાની શક્તિ કેટલી ઉત્તમ હતી તે રા. રા. હરગોવિંદાસે આપેલા નીચેના દૃષ્ટાંતથી સ્પષ્ટ જણાય છે.

"દયારામ એક પ્રસંગે વડોદરે આવ્યા તે વખત તેમના શિષ્ય ગિરિજાશંકરે ને રણછોડની કથા ચાલતી હશે, ત્યાં આવવાનો તેમને આગ્રહ કર્યો. કથામાં માત્ર દયારામનાંજ પદો ગવાતાં; પણ તેમના શિષ્યો ગાવા બજાવવામાં એટલા ખબરદાર હતા ને દયાની વાણીનો મોહ લોકને એટલો લાગતો હતો કે એવી કથા થાય ત્યાં સેંકડો સ્ત્રી પુરૂષો સાંભળવા આવતાં. દયારામભાઇ છાનામાના આવીને બેઠા; ને કથા ચાલુ થઇ. ગિરિજાશંકરથી નરઘાં વગાડવામાં ચૂક થઈ. શ્રોતામાં કોઇ બાવો બેઠેલો હશે, તેનાથી ના ખમાયું એટલે તેણે ઉભા થઇ ગિરજાશંકરની જાહેરમાં ભૂલ કાઢી તેને ચોભીલો કીધો. દયારામનો આથી જરા મિજાજ તપ્યો. તે બોલ્યા, બાવાજી! એણે કાંઇ એવી મોટી ભૂલ કીધી નથી; અને ભૂલ તો સર્વથી થાય. બાવાએ કહ્યું કે, જેણે ઉસ્તાદી મેળવી હોય તે ભૂલ કેમ કરે? કવિ કહે આવી જાઓ, જોઉં, તમે ભુલમાથી કેવા બચી જાઓછો. બાવાએ બેઠક આગળ આવી નિડરપણે નરઘાં પકડી; એટલે દયારામે પોતે ગાયન શરૂ કર્યું. બાવાજી બજાવવામાં એવા નિપુણ હતા કે, ખરે, તેમણે બિલકુલ ભૂલ ન કરી. સવારના ચાર વાગવા આવ્યા ને પ્રાતઃકાળનો વખત થયો, પણ બાવાએ નમ્યું ન આપ્યું. આસપાસ વાત ફેલાવાથી શ્રોતા શિવાય બીજા તફારીક સેંકડો લોકો આ રસિક ઝગડો જોવા આવ્યા. દયારામને ભય

લાગ્યો કે બાવાજી માન મૂકાવશે. છેવટ તેમણે એક અટપટો રાગ પ્રબંધ કર્યો, એટલુંજ નહિ પણ તેમાં પ્રાસાદિની ગુંચવણ એવી લાવી મૂકી કે આખરે બાવાજી ગુંચવાઇ પડ્યા, ને લોકોએ તાળીઓ પાડી. દયારામે ધીમાશથી કહ્યું, સાબાશ છે બાવાજી, તમારી ઉસ્તાદીમાં બાકી નથી, તમારા જેવો કુશળ બજાવનાર મેં આજપર્યંત જોયો નથી. એમ કહી પોતાના ગળામાંથી સોનાની કંઠી કાઢી બાવાને બક્ષીસ કરી! હીરાની પરીક્ષા તો ઝવેરીજ કરે."

આવો રસીયો કોઇનું પણ હૃદય હરણ કરી શકેજ. તરૂણાવસ્થામાં તે ચંડિપુરના પનઘટપર જઇને બેસતો, ને રસીક લાવણીઓ જોડીને સ્ત્રીઓપ્રતિ ટિખળ કરતો હતો. પણ તેની આ ટેવ એકજસપાટે છૂટી ગયેલી, તેનો દાખલો, તેની પ્યારી રતન સોનારણે, કવિ નર્મદાશંકરની તરફથી ડભોઇ ગયેલા કવિ વિજયાશંકરને આપ્યો હતો, જે જાણવાજોગ છે. કવિ વિજયાશંકર કહે છે કે, "રતન સોનારણે મને જણાવ્યું કે દયાશંકરને માટે લોકવાયકા ચાલે છે કે તે અત્યંત વ્યભિચારી હતો તે વાત કેવળ ખોટી છે. જુવાનીમાં ઘણી બદફેલી કીધી હશે, પણ ચાલીશ વરસ પછી તેને એક શિવાય બીજા સાથે સમ્બન્ધ નહોતો. તેઓ એક વખતે વડોદરે ગયા હતા, ત્યાં * * * ને ઘેર રહેતા, રોજ રાવતા, ભજન કીર્તન કરતા. તેમના ઘરની એક સ્ત્રી દયાશંકરની પુજા સેવા, સદ્‌ભાવથી કરતી [illegible] પણ દયાશંકરે જુદુંજ ધાર્યું. અને એક રાત્રિના તે બાઇપ્રતિ ખરાબ નજર કીધી. તે બાઇએ બુમ પાડી, ને દયાશંકર દાદરેથી ઉતરીને બારણે પલાયનમઃ કરી ગયા. બાઇ કુનિયાત તેથી વાત ગુપ્ત રાખી, પણ તે દિવસથી તેમણે કોઇ પણ સ્ત્રી તરફ નજર નહિ કરવાનું પણ લીધુ હતું, એવું મારે મોઢે કહ્યું છે." કેટલીક આસપાસની હકીકત તરફ જોતાં તે માન્ય રાખવા જોગ છે.

એણે ત્રણવાર આખા ભરતખંડના તીર્થોનાં દર્શન કીધાં હતાં, ને છ કે સાતવાર શ્રીનાથજીનાં દર્શન કીધાં હતાં. છેલ્લો એ શ્રીજીની ઝાંખી કરવાને સંવત ૧૮૮૭-કે ૮૮ માં ગયેલો મિ૦ ચિમનલાલ જણાવે છે. તે પછી દયારામનું આરોગ્ય સારૂં રહેલું નહિ હોવાથી તે ડભોઇમાંજ રહ્યા હતો.

વૈષ્ણવ સંપ્રદાયપર તેની ઘણી આસ્થા હતી, પણ તે સામ્પ્રત કાળના આવવાથી ઘેરાઇ ગયેલા મૂર્ખ પ્રેમજીભાઇઓના જેવો અંધ કે ઘેલો વૈષ્ણવ ન હોતો તેને માટે કવિ નર્મદાશંકર નીચેનું દષ્ટાંત આપે છે.

"ખુદીકોટાના દ્વારકેશના મંદિરના દ્વારકાનાથજીની ગાદીના પુરૂષોત્તમજી મહારાજ જે કવિના ગુરૂ થતા હતા તે ગુરૂ ડભોઇ આવેલા. તેને લોકોએ સમજાવ્યું કે દયારામ તો ઘણો મિજાજી છે, ત્યારે તેણે કહ્યું કે આપણે એને દર્શન નહિ કરાવીએ. એ વાત સાભળી દયારામે તે મહારાજની નિંદાનું એક પદ બનાવી મોકલ્યું. તે પદ મહારાજની પાસે બેસનારા કેટલાએક સેવકોએ વાંચ્યું, તો તેમા કવિની ફક્કડાઇ જોઇને મહારાજ પોતે દયારામને ઘેર ગયા. દયારામે મહારાજને આવતા જોઇને બારણા બધ કીધા, પણ પછી લોકોનો આગ્રહ જોઇને ઉઘાડ્યા. ઘરમા મહારાજ પધાર્યા પછી કવિએ કહ્યુ કે આ લ્યો તમારી કઠી, એમ કહીને કંઠી તોડી નાખી. થોડી વાર પછી મહારાજને નરમ પડેલા જોઇને બહારના વિવેકમા બોલ્યા, કે મારી પાસે ભેટ આપવાને બીજુ કઇ નથી, આ બે પુસ્તક છે તે લ્યો. પછી પાછી મહારાજે કઠી બાધી."

એના સમ્બન્ધમા મને જે હકીકત ચાણોદથી મળી છે તે આ પ્રમાણે છે. એક વેળા ગોકુળચંદ્રમાની ગાદીના વિઠ્ઠલેશજી (આ નામ વંશાવળીમા મને જડ્યું નથી–કઇ ફેરફાર હશે.) મહારાજ ડભોઇ પધાર્યા. દયો વૈષ્ણવી ધર્મ પાળતો, પણ મહારાજને માનતો નહિ. સઘળા વૈષ્ણવો એ મહારાજને મળવા ભેટ ધરવા ગયા, પણ કવિ ગયો નહિ; ત્યારે મહારાજે પોતા પાસે આવવા સેવકને મોકલ્યા. કવિ કહે કે "હું મહારાજથી હેઠો નથી, માટે જો મારી ગાદી મહારાજને બરાબરની હોય તો ભલે, આવવા ખુશી છું." આ હકીકત મહારાજના સેવકોએ મહારાજને કહી ને પછી એને નમાવવા પ્રપચ રચ્યો. ગાદી નંખાવી, ને તેની તપાસ દયાએ પોતાના એક શિષ્ય પાસે કરાવી, ત્યારે એ પોતે ઉઠીને ગયો. પણ જેવો એ ગાદીપર બેસવા જાય છે તેવી ગાદી એક બીજા સેવકે ઉઠાવી લીધી. ઘણા ક્રોધથી દયારામે મહારાજના મોપર તુચ્છકાર કીધો, ને ગુસ્સાથી ઘેર ચાલ્યો ગયો. મહારાજે કહાવ્યું જે અમારી કંઠી છોડી નાંખો, એટલે વધારે ક્રોધ ચઢ્યો, ને જે સેવક કહેવા ગયો હતો તેનાજ હાથમા, કંઠી, તોડી નાખીને આપી, ને કહ્યું કે તે "ગુસાઇ બાવાને આપ કે લે તારી બે દમડીની કંઠી! હવે કંઇ બાકી છે." એ પછી મહારાજ જાતે એની મુલાકાતે આવ્યા, પણ પોતાના આગણામાથી પાછા કાઢ્યા. આથી મહારાજ ઘણા નારાજ થયા, ને એક વૈષ્ણવ, જે દયારામને કંઈ મદદ કરતો હતો તેણે મદદ કરવી પણ છોડી દીધી, પણ કવિયે કોઇની

પણ દરકાર કીધી નહિ. એ દિવસથીજ એણે વૈષ્ણવી કંઠી બાધવાથીજ વૈષ્ણવ કહેવાય છે એમ નથી, એવો ઘણા જનને બોધ કીધો હતો.

દયારામ વૈષ્ણવી મહારાજોને માનતો નહિ એ જનવાયકા નથી, પણ એ સત્ય છે તે માટે ડાલાભાઈ માહોદરાએ, નીચે પ્રમાણે લખ્યું છે.

### गुरुचरित्रनी वार्त्ता २जी.

एक दिवसे महाराज दयाशंकरजीए कह्यु के, वैष्णवोने आडेमार्गे दोरनारा तेओना गुरुओ छे. जेम मनुष्योमा दवी अने आसुरी जीवो छे तेमज महाराजोमां पण छे. मनक्रम वचनवडे सत् गुरुरुप थवु कठिण छे, पण असाध्य नथी. ज्यारे हमे पाचमी वार रमणरेतीमा लोटवाने श्रीगीरीराजपर गया, त्यारे श्री काकरोलीवाळा छेलबटाउ जेवा गोसाई बाया वनजात्रा करवा आव्या हता. जात्राळुंओनो मोटो संघ हतो, तेमा अनेक स्त्री पुरुषोना जुटना जुट आवता हता, तेओ पुरण पुरुषोत्तमरुप धारीने आ बाळकोने प्रणाम करवाने एटले पगे लागवाने जती हती अने पुगनी जे खावानु ते धरावता ने सेवापूजा करता, लाड लडावता, हीं-डोळे ने पारणे झुलावता, केसर स्नान करावता, ने साक्षात् कृष्ण छे एम ए जीवरुप प्राणीने एटले ससारमा वर्ळवेला मनुष्यने कहेता. जिव जे एकज पदार्थपर चोंटेलु रहे ते श्रेष्ट जे मोटु छे ते ह्रैयन कहेता वे स्थळे भमतु रहे छे तेओनो ओद्धार थतो नथी. ए पुरुषोतमजी स्त्रीओमा मस्ताना साढ माफक फरता, ने अनेक स्त्रीओना अंगपर हाथ नाखता, जे जोवाथी हमने घणो सताप थतो हतो; आ गुरु थईने पोतानी पुत्री कहेता दीकरी जेवी स्त्रीयोमाते तेमनी वृति केम थई जाय छे; अने श्री ठाकुरजी तरफ तेमना नेत्र केम ठेरता नथी. एवा पापी-ओने श्री ठाकुरजी योग्य शिक्षा करे छे ते अमे नजरे जोई छे, ते तमने सौने कहीए छीए ने तेपरथी चेतीने चालवु के जेथी, रस्ताना रोडापेरे जता ने आवतानी लातो खावी नहीं पडे. ए महाराज तो ए-मज समजता हता के आ सौ वहुदीकरीना हमेज धणी छीए. ते प्रमाणे गणीने उदेपुरना भायातनी राणी दर्शने पधारी तेनी ठठा कीधी ने कंइक अल्पचारी मण कीधी. जे वातनी खबरो तेना दरबारने थई

તેથી મહારાજને પકડવાને સોસો સ્વારો મોકલ્યા. આ વાતુંની ખબરો મહારાજને થવાથી તેઓને નાશીને તુરત ને તુરત કાંકરોલી આવવું પડયું હતું. સદ્‌ગુરુ એવા ન જોઈયે કે જેઓ પાપબુદ્ધિથી વર્તે. તેઓ તો તુષાર જે હીમ તેની પેઠે ઠંડા થઈ જાય છે; ને શિષ્યને તપાવે છે કેહેતા બાળે છે. સંતપુરુષ સંતાપતા નથી, પણ તેઓનો સંતાપ પણ સુખરુપ છે, પણ દુષ્ટજનનું સન્માન પણ નઠારું, તે દેહને બાળે છે. તેમજ અધર્મી ગુરુનો આશીર્વાદ દુઃખરુપ છે ને સુધર્મિક ગુરુના કડવા વચન પણ સહેવા જોગ છે. અમને તે દિ કહેતા દિવસથી ગોંસાઈના દુષ્ટ બાળકો પ્રતિ બહુ અભાવ આવ્યો છે. એવા દુષ્ટની સેવા કરવી તે પણ પાપરુપ છે."

દયારામ રાજ્યાશ્રયનો શોખિન નહોતો, પણ માનનો બહુ ભુખ્યો હતો એમ લાગે છે. તેની કવિતાની કોઈ નિંદા કરતું તો ઘણો ચીહડવાઈ ઉઠતો, ને વખતે ગાળો પણ ભાંડતો; અને તેની પ્રસંશા કરતું તો ઘણો રાજી થતો, રાજ્યાશ્રય મળશે એવી એકવાર એને આશા થઈ હતી, પણ તે ભંગ થવા પછી એણે બધી ફીકર શ્રી કૃષ્ણનેજ સોંપી દીધી હતી.

એક ગ્રહણ વેળા ચાણોદમાં તિર્થસ્નાન કરવા ગાયકવાડ ફતેહસીંઆ કુટુંબની સ્ત્રીઓ આવી હતી. ગાયકવાડની સ્ત્રીઓ એટલે હંમેશાંજ જનાનામાં રહે, તેથી પોતાનું મોહ કોઇને બતાવતી હતી નહિ. દયારામના નમાં એવોજ ઓક્ ભરાયો કે આપણે એનો ટેક મુકાવવો. ચોકી પેહેરા ણા રાખવામાં આવ્યા હતા, તે છતાં ઘાટપર એક પોતાના ચેલા નારણ ાની સાથે જઇને બેઠો. પોતાના હાથમાં તબુરો ને નારણના હાથમા સીનાર તી. નારણ નાહનકડો છોકરો હતો ને ગળી કુમળી હતી તેથી ઘણું રસ ગાઇ શકતો હતો. તુરતનાજ બનાવેલા ત્રણ નવાં પદ તેને ગાવા આપ્યાં, ને જ્યારે બીજું પદ પુરૂં થયું સારે ગાયકવાડી કુટુંબની સ્ત્રીઓ મર્યાદા છોડીને તે જગ્યાએ સાંભળવા આવી; અને આ કોઇ ભિક્ષા માગવા બેઠેલો બ્રાહ્મણો હશે એમ જાણી મોતા દાન આપવા માંડયું. પણ તે ન લેતા દયારામે એટલુંજ કહ્યું કે, 'દાન આપનારની યોગ્યતા જાણ્યા વગર અમે લઇ ન શકીએ.' ફતેહસીંગની સ્ત્રીએ હોજલ કાઢી નાખી દશ સોના મોહોર આપી જે કવિએ ન લેતા પોતાના શિષ્યને અપાવી. આ હકીકત

વડોદરે જાણવામાં આવી, ને દયારામની ઘણી તારીફ સાભળી રાજદરબારી તે; આવ્યું. પણ સા કવિ જવાનો વિચાર કરે તેટલામાં દરબારમાં ખટપટ જાગી. વડોદરે ગયો પણ કશો સત્કાર ન થયો. તે દિવસથી ઠરાવ કીધો કે મોટાને ત્યાં કદીએ ન જવું ને તે પછી ઘણાએ કામદારો ડભોઇ ચાણોદ આવતા પણ કોઇને ત્યાં ન જવાના સમ ખાધા હતા. આથી ઘણા કામદારો ગુસ્સે થતા, ને એક વહીવટદાર મરાઠાને ઘણું માઠું લાગવાથી કવિને ડભોઇ છોડી એકદમ ચાણોદ આવવું પડયું હતું. પણ તેટલામાંજ તે વહીવટદારને ઉપડવું પડયું, ને તેથી ચાણોદ ને ડભોઇમાં, કવિને લીધેજ એમ થયું એમ મનાયું હતું.

એ પ્રસંગ પછી વડોદરાના રાજ્યાશ્રયની પણ દરકાર રાખી નહોતી. શ્રીકૃષ્ણજ, નરસિંહ મેહેતા પેરે એનો નિભાવ કરે છે એમ લોકમાં બોલાતુ. એ યાત્રા કરવા નિકળેલો તે પ્રસંગમા એક વેળા સુરત અને અમદાવાદ પણ થોડા દિવસ મુકામ રાખ્યો હતો, ને સા પણ વૈષ્ણવોને ત્યાં ઉતારો થઇ હતી. સુરતના ઘરડા લોકોનું કહેવું છે કે, દયારામ રામપરે લાલ કસનની વાડીમાં ઉતર્યો હતો, ને ત્યાં ઘણા લોકો તેના ભજન સાંભળવા જતા હતા.

દયારામના ચરિત્ર સંબંધમાં જે સૌથી અગત્યનો વૃત્તાંત છે તે તેની યુવાવસ્થામાં બનેલો એક બનાવ છે. કવિની ઉમર વર્ષ પંચાવન સો થયેલી તે વેળાએ સોનારણ જ્ઞાતની રતનબાઇ એના સમ્બન્ધમાં આવી જણાય છે, ને તે કવિની પ્યારી–પ્રિયતમા–દયિતા–માશુક–મહેબુબ તરીકે, કવિના મરણ પર્યંત તેની સાથેની સાથે રહી હતી. સોનારણ સાથે દયારામને કેમ પ્રસંગ પડયો, ને ક્યારથી તેની સાથે રહેવા લાગી, એની પૂર્વ સ્થિતિ શી હતી તે સમ્બન્ધે પ્રમાણવાળું વૃત્તાન્ત, કવિના શિષ્ય ડાહ્યાભાઇએ આ પ્રમાણે– સંવત ૧૯૦૧ ના ફાગણ સુદ પુર્ણિમાએ લખ્યું છે, તે ઘણું અગત્યનું છે, ને તેજ અત્રે ઉતારી લઉ છું. આ લેખમાંના કેટલાક પાનાનો ભાગ વંચાઇ શકે નહિ તેવી હાલતમા છે, પરન્તુ લેખ ઘણો અગત્યનો હોવાથી, જેવો મારાથી વાંચી શકાયો છે તેવો ઉતારી લીધો છે.

### गुरुचरित्रनी वार्त्ता ६ ठी.

गुरुजीए होलिकापूजन थया पछी कह्युं के, अमारो मंदवाड घणो कारी छे, तेथी हवे थोडा वखतमां हमारो इष्टदेव श्रीकृष्ण तेनी

पासे जईशुं; तमारे कोइए ते वातुए दिलगीर थवुं नहीं, जे जीव आव्यो छे ते जवानेज जन्मेलो छे. अमारा परमधाममां जवाथी तमारे उदास निसास लेवानुं कारण नथी. आजे तमने एक वातु, जे हमारा मनमां घणा दहाडा थया रमी रही छे ते तमने जणावुं छुं. हमारी सेवा चाकरी करवामां, हमारा दुःख सुखमां, तमो शिष्योनी तरफ मायाभावथी वर्तवामां, हमारा घरनी सघळी रीते संभाळ लेवामां, आ रतनबाईए आज त्रिश वर्ष थयां एवी रीते संभाळ लीधी छे के तेना हमे घणा ओशिंगण छीए. रतन एक दैवी जीव छे, ने तेना कल्याण माटेज हमे तेने हमारे त्यां रहेवा दीधी छे; एमां हमे अलिक पण जुठुं बोलता होइए तो हमारा ईष्टना चरणाविंदना सम छे. एक वखते हमे श्री नर्मदाजीना दर्शने पधार्या हता, त्यां हमने ए बाई दृष्टिये पडी हती. ए बाळरांड छे, एने एना दियेरे, पल्लुं विगेरे छिनावी लईने कहाडी मुकी हती. पूर्व जन्ममां एज हमारी स्त्री हती, पण धणीप्रत्ये कटुवेण कहेवाने लीधे अने हमारुं अंतर हारद न जाणीने अन्य पुरुष संगे गेल करवा लागी अने हमाराथी तोली नहीं रही, मुख बगाडी रही ते पाप वडे मलिन थवाथी विखुटी पडीने बाळपणामा विधवा थई रही छे. अंळथी पस्तावो जे थयो हतो तेथी ए पाछी हमने प्राप्त थई. अने विधवापणामांज रही. एना जन्म साथेज एनी मा कुंवरबाई मरण पामी हती ने परणवा पछी पहेले वर्षेज धणीने खाधो छे, एवीए विखयोगमां जन्मेली छे. नव वर्षनी उम्मरनी ए रांडीरांड पोताना दहाडा महाकष्टे काढती हती, तेने हमे हमारा कामकाज माटे राखी, अने एने तमारे, मर्ण पछी मारा जेटलुंज मान आपवुं; अने एना उदर पोषणनो तमारे बंदोबस्त करवो. प्राणात दुःख थाय तो ते एणे शहन कीधां छे, ने हमारी साथे यात्रामां एवी सारी चाकरी कीधी छे के ते गुणना ओशिंगण थवाशे नहीं. * * * * [1]ज्यारे ए हमने चाणोदमां मळी त्यार पछी हमारे त्यां घरकाम करवाने चाकरी रहेवाने पुछाव्युं, एने पूर्वना दुष्कर्मनी स्मृति थवाथी ने रहेला पाप

[1] અહિંઆં ૧૬ લીટી ગઈ છે.

वाळवा माटे ने परिताप थयो हतो तेना शांतवन माटे एणे हमारी भक्ति राखी छे. श्रीजीबावानी झांखी त्रण त्रणवार हमे एने करावी छे, ने हमारा सुख दुःखनी भागेअण कीधी छे. पूर्व जन्मनो जो हमारे संबंध नहीं होत तो आ सोनीनी जात, हाकाटोका वगरनी बाळरांड, विफरेलुं गोधुं, श्रीमाली ज्ञातवाली हमारे * * * * *[1] श्रीकिशोरलाल महाराजे एने पण मरजाद आपी त्यारे कह्युं छे के, तारो ने एनो मिलाप पाछा सो वर्षे थशे. हवे क्यारे पाछा मळीशुं ते श्रीहरिना हाथमा छे. हमे एने घणुं दुःख दीधुं छे तोहे हमने मुक्या नथी. हमे गाळो भाडता, मारता ते पण एणे सहन कीधु छे. जे दीन जेवी अे परम भक्त छे, अने हमारा भाविक भक्तोमें सहुथी मोटी छे. हमे एनुं कल्याण कीधुं छे तथा एना पाप बाळ्या छे तथा व्रजलल्लना पेरे मुक्ति अपावी छे. एक वखते रतनीये हमारो मोटो द्रोह कीधो हतो. हमे एने आज्ञा कीधी ते एणे पाळी नहोती. पछी जात्रामां * * * * *[2] छायाए रही मने छायामां छा * * * *[3] न थशे. हमे सदा कृपाळुं छीये ते बांहीग्रह्यानी लाज राखीअे छीए. वेलाभाई तथा लक्ष्मीशंकरने हमारो ... कर-वानी छे ते एज के हमारी ओथे ओथे आज त्रीश वरस थई रहेली रतनने * * * *[4] "हमे तो श्रीकृष्णना दास छीए, ते निज स्वरूपमां हमने समावी देशे. * * *[5] ०१ ना फागण वदी १९."

કવિના શિષ્ય ડાહ્યાભાઈએ આ પ્રમાણે રતનબાઇ સંબંધી વૃત્તાંત લખ્યો છે, પણ ડભોઇ ચાણોદના લોકોના મોંની જે વિગત નર્મદાશંકરે લખી છે તે જૂદા પ્રકારની છે. નર્મદાશંકર જણાવે છે કે, પોતાના એક શિષ્યને રતનબાઇ પાસે મોકલી દયાશંકરે પુછાવ્યું કે, "મારા ઘરનું કામકાજ કરવા રહેશે?' રતનબાઇએ જણાવ્યું કે, 'મિથ્યા લોકો મોંફે વગોણુ કરી પિંડી નાંખે, તેથી નહીં રહું.' પણ પાછળથી બીજાઓની સમજાવટથી રતનબાઇ કવિને ત્યાં રહી; અને તે પછીથી તેની પ્યારી થઈ. અને છેક કવિના મરતાં સુધી તેની સાથેજ રહી હતી.

---

૧ અહિંયાં ૧૪ લીટી ગઈ છે. ૨ અહિંયાં ૭ લીટી ગઇ છે.
૩ અહિંયાં દોઢ પાનું રદ છે. ૪ અહિંયાં એક પાનુંજ રદ છે.
૫ અહિંયાં માત્ર દોઢ લીટી રદ છે.

રીતે એનો સત્કાર કીધો, જે એણે માન્ય રાખ્યો તે પરથી મને લાઃ
કે એની અવસ્થા પૈસા સમ્બન્ધી સારી નહિ હોય. મને આગ્રહ કરી
ડભોઇ તેડી ગયો. જ્યાં એની નિત્યની રીતિ આ પ્રમાણેની હત
પ્રભાતમાં પાંચ વાગતાંમાં ઉઠી સ્નાન કરતો, પછી શ્રીનાથજીની છબી
બાળમુકુંદની મૂર્તિની સેવા કરતો તેમાં દશ વાગતા. એની તબીય
સારી નહિ રહેવાથી પિસાબ ઝાડાની હાઝત ઘણી થતી, પણ જે ચા
કલાક સેવામાં ગાળતો ત્યારે જરા પણ ઈજા થતી નહિ. એ સેવા કરત
તે ઠાઠમાઠની નહિ, પણ પૂર્ણ શ્રદ્ધાથી એક લીન થઇને કરતો, ને
વેળાએ કોઈ અડચણ કરતું તો ઘણો ક્રોધ કરી મારવા દોડતો. હતે
અગિયાર કલાક પછી જાતેજ રસોઇ બનાવતો, અને તેનો સરસામા
રતનબાઇ તૈયાર કરીને આપતી હતી, બન્નો સાથે જમવા બેસતા, :
એ એકજવાર ભોજન લેતો હતો. જમ્યા પછી એ એકાંતમાં બેસીઃ
કવિતા ને ગ્રંથ લખતો, ને ત્યાં કોઇને પણ જવાની બંધી હતી. પછ
ડભોઇના કેટલાક લોકો આવતા તે સાથે સાંઝના કીર્તન કરતો, ?
વેળાએ આવો સરસ કવિ એક ગાંડા પેરે ઉઠીને, કૂદીને, નાચીને, તાળોટ
પાડીને, પૂર્ણ પ્રેમથી ગદ્‌ગદિત થઇને, ગાતો ને તેમાં બીજા સૌ પણ
સામેલ થતા હતા. મેં જેટલી વાર જોયું છે તેટલી વાર [illegible] હતું
કે અનેક વેળાએ એની આંખમાંથી આંસુંની ધારા વહેતી હતી,
જોતા દયારામની પ્રેમલક્ષણા ભક્તિ કેવી હતી તેનો ખ્યાલ આવે છે.

"રતનબાઈના સંબધીની હકીકત મેં તમો ભાઇને જણાવી છે. (ઈ. સ.) ૧૮૩૨માં જ્યારે હું પાછો ડભોઈ ગયો ત્યારે રતનબાઇ કવિને ત્યાં રહેતી ન હોતી; ને તેને છ માસ થઈ ગયા હતા. બેએક માસ સુધી તો દયારામે તેની દરકાર કીધી નહિ, પણ પછી એ ઘણો હિઝરાયો, ને રતનબાઇને તેડાપર તેડાં મોકલ્યા, પણ એ આવી નહિ. મારા ડભોઇ જતા કવિ જે કઠણ કાઠીનો હતો તે લેવાઇ ગયેલો ને ઉત્સાહ વગરનો દેખાયો, ત્યારે પુછ્યું કે શું કારણ છે? રાત્રિના વાતમાં વાત કરતા ગદ્‌ગદિત કંઠે કહ્યું કે, 'મેં તો શ્રી કૃષ્ણ સાથે લગ્ન કીધું છે, પણ આ સંસારનો વહીવટ ચલાવવા ને મારૂં કામકાજ કરવા રતન વિના બીજું કોઇ મારૂં સગું સાગવું નથી. ગઈ ચૈત્રપુર્ણિમાએ થોડા સખ્ત શબ્દો મેં કહ્યા ને રતન રીસાઈ ગઇ છે, ને ઘણા તેડાં કરવા છતાં પણ એ આવતી નથી. ચિમનલાલભાઈ, તમો

મારા પરમસ્નેહી છો, તમો રતનનો પાછો મિલાપ નહિ કરાવો? હવે આજથી મેં નિમ લીધો છે કે એના વગર અન્ન પાણી નહિ લઉ.' પ્રેમ ઘેલો કવિ, એ વેળાએ એટલો તો ગદગદિત બની ગયો હતો કે તેનાં જ્ઞાન અને વિચાર તરફ જોતાં કોઇને વિસ્મય થાય. પણ મેં તેને ધીરજ આપી બીજે દિવસે રતનબાઇ, જે પોતાના એક મસીયાઇ ભાઇને ત્યાં જઈ રહી હતી ત્યાં હું ગયો, ને કવિને ત્યા આવવાને સમજાવી. એ કહે એની ગાળો ખાવાને હું નહિ આવું, મેં કંઇ એનો અપરાધ કીધો નથી, પગાર ખાતી નથી, પણ એક ભક્તિભાવથી એની સેવા કરૂં છું, તે શું એની ગાળો ખાવાને? એ દહાડામા દશ વાર ગુસ્સે થઇને રંડા રંડા કહે તે શું એને મોઢે શોભે? આ પ્રમાણે પોતાના મનનો ઉભરો કાઢ્યો ને પછી સારી રીતે રોઇ. મેં સમજાવી કે દયારામભાઈ તારા તરફ સારો ભાવ રાખે છે, ને તારા વિના અન્ન પાણી તજી બેઠા છે, તું ચાલ, એ ઘણો દિલગીર છે. પણ સોનારણે તે વેળાએ કંઈ સાંભળ્યું નહિ. પાછો સાંઝના ગયો ને ઘણી સમજાવી. દયારામને જઇને કહ્યું કે એ નહિ આવે, ત્યારે એ લેવાઇ ગયેલે ચેહેરે બોલ્યો, 'ત્યારે આ દેહ નકામો છે. રતન વગર હું જીવિ શકીશ નહિ' ત્રણ દિવસ સુધી રતનબાઈને સમજાવ સમજાવ કરતાં ચોથે દિવસે એ આવી ને રડતાં રડતા દયારામને પગે પડી, પોતાના અપરાધની માફી માંગી. દયારામ ઘણું રડયો ને રતનબાઇને વચન આપ્યું કે, હવેથી હું તને દુભવીશ નહિ.

"એ પ્રસંગ પછી. દયારામ ને રતનબાઇને કદી રીતે બિગાડ થયો ન હોતો, ઘણા સ્નેહથી સાથે સાથે રહેતાં હતાં. દયારામની તબીયત ઘણી બેહાલ થતી ગઈ, અને રતનબાઇએ એની જેવી રીતે ચાકરી કરી છે તેવી કોઇ પણ ધણિયાણી ધણીની પણ ભાગ્યેજ કરે. કવિની તબીયત દહાડે દહાડે નંખાતી ગઇ તેમ તેમ એની કાર્ય કરવાની શક્તિ મદ પડતી ગઈ. એ વેળાએ રતનબાઇ એને ઉઠાડે, નહવડાવે, પૂજાની સર્વ સામગ્રી કરી આપે, કવિ એને ખાંધે હાથ મુકીને જાય, તેવામાં એક દિવસે દયારામનો પગ સરકયો; એણે ગુસ્સાથી એક મુકી મારી, પણ સજાત રતનબાઇએ તેનું દુઃખ નહિ ગણકારતા, એના પગને જે સેહજ ઇજા થઇ હતી તેના પર પાટાપટ્ટી કીધા.

"૧૮૪૮માં જ્યારે હું પાછો ડભોઈ ગયો ત્યારે દયારામ ખાટલાવશ

હતો, તોપણ એની કાવ્ય કરવાની શક્તિ કમી થઇ નહોતી. નવાં નવાં પદો નિત્ય બનાવતો ને શિષ્યો પાસે ગવડાવતો. હું ગયો ત્યારે ખાટલામાંથી બેઠો થઇ મને ભેટયો ને કહ્યું, 'ચિમનલાલભાઇ, તમારો હું ઘણો ઓશિંગણ છું, તમે બહુ મોટો ઉપકાર કીધો છે, મને આ સંસારમાં રહીને કૃષ્ણ તરફ પ્રેમીલો બનાવનાર તમે છો, તમે મને ફરી વારના લગ્ન કરાવ્યા છે, મેં જો નિમ લીધો નહોત કે કૃષ્ણ વિના બીજુ ગાવું નહિ, તો તમને અમર કરત ! પણ કહો, જે તમને ઇચ્છા હોય તે પૂરી કરૂં. મારી પાસે કૃષ્ણ વિના બીજું કંઈ નથી. શેઠ સાહુકાર કે રાજા રાણાનો હું દાસ નથી, પણ કૃષ્ણ ને આ સસારમા તમારો દાસ છુ. રતન વગર મારો મનખો વ્યર્થ જાત ને માયામા ગુંચવાઈ રહેવાથી મારે પાછા જન્મ મરણના ફેરામાં ભટકવું પડત. તમે મારો આલોક ને પરલોક બંનો સમાર્યા છે. કહો હું શું કરૂં ?' આટલું બોલતાં એ એટલો બધો તો હાંફી ગયો, કે મારે એને ધીરજ આપતા કહેવું પડયું કે, "સ્નેહીનો ધર્મ છે કે સંકટમા સહાય કરવી. ચાણાકયે કહ્યું છે કે મિત્ર તેજ કે જે उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे। राजद्वारे श्मशाने च यस्तिष्ठति सबान्धवः॥ તમો મારા સ્નેહી હોતો ફરીથી પા... [illegible] અને સુખ કરી આપવું એ મારો ધર્મ છેજ." આવુ બોલતા નોહિ. [illegible] એની આખે ઘણુ ઝાખુ દેખાતુ [illegible] કારણ- થોડી વાર કવિ પડયો રહ્યો ગાંઠ ને તાવથી ઘણી પીડા થતી હતી, તેટલું છતા એણે તરતજ બનાવેલું ને આ પદ ગાયું: "હરિ હું શું કરૂં રે મારો માયા ન મૂકે કેડો." પછી પાછો બેઠો થયો ને બોલ્યો, 'ભાઈ, દુનિયામાં સર્વે મિત્રો તારા જેવા નથી. તારા આજના મિલાપથી મને જે આનંદ થાય છે તેનું વર્ણન કરી શકતો નથી, પણ હવે આ આપણી ભેટ છેલ્લી સમજું છું; આ વેળાએ મારી હૃદય પિડાનું વર્ણન કરી શકું તેમ નથી, તેમજ મારી તારા પ્રત્યેની પ્રેમ પિડાનું પણ વર્ણન કરી શકું તેમ નથી તારા વિરહથી મને બાણનો ઘા સળકે તેમ સળકતું હતુ. તમે મારા તો મારા હૃદયની ગુંચ કહું છું. હું ગોપીજન છું, ને મારા લગ્ન કૃષ્ણ સાથેજ થયા છે, એ હવે મને તેડે છે, આ ચારે કોરે તે શ્રીજી આવી બિરાજી રહ્યા છે, તેની આહા ! શી અલૌકીક મૂર્તિ છે! જુઓ તમને દર્શન થાય છે ? એ મને તારો ઉપકાર માનવાની આજ્ઞા કરે છે, કે તુ ન હોત તો હું રવડી મરત. માયાને વશ રહેવાથી ભરતમુનિને જન્મ લેવો પડયો હતો,

પ્રહલાદને પિડા ભોગવવી પડી છે, ધ્રુવને મોક્ષ મેળવવા સકઠ, વેઠવુ પડ્યું છે, તેવા મારા હાલ થતે. હવે મારી માયા મમતા ગઈ છે, મને મોહ નથી, કામ નથી, ઇચ્છા નથી, શ્રી નટવરલાલ વિના અન્યને ચાહતો નથી, હવે તો રાધાનાથને શરણે જવાનીજ ઇચ્છા છે રતને મારી જે સેવા શ્રદ્ધા સહિત કીધી છે તેવી મારી કોઈ કરે તેમ નહોતું શ્રી લાડીલાલે એહને આજ્ઞા આપી છે ને એ પણ મારી પેઠેજ મુક્ત છે. પણ મારા વૈકુંઠવાસ પછી એની સભાળ તારે રાખવાની છે એને દુખ નહિ થાય તેની સંભાળ તારે લેવી એટલી મારી વિનતિ છે." જે દરદોથી એ પિડિત હતો તે દરદોના જોરથી એને વારેવારે ઝાડો પિશાબ થઈ જતો ને, રતનબાઇ વારેવારે એની એડક સાફ કરતી. તે વેળાએ જરા પણ સંકોચ પામતી નહિ. આ વેળા પણ બીછાણામાજ એને ઝાડો થઇ ગયો, ને મને કહ્યું, " હવે તમે દુર જજો, પછી આવજો."

"બીજે દિવસે મારે ભરૂચ આવવુ હતુ ત્યારે પાછો મળવા ગયો, ત્યારે એ મને પ્રેમથી ભેટ્યો ને આંખમાથી આસુ ગળી પડયા મેં કહ્યુ, " તમને પીડા થાય છે તો શુ કામ તસ્દી લો છો " ત્યારે દયારામભાઇએ કહ્યુ કે, " ચિમનલાલ, આ દેહના સુખ દુઃખ દેહે ભોગવવા નહિ જોઇએ ? આ વ્યાધિરૂપ અગ્નિમા એ તપે છે એમ તપતા તપતાં જ્યારે શુદ્ધ થશે ત્યારેજ કૃષ્ણ પોતાના સમીપ તેડશે મારે શું છે ? મને તો કંઇએ દુખ નથી. જે કર્મો કર્યા હોય તેનું ફળ અહિયાજ ભોગવવા વિના છુટકો નથી. મને તો આ પિડા રૂચે છે, એથી હું શુદ્ધ થાઉં છુ." પછી એની રજા લઇને હુ ઉઠયો ત્યારે હાથ પકડી મને બેસાડયો ને કહ્યું 'તારે મારી એક આજ્ઞા માનવી આ મારો ગ્રન્થ વાચજે, એમા ચૌદ રત્નથી પણ વધારે છે અને કૃષ્ણનો સંબંધ છોડીશ નહિ." આ બોલવુ ટુટક હતુ, પણ પ્રેમથી ભરેલુ હતુ મારા તરફના દયારામભાઇના સ્નેહને લીધે છુટા પડતા મારા નેત્ર સજળ થયા હતા.

"૧૮૪૮ પછી દયારામે કવિતા લખી છે તે ઘણીજ થોડી છે, પણ તે અનન્ય ભક્તિભાવથી ભરેલી છે સુરતમા મને ખબર મળ્યા હતા કે દયારામની તબીયત ઘણી કથળી ગઇ છે, અને ૧૮૫૧મા ડભોઈ જવાનો ઇરાદો કીધો, પણ કેટલીક અડચણોને લીધે જવાયુ નહિ. ૧૮૫૨મા, દયારામના મરણ પછી વિશેક દિવસે મને ખબર પડી ત્યારે ડભોઇ ઉપડી ગયો, ને

રતનબાઇ, તથા રણુછોડ તથા વસંતરામ પાસેથી કવિના મરણુ સંબંધી ને મારા છેલ્લા મીલાપ પછીની જે હકીકત જાણી છે તે આ પ્રમાણે છેઃ-

"ડભોઇ હું બપોરના પહોચ્યો, ને મારા મુકામપર અડધો કલાક રહીને રતનબાઇને મળવા ગયો. ત્રણુ વર્ષપર રતનબાઇને જોયલી ને તે વેળા જોઇ, ત્યારે મને વિચાર થયો કે પ્રિય વસ્તુના જવાથી મનુષ્યને પ્યારૂ દેહ સુખ તેની પણુ કાળજી તજી દે છે. એક પથારીપર રતનબાઇ પડી હતી, તે મને જોતા ઉઠીને ઉભી થઇ, ને કોમળ સ્વરે ધાડું રૂદન કરવા મંડી પડી. મેં ઘણી ધીરજ આપી, પણુ એણે કહ્યું, હવે આ દુનિયામાં મારૂં કોઈ સગું કે વહાલું નથી. મારા પરમ ઇષ્ટ દયારામના ગરણુથી હું વનમા વલવલતી, વન વગડે ભમતી ને નિરાધાર થઇ પડી છું. મારી સંભાળ લેનાર કોઇ નથી. આમ બોલીને એ ઘણું રડી હતી. પછી મેં સારી રીતે દિલાસો આપ્યો, તે પછી કવિની માંદગી ને અંતકાળ વેળાએ કંઈ કહ્યું હોય તો તે જાણુવાની ઇચ્છાથી મેં ઘણા સવાલો કીધા જેના ઉત્તર તુટક તુટક મને આપ્યા હતા. તે પછી રણુછોડ તથા વસંરામને મળ્યો હતો, તેઓએ તે વાતમાં વધારો ઘટાડો કરાવ્યો હતો તે સઘળો તમોને અનુક્રમે લખું છું.

"માઘ સુદ ૫-વસંત પંચમીને રવિવારના દયારામની માંદગીમાં સુધારો થયો ને તે રાત્રિના સનેપાતની કંઇક અસર જણાઇ. સાંઝના દૂધ. પીતી વખતે મોંની આકૃતિ પણુ ફરેલી જણાઇ હતી, દૂધ પીધા પછી રતનબાઇને કહ્યું, "રતન, હવે હું શ્રી કૃષ્ણુના ધામમાં વસવાને નકી જઇશ. તારે કોઈ વાતની ચિંતા કરવી નહિ મારો વાસ ગોલોકમાં છે, જ્યાં સર્વે ગોપી સંગે પરમાત્માં અખંડ રાસક્રીડા કરે છે, ત્યાં હું કૃષ્ણુની ચર્ણુરજ શિશપર ચઢાવવામાં પહેલો થઈશ. મને જે વ્યાધિ હતો તે વલ્લભ, જે પ્રીય શ્રી કૃષ્ણુ, તેના વિયોગનોજ હતો, તેના વિનાના આ સર્વે ઉચ્છિષ્ટ પદાર્થો મને રૂચતા નહોતા; પણુ સુઇષ્ટ વસ્તુના સમાગમથી મને ઘણો આનંદ થશે. આ દેહ કોઇ કાળે પણુ પડવાનો હતોજ, પણુ વહેલો પડવાથી પ્રિય નટવરલાલના દર્શનનો લાભ વહેલો થશે. ભજન કર, ને લાડીલાના ગુણુ ગા. તારો પણુ વાસ ગોલોકમાંજ થશે." એમ કહીને, "હે હરિ હું તો હાર્યાં હાર્યો'નું પદ ગાયું. એ વેળાએ એમને અથાક તાવથી વેદના થતી હતી. એટલામાં રણુછોડ તથા વસંતરામ

આવ્યા. વસંતરામને કહ્યું તંબુરો લઇ વગાડ; ને રણછોડ ગાશે. રણછોડે સુલલિત વાણીમાં કેટલાક ભક્તિ વૈરાગના પદો ગાયાં, ને વસંતરામે તેટલીવાર તંબુરો વગાડયો. જોશ થઈ આવવાથી પથારીમાંથી બેઠા થઇ, એણે તંબુરો વગાડવા માંડ્યો, ને જુસ્સામાં આવીને "વ્રજ વાહાલુંરે વૈકુંઠ નહિ આવું" તે પદ પથારીમાં ચાલા કરતા ગાયું; પણ તેમાં લહડવાથી એ પથારીમાં પડી ગયા, ને ઘડીક સુધી બેભાન અવસ્થામાં પડી રહ્યા. તે આખી રાત્રિના રણછોડ તથા વસંતરામ તેમની પાસેના પાસેજ બેસી રહ્યા હતા.

બીજે દિવસે—માઘ સુદ ૬ ને સોમવારના પ્રભાતમાંજ દયારામ જાણે કેવળ નિરોગી હોય તેવી અવસ્થામાં જાગૃત થયો, ને વસંતરામને કહ્યું કે સ્નાન કરાવ. વસંતરામે નાપાડી, ત્યારે ઘણો ઘુસ્સે થઇ ગયો, ને કહ્યું, "ચાલ નિકળ, તારા જેવા અવિવેકી શિષ્યનો મને ખપ નથી." પછી વસંતરામ તેમની પાસે ગયો, પણ તેને હાથે સ્નાન કરવાની નાપાડી. ઘેલાભાઇ અમીન આવ્યા ત્યારે તેઓએ સ્નાન કરાવ્યું, ને એક કલાક સુધી સારી રીતે બાળમુકુંદની મૂર્તિની પૂજા કીધી, ને કીર્તન કીધાં. બપોરના ઘેલાભાઇ અને વસંતરામ એક વૈદ્યને તેડી લાવ્યા, ને ઔષધ કરવાને વિનવણી કીધી. ત્યારે દયારામભાઇએ તેઓને કહ્યું કે "જો ઔષધ ઉપચારથી મરણ ભય ટળતું હોય તો સર્વ કોઈ તેનું સેવન કરે, પણ એ ઔષધ મને શું કારગત લાગશે. અલ્યાઓ, તમે મારી પાસે રહ્યા છતા કેમ ભૂલાવામાં પડી રહ્યા છો? આ દેહને તેના દુષ્કૃત્યના ફળ નહિ ભોગવવા દેવા જોઇયે? દેહના સુખદુઃખો દેહને ભોગવવા જોઇયે, ને તે ન ભોગવે તો શું અમરજીવ તે ભોગવશે કે? વૈદરાજ, ચાલો મારી સાથે ને આ હોળીના દિવસ છે તો ભજન કરો, જેથી કદાપી મને ભજન કરવા માટેજ રાખવાની શ્રીકૃષ્ણની ઇચ્છા હશે તો આ તાવની પીડા મટશે" એટલું બોલતા તો એ બેઠા થઇને તંબુરો લઇને વગાડવા મંડી પડયો, ને રણછોડ ગાવા લાગ્યો, તે વેળા જાણે કંઇ રોગ નહિ હોય તેવો એ જણાતો હતો. રાત્રિના સઘળા શિષ્યો દયારામના ખાટલા પાસે બેઠા હતા, તેમાં ઘેલાભાઇ, ડાહ્યાભાઇ, લલુભાઇ, અમૃતરામભાઇ, જોષી ગીરજાશંકર, મોહનભાઇ પાટીદાર, પ્રીતમલાલ ઝારોલો, અને બીજા પંદરેકને આસરે હતા. તે વેળાએ રણછોડ ગાતો ને દયારામભાઇ તેના ઘણા વખાણ કરતા હતા.

માઘ સુદ ૯ બુધવારે બપોર સુધી દયારામને કશી પિડા જણાતી નહોતી પણ સારણગાંઠ ને અંડવૃદ્ધિની પીડાથી એનાથી બરાબર ઉઠાતું નહોતું અને ભગંદરને લીધે જે કંઇ ખાવામાં આવતું તે સોસરૂં પેટમાંથી બહાર નિકલી જતું હતું. માત્ર વસંતરામ પાસે હતો. રતનબાઇ બેઠી બેઠી રડતી હતી તે દયારામના માથા તરફ બેઠી હતી. નહિ સુવાયાથી દયારામને બારીએ બેસાડયો, ત્યારે એ ઈંટ—જે બાંગેલી હતી તેને એ જોયા કરતો હતો, જે એટલી બધીવાર સુધી એકી નજરે જોતો હતો કે બે ત્રણવાર વસંતરામે પુછ્યું કે, આપ શું જુવો છો? ત્યારે દયારામે કહ્યું, જેવી આ ઢેકાળાની અવદશા છે તેવી મારા કાવ્યની અવદશા થશે. આ જો કે એ ઢેકાળો છ માસ થયા અહિંઆનો અહિંઆ પડયો છે, પણ તેનામાંથી કરગસ કરગસ ખરતી જઇને આજે એ મોટો છતાં સુક્ષ્મ થઇ ગયો છે. શ્રી કૃષ્ણની અનંત કૃપાથી કરેલી મારી કવિતાના પણ તેવાજ હાલ થશે. આજે એ મોટા ગ્રંથોમાં રહી છે, પણ તે વહેંચાઇને, બગડીને, છિન્ન ભિન્ન થઈ જશે તેનો મને મોટો શોક થાય છે. વસંતરામે કહ્યું કે આપ તેની ચોંચના નહિ કરો, આપણી પ્રસાદી તો લોકો ઉમંગથી વધાવી લેશે. આપે જે ઉપકાર લોકોપર કીધો છે તે કોઇ ભુલી જશે નહિ, ને મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આપના ગ્રંથો હું સાચવી રાખીશ. કવિએ કહ્યું, પણ તું ~~કેટલા વર્ષ જીવિશ? તારા મરણ~~ પછી શી દશા થશે તે કોણે જાણે છે. આ વેળા તાવની પીડાથી દયારામ ઘણો પીડાતો હતો, પણ ઘાડા ધૈર્યથી, ગમેતેવી પીડાને પણ એ ગણકારતો નહિ. ને શ્રી કૃષ્ણ કૃષ્ણના નામનું ઉચ્ચારણ કર્યા જતો હતો.

માઘ સુદ ૧૦ ને ગુરૂવારે અંડવૃદ્ધિમાં કળતર થવાથી એ આખો દહાડો પડી રહ્યો હતો.

માઘ સુદ ૧૧ ને શુકરવારે, રાત્રિના રહેલા રણછોડે દયારામને સ્નાન કરાવ્યું, ને પ્રથમ એણે પાએક કલાક પૂજન કીધા પછી વધારે વાર બેસાયું નહિ, ત્યારે રણછોડને પૂજા કરવાની સોંપી, એ જઇને સુતો હતો. રતનબાઈ એની પાસેની પાસે હતી. એ વેળાએ એના બે પિત્રાઇઓ ખબર લેવાને આવ્યા હતા, તેઓ સાથે થોડીક વાર વાતચિત કરી, અને તેઓને કહ્યું કે, મારો અવશાન કાળ સુધારજો આ જીવને તો કશી રીતે લેવા દેવા નથી, તે બળે કે વનવગડામાં રઝળે તેમે નથી, તે તો તેના સુકૃત દુષ્કૃત્યના ફળ ભોગવવાને જ્યાં જવાનો છે ત્યાં જશે, પણ

દેહને તેમો ધર્મે પહોચાડવો. જોઇએ મારો અગ્નિસંસ્કાર ને મૃત્યાદિ ક્રિયા તમો મારી રીતે કરજો. મારી પાસે કંઇ પુંજી નથી કે જે તમોને આપું, પણ તમો ઉજળા મગા છો તો મારી અવશાન દશા સુધારશો." તે પછી એક પિત્રાઇ વેણીરામે કહ્યું કે, "તમો તો આપણા કુળમાં રત્ન જેવા છો, તમારી આજ્ઞા હશે તો હું સર્વે ક્રિયા કરીશ" એ વેળાએ રણછોડ પુજા કરીને આવ્યો ને કવિનો પગ ધોઇને ચર્ણોદક પીધું, તે જોઇને તે પિત્રાઇઓ ઘણા લજવાઇ ગયા તેમના ગયા પછી રણછોડ ને ઘેલાભાઈ પાસે બેઠા, રણછોડે પુછ્યું કે આપની આજ્ઞા હોય તો હમે પાદુકાનું પુજન કરીએ, ને પંથ ચલાવીએ દયારામે કહ્યું, "અલ્યા ગાંડા, હું તે કોણ ગણતીમાં કે મારી પાદુકા પુજાય શ્રીકૃષ્ણ પરમાત્માની પાદુકા નથી પુજાઇ તો તેના ચરણની રજની રજ તેની પાદુકા પુજવી એ ઘેલાપણુ છે. હવે મારી ઘડિ ઘડી ગઇ છે, ને તને જે આજ્ઞા કરૂ છુ તે એટલીજ કે તારે મારા પદો ગાવા ને લોકોમા કૃષ્ણની પ્રીતિ કરાવવી મે આખા હિંદુસ્તાનમા ડંકો કીધો છે, ને હવે મારે જન્મવુ કે મરવુ નથી, મારો મનખો સફળ થયો છે આ નરદેહ ધારણ કરવાનું મેં સાર્થક કીધું છે. તારે મારા પદો ગાવાનોજ ધંધો કરવો, બીજો નહિ કરવો આ મારા ગ્રન્થો તને વારસામા આપુ છુ, ને આ મારો તંબુરો વસન્તરામે લેવો, જેઓ આ ગ્રન્થોનું હારદ સમજે છે તેને એ કરોડોની કિમ્મતના છે, પણ જે હારદ નથી સમજતો તેને એ કોડીના છે મારી આજ્ઞા એજ છે કે મારા પદો ગાવાનોજ તારે ધંધો કરવો, જા તારી પણ નામના થશે" પછી પોતાની પાસેના ગ્રંથો મગાવી રણછોડને આપ્યા તેટલામા વસન્તરામ આવ્યો, તેને તંબુરો આપ્યો જે તેણે રડતા રડતા લીધો રાત્રિના સઘળા શિષ્યો દયારામની પાસે બેઠા હતા, ત્યારે ઘણે ધીમે સ્વરે ( કેમ કે એ દિવસે તાપનુ જોર ઘણુ હતુ ) કહ્યુ, "મારી અવશાન ક્રિયા જેમ હું કહુ છુ તેમજ કરો, તેમા જરા પણ ફેરફાર કરતા નહિ હું શ્રી વૃન્દાવનથી રમણરેતી લાવ્યો છુ, ને જમનાજીનો પણ લાવ્યો છું તે મારી પેટીમા છે, તથા શ્રીનાથજી ગાવાના બળદોનુ ગોબર લાવ્યો છુ, તે પણ તેમા છે તેની બારીક ભુકી કરાવજો હું અસાવધ થાઉ તે પહેલાં મને જમનાપાન ગંગાસ્નાન કરાવીને શુદ્ધ કરજો, ને ગોપીચંદન મારે અંગે લગાડજો. આ દેહને મુકીને જીવ, પરમાત્માની સમક્ષ જાય તે પછી

માઘ સુદ ૯ બુધવારે બપોર સુધી દયારામને કશી પિડા જણાતી નહોતી પણ સારણગાંઠ ને અડવૃદ્ધિની પીડાથી એનાથી બરાબર ઉઠાતુ નહોતું અને ભગંદરને લીધે જે કંઇ ખાવામા આવતુ તે સોમરૂ પેટમાથી બહાર નિકલી જતુ હતુ. માત્ર વસતરામ પાસે હતો. રતનબાઇ બેઠી બેઠી રડતી હતી તે દયારામના માથા તરફ બેઠી હતી. નહિ સુવાવાથી દયારામને બારીએ બેસાડયો, સારે એક ઈંટ–જે ભાગેથી હતી તેને એ જોયા કરતો હતો, જે એટલી બધીવાર સુધી એકી-નજરે જોતો હતો કે બે ત્રણવાર વસતરામે પુછ્યુ કે, આપ શું જુવો છો ? સારે દયારામે કહ્યુ, જેવી આ ઢેકાળાની અવદશા છે તેવી મારા કાવ્યની અવદશા થશે. આ જો કે એ ઢેકાળો છ માસ થયા અહિંઆનો અહિંઆ પડયો છે, પણ તેનામાથી કરગસ કરગસ ખરતી જઇને આજે એ મોટો છતાં સુક્ષ્મ થઇ ગયો છે. શ્રી કૃષ્ણની અનત કૃપાથી કરેલી મારી કવિતાના પણ તેવાજ હાલ થશે. આજે એ મોટા ગ્રંથોમા રહી છે, પણ તે વહેંચાઇને, બગડીને, છિન્ન ભિન્ન થઈ જશે તેનો મને મોટો શોક થાય છે. વસંતરામે કહ્યું કે આપ તેની સોચના નહિ કરો, આપણી પ્રમાદી તો લોકો ઉમંગથી વધાવી લેશે. આપે જે ઉપકાર લોકોપર કીધો છે તે કોઇ ભુલી જશે નહિ, ને મારા દેહમા પ્રાણ છે સા સુધી આપના ગ્રંથો હુ સાચવી રાખીશ. કવિએ કહ્યુ, પણ તુ કેટલા વર્ષ જીવિશ ? તારા મરણ પછી શી દશા થશે તે કોણે જાણે છે. આ વેળા તાવની પીડાથી દયારામ ઘણો પીડાતો હતો, પણ ધાડા ધૈર્યથી, ગમે તેની પીડાને પણ એ ગણકારતો નહિ. ને શ્રી કૃષ્ણ કૃષ્ણના નામનું ઉચ્ચારણ કર્યા જતો હતો.

માઘ સુદ ૧૦ ને ગુરવારે અંડવૃદ્ધિમા કળતર થવાથી એ આખો દહાડો પડી રહ્યો હતો.

માઘ સુદ ૧૧ ને શુકરવારે, રાત્રિના રહેલા રણછોડે દયારામને સ્નાન કરાવ્યું, ને પ્રથમ એણે પાએક કલાક પૂજન કીધા પછી વધારે વાર બેસાયું નહિ, સારે રણછોડને પૂજા કરવાની સોપી, એ જઇને સુનો હતો. રતનબાઈ એની પાસેની પાસે હતી. એ વેળાએ એના બે પિત્રાઇઓ ખબર લેવાને આવ્યા હતા, તેઓ સાથે થોડીક વાર વાતચિત કરી, અને તેઓને કહ્યુ કે, મારો અવશાન કાળ સુધારજો આ જીવને તો કશી રીતે લેવા દેવા નથી, તે બએ કે વનવગડામા રઝને તેમે નથી, તે તો તેના સુકૃત દુષ્કૃતના ફળ ભોગવવાને જ્યા જવાનો છે સાં જશે, પણ

દેહને તમો ધર્મે પહોંચાડવો જોઇએ. મારો અગ્નિસંસ્કાર ને મૃત્યાદિ ક્રિયા તમો સારી રીતે કરજો. મારી પાસે કંઇ પુંજી નથી કે જે તમોને આપું, પણ તમો ઉજળા સગાં છો તો મારી અવસાન દશા સુધારશો." તે પછી એક પિત્રાઇ વેણીરામે કહ્યું કે, "તમો તો આપણા કુળમાં રત્ન જેવા છો, તમારી આજ્ઞા હશે તો હું સર્વે ક્રિયા કરીશ" એ વેળાએ રણછોડ પુજા કરીને આવ્યો ને કવિનો પગ ધોઇને ચર્ણોદક પીધું. તે જોઇને તે પિત્રાઇઓ ઘણા લજવાઇ ગયા. તેમના ગયા પછી રણછોડ ને ઘેલાભાઈ પાસે બેઠા. રણછોડે પુછ્યું કે આપની આજ્ઞા હોય તો હમે પાદુકાનું પુજન કરીએ, ને પંથ ચલાવીએ દયારામે કહ્યું, "અલ્યા ગાંડા, હું તે કોણ ગણતીમા કે મારી પાદુકા પુજાય. શ્રીકૃષ્ણ પરમાત્માની પાદુકા નથી પુજાય તો તેના ચરણની રજની રજ તેની પાદુકા પુજવી એ ઘેલાપણું છે. હવે મારી ઘડિ ઘડી ગઇ છે, ને તને જે આજ્ઞા કરૂં છું તે એટલીજ કે તારે મારા પદો ગાવા ને લોકોમા કૃષ્ણની પ્રીતિ કરાવવી. મેં આખા હિંદુસ્તાનમા ડંકો કીધો છે, ને હવે મારે જન્મવું કે મરવું નથી, મારો મનખો સફળ થયો છે. આ નરદેહ ધારણ કરવાનું મેં સાર્થક કીધું છે. તારે મારા પદો ગાવાનોજ ધંધો કરવો, બીજો નહિ કરવો. આ મારા ગ્રન્થો તને વારસામા આપુ છુ, ને આ મારો તમ્બુરો વસન્તરામે લેવો. જેઓ આ ગ્રન્થોનું હારદ સમજે છે તેને એ કરોડોની કિમ્મતના છે, પણ જે હારદ નથી સમજતા તેને એ કોડીના છે. મારી આજ્ઞા એજ છે કે મારાં પદો ગાવાનોજ તારે ધંધો કરવો, જા તારી પણ નામના થશે." પછી પોતાની પાસેના ગ્રંથો મંગાવી રણછોડને આપ્યા. તેટલામા વસન્તરામ આવ્યો, તેને તંબુરો આપ્યો જે તેણે રડતા રડતા લીધો. રાત્રિના સઘળા શિષ્યો દયારામની પાસે બેઠા હતા, ત્યારે ઘણે ધીમે સ્વરે ( કેમ કે એ દિવસે તાપનું જોર ઘણું હતુ ) કહ્યું, "મારી અવસાન ક્રિયા જેમ હું કહુ છું તેમજ કરો, તેમા જરા પણ ફેરફાર કરતા નહિ. હું શ્રી વૃન્દાવનથી રમણરેતી લાવ્યો છું, ને જમનાજીનો પણ લાવ્યો છું તે મારી પેટીમા છે, તથા શ્રીનાથજીબાવાના બળદોનુ ગોબર લાવ્યોછું, તે પણ તેમા છે. તેની બારીક ભુકી કરાવજો. હું અસાવધ થાઉ તે પહેલા મને જમનાપાન ગંગાસ્નાન કરાવીને શુદ્ધ કરજો; ને ગોપીચંદન મારે અંગે લગાડજો. આ દેહને મુકીને જીવ પરમાત્માની સમક્ષ જાય તે પછી

એ રમણરેતી, જમનાજીનો પણો ને ગોવરના ભુકાને એકઠો કરીને તેની લોંય કરજો, તે સકળ તિર્થનાં જળની ભરેલી સીરોઇ છે તેમાંનું જળ છાંટજો, ગોપીચંદનનો ભુકો ભભરાવજો, ને તુલસીકાષ્ટ તથા પાંદડાં પાથરી, તે પર આ દેહને સુવાડજો. મારો ઓચ્છવ કરજો, કોઇપણ રડતા નહિ, ને જે રડશે તે અમારો શિષ્ય નહિ. અલ્યાઓ, મે કૃષ્ણને ગાઇને નામના મેળવી છે, તે કૃષ્ણ પાસે જાય તેને માટે રડવુ શું? મારા પિત્રાઇ વેણીરામને મારી અગ્નિસંસ્કારાદિ ક્રિયા કરવા દેજો, ને આ દેહની ઠાઠડી, આનંદ ને ઉમેગથી લઇ જજો. ને જે મારા પરમ શિષ્યો છે તેઓ શાસ્ત્રના વચન પ્રમાણે એકેક પ્રાણપોક મુકજો. શ્રીનાથજીબાવાની પ્રસાદી કરાવલી કંઠી છે તે મારા કંઠમા આરોપજો. એટલી મારી આજ્ઞા તમારે સર્વે પાળવી. મારા મરણ પછી સૌ શિષ્યોએ ત્રણ દિવસ સુધી ભજન કીર્તનજ કરવા."

માધસુદ ૧૨ ને શનિવારના પ્રભાતના ઘેલાભાઈ અભિન, પોતાને ઘેરથી એક સારી શાલ લઇ આવ્યા. આશાલ જોઇને દયારામે પુછ્યું "એ શુ છે" ઘેલાભાઇએ પગે પડીને કહ્યું કે "મારી એક વિનતિ છે. આપના દેહપર ઓઢાડવાની આ શાલ છે, તેની મને આજ્ઞા આપશો." થોડી વાર સુધી દયારામ કંઈ બોલ્યો નહિ, પણ થોડી વાર પછી કહ્યું, "ઘેલાભાઈ, તારી છેલ્લી માંગણી હુ સ્વીકારૂ છું. પણ આ દેહને એવા ઠાઠની શી જરૂર છે? એ તત્વ વિનાનો જડ તેને એ વૈભવ ન શોભે. જા તારી ઇચ્છા પ્રમાણે કરજે." આજે તાપ ને ભગંદરનું જોર ઘણું હતુ, પણ તે છતાં પદો ગાવામાં ને ગવડાવવામા એ વારે વારે લીન થઇ જતો હતો. ઘડીમાં ઝબકી ઉઠતો ને "જે શ્રી કૃષ્ણ, પરમાત્મા પધાર્યા છે, રાધાજી જોડે છે, આ વિમાન આવ્યું છે તે આજ્ઞા કરે છે કે ચાલ. હવે જઇશું." એમ કેટલીક વાર એ બોલતો હતો.

માધ સુદ ૧૩ ને રવિવારનો આખો દિવસ એ પિડાતો રહ્યો હતો. પણ એની સ્મરણ શક્તિ જરા પણ ઓછી થઇ નહોતી. શિષ્યો સાથે સારી રીતે વાતચિત કરી હતી. મને વસતરામે જણાવ્યું કે, એ દહાડે રણછોડની ખાધે હાથ મુકીને બાળમુકુંદની મૂર્તિના દર્શને ગયો હતો તે ટાંકણે એ તે મૂર્તિમા એવો તો લીન થઇ ગયો હતો ને કેટલીકવાર જાણે એ વાતચિત કરતો હોય ને સાક્ષાત્ મૂર્તિ બોલતી હોય તેમ જણાતુ

હતું. એ તાવના જોરે પીડાતો, ને તેવી વેળાએ ઘેલાભાઇ ઔષધને માટે આગ્રહ કરતા, પણ એ એટલુંજ બોલતો કે કૃષ્ણ કૃષ્ણ કહો, જરા જમનાપાન લાવો, સૌ સારૂં થશે.

માઘ સુદ ૧૪ને સોમવારે સ્નાન કર્યા પછી રણછોડને બોલાવી કહ્યું કે 'હું લખાવું તે લખ.' તે પછી "શરણ પડયો છું રે, શ્રી હરિ"નું પદ સુતાં સુતાં લખાવ્યું. તે પછી બપોરના બાર કલાકે થોડુંક દૂધ લીધું, ને મુખવાસ લીધો, તે પછી "દર્શન દોનીરે દાસને" એ પદ ગાઇને ઉતરાવ્યું. દયારામની છેલ્લામાં છેલ્લી કાવ્યકૃતિ એજ બે પદ છે. એ પછી રણછોડ, વસંતરામ ને રતનબાઇના કહેવા પ્રમાણે એકે નવી કવિતા રચી નથી. સાંઝના વસંતરામને કહ્યું કે આજે તંબુરો લઇને મને લાડીલાના પદો સંભળાવ. રણછોડે સુરદાસના એકાદ બે પદ ગાયાં, તે પછી "જીવા ગાફલ મત સોના બે,"નું પદ ગાયું. ત્યારે દયારામે કહ્યું, રણછોડ, હવે આ જીવ ગાફલ નથી સુતો, પણ જાગ્યો છે. આવતે આઠે દહાડે એ જાગતો થશે, ને ગાફલપણું છોડી દેશે. તને રગ છે, તે મને વખતસર ઠીક ચેતાવ્યો. હજી શ્રી કૃષ્ણની કીરત ગાવાનો ભાવ હતો, પણ હવે આ જીવ જાગૃત થયો છે, ને તે ભાવ આ સંસારમાં રહીને કીરતન ગાવાનો ગયો હવે તો વૈકુંઠમાં કીરત ગાઇશું. એ આખી રાત્રિ એ સારી રીતે નિદ્રા લઈ શકયો હતો.

માઘ સુદ ૧૪ ને મંગળવારનો આખો દહાડો આરણગાડથી ને ઝાડાથી એ પીડાયો હતો, પણ પુરતી શુધ્ધિમાં હતો. એ દિવસે રતનબાઇને દિલાસો આપ્યો હતો.

માઘ સુદ ૧૫ ને બુધવારથી એની ચેતના શક્તિમંદ પડી હતી. એ આખો દિવસ તો એ ઘણુંજ થોડું બોલ્યો હતો, ને દૂધ વગર બીજા કશાનો અહાર નહોતો. પણ દહાડામાં ત્રણવાર જમનાપાન કીધું હતું. રાત્રિનાં રણછોડ, ડાહ્યાભાઇ, વસંતરામ, ઘેલાભાઇ પાસેના આસેજ હતા, તેઓને કહ્યું કે આજનો દહાડો પણ ગયો. કૃષ્ણ હજી પણ તેડવાનો વિલંબ કરે છે.

માઘ વદ ૧ ને ગુરૂવાર તથા ૨ ને શુકરવાર, એ બંનો દિવસ તદન ચેતના રહિત બેભાનજ પડ્યો રહ્યો હતો. એ આખો દિવસ ઝાડા પણ થયા હતા, પણ રાત્રિના તદન બંધ પડી ગયા હતા.

માઘ વદ ૩ ને શનિવારે ઘેલાભાઇએ આગ્રહ કરીને પુણ્ય નિમીતે રૂપિયા દોઢસો ખરચ્યાં હતાં, એ રૂપિયા એના શિષ્યોએજ આપ્યા હતા. એ વેળા એ તદન બેભાનજ રહ્યો હતો, અને જ્યારે સ્નાન કરાવ્યું ત્યારે એ ઘડી ઝંપાઈ ગયો હતો.

માઘ વદ ૪ ને રવિવારનો આખો દિવસ બેભાનજ રહ્યો હતો, પણ છેક સંધ્યાકાળે એકાએક "રાધે કૃષ્ણ રાધેકૃષ્ણ ગાય લહેરી હો," એમ ગાવાના આવેશમાં એ એકદમ તટાર થઈ ગયો હતો. આસપાસ બેઠેલાઓને સ્વરથી પિછાણ્યા હતા, પણ નેત્રમાં તેજ હોય તેવું જણાતું નહોતું. એમની આંખે તો દશ વર્ષ થયા ઘાણુ હતું, પણ અંધારામાં થોડું ઘણું દેખાતું હતું. આજે તેવું કંઈ દેખાયું નહોતું. રાત્રિના સાત કલાકે આ શ્રીજીબાવા પધાર્યા છે, આ શ્રી કૃષ્ણજી કંસને જુએ છે, એમ બોલ્યા હતા. ઘણીકવાર સમજણ નહિ પડે તેવું બોલાતું હતું. આખી રાત્રિ જાણે ઘાડ નિંદ્રામાં હોય તેમ ગાળી હતી. રતનબાઈ ને રણછોડ કહે છે કે એ તો કૃષ્ણ મૂર્તિમાં લીન થઈ ગયો હતો.

માઘ વદ ૫ ને સોમવારના પ્રભાતના પાંચ વાગતાથી શરીરના પછાડા મારતા હોય તેમ જણાતું હતું, પણ પોણો કલાક પછી તે સૌ સમજી ગયું હતું. આઠ કલાકે પાંચ દશ મિનીટના ... ઇ ગયા હતા, ન ગાયના છુટયાની વેળાએ, પ્રભાતના પહેલા પહોરના, ગુજરાતનું રત્ન અને ઉદ્ધનો પ્રેમીલો કવિ, જાણે ઘાડ નિંદ્રામાં પડ્યો હોય તેમ, કંઈ પીડા વગર, આ ક્ષણુભંગુર દેહનો નિત્યનો ત્યાગ કરી, અવિનાશી સુખ સેવાને માટે ગયો. તે વેળાએ નવનો સમય થયો હશે. એના મરણુની ખબર સાંભળીને સઘળા શિષ્યો ચાલ્યા આવ્યા હતા, તેમાં મોટો ભાગ શોકગ્રસ્ત થયો હોય તેવો જણાતો હતો. તમો લખો છો તેમ તે વેળાએ એમનું વય ૭૫ નું નહિ, પણ ૮૫ નું હતું.

દયારામની સૂચના પ્રમાણે રમણરેતી, જમનાપણો ને શ્રીનાથજીના બળદના ગોવરની ભોંય કરી હતી, ને તેપર સકળ તિર્થનું જળ સિંચવામાં આવ્યું હતું.. વસંતરામે મને જણાવ્યું હતું કે એ જળમાંથી એવો મઘમઘાટ નિકળતો હતો કે જાણે તેમા અત્તર રેડ્યું હોય. બાર કલાકે એના ન્યાતિલાઓ તથા ડભોઇના ૧૫૦ થી ૨૦૦ માણસો, આ રત્નરૂપ કવિની ઠાઠડીને સ્મશાનમાં લઈ ગયા હતા.

દયારામના મરણ પછી રતનબાઈની સ્થિતિ ઘણી ખરાબ થઈ ગઇ . એને, દયારામના પિત્રાઇઓમાનો એક, જે ઘણો લુચ્ચો છે તે ણો પીડવા લાગ્યો, ને કવિએ, જે થોડાક પૈસા આપ્યા હતા તેમાંથી ણ થોડાક પડાવી ગયો છે."

કવિની અવસાન અવસ્થાનો ઉપલો જે વૃત્તાંત મી૰ ચિમનલાલે આપ્યો , તે ઘણો ઉપયોગી છે. આખી જીંદગી રંગમાં કવિયે ગાળી હોય તો મેની અવસાન વેળા ઉત્તમ જાય નહિ, પણ બાળવયમાં જે કૃત્યો રેલાં તેજ, પણ પાછળથી એની વૃત્તિ કૃષ્ણમાંજ લીન હતી, એમાં શક થી. કવિ દયારામે સંવત ૧૯૦૮ ના, માઘ વદ ૫ ને સોમવારે તા૰ મી ફેબ્રુવારી ૧૮૫૨ ના પ્રભાતના નવ કલાકે દેહ મુકયો હતો. આ માણે ગુર્જર પ્રજાના એક પ્રેમીલા, કોડીલા, રસીકડા કવિની અંતઃકાળ મવસ્થા પૂર્ણ થઈ છે. કવિ દયારામ એ ગુજરાતનું મ્હોરૂ ને ભાષાનું નાક તો, ને તેની બાનીની બલિહારી ઠેઠ હિંદુસ્તાન સુધી ગવાઈ રહી હતી.

---

મધ્ય કાળના—અવાર્ચીન કવિયોમાં દયાશકર છેલ્લો, રસિક ને પુરાણી લીપર કાવ્ય લખનારો કવિ થઈ ગયો છે. પ્રેમાનંદ, સામળ, નરસિંહમેહેતાદિ વિશેષના—વર્ગમાં મુકવા યોગ્ય આ કવિ રત્ન ગુર્જર પ્રજાનું મ્હોરૂ હતો, ને એ વ્યમાં એવો ઉત્તમ હતો કે, ગૂજરાતના ચોખુણમાં એની બાની ઝળકી રહી છે.

મિ. ચિમનલાલના કહેવા પ્રમાણે કવિ દયારામ પાતલો, પણ ભ- ાઉ માંસલ હતો, મોઢુ લાંબુ, નાક સિધું અણિયાળું, આંખ ઝીણી પણ ચિળ, કપાળ બહાર પડતું, મૂછ ભરાઉ વાકડી ને રંગે ગોરો હતો. એ અતિ ાજુક ને ચાલચલગતમાં સખીભાવવાળો હતો. લુગડાં લત્તાં પહેરવાનો ોરો ભારે હતો, ને સાહેદારાની કહેતી પ્રમાણે-"સાહેદરા કેમ જાણિયે? ંચી પાઘડીયે; ઘોડે બેસી જાય ચાકરી, ને જમે દાયડિયે." એ સર્વે ગુ- ણોથી એ પૂર્ણ હતો. લાલ લોહીના રંગ જેવી પાઘડી, અમદાવાદી રેશમી ારના ઝીણાં ધોતિયાં, મલમલના તસતસતાં ને ઝીણી કારીગીરીવાળા— ેમાં ગળે કઠી, પીઠે ને બાયે કારીગીરી, તેવો અંગરખો, ખભે પટો, ભરેલા જોડા એ એનો નિત્યનો પોશાક હતો. છેલાણીની ર્વે રીતે એનામાં વસેલી હતી, ને નિત્યના ૩૦-૪૦ પાનની પટ્ટીથી એના ંઠ હંમેશાં રાતાબીંબ જેવા રહેતા હતા. ૪૦ વર્ષની વયનો થયો ત્યાં સુધી

છેલપણું સારી રીતે રાખ્યું હતું, પણ જેમ જેમ વયે પહોચતો ગયો તેમ તેમ, અને કેટલીક ઠોકરો ખાધા પછી, અથવા તો ધર્મનો રંગ સારી રીતે બેસ્યા પછી એ ગંભીર ને ધર્મ ઘેલો બન્નો હતો. ૩૦ વર્ષ સુધી તો ધોતિયાંની પાટલી ચીપતાં અડધો કલાક થતો ને દરજી મનમાન્યો અંગરખો શીવી લાવ્યો નહિ હોય તો તેના બોગ ફરી વળતા. તેમ સારા અંગરખાની શીલાઇ એ ત્રણ ત્રણ રૂપિયા સુધી આપતો; એવો એ પહેરવે શોખીન હતો. એક વખતે ઢાકાની ઉંચી મલમલનો અંગરખો શીવવાને દરજીને આપ્યો. શીલાઇ તો મનપસંદ હતી, પણ ખભેથી તંગ પડયો, તે માટે દરજીનો ઝાડીયો કાઢવા માંડયો. દરજીએ કહ્યું તમે કુંડા જેવા થયા તેથી અંગરખો તંગ પડ્યો, મેં તો માપ પ્રમાણે શીવ્યો છે. આ સાંભળતા એને ઘણો ક્રોધ ચઢ્યો, ને પાસે પડેલો કલમદાન તેનાપર છૂટો ફેંક્યો, જે બયથી દરજી નાઠો તે છ માસ સુધી શીલાઈના પૈસા લેવા સરખો આવ્યો નહિ, એવો એનો તાપ હતો.

દયારામનું પ્રથમ ઘર કવિ નર્મદાશંકરના લખવા પ્રમાણે ડભોઇમાં મનાપુરના ચકલામાં હતું, પણ પોતાના પિત્રાઇ સાથે ટંટો થયાથી ઝારોળા ચકલામાં, એક પ્રેમીલા ભક્ત લાલભાઇને ત્યાં એ રહેતો હતો; અને તેજ ઘરમાં એ મરણ પામ્યો હતો. મરણ સમે એની પાસે નહિ ઘર, નહિ દ્રવ્ય, નહિ સગાં, નહિ વહાલા-વહાલામાં વહાલી એકલી રતનબાઇજ તેની પાસે હતી. ખરી રીતે તો જ્યાં એ મુકામ કરતો તેજ એનું ઘર, કવિતા એનું દ્રવ્ય-ગરથ ને શિષ્યો સગાં ને વહાલાંમાં હતાં. એના શિષ્યો, એના પ્રતિ એટલા બધા આસક્ત ને ભાવિક હતા, અને તેઓ એની એવી તો સારી રીતે સેવા કરતા કે તેવી સેવા એના સગાં પણ કરી શકત નહિ. કહો કે ઘરની સ્ત્રી પણ કરી શકત નહિ. એક પ્રસંગે કવિને તાવ, ખાંસી ને અમુઝણનું જોર એટલું બધું હતુ કે તેથી શિષ્યોએ ગામે ગામ પત્રો લખ્યા. પોતાના ગુરૂના દર્શનાર્થે, વડોદરા, ડાકોર, ઉમરેઠ, અમદાવાદ, નડિયાદ ને ચાણોદ ભરૂચથી ૪૦૦ થી વધારે શિષ્ય શિષ્યાણી મળવાને આવ્યાં હતાં. તેઓએ એની એવી સારી રીતે ચાકરી કીધી હતી કે, 'દયારામે કહ્યું કે ' સગું તો મારા સુખનું બેલીછે, પણ મારા દુઃખનું બેલી શ્રી હરિ છે-તે શ્રી હરિની કૃપાથી, આ તેના ભક્તજનો હમારા 'દુઃખમાં ભાગ લેવાને પધાર્યા છે. એઓ જેવી સેવા કરે છે તેવી હમારી

સેવા કોણ કરશે? કોઈ નહીં." ત્યારે ભરૂચવાળા લાડ વાણિયાં મનોર-દાસે કહ્યું કે, "તમારા જેવા મહાપુરૂષની સેવા કરવાની જેને તક મળે છે તેનું મોટું ભાગ્ય છે."*

દયારામ પૈસે સુખી ન હોતો, તેમ એ દુઃખી પણ ન હોતો. ઘણા શિષ્યો હોવાથી એને કોઇ વાતની તંગી પડતી નહિ. ગૂજરાતમાં આશરે ૫૦૦ શિષ્યો, એના મરણ સમય હશે એમ કહેવાય છે. આજે પણ એને પ્રેમભાવથી માનનારા ને પૂજનારા ઘણા છે. એક સમયે કવિયે નિર્ધાર્યું કે જીવિત ક્રિયા કરવી. આ વિષયની જાણ સર્વે શિષ્યોને પત્રદ્વારાયે થતાં કેટલાક શિષ્યો ડભોઇ આવ્યા ને કેટલાકોએ આશ્રય તરીકે જે રકમ મોકલી તે બે હજારથી વધારે હતી. એ પ્રસંગે કવિયે જેટલું પોતા પાસે હતું તે સર્વે ઉડાવી દીધું; તેમજ બીજે પ્રસંગે પણ જે કંઇ મળતું તે ઉડાવી દેવામાં એ આગલો પાછલો વિચાર કરતો નહિ. તેથી મરણ સમયે એની પુંજીમાં માત્ર પ્રયોજ હતા. રતનબાઇને આશરે દોઢ હજારના દાગીના કરાવ્યા હતા, પણ કવિના પાછલા વખતના લાંબા મંદવાડમાં તેમાંનો મોટો ભાગ ખરચાઈ ગયો હતો; અને કવિ નર્મદાશંકર લખે છે તેમ રતનબાઈ પાસે માત્ર અઢીસેંક રૂપિયાજ કવિના હતા તેમ નહી, પણ આશરે રૂ ૪૦૦ ને છસેંકના દાગીના રતન પાસે રહ્યા હતા. એ દાગીના તથા રૂપિયામાંથી રતનબાઇએ કવિના મરણ પાછળ રૂપિયા ૪૦૦ વાવર્યાં હતા, ને ૧૧૫ રૂપિયા (નહિ કે કવિ નર્મદાશંકરના કહેવા પ્રમાણે પોણો સો) રતનબાઇને પજવીને દયારામના પિત્રાઇઓ લઇ ગયા હતા. રતન-બાઇ ઇ૦ સ૦ ૧૮૬૬ માં મરણ પામી છે.

દયાનો સ્વભાવ મળતાવડો, પણ તાતો ને ચિહિડીયો, વખતે ગાળો પણ ભાંડનારો, પણ થોડા સમયમાં શાંત થનારો હતો. કદાચ અતિ ઘણો ક્રોધ વ્યાપવાથી અનર્થ પણ કરે તેવો હતો. એક સમયે રતન સોનારણપર ગુસ્સે થવાથી, કવિએ છુરી ચાકઓ મારી તેનું માથું ફોડયું હતું, ને જ્યારે તેમાંથી લોહી વહેવા લાગ્યું ત્યારે રસોઇમાંથી તેવો ને તેવો બહાર નિકળી તેનાપર પાટા પટ્ટીપણુ કરવા મંડી પડયો, ને એ આખો દિવસ શોકમાં ને શોકમાં ગાળી, આવો ક્રોધ કામનો નહિ એમ માની ઘણો પશ્ચાતાપ કીધો હતો.* દયારામના ઘણા ઘણા શિષ્યમાં છેલ્લો, ને ઘણા સમય સુધી

* ડાહ્યાભાઈના છૂટક લેખમાંથી.

જશોદામતીને ઓળંભો દેશું, મુકી મનની લાજરે;
ગોપ ઘણા છે ગોધન સાથે, ત્યાં સુંદરનું શું કાજરે. ૩
અમૃત વેલડી વ્રજની નારી, ઉરવર સફળ ફુલીરે;
નિત્ય કમળની માળા આરોપે, નારસૈયાચા સ્વામિ મળીરે. ૪

### પદ ૧૮૧ મું—રાગ ફેર.

વહાલો મોરલી અધરધરે, મ્હારો પિયુ પ્રેમ કરેરે;
નાદ સુણી શામળીયા વહાલા, ઉરવરરે અમી ઠરેરે.—વ૦ ૧
અતિ ઉત્તમ છે મહીડું મહારૂં, તમવના કોને ન આપુંરે;
વહેલા પધારો પાતળીયારે, તનમન તમને સોપુંરે.—વ૦ ૨
સુંદર મુખ સોહામણું, ક્ષણું અળગો નવ કરીયેરે;
નારસૈયાચા સ્વામિ કહું તમને, મ્હારે મંદિરથી નવ હરીયેરે.—વ૦ ૩

### પદ ૧૮૨ મું.

વહાલા નેણે નેણ મળે, મહારા ઉરવરસુ ભળે;
આશા વલુંધી અબળા બાળી, તું દીઠડે તાપ ટળે.—વ૦ ૧
ગૌધેન સાથે વન વન હીંડે, અધિક લીલા મન ભાવેરે;
તમ વિના અમો આકુળવ્યાકુળ, મંદિરમાં ન સોહાવેરે.—વ૦ ૨
તનમનધન આવે તમ સાથે, ચરણ ચિત્ત વરિયેરે;
ભણે નારસૈયો કૃષ્ણ વિનારે, બીજો નહીં અનુસરિયેરે.—વ૦ ૩

### પદ ૧૮૩ મું.

સુરીજન શામળીયારે, મહારા લોચનનો શણગાર;
કંઠે ભુષણ કહાનજી મહારા, ઉરવર માંડણ હાર.—સુ૦ ૧
કોમળ મુખ હરી દીર્ઘ લોચન, અધુરે અમ્રત સુખધામરે;
અવિલોકે વા મહારી આંખડી, અભિલાષ પુરણકામરે.—સુ૦ ૨
વન શીદ પધારીયા, મહારી દ્રષ્ટે અંતર થાયેરે;
નંદન સુંદર વિઠલા, રો ન રહો મંદિર માહેરે.સુ૦— ૩
ચિત્ર ચિંતામણી શામળો, મહારો જીવન. પ્રાણરે;
નારસૈયાની રસનાએ વસો, નવનિધ નંદકુમારરે. ૪

### પદ ૧૮૪ મું.

હાંરે આવ્યા આવીને કુંવર, કૃષ્ણ કોડામણારે,
બામણલાં લઇને પોઢાડું પારણેરે;
ઘુમણી માહુરે કૃષ્ણ સોહામણારે.—હાંરે૦ ૧
હું ગાઉં ગીત આવે નિદ્રડીરે,
શામળો શ્રવણે સુંદર શામળોરે;
આણીને આપુંરે, આતા સુખડીરે.—હાંરે૦ ૨
હસતો મસતો ત્યાં આવિયોરે,
ઉછરંગે ચાંપેરે માતા હરખસુરે;
પુત્રને લઇને ત્યાં પધરાવોરે.—હાંરે૦ ૩
હીંડોળે માતા તે મોહનને ગમેરે,
ઘમકે ઘુઘરી પાય કનકનીરે;
તેમ તેમ આનંદે હરી રમેરે.—હાંરે૦ ૪
ભણે નારસૈયો લીલા હરીતણીરે,
ધન ધન જશોમતી માયરે;
એમ કરીને પુરે મનસામાવતણી.—હાંરે૦ ૫

## સહસ્રપદી રાસનાં પદો.

### પદ ૧૮૫ મું—રાગ રામગ્રી.

હરી વેણુ વાહીરે, વાહીરે, રામગ્રી ગાઇ;
ગોપીજન સુત પતિ ગ્રહ તજીને, વૃંદાવન ધાઈ. ૧
નેપુર કાંનેરે, નેપુર, કુંડળ પહેર્યાં પાયે;
શેંથીયે ટીલી ને ટીલીયે શેંથો, એવા વિપ્રિત શણગાર થાયે. ૨
રજની શરદતણી, શરદતણી, રાસ રમે બાહી;
વચ્ચે વનમાળી દે કર તાળી, બાહુડલી વાળી. ૩
માનનિને માન ઘણાં, માન ઘણાં, ગોકુલની નારી;
અંતરધ્યાન પામ્યા હરી, તતક્ષણ વૃંદાવન સુઝારી. ૪
કામનીને કહાન મળ્યા, કહાન મળ્યા, જો મુકયાં અભિમાન;
નારસૈંયાચો સ્વામિ રાસ રમતો, સુરપતી વાહે નિશાન. ૫

### પદ ૧૮૬ મું.

વાંસળી વાહેરે, વાહેરે, મધુરૂં ગાયે કહાન;
સપ્ત સુર ને શબ્દ નાનાવિધ, રાગ રાગણી ને તાન. ૧
અહાં તત'તા થઇરે, ઇહાં, ત ન ન ન હીરે;
ઇહાં માહોમાહેરે, માહોમાહેરે, માનની રાખે સંગ;
ગુણગુણ ગણગુણ ઉપંગ વાજે, તાલીની શંખ મૃદંગ. ૨
ઈહાં રમઝમ રમઝમરે, ઇહાં ઝાંઝર ઝમકેરે;
ઇહાં ઠમ ઠમ ઠમકેરે, ઇહાં વિછીડા ચમકેરે;
ઇહાં ધમધમ ધમકેરે, કાને ઝબુકે ઝાલ;
એકને દે આલિંગન, ચાલે મધુરી ચાલ. ૩
ઇહાં વૃંદાવન રાસ રચ્યોરે, રાસ રચ્યોરે, મરકલડા કરે બાલી;
કોટી કળા શશિપરની શોભા, ઉગો અજુઆળી. ૪
હો સુરપતિ મોહી રહ્યા, મોહી રહ્યા, ચકીત થઇ રહ્યાં દેવવેમાન;
નૃત્ય નાટારંભ પુષ્પવૃષ્ટી હોયે, જે જે જગત નિધાન. ૫
ઇહાં રયણી અધિક થઈ, અધિક થઇ, પ્રકટ ન હોયે ભાન;
નારસૈયાચા સ્વામિ રાસ રમે ત્યાં, મુનિજને મેલ્યાં ધ્યાન. ૬

### પદ ૧૮૭ મું.

શામળો સુખનું નિધાનરે સજની;
વેણું વાહી અમો તેડી રમાડ્યાં, દઈ મરકલડે માનરે,–સજની. ૧
રાસ રમંતાં સુરીનર મોહ્યારે, મુનિજને મેહેલ્યું ધ્યાન;
પામ્યા રસ કાંઈ રાખી ન જાણી, કાંઇક દીધાં માનરે,–સજની. ૨
માનની કારણ મોહનજીરે, થાય છે અંતરધ્યાન;
વિનય વચન અતિશે પ્રકાશાં, મધ્યેથી પ્રગટ્યાં કહાનરે,–સજની. ૩
અધુરપાન કીધાં સુખ લીધાં, દીધું ચુંબન દાન;
નારસૈયાચો સ્વામિ સુખની સીમા, પામ્યા પરમનિધાનરે,–સજની. ૪

### પદ ૧૮૮ મું–રાગ માળવ.

દીવટીયોરે દીવટીયો, નારસૈંયો હરીનો દીવટીયો;
પૂરવ પ્રીત ધરી મનમાહે તો, રસનાયેં રસ ભરીયો.–ના૦ ૧
જુવતી જૂથ જીવન રંગ રાતી, મંડળમાં મહાલંતીરે;
એક નાચે એક તાન મેળાવે, મધુરૂં મધુરૂં ગાતીરે.–ના૦ ૨

મન ગમતું ભોગવતાં ભામની, કરે નેણના ચાળારે;
નારસૈયાનું પુરૂષપણુંરે, જોયું ગયું તેની વેળારે.—ના૦ ૩

પદ ૧૮૯ મું.

શામળીયો શામલડી સંગે, અંગો અંગે ભળીયોરે;
નાચંતાં નાચંતાં હળવે હળવે,અબળાએ ઉર ધરીયોરે. ૧
જુવતી જીવન રસમાં રાતાં, દેતાં પરસ્પર તાળીરે;
વાહે વેણુ મહુઅરની ધૂની, વાંસલડી વનમાળીરે. ૨
જાણે સુખનો સાગર ઉલટયો, શોભા કહી નવ જાયેરે;
કરૂણા કીધી નારસૈયાને, ગોવિંદના ગુણ ગાયેરે. ૩

પદ ૧૯૦ મું.

મંડળમાં મહાલંતો વહાલો, નાચે નારી સંગેરે;
તેમ તેમ વાજાં વાજે વાહે, વેણુ વજાડેરે રંગેરે. ૧
એક આલાપે એક દે તાળી, એક લઇ તાળ વજાડેરે;
એક મરકલડો કરી કામની, ભજતાં ભાવ દેખાડેરે. ૨
જુવતી જુથ મળ્યો સોહે, લીલાયે મલયવીયોરે;
ભણે નારસૈયો ધનધન વનમા, પ્રેમદાસુ પરવરીયોરે. ૩

પદ ૧૯૧ મું.

શામળીયોને શામા સજીયાં, મંડળમાં મહાલંતાંરે;
તાલી તાલ પખવાજ મહા, ધૂન થઇ થઇ કરંતાંરે. ૧
કંઠે પરસ્પર બાહુડલીરે, નાચંતાં રસ વાધ્યોરે;
જોબન માતી હરી રંગરાતી, વહાલાને વશ કીધોરે. ૨
એક આવીને ઉરપર લેતી, તાળી દઇ દઇ તારૂણીરે;
ભણે નારસૈયો ધન વંદ્રાવન, ધન જે રમતાં રેણીરે. ૩

પદ ૧૯૨ મું.

વહાલ ધરીને વહાલા સાથે, રંગમાં રમતી રેણીરે;
પ્રેમ ધરીને પાતળીયાસુ, બોલે અમૃત વેણીરે. ૧
તાલ પખાજ ને વાજાં વિધ વિધ,જાણે અંબર ગાજેરે;
શામળીયો ને શામા નાચે, વાસલડી મધુરી વાજેરે. ૨

એક એકને આલિંગન આપે,વહાલો ભુજબળ બીડીરે;
ભણે નારસૈયો ધન ધન એ લીલા,ધન એ જુવતી જોડીરે. ૩

પદ ૧૯૩ સું.

ધન ધન જોડી ધન ધન લીલા,ધન ધન રેણી રૂડીરે;
ધન ધન વહાલો ઉરપર મહાલે, ભાવેભામની બીડીરે. ૧
ધન ધન વાજાં વાજે વાદે, ધન ધન તાળી વાહેરે;
ધન ધન વંદ્રાવનની શોભા, ધન ધન મધુરૂં ગાયેરે. ૨
ધન ધન ધરતી ઉપર નાચે, સુખસાગર શામળીયોરે;
ધન ધન નારસૈયો કૃષ્ણ કૃપાથી,હરિલીલામાં રશીયોરે. ૩

પદ ૧૯૪ સું.

વળી એ ભુજબળ ભરતી ભરતી,ભામની કરતી અધરસપાનરે;
તાળી દઈ દઈ નેહે નાચે, સન્મુખ કરતી સાનરે. ૧
વહાલા કાછ કામની સોહે, નેપુરની ધૂની થાયરે;
ઘુઘરડીને ધમકે ગોરી, ગર્વ ભરી તે ગાયરે. ૨
કરસુ કર નેણુ નેણુસ, સુંદરવરને શામારે;
ભણે નારસૈયો રસરંગ ઝુલે, વહાલો મહાલે વનમાંરે. ૩

પદ ૧૯૫ સું.

રમઝમ રમઝમ નેપુર વાજે, તાળી ને વળી તાળરે;
નાચંતાં શામળીયો શાભા, વાધ્યો રંગ રસાળરે. ૧
ઝાલ ઝબુકે રાખડલીરે, મોરમુગટ શિર સોહેરે;
થઇ થઇ ત્યાં કરતી સૌ કામા, મરકલડે મન મોહેરે. ૨
કોટી કળા ત્યાં પ્રગટયો શશિયર,જાણે દિનકર ઉદીયોરે;
ભણે નારસૈયો મહારસ ઝીલે,માનનિ ને મહાળળીયોરે. ૩

પદ ૧૯૬ સું.

ઝમ ઝમ નાદે નેપુર વાજે, ઝાંઝરના ઝમકારરે;
તાળી તાલ મૃદંગ ધૂની થાયે, કટિ કંકણી ઝણુકારરે. ૧
એક વેણા,એક મહુયર વાહે, કામનિ કેલ કરંતાંરે;
શિરપર સોહે રાખડલીરે, ઝમકે ભમરી દેતાંરે. ૨

કાને કુંડળ મુગટ મહામણી, શોભા કહી નવ આવેરે;
ભણે નારસૈયો આનંદો હરી, ભામનીમાંહે ભાવેરે. ૭

## પદ ૧૯૭ મું.

વંદ્રાવનમાં માનનિ મોહન, રંગભર રસમાં રમતાંરે;
કંઠે પરસ્પર બાહુડલીરે, અધર સુધારસ પીતાંરે. ૧
શામળીયાને સન્મુખ શામા,થઇ થઈ થઇ ઓચરતાંરે;
વાજાં વાજે નાદે નાચે, ગમતાં ગાન કરંતાંરે. ૨
તેવ તેવડી તારૂણીઓમાં, શામળીયો શોભંતોરે;
નારસૈયો અબળા ઉરસુ, અંગોઅંગ ભમંતોરે. ૩

## પદ ૧૯૮ મું.

જેમ જેમ વહાલો વેણુ વજાડે, તેમ તેમ નાચે નારીરે;
શરવે સાદે ગાએ ગોપી, રીઝવીયો મોરારીરે. ૧
રમઝમ રમઝમ નેપુર વાજે, વાદે વેણુ વાહેરે;
તાન મેળાવે મહા રસમાતી,માનનિ મોદ ન માએરે. ૨
સન્મુખ થઇને શામળીયો તે, અબળા આગળ નાચેરે;
સુરીનર મુનિજન ધ્યાન ન આવે,બ્રહ્મા પદરજ જાચેરે. ૩
તે વ્રજવનિતા નંદકુંવરસુ, એક થઇને અનુભવતાંરે;
ભણે નારસૈયો સરવસ સોંપી,ગોવિંદને વશ કરતાંરે. ૪

## પદ ૧૯૯ મું.

વંદ્રાવનમાં મહારસ ઝીલે, ગોપી ગોવિંદ સંગેરે;
થૈ થૈ થૈ થૈકાર કરીને, ભળીયાં અંગોઅંગેરે. ૧
કુચસુ કુચ, અધર અધરસુ, તાળીસુ દે તાળીરે;
આનંદી અબળા ઉરપર રાખ્યો, વશ કીધો વનમાળીરે. ૨
સુરીવર મુનીજન જેજે બોલે,ધન ધન ધંન એ જોડીરે;
ભણે નારસૈયો ધન્ય વ્રજનારી, રમતાં રમત રૂડીરે. ૩

## પદ ૨૦૦ મું.

વંદ્રારેવનમાં વેણું વજાડી, ગોપી વિહ્વળ કીધાંરે;
વર આપ્યોરે વચન પાળવા, ચિત્ત હરીને લીધાંરે. ૧

એક અંત મૂકીને (ફરે) ઉજાણી, બીજી માંગ શંદુરેરે;
જુવતીનાં જૂથ મળીને ચાલી, ચાલી જાણે સાગરપૂરેરે. ૨
પિતાંબર પટોળી પહેરી, કંઠે એકાવળ હારરે;
વીંછીડાને ઠમકે ચાલી, નેપુરનો ઝમકારરે. ૩
રત્નજડીત રાખડી અતિ રૂડી, ઝાલ ઝબુકે કાનેરે;
રાતા દાંત અધરસુ ઓપે, ગોરી ગોરેવાનેરે. ૪
હરખે આવ્યાં હરીની પાસે, વંદ્રાવન મોઝારરે;
નારસૈયાચો સ્વામિ મુખ દીઠે, ઉલટ અંગ અપારરે. ૫

પદ ૨૦૧ લું.

શાને કાજે સહુ કોય આવ્યાં, શું છે તમારે કામરે;
પતિવ્રતાનો ધર્મ નહિ એ, જાઓ તમારે ઠામરે. ૧
મોહનકેરાં વચન સુણીને, નીચું જોયું બાળીરે;
મુખઆંગળીને મન વિમાસે, એ શું કહે છે વનમાળીરે. ૨
ગદગદ કંઠે વચન પ્રકાશી, સુણીયે દેવ મુરારીરે;
ભૂધર અમને નહીં ભજો તો, તજસુ દેહ અમારીરે. ૩
અંતર પ્રીત જોઇને હરી હસિયાં, રૂદયાભ્યંર ભીડીરે;
પ્રેમ ધરી નારસૈયો નિરખે, સરખાસરખી જોડીરે. ૪

પદ ૨૦૨ જું.

વંદ્રાવનમાં રમત માંડી, નાચે તે ગોપી ને ગોવાળોરે;
તાલ પખાજ રબાબ વાંસળી, તાન મેળાવે નંદલાલો. વં૦
પિતાબરની પલવટ વાળી, કંઠે એકાવળ હારરે;
ઝાંઝર ઝમકે ને ઘુઘર ઘમકે, નેપુરના ઝમકાર. વં૦
સોળ સહસ્ત્ર ગોપી ને માધવ, એક એક પ્રત્યે નાચેરે;
અમર આશિશ દે છે ત્યાં, ઉભા ચર્ણને જાચે. વં૦
નાના ભાત પટોળી પહેરી, ચોળી સુંદર દીસેરે;
મોહન મસ્તકે મુગટ બિરાજે, જોઇ જોઇને મન હીંસે. વં૦
ગોપી મસ્તકે સોહે રાખડી, કાને કુંડળ ઝળકેરે;
ખેલ મચો રાધાવર રમતાં, મુનીજનનાં મન ટળકે. વં૦
ધન્ય ધન્ય કૃષ્ણ લીલા અવતર્યા, પુષ્પવૃષ્ટી ત્યા હોયેરે;
ઉગીયા ઇશ કૃપાથી ઉશો, નારસૈયો રંગ જોયે. વં૦

કામનિ કૃષ્ણ મહારસ મહાલે, કહોને કાંઈ નવ જાણેરે;
વદન સકોમળ નિરખી નિરખી, માનની મોહન માણેરે. રમ૦ ૨
ધન ધન લીલા ધન ધન ગોપી, ધન ધન શામળીયેરે;
નારસૈયો ત્યાં ઊભો નિરખે, ફુલ્યો અંગ ન માયેરે. રમ૦ ૩

પદ ૨૩૩ મું.

હાસ્ય ન માને માનનિ મનમાં, નાચંતાં સૌ નાદેરે;
શામળીયાને સન્મુખ શામા, ગાયે શરવે સાદેરે. હા૦ ૧
ઝાંઝર નેપૂર મહાધૂન વાધી, ઘુઘરીના ધમકારરે;
હળવેશુ આલિંગન લેતાં, સંગમ નંદકુમારરે. હા૦ ૨
તવતવડી તારૂણી ટોળીમાં, મહાલે મોહન માતોરે;
ભણે નારસૈયો કંઠેવિલાગો, શામા સંગે સોહાતોરે. હા૦ ૩

પદ ૨૩૪ મું.

નેપુરીયાંનો ઠમકો વાજે, નારીઓ નાચંતાંરે;
નેહ ઝડ લાગી શામળીયાશુ, ભાવે ભમરી દેતાંરે. ને૦ ૧
ચર્ણ પ્રહારે ધરણી ધમકે, દેતાં પરસ્પર તાળીરે;
તાલ પખાજ વેણુરસ મહુવર,ગરબી ગાય રસાળીરે. ને૦ ૨
ચોળી પટોળી ચંપાવર્ણિ,માહે નાના વિધની ભાતરે;
નારસૈયાચો સ્વામિ રસમાંવિલસે,ધન ધન રૂડી રાતરે. ને૦ ૩

પદ ૨૩૫ મું.

રાતડલી રઢીયાળી, ઉદીયો શશીયર સોયેરે;
રમતાં શામળીયા ને શામા, સમોવડ ન આવે કોયેરે. રા૦ ૧
આનંદ ઉપન્યો અબળા અંગે, વહાલો ઉરપર ધરતાંરે;
મહારસ માતાં કંઠે વળગી, અધર સુધારસ પીતાંરે. રા૦ ૨
જેજેકાર કરતા સુરનર, પુષ્પવૃષ્ટિ ત્યાં કરતારે;
નારસૈયાચો સ્વામિ કરતા,પોતે જેહનું ધ્યાન ધરતારે. રા૦ ૩

પદ ૨૩૬ મું.

મધ્ય રેણી મોહન સાથે, માનની મન માતીરે.
ગર્વ ભરી અંગ મોડી હળવે, વહાલાને ઉર ધરતીરે. ૧

એક અંગ મૂકીને (કરે) ઉજાણી, બીજી માંગ શંદુરેરે;
જુવતીનાં જૂથ ગળીને ચાલી, ચાલી જાણે સાગરપૂરેરે. ૨
પિતાંબર પટોળી પહેરી, કંઠે એકાવળ હારરે;
વીંછીડાને ઠમકે ચાલી, નેપુરનો ઝમકારરે. ૩
રતનજડીત રાખડી અતિ રૂડી, ઝાલ ઝબુકે કાનેરે;
રાતા દાંત અધરસુ ઓપે, ગોરી ગોરેવાનેરે. ૪
હરખે આવ્યાં હરીની પાસે, વૃંદાવન મોઝારરે;
નારસૈયાચો સ્વામિ મુખ દીઠે, ઉલટ અંગ અપારરે. ૫

પદ ૨૦૧ લું.

શાને કાજે સહુ કોય આવ્યાં, શું છે તમારે કામરે;
પતિવ્રતાનો ધર્મ નહિ એ, જાઓ તમારે ઠામરે. ૧
મોહનકેરાં વચન સુણીને, નીચું જોયું બાળીરે;
મુખઆંગળીને મન વિમાસે, એ શું કહે છે વનમાળીરે. ૨
ગદગદ કંઠે વચન પ્રકાશે, સુણીયે દેવ મુરારીરે;
ભૂધર અમને નહીં ભજો તો, તજસુ દેહ અમારીરે. ૩
અંતર પ્રીત જોઇને હરી હસિયા, રૂદયાભ્યંર ભીડીરે;
પ્રેમ ધરી નારસૈયો નિરખે, સરખાસરખી જોડીરે.

કામનિ કૃષ્ણ મહારસ મહાલે, કહેને કાંઈ ન ન જાણેરે;
વદન સકોમળ નિરખી નિરખી, માનની મોહન માણેરે. રમ૦ ૨
ધન ધન લીલા ધન ધન ગોપી, ધન ધન શામળીયેરે;
નારસૈયો ત્યાં ઊભો નિરખે, ફુલ્યો અંગ ન માયેરે. રમ૦ ૩

પદ ૨૩૩ મું.

હાસ્ય ન માને માનનિ મનમાં, નાચંતાં સૌ નાદેરે;
શામળીયાને સન્મુખ શામા, ગામે શરવે સાદેરે. હા૦ ૧
ઝાંઝર નેપૂર મહાધૂન વાધી, ઘુઘરીના ઘમકારરે;
હળવેશુ આલિંગન લેતાં, સઘન નંદકુમારરે. હા૦ ૨
તતતવડી તારૂણી ટોળીમાં, મહાલે મોહન માતોરે;
ભણે નારસૈયો કહેવિલાગે, શામા સંગે સોહાતોરે. હા૦ ૩

પદ ૨૩૮ મું.

નેપુરીયાંનો ઠમકો વાજે, નારીઓ નાચંતાંરે;
નેહ ઝડ લાગી શામળીયાશુ, ભાવે ભામરી દેતાંરે. ને૦ ૧
ચર્ણું પ્રહારે ધરણી ધમકે, દેતાં પરસ્પર તાળીરે;
તાલ પખાજ વેણુરસ મધુપર,ગરબી ગાય રસાળીરે. ને૦ ૨
ચોળી પટોળી ચંપાવર્ણિ,માહે નાના વિધની ભાતરે;
નારસૈયાચો સ્વામિ રસમાંવિલસે,ધન ધન રૂડી રાતરે. ને૦ ૩
[illegible] ૧
નેણુ ભરી નિરખ્યો લક્ષ્મીવર,અમને આનંદ પામીરે;
નારસૈયાચો સ્વામિ કેલ કરતો,ગ્નીયો તે મહાકામીરે. ૨

પદ ૨૮૩ મું.

અધરાને મોહનજી મોહ્યા, માનનીને માયેરે;
નાના ભાત રમે મહા રંગીલો, જીતે ૩૨૫ા ભાયેરે. ૧
તરૂણપણે તારૂણી ડગ ભરતી, પાયે નેપુરનો ઝમકારરે;
ઝાંઝર નાદે બહુ શોભાવે, ઘુઘરીના ઘોઘરરે. ૨
અધર અમૃત રસપાન કરતા, શામળડો સગમ આવેરે;
નારસૈયાચા સ્વામિસંગ રમતા, ભામની ભેદ જણાવેરે. ૩

એક અંન મૂકીને (કરે) ઉજાણી, બીજ્ઞ અંગ શંદુરેરે;
જુવતીનાં જૂથ ગળીને ચાલી, ચાલી જાણે સાગરપૂરેરે. ૨
પિતાંબર પટોળી પહેરી, કંઠે એકાવળ હારરે;
વીંછીડાને ઠમકે ચાલી, નેપુરનો ઝમકારરે. ૩
રત્નજડીત રાખડી અતિ રૂડી, ઝાલ ઝબુકે કાનેરે;
રાતા દાંત અધરસુ ઓપે, ગોરી ગોરેવાનેરે. ૪
હરખે આવ્યાં હરીની પાસે, વંદ્રાવન મોઝારરે;
નારસૈયાચો સ્વામિ મુખ દીઠે, ઉલટ અંગ અપારરે. ૫

પદ ૨૦૧ લું.

શાને કાજે સહુ કોય આવ્યાં, શું છે તમારે કામરે;
પતિવ્રતાનો ધર્મ નહિ એ, જાઓ તમારે ઠામરે. ૧
મોહનકેરાં વચન સુણીને, નીચું જોયું બાળીરે;
મુખઆંગળીને મન વિમાસે, એ શું કહે છે વનમાળીરે. ૨
ગદગદ કંઠે વચન પ્રકાશી, સુણીયે દેવ મુરારીરે;
સૂધર અમને નહીં ભજો તો, તજસુ દેહ અમારીરે. ૩
અંતર પ્રીત જોઇને હરી હસિયા, રદયાભ્યંતર ભીડીરે;
પ્રેમ ધરી નારસૈયો નિરખે, સરખાસરખી જોડીરે. ૪

પદ ૨૦૨ જું.

વંદ્રાવનમાં રમત માંડી, નાચે તે ગોપી ને ગોવાળોરે; રાગ ૬
ભુજ ઉપર ભુજ ધરી પ્રેમશુ, નાચતો મન...
કટીમેખળા કંકણી નાદે, ઝાંઝરના ઝમકારરે;
ફરતાં ફરતાં મુગટ મનોહર, શિરરાખડલી ઝળકારરે.
મધુરા મધુરા સ્વર શામાના, ગમતું ગોપી ગાયરે;
તેમ તેમ વહાલો વેણુ વજાડે, ઉલટ અંગ ન માયરે.
આનંદે આલિંગન દેતાં, શામળીયો ને શામારે;
નારસૈયો રસ મગન થયો ત્યાં, કેલ કરંતી કામારે. ૪

પદ ૨૪૭ મું.

રસીયે રાસ રચ્યો રઢીયાળો, તે પૂરણ વનની માયરે;
સુખસાગરની લહેરે ઝકોળે, તે રૂડી રંગે રામાયરે. ૧

કામનિ કૃષ્ણુ મહારસ મહાલે, કહેને કાંઈ નવ જાણેરે;
વદન સકોમળ નિરખી નિરખી, માનની મોહન માણેરે. રમ૦ ૨
ધન ધન લીલા ધન ધન ગોપી, ધન ધન શામળીયેરે;
નારસૈયો ત્યાં ઊભો નિરખે, ફુલ્યો અંગ ન માયેરે. રમ૦ ૩

### પદ ૨૩૩ મું.

હાસ્ય ન માને માનનિ મનમાં, નાચંતાં સૌ નાદેરે;
શામળીયાને સન્મુખ શામા, ગાયે શરવે સાદેરે. હા૦ ૧
ઝાંઝર નેપૂર મહાધૂન વાધી, ઘુઘરીના ધમકારરે;
હળવેશુ આલિંગન લેતાં, સંગમ નંદકુમારરે. હા૦ ૨
તવતવડી તારૂણી ટોળીમાં, મહાલે મોહન ગાતેરે;
ભણે નારસૈયો કંઠેવિલાગો, શામા સંગે સોહાતેરે. હા૦ ૩

### પદ ૨૩૪ મું.

નેપુરીયાંનો ઠમકો વાજે, નારીઓ નાચંતારે;
નેહ ઝડ લાગી શામળીયાશુ, ભાવે ભમરી દેતાંરે. ને૦ ૧
ચર્ણું પ્રહારે ધરણી ધમકે, દેતાં પરસ્પર તાળીરે;
તાલ પખાજ વેણુરસ મહુયર,ગરબી ગાય રસાળીરે. ને૦ ૨
ચોળી પટોળી ચંપાવર્ણિ,માહે નાના વિધની ભાતરે;
...રસૈયાચો સ્વામિ રસમાંવિલસે,ધન ધન રૂડી રાતરે. ને૦ ૩
... ઝાંઝર, ત ઉરના ઉપર ધરતારે. ૨
સેજે થઇ મોહનશુ મહાલે, આપોપૂ વિસરતીરે;
નારસૈયાચ્યા સ્વામિ સંગ રમતાં,ચરણુકમળ ચિત્ત ધરતીરે. ૪

### પદ ૨૫૦ મું.

૫
પ્રમદા પ્રેમ ભરાણીરે, ચિત ચાલ્યું મળવાને;
મોહન વાંસલડીએ વીંધાણીરે; ચિત ચાલ્ય. ૬
જોબનમાતી હરી ગુણ ગાતી, ચાલી મનને રંગેસો;
શામળીયાનું વદન નિહાળી, ફુલી અંગો અંગેરે. ચિ ૭
વહાલા કેરાં વચન સુણીને, વનિતા વચન પ્રકાશેરે;
નારસૈયાચો સ્વામિ મહાલ્યો અગશુ,આવી ગોણી આશેરે. ૮

તેનો મહિમા શો કહું, મુજ મતિ મનમાંહે ભમે;
કાલું ઘેલું બાળક બોલે, તે વચન માતાને ગમે. ૯
અખિલ આઇ તમારો, તે પાર કોઇ પામે નહીં;
આપ આપણી બુદ્ધિમાને, મોટા કવિ સ્તવે સહી. ૧૦
તેમ્એ હુંય મારી બુદ્ધિમાને, ગાઉ ગુણ આઇતણા;
જે માર્કંડેયપુરાણ માંહે, સુમેધસ્ વર્ણ્યા ઘણા. ૧૧
લઘુ દીર્ઘ તાલ પ્રબંધ માત્રા, શબ્દ છંદ બહુ મર્મ;
ભાષા ભેદ જાણું નહિ જે, નાના પેર કવિ ધર્મ. ૧૨
ભોળે ભાવે ભક્તિ આણી, આઇના ગુણ મધે રમું;
નિર્વિઘ્નપણે એ ગ્રંથ રચવા, શૈલસુતા સુત પરણમું. ૧૩

### કડવું ૧ લું-રાગ દેશાખ.

ગંગા તીરે તપ કરે રે, માર્કંડેય મહામુનિ;
ત્યાં શિષ્ય વ્યાસનો રે, પ્રશ્ન કરેરે જૈમિનિ. ૧

### ઢાળ.

જૈમિનિએ આવી પ્રશ્ન કીધું, મહા મુનિ કહો વિસ્તાર;
ઉત્પતિ આઇ ચંડી તણી, જેણે વિટયો સર્વ સંસાર. ૨
અષ્ટમો મનુ સૂર્યસુત જે, સાવર્ણિ કહેવાય;
વિસ્તારીને ઉત્પતિ તેની, મુને કહો રૂખિરાય. ૩
માર્કંડેય વળતા બોલિયા, સાંભળ જૈમિનિ કહું;
ઉત્પત્ય કારણ મનુ તણી, વિસ્તારી જેવી લહું. ૪
પ્રભાવ મંમાયા તણો, મન્વન્તરાધિપ જે થયો;
સાવર્ણિ રવિસુત મહાભાગ તે, શોક પૂર્વનો ગયો. ૫
સ્વારોચિષ મન્વન્તર પૂર્વે, ચૈત્રવંશ વિશાળ;
સમસ્ત ક્ષિતિમંડળ હુઓ, એક સુરથ નામે ભૂપાળ. ૬
પ્રજા પુત્રની પેર પાળે, સમ્યક સહુ કીધા સુખી;
તેણે સમે મ્લેચ્છ-શત્રુએ, રાયને કીધો બહુ દુઃખી. ૭
તે મ્લેચ્છ સાથે યુદ્ધ માંડયું, ભૂપતિ અતિ બલિષ્ટ;
ન્યૂન થકા તે પ્રાજે કીધા, રાય પૂંઠે પળ્યા પાપિષ્ટ. ૮

દેશ તેણે વીંટીઓ, નિજ પુરી આવ્યો રાજન;
પછે દુષ્ટ થઈ આવી મળ્યા, તે રાયના પ્રધાન. ૯
રાજા છતાં સર્વ હરી લીધું, તેનું સૈન્ય ને ભંડાર;
નિવાર વંકી જોઈને, ભૂપતે કર્યો વિચાર. ૧૦
એકલો મૃગયા મસ કરી, હયે ચઢી ચાલ્યો ભૂપ;
ગહન વનમાં પરવર્યો, ને દયામણું થયું રૂપ. ૧૧
સેના કો સાથે નહીં, એકલો દુઃખ મનમાં ધરે;
જોગ કરતાં આવીઓ જ્યાં,સુમેધસ રૂખિ તપ આદરે. ૧૨

કડવું ૨ બીજું-રાગ માલવ.

આશ્રમ દીઠો અતિ ભલો રે, સુંદર વૃક્ષાનું વંન;
મુનિ શિષ્યે શોભિત સહી રે, જોઈને હરખ્યો રાજંન. ૧

ઢાળ.

રાજા મનમાં હરખીઓ, રૂખિએ દીધાં માન;
કાલ કેટલાએક રહ્યો, ભૂપતિ મહા ગુણવાન. ૨
અરો પરો વિચરે વનમાં, રાય બેઠો એક ઠાગ;
ચિત્ત માંહે ચિંતા કરે, મન આકર્ષે અપાર. ૩
મારે પૂર્વજે પાળિયું, મુજ રહિત થયું તે ગામ;
સેવક મારા પાપીઆ, કવણ પાળશે તે ઠામ. ૪
પ્રધાન મારા સુર ગજ, સદા મદમુંત જેહ;
હાથ વૈરીને ચઢ્યા, શા ભોગ ભોગવશે તેહ ૫
સેવક સર્વ જે માહરા, તે ચઢ્યા શત્રુ હાથ;
ભંડાર ક્ષય કરશે બહુ, દુઃખ પામશે અનાથ. ૬
મારી સ્ત્રી અતિ સુંદરી, મુજ સાથ પ્રેમી મન;
અન્ય ભૂપનિ વશ થઈ, દુઃખણી તજશે તન. ૭
ઇણી પેરે બહુ વિધવિધે, ચિંતા ચિત્ત માહે ગ્રહે;
શરીરે શોકાતુર થકો, આશ્રમ રૂખિકને રહે. ૮
એક દિવસ એક વૈશ્ય આવ્યો, રાયે પૂછી વાત;
શે કારણ અહાં આવિયો, કોણ છો તું ભ્રાત. ૯
શોકાતુર તું કાં દીસે, છે મન શંકાવિષ્ટ;
દેહ દુર્બળ શ્યામગી, એવડાં શાં છે કષ્ટ. ૧૦

વૈશ્ય વળતી બોલિયો, સમાધિ મુજ અભિધાન;
ધનવંતને કૂળ ઉપન્યો, સાંભળ હે રાજન. ૧૧
મહારા પુતર ને કામિની, લોભી થયાં અતિ દુષ્ટ;
તેણે હુને મારિ કાઢિયો, હતાં લોભીયાં પાપિષ્ટ ૧૨
ધન તણે લોભે હુંને તજ્યો, નિસરો વનમાં એકલો;
એમ કરતાં અહાં આવિયો, આશ્રમ દીઠો આ અતિ ભલો. ૧૩

કડવું ૩ જું-રાગ ગોડી.

પુતર વહુએ લૂટીને, કઢિયો મુને વનરે;
આ દેહી દુઃખણી હતી, ધનવિણુ તપે તનરે.

ઢાળ.

પુત્રે સર્વે રાખ્યુ ધન, હું એકલડો કાઢયો વન;
એક દુઃખ મુને મોટું આજ, સાંભળ તુને કહું મહારાજ. ૧
સ્વજન સુખિયાં કે દુખિયાં હશે, તે તણી કહો શી ગત થશે;
એ પુત્ર કુશળની કથા, હું નથી જાણુતો સર્વથા. ૨
કહે ભૂપતિ ખળ પુત્ર પરિવાર, જેણે કાઢિયો વન મોઝાર;
દુષ્ટ થઇ જેણે મૂકયો તજી, તે સાથે શી મમતા હજી. ૩
વૈશ્ય વદે સાંભળ મહીપાલ, તેણે તો હું કાઢયો સાલ;
તોયે શું કરૂં રાજન, દુષ્ટ ન થાયે મારૂં મંન. ૪
પુત્રે તાતનો મેલ્યો નેહ, ધન લોભે કરિ દીધો છેહ;
અતિશ કઠિન થઇ છે વહૂ, સ્વજન પરહરી મેલ્યા સહૂ. ૫
તોયે સ્નેહ ધરીને રાય, મન મારૂં કષ્ટવત્ ન થાય;
જાણું છું જે નિર્ગુણુ સહી, તોયે મમતા જાયે નહીં. ૬
કહે ભૂપતિ રાજય ગયું પ્રૌઢ, તેણે હુ થયો દિગ્મૂઢ;
વળી વળી શું કહીએ કથી, પ્રાગ ગમતા માયા જતી નથી. ૭
આવો ઋષિને પૂછીએ જ્ઞાન, ચાલ્યા વૈશ્ય અને રાજાન;
આવી મુનિને પ્રણામજ કીધ, બેહુને આદરે આસન દીધ. ૮
બેઠા કથા કરે અનેક, રાજા ઋષિને પૂછે વિવેક;
સ્વામી પ્રશ્ન કરીએ અમો, પૂછું છું તે કહોને તમો. ૯
મારૂં રાજ્ય લીધું રિપુ હરી, અહીં રહો છુ વન અનુસરી;
આ વૈશ્ય ધનવંત અતિ ઘણો, સુણો હેવાલ સ્વામી એ તણો. ૧૦

એનાં કઠિન થયાં સુત નાર, લોભે તજાવ્યો નિજ પરિવાર;
એવા બેહુએ દુઃખીઆ ગળ્યા, તમારી પાસે પૂછવા પળ્યા. ૧૧
મુને રાજ્યની મમતા ઘણી, એને માયા સ્વજન તણી;
એણીપેર જાણતાં અજાણ, પામ્યા છું અતિ મન વિતાણ. ૧૨
અમો બેઉ પામ્યા છું દુઃખ, કહોસ્વામી કયમ થાશે સુખ;
દુષ્ટ દોષે કરી વિષય સાથ, મારૂં મન મોહે છે નાથ. ૧૩
સ્વામી તેનું કારણ કહ્યું, મુજ મને અંધારૂં વસ્યું;
મદતાએ થયા વિવેક અંધ, લાગ્યા માયા કેરે ધંધ. ૧૪
માયા કહો શી મહારાજ, માયા કરે નકર્યા કાજ;
તેમાંથી છુટાયે કેમ, માયાનો કો' કેવો નેમ. ૧૫
રાજા કેરાં સુણી વચન, એણી પેર વળતા બોલ્યા મુન્ય;
જંતુ માત્રને સુણ રાજાન, વિષય ગોચર છે જ્ઞાન. ૧૬
પૃથક પૃથક વિષય ઉપજે, તેણે રસે વિલુબ્ધા ભજે;
દીપઅંધ કેટલાક પ્રાણ, ઉલૂકાદિક જેવા પ્રમાણ. ૧૭
કાકાદિક જે પક્ષી માત્ર, કેટલાક ન દેખે રાત્ર;
કેટલા ન દેખે રાત્રી દિન, તુલ્ય દૃષ્ટિ હોયે બહુ જન. ૧૮
મનુષ્યજ્ઞાની એમ કાંઇ નહીં, પશુ પક્ષી મૃગ જ્ઞાની સહી;
વિષય જ્ઞાન મનુષ્યને જેમ, જોતાં પ્રાણી માત્રને તેમ. ૧૯
પક્ષી ચાંચે અન્નજ ગ્રહે, પોતે ત્યાં ક્ષુધાતુર રહે;
બાળકને ખવરાવે ભખ, મિથ્યા ભૂપતિ જૂઓ સમખ. ૨૦
મનુષ્ય જે ઉછેરે કુમાર, જાણે મોટો થઇ કરશે ઉપકાર;
સેવા કરે વળી સારે શ્રાદ્ધ, ત્રણ ઋણની ટાળે બાધ. ૨૧
પંખીને કાંઈ ઉપકાર નહીં, તોયે માયા વળગી સહી;
આવે પાંખને ઉડી જાય, નવ ઓળખે પુત્ર કે માય. ૨૨
તોયે માયાએ બંધાય, મનુષ્યને કહો કેમ ન થાય;
મોહગર્ત મમતા ઘુમણી, રચના એ મંમાયા તણી. ૨૩
વિરમે ધરવો નહિ લગાર, કારણ ઉત્પત્તિ સ્થિતિ સંહાર;
જોગનિદ્રા હરજીની જેહ, જગતને મોહાવે તેહ. ૨૪
માયા જ્ઞાનીના એ મન, બળે કરી તાણે રાજન;
મોહ વિષે પ્રેરી ભગવતી, મોહ પમાડ્યા મોટા જતી. ૨૫

જાણી જગત સૃષ્ટિની જુક્તિ, પ્રસન્ન થઇને દીધી મુક્તિ;
વિદ્યા પરમ માયા ખરી, સ્થિરચર હેતુભૂત વિસ્તરી. ૨૬
વિશ્વની બંધન હેતુ વળી, સમ્યક કોયે જાય ન કળી;
આદિ અનાદિ રહી પરવરી, એ ત્યાં સર્વ વિશ્વેશ્વરી. ૨૭
વચન ઋખિનાં આણી હ્રદે, પછી ભૂપતિ વાણી વદે;
સ્વામી મંમાયા તમો કહી, તે સત્યાર્થે મેં નવ લહી. ૨૮
મંમાયાની કો ઉત્પત્ય, તેનું કર્મ કહો શું સત્ય;
પ્રભાવ સ્વભાવ ઉત્પત્તિ સ્થિતિ કર્મ, તે સાંભળવા ઈચ્છું મર્મ. ૨૯

## દોહરા.

કે' ઋખિ સાંભળ હો રાય, કીર્તિ મૂર્તિ એ નિત;
સર્વ વિશ્વ આઇએ વ્યાપ્યું, છે કારણ રૂપ પ્રતિત. ૩૦
કારણ દેવ ઉત્પતિ તેની, વચન માત્ર કેવાય;
પ્રકટ રૂપ હોય આઇનું, કારણ ભૂપતિ રાય. ૩૧
સદા નિરંતર નિત્ય છે, કઇએ ન થાય નાશ;
કારણરૂપ પ્રકટી જુગદંબ, રૂપ કરીને પ્રકાશ. ૩૨
જ્યારે જગ્ત સમુદ્ર રૂપે, રહ્યું સ્વામી ભગવાન;
કલ્પાંત સમય ત્યાં શયન કર્યું, શેષ સૈયા સ્થાન. ૩૩
તારે હરિના કર્ણ મેલથી બે, અસુર ઉપન્યા બળવંત;
મધુ કૈટભ નામે બે ઉઠયા, બ્રહ્માનો કરવા અંત ૩૪
હરિ નાભિ કમળથી બ્રહ્માએ, દીઠા દાનવ ઘોર;
આદિ વિષ્ણુ ત્યાં પોઢયા દીઠા, નિદ્રા માંય કઠોર. ૩૫
બ્રહ્મા ત્યાં એકાગ્ર થઇ, કરે યોગનિદ્રાનું સ્તવન;
નયન હરિને વાસ કીધો છે, ત્યારે કહ્યું વચન. ૩૬
જાગ્યું વિષ્ણુ જાગે, જો માયા આળસી થાય;
નિદ્રા રૂપનું સ્તવન માંડયું, ઋખિજી કહે સુણ રાય. ૩૭

## કડવું ૪ થું-રાગ વેરાડી.

આઇ! વિશ્વેશ્વરી તું જગની ધાત્રી કરાં સૃષ્ટિ સંહાર રે;
નિદ્રા વિષ્ણુની તુંને સ્તવું છું, જેનું અતુલ તેજ અપાર
આઇ સાર કરી લીજે.

તું સ્વાહા સ્વધા ને વષટ્કાર, તું સ્વર અક્ષર પ્રમાણ રે;
તું સુધાને નિત્ય ત્રિધા, સ્વરાત્મિકા કહીએ વાણ. આઈ૦ ૨
અર્ધમાત્ર સ્થિતિ સંધ્યા તું, સાવિત્રી સુરમાત રે;
ત્વં પરા ત્વં જગદ્ધ્વરા, ત્વં સર્વ પાળાં વિખ્યાત. આઈ૦ ૩
અંત સદાએ સાહ તું સૃષ્ટિ, વિસૃષ્ટિ તું અપાર રે;
તું મહાવિદ્યા મંમાયા, તું, મહામેધા સ્મૃતિ વ્યાપાર. આઈ૦ ૪
મહામોહા ભગવતી તું, મહેશ્વરી સંસાર રે;
એય શક્તિ પ્રકૃતિ રૂપ તું, ગુણ ત્રય વિસ્તાર. આઈ૦ ૫
કાળરાત્રી તું મહારાત્રી તું, મોહ દારૂણરાત્રી રે;
જળ સ્થળ અંતરે સ્થાવર જંગમ, તું વસાં છાં ગાત્રી. આઈ૦ ૬
તું શ્રી તું હ્રીં બુદ્ધિ બોધી લક્ષણા,તું ઈશ્વરી લજ્જા તુષ્ટિરે;
તું શાન્તિ ક્ષાન્તિ ને કાન્તિ રૂપે, તું સદાએ પુષ્ટિ. આઈ૦ ૭
ખડ્ગ શૂલ ગદા ચક્ર ધરો, શંખ ચાપ ને બાણ રે;
ભુશુંડી પરિઘ નામ આયુધ, સૌમ્યાસૌમ્ય પ્રમાણ. આઈ૦ ૮
પરાપરથકી અપરેપર, સકળ વસ્તુની શક્તિ રે;
કેઇ પેરે સ્તવિ શકુ આઇ, ન જાણું તારી ભક્તિ. આઈ૦ ૯
જગત્ સૃજતાને નિદ્રા પમાડ્યા,તો તારો મહિમા કો જાણે રે;
હું હરિ શિવને દેહ ધરાવ્યા, પછે સ્તુતિ કરી કોણ વખાણે. આઈ૦ ૧૦
અસુર બેહુને મોહ પમાડો, જગાડો જગદાધાર રે;
એ પાપી મુને પીડે છે,તેનો કરો સંહાર. આઈ વહારે વધોરે. ૧૧

## ચોપાઈ.

એણી પેરે ધાતાએ કર્યું સ્તવન, જગાડવાને જુગજીવન;
દેવી તામસી સ્વયં પ્રકાશ, મધુ કૈટભનો કરવા નાશ. ૧૨
નેત્ર નાસિકા બાહુથી જેહ, હૃદય ઉદરથી ઉપન્યાં તેહ;
નીસરી દીધું ધાતા દર્શન, તેણે મુક્ત હુઆ ભગવંન. ૧૩
એ કારણ મહા શયન મોઝાર, અસુર બે દીઠા દેવ મોરાર;
બ્રહ્મને હણવા બે વીર, ઉદ્યમ કરે ધરી ધેર શરીર. ૧૪
ઉઠી હરિએ કીધો સંગ્રામ, પંચ સહસ્ર વર્ષ તેણે ઠામ;
બહુ પ્રહારે ગોવિંદ શું વઢે, માયા દેખીને મોહે ચઢે. ૧૫

નિજ વિદ્યા વિમાશી હરિ, તેહ પ્રત્યે વાણી ઓચ્ચરી;
માગો વર તમો બે ભ્રાત, બળવંતા છો અતિ વિખ્યાત. ૧૬
મોહ બાણ મેલ્યાં સુંદરી, સામાં નગન કટાક્ષે કરી;
મદ ભર્યાં કહે હરિ પ્રત્યે મૂઢ, તું શું આપે ગરૂડારૂઢ. ૧૭
તું માગ્ય આપું વરદાન, વળતા હસી વદે ભગવાન;
ભલા વીર તમો આપો આજ, માગું છું મારે જે કાજ. ૧૮
માગ્યું આપો પાળો વાણ, તમો બે મરો મારે પાણ;
તમને શું કહીએ બહુ કથી, બીજું મારે માગવું નથી. ૧૯
જાણ્યું વાલા વિમાશી મન, તેણે હરિ પ્રત્યે કહ્યું વચન;
તમે અમને કહ્યુંતું જેહ, વરદાન આપોને તેહ. ૨૦
વિષ્ણુ કહે માગો વીર, તેણે સઘળે જોયું નીર;
સ્વામી જળ નહિ સ્થળ નહિ જ્યાંહ, અમો બેહુને મારો ત્યાંહ. ૨૧
જંઘા ઉપરી કીધી જગદીશ, કે હરિ ભલુ અહીં ગાંડો શીશ;
એણે સ્થાનક કીધી ન વાર, મસ્તક ચક્રે છેદ્યાં તેણ ઠાર. ૨૨
એણી પેર મધુ કૈટભ બે ભ્રાત, આદિ વિષ્ણુએ કીધા ઘાત;
એમ એ ભગવતી સ્વરૂપ, પ્રકટ થયું સાંભળો હે ભૂપ. ૨૩
ચંડી ચરિત્ર તણી એ કથા, ભાલણે કહી સર્વથા;
ચંડી પ્રતાપ સુણે ને ગાય, તેનાં દુઃખ ક્ષણ મધ્યે જાય. ૨૪

## કડવું ૫ સું-રાગ રામગ્રી.

સુમેધા ઋષિ કહે સુણ રાયજી, વળી ચંડીનો કહુ મહિમાયજી. ૧

### ઢાળ.

મહિમા કહું ચંડી તણો, સાંભળો મન કરી હામ;
પૂર્વે દેવાસુરનો હવો, પૂર્ણ શત વર્ષ સંગ્રામ. ૨
મહિષાસુર એક મહા બળિયો, જેણે ઇંદ્ર પ્રાજે કીધ;
દેવ સઘળા કાઢીઆ ને, શક્ર પદવી લીધ. ૩
અમર પ્રાજે કીધા તે, ચાલ્યા બ્રહ્મા શંકર સંગ;
વેગે કરીને આવીઆ, સ્વામી જ્યાં શ્રીરંગ. ૪
વૃત્તાન્ત સઘળું તેહતું, દેવે કહ્યું તત્કાળ;
સ્થાનક અમો છોડાવિયા, હવે રાખો દીનદયાળ. ૫

સૂર્ય ઇંદ્ર ને વન્હિ-વાયુ, સોમ યમ ધનપાળ;
વળી અવર સુરના અધિકાર, સર્વ ભોગવે વિશાળ. ૬
તેણે સ્વર્ગથી કાઢિયા, પૃથ્વીચર થયા દેવ;
મનુષ્ય પેરે થઈ પડયા, જાણિયે અવશ્યમેવ. ૭
એણી પેરે તેની કહી પીડા, અમો શર્ણ આવ્યા છું આજ;
તેના વધતણો ઉપાય કરો, સમર્થ શ્રી મહારાજ. ૮
વચન દેવતાનાં સાંભળી, મધુસૂદન ચઢિયા કોપ;
ચઢાવી ભમરવક્ર મુખે કહ્યું, અસુરે ધર્મ કીધો લોપ. ૯
કોપ મુખ શ્રી હરિતણાથી, નિસર્યું મહાધામ;
બ્રહ્મા શિવ સુર અવરનું, તેજ મેળ્યું એક ઠામ. ૧૦
જાણે પર્વત જ્વાળ તે, કે તેજ તણો અંબાર;
ત્રિભોવન કંપાવતી, તેજમય થઈ એક નાર. ૧૧
તેને તેજે ત્રિભોવન વ્યાપ્યું, વરત્યો જય જયકાર;
શંભુના તેજથકી નીપજ્યું, તેનું મુખ સુંદર સાર. ૧૨
યમને તેજે કેશ થયા, અને બાહુ વિષ્ણુ શ્રેષ્ઠ;
સોમથી બે સ્તન સુંદર, મધ્ય ઇંદ્રથી ગૂઢ. ૧૩
જંઘા ઉરૂ તે વરૂણ તેજે, નિતંબ મહીના જેહ;
બ્રહ્માને તેજે ચર્ણ હુઆ, અંગુલિ અર્ક વળી તેહ. ૧૪
વસુ તેજે કરાંગુલિ ને, નાસિકા ધનપત્ય;
પ્રજાપતિના દંત સઘળા, નયન પાવક સત્ય. ૧૫
ભ્રુવ બંને ત્યાં સંધ્યાને જે, શ્રવણ તેજ પવન;
સમસ્ત દેવના તેજથી, શ્રી વાધ્યાં નિરંતર ધન્ય. ૧૬

### કડવું ૬ ઠું—રાગ રામગ્રી.

સમસ્ત દેવના તેજમય નારજી, તેનું તેજ ન સહે કુણ ક્ષણ બારજી;
જોઇને હરખ્યો સુર પરિવારજી. ૧

### ઢાળ.

જોઇને સુર પરિવાર હરખો, મહિષે પીડયા અપાર;
આપાપણાં આયુદ્ધ સર્વ, આપિયાં તેણી વાર. ૨
શિવે શૂળથી શૂળ ઉપાઇ, આપીયું ત્યાં પ્રૌઢ;
નિજ ચક્રથી ચક્ર ઉપાઇ, આપિયું ગરૂડારૂઢ. ૩

શંખ વરુણ ને શક્તિ પાવક, મારૂતે આપ્યું ચાપ;
ઇંદ્રે વજ્રથી વજ્ર ઉપાઈ, આપી ઘંટા ગજની આપ. ૪
યમે દંડ ને પાશ જળપતિ, પ્રજાપતિ અક્ષમાળ;
બ્રહ્મા કમંડળુ તઃણિ નિજકર, ખડ્ગ ખેડુ કાળ. ૫
ક્ષીર સાગરે આભૂષણ આપ્યાં, મહા મનોહર હાર;
અજર અંબર ચુડામણિ, કુંડળ વેસર સાર. ૬
અર્ધ ચંદ્ર કેયુર બાહુ, સુંદર ચર્ણે નૂપુર ભવ્ય;
પદકડી વીંટી અંગુલિ જે, રત્ન જડિત મહા દિવ્ય. ૭
વિશ્વકર્માએ ફરસી આપી, વિવિધ રત્ન પ્રકાશ;
હિમાચળે વાહન સિંહ આપ્યો, જળનિધિ પંકજ વિશાળ. ૮
પાનપાત્ર પૂર્ણ સુરાએ, આપિયું યક્ષરાજ;
નાગહાર મણિ શેષે આપ્યો, ધરણી અંધકાર બાજ. ૯
પછે પડછંદો પ્રૌઢો થયો, કંપ્યા સુરાસુર લોક;
વસુધા ચળી મહીધર ધ્રુજ્યો, દેવતા કહે જે જે શ્લોક. ૧૦
સ્તવે મુનિ ભાવ ભક્તિ આણી, કષ્ટ બોધ સંસાર;
સૈન્ય ભૂષણ સજ્જ થયા, દાનવ કરે વિચાર. ૧૧
એ શું છે ક્રોધી મહિષ બોલ્યો, સહુ અસુર સહિત ધાય;
ત્રય લોકમાંહે તેજ વાપ્યું, એવાં દેવી દીઠાં રાય. ૧૨
ચરણ ભારે મહી ધમે ને, મુકુટે લસે આકાશ;
ધનુષ્ય શબ્દે પાતાળ પડિયો, શેષને અતિ ત્રાસ. ૧૩
દશ સહસ્ત્ર ભુજે કરી, વ્યાપી રહી છે નાર;
દૈત્ય દેવી યુદ્ધ મંડાણું, ઉગ્ર તેણે હાર. ૧૪
ચાપ ચઢાવ્યાં દૈતરાજે, કંપાવ્યા સૌ લોક;
દેવીએ ત્રિશૂલ હાથ ધર્યું, તવ ગયો દેવ શોક. ૧૫

### કડવું ૭ મું–રાગ રામગ્રી.

શસ્ત્ર અસ્ત્રના મૂકે પ્રહારજી, ચોદિશ કરતા મારામારજી;
રણે વ્યાપી રહ્યો અંધકારજી, સર્વે કરતા હાહાકારજી. ૧

ઢાળ.

હાહાકાર થાયે અતિ ઘણો, ચઢ્યો મહિષ સેનાપતિ વીર;
ચિક્ષુર રાક્ષસ આવિયો, તે યુદ્ધ કરતો ધીર. ૨

અનેક અસુર સંગ - ધાયા, કર્તા મારો માર;
લંબકર્ણી શિશ હણુતા, કરવાને સંહાર. ૩
એક ચામર નામે દૈત્ય આવ્યો, ચતુરંગ સેના સાથ;
ખટ અયુત રથ સહિત આવ્યો, ઉદગ્ર કરવા ઘાત. ૪
સહસ અયુતે પરવર્યો, મહાહનુ મોટો શૂર;
પંચ અયુતે યુક્ત આવ્યો, અસિલોમા મહા ક્રૂર. ૫
છ અયુતે યુદ્ધ કરે છે, બાષ્કલ અતિ બળવંત;
ગજ વાજી સેના અતિ ઘણી, રથનો ન આવે અંત. ૬
પાંચસેં અયુત રથ સહિત આવ્યો,બિડાલ રાક્ષસ નામ;
અવર દાનવ અતિ ઘણા, ત્યાં કરે છે સંગ્રામ. ૭
સાંગ તોમર મોશળ ફરસી, ખડ્ગ ને ભિંદિપાળ;
કો એક પાશ ને ફરસી મેલે, દેવી ભાંજે તાતકાળ. ૮
આયુદ્ધ મેલે અતિ ઘણાં ને, અસુર કોપે અંગ;
દેવીએ સામાં શસ્ત્ર મૂકી, સર્વનો કીધો ભંગ. ૯
કેસરી વાહન કોપે ચાલ્યો, જાણે પાવક વન;
નિઃશ્વાસ મૂકયો અંબિકાએ, યુદ્ધ કરતાં તન. ૧૦
તેથી સુર ઉપન્યા ઘણા, શસ્ત્રાસ્ત્ર આયુધ પાણ;
યુદ્ધ તે ત્યાંહાં કરે સહી, બહુ અસુરના લે પ્રાણ. ૧૧
શંખ પટહ મૃદંગ વાજે, રણ મહોત્સવ જપાંય;
દેવી પ્રહારે ખંડ કીધા, અસુર સઘળા ત્યાંય. ૧૨
કેટલા ઘંટા નાદે મોહ્યા, કેટલા બાંધ્યા પાશ;
કેટલા બાણે છેદ કીધા, કેટલાનો થયો નાશ. ૧૩
અંગ રુધિર ઝરે ઘણું જે, મોશળ કેરા ઘાત;
વક્ષઃસ્થળમાં શૂળ ભેદ્યાં, કેટલા થયા નિપાત. ૧૪
અસુર કેટલા પ્રાણ મેલે, બાહુ કોના છિન્ન;
છિન્ન ગ્રીવા શીર સહિત, કેટલા હવા ભિન્ન ભિન્ન. ૧૫
છેદી જંઘા એક બાહુ, કબંધ પડિયાં જેહ;
વળી યુદ્ધ કરતા ઉઠિયા, રહે રહે કરતા તેહ. ૧૬
નદી વહી લોહીની, પડિયા રથ હય નાગ;
ભયંકર દિસે ઘણું, અગમ્ય થયો ભૂભાગ. ૧૭

કોપીઓ જયમ વન્હિ બાળે, કાષ્ટના બહુ ભાર;
એણી પેર તે અસુર કેરૂ, સૈન્ય કર્યું સંહાર. ૧૮
સ્તવે અંતરિક્ષ દેવતા, પુષ્પની વૃષ્ટ થાય;
કહે ભાલણ દેવતાનાં, ટળી ગયાં કષ્ટ ત્યાંય. ૧૯

## કડવું ૮ સું–રાગ સામેરી.

સૈન્ય માર્યું નિરખિયું, ચિક્ષુર સેનાપતિ જેહ;
તે કોપે ચાલ્યો યુદ્ધ કરવા, અંબિકા સંગ તેહ. ૧
ધરી કોપ શર વૃષ્ટિ કરે, જાણે ગિરિધનની ધાર;
દેવીએ તેનાં બાણ છેદ્યાં, માર્યો સારથી તોખાર. ૨
ધનુષ્ય ભાજ્યું ધ્વજા છેદી, ભેદિયું શરીર;
ખડ્ગ ખેડુ ધરી આવ્યો, પાળો તે વઢવા વીર. ૩
સિંહને મસ્તકે ખડ્ગ માર્યું, દેવીને શર પ્રહાર;
પછે ક્રોધે અરૂણ લોચન થઇને, શૂળ લીધું સાર. ૪
દેવી ઉપર મેલિયું, બીજું સામું મેલ્યું ઘાત;
તે શૂળ ભાજ્યું અસુર મારી, કર્યો પૃથ્વીપાત. ૫
સેનાપતિ હણ્યો સુણ્યો, ચામર નામે દુષ્ટ;
ગજ ચઢીને આવિયો, મૂકે સાંગ પાપિષ્ટ. ૬
હુંકારે તેજ હીન કીધો, પડ્યો પૃથ્વી તૂલ;
ક્રોધ ભરી તે દેવીઉપર, અસુર મેલે શૂળ. ૭
તેહ ચંડીએ છેદિયું, સિંહ ઉતપત્યો તત્કાળ;
ગજ ઉપર ચઢી બેઠો, બાહુ યુદ્ધ કરે ભૂપાળ. ૮
ગજ ઉપરથી ભૂમિ ગરિયો, યુદ્ધ કરે સિંહ સંગ;
કેસરી અંતરિક્ષ ઉતપત્યો, ચઢીને તેનું અંગ. ૯
અસુરનું મસ્તક છેદ્યું, ઉદગ્ર જે બળવંત;
શિલા વૃક્ષ પ્રહારે તેનો, ચંડીએ આણ્યો અંત. ૧૦
દંત મુષ્ટિ તલે કરીને, મારિયો ત્યાંહ કરાળ;
ઉદ્ધત ગદાએ ચૂર્ણ કીધો, આણ્યો તેનો કાળ. ૧૧
બાષ્કલ ને ભિંદિપાલે, માર્યા તામ્ર અંધક બાણ;
ઉગ્રાસ્ય ઉગ્રવીર્ય મહાહનુ, હણ્યા તેના પ્રાણ. ૧૨

ત્રિનેત્ર ત્રિશૂળે ભેદિયા, આણી અંતર રીસ;
લઇ ખડ્ગ બિડાલનું, તનયકું છેદ્યું શીશ. ૧૩
દુર્ધર દુર્મુખ બાણે માર્યા, સૈન્યનો સુણી નાશ;
મહિષરૂપે આવિયો, પાડતો ગણને ત્રાસ. ૧૪
કોને મુખે કોને ક્ષુર પ્રહારે, લાંગુલ ઝપટે જાણ;
વેગ નાદે ભ્રમણ શ્વાસે, પાડે અતિ ભંગાણ. ૧૫
પાડી સેના ગણતણી, ચાલ્યો સિંહનો કરવા ઘાત;
આવતો જોઈ કરીને, કોપ કીધો માત. ૧૬
અસુર કોપે શૃંગ થકી, પર્વત તોળે પ્રૌઢ;
ઉછાળી નાખે અને, નાદ કરે અતિ ઘોર. ૧૭
વેગે ભ્રમણે તેહને, વિશીર્ણું પૃથ્વી હોય;
પૂછ હણ્યાથી સમુદ્ર સર્વે, ડૂબાવા લાગ્યા સોય. ૧૮
શૃંગે હણ્યા ઘન ખંડ થયા, મુખ પડે ચાલ્યો શ્વાસ;
અતિ શીર્ણ થયા પર્વત તે, ધડહડી પડે આકાશ. ૧૯
એણી પેર ત્યાં આવતો તે, દેખીને અંબાય;
ક્રોધ કરી ચંડીએ કીધો, તેના વધતણો ઉપાય. ૨૦
ભગવતીએ પાશ મેલી, બાંધીઓ તે ભૂપ;
મહિષ દેહ છાંડી કરી, થયો સિંહ સ્વરૂપ. ૨૧
જેટલે ચંડી શીશ છેદે, થયો પુરૂષાકાર;
ખડ્ગ પાણે ધરી રહ્યો, આદ્ય બાણના કરે પ્રહાર. ૨૨
ક્ષણએકમાં નરદેહ તજીને, થયો ગજ વિકરાળ;
સુંઢે ગ્રહીને સિંહ તાણ્યો, ગાજીઓ તાતકાળ. ૨૩
ખડ્ગ પ્રહારે સુંઢ છેદી, દેવીએ તેણી વાર;
દુષ્ટ મહિષ રૂપે થયો, ત્યારે ધ્રુજીઓ સંસાર. ૨૪
એટલે માતા કોપિયાં, કરવા વારૂણી પાન;
વારે વારે હાસ્ય કીધુ, રક્ત લોચન માન. ૨૫
અસુર શૃંગે ચંડી પર, પર્વત ચઢાવી ઉછાળે;
મદ વીર્ય ઉદ્ધત નાદ કીધો, નાખીને તતકાળે. ૨૬
તે આયશક્તે ચૂર્ણ કીધા, બોલિયાં ત્યાં વાણ;
ત્યાં લગી તું ગાજ પાપી, ક્ષણ માત્ર અજાણ. ૨૭

જ્યાં લગે હું મધ પીઉં, પછે તુને મારીશ ખેવ;
તુને માર્યા પછી હવણાં, ગાજશે સહુ દેવ. ૨૮
વારૂણીને હાથ ધરી, પીએ માતા ત્યાંય;
રણુ રોળવા જોધને, માતા ચઢે રણુમાંય. ૨૯
પાન કરીને ઉત્પતિયાં, પગે આક્રમ્યો દેહ;
શૂળે કરીને મારીઓ રે, કંઠ માંહે તેહ. ૩૦
આક્રમતાં તેનાં મુખ થકી, નિસર્યો બળવંત યોદ્ધ;
ખડ્ગ ચર્મ ધરી રહ્યો, કરવા તે કારણુ શેધ. ૩૧
દેવી સંઘાતે જુદ્ધ મંડાણું, ખડ્ગ લઇને માત;
શીશ છેદ્યું તેહનું, વેગે કીધો ઘાત. ૩૨
એણીપેર ત્યાં મહિષાસુર, સહિત સહુ પરિવાર;
ભવાનીએ નિપાત્યો, આનંદ હુઓ અપાર. ૩૩
દૈત્યસૈન્ય હાહાકાર કરતું, ચોદિશ ભાગ્યું જાય;
અમર આનંદ પામિયા ને, શબ્દ જય જય થાય. ૩૪
મહર્ષિ દેવ સ્તવે ઘણું ને, ગંધર્વ કરે ત્યાં ગાન;
અપ્સરા નાચે પુષ્પવૃષ્ટિ હોય, પુણ્ય વાવાય તે સ્થાન. ૩૫
દિવાકર ઉજ્વળ થયો, પાવક તેજ પ્રકાશ;
દિશા દશ નિર્મળી થઇ, સુર મુનિ અતિ ઉલ્લાસ. ૩૬

## કડવું ૯ મું–રાગ ધનાશ્રી.

તેણે સમે સુર ગણ સહુકો, ઇંદ્રાદિક ત્યાં દેવજી;
સ્તુતિ કરવી આરંભી જ્યારે, મહિષાસુર હણિયો ખેવજી. ૧
રોમ ઉભાં થયાં હર્ષે, અંબાની કરે સેવજી;
નમે સુર શક્રાદિક સઘળા, આનંદે અવશ્ય માવજી. ૨
દેવ સ્તવે સર્વ આનંદ પામી, અસુર તણો થયો અંતજી;
તેહ રૂપને અમો નમું છું, શક્ર સહિત બળવંત; જગદંબા રક્ષ્યતું. ૩
જેનો અતુલ પ્રભાવ ન જાણે, બ્રહ્મા હર ભગવાનજી;
તે ચંડિકા અખિલ જગતને, પાળવા મતિ કરી સ્થાન. જગ૦ ૪
અસુર તણો ભય નાશ કરો, એ માગું વરદાનજી;
અખિલ બળ તારૂં કેહવાને, કોને નહીં કંઇ જ્ઞાન. જગ૦ ૫

ધનવંતને ઘેર શ્રીરૂપ તું, પાપાત્માને અરિદ્ધજી;
સાધુ પુરૂષની અતિ તુ શ્રદ્ધા, કૃતઘ્નની તું બુદ્ધિ. જગ૦ ૬
કુલવંતને તે તું લજ્જા, નમીએ જાણી સિદ્ધિજી;
શું વર્ણવું આદ્ય રૂપ તમારૂં, અચિંત્ય વીર્ય પ્રસિદ્ધિ. જગ૦ ૭
અદ્ભૂત ચરિત્ર તે શું કહું, રણે અસુર કર્યાં સંહારજી;
સર્વે ભૂત ને હેતુભૂત તું, ત્રિગુણાત્મિકા સંસાર. જગ૦ ૮
તથાપિ હરિ હરાદિક ન જાણે, તમારો તે પારજી;
સર્વાશ્રય આદિ પ્રકૃતિ તું, અવ્યક્ત ને નિર્ધાર. જગ૦ ૯
તે તું સ્વાહા રૂપ આઈ, દેવ તૃપ્ત જેણે થાયજી;
સ્વધા કહીએ છીએ તે તું, પિતૃ જેણે સંતોષાય. જગ૦ ૧૦
મોક્ષને કાજે મહાયોગી, જીતેંદ્રિય તને ધાયજી;
મોક્ષાર્થી મુનિ વિદ્યા કહેછે, તે ત્યાં તું ગવાય. જગ૦ ૧૧
શબ્દાત્મિકા આદ્ય તું વિમળ,ઋગ યજુતણું નિજ રૂપજી;
સમ્યક પ્રણુસુ સામવેદ, યામિત્રા વિદ્યા અનુપ. જગ૦ ૧૨
જગત્ વાર્ત્તા તે તું ટાળે, વળી આર્તનો જે કૂપજી;
મેધા અખિલ શાસ્ત્ર તું સારા, દુર્ગા રતિ રખુ ભૂપ. જગ૦ ૧૩
સંસાર સાગર માંહ નાવ તું, હરિ હૃદયા શ્રી વાસજી;
શશિમૌલિ વિશે તું ગૌરી રૂપી, સ્થિતિ પ્રકાશ. જગ૦ ૧૪
સુંદર મુખ મનોહર જોઇ,મંદ મંદ કરતું હાસ્યજી;
ક્રોધ દેખીને પ્રાણ તજ્યા, મહિષાસુર પામ્યો ત્રાસ. જગ૦ ૧૫
તારો પ્રેમ હોય જે ઉપરે, તે માનવી ત્યાં ધનજી;
પુત્ર દારા ધન સંપત્તિ આપો, તમો થયાં પ્રસન્ન. જગ૦ ૧૬
ધર્મ કરાવી ને પાતક ટાળો, પુણ્ય વધારો તનજી;
યહલોક પરલોકતણા ફળ, તમો પમાડો ધન. જગ૦ ૧૭
દોહલે સંભારી ત્યાં દુઃખ ટાળ્યાં,સુખ આપિયાં પ્રીઢજી;
દરિદ્ર દુઃખ ને ભય તું હણુતા, નહીં કો બીજું ગૂઢ. જગ૦ ૧૮
સજ્જનને ઉપકાર કરવા, સદા તું આરૂઢજી;
વિશ્વનાં હિત કરવા માર્યા, સંગ્રામે મહા મૂઢ. જગ૦ ૧૯
દષ્ટિ માત્રે ભસ્મ શે ન કર્યા,રાક્ષસ માત્રના પ્રાણજી;
જાણ્યું બાળા દુર્ગાને જાશે, તેણે મેહેલ્યાં બાણ. જગ૦ ૨૦

સંગ્રામમૃત્યુ સ્વર્ગજ હોય,એમ વૈરી વિષે પ્રમાણુજી;
સાધુ મતિ એણીપેર આણી, કોમળ હૃદયા જાણ. જગ૦ ૨૧
દાને ઉપમા તારી દીજે, જગત્ કરો પ્રતિપાળજી;
ખડ્ગ પ્રહારે દૈત્ય ગાત્રનો, વેગે આણ્યો કાળ. જગ૦ ૨૨
તારૂં શીળ વ્રત ટળે નહીં, સુખ રૂપે વિશાળજી;
તેહ રૂપને નમસ્કાર, જેણે હણિયા દુષ્ટ ભૂપાળ. જગ૦ ૨૩

કડવું ૧૦ મું.-રાગ આશાવરી.

દેવી શૂળે કરે ત્રાહિ ત્રાહિરે, અંબા તું યા ખડ્ગ સાહિરે;
ઘટા ધનુષ્ય પ્રત્યંચા, શબ્દ રાખજોરે. ૧

ઢાળ.

શબ્દ એણે રાખજો, પૂર્વ પશ્ચિમ દેશ;
દક્ષિણ ઉત્તર રાખજો, ચક્રે કરીને અવેશ. ૨
ત્રયલોકય તારણિ સૌમ્યરૂપા,ને ઘોરરૂપા વિચિત્ર;
તેણે અમને રાખજો,આઇ સદા થઇ પવિત્ર ૩
કર આયુધ ધરો ઘણાં, ગદા ખડ્ગ ત્રિશૂળ;
તેણે અમને રાખજો,આઇ સદા થઇ અનુકૂળ ૪
એણી પેર દેવી સ્તવ્યાં, કુસુમ ચંદન સાર;
ધૂપ પ્રેમે પૂજ્યાં આઇ,હસી બોલ્યાં તેણીવાર. ૫
સ્તવન તમારે સંતોખાણી,કાંઇ માગો સુર વરદાન;
કઠિન કાર્ય વળી હોય તે, કરૂં સહી નિદાન. ૬
દેવ કહે સર્વે કીધું, કાંઇ નથી શેષ આજ;
જે વેરી અમારો મારિયો, મહિષાસુરનો રાજ. ૭
વળી જો વરદાન આપો,તમો અમને માત;
સ્મરણ માત્રે પ્રકટ થઇ, ટાળજો સર્વ ઉત્પાત. ૮
જે મનુષ્ય સ્તુત્યે સ્તવે,આઇ તુને ધરીને ધ્યાન;
તેના પ્રસન્ન થઇ વૃધ્ધિ કરો,પુત્ર કલત્ર ધન ધાન્ય. ૯
એણી પેર દેવે માગિયું,આનંદ ભેર તે સ્થાન;
વરદાન તે આપી અને,અંબા થયાં અંતરધ્યાન. ૧૦
ઋખિ કહે સુણો રાયજી, મેં તુને કહ્યું આખ્યાન;
દેવી દેવના શરીરથી જે,પ્રકટ થયાં નિદાન. ૧૧

વળી ગૌરીના દેહથકી, જે પ્રકટ થયાંવિખ્યાત;
તે કથા તુને કહું, શુંભ નિશુંભ કરવા ઘાત. ૧૨
મહિષાસુરવધ શક્રાધ્યસ્તુતિ, અને રૂપતણો વિસ્તાર;
કહે ભાલણ ચરિત્ર એ, પૂર્ણ હવાં નિર્ધાર. ૧૩

---

## કડવું ૧ લું–રાગ કેદારો.

પૂર્વે શુંભ નિશુંભ બે બળિયા, અસુર ઘોર સ્વરૂપ;
પુષ્કર જઇને તપ આરંભ્યું, સેવ્યો બ્રહ્મા ભૂપ. ૧
અયુત વર્ષ દેવના તપ કીધું, ત્યાં રહી નિર્ધાર;
બ્રહ્મા વેગે પ્રસન્ન થયા, ને વર આપ્યો તેણીવાર. ૨
પુરૂષ ગાત્રથી મર્ણું નહિ, મનુષ્ય. યક્ષ ને દેવ;
વર પામી ઇંદ્રાસન લીધુ, પ્રાક્રમ કરીને એવ. ૩
યજ્ઞભાગ સર્વે તે ભોગવે, દિક્‌પતિનો અધિકાર;
અમર સર્વે ભ્રષ્ટ થયા, તે કરે મન વિચાર. ૪
આપણને આગે દેવીએ, વર આપ્યો છે જેહ;
સ્મરણ માત્રથી પ્રકટ થઇને, આપદા ટાળશે તેહ. ૫
તેનું ચિંતન કરીએ, દુઃખ ટાળશે માય;
એવી મતિ વિચારી ચાલ્યા, સુર હિમાચળ જ્યાંય. ૬
શૈલરાજાએ વિષ્ણુમાયાનું, આરંભ્યું સ્તવન;
નમો દેવી મહા દેવી, શિવા નિરંતર ધન્ય. ૭
પ્રકૃતિ નિદ્રા નિત્ય તું ભદ્રા, કરીએ કોટિ પ્રણામ;
ગૌરી ધાત્રી જ્યોત્સ્ના ચંદ્ર તું, સુખ રૂપની ધામ. ૮
કલ્યાણી ને વૃદ્ધિ સિદ્ધિ તું, નિઋતિ લક્ષ્મી સત્ય;
દુર્ગા સર્વકારિણી સારા, કૃષ્ણ ધુમ્રા ગત્ય. ૯
અતિ સૌમ્યા અતિ રૂદ્રા, જગત્‌ પ્રતિષ્ઠા વાણી;
તે તે રૂપને નમો નમો, આઈ વેદ પુરાણે વિખાણી. ૧૦

## કડવું ૨ જું–રાગ આશાવરી.

અમર સહુકો સ્તુતિ કરે રે, ગોકળેશ નામ ત્યાં ઉચ્ચરે રે;
વિસ્તરે છે, નમસ્તસ્યૈ, નમસ્તસ્યૈ રે. ૧

ઢાળ.

અસુર હણીને સુખ કીધું, દૈત્યે સંતાપ્યા અપાર;
દુઃખ થકી તમો મૂકાવ્યા, તેને કરીએ નમસ્કાર. ૨
વહાર કર આઈ સવેળા, તપે સકળ દેવ;
તું વિન નહીં કો આશરો, શક્તિ કરીએ તારી સેવ. ૩
એણીપેર દેવના સ્તવે છે, પ્રેમે તેણે સ્થાન;
પાર્વતી ત્યાં નિસરિયાં, ગંગા કરવા સ્નાન. ૪
સુર પ્રત્યે એણી પેર બોલ્યાં, શિવા સુંદર વાણી;
સ્તોત્ર માઈ જે જપે તે, સુખી થાશે પ્રાણી. ૫
પાર્વતીના શરીરકોશથી, નિસર્યું અંબા રૂપ;
તે કૌશિકી સર્વ લોકમાંહે, વિખ્યાત કહાવે ભૂપ. ૬
અંબા રૂપ નિસર્યા પૂઠે, પાર્વતી થયાં શ્યામ;
હિમાચળ આશ્રમ કર્યો, કાલિકા તેનું નામ. ૭
ત્યાર પૂઠે અંબાજીએ, રૂપ ધર્યું પ્રકાશ;
તેજ ત્રણ લોકમાં વ્યાપિયું, દશદિશ થયો ઉજાસ. ૮
શુંભતણા બે સેવક આવ્યા, ચંડ મુંડ બે વીર;
નારી તેણે નયને નિરખી, સર્વાંગ સુંદર નીર. ૯
તેણે જઈ વિનવ્યો શુંભને, સાંભળને તું રાય;
હિમાચળ એક વસે સુંદરી, શોભા કહી નવ જાય. ૧૦
ગિર પ્રકાશે ઝળહળ્યો, એનું રૂપ ન જાય દાખ્યું;
જોરાવરીએ તે અણાવો, વચન એવું ભાખ્યું. ૧૧
સ્ત્રી રૂપ છે મારૂં અંગે, રહે છે તે ગિરિ ઠામ;
તેજે દિશાઓ દિપાવે છે, જોવા જોગ છે સ્વામ. ૧૨
ત્રણ લોકમાં શ્રેષ્ટ રત્ન જે, ગજ અશ્વ તો જેહ;
હવણાં મંદિર તમારે છે, સર્વ સ્વામી તેહ. ૧૩
ઇંદ્રથકી ઐરાવત લીધો, કલ્પવૃક્ષ વિશાળ;
ઉચ્ચૈઃશ્રવા હય તો લીધો, હંસવિમાન ભૂપાળ. ૧૪
ધનદ થકી પદ્મ તો લીધું, મહાનિધિ તે સાર;
ઉદધિએ અંબુજમાળ આપી, કરમાય નહિ લગાર. ૧૫

સુવર્ણ શ્રવે એવું છત્ર વરણનું, પ્રજાપતિનો રથ;
યમતણી તો શક્તિ લીધી, પાશ જળપતિ સમર્થ. ૧૬
પાવક અગ્નિ શાં શૌચ વસ્ત્ર તે, તમને કીધાં ભેટ;
એણી પેર તમો રત્ન સમસ્ત, હરી લીધાં નેટ. ૧૭
એ સુંદરી શામાટ ન લ્યો, મોહકારી કલ્યાણી;
એણી પેરે ત્યાં રાજા પ્રત્યે, સેવક બોલ્યો વાણી. ૧૮

## કડવું ૪ થું-રાગ આશાવરી.

વચન સુણ્યાં ભૂપતિ જેહ રે, શુંભને અતિ ઘણો વાધ્યો નેહ રે;
દાધ્યો કામે, થયો અતિ આકળો રે. ૧

### ઢાળ.

કામદેવે કર્યો અતિ આકળો,પછે દૂત મોકલ્યો એક;
સુગ્રીવને કહ્યું પ્રીતશું, તેડી આણો કરો વિવેક. ૨
હિમાચળ તે ચાલી આવ્યો, દેવી કેરે પાસ;
મધુરે વચને કરી બોલ્યો, વાણી એહ પ્રકાશ. ૩
દેવી દૈતેશ્વર શુંભ રાજા, વશ વર્તે ત્રય લોક;
દૂત હું તેનો આવ્યો છું, તમ ભણી તે અવિલોક. ૪
કાઢ્યું છે જે દેવ સઘળા, આજ્ઞા પાળે શીર;
ત્રણ લોક વશ વર્તે માહરે, કંપે દેવમુરારી. ૫
ત્રણ લોકમાં શ્રેષ્ટ રત્ન જે, તે છે મારે ધામ;
ઐરાવતઉચ્ચૈઃશ્રવા હય,દેવે સુરકંપે સુણીરામનામ. ૬
દેવમત્ત પન્નગ વિશે, રત્નભૂત સંસાર;
તે સર્વે મારે ઘેર છે, એક તું નથી નાર. ૭
રત્નતણા અમો છું ભોગી, તું છે રત્ન વિખ્યાત;
વર્ય ગુરૂ કે લઘુને વર્ય, નિશુંભ વીર છે ભ્રાત. ૮
પરમ ઐશ્વર્ય તું પામીશ, અમ સરખા ભરતાર;
અમ બેમાં એકને વર સુંદરી, મને મતિ વિચાર. ૯
વળતાં ભાર્ગવસી બોલિયાં, મંદ હસીને વચન;
સત્ય કહ્યું કાંઈ નહીં જૂઠું, વાણી તારી ધન્ય. ૧૦

ઢાળ.

અસુર હણીને સુખ કીધું,દૈત્યે સંતાપ્યા અપાર;
દુઃખ થકી તમો મૂકાવ્યા, તેને કરીએ નમસ્કાર. ૨
વહાર કર આઈ સવેળા, તપે સકળ દેવ;
તું વિન નહીં કો આશરો, શકિત કરીએ તારી સેવ. ૩
એણીપેર દેવતા સ્તવે છે, પ્રેમે તેણે સ્થાન;
પાર્વતી ત્યાં નિસરિયાં, ગંગા કરવા સ્નાન. ૪
સુર પ્રત્યે એણી પેર બોલ્યાં, શિવા સુંદર વાણી;
સ્તોત્ર મારૂં જે જપે તે, સુખી થાશે પ્રાણી. ૫
પાર્વતીના શરીરકાશથી, નિસર્યું અંબા રૂપ;
તે કૌશિકી સર્વ લોકમાંહે, વિખ્યાત કહાવે ભૂપ. ૬
અંબા રૂપ નિસર્યાં પૂઠે, પાર્વતી થયાં શ્યામ;
હિમાચળ આશ્રમ કર્યો, કાલિકા તેનું નામ. ૭
ત્યાર પૂઠે અંબાઈએ, રૂપ ધર્યું પ્રકાશ;
તેજ ત્રણ લોકમાં વ્યાપિયું, દશદિશ થયો ઉજાસ. ૮
શુંભતણા બે સેવક આવ્યા, ચંડ મુંડ બે વીર;
નારી તેણે નયને નિરખી, સર્વાંગ સુંદર નીર.

કડવું ૫ મું-રાગ આશાવરી.

વચન સાંભળી દૂતજ વળ્યો, રાજા પ્રત્યે વેગે પળ્યો;
નમન કરી વૃત્તાંત રાજાને કહ્યું રે. ૧

ઢાળ.

વાર્તા રાજાને કહી, સાંભળતાં ચઢિયો ક્રોધ;
આજ્ઞા દઇને તેડિયો, ધુમ્રલોચન યોદ્ધ. ૨
ધુમ્રલોચન જા ઉતાવળો, કેશ ગ્રહી લાવ નાર;
તેની રક્ષા કરે જો દેવ દાનવ, તેને હણજે તે ઠાર. ૩
શુંભે દીધી આગન્યા, તવ ધુમ્રલોચન જાય;
સાઠ સહસ્ર દાનવ લઇને, દેવી સામો ધાય. ૪

સુવર્ણ શ્રવે એવું છત્ર વરૂણનું, પ્રજાપતિનો રથ;
યમતણી તો શક્તિ લીધી, પાશ જળપતિ સમર્થ. ૧૬
પાવકે અગ્નિ શાં શૌચ વસ્ત્ર તે, તમને કીધાં ભેટ;
એણી પેર તમો રત્ન સમસ્ત, હરી લીધાં નેટ. ૧૭
એ સુંદરી શામાટ ન લ્યો, મોહકારી કલ્યાણી;
એણી પેરે ત્યાં રાજા પ્રત્યે, સેવક બોલ્યો વાણી. ૧૮

### કડવું ૪ થું-રાગ આશાવરી.

વચન સુણ્યાં ભૂપતિ જેહ રે, શુંભને અતિ વળો વાધ્યો નેહ રે;
ડાધ્યો કામે, થયો અતિ આકળો રે. ૧

ઢાળ.

ચાપ પાણુ ગ્રહી આવતો, ચંડ મુંડ દેખી કોપ્યાં અંબિકા;
ભૃકુટી કુટિલ વદન કીધું, લલાટ ફરકે સાંભિકા.
એટલે કાળી કરાળ મુખી, નિસરી લઇ અસિ પાસ;
વિચિત્ર ખટ્વાંગ ધર્યું, વ્યાઘ્રચર્મ ધરી કરવા નાશ.
ભૂષણ નરમાળાતણું, શુષ્ક માંસ મહા ક્રૂર;
વિસ્તાર મુખ ને લલન જીહ્વા, ભૈરવ નયને પૂર.
હસ્તીઘંટા મોટા રથને, ગ્રહે ગદા એક પાણુ;
મુખ માંહે મૂકે તદા, જાય તેના પ્રાણ.
અશ્વ રથ પાળા ગ્રહી, મુખમાં મૂકે એવ;
દાંતે કરી ચાવે સહી, વેગે તે અશ્વમેવ.
કોને કેશ ગ્રીવા પાગે ગ્રહી, પછાડે પાષાણુ;
મુખે ગ્રહી દાંતશુ ભાંજે, જે તે ગેલે બાણ.

જે માટે ચંડ મુંડ ગ્રહી, લાવી આણ્યો ઠામ;
તે માટે લોક વિખ્યાત હશે, તારૂં ચામુંડા નામ. ૧૮

## કડવું ૭ મું—રાગ વેરાડી.

ચંડ મુંડનું સૈન્ય વિશાળ, તે માર્યું સુણ્યું ભૂપાળ;
ક્રોધે શુંભ નિશુંભ બલિષ્ટ, સૈન્ય ઘણું મેલ્યું પાપિષ્ટ. ૧
છાશી બળિયા આયુદ્ધસહ વીર, કંબુ ચોરાશી મહાધીર;
આપાપણા સૈન્યસહિત સંચરે, કુળ કોટિવીર્ય પંચાશ ધરે. ૨
શત કુળ તે ધૌમ્રતણાં, કાળક આદિ અસુર કુળ ઘણાં;
યુદ્ધ કરવાને કાલિ પાસ, અહિ આવો આયુદ્ધ ઉલ્લાસ. ૩
ભૂપે આજ્ઞા દીધી એમ, ઘણા સૈન્યશું ચાલ્યા તેમ;
આવતો દીઠો ચંડીએ યદા, શબ્દ પ્રત્યંચા પૂર્યો તદા. ૪
પૂર્યાં ધરણી અને આકાશ, સિંહનાદ કર્યો પ્રકાશ;
પણુછ ઘંટા સિંહનાદે કરી, દિશા દશ ભરપૂરે ભરી. ૫
નાદ સાંભળી તેહ વિશાળ, દૈત્ય સૈન્ય આવ્યું તત્કાળ;
બાણે આઘ વિંટયાં અંબિકા, વિંટયો સિંહ વિંટયાં કાલિકા. ૬
એવે અંતર અસુરનો નાશ, કરવા સુરમત અતિ ઉલ્લાસ;
બ્રહ્મા વિષ્ણુ હર સુરતણી, શક્તિ નિસરી ચાલી ઘણી. ૭
જેહ દેવીનું જેવું રૂપ, તેવાં વાહન ભૂષણ અનૂપ;
તેવાં રૂપ ધરી સુંદરી, યુદ્ધ કરવા વેગે પરવરી. ૮
હંસ ચઢી કમંડલુ હાથ, બ્રહ્માણી આવ્યાં મહીનાથ;
માહેશ્વરી વૃષભે આરૂઢ, ચંદ્રરેખા ત્રિશૂળ અહિ ગૂઢ. ૯
મયૂર ચઢી શક્તિ કર ધરી, કુમારી આવ્યાં વિસ્તરી;
લઈ ગરૂડ વૈષ્ણવી શંખ સારંગ, ગદા ખડ્ગ આયુદ્ધ અભંગ. ૧૦
યજ્ઞ વરાહનું રૂપ જેહ, વારાહિ શક્તિ આવી તેહ;
નારસિંહી નૃસિંહાકાર, આવ્યાં નક્ષત્રને કરતાં પ્રહાર. ૧૧
વજ્ર હસ્તે ચઢી ગજેંદ્ર, સહસ્ર નયને જાણીએ ઇંદ્ર;
જ્યારે શક્તિ સર્વે પરવર્યાં, ત્યારે સૈન્યમાં શંભુ સંચર્યા. ૧૨
ચંડી પ્રત્યે એમ બોલ્યા વાણ, મારો અસુર એના હ્યો પ્રાણ;
ત્યારે ચંડીથકી નીસરી, શિવાનામે ઘેરૂં સુંદરી. ૧૩

તે બોલી હરિ પ્રત્યે વચન, દૂતપણું કરો જગજીવન;
શુંભ નિશુંભ દુષ્ટને કહો, મૂર્ખો યુદ્ધ કરવા શું રહો. ૧૪
ઇંદ્રને આપો ત્રિલોક વિશાળ, તમો વસો જઇ પાતાળ;
જો જીવવાની ઇચ્છા કરો, તો ઇહાં થકા પરવરો. ૧૫
જો બળપણે યુદ્ધનું કરો મન, શુંભ નિશુંભ તમે તજશો તન;
તમારે માંસે કરીને તૂર્ણ, શિવા વેગે થાશે પૂર્ણ. ૧૬
જે માટે શિવ દૂતને કામ, પ્રેર્યા તેણે શિવદૂતી નામ;
શિવે જઇ કહ્યા પ્રતિબોધ, દાનવને અતિ ચઢિયો ક્રોધ. ૧૭
ક્રોધ પૂરિત આવ્યો સંગ્રામ, કાત્યાયની છે જેણે ઠામ;
દેવી ઉપર બાણુની વૃષ્ટ, કરવાને લાગ્યો પાપિષ્ટ. ૧૮
દેવીએ સહવેગે છેદિયાં, વળતાં શૂળ ચક્ર ભેદિયાં;
બ્રહ્માણી મેલ્યું કમંડલ નીર, બળ હીન કીધા સર્વ વીર. ૧૯
ચક્ર વજ્ર ત્રિશૂળનો ઘાત, દાનવ કીધા પૃથ્વીપાત;
વાગ્યા શુકર મૂખના પ્રહાર, વહે છે રૂધિરતણી ધાર. ૨૦
નારસિંહી વિદારે નખે, લઇને દાનવ ત્યાં ભખે;
એણીપેર કાપ્યું સૈન્ય ન માત, હણિયા અસુર અનેક ઉપાય. ૨૧
પલાયન પર દીઠા વીર, આવ્યો રક્તબીજ મહીધીર,
તેનું રક્ત જ્યાં પૃથ્વી ઝરે, ત્યાંથી યોદ્ધ તેવા વિસ્તરે. ૨૨
રૂધિરથકી તે વાધે ઘણા, આયુદ્ધ ભૂષણ તેહજ તણાં;
ગદાપાણિ ગ્રહી રણ સંચરે, દેવી સંગાતે યુધ્ધ કરે. ૨૩
ઐંદ્રી જેહને વજ્રે હણે, રૂધિર ચાલે ઉર અસુર તણે;
રૂધિર ભુવિ પડયું જેટલે, અસુર બહુ ઉપન્યા તેટલે. ૨૪
તેવા બળવંત આયુધ્ધ ગ્રહે, યુધ્ધ કરવાને સબળા રહે;
વળી વજ્રે વક્ષ:સ્થળ તાડિયું, રૂધિરવડે પ્રૌઢ ઉદર ફાટિયું. ૨૫
તેથી અસુર ઉપન્યા અસંખ્યાત, દેવી ચક્ર ગદાએ કરે ઘાત;
ચક્ર પ્રહારે રૂધિરજ વહે, ઉપન્યા અસુર સંખ્યા નવ લહે. ૨૬
શક્તિ ત્રિશૂળ તે ઉર થાપિયું, અસુર ઉપન્યા જગત્ વ્યાપિયું;
દેખી રક્તબીજ રૂપ બહુ, સુર ભય અતિ પામ્યા સહુ. ૨૭
દેવ દયામણા જોઇ ગાત, કાલિકાને કહી એક વાત;
ચમુંડા કર્યે મુખ વિકાશ, હું કરૂં દાનવનો નાશ. ૨૮

મારા શસ્ત્ર પાતથી જે ઉપજે, રક્તબીજ વળી જે નિપજે;
તું મુખ વિકાશી રેહ સમક્ષ, દાનવને કર્ય વેગે તું ભક્ષ. ૨૯
ઉપજંતાં ખાઇશ જેટલે, વળતા નહિ વાધે તેટલે;
એમ રૂધિર થાશે ક્ષીણ, દાનવ સઘળા થાશે ક્ષીણ. ૩૦
એવું કહી ત્રિશૂળનો પ્રહાર, કાલિ કરવા લાગી આહાર;
પીધું રૂધિર સૌ ક્ષીણજ કર્યું, રક્તબીજનું નામજ હર્યું. ૩૧
દેવ સર્વે હરખ્યા અતિ ઘણું, કાર્ય સિદ્ધ થયું આપણું;
માતૃગણ કરવા લાગ્યો ગાન, જે જે બોલે સર્વે વાણ. ૩૨

## કડવું ૮ મું-રાગ જેતમાન.

રક્તબીજ માર્યો સાંભળી, કોપે ચઢયા બે શૂર;
યુદ્ધ-કરવા શુંભ વેગે ચાલ્યો, સેના લઇને ક્રૂર.
કાલિકા જોજે રે, કરૂં તારો તે અમણાં નાશ;
અમર સઘળારે, પછે મારૂં ઉપાઊં અતિ ત્રાસ. ટેક. ૧
અધર ડશે ને આયુધ્ધ ચલવે, સૈન્યનો નહિ પાર;
બાણતણી ત્યાં વૃષ્ટિ કરે, જાણિયે ઘનની ધાર. કાલિ૦ ૨
નિશુંભે સિંહને શીર કીધો, ખડ્ગ પ્રહાર પ્રચંડ;
દેવીએ સામું આયુધ્ધ મૂકી, તેનો કીધો ખંડ. કાલિ૦ ૩
શૂળ ગ્રહીને દાનવ ધાયો, દેવીએ કર્યો મુષ્ટિપાત;
પાપીએ ગદા સામી મેલી, તે ત્રિશૂળે છેદી માત. કાલિ૦ ૪
ફરશી લઇને શુંભ આવ્યો, દેવીએ બાણે તાડયો;
મહા પાપી ત્યાં પ્રહાર કરીને, ભૂતળ ઉપર પાડયો. કાલિ૦ ૫
ભ્રાત પડયો દીઠો જહીં, બેઠો સુંદર રથ;
અષ્ટ ભુજે આયુદ્ધ ગ્રહી, આવ્યો શુંભ સમર્થ. કાલિ૦ ૬
આવતો દીઠો દેવીએ, શંખનો કીધો નાદ;
સિંહનાદ પ્રત્યંચા શબ્દે, પામ્યો અસુર વિષાદ. કાલિ૦ ૭
હાસ્ય કીધું શિવદૂતિએ, અંબા કહે રે વાણ;
જય જય અંબરે અમર વદે, પુષ્પ વૃષ્ટિ કરે પ્રમાણ. કાલિ૦ ૮
શુંભે આવી શક્તિ મેલી, જાણીએ અગ્નિ જ્વાળ;
બાણ બહુ મેલ્યાં તે છેદ્યાં, દેવીએ તત્કાળ. કાલિ૦ ૯

દેવીએ શૂળ હૃદેમાં ઘાલ્યું, શુંભ પડગો ત્યાં ભોમ;
જે જે શબ્દ થયો તેણી વેળા, સુરનર હરખ્યા વ્યોમ.
કાલિએ રોળ્યો રે, બળિઓ એ દુષ્ટ શુંભ;
જય પોગે જાગોરે, પાપિષ્ટ શાહવનિશુંભ. ટે. ૧૦
શાન વળી જવ નિશુંભને, ધનુષ ધરીને આવે;
બાણુતણી વૃષ્ટિ કરે ને, કાળીને વધાવે. કાલિ૰ ૧૧
ભાગવતી અતિ કોપે - ચઢિયાં, છેદ્યાં તેનાં બાણ;
રહેજેરે મુજ આગળ ઉભો, લઉં તારા પ્રાણ. કાલિ૰ ૧૨
શૂળ લઇને સામો ચાલ્યો, દેવીને તેણે મારે;
હૃદે ભીતર વેધ્યો અતિ, રેહ રેહ વચન ઉચ્ચારે. કાલિ૰ ૧૩
હસી અંબાએ ખડગ લીધું, મન ભરાણી રીસ;
પૃથ્વી ઉપર લઇને પછાડગો, છેદ્યું તેનું શીશ. કાલિ૰ ૧૪
કેટલાક ત્યાં સિંહે ખાધા, કાળી કર્યાં ભક્ષ;
એણી પેર દાનવ દળ દળ્યું, નાશ કીધું સમક્ષ. કાલિ૰ ૧૫

### કડવું ૯ મું—રાગ ધનાશ્રી.

નિશુંભ હણિયો જયારે દીઠો, શુંભને ચઢિયો ક્રોધજી;
રેહ ઉભી હમણાં મારૂં કેહતો આવ્યો, યુદ્ધ કરવાને યોદ્ધજી. ૧
યુદ્ધ . અતિ ઘોર ત્યાં થાયે, દેવી અને રાક્ષનજી;
આભગઢગે અગર ચઢી જૂએ, વિવિધ બેઠી વિમાનજી. ૨

### ધ્રુવપદ.

દેવી કેહ છે રેહજે ઉભો, હવણાં આણું અંત;
પ્રાક્રમ સઘળું જણાશે, કહાવે બહુ બળવંત. જો જે પ્રાક્રમ મારૂં. ૩
શસ્ત્રાસ્ત્ર મૂકે માંહોમાંહે, વરતે હાહાકાર;
જગદંબા આયુદ્ધ સર્વ છેદે, વેગે કરી હુંકાર; શુંભને ત્યાં પછાડે. ૪
તેનું ધનુષ્ય છેદ્યું ચંડીએ, શક્તિ ગ્રહીને ધાય;
ચક્રે કરી સાંગજ છેદી, ખડ્ગ ગ્રહી પળાય, જો જે પ્રાક્રમ મારૂં. ૫
છેદ્યું ખડ્ગ અશ્વને માર્યા, સારથીવિણુ હવો રથ;
પાળો મુદ્દગર ગ્રહીને આવ્યો, યુદ્ધ કરવા સંમર્થ, શુંભ૰ ૬

મૂકયું એટલે મુદ્ગર છેદ્યું, તવ મુષ્ટિ ઉગામી આવ્યો;
દેવી હૃદેમાં મારે જેટલે, કરતલે મારી ચલાવ્યો. જો જે ૭
તળ પ્રહારે ફેંકયો મહી પડ્યો, ઉઠયો તે તતકાળ;
ચંડીને ગ્રહી ઉત્પતિયો, નભ ગયો ભૂપાળ; શુંભે કીધી ગર્જના. ૮
નિરાધાર ત્યાં યુદ્ધ કરે છે, પરસ્પર મહાઘોર;
પ્રહાર માંહો માંહે મૂકે, ક્રોધ કરી કઠોર; ચંડિએ પ્રાક્રમ કીધું૦ ૯
દેવીએ ઉપાડી ભમાવ્યો, નાખ્યો મહી મોઝાર;
ઉઠી મુષ્ટિ ઉગામી ધાયો, કરતો મસ્ત્રે માર; શુંભે કીધી ગર્જના. ૧૦
આવતો જોઈ અંબાએ, હૃદે શૂળવડે માર્યો;
પ્રાણ રહિત કીધો દાનવ, પૃથ્વી ઉપર પછાડ્યો, ચંડિએ પ્રાક્રમ કીધું. ૧૧
પડતાં દ્વીપ સહિત થળી પૃથ્વી, ધ્રુજ્યા પર્વત પ્રૌઢ;
પછે સ્વસ્થ થઇ સૌ કો હરખ્યા, માર્યો જાણી મૂઢ. ચંડિ. ૧૨
ઉલ્કાપાત મેઘ શાંતિ પામ્યો, નદી વહે મારગ નીર;
દેવ સહુ અતિ આનંદ પામ્યા, મર્ણ પામ્યો વીર. ચંડિ. ૧૩
પટહ વજાડે ગંધર્વ ગાયે, નાચે અપ્સરા નાર;
વહે પવન નિર્મળ શાંત પાવક, તપે ઉજ્વળ સૂર્ય અપાર. ચંડિ. ૧૪
પુષ્પવૃષ્ટિ કરે સુર અંતર, વાજે બહુ નિશાણ;
મુદિત થઇ સહુ એણી પેર બોલે, જય જય જય જય વાણ. ચંડિ. ૧૫

## કડવું ૧૦ મું–રાગ કાલેરો.

દેવીએ અસુર સર્વે માર્યા, હરખ્યા ઇંદ્રાદિક દેવ.
કાત્યાનીની સ્તુતિ આરંભી, મુદિત વચન તત્ખેવ. ૧
દેવી પ્રસન્ન થઇ હરો આરતી, તું ઈશ્વરી વિશ્વાધાર;
પૃથ્વી ઉદક સ્વરૂપ તે તારૂં, બીજા રૂપ ધરો સંસાર; જય જય જય મહાદેવી. ૨
વેદ્યા ક્રિયા સર્વે તું દેવી, તેં પૂર્યા છે બ્રહ્માંડ;
કોણ સ્તુતિ કરી શકે તારી, તું ઈશ્વરી વસે નવખંડ. જય૦ ૩
નારાયણી નમો સ્તુતિ તમને, શ્લોકે શ્લોકે દૈગ કહી વચન;
ઇંદ્ર વન્હિ વાયુ મળીને, કરે ભગવતીનું સ્તવન. જય૦ ૪

### ધ્રુવપદ.

બુદ્ધિ રૂપે સહુને હૃદે વશ્યાં, સ્વર્ગ મુક્તિ આપો ભગવતી;
કલા કાષ્ઠાદિક રૂપે તે તું, સર્વ સુખ પૂર્યાં તેં સતી. જય જય નારાયણિ. ૫

સર્વ મંગળમાં મંગળ રૂપ તું, સર્વ અર્થ સાધે શર્ણું;
સૃષ્ટિ સ્થિતિ વિનાશ શક્તિ તું, ગુણાશ્રય ગુણમય આવર્ણું. જય૦ ૬
શરણાંગત દીનને રાખો, આરતિ સહુની કરો તત્કાળ;
હંસે ચઢી બ્રહ્માણી રૂપ તું, કરમાં કુસુમની માળ. જય૦ ૭
માહેશ્વરી વૃષભે ચઢી તું, ચંદ્ર ત્રિશૂળ ધરો વ્યાળ;
કૌમારી કર શક્તિ ધરોને, મયૂર કુકુટ વૃત વિશાળ. જય૦ ૮
વૈષ્ણવી શંખ ચક્ર ગદા ને, સારંગ ધનુષ્ય ધારો પાણ;
વારાહિ ધરો દંષ્ટ્રા વસુધા, નારસિંહી નખ મોટા જાણ. જય૦ ૯
ઐંદ્રિ કરમાં વજ્ર ધરોને, સહસ્ત્ર નયનાં નાર;
વદન કરાળ દંત અતિ પ્રૌઢા, ચામુંડા ઉર શીરહાર. જય૦ ૧૦
શિવદૂતિ મહા ઘોર શબ્દને, લક્ષ્મી લજ્જા વિદ્યા પુષ્ટિ;
ક્ષુધા સ્વધા ને મહારાત્રી તું, અંબામા આદિ શક્તિ. જય૦ ૧૧
સર્વાંધે પાણિ પાદાંત તું, અક્ષિ મસ્તક શ્રવણ ને ઘ્રાણ;
સર્વ શક્તિ અમને ભયથકી રાખો, દુર્ગા દેવી તને પ્રણામ. જય૦ ૧૨
લોચન સૌમ્ય ત્રણ તે તારાં, જ્વાળકરાળ અસુર કર્યાં નાશ;
ત્રિશૂળે રાખો આદ્ય અમને, ભદ્રકાલિ નમો પ્રકાશ. જય૦ ૧૩
ઘંટાશબ્દે અસુર જે મોહ્યા, તેણે અમારી રક્ષા કરો;
ખડ્ગાદિક આયુદ્ધે રાખો, નમિયે શુંભ દૃષ્ટિ ધરો. જય૦ ૧૪
પ્રસન્ન થઇ સર્વ રોગને ટાળો, પૂરો મન મનોરથ કામ;
તુને જે આશ્રય હોયે, તેને આપે ઉત્તમ ઠામ. જય૦ ૧૫
નિકંદન વેરીનું કીધું, ધર્મદ્વેષી હણિયા સહી;
મહાવિદ્યા અંબામા તું, સર્વ વિશ્વ ભમાડો રહી. જય૦ ૧૬
આદ્યશક્તિ, ત્રિભુવન તારક, અંબામા માહ બળવંત;
પાર તારો પામે નહીં, દેવ અસુર અને મુનિજંન. જય૦ ૧૭
દાવાનળ વૈરીદળ અહિબળ, તેણે ઠામ કરે તે સાર;
વિશ્વવિદ્યા ભગવતી તું માતા, નામ માત્ર ટાળે સંસાર. જય૦ ૧૮
તું સરજ્યાં ધર્મને પાળે, સચરાચરં તું વિશ્રામ;
શર્ણું આવ્યાને તું ઉગારે, નમ્ર થઇ કીજે છિયે પ્રણામ. જય૦ ૧૯

**કડવું ૧૧ મું–રાગ દેશાખ.**

સ્તુતિ સુણી પ્રસન્ન થઈ હૃદે, જગદંબા એમ વાણી વદે;
માંગો માંગો આપું વરદાન, સર્વોપકાર થાય નિદાન. ૧

દેવ કહે સઘળું થયું કાજ, વેરી અમારા માર્યો આજ;
વળી વેરી ત્યાં થાએ જેહ, જગદંબા હણુજોને તેહ. ૨
કહે દેવી વૈવસ્વત માય, અષ્ટવિંશતમો જુગ જ્યાંય;
બીજા શુંભ નિશુંભ એકવાર, અવતરશે પાપી અવતાર. ૩
ત્યારે નંદ ઘેર યશોદા નાર, તેને કૂખ પ્રકટીશ હું સાર;
વિંધ્યાચળમાં કરીને વાસ, અસુરતણો કરીશ હું નાશ. ૪
પુનર્પિ મહીતળ રૂદ્ર સ્વરૂપ, અવતરી અસુર હણીશ બહુ ભૂપ;
દાડિમના કુસુમ આકાર, રક્તદંતિકા થઈશ તેવાર. ૫
વૈપ્રચિત્તિ દાનવ અનેક, મારીશ તેને કરી વિવેક;
ત્યારે રક્તદંતિકા મારૂં નામ, થશે સ્વર્ગ લોકમાં ઠામ. ૬
જ્યારે થાશે અનાવૃષ્ટ, શત વર્ષ મહાદારૂણ રિષ્ટ;
જળ વિહોણી જોઇને મહી, મુનિજન મુને સ્તવશે સહી. ૭
અયોનિસંભવ હું સદા, શતનેત્રે જોઈશ મુનિમુદા;
ત્યારે શતાક્ષી અભિધાન, ગાશે ગાશે સર્વ જન ગાન. ૮
જ્યારે ઉપાઇશ સર્વ શાક, આત્મ દેહ સમુદ્ભવ પાક;
સહુ જીવશે શાકે કરી, ત્યારે નામ મારૂં શાકંભરી. ૯
રાક્ષસ પીડા કરશે બહુ, આકુળ વ્યાકુળ થાશે સહુ;
ત્યારે દુર્ગમાક્ષનો આણીશ અંત, દુર્ગા નામે જપશે સંત. ૧૦
જ્યારે ભીમરૂપ હિમાચળ કરી, રક્ષા મુનિજનની આદરી;
રાક્ષસને હું ભક્ષીશ જ્યાય, મુને ભીમદેવી કહેશે ત્યાંય. ૧૧
અરૂણાક્ષ જ્યારે કરશે બાધ, ત્રણલોકને મહા અગાધ;
ષટ્પદભ્રમરી રૂપ ધરી એવ, મારીશ તેને અશ્વમેવ. ૧૨
ત્યારે ભ્રામરી રૂપ મારૂં વિખ્યાત, સ્તવશે સર્વ લોક કહી માત;
એણીપેર દાનવ પીડશે જદા, રૂપ ધરી હું ટાળીશ તદા. ૧૩
*કહે દેવી સાંભળો સુર સુન્ય, એણે સ્તોત્રે જે કરશે સ્તવન;*
તેની સકળ બાધતા જેહ, તેહ ટાળું નિ:સંદેહ. ૧૪
મધુકૈટભ મહિષાસુર ત્રસ, પારાયણ કરશે જે સસ;
આઠમ ચૌદશ નવમી દન, કહે સાભળો એકે મન. ૧૫
તેને ત્યાં દુકૃત નવ હોય, દુઃખ દારિદ્ર ટાળું સોય;
શત્રુ ભય નહિ ઇષ્ટ વિયોગ, ચોર ભય નહિ કાંઈ રોગ.

રાજા શત્રુ અનળ ભય નહીં,સ્મરણુ મારૂં કરતાં સહી;
તે માટે મારૂં મહાત્મ્ય સદા, ભણવું સાંભળવું અતિ મન મુદા. ૧૭
ડાકિણી શાકિણી ભયને હણું, દુઃખ સર્વે જનના મન નવ ગણું;
પ્રેમ ધરી મહાત્મ્ય જે ભણે, હું સાનિધ્ય સદા તે તણે. ૧૮
બલિપ્રદાન ને પૂજા કાળ, અગ્નિહોત્ર જ્યાંહ વિશાળ;
મહાત્મ્ય મારૂં એ સર્વથા, કેહવું સાંભળવું શુભ કથા. ૧૯
જાણે અજાણે પૂજા કરે, મહાત્મ્ય મારૂં જે ઉચ્ચરે;
શરદ્કાળ વાર્ષિક વિશેષ, ટાળું બાધા કરી રેષ. ૨૦
ધન ધાન્ય પુત્ર પામે પૂર્ણ, દુકૃત દુઃખ થાયે સાંચૂર્ણ;
યુદ્ધ વિશે મહાત્મ્ય સાંભળે, વૈરી પ્રાજે થઇને પળે. ૨૧
શાંતિકર્મ સઘળાં કરે ક્યાંય, મહાત્મ્યમારૂં સુણે સાંય;
દુઃસ્વપ્ન ગ્રહ પીડા ટળે, બાળ ગ્રહતણું દુઃખ બળે. ૨૨
રાક્ષસ ભૂત પિશાચ પ્રકાશ, ભણતાં સુણતાં પામે નાશ;
પશુ પુષ્પાર્ધ્યે ધૂપ ઉપચાર, ગંધ દીપ તે ઉત્તમ સાર. ૨૩
વિપ્રભોજન હોય અહર્નિશા,અન્ય વિવિધ પેર ભોગ જશા;
વર્ષપ્રીતિ હોય જેટલી, મહાત્મ્ય શ્રવણ માત્રે તેટલી. ૨૪
સિંહ વ્યાઘ્ર ગ્રહ પીડા રાજ, તે ટાળું સારૂં સર્વ કાજ;
અર્ણવ નાવ ડોલતું જોય, મહાત્મ્ય ભણે સુખ થાયે સોય. ૨૫

## કડવું ૧૨ સું-રાગ ધનાશ્રી.

કહે છે ઋષિ સાંભળો રાજાનજી,એવું કહી ગંડિ હરિ ગયા ધ્યાનજી;
એકચિત રહ્યા સર્વ દેવતા રે. ૧

તેણીએ આ વિશ્વ મોહ્યું છે, તેહથકી ઉતપત્ય;
જ્ઞાન તેહ આપે છે, થઇ સંતુષ્ટ રિદ્ધ સત્ય. ૪
તેણીએ સર્વ વ્યાપ્યું છે, બ્રહ્માંડ ત્યાં એ ભૂપ;
મહાકાળી મહાગારી, મંમાયા સ્વરૂપ. ૫
ક્રૂર રહે મહામારી, કરે છે સંહાર;
તે સૌમ્ય સ્વરૂપ થઈ, કરે સૃષ્ટિવ્યાપાર. ૬
તેહજ રૂપ સનાતની, કરે છે પ્રતિપાળ;
ગૃહ ગૃહ વિશે લક્ષ્મીતણી, વૃદ્ધિ કરે વિશાળ. ૭
તેજ કાળે લક્ષ્મી દેવી, કરે ત્યાં વળી નાશ;
વિવિધ રૂપ એણીપેર તેહનાં, અસંખ્ય છે ઉલ્લાસ. ૮
પુષ્પ ધૂપ આદે પૂજે, આપે પુત્ર કલત્ર પરિવાર;
વિચિત્ર મતિ ને વિવિધ ધર્મનો, કરે ત્યાં વિસ્તાર. ૯
રાજા મેં તુને કહ્યું, મહાત્મ્ય દેવીનું સાર;
એવો પ્રભાવ છે માતનો, જેણે મોહ્યો સંસાર. ૧૦
વિદ્યા તેણીએ પામીએ, જે વિષ્ણુમાયા થાય;
તેણે તું ને વૈશ્ય એ, મોહ્યા અતિ ઘણું રાય. ૧૧
અવર અવિવેકી બીજા ઘણું, મોહ્યા છે વિશેક;
તે માટે વૈશ્ય ને તું, શર્ણ જાઓ ધરી વિવેક. ૧૨
ઇશ્વરીને શર્ણ જાઓ, આરાધન કરતાં મુક્તિ;
ભોગ સઘળો આપશે, સ્વર્ગ ને વળી મુક્તિ. ૧૩

કડવું ૧૩ મું-રાગ મેવાડો.

માર્કંડેય ઋષિ ઉચ્ચરે રે, સાંભળ હો મુનિજન;
એણીપેર ઋષિએ કહ્યાં રે, રાજાને વચન. ૧

ઢાળ.

વચન સુમેધ ઋષિએ કહ્યાં, સાંભળ વૈશ્ય ભૂપાળ;
મહાનુભાવને પ્રણામ કરીને, ચાલ્યા તે તત્કાળ. ૨
રાજ્ય ગયાની મમતા છાંડી, દેવી દર્શન કાજ;
તપ કરવામે ચાલિયા તે, વૈશ્ય અને મહારાજ. ૩
અંબાના દર્શન અર્થે, નદી કેરી તીર;
વૈશ્યે તપ આરંભિયું, તે કષ્ટિ જપે શરીર. ૪

તે બે નદીને બાહે જઇને, મૃતિકા મૂરત કીધ;
પુષ્પ ધૂપ અમિતર્પણ, જે અરૂણ તેને દીધ. ૫
નિરાહાર તે જીતાત્મા, તનમય કરીને મન;
સાવધાન થઇને રહ્યા, વૈશ્ય ને રાજન. ૬
અહર્નિશ ધ્યાન ધરે ઘણું, મન રાખી ધીર;
નિજ ગાત્રનું રૂધિર લઇ, બલિદાન દે છે વીર. ૭
એણીપેર આરાધતા, જીતાત્મા સ્થિર મન;
ત્રણ વર્ષે પૂરાં હવાં, થયાં ભગવતી પ્રસન્ન. ૮
પ્રત્યક્ષ થઇને બોલિયાં, માગ્ય .માગ્ય રાજન;
વૈશ્ય તું જે માગે તે, આપું હું વરદાન. ૯
માર્કંડેય કહે જૈમિનિ કહે, ભૂપતે માગ્યું રાજ;
યઃ લોક વૈરી ક્ષય હોયે, પરલોક સીજે કાજ. ૧૦
વૈશ્યે ઉઠી જ્ઞાન માગ્યું, મન કરી પ્રકાશ;
હું ને મારૂં જોઇ સંગ છૂટે, પુનરપિ ન હોય ગર્ભવાસ. ૧૧
દેવી કેહે છે સાંભળ રાજા, થોડા દિનમાં મળશે ધન;
રિપુ હણી અખિલ તું પામીશ, નિજ રાજ્યાસન. ૧૨
મુઆ પૂઠે દેવતા થઇશ, વિવસ્વાનથી જાણ;
સાવર્ણિ મનુ થઇશ, આગળ તું નિર્વાણ. ૧૩
વૈશ્યને કહ્યું જે માગ્યું છે, તે પામીશ બહુ જ્ઞાન;
મન નિર્મળ થાશે તારૂં, અને પદ હરિસ્થાન. ૧૪
એણીપેર તે બેહુને, વરદાન દેઇને એવ;
અંતર્ધ્યાન થયાં સહી, અંબિકા અવશ્યમેવ. ૧૫
એણીપેર વરદાન પામી, ભોગવી નિજ દેશ;
પછે સૂર્યથી તે જન્મી, મનુ થાશે નરેશ. ૧૬

કડવું ૧૪ મું-રાગ મેવાડો.

વળિ માર્કંડેય ઋષિ ઉચ્ચરે રે, સાંભળ જૈમિનિ વાત;
વૈશ્ય જ્ઞાનને પામિયો રે; અદ્ભૂત થયાં વિખ્યાત. ૧

ઢાળ.

વિખ્યાત જ્ઞાન વૈશ્ય પામ્યો, મેં કહ્યુ આખ્યાન;
એણીપેર મનુપણું પામિયો, સુરથ નામ રાજન. ૨

એ ચરિત્ર કહ્યાં દેવીતણાં, જે સાંભળે ને ગાય;
આલોક દુઃખ દેખે નહીં, પરલોક સુખીઓ થાય. ૩
માર્કંડેયપુરાણમાંની કથા, મહિમા જગદંબાય;
એક મને જે સાંભળે, તેણે જન્મ મર્ણું ભય જાય. ૪
જેને પુરાણનો અધિકાર નહીં, સ્ત્રી શૂદ્ર કેરે કામ;
ભાષાએ કરી બાંધિયું, અંબિકા કેરૂં આખ્યાન. ૫
જેનું સ્તવન બ્રહ્માદિક ન જાણે, તો મનુષ્ય છિ કુણ માત્ર;
સ્તવન ગાત્રે વિનવ્યું, પદબંધ કરીને ગાન. ૬
નવરાત્રીમાં ઉત્સવ કરી, આખ્યાન ગાયે જેહ;
સંસાર સુખ પામે ઘણું, દુઃખ ન દેખે દેહ. ૭
આઠમ ચૌદશ ગાન કરે, પામે પુત્ર કલત્ર પરિવાર;
ધન ધાન્ય સુખ પામે ઘણું, જે સાંભળે નર ને નાર. ૮
માત્રા ભેદ જાણું નહિ, કંઈ તાલ છંદ પ્રબંધ;
કેહે ભાલણ સહુકો સુણો, કહ્યો કથા ચરિત્ર સંબંધ. ૯
ચંડિ ચરિત્ર આ કથ્યું, મતિમાને પ્રિછયું જેહ;
ભાષાએ પ્રબંધ કરીને, આખ્યાન બાંધ્યું એહ. ૧૦
પ્રેમ ધરી જે સાંભળે, અને ગાય સ્તુતિ સાર;
તેને ચંડિપાઠ સાંભળ્યાનું, ફળ હોયે નિર્ધાર. ૧૧
એ ચરિત્ર ત્રણ આદ્યતણાં, માર્કંડેયે જૈમિનિને કહ્યાં;
કહે ભાલણ તે વિસ્તાર્યાં, જે બુદ્ધિમાને મેં લહ્યાં. ૧૨

---

ચંડીઆખ્યાન પૂર્ણ.

---

# નળાખ્યાન.

## રાગ ધનાશ્રી મેવાડો.

પર્વતજાને પરણ્યું પ્રીતે, નીલકંઠને નમન કરૂંરે;
ગણનાયક બુધદાયક, સિદ્ધિ બુદ્ધિ મનમાં ધરૂંરે. ૧

### ઢાળ.

સિદ્ધિ બુદ્ધિ ધારૂં મનમાં, સમરૂં તેનો સ્વામી;
સિંદૂરારૂણ મોદ મોદક, નમું મંગળગામી. ૨
ફરશી કરમાં ધરી છે, વિપુલ દેવ પાવન;
ઉદર મોટું દીસે છે, સ્વરૂપે વામન. ૩
સેવંત્રાંની સોઇ સારી, ઘંટા ઝાલી પાણ;
મૂષકવાહન મલપતો છે, વેદ ચારે વાણ. ૪
શુંડાદંડ અખંડ અવિચળ, સેવક જન સાઇ સદા;
કવિતા કરવા વિનવું છું, મન કરો દેવા મુદા. ૫
વિધુવદની વિધાત્રી દેવી, વિધુવત્ શીતલ પ્રકાશ;
બ્રહ્મતનયા બ્રહ્મરૂપા, કરો કૃપા નિજ દાસ. ૬
અંગ માંહે અંધકાર છે, પ્રકટો અર્ક અનૂપ;
ચાર નામથી ચતુરા તારિ, ચાર વાણીના રૂપ. ૭
અલ્પમતિ આઇ કાંઇ નવિ જાણું,ગુણ ગાવાની આશ;
દયાનિધિ દયા કરિયે, તો ગુણ ગાયે દાસ. ૮
સુરિનર મુનિવર જિ હુઆ, વંદુ તેના પાઇ;
છંદ પ્રબંધ હું કાંઇ નવિજાણું, કરો કવિજન સાઇ. ૯
રાગ ઢાળનું માપ ન જાણું, અહંબુદ્ધિ કવિની વસે;
અલંકારનો અક્ષર કેવો, જાણું નહિ હું નવ રસે. ૧૦
શારદા સંપૂર્ણ કરજો, કૃપા મુજપર આજ;
[illegible] ાવા, મતિ દિયો મહારાજ. ૧૧

યુધિષ્ઠિર અતિ દુઃખ પામિયા, હવિ કરવું કિમ;
અર્જુન તો સ્વર્ગે ગયો, થાયે કેહ વિધિ ક્ષિમ. ૧૨
મહાદુઃખ તો રાય પામે, બૃહદશ્વ ઋષિ બોલિયા;
રાય દુઃખના મન ગાંહી, તાપસે તોલ તોલિયા. ૧૩
રાય દુઃખ તું શાં ધરે છે, પામ્યો દુઃખ જે નળ;
તારાથી તે અતિ ઘણું છે, પુણ્યે વળી સબળ. ૧૪
ધર્મનંદન બોલિયા, મમ સમો દુઃખી કુણ;
બૃહદશ્વમુનિ ભાખઇ, નથી નિપન્યો ઉણ. ૧૫
નિષધ દેશનો રાય કહાવે, વીરસેન સુજાણ;
મહાપરાક્રમી તે હુતો, રાયજી ગુણનો જાણ. ૧૬
પુત્ર તેનો તત્ત્વવેત્તા, નળ એવું નામ;
પુષ્કર સાથે દ્યૂત રમિયો, હાર્યો રાજગૃહ ઠામ. ૧૭
સ્ત્રી સહિત તે વને વસિયો, સાથે નહિ વિપ્ર વા રથ;
રાજા તમે પુણ્યશાળી, સાથ વિપ્ર સમરથ. ૧૮
સાથિ કો સગું નહિ, મહાદુખ પામ્યો નળ;
પિત્રાઈયે પરપંચ કરી, રાજ મૂકાવિયું દ્યૂત છળ. ૧૯
ધર્મનંદન બોલિયા, કહો મુનિ નળ કુણરાય;
કિમ તે છળાયો ગયો, દુઃખનો કુણ કુપાય. ૨૦
કુણ દેશ વસે રાય નળ, કુણ કારણ રમ્યો દ્યૂત;
રાજ ગયે કિમ દુઃખી હવો, કિમ ગયાં રાજ ગૃહસૂત. ૨૧
વિસ્તારી મુનિજી સંભળાવો, નળતણું ચરિત્ર;
પુણ્યશ્લોકની કીર્તિ સાંભળી, થઉં મન મુનિ પવિત્ર. ૨૨

### કડવું ૧ લું–રાગ દેશાખ.

બૃહદશ્વઋષિ બોલે, સુણો નળનું ચરિત્રરે;
રાજ્યબંધુ મળે તમને, મળે યદુપતિ મિત્રરે.

### ઢાળ.

મિત્ર યદુપતિ મળે રાજા, હવિ સુણો નળઆખ્યાન;
કીર્તિવંત બળવાન હરિ શો, નળ નામે રાજાન. ૧

તેના ગુણુ અબ્ધિ કેઇ પેર ગાઉં, ઇંદ્ર જેવો મતિવાન;
તેજે તો તે સૂર્ય સરિખો, પૃથ્વીપતનું પામ્યો માન. ૨
બ્રાહ્મણને અતિ દાન દેતો, નામ હવું દાતાર;
દયાવાન નળરાય એ હતો, વેદનો પામ્યો પાર. ૩
શૂર સાચો તપસ્વી તે, ધુતવિદ્યા સમજિ પ્રાણ;
સત્યવાદી સેનપતિ છે, કો કરે ગુણ વિખાણ. ૪
સ્વરૂપ સુંદર જોઈને, કામનીને વાધે કામ;
ઉદાર મનનો રાયજી, જેવો રઘુવર રામ. ૫
શરણાંગતનું રક્ષણ કરતા, પુરૂષ ઇ પુણ્યવાન;
ધનુપધરમાં મનુ જેવો, નળરાજા બળવાન. ૬
કીર્ત્તિ વાધી દશ દિશામાં, નળ થયો પ્રકાશ;
વિદર્ભ દેશે રાય મોટો, પૂરે યાચકની આશ. ૭
રઘુનાથ કૃપાથી ગાઉં છું, ભાલણ તિના ગુણ;
ગણપતિ ગુરૂની કૃપા હોય તો, ગ્રંથમાં રેહ નવિ ન્યૂન. ૮

### કડવું ૨ જું–રાગ દેશાખ.

નળરાજા અતિ ભલો રે, વિદર્ભમાં રાય ભીમ
શૂરવીર શાણો તેહ અતિ રે, તપ વ્રત ધારી નીમ

### ઢાળ.

નીમ ધારી ભીમ રાય છિ, સંતતી કામના મન;
સ્થિર ચિત્તે તે દ્વિજને સેવે, કરિ ભજન અનુદિન. ૨
દિન રાત્રિ તાપે તપે, સંતાન સોચના મન;
સદા રહે ઉદાસી તિન, રાણી રાય તપે તન. ૩
ધર્મૈકેતન સેવી જાસે, આવ્યા દમન મુનિ એક;
સૂર્ય ઉગ્યો એવી શોભા, કરે વેદ શાસ્ત્ર ધૂનિ વિવેક. ૪
અર્ધ્યપાદ્યે મુનિ પૂજ્યા રે, પત્ની સહિત રાજાન;
કરજોડી સન્મુખ ઊભો, જાણે જોઈએ વરદાન. ૫
મનનું હારદ મુનિ જાણે, વદ્યા છે વચન;
ઈચ્છા હોય તે માગિયે, બેસો તમે આસન ૬

રાય બેશી બોલિયા, મુનિ નહિ સંતાન;
વંઝાદોષને ટાળિયે, ઇમ રાણી માગઈ માન. ૭
પ્રસન્ન થઈ વરદાન દીધું, ત્રણ પુત્ર થાશે સાર;
એક પુત્રી તારે થાશે, ગુણ રૂપનિ ભંડાર. ૮
કેટલે કાળે રાયને, સંતાન હુઆં ચાર;
દમયંતી દમ દાંત એ ત્રણ, દમન ચોથો ધાર. ૯
યુધિષ્ઠિર સુણ કથા તેની, પુત્રિકેરી આજ;
રૂપ યૌવને રાજતી, યશ શોભા મહારાજ. ૧૦
ગુણવતી ગોરી ઘણું, અપાર મહિમા વાધ્યો;
અનુચરી શત સેવા કરતી, જોગ રૂપનો સાધ્યો. ૧૧
ઇંદ્રાણીથી અધિક ઓપે, દમયંતી ભીમકુમારી;
આકાશરૂપી અનુચરી છે, વિદ્યુતરૂપી બાળી ૧૨
વિષ્ણુકેરી લક્ષ્મી જેવાં, નેત્રકમળ વિશાળ;
ભ્રૂકુટિ ધનુષ છે વાંકડું, વિપુલ પ્રકાશિત ભાળ. ૧૩
દેવ દાનવ યક્ષ કિન્નર, મનુષ્યમાં નવ નાર;
દમયંતી છે અતિ મનોહર, ઉતારે સર્વનું વાર. ૧૪
દેવરાણિ લજ્જિત થાય, એવી છે દમયંતી;
ભાલણપ્રભુ રઘુનાથના, દમયંતી ગુણવંતી. ૧૫

## કડવું ૩ જું–રાગ ગોડી.

જસી દમયંતી રૂપાળી, તસી નળની જોડી ભાળી;
નૃસિંહશુ પ્રાક્રમ જાણુ, ઉગ્યો જાણે નિષધ ભાણુ. ૧
પૃથ્વીતળમાં નર નહિ એવો, પ્રજા કેહ રાયને સેવો;
કામદેવ હારે રૂપે, રાય પૃથ્વી માંહે અનૂપે. ૨
એવાં બંને રૂપનાં રાશિ, જન વાત કરે રૂપ તપાસિ;
બંને નજરે નોતાં ગમ્યાં, ગુણ સુણી મુખ થતાં વિનાં. ૩
જાગ્યો પરસ્પરને કામ, બંને જપે અન્યોન્ય નામ;
નળને કામ વેદના અપાર, કરછ દમયંતીનો વિચાર. ૪
મન ભ્રમિત થયું જિ વાર, અંતઃપુર સાન્નિધ્ય ગયો સાર;
વાડી રમણિ પોતીકી હતી, કામવાસના મન જાગતી. ૫

એવે દીઠો રમતો હંસ, જિનાં શિથિલ થયાં છ અવતંસ;
ઘણા હંસને જોયા ભૂપે, ધર્યો એક રૂપ અનૂપે. ૬
પાગી ભયને બોલ્યો તેહ, મુને હણુશો મા આ દેહ;
કાંઇ કારજ કરશું તમારૂં, રાય માનો જો વેણુ અમારૂં. ૭
નળે વચન પ્રકાશા, કિંમ પુરિશ તું મુજ આશા;
દેઉં ગુણવતી એક નારી, જીના ગુણપર દેવતા જાઉં વારી. ૮
દમયંતી પાસે જશું હુંય, રાજા મનમાં રીઝ તુંય;
મોહની તેને તારી લગાડું, કામ તારો તેને જગાડું. ૯
કરૂં હવિ એવાં વિખાણુ, બીજો પુરૂષ ન પરણે જાણુ;
સુખી આનંદ પામ્યો રાય, હંસને આપી આજ્ઞાય. ૧૦
હંસ ટોળે મળી ગયા, રાય મન માંહી સુખી થિયા;
વિદર્ભમાં ગયા જ્યાંહિ, નગરી ભીમકની છિં ત્યાંહિ. ૧૧
ઉતર્યો નભચર હંસ, ઊભી નારી ધરી અવતંસ;
સખી સાથે ઊભી શ્યામા, આવ્યા હંસ તેણીની સામા. ૧૨
રામા દોડી ધરવા હંસ, પડતાં શિર કર્ણનાં અવતંસે;
સખી જેટલી તેટલા હંસ, કોઈ ઉડીને બેઠા વંશ. ૧૩
કોઇ સખી દોડતી પૂઠિ, કોઇ કલાપ નહિ તિણુ રૂઠી;
ગઇ દમયંતી હંસ સાહવા, તિંતો હંસ બોલ્યો બોલ આવા. ૧૪
વાણી મનુષ્યની જાત પંખી, બોલે ઉડતો કંઇક ઝંખી;
હાથ નવિ આવિઉ તમસે, આગો રેઉં સરોવરમાનસે ૧૫

કડવું ૪ થું-રાગ સામેરી.

ઉડતાં બોલ્યો હંસ, શ્યામા સાંભળરે, દેશ નિષધ મુઝાર, છિ નરમણિ નળરે.
કામદેવ જેવું રૂપ, શ્યામા સાંભળરે, અશ્વિનીકુમાર શો અનુપ, છિ નરમણિ નળરે.
જિના જેવો નહિ કોઈ, શ્યામ સાંભળરે, ભાગ્યહીન નિ તજિ સોઇ
છિ નરમણિ નળરે.
મારે પરણુઇ તું નાર, શ્યામા સાંભળરે, કિજે નળ ભરેતાર, છિ નરમણિ નળરે.
તું છિ ચમકની ખાણુ, શ્યામા સાંભળરે, મિલવ્ય ચમક ગુણ જાણી,
છિ નરમણિ નળરે.
થાયે રૂપ રંગ સફળ, શ્યામા સાંભળરે, જિનું અપાર છિ બળ, છિ નરમણિ નળરે.

અમિ જોયા દાનવ દેવ, શ્યામા સાંભળરે, ગંધર્વ મનુષ્ય મૂકી અહમેવ છિ નરમણિ નળરે,
સર્પ વિદ્યાધર જાણ, શ્યામા સાંભળરે, કરે ઘનું વિખાણ, છિ નરમણિ નળરે.
નારી માત્રમાં તું ગુણવાન, શ્યામા સાંભળરે, તેવો નળ છિ રૂપવાન, છિ નરમણિ નળરે.
મિલિયા યોધ સમાન, શ્યામા સાંભળરે, રતિયુદ્ધ કરે બળવાન, છિ નરમણિ નળરે.
સર્વ વિશ્વ જોઇ સંગ્રામ, શ્યામા સાંભળરે, સુરતક્રીડામાં શોભે કામ, છિ નરમણિ નળરે.
જાય બોલવા દમયંતી નાર, હંસ સુવાણીરે, ગાય ભાલણ રસના રસાળ, કામ વેદના આણીરે.

## કડવું ૫ મું–ચોપાઇ.

બોલી દમયંતી રાણીરે, હંસ સાભળ મારી વાણીરે;
ગુણ નળના ગાવા કેવારે, મારા તહીં જઇ કેહેવા એવારે. ૧
જેવું બોલ્યા અમિનેરે, તેવું કેજે તમિનેરે;
અંડજ ઉડી ચાલ્યા જ્યાંથીરે, વારૂ કહી ઉડયા ત્યાંથીરે. ૨
નિષધ દેશમાં ગયા તેહરે, બેઠો નળ વિસામે જેહરે;
એવે આવ્યો ઉડતો હંસરે, જાણે શબ્દ પામે છિ વંશરે. ૩
એવું ઉડવું સુણી રાયરે, બાર નિસરી જોવા જાયરે;
હંસ રાયને જોઇ ભાખિરે, તારી વાત રાજા દાખિરે. ૪
પામી આનંદ બહુ નારીરે, ગુણ તમારા ગાયા ભારીરે;
રામા બોલી બોલો જેવુંરે, માઈ રૂપ કહો તહિં તેવુંરે. ૫
અમિ બીજાને નવિ વરૂંરે, અન્ય પુરૂષે મંછા ના કરૂંરે;
રાગે કરવું તિમરે, રાખવો હૃદયે નિમરે. ૬
એમ કહીને હંસ ઊઠ્યારે, રાય નારીના વેણમાં બૂઠ્યારે;
રીઝે ભાલણપ્રભુ રઘુનાથરે, ઝાલે દમયંતી નળનો હાથરે. ૭

## કડવું ૬ ઠું–રાગ ધનાશ્રી.

હે યુધિષ્ઠિર સુણ રાયજી, દમયંતીના દિન ન જાયજી;
હંસ ભાખિ જ્યારથી વચનરેજી. ૧

ઢાળ.

વચન હંસનાં સાંભળીને, દમયંતી મન ચિંતા કરી;
ચિંતવન નળરાજાતણું, નયણે જળ નારી ભરી. ૨
ચિંતાગ્રસ્ત દીન દર્શી, પીળી પડી છે રાણી;
ફૂરાતનુ ઉશ્વાસ લેતી, ઉર્ધ્વ જોતી જાણી. ૩
જાપ જપે નળરાયનો, ગાંડી સરખી દેહી;
કાંતિ હીણી કામગીણી, રાણી રાયને નેહી. ૪
શય્યા આસન વસન તજિયાં, ખાવે પીવે ના પ્રીતિ;
ગાંડી સરખી ચરે ચહુ દિશ, નહિ રૂડી રીતિ. ૫
એવું જોઇ દાસી ગઇ છે, રાજ્યભુવન માંહિ;
દમયંતીના જનક પ્રત્યે, બોલિ જઇને સાંહિ. ૬
નળ પ્રતિ દમયંતીને, લાગ્યો છે ઘણો નેડો;
માટે એને પરણાવો, શિઘ્રે નળરાયને તેડો. ૭
દાસીકેરાં વચન સાંભળી, રાયે નિરખી ચેષ્ટા;
પુત્રી સરખી લાગી તિને, બાળ મટી થઇ જ્યેષ્ઠા. ૮
હવે સ્વયંવર તો કરૂં, ભીમરાયે નીશે કીધો;
પુત્ર કલત્રને વાત કીધી, પત્ર સેવક દીધો. ૯
લખ્યું તેમાં રાય ભીમકે, નળ ભૂપત જાણ;
સ્વયંવર આલોકવો, નૃપાળ સર્વ સુજાણ. ૧૦
પત્ર વાંચી રાય આવ્યા, દેશ દેશથી સાંહી;

## કડવું ૭ મું–રાગ વેરાડી.

જોઇ નારદને ઇંદ્રરાય, કરિ અર્ઘપાઘ અર્પિ પૂજાય;
કંઇ વાત કહે ઋખિરાય, તન મન પ્રફુલ્લિત થાય. ૧
સર્વે ઋષિમાં શિરોમણ, હામ હાલો નહિ તમ વણ;
મહામતિમાન વ્રતધારી, કંઇ વાત કહો સંભારી. ૨
જનલોકમાં સર્વ સુખી, લોક કયો છે ઋખિ દુઃખી;
બોલ્યા નારદઋખિ ત્યાંહિ, સર્વે સુખી છે ભુમાંહિ. ૩
રાય તુજ પ્રતાપે કરી, સર્વે સુખી નર સુંદરી;
ત્યારે બોલ્યા પુનરપિ ઇંદ્ર, એવે આવ્યા યમ વરૂણ ચંદ્ર. ૪
સર્વે લોકપાળ ત્યાં આવ્યા, ઇંદ્રરાયને મન ભાવ્યા;
પૂછ્યું ઇંદ્રે સાંભળો રૂખી, એક વાતે થાઉં અમે દુઃખી. ૫
મહાપુણ્યવાન ને બળવાન, મનુષ્ય રાજા છિ ભગવાન;
પુણ્ય અપાર તો થાયે, યાગ યજતા દેખાયે. ૬
તદપિ મારે લોકે જાણુ, કો નથી આવતા નિરવાણ;
તિનું કારણ ભાખો રૂખી, તો તો થઇએ અમે સુખી. ૭
ત્યારે રૂખી બોલ્યા ત્યાંહિ, સર્વ લોકપાળ બેઠા જ્યાંહિ;
વિદર્ભદેશનો ભીમ ભૂપ, તિની કન્યા છિ મહારૂપ. ૮
સર્વે સ્ત્રીઓમાં છિ રત્ન, તિના સ્વયંવરનો થાય યત્ન;
તિના મોહમાં મોહ્યા સર્વે, આજ પૃથ્વીમાં દમયંતી રૂપ પર્વ. ૯
બોલ્યા લોકપાળ ત્યાંહિ, આપણે જાવું સ્વયંવર માંહિ;
એમ ભાખી ગયા લોકપાળ, વાહન બેશી તત્કાળ. ૧૦
સર્વે રાજા જાયે જ્યાંહિ, દેવ ચાલવા માંડ્યા ત્યાંહી;
ભાલણનો પ્રભુ રઘુનાથ, આવે લોકપાળની સાથ. ૧૧

## કડવું ૮ મું–રાગ ધન્યાશ્રી.

એક રસ્તે નળ ચાલે, એક રસ્તે દેવજી;
નળકેરૂં રૂપ જોઇને, દેવ મુકઇ અહમેવજી. ૧
રૂપ જોઈ નળતણું, હારી જાયે કામજી;
સર્વે તેજે હારતો, મૂકી દેવે મામજી. ૨
નથી જોઇ દમયંતી તો, આપણને ના મિલીજી;
સ્વયંવરથી જાઉં પાછા, ટરી શોભા સહુ વિલીજી. ૩

એમ વિચારી દેવ સરવે, ઉતર્યા પૃથ્વી માંહીજી;
અંતરિક્ષ ઊભા રહી બોલ્યા, નળરાય જાતો ત્યાંહીજી. ૪
હે નળરાય તું પુણ્યશાળી, મહા પવિત્ર કહેવાયજી;
માગ્યું આપે મુખથી, કરે સર્વને સાયજી. ૫
સત્યવતધારી રાય તું, કિજે અમારૂં કાજજી;
દૂત થઇ તમો જાઓ, દમયંતી પાસ મહારાજજી. ૬
બૃહદશ્વ ઋષિ બોલિયા, સુણ અજાતશત્રુ વાતજી;
પછી નિષધપતિ ભણ્યુઈ, થઉ દાસ મારી જાતજી. ૭
સત્યવતે એજ કરવું, નહિ મીન કે મેખજી;
તમો સરવે કુણ છો, ઇંદ્ર વરુણ કે શેષજી. ૮
શું કરવું તે યથાર્થ કહીઓ, જાણી કરૂં હું આજજી;
એમ જ્યારે નળ બોલ્યો, તવ ભાખઇ સુરરાજજી. ૯
હે પુણ્યશ્લોક તું સુણઈ, અમો દેવ છીએ જાણજી;
દમયંતી માટે આવ્યા છિયે, કહું નામ નિરવાણજી. ૧૦
હું વાસવ, આ વન્હિ છે, આ વરુણ આ યમરાજજી;
દમયંતી પાસ પઠાવું તુંને, તે કર જઇને કાજજી. ૧૧
ઇંદ્ર અગ્નિ વારિરાજા, યમ આવ્યા જાણજી;
ઇચ્છાવર તું વરઇ નારી, કર જઇ દેવ વિખાણજી. ૧૨
માનવરૂપે નારી છિ, લોકપાળ તો ઈચ્છેજી;
એ વાત તું કહે રાજા, જિમ નારી વાંચ્છેજી. ૧૩
સુણી નળરાય બોલિયો, હાથજોડી ત્યાંહીજી;
વાંચ્છના જે દેવ ધરતા, તે છિ મમ મન માંહીજી. ૧૪
તમો વરો ને હું રહું, ઈમ કિમ કરશો આપજી;
મુજ મને થાય પીડ મોટી, પ્રગટે અતિ સંતાપજી. ૧૫
વળી જે નારી તણી ઇચ્છા, કરે પુરૂષ જાતજી;
ત્યાગ તિનો કિમ કરે, એહ વિપરીત વાતજી. ૧૬
વળી દૂત થાઇ અવરનો, કિમ કહે જઇ કુવેણજી;
અપરાધ ક્ષમા કીજિયે, હે ઇંદ્રરાય સુખ દેણજી. ૧૭
દેવ ક્રોધી તવ થયા, એ શું બોલે મૂઢજી;
સત્વર કારજ સાધ્ય જઇને, સંભારિ મા ગૂઢજી. ૧૮

બૃહદશ્વઋષિ ઉચરઇ, સુણ ધર્મનંદન વાતજી;
પુનરપિ નળ સ્તુતિ કરતો, સુરતણી સાક્ષાતજી. ૧૯
દમયંતી રાજકુંવરી, રહે રાજઆવાસજી;
દૂત આતિ વસતા તહિં, નવ જાઇ શકું હું વાસજી. ૨૦
ધર્મનંદન ઈમ નળ ત્યાં, ઉચરઇ જિહ કાળજી;
લોકપતિ ત્યાં ઇમ વદઈ, કોઇ ન દેખે ભૂપાળજી. ૨૧
ઈમ ગોષ્ટિ હુઇ ઘણી, નળરાય નમિયો પાયજી;
ભાલણપ્રભુ રઘુનાથના, નળ દૂત થઇને જાયજી. ૨૨

## કડવું ૯ મું-રાગ રામગ્રી.

દૂતનું રૂપ લીધું નળરાયજી,દમયંતીને ભુવને જાયજી. ૧

### ઢાળ.

જાય જગતપતિ નળરાય, દમયંતીને ભવન;
સખીગણસુ નારી બેઠી, મહાયૌવનવન. ૨
અંગ કાંતિ મદે માતિ, શિરમણિ ગુણવાન;
સુકોમળ ને કૃશકટિ, નયનાંબુજ શોભાયમાન. ૩
મંદ હાસ્યે મન્ન હરતી, ઉજ્જ્વળતાએ હારે ચંદ્ર;
નખશિખા નારી લહી, તવ કામાતુર થયો નરેંદ્ર. ૪
ધરણીપતિ ધૈર્ય ધારઇ, છળ્યો કામ તત્કાળ;
નિષધપતિનું સ્મરણ કરતી, એવે જોયો લોકપાળ. ૫
કોઇ કામની બોલી નવઇ, આ આવઇ કોઇ દેવ;
અર્ધ્યપાદ્ય આણવું, કરવી ઈની સેવ. ૬
કોઇ સખી નવિ ઉચરઇ, તેજમાં અંજાઇ;
તવિ દમયંતી ભાખઈ, તું કુણ છે મહારાઇ. ૭
તુંને જોઇ કામ જાગ્યો, વિપરીત ઈ તો વાત;
હું ઇંદ્રિયજીત મહિલા કહે, તું નળરૂપે સાક્ષાત. ૮
સાચ કહેવું રાજદ્વારે, નીતિ જાણો નરેશ;
હવે સત્વર બોલી દિજે, રખજે મા કઇ રોષ. ૯
જાણવાને ઇચ્છા છે મન, તમો નિષધનાથ;
દૂત વેષે આવિયા છો, નથી સેવક સાથ. ૧૦

મારૂં મંદિર અટપટું છાં, સેવક સાચવનાર;
અંતરિક્ષે હું રામ આવ્યો, સત્ય વદો અવિધાર. ૧૧
પિતાએ બાહુ દૂત રાખ્યા, કરે મારી સંભાળ;
સખી સહસ્ર મારી પાસે, જોઇ અંજાઇ ભૂપાળ. ૧૨
ધર્મનંદન સુણો કથા, ભાખે શું નળરાય;
હે મનહર મહિલા સુણજે, નળ નામ મારૂં ગવાય. ૧૩
દેવદેરો દૂત થયો છું, કરવા તેમનું કાજ;
ઇંદ્ર અગ્નિ વરૂણ યમ, ચાર આવ્યા આજ. ૧૪
તુંને વરવા ઇચ્છા તિમની, વરો પતિ ઈક નાર;
દેવતા સરિખા ગુણી નર લે', તજ નળ માનવ ભર્તાર. ૧૫
તેહતણા પ્રતાપથી હું, આવ્યો તારે ધામ;
કોઇક સેવકે હું નવિ લહો, વદું સત્ય માનો વામ. ૧૬
કાર્યે આવ્યો દેવને હું, કહી સર્વે વાત;
તુજ ઇચ્છાનુસાર વદિયે, કરૂં તહિ વિખ્યાત. ૧૭
બુદ્ધિ બળ ગુણ રૂપ તુંમાં, વિચારી કહો વયણ;
જે ભાખઈ તિ ત્યાં કહું, વદઇ મૃગશાનયણ. ૧૮
દમયંતી ત્યાં શું વદઈ, સુણો ધર્મ- નરેશ;
ભાલણપ્રભુ રઘુનાથના, કરતા ગ્યાન ઉજેશ. ૧૯

## કડવું ૨૦ મું-રાગ આદિઉમતાલ.

સુણો ધર્મનંદન કરૂણાવાનજી, શું ભાખઈ નારી રૂપવાનજી;
મંદ હસિતિ સાવધાનજીરે. ૧

ઢાળ.

મંદહાસ્યે દમયંતી વદે, સુણજે નળભૂપાળ;
દેવતાને નમઇ વદું, મુને વરો તતકાળ. ૨
વિશ્વાસવાળી વામા જાણો, કહો શું કરૂં કામ;
વિશ્વાસ જેવો મેં ધર્યો, તેવો ધરો તમે સ્વામ. ૩
હંસવચનથી હું વરીછું, વ્યર્થ રાય તેજ્યા સર્વત્ર;
જો ના કહો નળરાયજીતો, વિષપાન કરી તજું ગાત્ર. ૪

અગ્નિથી આ અંગ બાળું, જળમાં પાડું દેહ;
ફાંસો ગળામાં ઘાલું છું, માનો નિઃસંદેહ. ૫
તે સુણી નળ વદ્યો, અઘટતી એ વાત;
જગત્કર્તા વિશ્વાભરતા, દેવના દેવ સાક્ષાત. ૬
દેવ મૂકી માણસ વરો, એ તો મહાઉત્પાત;
પદરજથી હલકા અમે, સુરરાય મહાપ્રખ્યાત. ૭
માટે વર્ય તું માનની, અપ્રિય નવ થાય દેવ;
મરણ પમાડે દેવતા, નારી મારૂં માનો ખેવ. ૮
અનિંદિતા માન મારૂં, થશે મહાઅનર્થ;
દેવ હરી સર્વસ્વ લેશે, રાડ લીધી વ્યર્થ. ૯
પુષ્પમાળા પહેર બાળા, થઈશ ધણી સુખવાન;
સર્વનો સંહાર કરતા, વરો અગ્નિ ભગવાન. ૧૦
નિયમ રાખે સર્વનો ને, ધર્માધર્મ લખે જેહ;
એવા યમને વરો શ્યામા, કહું નિઃસંદેહ. ૧૧
ધર્મ ધારે ધ્યાનમાં ને, સુર અસુરનો રાય;
વરો મહિલા તેહને, તો કાર્ય સિદ્ધ થાય. ૧૨
લોકપાળમાં અગ્રણી, વરૂણ એવું નામ;
વરો કન્યા તેહને, થાયે સહુ શુભ કામ. ૧૩
એવી કન્યા કોણ, જે દેવ મુકી વરે નર;
અજ્ઞાન જાણો તેહને, લહે નહિ ખાળ માનસર. ૧૪
મારામાં જો સ્નેહ તુને, કહ્યું માનો મારૂં;
શંકા સહુ નિવૃત્ત કિજે, રૂડું તેમાં ધારૂં. ૧૫
વચન એવું સાંભળી, દમયંતી. થઇ દુઃખી;
અક્ષિ આંસુ ધાર વહેતી, પછે ઉચરી મુખી. ૧૬
સ્વામિ મારૂં વચન સુણો, નમું દેવ સર્વત્ર;
પતિ રૂપે વરૂં તમને, તજું બીજું તંત્ર. ૧૭
દીનવાણીએ નળ વદે, દૂત થઇ આવ્યો જાણ;
વરો તેમને માનુની, ચતુરા ચતુરસુજાણ. ૧૮
દેવે મુજને મોકલ્યો જો, કિમ સ્વાર્થ સાધુ શ્યામ;
આધરમી હું લેખવું, નવિ રીઝે સુંદરશ્યામ. ૧૯

સુણો નારી સત્ય કહું છું, વરૂં તુજને ભૂપ;
ધર્મ નાશ ન થાય જ્યારે, સત્ય માને તુંય. ૨૦
ધર્મ રહે ને સ્વાર્થ થાયે, કરો નારી તેમ;
વરૂં તો હું નાર નીરો, ધર્મ સહિત રહી ક્ષેમ. ૨૧
ધાગેગી તવ નરી બોલી, કર સ્વામી ઈમ;
વ્યાકુળ ચિત્તથી શું કહું, પણ સર્વ થાગે ક્ષેમ. ૨૨
હું પ્રાણપતિ આગે વદો છે, પરણવાતણો ઉપાય;
દોષ ન લાગે આપને, કારજ સહુ સિદ્ધ થાય ૨૩
સ્વયંવરમાં દેવ આવે, તમો આવો ભૂપ;
સર્વ દેવ સાંનિધ્ય વરૂં હું, ઇચ્છાવર અનૂપ. ૨૪
કશો દોષ ન આપને, તાપ નહિ તન માંય;
દેવ રીઝી જશે પાછ, સ્વયંવરકેરી ગાય. ૨૫
નળરાય કાંઈ નવ બોલિયા, કરો મન જે ભાવે;
ઊઠી સાથી ચાલિયા, તે દેવની પાસે આવે. ૨૬
દૂતકેરૂં કાર્ય કરિયું, સુણો શ્રોતા જાણ;
ભાલણપ્રભુ રઘુનાથના, શા શાં કઈ વિખાણ. ૨૭

તેથી દોષ ન તને લાગે રે, આપ્યા દેવ સહુ અનુરાગે રે;
એવી વાત બની ત્યાં દેવ રે, સાચું જૂઠું જાણો તતખેવ રે. ૭
ચોરી તમારાથી ન રખાય રે, રાણીએ તો જાણ્યુ સહુને પ્રાય રે;
ભાલણપ્રભુ રઘુનાથના એમ રે, બોલ્યો વિચારી સર્વે ક્ષેમ રે. ૮

## કડવું ૧૨ મું–રાગ કેદારો.

બૃહદશ્વઋષિ એમ બોલિયા, સુણો રાયરે;
શુભ લગ્ન મુહૂર્ત જોઇ, કરી રચનાયરે. ૧
મોકલ્યાં આમંત્રણ જાણ, તેડયા રાયરે;
કામવાસનાવાળા સર્વ, સજ્જ સહુ થાયરે. ૨
દમયંતીને વરવાતણી, છે મન ઇચ્છાયરે;
પુષ્પસાર માળા પેરી, મણિજડિત કુંડળ શોભાયરે. ૩
આમંત્રણ સુણી આવિયા, જ્યાં મંડપની રચનાયરે;
સ્થંભ સુવર્ણના મનોહર, મણિ તોરણ શોભાયરે. ૪
પર્વતકેરા વિવર માંહે, પેસે જિમ વનરાયરે;
મંડપ માંહે પેઠા સર્વે, વરવાને કન્યાયરે. ૫

## ઉથલો.

કન્યા વરવા પેઠા સર્વ, નળને વળી પંચદેવ;
અદ્ભુત શોભા થઇ રહી, દેવ થંભ્યા તતખેવ. ૬
વિધ વિધ આસન ગોઠવ્યાં, બાજઠનો નહિ પાર;
તે ઉપર જઇ બેઠા ઘણા, કરે સારાસાર વિચાર. ૭
પરિઘ સરખા પુષ્ટ છે, પંચ ફણાળા મુકટ;
આકૃતિ હસ્તની છે મનોહર, મનમાં ઘણો છે દર્પ. ૮
કેશાગ્ર શોભે શરાગ્ર ત્યાંહિ, નાસિકા કીર જાણ;
નેત્રપંકજ મનોહર, ભૃકુટિતણું શું હોય વિખાણ. ૯
આકાશમાં નક્ષત્ર શોભે, તેવા શોભે રાય;
દમયંતી ત્યાં સજ્જ થઇ, સભા માંહે જાય. ૧૦
સ્વરૂપ શોભા અતિ ભલી, તેણે મોહ્યાં સૌના મન;
જોનાર સહુ મનમાં ધરે, નારી મળે શુભ દિન. ૧૧

દીનવાણી સુણી દેવ, થયા મન રળિયાત;
શાસ્ત્રમાં જે વિધ કહ્યાં, તેવાં રૂપ ધર્યા સાક્ષાત. ૨૬
પ્રસ્વેદ નહિ અંગે વસે, નહિ મિષોન્મિષ નેત્ર;
કરમાઇ નહિ માળા ધરી, પ્રફુલ્લિત સુક્ષેત્ર. ૨૭
નીરજ શરીર નિર્ઝરતણું, પૃથ્વીથી ઉંચા જાણ;
દેવ એવા નરખિયા, કરૂં નળતણું વિખાણ. ૨૮
દેહકેરી છાંય પડતી, કરમાયા પુષ્પની માળ;
રજ સંયુક્તે અંગ શોભે, જોઇ હરખી બાળ. ૨૯
નેત્ર મિષોન્મિષ થતાં, પ્રસ્વેદ કણ મૌક્તિક;
મનહરણ જોયો ભૂપતિ, નળ શોભે સહસ્રાક્ષ સૌદક્તિક. ૩૦
દેવ ને નળરાય નિરખી, થઇ વરવા સજ;
ઉત્તરીય સાંધ્યું નળતણું, જેમ વર કરિણીએ વર ગજ. ૩૧
કંઠમાં વરમાળ અર્પી, સ્વામી કીધો જાણ;
હાહાકાર ત્યાહિં થયો, વાગ્યાં અન્ય નૃપને બાણ. ૩૨
ઋષિવર આનંદ પામિયા, સાધુ હરખ્યા ત્યાંહી;
સારૂં સારૂં મુખ વદે, ક્ષીર નીર મળિયાં આંહી. ૩૩
ભીમ નૃપ આનંદ પામિયો, સંજોગ સારો જાણી;
ભાલણપ્રભુ રઘુનાથના, શું શું કહું વખાણી. ૩૪

## કડવું ૧૩ મું–રાગ ધનાશ્રી.

બોલ્યા નળરાય ત્યાં વાણીજી, તમે સાંભળો મારાં રાણીજી;
કરી આશ્વાસન અપારજી, બોલે નળ તેણીવારજી. ૧
હે કલ્યાણિ મૂકી દેવજી, સર્વ સાન્નિધ્ય ઇચ્છી મારી સેવજી;
તેથી થયા અમો પ્રસન્નજી, તારૂં દુભવું નહિ કોદી મનજી. ૨
રાખું પ્રીતિ અહોનિશજી, અપ્રીતિનું કાઢું ન મિષજી;
સત્ય વાણી મારી જાણોજી, ધન્ય ભાગ્ય ઉભયનાં વિખાણોજી. ૩
ધર્મનંદન સુણો કથાજી, ટાળી તન મનકેરી વ્યથાજી;
જેમ નળરાય બોલ્યો સુખેજી, તિમ દમયંતી બોલી સુખેજી. ૪
કરવા દેવતાને પ્રસન્નજી, નમ્યાં દંપતી થઇ મગનજી;
પામ્યા આનંદ મનમાં દેવેશજી, આપતા રાખ્યુ નહિ કંઇ શેષજી. ૫

ઇંદ્રે આપ્યાં બે વરદાનજી, યજ્ઞમાં પ્રત્યક્ષ આવું માનજી;
પરમ શ્રેષ્ઠ ગતિને પામીજી, વર સુણી દુઃખને વામીજી. ૬
અગ્નિએ આપ્યાં બે વરદાનજી, પ્રગટ થવું ઇચ્છે જ્યાં રાજનજી;
સ્વય શા પ્રકાશ લોકની પ્રાપ્તિજી, થાય દેહની જ્યારે સમાપ્તિજી. ૭
યમ રાજાએ આપ્યાં વરદાનજી, અન્નરસ જાણે રાજાનજી;
ધર્મમાં રહે મન સ્થિરજી, કેવાય મહાબળી વીરજી. ૮
જળ રાય વરૂણે આપ્યાં બેયજી, સુણો શ્રોતા દાખું તેયજી;
નળ ઇચ્છાએ ઉત્પન્ન થાવુંજી, માળ આપી ન જાણે કુમળાવુંજી. ૯
ધર્મનંદન એણી વિધેજી, નળરાયના મનોરથ સિધેજી;
બબે વર આપી ગયા દેવજી, અન્ય રાજા કરતા પછે સેવજી. ૧૦
ગયા પોતે પોતાને દેશજી, ત્યાં રહ્યું નહિ કાંઇ શેષજી;
વિધિપૂર્વક વિવાહ કીધોજી, ભીમનરપતિએ જશ લીધોજી. ૧૧
નર શ્રેષ્ઠ રહ્યો નળ ત્યાંયજી, સ્વેચ્છાએ ગયો નગ્ર માંયજી;
જઇ ધર્મે પાળે પ્રજાયજી, જોઈ દંપતી સુખ સહુને થાયજી. ૧૨
યયાતિએ કીધા યાગજી, તેવો નળ ધરે પુણ્યમાં રાગજી;
નહુષે મેળવી કીર્ત્તિ જેવીજી, નળરાય મેળવતો તેવીજી. ૧૩
કર્યા અશ્વમેધ યજ્ઞ ને યાગજી, દક્ષિણામાં આપ્યા ભૂભાગજી;
વન ઉપવનમાં નારી સાથજી, કર્યો વિહાર નિષધનાથજી. ૧૪
વિહાર વૃક્ષ તો ફળિયુંજી, ફળ ઇંદ્રસેન સહુએ કળિયુંજી;
ઇંદ્રસેન પુત્રની વધાઇ જી, યાચકજન નળગુણ ગાઇજી. ૧૫
થઇ ઇંદ્રસેના એક પુત્રીજી, પસરી કીર્ત્તિ સહુ સુત્રીજી;
ભાલણપ્રભુ રઘુનાથજી, પુણ્યશ્લોકનો શોભે સાથજી. ૧૬

કડવું ૧૪ મું–રાગ દેશાખ.

બૃહદશ્વઋષિ એમ ઉચરેરે, સુણો ધર્મ નરેશ;
નળરાયની કીર્ત્તિ પ્રસરીરે,જેવા સુરપતિ પનગ શેષ. ૧

ઢાળ.

સુખ પામે નર નારી અતિશે,લોકપાળની કહુંવિધિ;
દેવ વળિયા સ્વર્ગ જાવા,તેણે કળિતણી કળ કીધી. ૨
મળ્યો કળજુગ વાટમાં, દ્વાપર હુતો સાથ;
જાવિદૃત્રઅરિ ઉચરે,ક્યાં જાય દ્વાપરનો સાઇ હાથ. ૩

કળિ મુખથી બોલિયો, જાઉં દમયંતી વરવા જાણ;
પરણી આવું પ્રીતથી, મેં ઇનાં સુણ્યાં વિખાણ. ૪
હાસ્ય કરી ઇંદ્રરાય બોલ્યો, પરણી તે તો નાર;
સ્વયંવર નિવૃત્તિ પામ્યો, લાગી તને ઘણી વાર. ૫
તને જોઇ નિશ્ચે તે પરણે, રૂપ જોઇ અંજાય;
પણ સાંનિધ્ય અમારી તું વિના, વર્યો નિષધ રાય. ૬
સુણી વચણ ક્રોધે નયણ, હુઆં ક્ષણમાં રક્ત;
દેવ મૂકી નર વરી, વિપરીત કીધું જક્ત. ૭
દંડ ઘટે એ નારને, ઇમ બોલ્યો મૂઢ;
સ્વર્ગપતિ તવ ઉચર્યો, નળે વશ કર્યો ગરૂડારૂઢ. ૮
ધર્મજ્ઞ ધરણીપતિએ, અમારી શીખ લીધી;
વર્યો પછે ઇ નારને, પુણ્યની રીત કીધી. ૯
ગુણ સંપન્ન રૂપવાળો, નળ ન ઇચ્છે કુણ;
ધર્મધારી વ્રત આચારી, અંગો નિરખ્યા ઉણ. ૧૦
ચાર વેદ જ્ઞાતા ઇતિહાસ જાણે,જેહ પાંચમો વેદ;
યજ્ઞે કરી સુર સંતોષે, તૃપ્ત ધરે ન ખેદ. ૧૧
ઔદાર્ય, ધૈર્ય ને સ્વધર્મે કરી,પવિત્રતા પાલન કરી;
ઇંદ્રિયસંયમ બહુ વિધિ કરતો,અધર્મના ઓગો ડરી. ૧૨
શાપ કુણ દે તેહને, મૂર્ખ સ્વઆત્મા દહે;
નળને શાપ દે કોઇ તો, હે કળિ તે નરકે રહે. ૧૩
એમ કહી સુર સ્વસ્થાન સિધાવ્યા,કળિ કરે મન વિચાર;
હું ક્રોધને નવ રાખું વારી,સુણ દ્વાપરિયા નિરધાર. ૧૪
દમયંતી નવ સુખ પામે, ઇમ કરવું જાણ;
ભ્રષ્ટ કરીશ હું રાયને, વશ પાસે તું પરમાણ. ૧૫
એમ કળિએ કૂડમતિ કરી, સુણ ધર્મનંદન તુંય;
ભાલણપ્રભુ રઘુનાથના, દુષ્ટ દુઃખ દેતો શુંય. ૧૬

## કડવું ૧૫ મું–રાગ કાલેરો.

અજાતશત્રુ નીરો કરીને, આવિયો કળિ ત્યાંય;
નળરાજા રાજ્ય કરતો, અધર્મ દર્શે ન જ્યાંય. ૧

કાર્યં કરવા કળિ ઊભો, લાગ નવ લહેવાય;
બાર વર્ષ એમ વહી ગયાં, મનોરથ સિદ્ધ ન થાય. ૨
એક દિવસે નળ નૃપતિ, વીસર્યો લવલેશ;
છિદ્ર જોઇ ફરતા કળિને, માર્ગ મળિયો રેશ. ૩
લઘુશંકા કરી પવિત્રાચમન, કરવું ભૂલ્યો ભૂપ;
હાથ પગ ધોયા વિના, સંધ્યા કરવા ગયો અનૂપ. ૪
તે દિવસથી વસ્યો અંગે, કળિ કૂડો જાણ;
અન્ય રૂપે પુષ્કરને મળ્યો, (નિતુ) મન ભમાવ્યું નિરવાણ. ૫
પુષ્કરને કહ્યું છતીશ તું, ધુને કરી નળરાય;
મારી સાથે ચાલ તું, નિષધપતિ તું થાય. ૬
પુષ્કર આવ્યો કળિ સાથે, (રહ્યો) પાસામાં કળિ જાણ;
પુષ્કરે આવી નળને કહ્યું, રમો દ્યુત આજ નિરવાણ. ૭
નારી બેઠી નળતણી, ઇમ બોલ્યો મતિમૂઢ;
કળિ અંગમાં વ્યાપ્ત છે, તેથી વીસર્યો ગતિ ગૂઢ. ૮
સહન કર્યું નવ રાયજી, દ્યુત આરંભ્યો જાણ;
સુવર્ણ હીરા સર્વ હાર્યો, થઇ રાય અજાણ. ૯
મિત્ર બંધુ સગાં કોઇ, વારી ન શકિયાં ભૂપ;
પ્રધાન પ્રજા આવી તહિં, જોવા નળનું રૂપ. ૧૦
વાર્ષ્ણેય નામા સારથી, તેણે દમયંતીને કહ્યું જાણ;
પ્રજા આવી રાય પાસે, દર્શન કરવા નૃપભાણ. ૧૧
વ્યસન દ્યુતનું જાણિયું, દુઃખ પામી પ્રજાય;
વારવાને રાય આવી, મિલાવો સુખી થાય. ૧૨
કષ્ટથી કામિની સૂકાઈ, શોકથી મૂકે નિશ્વાસ;
વ્યગ્ર ચિત્તે દમયંતી તો, ગઇ નૃપની પાસ. ૧૩
શોચ કરે અશ્રુ ઝરે, આવ્યાં પ્રજા ને પ્રધાન;
દ્વાર પાસે ઉભાં રહ્યાં, તિને જુઓ હે રાજાન. ૧૪
વિલાપ કરતી દમયંતી, નેત્રાશ્રુ ખરતાં ત્યાંહ;
કળિયુગે મન વ્યગ્ર કીધું, ગણ્યું નહિ નૃપ મનમાંહ. ૧૫
માન ધરી રાજા રમે, પ્રધાન પ્રજા વિચારે;
નળરાય તો નાશ ... એવું ... ૧૬

સહુ સહુને ઘેર ગયાં, સુણો અજાતશત્રુ જાણ;
ભાલણપ્રભુ રઘુનાથને, કરે વિધિએ પ્રમાણ. ૧૭

## કડવું ૧૯ મું-રાગ મેવાડો.

બૃહદશ્વમુનિ ઉચરે, સાંભળ નૃપ સુજાણ;
વીરસેનનંદન દુઃખ વરણવું, સુણ હું બિયાનું આખ્યાન. ૧

### ઢાળ.

આખ્યાન સુણ દુઃખીતણું, થયો ઉન્મત જેહ;
દમયંતી મન દુઃખ ધરે, શું કરી શકે તેહ. ૨
દ્યુત છે અતિ નિંદ્ય તે, લહે મહિમા સર્વ;
કળિયુગથી નળરાય ફર્યો, મન માહે લાવી ગર્વ. ૩
સર્વસ્વ હાર્યો રાય જાણી, રાણી પામી દુઃખ;
ગુણવંતી છે દમયતી, ઇચ્છે સ્વામીસુખ. ૪
પ્રિયભાષિણી વહી જાય, જ્યાં બૃહત્સેના એક દાસી;
તું જઇ નળ આજ્ઞાથકી, પ્રધાન લાવ મુજ પાસિ. ૫
પૂછજે શું ધન હાર્યો, નળને રહ્યુ શું બાકી;
પ્રધાન મનમાં હર્ષ પામ્યા, હવિ ગયો રાય થાકી. ૬
આજ્ઞાનુસારે તરત આવ્યા, પણ બોલ્યો નહિ નરેશ;
પોતાનું નવ માને પતિ, રાખ્યું નહિ કંઇ શેષ. ૭
લજ્જા મનમાં નારી પામી, કર્યો અંતઃપુર પ્રવેશ;
નળરાય સા તો હારિયા, ધન ધાન્ય ને સહુ દેશ. ૮
પાસા અનળા નળતણા, પડે છે નિરવાણ;
દમયંતી મન દુઃખ ધરે, પુનઃ બૃહત્સેના તેડી જાણ. ૯
હે ભદ્રે તું નળ આજ્ઞાથી, વાર્ષ્ણેય તેડી લાવ;
માન આજે એટલું, વાર્ષ્ણેયને બોલાવ. ૧૦
સત્વર ગઇ તે સુંદરી, વાર્ષ્ણેય આવ્યો ત્યાંય;
દેશ કાળ જાણતી સુંદરી, શુભાશુભ જાણે મનમાય. ૧૧
અનિંદિતા સુખથી વદી, મધુરવાણીએ નિરવાણ;
સમય જાણી કહે સતી, વાર્ષ્ણેય તું છે જાણ. ૧૨

હે સારથી નળ પ્રિય તુને, આવ્યો અધમ સ્થિતિએ તેહ;
સાય તેની કરો સાચી, મન કરી નિઃસંદેહ. ૧
પુષ્કર નળને જીતે, તેમ તેમ ધૃતમાં મન;
ધૃતજવાળો અગ્નિ દીપાઇ, તેમ તૃપ્ત થાય ન તન. ૧૪
દાવ વેરીના પાધરા, અવળા પડે છે નૃપાળ;
રાય મિત્રનું નવ સાંભળે, મારૂં નવ સુણે ભૂપાળ. ૧૫
રોષ છે નૃપનો કહું તો, રસના ધાસી જાય;
પણ ભવિષ્ય મન વસતું નથી, હું આવી તારે સાય. ૧૬
એક વચન પાળે મહારૂં, નળરથ જોડી લાવ;
બે બાળ તેમાં બેસાડી, નિષધ દેશને તજાવ. ૧૭
કુંડનપુરમાં લઇ જજે, પિતા ભીમની પાસ;
પિયર રેશે બાળકાં, એટલી મનમાં આશ. ૧૮
મેઠે તો તું ત્યાં રહે, સ્વેચ્છાએ જા ક્યાંહિ;
બાળને નહિ મૂકવાં, એટલું મન માંહિ. ૧૯
વાર્ષ્ણેય વારૂ કહી વળ્યો, ગયો જ્યાં રાજપ્રધાન;
દમયંતીનાં વચન ભાખ્યાં, કર્યાં સર્વે માન્ય. ૨૦
પ્રિય અશ્વ નળના જોડિયા, રથ કર્યો સાવધાન;
બે બાળને બેસાડિયાં, વળ્યો વિદર્ભ દેશ જાણ. ૨૧
ઇંદ્રસેન ને ઇંદ્રસેના, સોંપ્યાં ભીમ નરેશ;
નળ સંબંધી દુઃખ ધરીને, ગયો અયોધ્યા દેશ. ૨૨
ઋતુપર્ણકેરા રાજ્યમાં, રહ્યો સારથી જાણ;
ભાલણપ્રભુ રઘુનાથને, કરૂં કરજોડી પ્રણામ. ૨૩

## કડવું ૧૭ મું–રાગ સામેરી.

બૃહદશ્વમુનિ વદે વાણ, સુણો ધર્મનંદન નિરવાણ;
ગયો વાર્ષ્ણેય વિદર્ભ દેશ, હાર્યો નૃપ હતું જે શેષ. ૧
પુષ્કર બોલ્યો ગર્વ વચન, હવે તમો ધૃત રમો રાજન;
રાજ્ય દ્રવ્ય લીધું અમો જીતી, રહી દમયંતી જેમાં તમ પ્રીતિ. ૨
માંડો દાવમાં તેહ નાર, દુષ્ટની વાણીમાં એવો સાર;
વચન સુણી વાધ્યો ક્રોધ, હૃદય તસ થયો મન રોષ. ૩

ઉત્તર કાંઈ ન પાછો વાળ્યો, પુષ્કરને જોઇ સંશે ટાળ્યો;
આપ્યાં શરીરનાં આભરણ, એક વસ્ત્ર પેરી નિકળ્યો વન. ૪
પ્રિયજનને કરતો શોક, ચાલ્યો રાય દુઃખી કરતો લોક;
એક વસ્ત્રે નૃપતિ જાયે, દમયંતી ન મન હરખાયે. ૫
તેની પૂઠે ગઇ રાણી, બાર વાર્યાં અશુભ જાણી;
નગરની પાસે રહ્યાં દિન ત્રણ, કોઇએ આપિઉં નહિ શર્ણ. ૬
પુષ્કરે ફેરવી પૂરમાં આણ, કરે સાથ તેના લેઉં પ્રાણ;
મૂળથી નળ સાથે વેર, તેથી કર્યો એવો કેર. ૭
તોય રહ્યો નિર્વાહ કરતો રાય, પછી પાણી કોઇ ન પાય;
ફળ મૂળની ધારી આશ, ગયો વનમાં રાય નિરાશ. ૮
પૂઠે દમયંતી ગઈ ચાલી, નળ જુએ ન રાણી બાળી;
એવે ઇક પંખી દીઠો સાર, શું સુવર્ણે મઢ્યો અવિધાર. ૯
કર્યો મનમાં નીશે સહી, આ મારૂ ભક્ષ છે વન માંહી;
ભોજન કરવા આવે અર્થ, નથી મારી પાસે કંઇ ગર્થ. ૧૦
અજાતશત્રુ વિચારી એમ, કરવા ગયો ભૂપતિ ક્ષેમ;
એક વસ્ત્ર પેર્યુંતું કાય, નાખ્યું પક્ષી ઉપર ત્યાંય. ૧૧
પક્ષી ઉડી ગયો આકાશ, રાય થયો ઘણો નિરાશ;
બોલ્યો પક્ષી જાતાં એવું, વસ્ત્ર સહિત તારે રેવું કેવું ? ૧૨
પક્ષીરૂપ અમો છું પાસા, મૂકો સુખની સરવે આશા;
જોઈ ગ્લાનિ પામ્યો મન, બન્યો દિગંબર રાજન. ૧૩
વાલ્હી પરમ દુઃખવતી તુંય,પોષણ કેમ કરવું જાણું ન હુંય;
પ્રજાએ ન કર્યું પોષણ, પાસાએ રૂધિર કર્યું શોષણ. ૧૪
તારૂં શુભ થાય એવુ ભાખું, આજ મહિલા રડું દાખું;
દક્ષિણ દિશા ભણી ઉજ્જયન નગરી,ઘણી માર્ગની શાખા કરી. ૧૫
ઋક્ષવાન ને વિંધ્યાદ્રિ જાણ, નદી પયોષ્ણી નામ પ્રમાણ;
તેમાં વસે ઋષિ ઘણા તપસી,તું સુખી થા નારી ત્યાં વસી. ૧૬
આ માર્ગે વિદર્ભ દેશે જાવા, આ છે કોશલ દેશે સુખ થાવા;
દક્ષિણ દેશ છે દક્ષિણ પાસે, નારી ભરા તું સારી ફ્ર્ણ. ૧૮
એવો મર્મ કહ્યો પિયર જાવા, લાગ્યું દમયંતીને {··ખારી;
એ શું બોલ્યા હે નરેશ, શું કરવો { શા કેર. ૧૯

કલિયુગથી મન શુદ્ધ થાશે, ત્યારે જીવશો કેમ;
એ દુઃખ મનમાં મને સ્વામી,મન રહે નહિ ક્ષેમ. ૨૫
ત્યાગ કરી જાવું ન ઘટતું, થાકયા હશો સ્વામિન;
થાક કોણથી ફેડશો, હું પાસે નથી પતિ દીન. ૨૬
એમ વિલાપ કરતી સુંદરી,જોઈ પારધી આવ્યો એક;
પાસે આવી સર્પ માર્યો, સુંદરી મૂકાવી સવિવેક. ૨૭
જળ છાંટયુ સુંદરીને, કરાવિયો પછિ અહાર;
પૂછયું સ્ત્રી છું કુણની, નામ કવણ ભરતાર. ૨૮
પિતા છે કે નહિ તારો, કિમ વન વેઠે નાર;
અગ્નતશત્રુ સાભળો, ઇમ પારધીએ પૂછયો સાર. ૨૯
વૃત્તાંત સર્વ તેને વદઇ, જોઈ પારધીએ નાર;
કૃશકટિ સ્તન પીન નારી,જોઇ પાપિએં કર્યો વિચાર. ૩૦
નેત્રાંબુજ અતિ મનોહર, મધુર ભાષિણી બાળ;
જોઇ કામ વશ કાયા હવી,કરિ આશ્વાસન તતકાળ. ૩૧
દુષ્ટ બુદ્ધિ જોઈ તિની, દમયંતી પામી ક્રોધ;
જાજ્વલ્યરૂપે નારી હુઈ, પારધી ન પામ્યો બોધ. ૩૨
સ્પર્શ કરવા તિ ગયો, તવ લહ્યો ન અન્ય ઉપાય;
શાપ દેતી સુંદરી, નળ વગર નિરખી ન કાય. ૩૩
અન્ય પુરૂષ નવિ દષ્ટે જોયો,તો બળો પારધી આપ;
શાપ દીધો સુંદરી, લાગ્યો હુતાશનનો તાપ. ૩૪
બળી પ્રલસે તે હવો, આગળ નારી ચાલી વન;
ભાલણપ્રભૂ રઘુનાથના, ગ્લાનિ ધરતી મન. ૩૫

## કડવું ૨૦ મું–રાગ મારૂ.

યુધિષ્ઠિર રાય સાંભળો, નારી પામી દુઃખરે;
કમળનયની ચાલતી,તન મનમાં નહિ સુખ. નારી દુઃખ પામી. ૧
મનુષ્ય નહિ ક્રૂર પશુ વિંટયું, એવું ભયાનક વનરે;
કેસરી સિંહ વ્યાઘ્ર મોટા, વરૂ વણિયર ફાડે તન. નારી૦ ૨
મહીષ રીંછ ઘણાં ત્યાંહી, ક્રૂર અનેક છે પક્ષીરે;
મ્લેચ્છ વસતા ત્યાં ઘણા, કોઇ નવિ નિરખઇ દક્ષી. નારી૦ ૩

નથી પાસ તૃણ સાદડી, બેસવા આપદા પડી આવડી;
સૂતો પૃથ્વી ઉપર ભૂપાળ, સૂતી દમયંતી ત્યાં તત્કાળ. ૫
નારી નિદ્રાવશ થઇ જાણ, અતિ થાકી જે નિરવાણ;
પૃથ્વીપતને મન વસો શોક, કરતો દુઃખનો તે આલોક. ૬
રાજ્યાધિપતિ હતો જેવો, અધુના હું નથી તેવો;
ગયું રાજ્ય વાલાં વિયોગ, સ્ત્રીની સાથે લીધો જોગ. ૭
ગયો પક્ષી વસ્ત્ર હરી, એમ વિચાર કરે ફરી ફરી;
શું કરવું ન કરવું કાજ, પ્રાણ ત્યાગ કરૂં કહે મહારાજ. ૮
કરૂં દમયંતીકેરો ત્યાગ, મળે સુખ એને મહાભાગ;
મારે કાજે પામે દુઃખ, કરમાયું એણીનું મુખ. ૯
તજું નારીને હું આજ, મળે ભીમપિતા મહારાજ;
મારી સાથે પામશે કષ્ટ, થશે નારી રત્ન રૂપ નષ્ટ. ૧૦
કોઇ કાળે મળશે સુખ, જો વિજોગનું સેશે દુઃખ;
એમ નિશ્ચય કર્યો નળ ભૂપ, તજવી દમયંતી રામા રૂપ. ૧૧
ફરવી કળિયુગે મતિ ત્યાંહીં, ઉભો ઉભો વિચારે જ્યાંહી;
ધર્મવતી પતિવ્રતા જાણ, યશવતી દુઃખ નહિ પામે નિર્વાણ. ૧૨
પુરૂષનો લાગે નહિ છળ, અધર્મનું થાલે નહિ બળ;
એમ નિશ્ચે કર્યો નરનાથ, તજવા દમયંતીનો સાથ. ૧૩
અરધું વસ્ત્ર લેવું ધારી, બુદ્ધિ વારંવાર વિચારી;
કેમ લેઉં અરધું વસ્ત્ર, નથી કાપવા કરમાં શસ્ત્ર. ૧૪
ફર્યો ચારે પાસે ચોગાન, અસિ કર આવી રાજાન;
મ્યાન વગરની નિરવાણ, કાપ્યું વસ્ત્ર અરધું સુજાણ. ૧૫
થયો ચાલતો રાજા ત્યાંહીં, મૂકી દમયંતી સૂતી જ્યાંહીં;
થોડે જઈ વળ્યો રાય પાછો, થતો તન મન માંહિ આછો. ૧૬
કરતો રૂદન નળ ભૂપાળ, ફાટી મરશે વિજોગે બાળ;
મારી સ્ત્રીને વાયુનો સ્પર્શ ન થાય, સૂર્ય જોવાને તલખાય. ૧૭
તે સૂતી છે પૃથ્વીમાંય, અરધું વસ્ત્ર પેરી આંય;
હસિ વદન દમયંતી જાણ, નિદ્રિત મૂકી જાવું અજાણ. ૧૮
થશે ઘેલી નારી મારી, સર્પ સિંહ જમી જશે સારી;
ફરશે વનમાં કેઇ પેર, સ્વામી થઇ કરૂં શો કેર. ૧૯

કલિયુગથી મન શુદ્ધ થાશે, ત્યારે છૂટશો કેમ;
એ દુઃખ મનમા મને સ્વામી,મન રહે નહિ ક્ષેમ. ૨૫
ત્યાગ કરી જાતુ ન ઘટતુ, થાકયા હશો સ્વામિન;
થાક કોણુથી ફેડશો, હુ પાસે નથી પતિ દીન ૨૬
એમ વિલાપ કરતી સુંદરી,જોઈ પારધી આવ્યો એક;
પાસે આવી સર્પ માર્યો, સુંદરી મૂકાવી સવિવેક. ૨૭
જળ છાંટ્યુ સુંદરીને, કરાવિયો પછિ અહાર;
પૂછ્યુ સ્ત્રી છુ કુણુની, નામ કવણુ ભરતાર. ૨૮
પિતા છે કે નહિ તારો, કિમ વન વેઠે નાર;
અજાતશત્રુ સાભળો, ઇમ પારધીએ પૂછ્યો સાર. ૨૯
વૃત્તાત સર્વ તેને વદઇ, જોઈ પારધીએ નાર;
કૃશકટિ સ્તન પીન નારી,જોઇ પાપિએ કર્યો વિચાર. ૩૦
નેત્રાંબુજ અતિ મનોહર, મધુર ભાષિણી બાળ;
જોઇ કામ વશ કાયા હવી,કરિ આશ્વાસન તતકાળ. ૩૧
દુષ્ટ બુદ્ધિ જોઈ તિની, દમયંતી પામી ક્રોધ;
જાજ્વલ્યરૂપે નારી હુઈ, પારધી ન પામ્યો બોધ. ૩૨
સ્પર્શ કરવા તિ ગયો, તવ લહ્યો ન અન્ય ઉપાય;
શાપ દેતી સુંદરી, નળ વગર નિરખી ન કાય. ૩૩
અન્ય પુરૂષ નવિ દૃષ્ટે જોયો,તો બળો પારધી આપ;
શાપ દીધો સુંદરી, લાગ્યો હુતાશનનો તાપ ૩૪
બળી પ્રલયે તે હવો, આગળ નારી ચાલી વન;
ભાલણપ્રભૂ રઘુનાથના, ગ્નાનિ ધરતી મન. ૩૫

## કડવું ૨૦ મું–રાગ મારૂ.

યુધિષ્ઠિર રાય સાભળો, નારી પામી દુઃખરે;
કમળનયની ચાલતી, તન મનમા નહિ સુખ. નારી દુ ખ પામી. ૧
મનુષ્ય નહિ કર પશુ વિંટ્યુ, એવુ ભયાનક વનરે;
કેસરી સિંહ વ્યાઘ્ર મોટા, વરૂ વણિયર ફાડે તન. નારી૦ ૨
મહીષ રીછ ઘણા સાંહી, ક્રૂર અનેક છે પક્ષીરે;
મ્લેચ્છ વસતા ત્યા ઘણા, કોઇ નવિ નિરખઈ દક્ષી. નારી૦ ૩

ચોર વસતા બહુ દિશે, કરતા કૂડાં કાજરે;
નારી ફરતી ત્યાં સહી, ધુત તણે કૂડે રાજ. નારી૦ ૪
સાગ અર્જુન વાસકેરાં, ઝાડ છે વન માંયરે;
પીપળ ધાવડી ટેભુરી, ઇંગોળી દરશે ત્યાય. નારી૦ ૫
નિંબ ખાખર આવરી, કસ્તુરીમોગર જાંબ રે;
દેવતરૂ ચિંચુ પીંપળી, ખેર નેતર આંબ. નારી૦ ૬
તાડ ખજુરી ચારોળીકેરા, કદંબકેરા વૃક્ષ રે;
બીલી બોરડી ત્રિફળા છે, ઉમરા પસ્યતિ સમક્ષ. નારી૦ ૭
વૃક્ષ જોતી વિધવિધે, વળી ધાતુ જોતી ખાણુ રે;
વેલીથી ગુપચ ગર્યું, એવું વન જુવે નિરવાણુ. નારી૦ ૮
રવ ભયકર નારી સુણતી, ગુફા જોતી પર્વતતણી રે;
તડાગ સરિતા વાવ જોતી, દીન થતી નારી ઘણી. નારી૦ ૯
પક્ષીઓ વિધવિધનાં, ભયાકુલ રૂપ પિશાચ રે;
સર્પ રાક્ષસ ત્યાં ઘણા, નારી જોતી ત્યાંજ. નારી૦ ૧૦
શિખર પર્વતતણા મોટા, ઝરણાનો નહિં પાર રે;
પતિ વિયોગે નારી આવી, અઘોરવન મુઝાર. નારી૦ ૧૧
ભય નહિ એક સ્મરણ પતિનું, બેઠી જઇ પાષાણ રે;
હે વિશાળહૃદે રે મહાબાહો, હે નિષધ દેશના ભાણ. નારી૦ ૧૨
ત્યાગ કરી પતિ માહરો, કિમ ગયા વન નિરવાણ રે,
હે ચતુર યજ્ઞ ઘણા કર્યાં, નથી નાથ ધર્મે અજાણ. નારી૦ ૧૩
સ્વયંવરમા શું વદ્યા છો, તેહ સ્મરો હે નાથ રે;
મતિમાન ઉલ્લહુ નવ કરો, તજો નારીનો નવ સાથ. નારી૦ ૧૪
સત્ય વચન વદવાથકી, ગ્રહે ચાર વેદનું પુણ્ય રે,
અસત્યવાદી જો થશો તો, પુણ્યશ્લોક કીર્તિ થાશે ન્યૂન. નારી૦ ૧૫
નળપતિની નારી હું, વનમા પામુ નાશ રે;
નિષ્પાપ એ ઘટતુ નથી, અબળા દુઃખે મૂકું નિશ્વાસ નારી૦ ૧૬
સિંહ મુખ પોળુ કરી, મને ખાવા ધાય રે,
રક્ષણ કરો ભરતાર મારૂં, શાસ્ત્રાગ્યા કહેવાય. નારી૦ ૧૭
પ્રિયા મારી એમ કેતા, સદૈવ હે નરનાથ રે;
સત્ય વચન સ્વામી કરો, તેડો આ દાસી સાથ. નારી૦ ૧૮

દમયંતી કહે વૃદ્ધ યુવા સહુ,સંઘતણા જે જે જનરે;
રાયની પુત્રી રાયની સ્રી હું, જાણો થઇ ઇક મન. નારી૦ ૪૯
પતિ દર્શનની ઇચ્છાવાળી છું,નહિ બીજું કાંઇ કામરે;
ભીમરાજાની પુત્રી હું છું, નળરાજા મારો સ્વામ. નારી૦ ૫૦
પુણ્યશ્લોક તે પતિ મારા, શોધતી કરૂં છું વન રે;
નિરખ્યા હોય તો તેહ દેખાડો,મળ્યા સહુ મહાજન. નારી૦ ૫૧
વધામણિનાં વચન ઉચરઇ, તો થાયે શુભ મારૂં રે;
મુખિ મહાજન એમ વદ્યો, સાંભળ કહું જે સારૂં. નારી૦ ૫૨
આ વનમધ્યે હુંફર્યો,નિરખ્યાં વ્યાઘ્ર રીંછ અને મૃગરે;
પાડા વરૂ ને શૃંગાલ દીઠા,બીજું નહિ આવ્યું દગ. નારી૦ ૫૩
ઇક તું નારીઅહીં લહેવાઇ,ઉજાતી આવી અહિંરે;
બીજો નર અમો કોઇ ન નિરખ્યો,ફરી આ વનમાં અમિ સહીં નારી૦
દમયંતી નિરાશ થઇને, બોલી મુખિ મહાજનથી રે;
સંઘ તમારો ક્યાંહી જાશે,તેહ કહો તમે સત્ય મનથી. નારી૦ ૫૫
મહારાજન કહે નારી સુણીએ,જશે સંઘ ચેદિ દેશરે;
સુબાહુના રાજ્યમાં પડાવ કરશે,અહિં રહે નહિ કંઇ શેષ. ના૦ ૫૬
સંઘની સાથે શ્યામા ચાલી,પતિ મળવાની આશેરે;
ભાલણપ્રભુ રઘુનાથના, વળી ભરાઇ તેહ નિરાશે. નારી૦ ૫૭

## કડવું ૨૧ મું–રાગ જીતમાનની ચોપાઇ.

બૃહદશ્વ બોલ્યા સુણ રાય, દમયંતી સાથે જાય;
ગયો સંઘ તે મોટા વનમાં, નવીન ભય થયો છે તનમાં. ૧
ખીલ્યાં કમળ ત્યાંહી અપાર, તેનો કહિએ હવે વિચાર;
ઘાસ ઉગ્યું જેમાં ભલી ભાત, ઘણાં પુષ્પતણી ઘણી જાત. ૨
સુંદર વૃક્ષની દીસે પાળ, જોઇ મન રીઝે તતકાળ;
ઘણાં પક્ષીઓવાળું વન, જોઈ જળ થાય તૃપ્ત મન. ૩
સંઘ ચાલી ચાલી થાક્યો, આવી સુતો ત્યાં થાક્યો પાક્યો;
વિશ્રામની કરી ત્યાં સંજાઈ, મહાજનને પૂછ્યું જાઇ. ૪
પશ્ચિમ કિનારે સુતા સર્વ, ઉંઘ્યા કામ ક્રોધ તજી ગર્વ;
થઈ રાત્રી અંધારી અર્ધ, વાગે ઘંટા બોલે બલિવર્દ. ૫

ચોર વસતા બહુ ફિરી, કરતા કુડાં કાજરે;
નારી ફરતી ત્યાં સહી, ઘુત તણે કુડે રાજ. નારી૦ ૪
સાગ અર્જુન વાંસકેરાં, ઝાડ છે વન માંયરે;
પીપળ ધાવડી ટેમુરી, ઇંગોળી દરશે ત્યાંય. નારી૦ ૫
નિંબ ખાખ્ખર સાવરી, કસ્તુરીમોગર જાંબ રે;
દેવતરૂ ચિંચુ પીંપળી, ખેર નેતર આંબ. નારી૦ ૬
તાડ ખજુરી ચારોળીકેરાં, કદંબકેરાં વૃક્ષ રે;
બીલી બોરડી ત્રિફળા છે, ઉમરા પશ્યતિ સમક્ષ. નારી૦ ૭
વૃક્ષ જોતી વિધવિધે, વળી ધાતુ જોતી ખાણુ રે;
વેલીથી ગુંથઇ ગયું, એવું વન જુવે નિરવાણ. નારી૦ ૮
રવ ભયંકર નારી સુણતી, ગુફા જોતી પર્વતતણી રે;
તડાગ સરિતા વાવ જોતી, દીન થતી નારી ઘણી. નારી૦ ૯
પક્ષીઓ વિધવિધનાં, ભયાકુલ રૂપ પિશાચ રે;
સર્પ રાક્ષસ ત્યાં ઘણા, નારી જોતી ત્યાંજ. નારી૦ ૧૦
શિખર પર્વતતણાં મોટાં, ઝરણાનો નહિ પાર રે;
પતિ વિયોગે નારી આવી, અઘોરવન મુઝાર. નારી૦ ૧૧
ભય નહિ એક સ્મરણ પતિનું, બેઠી જઇ પાષાણ રે;
હે વિશાળહૃદે રે મહાબાહો, હે નિષધ દેશના ભાણ. નારી૦ ૧૨
ત્યાગ કરી પતિ માહરો, કિમ ગયા વન નિરવાણ રે;
હે ચતુર યજ્ઞ ઘણા કર્યા, નથી નાથ ધર્મે અજાણ. નારી૦ ૧૩
સ્વયંવરમાં શું વદ્યા છો, તેહ સ્મરો હે નાથ રે;
મતિમાન ઉલટું તવ કરો, તજો નારીનો નવ સાથ. નારી૦ ૧૪
સત્ય વચન વદવાથકી, અહે ચાર વેદનું પુણ્ય રે;
અસત્યવાદી જો થશો તો, પુણ્યશ્લોક કીર્ત્તિ થાશે ન્યૂન. નારી૦ ૧૫
નળપતિની નારી હું, વનમાં પામું નાશ રે;
નિષ્પાપ એ ઘટતું નથી, અબળા દુઃખે મૂકું નિશ્વાસ. નારી૦ ૧૬
સિંહ મુખ પોળુ કરી, મને ખાવા ધાય રે;
રક્ષણ કરો ભરતાર મારૂં, શાસ્ત્રાથા કહેવાય. નારી૦ ૧૭
પ્રિયા મારી એમ કેતા, સદૈવ હે નરનાથ રે;
સત્ય વચન સ્વામી કરો, તેડો આ દાસી સાથ. નારી૦ ૧૮

દમયંતી કહે વૃદ્ધ યુવા સહુ,સંઘતણા જે જે જનરે;
રાયની પુત્રી રાયની સ્ત્રી હું, જાણો થઇ ઇક મન. નારી૦ ૪૯
પતિ દર્શનની ઇચ્છાવાળી છું,નહિ બીજું કાંઈ કામરે;
ભીમરાજાની પુત્રી હું છું, નળરાજા મારો સ્વામ. નારી૦ ૫૦
પુણ્યશ્લોક તે પતિ મારા, શોધતી ફરૂં છું વન રે;
નિરખ્યા હોય તો તેહ દેખાડો,મળ્યા સહુ મહાજન. નારી૦ ૫૧
વધામણિનાં વચન ઉચરઇ, તો થાયે શુભ મારૂં રે;
મુખિ મહાજન એમ વદો, સાંભળ કહું જે સારૂં. નારી૦ ૫૨
આ વન મધ્યે હું ફર્યો,નિરખ્યાં વ્યાઘ્ર રીંછ અને મૃગરે;
પાડા વરૂ ને શૃંગાલ દીઠા,બીજું નહિ આવ્યું દગ. નારી૦ ૫૩
ઇક તું નારી અહીં લહેવાઇ,ઉજાતી આવી અહિંરે;
બીજો નર અમો કોઇ ન નિરખ્યો,ફરી આ વનમાં અમિ સહીં નારી૦
દમયંતી નિરાશ થઇને, બોલી મુખિ મહાજનથી રે;
સંઘ તમારો ક્યાંહી જાશે,તેહ કહો તમે સત્ય મનથી. નારી૦ ૫૫
મહારાજન કહે નારી સુણીએ,જશે સંઘ ચેદિ દેશરે;
સુબાહુના રાજમાં પડાવ કરશે,અહિં રહે નહિ કંઇ શેષ. ના૦ ૫૬
સંઘની સાથે શ્યામા ચાલી,પતિ મળવાની આશેરે;
ભાલણપ્રભુ રઘુનાથના, વળી ભરાઇ તેહ નિરાશે. નારી૦ ૫૭

## કડવું ૨૧ મું—રાગ જીતમાનની ચોપાઇ.

બૃહદશ્વ બોલ્યા સુણ રાય, દમયંતી સાથે જાય;
ગયો સંઘ તે મોટા વનમાં, નવીન ભય થયો છે તનમાં. ૧
ખીલ્યાં કમળ ત્યાંહી અપાર, તેનો. કહિએ હવે વિચાર;
ઘાસ ઉગ્યું જેમાં ભલી ભાત, ઘણાં પુષ્પતણી ઘણી જાત. ૨
સુંદર વૃક્ષની દીસે પાળ, જોઇ મન રીઝે તતકાળ;
ઘણાં પક્ષીઓવાળું વન, જોઈ જળ થાય તૃપ્ત મન. ૩
સંઘ ચાલી ચાલી થાક્યો, આવી સૂતો ત્યાં થાક્યો પાક્યો;
વિશ્રામની કરી ત્યાં સજાઈ, મહાજનને પૂછ્યું જાઇ. ૪
પશ્ચિમ કિનારે સૂતા સર્વ, ઉંઘ્યા કામ ક્રોધ તજી ગર્વ;
થઇ રાત્રી અંધારી અર્ધ, વાગે ઘંટા બોલે બલિવર્દ. ૫

એવે જળપાન કરવા આવ્યું, મદગળનું ટોળું જે મળ્યું;
જોઇ જન મદગળ મકલાયા, શેરના જનને જઇ સાયા. ૬
થયું યુદ્ધ હાથીનું જાણ, થયો સંઘ તો કચ્ચરઘાણ;
થાય ભડાકા અતિ મોટા, સુણ્યા નહી જેના જોટા. ૭
પર્વતપરથી પડે શૃંગ, તેવા શબ્દે થાય જન દંગ;
થયો માર્ગ એક ત્યાં બંધ, કચર્યા લોકને પીઠાવ્યો સંઘ. ૮
નાઠા લોક ચહુદિશ ત્યાંહી, વનવેલીકેરી માંહી;
કેટલા રહ્યા નિદ્રામાં મગ્ન, તેમનાં થયાં ગાત્ર ભગ્ન. ૯
માર્યા દાંતે કેટલા જાણ, શુંડમાં સાહી લીધા પ્રાણ;
પગે દાબી નાખ્યા ઘણા, ઉષ્ટ્ર વાજી નાશની નવ રહી મણા. ૧૦
માંહોમાંહે બચવા કાજ, ઘણા લઢી મુઆ મહારાજ;
પડી ખાડમાં મુઆ કોઇ, કોઇ બેઠા રેતા રોઇ. ૧૧
દૈવબળથી થયો સંઘ નાશ, વશી રહ્યો સર્વમાં ત્રાસ;
અરે ઉઠયો અગ્નિ આ તે ઇમ, હવે કરવું ભાઇ કિમ. ૧૨
આ તો કષ્ટ થયું છે મોટું, સુખ આવેલું ગયું એ ખોટું;
નાસો ભાગો તહિં ઉચરાઇ, અમૂલ્ય રત્નને કુણ સાઇ. ૧૩
મહાજન કેતો સર્વને ત્યાંઇ, રત્નશ્રમ સાધ્ય લેવાં સાઇ;
પણ નવ માને કોઇ તેનું, થયું ભયથી મન સહુનું બીનું. ૧૪
એવું જોઇને ઊઠી દમયંતી, જે રાણી થઇ છે ભમયંતી;
જોઇ વિનાશ ભય પામી મન, દીનતા યુક્ત થયું ઘણું તન. ૧૫
બચ્યા જેહ સંઘના જન, તે તો દુ:ખ પામતા ઘણું મન;
પૂજ્યા યક્ષ ને વિઘ્નનાશન, થયું શેણે આ સાશન. ૧૬
થયું શુકનકેરૂં આ ફળ, કે ગ્રહ આપણા નિર્બળ;
નહિ તો થાયે નહિ આમ જાણ, ગયા સંબંધીઓના પ્રાણ. ૧૭
કોઇ બોલ્યા ત્યાંહિ મૂર્ખ, અધમોધમ જેહ પૂર્ખ;
આ સાથે નારી રૂપાળી, નવ સ્ત્રીઓમાં બીજી ભાળી. ૧૮
તેના કર્મથકી આ હવું, ફૂડાં પગલાંએ દુઃખ અનુભવ્યું;
એ છે રાક્ષસી કે પિશાચી, માનો વાત અમારી સાચી. ૧૯
એનાથી થયું કૂડું કર્મ, મારો પાપાણે થાયે ધર્મ;
નવ મારે એને જે જાણ, તેહ જાણો પાપની ખાણ. ૨૦

સુણી એવાં વચન દમયંતી, ગઇ નાશી વનમાં દુઃખવંતી;
કર્યો ખેદ મને અતિ સાર, હું પાપણીએ કર્યો આકાર. ૨૧
કોપ્યો વિધાતા હું ઉપર, સુખનું નવ મળતું સર;
કર્યા કર્મનું ફળ થયું ઉદે, મન થાયે ન મારૂં મુદે. ૨૨
મન વાણીએ કર્યું કુડું કર્મ, કર્યા હશે ઘણા અધર્મ;
નવ સાંભરે જો કે મુજને, પણ વિસરે હરિ કેમ તુજને. ૨૩
ક્રિયા કર્મનું હશે આ ફળ, પૂર્વજન્મનું જાણું બળ;
પામી દુઃખ ન ગમાશે હુંથી, અપરાધ ક્ષમા ન થાયે તુંથી. ૨૪
પતિ રાજ્યહરણ સ્વજન વિયોગ, પતિ વિણુ તજ્યા સહુ ભોગ;
ભયંકર વન માંહી ભમતું, એ સહુ ઇશ્વર તુજને ગમતું. ૨૫
સુણ યુધિષ્ઠિર રાજન, થયો પ્રાત ને ઉગ્યો ભાણ;
સંઘવાળા ગળિયા સર્વ, ગર્વી જનના ગળિયા ગર્વ. ૨૬
જે રહ્યા તે સર્વે સિધાવ્યા, ગયા મન માંહી જ્યાંહિ ફાવ્યા;
દમયંતી વિચારે મન, મુઆ સંઘતણા સહુ જન. ૨૭
અપરાધ કહાવે એ મારો, અધર્મ સંકટમાંથી પ્રભુ તારો;
પ્રભુ કીધાં મેં કવણપાપ, આપે આ સબળો સંતાપ. ૨૮
હજું દેશે ક્યાં સુધી દુઃખ, નવ જાણ્યું કેવું સુખ;
દુઃખ આપો ન આપો મોત, શે નવ મળતી જ્યોતેજ્યોત. ૨૯
એમ કરતી વિવિધ વિલાપ, થયો નહિ હસ્તિઓથી હુંને તાપ;
ઊવખીયા જે મેં દેવ, દુઃખ દીધું તેમણે ખેવ. ૩૦
જાતા બ્રાહ્મણ સાથે નારી, ગઇ પૂઠિપૂઠિ અવિચારી;
સાયંકાળે સુબાહુને દેશ, ગયા ભજતાં સહુ સર્વેશ. ૩૧
તેની પૂઠિ ગઇ દમયંતી, વનવગડામાં જે ભમયંતી;
આરધું વસ્ત્ર કર્યું પરિધાન, દીસે ગાંડી જેવું સહુ વાન. ૩૨
જોઈ આશ્ચર્ય પામ્યા લોક, કરતા ઘણા તેનો શોક;
થયાં બાળક પૂઠિ ઘણાં, કહું દુઃખ દમયંતીતણાં. ૩૩
સુબાહુના મેહલની પાસ, જાતી નારી દીઠી ઉદાસ;
કહ્યું દાઇને રાયની માત, જઈ બોલાવ આ સ્ત્રી જાત. ૩૪
પામે દુઃખ મનુષ્યથી ઘણું, એનું રૂપ અતિ દીન બણ્યું;
ઇચ્છે એ શરણુની વાંચ્છા, એના મનની જાણી મેં ઇચ્છા. ૩૫

લક્ષ્મી સમાન છે એ નાર, લહે ગાંડી જન અવિચાર;
એનું સ્વરૂપ છે રસાળ, મમ ઘર શોભાવશે ઇ બાળ. ૩૬
સુણી દાઇ ગઇ બોલાવા, કહ્યું લોકને મુખ્ય શા આવા;
તેડી ગઇ રાજમેહેલની માંય, બેસાડી ભૂમિ આસન જ્યાંય. ૩૭
દાઇએ પૂછ્યું દમયંતીને પછે, બાઇ તું દુઃખમાં કિમ વસે;
દેવકન્યા કે યક્ષની બાળ, તારૂં રૂપ અતિ રસાળ. ૩૮
નથી સાયક તારો કોઇ, આંખ ફૂલી જાણું ઘણું રોઇ;
સુણી દાઇકેરાં વેણ, હું છું સૈરંધ્રી હે બેન. ૩૯
સ્વેચ્છાએ વસનારી હુંય, પતિભક્તિવાળી જાણ તુંય;
મનુષ્ય સ્ત્રી હું છું જાત, વસવું પરે જ્યાંહિ રાત. ૪૦
મારો પતિ છે માહ ગુણવાન, વળી તે જાતે છે બળવાન;
અન્યોઅન્ય અમારે પ્રીત, દેહ છાયાની રાખું રીત. ૪૧
પણ દૈવ પડ્યો માંહી આડો, દ્યૂત રૂપનો ખોધો ખાડો;
સર્વસ્વ હારી ગયો સ્વામી, ગયો વનમાં તે બહુનામી. ૪૨
તેની પાછળ ગઇ હું જાણ, પટ પેહેરેલું તજ્યું સુજાણ;
મારૂં અરધું આપ્યું મેં વસ્ત્ર, ફાટયું વસ્ત્ર નોતું કર શસ્ત્ર. ૪૩
વગર અપરાધે તજી હુંય, ફરૂં ખોળવા વદું શુંય;
પ્રાણેશ્વરને જોતી ફરૂં, બીજું મનમાંહે નવ ધરૂં. ૪૪
હે સ્વામી હે સ્વામી ઉચાર, બીજો મુને નથી વિચાર;
ઇમ દુઃખના કર્યાં વિલાપ, (સુણી) સુબાહુની માને પ્રગટ્યો તાપ. ૪૫
અરે રે દુખિયારી છે દાસી, કહ્યું અહીં રેહ મટશે ઉદાસી;
જોશે સેવક મારા જાણ, મેળવું તારો પતિ નિરવાણ. ૪૬
તારો પતિ આવશે અહીં, અહીં વસે પતિ પામો સહી;
સુણ રાજા યુધિષ્ઠિર ત્યાંહી, દમયંતી શું બોલી જ્યાંહી. ૪૭
સુપ્રજાવતી હે માત, તમારી પાસ રહું કરી ખ્યાત;
ઉચ્છિષ્ટ ભોજન હું નવ કરૂં, પગે ચાલીને ભૂમિ ભરૂં. ૪૮
કોઇ પુરૂષશુ ન કરૂં વાત, જાળવવી મારી તમારે જાત;
અધર્મી પુરૂષ સામું નવ જોઉં, ધર્મ વ્રત તે મેં નવ ખોઉં. ૪૯
જોઇશ બ્રાહ્મણને હું એક, બીજો કોઇ નહિ ને વનેક;
એવી બાંધણી હોયે તો વસું, નિકર મારગ માતા ખસું. ૫૦

સુણી દમયંતીનાં વચણ, થયાં પ્રફુલ્લિત માત નયણ;
તારૂં મત શ્રેષ્ઠ છે બાઇ, તારી કરીશ સર્વે સાઈ. ૫૧
પછે બોલાવી પુત્રી સુનંદા, કહ્યું આ નારી છે જો સુચંદા;
છે દુઃખણી એ અવિધાર, તારા સમાણી છે નિરધાર. ૫૨
કરી સખીપણું તું ઉમંગે, રમો સાહેલી બંને રંગે;
સુણી વચણ હરખી સુનંદા, સાથ તેડી ગઇ મન મુદા. ૫૩
ત્યાંહી આનંદ પામી કાંઇ, શરીર સંતોપાણું જ્યાંહિ;
ભાલણપ્રભુ રઘુનાથ, મળ્યો દમયંતીને સારો સાથ. ૫૪

કડવું ૨૨ મું–રાગ ધનાશ્રી.

સુણ યુધિષ્ઠિર મહારાજજી, કહું નળરાજાનું હવે કાજજી;
દમયંતી રહી માસી ઘેર દુઃખમાંરે. ૧

ઢાળ.

દુખે રહી માસી ગૃહે, સુણો કાજ નળનું ભૂપાળ;
તજી વનમાં તારૂણી, ગયો ક્યાંહી નૃપાળ. ૨
ઇક વનમાં ગયો રાજા, દવ બળતો ત્યાંહી;
દોડ દોડ નળરાયજી, ભય પામીશ ન મન માંહી. ૩
શબ્દ સુણી ધાયો રાયજી, અગ્નિ તરફ નળ ભૂપાળ;
ફણાવાળો નાગ કંપે, કહે કાઢ હે દયાળ ! ૪
કર્કોટક છે નામ મારૂં, મેં છળ્યા નારદ મુન્ય;
શાપ દીધો તેમણે, હર્યું મારૂં સહુ પુણ્ય. ૫
સ્થિર રહીશ એમ ભાખિયા, અડકે નળનો હાથ;
ઉચકીને લઇ જશે, નળરાય તુંને સાથ. ૬
ત્યારે મુક્ત થઇશ તું શાપથી, ઇમ નારદે કહ્યું વચન;
ચાલવા સમર્થ નથી હું, ઊંચક હે રાજન. ૭
અગ્નિથી રક્ષા કરો, અહો નળ નૃપાળ;
હું શ્રેય કરીશ કંઇ તાહેરૂં, વળી મિત્ર થઇશ ભૂપાળ. ૮
મુજ સમા કો સર્પ નહિ, જો લઘુરૂપ કરૂં હું રાય;
અગ્નિથી લઈ બાર મૂકો, કાર્ય મારૂં થાય. ૯
અજાતશત્રુ સાંભળો, થયો કર્કોટક લઘુરૂપ;
પ્રવર જેવડું સ્વરૂપ જોઇ, હરખ્યો મનમ ભૂપ. ૧૦

વન્હિ વિનાને સ્થાન આવ્યો, લઇ કરમાં નાગ;
મૂકવા મન કરે રાજા, કર્કોટક બોલ્યો હે મહાભાગ. ११
નિષધ દેશના રાયજી, દશ ડગ ભરો દયાળ;
શ્રેય થાશે તાહરૂં, ઇમ કરીશ હું ભૂપાળ. १२
પગલાં ગણતો રાય ચાલ્યો, દશ પગલે દશો* નાગ;
નળ શરીરનો વર્ણ ફરિયો, નાગ મન પ્રગટયો રાગ. १३
મનુષ્યરૂપે નાગ હુઓ, કહ્યું ચિંતા નવ કીજે;
કોઇ જાણે નહિ મારે, કર્યું અમો આ રીતે. १४
જે કળિએ આ કૂડ કીધું, તે પામશે હવિ દુઃખ;
શરીર તારે વશીને, પામશે નહિ સુખ. १५
દુઃખ નવિ જાણે તેહને, દીધું એણે દુઃખ;
તારી રક્ષા મેં કરી, વદું શું મારે મુખ. १६
અરી થકી બ્રાહ્મણથકી, વળી દાઢવાળો જંત;
રાય તું આજે થયો, જાણજે નિશ્ચિંત. १७
યુદ્ધમાં જય થશે તારો, બાહુક નામ ધરજે તુંય;
અયોધ્યામાં જઈ વસ, કહું તુજને હુંય. १८
ઋતુપર્ણ રાજા ત્યાંહિનો, અક્ષવિદ્યાનો સુજાણ;
અશ્વવિદ્યા શીખવીને, અક્ષમાં થા સુજાણ. १९
તારો મિત્ર થશે તે રાજા, અક્ષવિદ્યા જાણીશ તુંય;
સુખી થઇશ તું માન નિશ્ચે, દુઃખ જાશે કહું હુંય. २०
સ્રીસંતાન ને રાજ્ય મળશે, વળી સ્વરૂપ ઇચ્છિશ ચેહું;
સ્મરણ કરજે માહરૂં, આપીશ વેહું વેહું. २१
આ વસ્ત્ર અંગે ધારણ કરજે, પૂર્વ સ્વરૂપ તુંને મળશે;
કર્કોટક એવું વદ્યો, થીએ કારજ તારાં સરશે. २२
અંતરધાન ત્યાંહી થયો, રાય થયો મનમા રળી;
બાલકૃપ્રભુ રઘુનાથના, જુક્તે જુક્તિ રૂડી મળી. २३

---

*દશો=દંશ્યો=કરડયો દંશ એ આજ્ઞા વાચક છે, તે પ્રમાણે એક બે
લાં ગણતાં નળે પગળા ભર્યાં કે નવ, દશ એમ મુખથી બોલ્યો, કે
નો દંશ-કરડ એમ માની તે કર્કોટક દંશ્યો.

## કડવું ૨૩ મું-રાગ મેવાડો.

બૃહદશ્વ કહે સુણ રાયરે, કર્કોટક ત્યાંથી જાય;
નળરાય ચાલ્યો વાટેરે, સુખી ઘણો મન થાય. ૧
દશમે દિવસે આવિયોરે, ઋતુપર્ણ જ્યાં રાજન;
અયોધ્યામાં પેસતોરે, કચવાતું ઘણું મન. ૨
રાજા પાસે જઇ વદ્યોરે, કહેવા લાગ્યો કેણ;
બાહુક નામ છે માહરૂરે, છું સારથી હું સુખ દેણ. ૩
રસોઈ ઉત્તમ હું કરૂંરે, મારે રેવું તુજ ઘેર;
પણ કુળ વાત ન પૂછો મનેરે, તો હું રહું રૂડી પેર. ૪
શિલ્પ કામ જાણું અમેરે, બીજાં જાણું ઘણાં હું કામ;
ભરણપોષણ કરી રાખશોરે, તો હું રહું આ ઠામ. ૫
ઋતુપર્ણ કહે સુખે રહોરે, મન ગમતું કરીશું કાજ;
પણ અશ્વ રથના ચાલે ઘણારે, એમ કરજો કહે રાજ. ૬
દશ સહસ્ર * નિષ્ક તુજનેરે, હું આપું પ્રતિમાસ;
વાર્ષ્ણેય આદિ સારથીરે, સહુ થાશે તારા દાસ. ૭
ઋતુપર્ણ આનંદશુંરે, રાખ્યો બાહુકરૂપે નળ;
વાર્ષ્ણેય જીવળની પાસ તેરે, વસતો નળ મહાબળ. ૮
ત્યાં વસતાં નળ સંભારતોરે, દમયંતી નારી જેહ;
નિરંતર એક બોલતોરે, શ્લોક મનથી તેહ. ૯
ક્ષુધા તૃષાથી આતુરીરે, ક્યાં ગઇ તું સ્ત્રીજન;
ક્યાંહિ સતી સૂતી હશેરે, અતિમંદ પતિ ભજતી મન. ૧૦
અધુના કયા પુરૂષને મળીરે,એમ બોલતો નળ ભૂપાળ;
જીવળે તેને પૂછિયુંરે, વદો બાહુક દયાળ. ૧૧
કથી સ્ત્રીનો શોક કરો રે, હું સાંભળવા ઇચ્છું રાય;
નળ બાહુક સારે બોલિયોરે, કુબુદ્ધિની સ્ત્રી ઈક રાય. ૧૨
માનીતી મનમાં ગણીરે, સત્ય બોલી સુજાણ;
જાણી જોઈ વિવાહ કર્યોરે, પુરૂષ જાત અજાણ. ૧૩
સ્ત્રી વિયોગવાળો મંદમતિ, પીડા પામેલો તેહ;
અપડાતો ફરે નારી વિનાનો, જીવળ સુણો નિઃસંદેહ. ૧૪

સાયંકાળથી તે રાત્રી સુધીરે, અમે ગાઉંછું શ્લોક;
જીવળ તે પુરૂષ મોટોરે, નામ છેનું પુણ્યશ્લોક. ૧૫
તે હમણાં દુઃખ વેઠેછેરે, કષ્ટ પામીને અપાર;
તેની સ્ત્રી જોઇ તેહનેરે, પૂઠિ ગઇ વન મુઝાર. ૧૬
પણ મતિમૂઢે તેને તજીરે, વિકાળ વનની માંય;
વ્યાઘ્ર વરૂ ભક્ષી ગયાંરે, તેની ચિંતા થાયે આંય. ૧૭
જીવતી જો તે રહીરે, દુષ્કર કરિયું કામ;
જીવળ સુણ તુજને કહુંરે, વિણ વાંકે છોડી વામ. ૧૮
અજાતશત્રુ સુણિયેરે, રહ્યો છુપાઇને એમ રાય;
ભાલણપ્રભુ રઘુનાથનારે, તેની ગતિ કેવી થાય. ૧૯

### કડવું ૨૪ મું—રાગ દેશાખ.

બૃહદશ્વમુનિ એમ વદેરે, સાંભળ ધર્મતણા નંદન;
સ્ત્રી પતિ બન્ને વસેરે, કરી રાયનું વંદન. ૧

### ઢાળ.

વંદન કરી રાયકેરૂં, વસે ભામિની ભૂપ;
હવે ભીમરાયે મોકલ્યા, શોધવા વિપ્ર અનૂપ. ૨
મોકલતી વેળાએ વધા, કરો નળ દમયંતી શોધ;
શોધ લાવો એહની, તમે સુણો મારો બોધ. ૩
સહસ્ર ગાય આપું અમિ, વળી આપું મોટું ગામ;
બેમાંથી એક લાવો તો, આપું ઘણો હું દામ. ૪
ભીમકરાયનાં વચન સુણી, ગયા બ્રાહ્મણ દેશોદેશ;
નળ દમયંતીને શોધતા, નવ રાખે કંઇ શેષ. ૫
નળ દમયંતી નવ નિરખ્યા, તેમાંનો બ્રાહ્મણ એક સુદેવ;
ચેદિ દેશ સુબાહુ રાજા, તહિં આવ્યો ભૂદેવ. ૬
ત્યાં ગુપ્ત વસતી દમયંતી, અગ્નિજ્વાળ રહે છૂપી;
તિમ સ્ત્રીઓમા દમયંતી રહી, અજાણપણે લુપી. ૭
કમળનેત્રા મલિન તનુ, કૃશ અંગી દમયંતી;
સુદેવે તહિં ઓળખી, નિશ્ચે આ મતિવંતી. ૮
પૂર્વે જોઇ જેહ દમયંતી, તેના જેવી રૂપવાન;
પૂર્ણિમાના ચંદ્ર સરખું, મુખ દીસે ગુણવાન. ૯

## કડવું ૨૩ મું–રાગ મેવાડો.

ગૃહદશ્વ કહે સુણ રાયરે, કર્કોટક સાંથી જાય;
નળરાય ચાલ્યો વાટેરે, સુખી ઘણો મન થાય.
દશમે દિવસે આવિયોરે, ઋતુપર્ણ જ્યાં રાજન;
અયોધ્યામાં પેસતોરે, કચવાતું ઘણું મન.
રાજા પાસે જઇ વધોરે, કહેવા લાગ્યો કેણ;
બાહુક નામ છે માહરૂંરે, છું સારથી હું સુખ દેણ.
રસોઈ ઉત્તમ હું કરૂંરે, મારે રેવું તુજ ઘેર;
પણ ગુપ્ત વાત ન પૂછો મનેરે, તો હું રહું રૂડી પેર.
શિલ્પ કામ જાણું આગેરે, બીજાં જાણું ઘણુંજરા. ૧૪
ભરણપોષણ કરીને રહું, એ તો મોટું આશ્ચર્ય;
મહાપીડા પામતો તે, ગુણવાન જે નૃપવર્ય. ૧૫
સ્વરૂપવતી જોઇ દમયંતી, થાય સુદેવને ખેદ;
રોહણી સમાગમે ચંદ્ર જેવો,ક્યારે દુઃખનો થાશે છેદ. ૧૬
દમયંતીને નળ પામે, થશે મહા સુખવાન;
ઉભય જોડી સમાન છે, ગુણવાન અને બળવાન. ૧૭
એમ વિચાર કરતો મનમાંહે,આવ્યો સુદેવ મહાવાન;
ચિન્હથી નિશ્ચય કર્યો, એ દમયંતી નિરવાણ. ૧૮
પાસ જઇને કેવા લાગ્યો, અહો ભીમકતનયા માત;
તુજ ભ્રાતનો સુદેવ નામે, હું મિત્ર છું વિખ્યાત ૧૯
તુજ પિતાના વચણથી, આવ્યો શોધવા હું આંહી;
સર્વે કુશળ છે સગાં તારાં, કુંડિનપુરની માંહી. ૨૦
હે પતિવ્રતા તુજકારણે, દુખિયાં તે સર્વત્ર;
ચેતન વગરનાં સહુ થયાં, જીવ તજે છે તત્ર. ૨૧
સંખ્યાબિધ વિપ્ર શોધ કરતા, નળ અને તુંને નરખે;
દમયંતીએ સુદેવ જાણ્યો, મન ભરાતી હરખે. ૨૨
સર્વના સમાચાર પૂછ્યા, ક્રમવારે દમયંતી;
વિહ્‌વળ થઇ વનિતા, રૂદન કરતી અતિ મતિવંતી. ૨૩
સુનંદાએ તે લખ્યું, એકાંત કરતાં વાત;
માતા પાસે જઈ કહ્યું, જે નિપન્યું સાક્ષાત. ૨૪

સાયંકાળથી તે રાત્રી સુધીરે, અમે ગાઉંછું શ્લોક;
જીવળ તે પુરૂષ મોટોરે, નામ જીનું પુણ્યશ્લોક. ૧૫
તે હમણાં દુઃખ વેઠેછરે, કષ્ટ પામીને અપાર;
તેની સ્ત્રી જોઇ તેહનેરે, મૂકિ ગઇ વન મુઝાર. ૧૬
પણ મતિમૂઢે તેને તજીરે, વિકાળ વનની માંય;
વ્યાઘ્ર વરૂ ભક્ષી ગયાંરે, તેની ચિંતા થાયે આંય. ૧૭
જીવતી જો તે રહીરે, દુષ્કર કરિયું કામ;
જીવળ સુણ તુજને કહુંરે, વિણ વાંકે છોડી વામ. ૧૮
અજાતશત્રુ સુણિયેરે, રહ્યો છુપાઇને એમ રાય;
કૃષ્ણપ્રભુ રઘુનાથનારે, તેની ગતિ કેવી થાય. ૧૯

પરમાનંદનું સુખ કેહું—શંકર, દેશાખ.

મારૂં તારૂં હું તું તે એ, બ્રહ્મને સર્વે ખોટું.
વિજયા પીવી, તપ આચરવું, તે સુખ ઉપગા કેવી?
સંતોષી થઇ પરમાનંદે, રેહતું વાલી દેવી.
ભંગી ભાંગ પીઓને ભટકો, હું સાથે નહિ આવું;
સુતરદોરો શરીરપર નહીં, તે સંગે કિમ ફાવું.
મહાદેવ કેહે વારૂં મહિલા, અમો એકલા જાશું;
તુજ સુખે હુંને સુખ ઉપજે, વધુ આનંદી થાશું.
જાવું જાવું કેહતાં નવ લાજો, નફટાઇ વેગળી મૂકી;
ધૂર્ત પુત્ર પાસે દિન ગાળું, અરે! વિધાત્રી ચુકી.
હર કેહે ત્યારે સાથે આવો, વા રહિયે આ સ્થાને;
પર્વતજા આનંદ માની લે, થાયે તું મન માને.
માનિને કેહે મનનું માન્યું, આથી કેવું કરશો;
ગોસાંઇ થાઓ ગિરિમાં જાઓ, મનોરથ અમરે ભરશો.
માયાવચ હરને કિમ લાગે, જેહ નિરાગયકારી;
અનુચરને આજ્ઞા દીધી નવ, સરવ કરો તૈયારી.
પાર્ષદે પોઠી સજ્જ કર્યો, તે પર કરી અસ્વારી;
ભૂત મધ્યે ભોળોજી શોભે, કજ્જળ પય ધારાનાડી.
લગને લાગ્યા ગાયન કરતા. ભૂત ભૈરવશું ચાલ્યા;
ઉભા ગણપતિ કાર્તિકસ્વામી, વળાવતાં નવ માલ્યા.

ઉષા કુંવરીને ખોળે લેઇ, ગિરિતનયા બહુ વિધ વિલ્પે;
ગજાનન સામું નવિ ભાળે, ગમે તેમ મન જલ્પે.
હરે વિનાયક ઉછંગ લેઇ, હદયા સાથે ચાંપ્યો;
જેહ ઉમાનો કોપ હતો તે, શિવ કૃપાએ કાંપ્યો.
ઘર પરિવાર પુત્ર પુત્રી વળી, કુબેરશા ભંડારી;
પારવતી પછિ પર્વતપે ચાલ્યાં, સર્વે સુખવિસારી.
નગ પર જઇને સ્મશાન ખોળ્યું, સંભારી રાખોડી;
જગન્માત કે તનુજે લુંટયા, માટે માયા છોડી.
વાંકાં વેણ વારિણીપતિ, થેઇ થેઇ થેઈ નાચ્યા;
માદેવ કે માયાથી છૂટયા, અમો પ્રિયા અતિ રાચ્યા.
એવે અનુચર આવી બોલ્યો, કૃષ્ણ લક્ષ્મીસહ આવે;
ગિરિવરધર ગરૂડારૂઢ નિહાળી, મુને અવર નવ ભાવે.
સમાચાર સુણી સતી પતિ ત્યાં, ખોખારી વહુ નાખ્યા;
જાઓ વેગે તેડી લાવો, નિત્યે જેને જાચ્યા.
'જાઓ લાવો' વચન સુણીને, જગત જનુની કોપી;
નીલકંઠ! નિર્લજતા આ શી! કિમ લાજ મર્યાદા લોપી.
દંપતી પાસ દિગંબર જાઓ, એ શું અન્યા ચેડા;
ખોળું ખલકમાં ખુણે ખાચે, નહિ જોઉં તમ જોડા.
મન વિચાર કરો મહાદેવા, કંઇ નામની લજ્જા રાખો;
ખાળો ટાળો દુઃખ માહરૂં, સૂત્રતાંતણો નાખો.
હસી હર હરિવદનીને કેહે, શું દિગમ્બરે ન ભળાયે;
વારૂ લાવો વસ્ત્ર પેરીએ, બોલ્યા ભોળારાયે.
ઝટપટ લાવો પ્રાણપ્રિયા, મુજ સ્વામી ખોટી થાય;
મંમાયા પટ મટીમાં શોધે, જગતતણી જે માય.
ફાંફાં મારે ભવાબ્ધિતારક, જડે ન પટકૂળ તોયે;
શાળા માંહે માળા શૃંગી, શૂળ શંખ અતિ જોયે.
ભસ્મ–વિભૂતિ ગોળા રોળા, પડયા જયાં ત્યાં ભાળે;
મંમાયા મન એમ વિમાસે, આ સંકટ કુણ ટાળે.
એવે એક અનુચરે આણ્યું, ગજનું ચર્મ અતિ મોટું;
પાર્વતી પ્રસન્ન થઇને બોલ્યાં, તુંથી નહિ કો મોટું.

કરિચર્મ ત્યાં સાહી કરવડે, અંબાયાજી ભાખે;
સ્વામિ ચર્મને ધારણ કીજે, લો પ્રભુ લજ્જા રાખે.
પ્રફુલ્લિત થઇ પ્રભુએ લીધું, સ્મૃતિ દેનાર વખાણ્યો;
કિંતુ ચર્મ રહે નહિ ચોંટ્યું, તેહ ઉપાય ન જાણ્યો.
ભસ્મે કરી ભોળો ચોંટાડે, તોય ચર્મ નવ ચોંટે;
વળી વળી તે તો પડી પડિ જાય, રહે ન પાયે ખોટે.
પૂછે પ્રભુજી અંબાયા પ્રત્યે, કિમ આ રેશે બાળી;
વક્રવદન કટાક્ષે ભાળી, થઇ નારી ક્રોધાળી.
અધર સ્ફુરાવી કર્મને તાડી, બોલી ગિરિજા ક્રોધે;
વિણ આધારે ગ્રહ આદિ નહિ, ઇ સ્વામી કિમ રોધે.
કંદોરા કાજે દોરી ખોળું તે, ન જડે બંબંભોળા;
હું સંતોષણી રહું હરિ પાસે, કોણ સહે વરજોળા.
લો મારૂં ઉત્તરાસંગ ફાડું, બાંધોને કંદોરો;
મહદ્ ભાગિણી કેહે સૌ સુજને, ઘરમાં ન મળે દોરો.
ઉત્તરીય ફાડી ચીંદરડી ગાંઠી, તે કેડે નવ પોતી;
રીસ ચઢી રામાને અતિશે, વાંકી નજરે જોતી.
એવે બટુકભૈરવ બોલ્યો, કરો નાગકંદોરો;
માગ માગ માતાજી કહેછે, મહિમા રાખ્યો મોરો.
હું જીવું જગ ઉપર જ્યાં સુધી, ત્યાં સુધી તું રેહજે;
સંકટ વેળા સંભારી વળી, આવું કો દિન કેહજે.
ભૂત ભૈરવે ભુજંગ ઉખાળ્યા, કંઠ સાથ જે ચોંટ્યા;
તાડતરૂ કરતાં તે તગણા, દીસે મોટા મોટા.
સો પચાશને સાથે ગાંઠ્યા, તોય ખુટ્યો ત્યાં એક;
એરખામાંથી કાઢી ગાંઠ્યો, તરૂણી કહે રહી ટેક.
નાગ તણો કંદોરો કીધો; ગજચર્મની લંગોટી;
અંબાયા પરસન્ન થયાં, વાધી મન મમતા મોટી.
હરે હરિને કાહવી મોકલ્યું, દર્શન આવી દીજે;
રાંક સેવકને ઘેર પધાર્યા, તેથી મન અતિ રીઝે.
સુણી હરિ હરને મળવા આવ્યા, જુએ ભૈરવ ભૂતો;
નાચે કૂદે નેહે ભરિયાં, કરે અન્યોન્યે તૂતો.

પિશાચમૂખાં, ગર્દભમૂખાં, અવળા ચરણું માંપે;
દામોદર દેખી દંત દેખાડે, ગુદ દેખાડે સાંપે.
વાજિત્ર વજાડે સુસ્વર કાહડે, દેખી કમળા રીઝે;
વાસુદેવને વિનવે વનિતા, સ્વામી એક બે લીજે.
ગોષ્ટિ કરતા ગોવિંદ આવ્યા, ઉભા જ્યાં મહાદેવ;
પ્રિયા સહ પ્રભુ સામા આવ્યા, ગરૂડ ભાળી તતખેવ.
ગરૂડ દેખી સર્પ ગભરાયા, હરે હરતે સાયા;
ગભરાશો જો ગરૂડથકી તો, દેખાશે નગ્ન કાયા.
નાસો તો કોપે તમ માતા, નાઠે ન મળો દુગ્ધ;
રાખ્યા મેં જ ગરૂડથી તમને, ભૂલ્યા કિમ હે મુગ્ધ?
એવે ગરૂડજી પાસે આવ્યા, ખડખડ પાંખો વાગી;
ફંફાડાથી સર્પો નાઠા, બીક ઘણેરી લાગી.
નાગ નાઠે ચર્મજ પડિયું, થયા દિગંમ્બર જોગી;
ભૂત ભૈરવ હસિયાં ખડખડ, હસિયા હરજી ભોગી.
ભોળાનાથ ભુજંગને ધરતાં, બરકે મધુરે સાદે;
હાથ જોડી હરજી તો ઉભા, પાર્વતી ભર્યાં પ્રમાદે.
ત્યાં ગિરિધર ગિરિજાને સ્તવે, મોટા સૌથી એહ;
હું બ્રહ્માદિક દાસ એમના, જાણો નિઃસદેહ.
સુણી વચન પાર્વતી રીઝયાં, ભરિયાં મન પ્રમોદે,
લક્ષ્મીજી ત્યાં પાગે લાગ્યાં, ત્યારે ચર્કટયાં બોધે.
એ વિશ્વંભર અને દિગમ્બર, આપો મનીપા સારી;
ગાઉં ગુણ હું ગાજી ગાજી, કરો નિર્મળ ગતિ મારી.
ભારત રૂપી ભાર દરિયેથી, અમૃત ધરૂં હું ચિત્તે;
સાગરમાંથી ચંગ ભારે જાગ, ચક્ષુકપક્ષી મિપે.
પાંડવને તો વનમાં કાઢયા, લખ્યું વ્યાસે વનપર્વે;
તેમાં દ્રૌપદી હરણ થયું જે, શ્રોતા સુણજો સર્વે.
કિર્મિરવધ ને પાન મેળવ્યું, સ્વર્ગે ગયો કિરીટી;
પૃથ્વિ પ્રદક્ષિણા પંગે કીધી, ધરી માર્ગમાં નીતિ.
ગંધમાદને ગાંડીવ મળિયાં, ભુજંગથી ભીમ છોડાવ્યો;
પર્વત મૂકી નીચે આવ્યા, રથ રાખ્યો જોડાવ્યો.

ત્યાંથી આવી નિવાસ કીધો, પૂર્વાશ્રમમાં સર્વ;
હરણ થયું ત્યાં દ્રૌપદી કેરૂં, પાંડવના ગળિયા ગર્વ.
વૈશંપાયન એણીપરે બોલ્યા, સુણ જનમેજય રાય;
સંક્ષેપે તુજને સંભળાવ્યું, દ્રૌપદીહરણ મહિમાય.
કરૂણાકર વિસ્તારી કહીએ, સંત શ્રવણ કરૂં મોટાં;
પૂર્વજ મહિમા ભાખો ઋષિજી, કેમ પડ્યાં વિખૂટાં.

શ્લોક.

ઋષિ મુને સુણાવી, પુરવજ કેરી વિધિ લધુ,
વિસ્તારી તે ભાખો, હરણ ગમ માતા તણું બધું;
જદા દુષ્ટે સાહી, દ્રુપદ તણિ પુત્રી નરવધૂ,
તદા ત્યાં શું પામ્યો, જયદ્રથ અરી જે કટુ મધૂ.

વલણ.

કટુ મધુ ફળ જયદ્રથ પામ્યો, ને વર્ણવો મારા સુન્યરે;
ભટ પ્રેમાનંદ હરિહર સ્તવે, જેથી વિઘ્ન થાયે શૂન્યરે.

કડવું ૧ લું—શ્લોક.

ગણપતિ ગુણ વર્ણિને કર્યું છું, પાંડવ કથા અતિશે પવિત્રકારી
મધુ પક્ષ ગુડથી ગળ્યુંજ લાગે, જીવનથી મોઘું ન સોંઘુ વારિ

રાગ દેશી ઢાળ.

વારિથી મોઘું અતિશે, પાંડવ ગુણનું ગાન;
સહસ્ર મુખે વર્ણી ન શકે,શેષ સરીખો ગતિમાન.
તદપિ યદવા તદવા ભાખું, શ્રોતા મન આનંદ;
સરસ્વતી રસવાણિમાં પૂરે, કથા કરે પાવન.
પ્રેમ ધરીને બોલ્યા ત્યાં, વૈશંપાયન સુન્ય;
પાતક તારાં જનમેજય, સહુ બળી થાશે શૂન્ય.
એક મને એક ચિત્તે તું, સુણજે આણી ભાવ;
ગંધમાદનથી ગાંડિવ આવ્યા, રૂડો સાધી દાવ.
કામ્યક વનમાં કામના, પૂર્ણ કરતા મહાભાગ;
ઋષિ સહસ્ર અઠયાશીશું, કરતા રૂડા જાગ.
વળી કૌરવે તે વિધિ, મનમાં લાગ્યો દાધ;
પાંડવ જો સુખમાં વસે તો, હું બાંધુ કિમ પાઘ.

મંત્રી મેળ્યા રાયજી, કર્ણું શકુનિ ક્રૂર;
દુષ્ટ દુઃશાસન તેડીઓ, જે કાવે અતિશૂર.
વિચાર પૂછ્યા વિધ વિધે, કહો કીજીએ કેમ;
કામિની સહ પાંડવ વસ્યા, કામ્યક વનમાં ક્ષેમ.
લાગે મન દાવાગ્નિ, પડે ન મન કંઇ ચેહન;
પીડા પામે પાંડવા, તેમને સુખદેણ.
નિકટ સમો આવ્યા તણો, ગુજરે વર્ષ કંઇ ગુપ્ત;
યદા કાળ થોડો રહ્યો, રાયણો ગાજે સુપ્ત.
વિદ્વંષો વાણી વદો, કિમ જાય પાંડવ ત્રાસ;
સ્વર્ગ મધ્યે જઇને કરે, કિંગ કરે છ જણનો વાસ.
સુણી વચન બંધુ તણાં, દુઃશાસન વદે વેણ;
કટક ચઢાવો કારસું, જે થાયે દુઃખ દેણ.
વા રાત્રીએ જઇ કરી, વનમાં મૂકો આગ;
કે સુરંગ ફોડાવીએ, રૂડો રાખી લાગ.
અથવા સૌ આપણ મળી, નિદ્રાવશ કરૂં ઘાત;
કે પથ્થર વરસાવીએ, જેથી થાય નિપાત.
અરણ્યમહિષ કે વ્યાઘ્રથી, લિયો છ જણનો પ્રાણ;
શીકારી પાસે મારવા, કોઇ શું રૂચે સુજાણ?
શકુનિ કેહ એ મૂર્ખ છે, પાંડવ ન થાય નિપાત;
ઘણાં કૃત્ય એવાં કર્યાં, થઇ ન સ્વાધીન વાત.
જો રૂચે તુને રાયજી, તો કહું રૂડો દાવ;
મોહની રૂપ દાનવ છળ્યા, તેવો કર્ય તું ભાવ.
ભસ્માસુરને કારણે, છળ કીધો ભગવાન;
તેમ કરી અરિને હણો, જો ધારો શુભ સાન.
વાળીને વિડરાવિયો, સુગ્રીવે જે રીત;
તે રીતે હણ શત્રુને, જો તજવી હોય ભીત.
જરાસંધ જે ગાઢબળી, નવખંડ જેનું નામ;
સત્તરબીવાર છતીઓ, જે કેશવ ને રામ.
તેને આણી દાવમાં, કૃષ્ણે માર્યો જેગ;
વેરી વિડારો ભાણુજા, જો રૂચે તો તેમ.

પ્રલ્હાદે સિંહનર થઈ, મરાવિયો નિજ બાપ;
તેમ કરીને કાઢીએ, શત્રુકંટક આપ.
તુંને કોઈ એમ કહે, મોહું થાયે પાપ;
તો આ વિધિ તેહને, દેજે તુંમ જવાપ.
મોટા જે મારગ ગયા, તે માર્ગે કરી ઘાત;
લાગે દોષ ન તુજને, ઉલટી થાશે ખ્યાત.
કઠોર વાણી કર્ણે વદી, એ વિચાર દુઃખદાઈ;
સુકીર્તિને જો જન ચહે, ચહે આપ ભલાઈ.
તો પરશુ ધરી પાણિમાં, પરશુરામવત્ ઘાત;
કરો ડરો નહિ શત્રુથી, મારો મસ્તક લાત.
રોળ્યો રાવણ જે વિધે, દશરથ બાળકુમાર;
કચર્યો કંસને કૃષ્ણએ, એ વિધ અરિને માર.
વારાહે વસુધા ધરી, મારીઓ હિરણ્યાક્ષ;
ત્રિપુર તોડ્યું ત્ર્યંબકે, ધર વૃત્ર પુરંદર સાક્ષ.
ચંડી કાર્તિકસ્વામીએ, અરિનો વાળ્યો ઘાણ;
મેઘનાદ માર્યો મારૂતી, પીસી લીધા પ્રાણ.
તેમ મારો જઈ શત્રુને, જો પાણી કંઈ હોય;
નહિ તો હસ્ત જોડી જવું, એ ઉત્તમ છે સોય.
એ દ્રુપ નપુંસક અહિ રહે, હું કરી આવું નાશ;
શકુનિ દુઃશાસન કહે, કાંઈ કરોછો કયાસ.
વનક્રીડાએ સૌ ગયા, આ શૂર હુતા પાસ;
ગંધર્વોના મારથી, થયા પાર્થના દાસ.
તે દિન બળ સૌ ક્યાં ગયું, ભાખોછો આ વાર;
સુણી રગે રગ પસરી ગઈ, કર્ણને ઝાળ કરાળ.
ખડ્ગ ગ્રહી બન્ને તણાં, કાપે જેવે શીશ;
ધૃતરાષ્ટ્ર ત્યાં આવીઆ, જે કપટીના ઇશ.
સુણી વાત સાંત્વન કરી, વિચારી બોલ્યા વેણ;
તમો ત્રણનું જે ધારવું, ખરેખર સુખદેણ.
અન્યોન્યે લઢી મારવું, શાણાની નહિ રીત;
દુઃશાસન કર્ણ શકુનિ જે, વધા રૂડેરી નીત.*

* નીતિ.

કડવું ૩ જું–શ્લોક (મંદાક્રાંતા.)

ખાળા ગાળા ઉપર ચડિને, પુષ્પ મોતી વધાવે,
નિર્ખી હર્ખી પરખ પરખી, માન મોઘેરૂં લાવે;
જેષ્ઠા ચેષ્ઠા કરતિ વિનયે, જે વિધે સ્વામિ ભાળે,
જોતી રોતી દળ પ્રિય પતીને સતી દુઃખ સાલે.

છંદ હરિગીતની ચાલ.

સતી દુઃખધારી ચિત્તમાં, સ્વ સ્વામિને નિહાળતી;
કો કુસુમ વરખે પાણિમાં લઇ, મિષેનમિષે ભાળતી.
કો ક્ષત ઢાંકે ગાલના, કો હૃદયચદ્ર છૂપાવતી;
કોઇ નવોઢા નારી ટગમગે, જોઇ મન લજાવતી.
વળે ચઢે બારીએ અટારીએ, કો ગોખમાં મહિલા ચડી;
છજે ચઢે ઝરૂખે ઝુઝે, આકાશિકાપર જઈ અડી.
કો પંચ સપ્ત કે અષ્ટ કેરા, માળ ઉપર રાજતી;
કોઇ મુગ્ધ કેરાં અંક દરશે, ઘણું મનમાં લાજતી.
કઇ બેઠી બાળી શ્રેષ્ઠ સ્થાને, તેહ રૂડી ભાવતી;
શું એક પૂછે એક દરશે, ચપળ જાતી આવતી.
આકાશિકા આકાશ બનિયું, વિધુવદની વિધુ રૂપ છે;
તાંબૂળ કેરા તરકચા, ત્યાં તારિકા અનૂપ છે.
વળિ વીરનાં જે વદન ક્રોધી, તેહ સૂર્ય સમાન છે;
અલૌકિક સિંધુ જનપદે જે, અહર્નિશ એક માન છે.
અસંખ્ય વીરો આવનવા, માર્ગ મૂકી બીજે જાયછે;
પુર પાર પામે નહિ ત્યારે, જોઇ દિગ્મૂઢ થાય છે.
જાણે ન જે આ ક્યાં મારગ, સર્વ સરખી હારમાં;
પ્રત્યેક મંદિર વાડી વારૂ, ઉચ્ચરે દ્વિજ તારમાં.
મેના પોપટ મધુર ભાખે, ચાસ બુલબુલ બોલતા;
ત્યાંહ પારેવા ટુ ટ્રુ કરે, ગળુ હલાવી ડોલતા.
મયૂરના ટૌકાર મનહર, કોકિલાના કારમા;
પ્રાસાદ પ્રત્યેકે ખીલી રહી, અઢારે ભારે હારમાં.
સુમન શેપે ખટપદ ભમતો, ફરે વિહંગમ વૃક્ષમાં;
છપ અક્ષૌહિણી સૈન્ય જાતું, કીટ ગરૂડની પક્ષમાં.

સવારથી જે સૈન્ય નીકળ્યું, તે સાંજ સુધી આવર્યું;
પરપોળે પરવર્યું સહુ, કિલ્લાએ મન ભાવિયું.
કોટકેરાં કોસિસાં માંય, કાંગરા બહુ વિધ જડયા;
હથિયાર સાહી દશ દશ ડગલે, રક્ષકો બહુ વિધ અડયા.
દરવાજાનાં શિખર લાગ્યાં, વિયત સાથે વાતમાં;
તે મંદિરના મનહર મંડપે, માનિની મળી મ્હાતમા.
રાય રાણી મંત્રી માનિની, મિત્ર વધુઓ ગોખમાં;
તેણે પુત્ર પરિવાર સાથે, વધાવીઓ રોખમાં.
કો મૌક્તિકે કો કાંચન પુષ્પે, લાજાએ લાડી વધાવતી;
કોઇ સ્વઅંગ સંકોચતાં, દર્શન કરી સિધાવતી.
પ્રતિ એક વાહન બીચ સેવક, જે વધાવા ખેંચતા;
રાય રથમાં ચાર અનુચર, તે વધાવા વેંચતા.
ત્યાં રૌપ્ય જાંબૂનદ મૌક્તિક, મળે દીન રાજા થાય છે;
જશો ભાટ ચારણ ગુણ ગાયે,નહૂષાદિ વિસરી જાય છે.
એવા આડંબર સાથ કીધી, પસાર પુરપોળ એકને;
તેવા દરવાજા સાત મૂકી, ગઇ સ્વારી ધરી ટેકને.
પૂર પોળ ઉલ્લંઘી કે સાંય, આવી ખાઇ સાતરે;
શીતોષ્ણ વારીધૂલિકાદિક, સાગરશી વિખ્યાત રે.
તે મૂકી પુરપાદરે આવી, કર્યો સેને પડાવ રે;
ગરજી નોબત સુણી સરવે, સત્તર થયો ભરાવ રે.

## શ્લોક (દુમિલાવૃત.)

રુપવંત મહાબળિ યોધ શુરા, નવ જોડ ગણે ગણુના રવિશુ,
પુરપાદર તે સહુ આવ પડ્યા, વિધિ તેહ તણી વરણે કવિ શું?
જઈ જોડ કરે ગૃહ ભૂ વસવા,અવની પતિશા વર વાન શાખા,
નહિ જંપ જરા મનમધ્ય કરે, ન નિશંક થઇ તહિ કોઈ મળ્યા.

## વલણ.

હજીતુ મળવું દળ વિષે, કરે ભવિષ્યની વાત રે;
ઠરવું, ડરવું, મરવું છે, પ્રેમાનંદ પ્રખ્યાત રે.

કડવું ૪ થું-શ્લોક ( નારાચ વૃત. )

કરોડવાર શું કહ્યું, અરીથિ સેન ત્યાં પડ્યું,
પરોડ તો થયું, ગયું નિશાતિમિર બાપડું;
મરોડ મૂકી ચાલિ નારિ, એકલી સુભાવમાં,
ધરેડ છોડી જીતવા, પડ્યું જઈજ નાવમાં.

રાગ સિંધુડો.

નાવ પડિયું જઈ પાયદળ રાયનું, ત્યાં ગજદળ હયદળ પળિયું વાટે;
સિંધુની તીર તે પલકમાં પામિયું, આવી મળ્યું સર્વં વાટ ધાટે.
કૂચ તો કરી પછી શાલ્વ દેશે જવા, માર્ગમાં બહુ વિધિ ખેલ કરતાં;
કૂદતા નાચતા રાચતા અતિ ઘણા, વાજતા ઘંટ ગજરાજ ફરતાં.
ખેલતા રેલતા હેળતા ભેળતા, જે મળે વાટમાં દેશ કેરા;
એ વિધે ચાલિયું કટક સહુ માલિયું, નાખિયા કાંઈ ધન કાજ વેરા.
ઓ આરે આવશે હયદળ ગજદળ, પાયદળનો ક્યમે ત્રાસ સહે શું;
એમ વિલ્પે ઘણા ગ્રામજન નગરના, આવિયું ભઈ હવે શુંય કહે શું.
હેલિ આવી પડે સોઇ જોઇ શાંત રેહ, નહિ જહિં ગો ઠવણુ ત્યાંહિં નડતું;
ધાન્ય ધન જોઈએ ઘાસ ચંદી વળી, મનુષ્ય અપાર પણ રેહ તું લડતું.
એ વિધે એક પછી એક નગર તજી, ચાલિયું કટક સ્વહદ છોડી;
કે ગુલબાન થયાં દેશ લુંટાઇ ગયા, નાસતા ત્રાસતા ગાડિ જોડી.
કોક તો નગ્રના લોક સાવધ થતા, દેઇ પુરપોળ હથિયાર સાતા;
મૂશળા મૂશળાં પરશુ ધરિ પાણુમાં, યુદ્ધ કરવા બની યોધ જાતા.
રણતૂર વગાડતા ગોફણો મારતા, પાણથી હાણ કરી પ્રાણ લેતા;
કાંઇ સામું થતું કાંઇથી સોંઢતું, દળ જોઇ ચેતતા કોક નેતા.
કો પુરવાસી વેપારી જો હોય તો, તેહના ભોગ પૂરાજ મળતા;
હાલકે હુલકે ત્રાસી તે તો જતા, રે પ્રભૂ રે પ્રભૂ રાખ્ય બળતા.
આવિયું શબ્દ સુણી ચક્ષને મીચતા, પક્ષની ખોળમાં કંઇક જાતા;
દ્વારને લાવતા ભોગળો બીડતા, ડાટી ધન ધરણી કંઇ શાંત થાતા.
દોડતું સેન તે પૂરમાં પેસતું, મારતા ફાડતા લોક દમતા;
લાબ્યરે લાબ્ય તુંજ ધન જે અમતણું, એ વિધે બાપડા લોક કંપતા.
નારને મારતા શિશુને ત્રાડતા, હાટને લૂટતા લોક રોતા;
હૃદયને ફૂટતા કેશને ચૂંટતા, રાખ્ય વિશ્નુ રાખ્ય વિશ્નુ એજ કેતા.

વાસિયે વાસિયે પુરપોળ વાસિયે, ત્રાસિયે નાસિયે ક્યાંઇ ભાળી;
હાય રે હાય રે જાય રે જાય રે, ગર્થ અતિ કષ્ટથી રાખ્યું ખાળી.
ગૃહસ્થ તે વિલ્પતા હાંડ ખૂશી થતા, કે ભલે આવિયો આજ વારો;
માગતું લાગતું જાગતું જે હતું, લાગી લાગી થયો તેહ ભારો.
એમ દળ આવતાં શંખ ગર્જ્યાં ઘણા, નાર નાસી પતિ પાસ પેઠી;
જીવ ફંઘઇ ગયા દિગ્મૂઢ કંઇ થયા, વાત મકી તહીં સર્વ બેઠી.
ક્ષુધાતુર દળ હતું જેહ લગને જતું, તેહ થઇ ક્રોધી પુરપોળ તોડે;
શૂન્ય ઘરબારનાં દ્વારને તોડિયાં, તે જોઇ ત્યાં મહાગાંઠ જોડે.
પત્ની પતિ મળી, શિશુ, શિશુ મા વળી, વૃદ્ધમાં વૃદ્ધ સંતાઇ બેઠાં;
આત્ર કાજે મળી યોધ અતિ ખેંચતા, તોય નીકળે ન જે ચોટી પેઠા.
જોડખાં એ વિધે કંઇકનાં લાવિયા, કંઇ ખુશી થઇ લઈ હાટ આવ્યા;
ભોજન કરી ચાલિયા મન માંય મ્હાલિયા, અન્ય દેશે ગયા ત્યાં ન ફાવ્યા.
કટક કટકટ સુણી નગર ઉજડ કરી, લોક ભાગી ગયા મને માને;
નિર્જીવ પુર લહી તેહ સળગાવિયું, આવી લાગ્યું પછે વન વેરાને.

શ્લોક (વૈકુંઠધામમા છંદ.)

લોકને આણી દુઃખે અતીશે પછે, લગનને રાય રાણા કદી જાયજો,
શોકને તેહ તો પૂરષો ભોગવે, જોગવે જુગતી ના કદી થાયજો;
ફોક ને ફોક ધી તે દુખીનો દુખી, સુખિનો સુખિ ભુંડો ભલો તોયજો,
ધોખને ધોખ જો દ્રવ્ય તે ધારતો, તોય તે ભાઇ રે દુખિયો હોયજો.

વલણ.

સદા દુઃખ પામે જેહ રાજા, કષ્ટકારી પ્રજાય રે;
ભટ્ટ પ્રેમાનંદ સત્ય કેહ છે, સુણો શાણા રાય રે.

કડવું ૫ મું–શ્લોક (ભુજંગી.)

ગિરિ ને ગરાડા ઘણા મોટ મોટા, શિયાળો વરૂઓ ઘણી દોટ દેતા,
અતિ વ્યાઘ્ર તો ત્યા ફરે જોટ જોટ, નહિ ક્રુર પ્રાણી તણી ખોટ ખોટ.

રાગ મારૂ–ચાલ ઠુકડી.

ખોટ નહિ ક્રુર પ્રાણિ તણી, તે વન વિકાળે સેન ગયું;
ત્માહી વ્યાઘ્ર ઘણા વનમા ભટકે, શૂર શિકારનું મન્ન થયું.

કોએક કાયર નાશી ને ત્રાશી, ધીચ દળે લપટાઈ રહ્યા;
વંશની મધ્યથી શબ્દ ઉઠે જેહ, તેહ ન જાય કંચમે રે સહ્યા.
શું અઢાર રે ભાર વનસ્પતિ આવી,વશી વનમાં જઇ તે નિરખે;
કાંઇ પકવ ફળો પડતાં ભૂમિમાં, જોઇ જોઇ ઘણા જન મન હરખે.
આવતિ ખીણ વળી ગિરિ ટોચ, તલેટી તરૂથી જરા ન દિસે;
સાગર શું દળ ગાગરમાં જ્યમ, આવી પડ્યું મન કેમ હિસે.
કોઇ બિલ મધ્ય ભુજંગ જતો જોઈ, પેશી નકુલ જે પ્રાણ હરે;
હરિણી યૂથ રનવન શાં ફરતાં, બીચ બીચ ઘણા મૃગ શૃંગ ધરે.
તેહ તણું કરી ભક્ષ ઘૂમે કંઇ, વ્યાઘ્ર સિંહાદિક છીર ઘણા;
વિભુરચના વણસાડે વરૂ વળી, જેહ અમાપ ગણ્યા ન ગણ્યા.
કોઈ રિંછ ઘણાં રણમાં ફરતાં, જેહ રંગ બેરંગી અતિ વિલસે;
શુભ્ર ને સ્યામ કુંડી કરે અંગ, ચઢે દ્રુમપર ભક્ષ દીસે.
રાનીમંઝાર ગરૂડની જાત, ભરૂડ ભરૂડ જે પ્રાણ હણે;
કર્નિંગ કરાળ થઈ સ્થિર સિંહ શિરે, મુખનું ભક્ષ હરે ન ગણે.
શૃગાળની ચાતુરી જોઈ કરી ચિત્ત, બીત તજી જઈ મીટધરે;
ચમકે ચપળા સમ ત્યાં સસલા, રૂડી રાતડી આંખ ન પ્રીતિ સરે.
દળના જન એ વિધ ઊપર હેઠળ, જોઇ જનાવર મન ધરતા;
હે વિભુ રે વિભુ ધન્ય તું ધન્ય તું, શી રચનારે કરી ધરતા.
ક્રુર પ્રાણી અપાર ન પક્ષી મપાયે, થાય સુંદરતા કોઇએ;
શું ખાસ મયૂર કે બુલબુલ પોપટ, કાળપ કાગની શું જોઇએ.
કોકિલ વાણી મધુરી સુણી કંઇ, સારસ જોઈ ખુશી ખુશ થઇએ;
કપોતનું કુળ જે બાજ કરે ક્ષય, રે હરિ એ શી વિધિ કહીએ.
પારવાર અપાર સુશોભિત હાર, પાસ વસી રન પદ છોડે;
વળિ કંઇ ચલુક ભલૂકે ભણું હું, તેતર ખેતરનેજ વખોડે.
સારિકા આદિ મનોહર દ્વિજથી, કાનન દર્શનું ધીચ ધીચે;
તે વન વારૂ વિલોકી જયદ્રથ, જોઇ તરૂવર આંખો મીચે.
રાયણ આગલી રાય વધાવતી, સીંગ સરગની શીશ વિધે;
કર્મદી નર્મદી ધાવડ ને ખાલી, વાગે પટોપટ અર્થ સિધે.

નાળિકેરી વતં કુડી જાતવળી, આવળીફુલ વિણુ ગંધે ઓપે;
શાળી ભાળી, ખારિક ખેતર નેતરને અહીં કૂણ રોપે?
તાલ તમાલે દ્વિજવર બોલે, ડોલે પંખી પાંખડિયે;
એ શોભા શા વિધ ઉચ્ચરીએ, મતિ મનુષ્યની સાંકડિયે.
કંઈ ગુલાબ ભરિયા સુવર્ણ ચંપા, મોગરડે તો બેહદ ઘણી;
જાઈ જુઇને કેતકી ફૂલી, પાટલ પુષ્પ ન જાય ગણી.
નાળી ચમેલી કેતકી મનહર, લાજાળી બાળી લાજ કરે;
ચંદન ચડિયા નાગનંદ દીસે, શું વેલ વિંભાતી થંભ પરે.
લીલી હરિયાળ બેહદે વરિયાળી, આવી રોપી દ્રોણુ ગયું;
ત્યાં મધુકર મકરંદ લેવા ઉડે, ભૃંગીનું ચિત્ત ચપળ થયું.
ગુણુ ગુણુ ગુણ, ગુણુ કરી ગુલાબે, ચંપો છોડી ચપળ જતો;
સીતાને જેમ રામે છોડી, એ વિધે ભમરો ભમતો.
એવી વાટિકા નગર વિષે નહિ, પાણી પાઈ જો પોખે;
જેમ મતિ નહિ ખીલવી ખીલે, રમાપતિ નિર્મી જે રોખે.
ત્યાં એવી :ડી વાડી મૂકી, ચાલ્યું દળ જયદ્રથતણું;
ત્યાં સરો નિકાળે વગર ચણાવ્યાં, વહે ગિરિથી વારિ ઘણું.
ઠેર ઠેર મૂળ સરિતાનાં આપે, કાણો થઇ ડુંગર વરસે?
પથ્થર ફોડી પાણી નિસરે, પછે કૂણુ મરે તરશે?
છે પાણી સુંદર રંગબેરંગી, જોઈ જોઈ મનડું હીસે;
પણ ભાઇઓ તે અમૃત જશું છે, તાનો મનુ તરશે પીશે.
એવું રમણીય વન મુકી દઈ, આવ્યું દળ કામ્યક પાસે;
સુણી વાત રે, હયદળ લાગ્યું, દવ બળતા માહે ત્રાસે
ઓ આવ્યો દવ ઓ આવે છે, નાસે નાસો રે નાસો;
વિખરાઈ ગયું દળ રનવન થાતું, રાય કહે ક્યાં જાશો.
ઘણો દૂર દાવાનળ લાગે, જુઓ આ આશ્રમો દર્શે;
બળી ગયા તે ગયા ગયા ભાઈ, તરશો મુનિને જો સ્પર્શે.
ત્યાં એમ કહીને મન તો મનવ્યું. તોય દુઃખડાં નવ મૂકે રે;
કોઇના ભાઈ બાંધુ વૃદ્ધ પિતાઓ, હવે બાળિયા સૌધિકે.
જેમ તેમ મન મનાવી ચાલ્યા, રૂડા કામ્યક તે વનમાં;
મનહર શોભા નિહાળી કરી, તાજા નિપજ્યા સૌ તનમાં રે.

## રાગ ચાલતો.

અમો બિહુ છું અળિયા સર્વે, મુનિમદમાં તજતું સર્વ;
તે વિવે કરીએ ન કદાપિ, કરશો જાશે તન ધન ગર્વ.
સુણી પડો લટપટ ઝંટ કરી, બાધ્યા પરીપરે હથિયાર;
શાંત થયા મન મધ્ય ત્યહાં સહુ, મુહૂર્ત એક ન લાગી વાર.
વન તરૂવરનું પાન ન હાલે, અપાર લશ્કર ચાલે છે;
મૃગલાં ત્યાં નિઃશંક ભટકતાં, વર પક્ષી ઘણું માલે છે.
ચકલી ચાચવડે કરી ચીરે, બાજ પક્ષીની ચંચૂ જે;
ગરાં ખોળે મનુપને પડતાં, શું વિધિ રૂડી વંચૂ તે.
ડરતા દળતા દાનવશા ક્રૂર, રેતા મુનિ માહત્મ્ય શરાગ્રે;
હે સહુ વિપ્રો એ વિધિ વિલા, તે દિન હુતી તાપસ અગ્રે.

## ઉપજાતિ વૃત્ત.

ભૂદેવ તે તો બનિયા બિચારા, હતા સમે એકજ દિન સારા;
જૂઓજ જૂઓ દળ સાથ કંપે,ભૂમિપતિ વાડવથી ન જંપે.

## રાગ ચાલતો.

વસુધાપતિ વાડવથિ ન જંપે, કંપે તરૂપત્ર ન દળ કંપે;
એ વિધિ આપ ધરી મન માપ, પાયદળાદિ પળ્યું સંપે.
રાય બિરાજે હસ્તી પરે ત્યાં, ચામર ચોદિશથીજ ઊડે;
એવે આશ્રમ એક અલૌકિક, જોઈ વિચારાબ્ધિમા બુડે.
ગૌતમ નાર તપસ્વિની વેષે, આરમ પૂતળીથી અનૂપમ;
ચતુરા ચતુરાને શું નિપાવી, કે સ્વયં પરબ્રહ્મ સર્વોત્તમ.
ભ્રમ ભવાબ્ધિમાં પડ્યો ભૂપ ત્યાં,આ કુણ નારી ઇમિ ઉચરે;
શું જોઈ નેત્ર ઘણાં તજીઆ પતિ, ઈંદ્રની પત્ની મન ધરે;
કે ક્ષયરોગીને તજી આવી, વશી વનિતા વિધુ રૂપાળી;
રોહિણી નોય હરોજ વિધાત્રી,કે અબ્ધિજ્ન વિષ્ણુનિ વ્હાલી;
સુણ્યું કર્ણે પાર્વતી વન ગઈ છે,આ કુણ બાઈ રામારમાળી;
ઋષિપત્ની હોય નોય કદાપિ, ચશ રહે નહિ ત્યાં બાળી.
રાખિયે દળ ચાલતુ રાખિયે, આજ કરો આદિ મુકામે;
અરે કોઈ હાજર છે કે નહિ, હાજી હાજી કહી શિર નામે.

એક નહિ છે અનેક અડગ્ગજ, શું છે જી શું છે જી ભાખે;
રાય કહે નહિ અન્યનું કામ એ, કોટિકાસ્યને* કુણ દાખે.
આ રહિયો આ રહ્યા રાય જી, શુંય બોલિયે ધીર ગરા;
નભ ઉનારૂં અલિયા ધારૂં, કે લઉં ગ્રહી વિષ્ણુ પૂરા.
રખે રાયજી મનોર્થ રાખો, કરૂં અરિના ચૂરેચૂરા;
રાય ન બોલ્યો, નેત્રપલ્લવી કરી બતાવી પ્રિય મધૂરા.
ઘટા મેઘની દુકાળ મધ્યે, વ્યર્થ જાય તિમ સેન અડયું;
નોબત રવ ત્યા કડિધિમ ગાજે, કટક પડાવ કરીજ પડયું.
થયા વિસામા શિબિર તણાયા, રાય પડયા મધલાલ સહી;
મંત્રીશ્વર ચાલ્યો શસ્ત્ર તજી, ભજી ભામિની રાય જહીં.
વાટ વિશાળે અરૂપરૂ ભાળે, નાર ન ન્યાળે કો ખાળે;
મન વિચારે મળે કોઇ તો, વાત કરૂં હું વળવાળે.
કોઇ ન મળિયું કે સાંભળિયું, બ્રહ્મ સ્વરે લઇ ગાન કરે;
મનમાં કંપ્યો, ઋપપત્ની શું ? વળિ વળિ સુણુવા કાન ધરે.
વેદ ઘોષ જવ લહ્યો ખરો તવ, સમાચાર કેંવા ધાર્યું.
ગયો મલિયાગરૂ ઘસતી નારી, ઉચર્યો ત્યાં તે શું વારૂં.

### મોતીદામ વૃત ૭૬.

કહો મુનિ હુંય લહું સુખદાત, કરો મમ વૃદ્ધ તાગી સહુ વાત;
શિયાળ કરે કિમ સિંહનું ભક્ષ, શચીપતિને હરગ્યો થઇ પક્ષ.

### વલણ.

શચી પતિને હરાવતા થઇ, પક્ષ મોટી મુનિની;
તે ઘરમાં કિમ કરી પેસે, જેને હદયે સૂલિરે.

### કડવું ૭૭ મું.–(સારસ્વતી છંદ.)

જૈમિનિ મૂનિ વદે, સુણે જનમેજય પ્રોનેપત્ર,
પાંચાળીએ પડયા સુણી, અવિલોકિયું ધરિ ધન્ય;
શું નીલ મેઘ વિષે સુતા, ચપળા ચળે અંધિધાર,
તે વિધ્ર પાટલ યજ્ઞગ્ન, નયને જુએ સવિચાર.

---

*એ જયદ્રથના પ્રધાનનું નામ છે.

## રાગ આશાવરી.

વિચારવાળી ભાળી બાળી, અન્ય પુરૂષે ઉભી દૃષ્ટ;
સંભાળી છેડો, વાળી બેડો, વળે ગુરૂ પાદપ તિમ નમ્રષ્ટ.
પાંડવની પ્રિય પત્ની પોતે, યશવાળી ભૂ નભ સંતાપ;
મનુપ વગરના રણમા ક્ષણમાં, ઉભી બાળી ભાળી આપ.
આશ્રમ કેરૂં દ્વાર મનોહર, કદંબ કેરી છવાઇ ઘટા;
તે ઉપર એક હસ્ત ધરીને, બીજે કરે કરતીજ છટા.
પાદાગુળિએ પૃથ્વી ખણતી, કદા લેતી વનકુળ સંભાળ;
અધર સ્ફૂરાવતી નખ પંપાળતી, ઉભી રામા અતિ રસાળ.
તે જોઈ નારી, સોઈ ધારી, વિચાર કરતો કોટિકાસ્ય;
અલંકાર વિણ અલંકારશી, શોભાએ હુઇ લક્ષ્મી દાસ્ય ?
નીલ મેઘમાં વિદ્યુત ચમકે, સમ રૂપે વન કરતી પ્રકાશ;
હશે અપ્સરા કે દેવ કન્યકા, કે મહામાયા સ્વયં ઉજાસ.
વિસ્મય ધરી એવો કે રાય એવો, એહ નારીને અહોરાત્ર;
શું અન્યે મોહશે, ઇને જોશે, લગ્ને જાયે તે ક્ષણમાત્ર?
શ્રેષ્ઠ સ્વરૂપા નારી કોણ એ, હશે તેહ જોવાની આશ;
કેદા મનુષ્યની સ્વીકારી નહિ, નૃપતિ મૂકે સ્વયંવર ત્રાસ.
કાંટાવાળા વનમાં વસતી, મોહ હૃદયકંટકા નારી આપ;
તે જાણું વા વચન સુણું તો, સફળ જીવ્યું નહિ તો સંતાપ.
શું ઉત્કૃષ્ટા ગુણવતી દીસે, લોકસુંદરી નેત્ર વિશાળ;
શું દંત આવળિ, મધ્યમાંથી વળી, રામરત્નમાં શોભિત ભાળ.
મનમોહા મહામાયા ધારી, થયો પૂછવા તે તૈયાર;
હસ્ત દ્વય જોડી, ગર્વને છોડી, વદનો વાણી કંપ અપાર.
પંચાનનપત્ની પ્રતિ કો, લો, તેમ પૂછતો કોટિક આપ;
હે શ્રેષ્ઠ ભૃકુટે, ન જોટે સ્વરૂપ, વદન વંદી ખોઇએ તાપ.
પવને હલવી શીખા દીપતી, દેવી દીસે દેદિપ્યમાન;
કદંબ વૃક્ષની શાખા નમવી, એવી રાજપ્રિયા તું કોણ ?
અતિ રૂપયુક્ત તું, અરણ્ય મોટું, કિમ ડરતી નથી હે મણિનાર;
હરિ લક્ષ્મી સાચવે જળમાં પેસી. તારી કોણ કરે અહીં વ્હાર

પણ તારી પાસે, વદે કુણુ વાસે, મુજ વિણુ ત્રાસે, કોણુ ભાખે;
રાજપુત્રી રઢીયાળી, સજ્જન ભાળી, પરનર નિહાળી, વદુ ન તું પ્રતિ.
નવ નર કોઇ, દાસી તણી સોઈ, માટે તુને જોઈ સ્વયં વદ;
એકલી છું હુંય, તેના જેવો તુંય, કારણુ છે શુંય, સુણો કહું.

ચરણાકુળ.

કામની ધર્મ કઠિન મનાએ, શવ અગ્નિ બળતું દુબિન ગણાએ;
જો કોટિક તું સ્વયં જણાએ, કથા મારી તવ કિમ ભણાએ.

રાગ ચાલતો.

કોટિકાસ્ય કહે, લોક સહુ લહે, જે સુખને સહે, તે નામમાત્ર;
સુરથના પુત્ર, અવિનય કરી કુત્ર,* જશો કિમ સત્ર,† કથા રે તમ.
જદા હુંય જાણું, તું સુખ લક્ષ્મી માણું, તો કહો શું આણું, મન મોહ;
તું ઓળખ મને, જેમ હુંય તને, ન અજાણ્યું કુને, મારૂં નામ.
તદપિ કહું છું, હું વનમાં રહું છું, સુખને સહુ છું, પતિ સાથે;
ધરી જન હદે, મુને કૃષ્ણા વદે, દ્રુપદને મદે, હું ભરી છું.
ધૃષ્ટદ્યુમ્ન ભાઇ, કૃષ્ણ સખી થાઇ, કૌરવ પિત્રાઈ, છે રે મારા;
ધૃતરાષ્ટ્ર ભીષ્મથી, હારે ઋતુ ગ્રીષ્મ, જો થૈ પડે વિષ્મ, તે સસસગા.
છે કુંતિજી સાસુ, બીજ કુળ પાસું. તું શોકય તપાસું, તો બડકું;
એક જાદવાણી, હર્ણ કરી આણી, સુભદ્રા વખાણી, બજે માણી.
રાક્ષસી હિડિંબા, ભીમ પ્રિય રંભા, છે પુત્રજ ખંભા, ધરોત્કચા;
ત્રણ વળી એવી, મમ શકયો દેવી, વરણું હું કેવી, કીર્તિ તેની.
મમ રાજ્યધાની, ઇંદ્રપ્રસ્થ માની, હું છું ભાઇ ત્યાંની, પટરાણી;
યુધિષ્ઠિર ભીમ, પાર્થ સુખભીમ, છે નકુલ. નીમ ધારી મોટો.
સહદેવ શાન્ત, યુદ્ધે ક્રૂર કાન્ત, છે વડા મહાન્ત, પંચ પતિ;
મમ સ્વામિ પંચ, છું સતી સંચ, વદું ગુણ રંચ, કેમ સુખે.

વિપમપાદ છંદ.

મુખ વર્ણ્યા ગુણુ ખોટા, ત્યયજ તેને વિધ વિધના ટોટા;
ધરે ગુણુ થાય નિંદા, વળી જન ખોડે મોટા,
કોટિકાસ્ય નવ વદતી આરે, મમ સુહ્રદના કો જોટા?

---

* કુત્ર-કિયેક્ષામે. † સુખરૂપ.

## રાગ ચાલતો.

સુહૃદ છે સર્વ, વને વસુ ગર્વ, કીજે રૂડાં પર્વ, સત્ય ધરી.
ભૂદેવોને માટે, મૃગયાને સાટે, પંચપતિ વાટે ગયા જાણું.
બેસાડી હું અત્ર, છે વિપ્ર સર્વત્ર, ગયા સ્વાર્થ તત્ર, મુને મૂકી.
કેવી રીતે જાય, કહું સુખદાય, મન ખુશી થાય, સુણી તારૂં.
પૂર્વે યુધિષ્ઠિર, રણુંવર ધીર, દક્ષિણમાં વીર, ભીમ ગયા.
પશ્ચિમ કિરીટી, પ્રસરી છે બીતિ, જેની રૂડી ગતિ, પળિયા તે.
ઉત્તર નકુળ, સહદેવ ચ્યાર, બંને યુદ્ધ પૂર, મળી કર્તા.
એ મ્હારથી મોટા, કંપે કાળ જોટા; પ્રાપ્ત થાય ખોટા એજ વૃથા.
કોટિકાસ્ય રહો, સૌને જઈ કહો; મમ પતિ ચહો, મળવાને.
વાહેન તજીને, ગોપાળ ભજીને; વિશ્વાસથિ તમે, વાસ કરો.
છે અજાતશત્રુ, તેથી વન સત્રુ; આતિથ્યે જે પિતૃ, ખુશી થશે.
આનંદ ધરશે, આતિથ્ય કરશે; પતિજી ધરશે, પાણુ સહી.
એ વિધિ બોલી; વિગત ખોલી, દ્રૌપદી ડોલી, ગઈ સાથે.
આતિથ્યને ઇચ્છે, પર્ણશાળા બીચે; પાથર્યું ત્યાં નીચે; આસ્તરણ.
ચદ્રમુખી પ્રિય, વાદ વદી ધીય, બિરાજીએ નીય, સૌ બરડો.
ચિંતવન આતિથ્યે, પાળનું તે પથ્યે, વિઘ્ન જેહ મધ્યે, ટાળો તેને.
એવું પદી જાય, નારી પરી થાય; કોણ તેને રહાય, તે વરણું.

## ભુજંગપ્રયાત વૃત.

ગુરૂ ધૌમ્ય જેની સહાયે પરિતે, કરે નિશ દિને સદા કોણ બીતે.
ડરે કોટિકાસ્ય પ્રતિબંધ માટે, ગયો જ્યાં હતુ સૈન ભૂકીજ વાટે;
વદે પાસ રાજા વિધ વિધ તે તો, નહીં અર્થ થાયે મહારાજ ચેતો,
વનિતા વસુધાપતિ પાંડવોમાં, કરી ખાખ પંખી ગતિ ખાંડવોમાં.

## વલણ.

ખાંડવ વનમાં ખગ મૃગ બાળ્યા, બાળ્યો ઇંદ્રને પાર્થ રે;
કોટિક કેરુ નારી છે તેની, પ્રેમાનંદ મૂકો સ્વાર્થરે.

## કડવું ૯ મુ-અચળધૃતિ વૃત.

નૃપતિ મુનિ ચરણ, કર પકડિ ગહિત
વદન વચન વર, કહિય વિગન નિ:

પણ નથી ધર્મ કો ધરણીપતિનો, અક્રોવિદ આવું કદિ બોલે;
તદપિ ધારી અધિકારિ તમને, દઉં ઉત્તર હદયા ઓલે.
પ્રથમ પૃથ્વીપતિ સ્વય કુશળા, કોદ રાષ્ટ્ર કોશ તો છે સુખમાં;
નૃપાંગમાં સેનાદિ કુશળી, નનંદાદિ નહિ રે દુઃખમાં ?
શિબી સિંધુ સૌવીરાદિક, પરાક્રમ કરી તમે લીધા;
તે પ્રજાને ધર્મ કરી પાળો છો ? પ્રજા જન.નો નથી સિઝ્યા.
સુણો નંદોઇ કુરૂવંશાત્મક, કુશળા સ્વામી છું કુશળી;
ધર્મથી ચાલું દુઃખ નવ જાણું, પડે અજાણ્યું ગત્ય બળી.
નારાયણમિત્ર સ્વર્ગથી આવ્યા, સવ નિવાતકવચ મારી;
કુબેર સેવક સૌ હરાવ્યા, બીમે સુર સકળ વારી.
અસુર મારી હરી મૂકાવી, સુજને બીપણુ બીમપને;
આદિ રાજા તાજા સાજા, અરિમર્દના મહત્ મને.
પ્રાધુર્ણ પધાર્યા આવો બેસો, આતિથ્ય કઈ, નથી મમ સ્વામી;
ઈમ બોલી બાળી, કંપતી કાળી, અંગ નમાવી નૃપ નામી.
હે રાયપુત્ર, હું તુજને અર્પું, અર્ઘપાદ્ય આસન પ્રીતે;
પ્રાતરૂ ભોજન માટે તો, મૃગ પંચાશજ અલ્પ અમિતે.
એ યથાશક્તિ હું અર્પું તમને, અજાતશત્રુ વધુ પંડે;
સૈન્ય સકળનું કષ્ટ કાપિશ, રહો રણે ન કોઈ દંડે.
વદે જયદ્રથ, સુણ રંભોરૂ, મમ કુશળતાં શાં પુછાં;
ભાત ભાતના ભોજન તુચ્છ છે, તુજ લગ્નીએ મમ મંછા.
અહો પ્રિયા ! હે વરાનની ! હૃદયા ! તું સત્વર મમ રથ બેસ;
મોહકારણી ! મન્મથધામા ! ઇચ્છું સમાગમ તુજ બેસ.
હે વરવેણી ! વાસુકિફેણિ ! સમૃદ્ધિ હીણા તુજ સ્વામી;
ધનુભૃકુટે ! ભાળવિશાળે ! રાજ્ય વિહોણા નરનામી.
અહો મૃગાક્ષિ ! હંસકપોલિ ! કૃપણ પતિ કિમ ચિત્ત ધારે;
કીરનાસિકે ! અધરપ્રવાલે ! મમપર ચિત કિમ નવ વારે.
કંબુકંઠે ! વિશાળકુચે ! વન વસનાં શા સુખ આવે;
અહો ત્રિવલે ! પોયણઉદરે ! સિંધુપતિ મન નવ ભાવે ?
કૃશ કટિબાલે, નિતંબભારે, પ્રભા પ્રેમદા, ધર ચિત્તે;
હે મદનશરે, જંઘારંભે, તજતી. સ્રીમતિ દીનપતે.

ઓ વરાંગીલે, પદકર કુમુદે, રામા રીઝે પતિ ધર્મ દીજે;
હે વરરૂપા! અહો અનૂપા! રાજ્ય ભ્રષ્ટ વર કિમ કીજે?
હે હૃદયાહ્લાદિનિ, વરે, હવિ પાંડવ ભક્તિ પરહરિયે;
અહો લવંગે, વાસિતઅંગે, સૌવીર સિંધુ મન ધરિયે.
વૈશંપાયન વદતા મુનિવર, તનૂ પરીક્ષિત્ સાંભળિયે;
હૃદયકંપિતા જયદ્રથ વાણી, કહે દ્રૌપદી સુણરે બળિયે.
ભ્રુકુટિ ચઢાવી બોલી બાળી, મૂઢ મૂઢ તું શુંય બકે;
જા જા નાસી, દ્રૌપદી ત્રાસી, રક્ત નેત્ર જોઇ દૂર ખસે.
મન ઇચ્છા જે સ્વામી આવે, તેથી મનહર વાક્ય ભણે;
મોહાંધ જયદ્રથ તે શબ્દોને, મુક્તાફળશા માની ગણે.

## સર્વગામી વૃત.

મોતીકણો કે મણીઓ કુસમો, પરોવી કરી શુધ માળા વધારે,
ઈક્ષૂ મધૂ ગૂડ પીયૂષ દાખે, રથાગો જયમે રાત્રિ દિને વિચારે;
એવા વરાગી વરં શબ્દ ભાખે,અતીશે અનાદિની પ્રીતિ પ્રણાદે;
રે મોહજાળે ધરી કાળ કાઢે, ન ભાવે સતીને અતિવાદ વાદે.

## વલણ.

વાદ અતિશે નવ રૂચે, દ્રુપદનંદિની, જાણરે;
ભટ પ્રેમાનંદ વરણવે, વ્રપામહ છેદ પ્રમાણરે.

## કડવું ૧૨ મું.—વૈતાલીય છંદ.

જનમેજય સાંભળિયે કથા, સતિ રોષે અનલ બજ્યો યથા;
નયન ધનુ વક્ર તો કરી, વદતી વામ અતિ પરૂ ભરી,
શરિરે થઇ અગ્નિ તે સમે, મતિમંદા ધર ચિત્તમાં કથમે;
નકિ મૂર્ખ મને કદી ધરે, યમપૂરી વનિતા સદા વરે

## રાગ ગાંધાર.

ક્રોધથી ઉત્પન્ન થઇ, અતિ લાલસ જાણિયે;
મ્લાન મોહકર નેત્ર, તેને શુંયરે વખાણિયે.
રક્ત નયનને માટ, ભૃકુટી ચડ ઉતર કરે;
એવે મુખ નિશ્વાસ, મૂકી માનની ઉચરે.

સૌવીરપાલક રાય, કુટિ ગતિ કાપિયે;
ચક્ષુઃશ્રવા*શા ક્રોધી, યશસ્વી ન માપિયે.
વાસવ વન્હિ ત્રાસ, મહારથિ આપતા;
ધર્મ ક્ષત્રિય ધ્યાન, અસુર સંતાપતા.
યક્ષ સમૂહ કુણ માત્ર, યુદ્ધ કરવા ઊભતા;
તેવા પતિની લાજ, કરે નહીં દૂભતાં.
સુવીર પુરૂપ શ્રેષ્ટ, પ્રશંસનીય વદે;
જો ઘર વનમા હોય, કયે વચ નવ મદે.
પાપ રૂપ શું વેણ, કોવિદ જન કેમે કયે?
શું તુજ સરખા શ્વાન, હશે સર્વે જયે?
સારા ન્યારા હોય, દુઃખીને તે નવ દમે;
માને તપસ્વી પૂર્ણ, ભસે નવ, જઇને નમે.
તુ તો મોટો રાય, કિંમ મોટે ખાડે પડે?
જ્યાં કોઈ ન સાહ્ય, ત્યાં અવેણે તડે.
અંધ બચાવે કોણ, જેષ્ટિકા નવ મળે;
મોહ અગ્નિની માંય, નૃપ તુ નિશ્ચે બળે.
ઉગારેરે કોણ, પ્રૌઢ પથ દાખવી;
પંચ સિંહ સિંહી એક, સિંધુપતિ ભાખવી.
રાખવી કીર્ત્તિ પ્રાણ, મદિરા ન ચાખવી;
જેષ્ટિકા કર હોય, જીવ દોરી કાપવી.
એજ આયુધે પ્રાણ, તે લેશે આપના;
હિમાદ્રી અટનાર, મહત્તર માપના.
ભેદે કુંભસ્થળ ઇભ, મદ ઝરતો હોય રે;
ધર્મ પુત્ર વિકાળ, તે સામું કુણ જોયરે.
શું આકપીં હુંય, તમો સુખિયા થશો;
ખોશો ખાતે જીવ, જમપુરી માર્ગે જશો.
આકર્ષણ કરે મૂઢ, પતિસમૂહથી મુને;
રે રે! બાલિશ તુંય, કે' કહિશ જઇ કુને.

---

* સર્વ.

પંચાનન બળવાન, સુતો જગાડી પગે;
મસ્તક મારે લાત, આવી જાશે રગે.
કરશે શું તું કેર, કરિઅરિ કેશને;
મુખે છેદિ લેશેજ, ડીલ ન ડર રેશરે.
ભીષણ શો ભીમસીમ, રોષ સિમ ન મળે;
ક્રોધયુક્ત નિરખીશ, ભાગીશ તું (તેના) બળે.
અહો મૂઢ બળપૂર, સંભોગી શેષને;
છંછેડી તું શુંય, પામીશ શેષરે.
જે વકરાયો વાઘ, પાર્થ ઉભો આગળે;
વક્રદંત વિકાળ, મૂઢ આખો (તુંને) ગળે.
શ્રીપ્રભુએ અવતાર, શકર ધરિ આપિયું;
મોટું બળ તે માંય, નકુળ મન થાપિયું.
તેવો દંતધર એ, ઉદ્ધારી દે તુને;
હાડ ચર્મ ને માસ, તુ કહીશ ચીરે કૂને.
મત્તમદો માતંગ, પુરંદરનો સુણ્યો;
એવો સહદેવ શૂર, ભૂર જઈશ હુન્યો.
ચાર દંતની માય, ઘાલી ઘચરડી હણે;
દુઃશલા જેહ બેન, નહિ વૈધવ્ય તે ગણે.
ભલે થા વિદાય, જાજારે ઘર જીવતો;
રૂડી પેરે રાજ્ય, ભોગ પામી શિવ તો.
વેણૂ કદળી જેમ, ફલિત થાય નાશને;
તેમ હરણ મુજ ધાર, વળી તેવી આશને.
કાકઉરિંગી ફળભાર, જેમ મરડાઇ પડે;
તેમ મરડાશો પૂર, હરણ દુઃખ તુને નડે.

### લલિત વૃત.

નગરમાં રહી ભોગ માણવા, વગર વીર્યને છીતિ આણવા;
ભગર ભાગશે તેહ જાણવા, મગર ચૂક તો પાર્થ નાણવા

### વલણ.

નાણવા છે પાર્થ નિશ્ચે, માણવા નહિ ભોગરે;
પ્રેમાનંદ પ્રણમ દ્રૌપદીને, જા જાગે તુજ રોગરે.

## કડવું ૧૩ મું-વંશસ્થ વૃત.

જયદ્રથ વચનં-

અઘોળ પે તો નવટાંક જાણવો-મફટ, પાશેર અછેર આણવો;
ઠહેજ પોણો વળિ શેર તે શિરે, સવાજ શેર વજ આદિ હે ભિરે.

### રાગ સારંગની દેશી.

અહો દ્રુપદતનયે, મન નવ ગણિયે, નક્ષત્રિય વસુધા હોશે;
એક ઉપર એક, હોય નહિ છેક, કો શેર સવાશેર જોશે.
પાંડુના એ બાળ, શું અર્થ સંભાળ, હોય ચરતો વન રોશે;
સા'ય મોટી હતી, પ્રધાન વરમતિ,ખોળ તુ ખંતથી તક ખોશે.
સુયોધને દાસી, ગણી કરી હાસી, તો ભરિયા ન તેહ રોષે;
એવા તજ મૂઢને, મન ધરી ગૂઢને, રે પ્રિયા શું એજ પોષે.
રોષે નવ નિપન્યું, દીનત્વ તો બન્યું, કરે શુંય રોષે રોષે;
પિતા વિના ધારી, ધા કરે કારી, કો નવ એહને દીન ક્રોશે."
તુ હુંને ડારતી, વિધ વિધ વારતી, ભયધરે એમ અન્ય રાજા;
હે કૃષ્ણા સુણો, મનમાં ન ધુણો, ભંડાર વધી થાય તાજા.
તેવા કૃષિ ઘણા, વણિકમાં મણા, નથિ નાર મમ રાજ્ય માયે;
માર્ગવસમા અતિ,કહું કિલ્લા કથી, શું કહું ગણંગણું ચૂક થાયે.
હસ્તિનું બંધન, પાજ રૂપી ધન, ખણાતું ધાતુ ખાણ મોટી;
પ્રજાની પાસે કર, લેઉં ઘર ઘર, ઉખર ઉરવી ટાળું ખોટી.
ખેડાં માય પ્રજા, વાસું કરી કજા, એ અષ્ટ ધર્મને ધારૂં;
પછે કોઇ ભયકશો,વનવાસી જશો, રાજ્ય બળી હું શું મન વિચારૂં?
છે પ્રભુતા શક્તિ, મંત્રની શક્તિ, ઉત્સાહ શક્તિ, પ્રભુ સિદ્ધિ;
વળિ મંત્રની સિદ્ધિ, ઉત્સાહ સિદ્ધિ, પ્રભુદય મંત્રા રિધ્ધિ.
ઉત્સાહ ઉદયાદિ નવ,શક્તિના કુળધવ,[1] વળિ શૌર્ય તેજ ધૃતિ દાને;
ઐશ્વર્યતા દાક્ષિણ્યે, પટ્ ગુણ અધિકે, અમો માનિયે વરવાને.
એ પટ્ ગુણ રહિતે, અમો છું સહિતે, માટે નવ ડરીએ બાળી;
ચાલો ઉપર બેસો, આ રથમાં પેસો, વૃથા ડરાવીએ મા વ્હાલી.
હે પાંચાળિ, હ્દેમમ માહલી, વાણી માત્રે કિમ ત્રાસ ધરૂં;
અધુના વા પછી, વિલપીશ અચ્છી, નમ્ર વચને વિનતિ કરૂં.

---

* ઠહેરો 1 સ્વામિ-ધણી.

કર પ્રાસાદે, પ્રાર્થના વાદે, વા હરી તું તેમ કરશે;

દ્રૌપદી વચન—

દ્રૌપદી ત્યાં બોલી, તોલને તોલી, શું પાંડવો તુથી ડરશે ?
છું હું બળવાળી, બહુ સાંય છે મારી, શે જયદ્રથ નિર્બળ માને ?
કૌરવી સભામાં, વડા વભા*માં, વસ્ત્ર પૂરિયાં ભગવાને.
એવી પ્રખ્યાતાં, પતિ વિખ્યાતા, જયદ્રથાકર્ષણ દીન હોશે ?
નર ને નારાયણ, ભટકી રણ રણ, આ રથારૂઢ થઈ જોશે ?
એવીને વાસવ, પીને આસવ,† સામું જોવા સમર્થ નહી;
તો કૂણ તું માનવ, હોય જો દાનવ, હરણ કરી તું રહીશ કહી!
અરે જયદ્રથ તું, વશ કરીને હું, જોજે પરાક્રમ ક્ષયકારી;
અર્જુન રથ બેઠો, દ્વેષી મન પેઠો, કરશે કેર બૌ રોષ ધારી.
રે અગ્નિ વન વીંટે, સેના ઘીંટે, છે તારી તે શર છાંશે;
અંધક વૃષ્ણિ કુળ, હરિ જેનું મૂળ, આવે શોધે કૂણ વ્હાંશે.
મહાધનુષધારી, કરશે મારી, કેકયાદિક‡ તો શોધ ઘણી;
ગાંડિવરવ સુણશો, રથ વિચ્ચ ધુણશો, મેઘગર્જના જેની ભણી.
અહો અરે મૂઢ, વિચાર ગતિ ગૂઢ, શર પાર્થગતિ દ્વિજ હારે;
જદા સમય તેવો, ગાળીશ કેવો, નક્કી આતુર મતિ મારે.
શંખનાદ કરનાર, ધનુ ધરનાર, પ્રત્યંચા ખેંચી હૃદય ચીરે;
તદા તારૂં તનમન, જાશે સૌ ધન, ભૂલીશ ભણવું સુખ ભીરે.
હે અધમ જદા તું, હરણ કરી હું, જુએ ગદા લઇ ભીમ ઉભો;
તુજ કેશ ગ્રહીને, પટકી તુંને, રક્ત પિસે જો તે દુભ્યો.
મમ હરણ સુણીને, મન ધૂણીને, ક્રોધ વિધને દમન કરશે;
માદ્રીના બે પુત્ર, ન થાયે સત્ર, જેથી તું આદિ સહુ ડરશે.
રે દ્રોણુ નિપાત, ભીષ્મના પાત, કર્તા મમ ભ્રાત જગ ગાજે;
મુજ પુત્રો પાંચ, અભિમન્યુ આંચ, ઘટોત્કચાદિ શિર રાજે.
રે કેમ તું મોલ, મુજમાં શું જોય, છું પંચ પુત્રવતી નારી;
અરે છું પ્રગલ્ભા, મન ધર મુગ્ધા, છોડી લુબ્ધા વસ્ય સારી.

* સમાજ. † મદિરા. ‡ પાંડવોનો મિત્ર.

જો તું નવ માને, શાપું શાને, ધર ચિત્તમાં હું સતી નામી;
પાતિવ્રત ધાર્યું, સત્ય વિચાર્યું, નજરે જોશે તું કામી.
કદા તુંય લેશે, મુજને ગ્રેહશે, તદા ડરૂં નહીં મન મધ્યે;
કુરૂકુળ શિરોમણિ, ક્ષત્રી શિર ધણી, વાળે પાછી તુજ વધ્યે.
કામ્યકમાં આવું, તુને લજાવું, સિંહિ થઈ સહુ મૃગ મોટા;
મૃગગણથી હારે, ઈક સિંહ ક્યારે, તો પંચ સિંહના જોટા.
તો ડરે છે શાને, મૂઢમતિ માને, પગે પડીને પંથે જા;
પરનારી કુડી, વાત ન રૂડી, સમજી સજ્જનમા ભેળો થા.

## પ્રમિતાક્ષરા વૃત.

પરનારી પાળી સમી ધાર મને, પરરોજ ઘાવ કરશેજ તને;
મરશે વૃથા મન તણાઈ વને, કરશે બહુ દુઃખ તને જ ધને.

## વલણ.

તન ધન મનતું દુઃખ,તો, પરનારી પર્શે થાય રે;
જન પ્રેમાનંદ વર્ણવે, જયદ્રથનો મહિમાય રે.

## કડવું ૧૪મું–મદિરાછંદ.

જયદ્રથ વચન–
હે પ્રિય આપજ અન્ય ન દેખું, વદો માન્યું ભલે બિરૂ રે,
જો કદિ કોઈક તું સમ બોલત, સુણી જરૂર ન જીવ ધીરૂ રે;
શું કરવું નવ સૂઝતું મુજ મને, તુજને વર વાનવતી,
પાંડવ પંચથકી ડરવે તુંય, જો જઈ સેન વિચે ભરતી.

## રાગ કાફિગોડી.

દ્રૌપદી વચન–
સેન ભરતી જોઈ તુજ ભૂલે, પછે નહીં મનમાંહીજ ફૂલે;
અર્જુન ભીમ દસે અંધુરા, વીર શિરોમણિ બાળી પૂરા.

જયદ્રથ વચન–
કૂપકમડ*વત્ છે માત તારી, બ્રહ્માંડ કૂપ એ કૂપનું વારી;
ફિરીફી ફિરીફી કરતાં નીશે, જનનાં જીવ જાય વીશવીશે.

* કુવાનો કાચબો.

સત્ય કહું મૂકો હઠ બાળા, ધરો જયદ્રથ નામની માળા;
હવે કરૂં નવ કાલાવાલા, સત્વર બેસો મોહની શાળા.
વેણ રૂચે સુને અતિ રસાળાં, ભ્રમ ચિત્ત કરે તે મોહવાળાં;
વૈશંપાયન કે' સુણું રાજા, વદી મૂકવા માંડી-માઝા.
તેથી ક્રોધે ભરાણી રાણી, ગાળ દેતી કરી વક્ર વાણી;
સુણી જયદ્રથ કેરા સાથી, પાંચાળીને પકડે બોબાથી.
તેહ બાળીને નયન વિશાળા, અડકો અડકો ન હે કરાળા;
તોય નિવૃત્ત થયા નવ તે તો, નારી બોલી રે મૂઢ મૂઢ ચેતો.
આવ્યો કાળ કરાળ તો માથે, મરતાં નવ આવે કો સાથે;
સ્વામી સેવક રેહશો સર્વે, ધનંજયના ધનુષ ટંકારવે.
વેણ• લાગ્યો વન્હિ દૂણો, રાય બરકયો ધરો શું સુણો;
કેહતામાં જઈ વળગ્યા મોટા, યજ્ઞજાએ કર્યા નાદ ખોટા.
સભય શબ્દે બોલાવ્યા ઋષિ, આવો આવો થાઉં બહુ દુખી;
ગુરૂ તમને સોંપી ગયા મમ સ્વામી,ભોજન ભટપણું નાખો વામી.
ગયા કે'તા ગ્રહ તુજ સારા, તો આવ્યા શેણે આ વારા?
જેદા ભૂદેવ જૂદા થાઓ, મહત્પણાથી નિશ્ચે જાઓ.
આવો ચઢીએ મારી બ્હારે, કીજે દુષ્ટ સર્વ સંહારે;
એમ આરત નાદે પોકારી, રડતી ગુરૂજીને સંભારી.
દાસી ઇકિ તે વિલપે અપારા, કેતી પ્રાણ શે ન જાયે મારા;
ફૂટે કર્મને ચૂંટે કેશો, થાય કેર કેશવરે એ શો.
એવો સમય વિચારી રાજા, ધાયો સતીપર તજી કુરૂમાઝા;
ગ્રહ્યું ઉત્તરીય દ્રૌપદી કેરૂં, કંપે કદલીવત સતી દેરૂં*.
તદાપિ સાવધ થઈ ગઈ શાણી, કરી મહદાક્ષેપે વદી વાણી;
તે વેણ કાળ ઝાળ શાં લાગ્યાં, તીર કરતાં તગણાં મન વાગ્યાં.
તે આક્ષેપે પડિયો ભોમે, કંપી ઉઠયો ત્યાં રોમ રોમે;
જેમ મૂળ છેદે પડે ઝાડ, સુરંગ ઉરાડે પડે પાહડ.
તેમ પડિયો કુમતી અંધો, વેળ જ્વાળે સળગ્યો સંધો;
વળી ઉઠી ગ્રહેવા જાય, તવ ખરી નારી આધી થાય.

---

* અંગ.

તેથી પડી પૃથ્વી ભટકાયો, જેમ ઘટ રજ્જુ તૂટે ફૂટાયો;
જેમ નાવ ખડકને લાગ્યું, તેમજ અંગે અકર્માને વાગ્યું.
મદિરાંધ પડે જેમ મોહે, મોહ મદિરાંધ પડયો સોહે;
ટેકા સ્તંભ પડે જે વિધે, પડિયો પાપી ચતુરતા લીધે.
અનાયાસ પકવ ફૂટ ફૂટે, તેમ લંપટનું શિર ફૂટે;
જેમ નાળિકેરીનું ફળ ફોડયું, કે વારિ ઘટ જગતી જોડયું.
શીશ અફળાતાં રોષ ભરાણો, વદન વિકાશી પડયો રાણો;
મુખ નાસિકાથી રૂધિર જાતું, સજીને સહુ વરતું થાતું.
પછડાયો બમે વાર બળિયો, તેથી સર્વ સમૂહ છળિયો;
નાઠા યોધા સાથે જેજે હૂતા, સતી ભય મન વિચ ભૂઇ સજૂતા.
અરેરે નૃપમણિ ચારૂ ખાધો, દ્રૌપદી સુસતીએજ બાધો;
આવો આવો ભ્હારે ધાઓ, પૃથ્વીપતિના શવને સાહો.
નવ સ્પર્શે નવ અસ્ત્રે હણિયો, નજર માત્રે મૃતવત્ ગણિયો;
નહિ પતિ એના નહિ દઇ શાપે, આમ સમે જઇ માર્યો આપે.
ધન્ય ધન્ય જે સતીઓ ભૂમાં, રંક રોળતી રગણુપતિ રૂમાં;
આવું ગુલગું ગરજ્યું જ્યાંયે, સામત આવ્યા રાજા જ્યાંયે.
કો કેહ વારસ છું હું પૂછે, પ્રિય ઘણાં ત્યાં કર્મજ કૂટે;
શે મતિ આવી રાયે કીધી, પંચાનન પત્ની માની સિદ્ધિ.
કો કે' ચાલો શવને સહીએ, રાય ભેગી મુકી એને દહીએ;
આવ્યું કટકજ ચારે વાટે, જોઇ ઘનઘોરજ સુરભિ ઉચ્ચાટે.
વારિદ બિંદુ કે શરનાં લાગે, થર થર થર ગો કંપી ભાગે;
તે તો જઇ ઠરતી નિજ ઠામે,પણ પાંચાળી દુ:ખ ક્યાં શમે ?
એવે સાવધ રાજા થાતો, હરણી મૃગપતિ શો જઇ રહ્યો'તો;
કેમ ન બેસેરે રથમાં કાળી, કે જીવતી દઉં તુજને બાળી.
કદલીપત્રવત્ કંપે નારી, સબળી સાયક મન વિચારી;
એવે રાજા ઉભો ભાળી, અતિશે સેના આવી કરાળી.
બોલ્યો બાળી રથમાં નાખો, તાપ અતિ તરૂણીને દાખો;
લવતો વદતો એમજ કીજે, રામા નવ માનેજી રીઝે.
સો પચારાજ ત્યાં દોડી આવ્યા,માનનીના મનમાં નવ ભાવ્યા;
વદી વદને વરાનની બાળી, અમોજ આવું સહુ દો ખાળી.

નૃપ કે' નવ સ્પર્શો કોઇએ, જો રામા રથ બેસે સોઇએ;
નિરૂપાયે નારી ચાલી, કસાઇવાડે ધેનુ ભાળી.
વ્યાઘ્ર ધરે જેમ મૃગલી કોઇ, રાજપુત્રી નિઃશ્વાસે હોઈ;
ઉરગ ફુફવતો હોય જેમે, વારવાર નિઃશ્વાસે તેમે.
તદપિ વિવેક સમરી બાળી, પાદુકા ધૌમ્યજીની• ભાળી;
વંદન કરી થઇ રથારૂઢ, સમર્યા એકજ ગરૂડારૂઢ.
કર્મજ ફૂટયા ગયો કા ભીમ, વ્હારે વળજો નવ બળ સીમ;
ચૂંટી કેશ વદે મુખ વામા, પાર્થ પરાક્રમી આવો સામા.
હૃદય તાડી કહે અજાતશત્રુ, આવો નાથ રખે થાતા ભીરૂ;
ઉદર ચૂંટી કર્યો સંતાપ, પધારો નકુળ વેહેલા આપ.
પાદજ અફાળી રથને ખંભે, મહદેવને સમરતી તે અભે,
નિશ્વાસ નાખતી વિલમતી બાળા, દુખી હરણીને અર્પતી માળા.
તાલ તરૂને કે' છે તરૂણી, ભાઇ કરજે વિગતે તુંજ વરણી;
કે'તા એમ એકેકે ચાલી, જે મહિલા મનમા નવ મા'લી.
વરૂથિની* વળતા રડતા ઝાડ, વળી મોટ મોટા જે પાહડ;
એમ કુલાહલ થાતો જાતો, ચાલ્યો રાજા અતિ મલકાતો.

### નિશિપાળ છંદ.

એક મનમા હરખ એક મન કષ્ટ રે, એક ધનમાં ગરક એક ધન નષ્ટ રે;
એક જન ટેકધર એક તન ખષ્ટ રે, શોકજ અગોકધર મગન મન સૃષ્ટ રે.

### વલણ.

સૃષ્ટિ મન વિવાહ ધરે, પણ અશોક ને શોક રે;
કૃષ્ણસુત જયદ્રથ દ્રૌપદી, એ વિધે આલોક રે.

### કડવું ૧૫મું—શોક છંદ.

ભીજતી તન અશ્રુપાતથી, સીઝતી ચિતમા વ્યંગી રે,
રૂદતી વનની વનસ્પતિ, કૂદતી મ્લાન કુરંગી રે.
મોદકા જમતા સુણી સુનિ, રોદકા અંતરે થાય રે,
ગોધકા થઈ દોડતા કંઈ, રોધકા ચોદિશે ધાય રે.

---

* સેના.

સ્વાતમાં ધૈર્ય તો રાખવું વાતમાં, મીન જોહીને હોયે જળેરે,
તેજિતા તારૂણી દુષ્ટ તાને તડયો, ડુંડુ* ડારે ભુજંગો છળે રે.

વલણ.

ડુંડુ ડરથી ભુજંગ ભાગે, એવું થાય ન બાળ રે;
પ્રેમાનંદ પ્રૌઢા પાંચે પાડવ, લેશેજ સતિ સંભાળરે.

કડવું ૧૬ સું.

ઢાળ.

ભારતોદયતણે પરણવુ છું, રાય સૂણ મુનિ કે વ્રરણવું છું;
દ્રૌપદી વિલપતી મન ધવને, મૂકિ શુ ન મૃગયા વન કવને.

રાગ મેવાડો.

મુનિ વદે સુણ તું જનમેજય, દ્રૌપદી રડતી લેઇ ગયો છે;
પાંડવનું પછિ શુય થયું તહી, રોષ અતિ વિકરાળ થયો છે.
તેહ સુણાવું ધર્મે ધરણીપન, ધ્યાન મને દઢતા અતિ ધારી;
જેહ ગયા મૃગયા વનમાં તવ, કૌતુક એક હતું બળધારી.
ચાર દિશા દરશી તહીં ચારજ, વાહન વાળી થયા સહુ જૂદા;
બાણુ કુરંગ પરે ધરી ઝૂકત, ચૂકત ના કદી ચંતથી મુદા.
બ્રાહ્મણુ કાજ કરે મૃગયા, નહિ સ્વાદ કસે મન વાદ વદીને;
ધર્મ ધરાપતિનો ઇક ધારિજ, જે હરણીપતિ પ્રાણ મૃદીને.
પૃરવ આપ ગયા હર તાપજ, જેહ યુધિષ્ઠિર રાય કહાવે;
ગિરિ ગુફા વિચ તુરિ તડિ તડિ, કાઇ જઈ રથ મૂળ ભરાવે.
વારિ વહે રથ તો જઇ ઝીકન, માત્ર ન એક નિશાન ચુકાવે;
લોક લહી નૃપ મત્તગયંદજ, હે હરિ આ કરિ પાર મૂકાવે.
કષ્ટ કરે સભરે ભર, પાપ તમે, પૃથિવીપતિ સદ્ય નિવારો;
વાડવ કાજ શિકાર કરો તિમ, લોકનું દુઃખ હદેજ વિચારો.
વાર કહી વળિયા નરનાથજ, મત્તગયંદ પુઠે મદમાતા;
શર અડકી મહા બળિયો ગજ, આવી પળો રથ ઉપર જાતાં.
લાઘવતા કરી સારથિયે તવ, ફેરવી કૂદકી રાય સજૂતાં;
હસ્તિની પૂઠ પડી નજરે નૃપ, બાણુ ભરી ભટ તીર વગૂતાં.

---

* એક જાતનો દેડકો.

પૂછ પડ્યું પૃથિવી પટ પીનુજ, કે વિકરાળ હવો ગિરિ મોટો;
આવી કરિવર શુંડ ધરી રથ, દંતવડે જવ વાળત ગોટો.
તેવે ભરી શર બાણ વિચે કટ*, ધારી ધરાપતિ મારિ મરોડ્યો;
શુંડ શડાક કરિ તણી કાપિય, પંચ શરે ગજરાજજ તોડ્યો.
સ્વસ્તિ ભણે પુરવાસી પળેપળ, પાર્થ પછે મૃગયા મિષ જાતો;
પશ્ચિમ દિશ વૃકોદર તો જઈ, વાઘ ધરે મુખ સારંગ ખાતો.
પ્રાણ હરે, નવ બાણ મુકી વન, હાથથકી હરણાં જઈ ઝાલે;
કાલિયરો પકડી પછી ભાળત, જાયજ જીવ ધરે ભય બહાલે.
એમ અનેક ધરે મૃગના ગણ†, શસ્ત્ર વિના બહુ માર ચલાવે;
ક્ષેત્ર ભર્યાં વિચ જો મૃગ જાયજ, વાડ ચઢાવી ન આપજ જાવે.
હોય ભલે શત યોજન ઉચ્ચપણે, તદપી કુદિ જાય જરૂરે;
ખેતરમાં મૃગ જો લપઈ જાય, તો અતિ કેર કરે વહુ શુરે.
વૃક્ષસમૂહ વિષે કદિ તે મૃગ, ગાટ શુરા ધરી ધાઇ લપે છે;
તોડી તરૂવર મોડી મહાવન, ધીચ ભવે પણ હમ ખપે છે.
જો અભવિષ્ય‡ ચડ્યું મૃગ ડુંગર, તો દ્રુમ ખેંચી સમૂળગું તાડે;
તાલ તમાલ અશોક અપાર, ભવે સહકારજ§ રાયણ પાડે.
પાદપ‖ પાણિ કદી નવ આવતુ, તો કરમાણ જુડી ભરી ભારે;
જો નવ તેહ વસે વૃક નિકટ, તોજ તલાવડી પથ્થર મારે.
જો નવ તેહ જડે તવ વારિની, પોશ ભરી ભટ આપ ઉરાડે;
એકજ પોશ વિષે જળ પૂરણ, શુભ અગસ્ત મુનિ નિધિ રાડે?
શોષી કરી જ્યમ સાફ કરે ત્યમ, એક કુરંગ વિષે મન ધારે;
કાંઈ કરે કદિ પાસ ન આવત, તો ગરજી ઈક બૂમજ મારે.
તે થકી યોજન આઠ સુધી જન, વનવાસી મળમૂત્ર કરી દે;
થાય અપાર બિગાડ વને, પણ બોલી શકે નહિ ચંતજ છીદે.
યુક્તિ કરી પછી એક મને થઈ, લોક અશેષ વસે પુરમાં જે;
મત્ત મહિષ વકારી કર્યું મન, માલ સમૂળ ટળે શરમા , તે.
એમ વિચારી વકારી મહિષજ, ભીમ ભણી લલકાર પુકાર્યો;
ક્રોધકરી વિકરાળ બનીજઈ, નાદ ભરી મહિષાજી પધાર્યો.

---

* હાથીના ગંડસ્થળ. † ટોળાં. ‡ ભોગજોગે. § આંબો. ‖ વૃક્ષ.

સ્વાતમાં ધૈર્ય તો રાખવું વાતમાં, મીન જોઈને હોયે જોજેરે,
તેજિતા તારૂણી દુષ્ટ તાને તડચો, ડુંડુ* ડારે ભુજંગો છોજે રે.

વલણ.

ડુંડુ ડરથી ભુજંગ ભાગે, એવું થાય ન બાળ રે;
પ્રેમાનંદ પ્રૌઢા પાચે પાડવ, લેરોજ સતિ સંભાળરે.

## કડવું ૧૬ મું.

ઢાળ.

ભારતોદયતણે પરણુસુ છુ, રાય સુણ મુનિ કે વરણવું છું;
દ્રૌપદી વિલપતી મન ધવને, મૂકિ શુ ન મૃગયા વન કવને.

રાગ મેવાડો.

મુનિ વદે સુણ તું જનમેજય, દ્રૌપદી રડતી લેઇ ગયો છે;
પાંડવનું પછિ શુય થયું તહી, રોપ અતિ વિકરાળ થયો છે.
તેહ સુણાવું ધરો ધરણીપત, ધ્યાન મને દઢતા અતિ ધારી;
જેહ ગયા મૃગયા વનમાં તવ, કૌતુક એક હતું ભળપારી.
ચાર દિશા દરશી તહી ચારજ, વાહન વાળી થયા સહુ જૂદા;
બાણ કુરંગ પરે ધરી ઝૂકત, ચૂકત ના કદી ચંતથી મુદા.
બ્રાહ્મણ કાજ કરે મૃગયા, નહિ સ્વાદ કસે મન વાદ વદીને;
ધર્મ ધરાપતિનો છક ધારિજ, જે હરણીપતિ પ્રાણ મૂદીને.
પૂરવ આપ ગયા હર તાપજ, જેહ યુધિષ્ઠિર રાય કહાવે;
ગિરિ ગુફા વિચ તુરિ તડિ તડિ, કાઇ જઈ રથ મૂળ ભરાવે.
વારિ વહે રથ તો જઇ ઝીકન, માત્ર ન એક નિશાન ચુકાવે;
લોક લહી નૃપ મત્તગયંદજ, હે હરિ આ કરિ પાર મૂકાવે.
કષ્ટ કરે સભરે ભર, પાપ તમે, પૃથિવીપતિ સદ્ય નિવારો;
પાડવ કાજ શિકાર કરો તિમ, લોકનું દુઃખ હૃદેજ વિચારો.
વારૂ કહી વળિયા નરનાથજ, મત્તગયદ પુઠે મદમાતા;
શૂર અડકો મહા બળિયો ગજ, આવી પડ્યો રથ ઉપર જાતાં.
લાઘવતા કરી સારથિયે તવ, ફેરવી કૂદકી રાય સજૂતાં;
હસ્તિની પૂઠ પડી નજરે નૃપ, બાણ ભરી ભટ તીર વગૂતાં.

---

* એક જાતનો દેડકો.

પૂઠ પડ્યું પૃથિવી પટ પીતુજ, કે વિકરાળ હવો ગિરિ મોટો;
આવી કરિવર શુંડ ધરી રથ, દંતવડે જવ વાળત ગોટો.
તેવે ભરી શર બાણ વિષે કટ*, ધારી ધરાપતિ મારિ મરોડ્યો;
શુંડ શડાક કરિ તણી કાપિય, પંચ શરે ગજરાજજ તોડ્યો.
સ્વસ્તિ ભણે પુરવાસી પળેપળ, પાર્થ પછે મૃગયા મિષ જાતો;
પશ્ચિમ દિશ વૃકોદર તો જઈ, વાઘ ધરે મુખ સારંગ ખાતો.
પ્રાણ હરે, નવ બાણ મુકી વન, હાથથકી હરણાં જઈ ઝાલે;
કાલિયરો પકડી પછી ભાળત, જાયજ જીવ ધરે ભલ વ્હાલે.
એમ અનેક ધરે મૃગના ગણ†, શસ્ત્ર વિના બહુ માર ચલાવે;
ક્ષેત્ર ભર્યાં વિચ જો મૃગ જાયજ, વાડ ચઢાવી ન આપજ જાવે.
હોય ભલે શત યોજન-ઉચ્ચપણે, તદપી કુદિ જાય જરૂરે;
ખેતરમાં મૃગ જો લપઈ જાય, તો અતિ કેર કરે વદુ શુરે.
વૃક્ષસમૂહ વિષે કદિ તે મૃગ, ગાઢ ગુફા ધરી ધાપ લપે છે;
તોડી તરૂવર મોડી મહાવન, ધીચ ભલે પણ હંસ ખપે છે.
જો અભવિષ્યા‡ ચડ્યું મૃગ ડુંગર, તો દ્રુમ ખેંચી સમૂળગું તાડે;
તાલ તમાલ અશોક અપાર, ભવે સહકારજ§ રાયણ પાડે.
પાદપ‖ પાણિ કદી નવ આવતુ, તો કરસાણ જુડી ભરી મારે;
જો નવ તેહ વમે વૃક નિકટ, તોજ તલાવડી પથ્થર મારે.
જો નવ તેહ જડે તવ વારિની, પોશ ભરી ભટ આપ ઉરાડે;
એકજ પોશ વિષે જળ પૂરણ, શુંય અગસ્ત્ય મુનિ નિધિ રાડે?
શોધી કરી જ્યમ સાફ કરે લમ, એક કુરંગ વિષે મન ધારે;
કાંઈ કરે કદિ પાસ ન આવત, તો ગરછ ફેંકિ ખૂભજ મારે.
તે થકી યોજન આડ સુધી જન, વનવાસી મળમૂત્ર કરી દે;
થાય અપાર બિગાડ વને, પણ બોલી શકે નહિ ચંતજ છીદે.
યુક્તિ કરી પછી એક મને થઈ, લોક અશેષ વસે પુરમાં જે;
મત્ત મહિષ વકારી કર્યું મન, સાલ સમૂળ ટળે શરમાં તે.
એમ વિચારી વકારી મહિષજ, ભીમ ભણી લલકાર પુકાર્યો;
ક્રોધકરી વિકરાળ બનીજઈ, નાદ ભરી મહિષાજી પધાર્યો.

---

* હાથીના ગંડસ્થળ. † ટોળાં. ‡ ભોગજોગે § આંબો. ‖ વૃ

ઘોર અઘોર રવે કરી રાડજ, ૧પ્હાડ કરાડ અપાર હલાવ્યા;
શૃંગ પછે ભીમ ઉપર આવિય, ભેરી ભરી બબકાર બજાવ્યા.
શ્વાન ભસે ગજરાજ ડરે કંઈ, ફ્રાલુ રવે મૃગનો પતિ કંપે;
મેંડૂક શબ્દથી મેઘ છળે કદી, મૂષક બિલ ગિરિ મન ચંપે.
શુદ્ર ભણે શત યોજન જેટલું, ના ભણિયો દ્વિજ તે થકી હારે;
લેખું વણિક કરે વસતું, જદપિ ધનપાદી ન કાંઈજ સારે.
ક્ષત્રિય એકવિશે સમયે કરી, નક્ષત્રિ વાડવમાં પરશુયે;
તોપણ રામથી લાજી ગયા જવ, ક્ષત્રિપણે રઘુનંદન રૂપે.
તો વીર ભીમ ડરે મહિષે શુય, જેહ ખરૂં ક્ષત્રિ નામજ ધારે;
જોઈ મહિષ મહા મદમત્તજ, ભીમ પછી મન માહે વિચારે.
'પાંખ સમીરવડે દ્વિશવહાન, જેમ ફણીધર જીત તજાવે;
તેમ કરી રવ ભીમ મહાભડ, આપ મહિષજ માર્ગ સજાવે.
એ વિધિ શાખાનું મૂળ સમૂળશું, ભાંજિયું ભીમે બળે મૃગયાએ;
પાર્થ પરાક્રમ સાર્થ સમીપ હું, આજ સકાજ કર્યું ગુરૂ સ્હાયે.
ઉત્તમ ઉત્તર દિશિ વિલોકિય, અર્જુન આપજ ચાપ ધરીને;
વાસવ શો વસતો વિવધે વીર, રે રથવેગ વદું શું ધરીને.
વાયુ વિમાન વિજવજ વેગજ, ફાલ્ગુન ફોકટ ફંદ ફસાવે;
તોયનું પૂર ન શર રથે કદિ, ના વદિ જાય બળે ન નસાયે.
ગાંડિવ ગર્વથી હસ્ત ધરે હરિ; દેવ દનુજ મનુજ ન જંપે;
રૂદ્ર રમાપતિ રાઠ તજે ઝટ, બાણ સુવેગ ગરૂડ ન ઝંપે.
તો મૃગ માત્ર રવે તતડી જઈ, શુષ્ક વને વનહી શું ભજેછે;
વીર તણા વિકરાળ તીરે મૃગ, પ્રાણ તજી ઝટ કૃષ્ણ ભજેછે.
એમ મહાવન મધ્ય ગયો, પણ ઝાડ ન પ્હાડ કશુંજ લહે છે;
આતપ* આતપ ન્હોય તથાપિય, કાયજ કાય વિનાની લહે છે.
સ્હાયક સાથ ન સાયક† એકજ, સ્હાય શું સાયજ યાય કદાજો;
વાયજ વાય અપાર વિશાળ ખા‡, સુરજ સુ રજ એક કદાજો.
એ વિધિ તે વન પારથ આવી–પજો, મૃગ એક પૂંડે અતિ ધાયો;
ક્રોધ કરી ધનુ બાણ ભરી પછી, સિંહજ નાદ કરી ઝટ વાયો.

---

* તાપ–તડકો. † બાણ. ‡ આહારા.

તાણી બળે ઇક બાણુ મુક્યો ઝટ,કે મૃગ નાશી ગુફા વિચ પેઠો;
ઓલથી નીકળિ ચૂલ પડે તમ, તે મૃગલેજ દીઠો હરિ* બેઠો.
ફાલ્ગુન ચિત્ત વિચાર પડ્યો મૃગ,સાયકથીજ શકે બચિયો રે;
વાહનથી ઉઠી ખડ્ગ ધરી કર, આપ ગુફા વિચ તે પચિયોરે.
સાયક હેવિ પડ્યો મૃગ ઉપર, પીઠથી પેટ ચીરી હરિ વિંધ્યો;
સિંહ તદા વકરાઇ ગયો અતિ, સાયક સાથ કૂદી સ્વર કીધો.
અર્જુન આપ અડગ મહામતિ, તે હરિ કે અરિથી નવ કંપે;
ખડ્ગ ઝપાટ કરી હરિને ઝટ, ચૂકી શિરે પગમા જઈ ઝંપે.
તેથી કરિઅરિ† કૂદિ પડ્યો પટ, પાણિતણી લપડાક લગાવી;
વાંગી ઉરે બડભાગી મહાશૂર, ધાર રૂધિરની અંગ ફગાવી.
ધૂ કરી ગર્જન મારીજ થાપટ, તોય મક્યો નહિ શૂર ડગાવી;
સારથિ અશ્વ થયા તહિ કંપ્યા‡, પાર્થતણી દ્રઢતાજ ભગાવી.
સારથિ મ્હારથી રક્ષણને ઝટ, ધર્મ ધરી કરી પાસજ આવ્યો;
રે મમ ફાલ્ગુન ધીર ધરો મન, કાર્મુક§ બાણુ અહો હુંય લાવ્યો.
અર્જુન કે'નહિ કાંઇજ કારજ, આ ખડ્ગે હરિ જાય .વિડાર્યો;
એમ કહી હરિગ્રિવ ગ્રહી ઝટ,હા કહિ હાથ અસિ કટિ માર્યો.
ભાગ વિભાગ થયો તહિ સિંહજ, સિંહ જશો સ્વય નાદજ દીધો;
સિંહ અને મૃગ મારી પછે ગ્રહી, બેય સહિત પ્રયાણજ કીધો.
દક્ષિણ દિશ ગયા ભઇ બે જણ, નામ નકુલ અને સહદેવા;
શ્રોત્રિય શુદ્ર વણિક સુણો નૃપ, હાલજ તેહ તણા તહિ કેવા.
વસ્તિ તજી વનમાહિ ગયા જવ, પંક|| અગાધની બિચ પડયા તે;
પાણી અપાર અમાપ વહે જહિ, ત્યા મૃગ એક લિધેજ તડયા તે.
રે મૃગ જાય, અરે મૃગ જાય શું, હાથથી આજ, તપી ઇમિ બોલે;
લક્ષ્ય કરે દ્રય બંધુ મળી જવ, ઇંદ્ર કદી નવ તે સુણિ ડોલે?
ક્રોધ કરી ઇમ અગ્નિનું અસ્ત્રજ, નામ નકુલે તિણે ધરી માર્યું;
તોય અને સહુ પંક મટાડિય, મારગ માંહિથી વિઘ્નજ વાર્યું.
સારથિને વદિયા હરિ દોડવ, છોડવ નાહિ નિશાન ધર્યું જે,
તે મૃગ સુમન વાડિ વિષે જઈ, કપિત કપિત કાય કર્યું તે

* સિંહ. † હાથીનો શત્રુ-સિંહ. ‡ નખળા. § ધનુષ્ય. || કાદવ.

છુપિ ગયું ફૂલ ઝાડ વિચે ઝટ, મ્હારથી તેહની પૂઠ પળાયા;
ચંદન કેતકિ માલતિ મોગર, વેલ ચમેલી અપાર સુંઘાયાં.
માળીજ બાળી રહો નવ બોલત, બીક ઘણી મનમાંહી વસેછે;
જાઈજિ જૂઇ કરેણુ કપાઈ સહી, તદપિ તનુ બીક ઘસે છે.
તે વન મુકી ગયું મૃગ આગળ, જ્યાં ઈક પાદ્‍પ સૂકર રે' છે;
આવી પડયો રથ તે વન મધ્યજ, જ્યાં ભય લોક અમાપપ કે'છે.
શુકે સુણ્યો રથનો ભણુકાર ભલો, ભટ થયો ઝટ સાવધ દંતો;
સન્મુખ આવી વરાહ વસ્યો રથ, દંત દબાવી કુલક્ષણવંતો.
ચંત વિષે અતિ ચાનક જે મૃગ, જાય ન ધારણુ જે મન મધ્યે;
શકર સન્મુખ તે ન મુકાયજ, છે દૃય ધારણુ તો ખરી વધ્યે.
એક નકુલ હવો રથ આરૂઢ, તેહ ગયો મૃગલાતણી પૂઠે;
જે સહદેવ રહો અસિ ધારિય, શકર ઉપર તેહજ રૂઠે.
હસ્ત કર્યો અસિ હાણુ વિચારી, થશે પણુ તેહ વૃથા અવલોકયો;
શકર રાજ ખિન્નાઈ ગયો અતિ, સત્વર શરપરે જઈ પોકયો.
રાડ કરાડ વિડાર બરાડજ, પાડી કર્યો સનમુખ સડાકો;
તેથી ડરે સહદેવ મહાભડ ? એક કીધો તરવાર તડાકો.
તોય પીડા નવ દૃઈ વરાહજ, પાંડવ અંગ ઉમંગ મરોડયું;
પાંડવ તેથી થયો ભયઆકુલ, નાશી શરીર નગે જઈ જોડયું.
ડુંગર ડુક્કર દંત ખણે શુંય, તે વિધ ખોદવું ખાતથી માંડયું;
હવિ સમે નકુલે મૃગ મારિય, બંધુતણુ દુઃખ તો સહુ છાંડયું.
રે ભઈ આપ ધરો મન ધીરજ, વીરજ ચાપ ચઢાવી વધેરો;
ના કર ના ફર ના ડર–નાહર, નારક મોકલિ નૂર ઉમેરો.
ભાઈ નિહાળી ગયો ભય ભાગિય, કાર્મુકમાં શર સત્વર સાંધ્યો;
એક શરે કરી દંત ઉખેડિય, અન્ય શરે કરી કાપીજ સાંધ્યો.
વીર બની પછી ધીર ધરી મન, તીર કરે ગ્રહી હીર બતાવ્યું;
શકર 'ને મૃગ મારી પછે પથ, રે રથ બેશી રણેજ ચલાવ્યું.
ભીમ યુધિષ્ઠિર અર્જુન આદિક, આવી મળ્યા સહુ એક જગાએ;
ત્યાંહી બન્યું શુંય તેહજ વર્ણવુ, જેહ કર્યું મળી સર્વ સગાએ.

## ગુણમાળ ધરા છંદ.

પાંડવ પાંચ મળી ભજતા મન, દ્રૌપદી એક ચિતે તન ધ્યાની બની;
શું રમશે પતિ પાખ સતી રતિ, રે મતિવંત ન ચિંતન જાયે ગણી.

જેહ વિયોગથી પાંડવ દુઃખીય, તેહ વિયોગથી સિંધુપતિ છે સુખી;
જે નજરે શિવ માર* મરોડિય, તે નજરેજ વધારતી વિધુમુખી.†

વલણ.

ક્રૂર નજરે કામ બાળિયો, સૌમ્ય દૃષ્ટિ રાખિયો રે;
પ્રેમાનદ ન દોષ કોઇને, વિધિ બળે ક્રમ દાખિયો રે.

કડવું ૧૭ મું–પ્રમાણિકા છંદ.

હિ આ ચ ઓ ડ, હું ટ રે, થ વૈ ન ઉ ખ હૈ વ રે;
અ ગો ઠ હીં ગ્ર જ્યા ણ રે, વ મા વિ વૈ ઠ ની ઉ રે.‡

રાગ પંચમ કાનડો.

ચિતાતૂરા ચિતે પાંડવ અતિશય, સુણી યુધિષ્ઠિર વાણી,
કાર્યાર્થે જો ગયા'તા તદપિ, મન ઘણું લાગતું દુઃખ જાણી;
ભૂલ્યા પાચે તને કષ્ટ ખમિયું, મનના દુઃખને કોણ લેખે,
બોલ્યા બંધૂ પછે ચાર કર્જ, રીતથી જ્યેષ્ઠ તું કષ્ટ પેખે.

યુધિષ્ઠિર વચન:–

જો જો રે આ પશુ ગ્રાડથકિ, ઉચરિને દાખવે છે દિશાઓ,
થાયે છે બંધુ મારા અપશુકન, અતિશે જણાયે વિધાઓ;§
આ જો પ્રાચી‖ જણાયે તરણિ¶,તપતિ દિશા'બની રક્ત ઝાઝી;
મોટો ઉદ્યોગ ધારો સ્વકરિ સૂચવે, પક્ષી તો ભાઇ બાઝી.

---

* કામદેવ. † ચંદ્રમુખી. ‡ આ એકાક્ષરી શ્લોકનો અર્થ મી૦ હરગોવિંદદારાના પ્રાચીન કાવ્ય માળામાં આ પ્રમાણે આપ્યો છે. આ યુધિષ્ઠિરનું વચન છે. ટ–સોગન્દ ખાઈ, હિ–(નિશ્ચય), હું–તર્ક કરી કહું છું કે, ચ ચોરની ડ૦ (કામવાસનાથી) આ (પીડા) ઓમ્ (અંગીકાર કરવી પડશે) દૈ ઈ૦–હૈ (સંબોધન કરીને ચારેભાઇઓને યુધિષ્ઠિર કહે છે કે) વૈ (નિશ્ચય), થ (કલ્યાણ), ન (નથી). ઉ (પ્રશ્ન કરીને બીજા ભાઈને કહે છે કે), ખ (ઇંદ્રિય સંબંધી) વ (સમર્થ દુઃખ) છે. (બીજા ભાઈ કહે છે કે જો) ગો (પરલોકનો) ઠ (મૂર્તિમાન) અ (વિષ્ણુ) ગ્ર (બુધ) ણુ (દુષ્ટ–રાહુ) વ (વરુણ) મા (દેવી) વિ (ગરુડ) ઠ (સર્પ) ની (નક્ષત્ર) ઉ (ક્રોધે કરી) વૈ (નિશ્ચય) હીં (દુઃખ દેવા આવશે તો) જ્યા (ધનુષ્યની દોરીથીજ માત્ર તેના પ્રાણ લેઈશું). સઘળે ઠેકાણે રે ખેદવાચક છે. § બુદ્ધિ ‖ પૂર્વ. ¶ સૂર્ય

શત્રુઓએ કરેલું પરણકુટિ વિષે, નિશ્ચયે આજ કૂડું,
છે શબ્દો દ્વિજના મંદ, મમ મન વિષે, વૃંદ લાગે ન રૂડું;
દાનોને ક્રૂર કે' છે કલરવ ઉચરી, શર શિઘ્રે સિધારો,
જે જે માર્યા વરાહો તિ ઝટપટ સહાઓ રખે એ વધારો.
વિષ્ણુના વાહને સર્પ સર થકી, લિધા શ્રી પછે સામ્યકે છે!
વો લક્ષ્મી હીણું* રાજા ઉપવન નગરે, તેમ તો કામ્યકે છે;
વારિનો કુંભ માથે ભરિ, જતિ વનિતા, હાથિ શુંડે કરીને-
પાણી શાણી ઘડાનું કરિ કર પિવડાવે શું જોયે ફરીને.
જે વીચે શોચતી વારિ વળિ વળિ મને તે વિધે દુઃખ નીતા,
તે રીતે સ્રીરૂપી સંપતિ હરણ થઈ એ દુઃખે ભેય બીતા;
એવી વાણી સુણીને હયવર ચલવ્યા જેહ સિંધૂજ કાવ્યા,
શૂરા પૂરા ગતી-ઉગ્ર ધરિ મન વિષે અશ્વ ચાલ્યા, ન ફાવ્યા.
ઞેવે તેઓનિ ડાબી ભણિ, વળિ સમિપે બેશિને એક પ્રાણી,
જે નામે તો શશો, તે વિપુલ, વિપિનમાં* બોલિયો ક્રૂર વાણી;
રે રે! નિવૃત્તિ પામો, કુચ કરિ-કરિને શે વૃથા ધાઇ જાઓ,
વાણી તેની સુણીને ધરમસુત વદે, ભીમ કિરિટિ સાઓ.
શસ્રો જે છે તમારાં વિધિવત્ પકડો, આ શશો એમ બોલે,
સાન્નિધ્યે ડાબિ-બાજૂ શશ જવ ઉચરે તો અરિ અંગ છોલે;
જો જો બંધૂ વળી વાજિ ગતિ અતિ ધિમી સારથી જોય તાડે,
રે રે તેઓ કરે છે ગળ ગુતર-અતિ ને વૃથા ચીસ પાડે.
રે ભ્રાતાશો ઉલૂકો દિન કદિ નવ જોતા અધૂના કુધી† છે,
રાત્રીનાં જે દ્વિજો ચીબડી વિ‡ વગરના તે હજુ રે સુધી છે;
રે જો આ ગીધ આવી અપશુકન વદે છે રથારૂઢ પેખી,
કુરંગો જાય કૂડાં, ઇમ અગણિત પંખી પશુનેજ દેખી-
ચ્હકે છે ચિત્ત મારૂં અતિ બળિ લાળા§ સુંવાળા, શું ભાખું,
પશ્યે, પશ્યે, પણે તો નકુલ ઉરગને ચીરિ નાખેય દાખું;
ઉલ્કા તો ભાઇ મોટો ઘડિ ઘડિ પડિને આ દહે કાય મારી,
ચાલો જ્હેલા, વિલંબે નવ શુભ લહિયે, કે' મતી એમ વારી.

---

* વન. † નઠારી બુદ્ધિના. ‡ નેત્ર. § કોયલા.

ાલ્યા ઘોડો ધરાડે તન મન વિક્ષપે તેહ આવ્યા તડાગે,
। પાસે આશ્રમ, ક્ષિણુ તદપિ નવ થાતું કહીએ સડાગે;
ાવ્યા ચાલ્યા પછે તો પરણકુટિ સુધી જોઈ મ્લાની કુરંગી,
ાંચે બંધુ પછે ત્યાં ઉતરી પડી ઝટે શોધતા જેહ બ્યંગી.
યાં છે? કયાં છે? કરંતા, મુનિ, સખિ, મહિલા, શેન કોઈજ દર્શે?
યાં ગુરૂ ધૌમ્ય? બોલો? સતિ મતિવતિ તું શે ન આવીજ સ્પર્શે?
મે વીધે પાંડવો પાંચ ગણુ ગણુ કરી શોધતા દ્રૌપદીને,
ાશો બાળા ન રૂચે વન વિચ, કદિ સંતાઇ જાતું મઢીને.
ખૂણે ખાંચેજ બોળે, મઢી, મઠ, પટમાં, જ્યાં ન જોતું તહીં તો,
ા બાળા, ના મુની, કોઇ નજર ચઢતાં, તોય જલ્પે સહી તો;
ત્યાં ત્યાં પંખી પશુ ને વળિ જડ છિવવાળાં ભલે હોય હીણાં,
ાએ આકાર તેનો દીન અતિ, દરશે મ્લાન તેજેજ ક્ષીણાં.
ાલ્યાં આવ્યા, રથો રાખિ ભવન નિકટે, તેહ ભાળી ન મ્હાલ્યા,
માળ્યા ઘોડા ઘણું તે હણુ હણુ કરિને ભૂ પડ્યા રે' ન ઝાલ્યા;
ાળ્યા પંપાળિયા તોય ન ગતિ કરતા રે, શકે પ્રાણુ ટાળ્યા;
ાલ્યા પાણી ન સિંચે અતિ અતિ ઉપચારે ઘણા પાય વાળ્યા.
ખૂટી વાજી ગયા કુરૂકુળશિરમણી, આશ્રમે આપ ઢૂંકી,
ઢૂંકી બાળા કયમે આજ પુજન કરતું, આવતી શે ન ઢૂંકી;
ઝૂકી પેઠા મઢીમાં ઝટપટ, પતિ, પાંચે વદે વ્હાલી રૂકી,
મુકી મારે હ્રદેમાં મનહરણુ મહિલા, અરે ધૂળધૂકી*!
બાળા બોલો હવે તો વર, સતિ, સમ છે, દ્રૌપદી, પ્રિય કાલા;
માળા મોટી ગ્રહીને જપે પતિ પાચે, વદો હે મરાલા,
કાલાવાલા કરાવો વદન વિકસિને, તે ગમે મોહશાલા?
સ્યાગા, વા'લા તજો તો તન મન ધન આપું, મુખે મૂકું લાલા.

મલ્લિકા છંદ.

સતી, નરપતિ જવ તો નિરખી, તવ તો વમિ છે મન વામવસું†,
વપૂ ન પડે લપું તુ વનિતા, વદ ધામ થયો વિણુ વામવસું;
દુઃખી દિન તો મુજ જાય પ્રિયા, સુખી થાય તુ આપજ વામવસુ,
વધીજ નકી વિધુમુખી બણું, ભલિ ભામિનિરે વદ વામવસુ.

* ધૂળ ખાધી-ખરાબ થયું. † મોટી સ્ત્રી. ‡ ઉલટી પૃથ્વી.

### વલણ.

ભવ* વિભાવસુત† શી ભામિની, વંદો વંદો દુઃખ જાયરે;
ભટ પ્રેમાનંદ વરણવે, તન પાંડુ દુઃખીયા થાયરે.

### કડવું ૧૮ મું.—હાલકી છંદ.

વેલા‡ મૂકો હે વા'લી, વેલા જાયે છે બાળી;
વેલા મહિલા દિન કાળી, વેલા નાખો તે ટાળી.

### અર્ધ શ્લોક.

ધર્મરાય, ગોકિત થાય, સુણો સરવ, મૂકી ગરવ.

### રાગ મહિમ્નનો.

ન જોઇ જ્યારે, દ્રૂપદનિ તનયા આશ્રમ વિષે,
તદા શોચંતો ત્યા, ધરમસુત સાચો જગ નિશે;
જદા શૂન્યે ભાળ્યો, ઉજડ ખખ રેદાણ ભુપતિ,
સદા આનંદેલો, ઉદવિગન દૂઓ વરમતિ.
પછે આહી ત્યાંહીં, પરણકુટિ ભાળી કર પિસે,
ગછે બોલાવે છે, જીવન જીવ જાએ પ્રિય મિષે;
સજે સાદે સારે, સુવદનિ અહીં તો લપી નથી,
ભજે છે ચોમેર, ભટકિ ભટકી ભામિનિ કથી.
અરે હેમંતે શું, કમલિનિનિ શોભા જતિ રહી,
ખરે પર્ણઃશાળા, થઈ ગઈ હવે દ્રોપદિ સહી.
ધરે વૃક્ષો ધ્યાને, પવન થકિ કંપી રવ કરી,
ભરે આંખે પાણી, સુસુમનસ રૂં રૂં ધ્વનિ ધરી.
પશૂ પક્ષી પુષ્પો, કરમઈ ગયાં કાનન§ કને,
અસૂ નિઃસત્વે, શું હરણ શશ આદી સહુ વને;
વસૂ વીના વન્હિ, વર મરણ પામી પડિ રહ્યાં,
વસૂ હું શે વાસે, પ્રિય મન ધરી, એ હવિ કહ્યાં.
અહો સ્યામા મારી, ભગ|| ભગવતે તું થકિ મળ્યાં,
કહો વાડી દેવા, ભગ ભાગવતી ક્યાહિક કળ્યાં;

---

* શિવ. † સૂર્ય ‡ બોલવું; સમય; મૃત્યુ સંકટ.
§ વન. || સંપત્તિ.

લહો કષ્ટે સેવા, ભગભગ*, ભગો તો અમ છળ્યાં,
વહો સંસારાબ્ધિ, ભગ† ભગવત્વે ભામિનિ ભળ્યાં.
જુઓ ચારે બંધૂ, મૃગચરમ વેરાઈ પડિયાં,
લુઓ નેત્રે વારિ, મુનિ દરભ જ્જેજ ખરિયા;
ખુઓ ખાંતે વ્હેમો, શયન તણિ તો સાદડિ દિસે,
હુઓ હું તો ઘેલો, તન મન કચવાયે ભરિ રિસે.
હવે ભેટે ક્યારે, હરણ કરી કોઈ લઈ ગયું ?
કવે કામીનીને, મરણપણું આવીજ વળગ્યું;
નવે રૂપે નારી, નવતમ કુસુમો જઈ વિણે,
જવે ના તે દીસે, ભક્ષણ કરિ કોઈકજ હિણે.
વદે ધર્મી રાજા, દ્રુપદતનયા શોધિ વળિયો,
નહોતી દેખા એ, ગઈ ગઈ સુનારી, હું કળિયો;
મદે છુપી બાળા ? તદપિ બહુ વ્હાલી મળિ નહી મને,
ખગે ઉડી ખાતે, વઈભિવ તજી બીરૂ ગૈ કહી તને.
પડયા શોકાગ્નીના, કરદમ§ વિષે તો નૃપમણિ,
વદયા છે સુખોથી, વિલપી વિલપીને દીન બણી;
ચડયા છે કેકાણે, દુખ દુખજ સેવે કુરૂધણી,
ખડયા ગર્તે|| મોટે સુખ સુખજ એવું નહિ સુણી.
યુધિષ્ઠિરે પૂછ્યું, ઉનમત થઈ પ્રાય ધરીને,
અરે જાણો છો, પાદપ¶, અતિ સતી પંચવરિને;
અહો હે કાદંબે, નિરખી મમ હંસા મતિવરે,
પ્રિયે કાદંબો છે, અતિ મન તને તો રતિવરે.
અહો ખીલી બાઈ, તુંજ ફળ સમાં કૂચ ધરતી–
નિહાળી છે તે ક્યા ? મમ મનસમોહા× શુભ રતિ;
નવાંકુરો તારાં, નહિજ સુકુમારી જિતિ શકે,
ધર્યું જો છે કૌશેય, પિતવરણું ધારિ સુતકે.
વદો રકતા રંગે, નહિ ભુલું કરેણી તુજ ગુણો,
ભરાયે જો ક્રોધે, નયનરથ તો તું સમ, સુણો;

* શિવ અને સૂર્ય. † દૈવ. ‡ મુક્તિ. § કાદવ
|| ખાડે. ¶ વૃક્ષો. × મનને મોહ લગાડનારી.

અરે જાણે જંબીર, ઉરથળ તારાજ સરખું,
લતા પત્રો એવાં, વળિ કુસુમ આદિક પરખું.
અરે જંબિરા તું, સરસ સહુ વૃક્ષે નકી થયો,
ઘટા તારી મધ્યે, ભમર ભમતો સૂસુખ સહ્યો;
જદા બોલ્યો ના તે, તવ કમળનેત્રા ફુરફુળી,
વિચારે અન્ય દ્રૂમ, મન ભરમે રાયજ ભૂલી.
લહો દ્રૂમો સારાં, તલ તિલક, પ્રિયા મમ સતી,
જદા તે ના બોલ્યાં, તવ તન તપ્યા શ્રેષ્ઠજ મતિ;
પછે પૂછે શોકે, નહિ કદી વધ્યા દીન બનિને,
કહે લોકો તુંને, ફલિ વિણ અશોક દ્રુમણિને.
તદા કીજે ભ્રાતા, તુ સમ ગુણુ નામે સત ધરી,
અહો તાલ દ્રૂમો, ગગન સુધી ઉચાંજ પસરી;
લહો મારી પ્રિયા, તમ ફળ સમા ઊરજવતી,
કહો જાંબૂડાઓ, તન વરણિ જાંબૂનદવતી*.
અરે પારિંગા-પાદપ, વદ સુપુષ્પે પ્રિય થયો,
અતિ છે પારિંગાં, પ્રિય વરમતિને દુખ સહ્યો;
પછે આંબા સાલો, કુરર બકુલો ચંદન જહીં,
પુછ્યું સર્વેને તો, નવ વધું તહી કોઇક કહીં.
જિયારે નિર્જીવો, ન વધ્યાં વનકેરાં, મથિ મુઆ,
તિયારે પૂછે છે, સજીવ પશુઓ જે દુખિ હુઆં;
હશે મારી પ્રિયા મૃગનયનિ બાળા હરિણિમાં,
જઇ જોઉં સાંહી, સુખી મન થશે તે હરિણિમાં.
પુછે તેને જોઈ, દરશિ મમ વ્હાલી સમગુણી,
ઘણો ભાળી ઊભો, નૃપમણિ તહી તો સુખકરણી;
અરે શુંડા દંડા, સમ જઘન વાળી મમ પ્રિયા,
દિઠી છે રે વ્હાલા, સુમુનિગજ તોળી કર ક્રિયા.
વદો વ્યાઘ્રો પંચાનન સમ કટી વાળી સુરતી,
કદા ભક્ષી હોયે, ન ભય મન લાવો મૃગપતિ;
જદા તે ના બોલ્યા, મન ભરમ વાધ્યો વળિ વળી,
ફરે આંહી સાંહી, પ્રિય વિરહ આતૂર સુબળી.

---

* સુવર્ણ જેની.

પ્રિયે શું દોડે છે કમળ સરખાં નેત્રથી લહી,
અરે મેં દીઠી છે, લપિ ગઈ ગુણાળી અહિ તહી;
વમે વૃક્ષો વચ્ચે, કિમ નવ વદે રે જઈ છુપી,
ગુણ્યા રે' ઉભી, મન વિચ દયા કાંઈક ખુપી.
નથી નારી શું તુ, શિયળધર હાસ્યે અતિશયે ?
તજે છે શા માટે, તુજ પતિ શુ પાચે સુખ ભયે;
વદી રાજા ભૂમી, ઉપર પડિ તો સાંહિજ ગયો,
ઉઠાડ્યો બંધુએ, તદપિ સુખિ જાતે નવ થયો.

કન્યા છંદ.

વક્તા ભાખે, શ્રોતા દાખે, ભીમ શ્રેષ્ઠ, કલેશો નેષ્ઠ.

રાગ: નર્મદાષ્ટક અથવા નારાચ છંદ.

અહો પ્રિયાજ ભીમ ભાળ, કષ્ટ ટાળ રે ભિરે,
કરો ક્રિયા ન આમ વામ, કામ ફૂડું રે હિરે;
થશે બિયાજ બારૂ ધારૂં, વારૂં વ્હાલી રે ધિરે,
હમે દિયા વિશે વમે, થશે સુખીજ રે વિરે*.
સુદ્રૌપદી વદી કદી, મદે ન બોલિ બાળ રે,
જદા તદા સદા વસો, કદા ન કષ્ટ કાળ રે;
હસો તમો દુ:ખી અમો, કરો શું એજ હાલ રે,
અમો લહો રહો તમે, દિયો ન કેમ ભાળ રે.
દુખી અમે સુખી તમે, વિધુમુખી મરાળ રે,
જુઓ જુઓ રુતા જુઓ, અહીજ ધર્મબાળ રે;
હું ભીમ દુ:ખસીમ, દંડ હીમ શો તૂં બાળ રે,
વદું શું વાર વાર નાર, પાર પામ્ય બાળ રે.
અરે ખરેજ જીવ જાય, શિવ† ચિત્ત ધાર રે,
તજે ભજે સજે હઠો, પતિ ગુણોજ નાર રે;
લપે છપે ખપે સતી ન, બુદ્ધિ ઊંધિ વાર રે,
થયું બહુ ઘણું કહું, હવે મને વિચાર રે.
હસે અરિ ખસે ધરીજ, ધીર વીર જેહ રે,
સુવાળિ વ્હાલી કાળિ બાળિ, મ્હાલિએ ન ખેહ રે;

---
* પુત્રવતી. † કલ્યાણ.

કુકંટકે ભમે ગમે ન, તું દમે શું દેહ રે,
વરાંગના વપૂ સુરંગ ભંગ થાય તેહ રે.
શશીરૂપા અનૂપ ભૂપ, કૂપ નાખી માર રે,
વરી હરિ કરી પરા, ધરી હૃદેય સાર રે;
સુકર્ણું શર્ણું ધર્ણું પર્ણું વર્ણું પૃછિ નાર રે,
સભા વિષેજ રાય કાય, રહાય મૂકી બ્હાર રે.
ભિખારિ વેષ તેજ ભેષ, જો ગણ્યા સુધામ રે,
તજો તમે ન તારૂણી, તમાલ તાલ ધામ રે;
કહું શું વાર વાર, બોલ્ય, તોલ્ય તોલ શ્યામ રે,
સહું અપાર દુઃખ ધાર, માંળ જાપું નામ રે.
કુધાન માન્ય તેં કર્યું, સુવાન ખાનપાન રે,
ન માત તાત ભ્રાત કેરી, વાત ધારિ ધ્યાન રે;
ખરેજ હાથ સાથ ખ્યાત, વાત રાખી માથ રે,
હવી જવી નવીન ગાથ, કેમ સાહ્ય બાથ રે.
પછે સ્વભુજ ઉચ્ચ તો, ધરી કરી પુકાર રે,
નકૂલ અહા! સહદેવ અહા! કરેછ હાહકાર રે;
વિશાળવેણિ, સૂખદેણિ, ક્યાં ગઈ સુનાર રે!
અરે મૃગો રમે તું સાથ, બોલ વાત સાર રે.
રડે તું વિણ તેહ આજ, સાજ સુખતાજ રે,
જશે હવે અસૂજ પંચના પ્રમાણુ આજ રે;
થશે સુજંન માંહિ હાસિ, ચૌદ વર્ષ માટ રે,
સુસોગનો ધરી ફરી, ગયાજ સાથ સાટ રે.
તિ પાળતાં પળ્યા નહી, થયા અમેજ નષ્ટ રે,
વિધૂમુખી કિધા તમો, અનોતતોજ ભ્રષ્ટ રે;
ગુણજ્ઞ ગૌરિ વીવશાવતા થયા તું ભાળ રે,
ફળો છળો વિષે નિમોધરા તિ નીમ પાળ રે.
સુકીર્ત્તિ જેમ સાગતી, પુરૂષને કુકાળ રે,
તજો વને વરાંગના, કૃપમે ધટેજ બાળ રે;
વદી ધમે સુવંન ધંન, શોધતો સ્વભીમ રે,
તિ દીસતો કુપંકમાં, ફરી કંપ્યો સુહીમ રે.

ઇપીધ તો થયો તથાપિ. શોધી જાગ સર્વ રે,
વિકાસિતા તલાવડી, નગે ભમી સગર્વ રે;
કુકંદરા ઝરા ઘણા, મણા ન રાખી કાંઇ રે,
તથાપિ તારૂણી મળી ન, જોઈ આહિ તાહિ રે.
પછે યથાજ કર્વિતા, વહેજ નેત્ર વાર રે,
મુહૂર્ત કાંઇ વિહ્વળાજ, જ્ઞાન શૂન્ય સાર રે;
ન કાંતિ શાંતિ, ભ્રાંતિ એક, કયાં વસે સુવામ રે?
શિથીલ દેહ શરગેહ, તેહ ભીમ આમ રે.
અસૂર સૂર ભૂર[*] ભૂરિ[†], માપિયા અમાપ રે,
ન શસ્ત્ર અસ્ત્ર દર્સ્[‡] દાઢી, કાપિયાજ તાપ રે;
ન કાંઇ ક્રોધ- સાદ દીધ, લીધ જીવ કુત્રઈ[§] રે,
સુહસ્ત મસ્ત અસ્ત ક્રીધ વસ્ત લીધ સૂત્ર રે.
અરે તિ ભટ્ટ જટ્ટરીજ, ઝટ્ટ ઝટ્ટ રોય રે,
નફટ્ટ કાળ ફેટ્ટ હુંજ, ઘટ્ટ પટ્ટ સોય રે;
કવિ કયે ઉચારી એમ, ભટ્ટ ભીમ કટ્ટ રે,
પડે, તડે, ચડે અરિથી તેહ સાંહિ ભટ્ટ રે.

## વાર છંદ.

પાર્થ આંપ, પાણિચાપ, દુઃખી જેમ, ભાખું તેમ.

## રામવિરહાષ્ટક.

અરરર! શું પ્રિયા, માહરી નથી, ચરરર! ચિત્ત તો, લાગશે કથી;
ખરરર! ખાખ તો, હું થઈ ગયો, ઝરરર! ઝાટકો, છાતિમાં સહ્યો.
ફરરર! ફાટલુ, શે નથી હૃદે, ચરરર! ચાટકો, શું ખમું મુદે;
હરરર! હો હરિ, લાજ રાખરે, ધરરર! ધ્રાશકો, બાળી નાંખ રે.
કરરર! કાપશે, હર્ષ તાહરૂં, ગરરર! ગેથું તો, ખાઇતે મરૂં;
ઘરરર! ઘંટશો, ચૈડકો[||] પડે, છરરર! છાતી તો, છુંદવા તડે.
જરરર! જાય છે, જીવનો ઝરો, ડરરર! ડૂમડો[¶], જામિયો ખરો;
ટરરર! ઢાંકણું, કાંઈ ના મળે, તરરર! તર્ફડી, પ્રાણ તો પળે.

---

[*] ભૂર=નાગા જોગીઓ, સાધુઓ. [†] અનેક. [‡] ગર્વ. [§] કુત્રઈ=કયાંઈ. [||] ચડકો-ફાળ. [¶] દૂમો-મનમાં સંતાપ, પણ રડવું ન આવે તે.

થરર! થાય છે, અંગ તો સહુ, દરર! દાટી જે, વાત શું કહું;
નરર! નામ શું, માહરૂં જશે, ભરર! ભાગિ તો, વીરતા જશે.
બરર! બાંય કો, આવી ઝાલશે, મરર! મોત તો, શોકમાં વસે;
યરર! યાતના, આવિયો વૃથા, રરર! રોખ તો, ગૂમની વ્યથા.
લરર! લીઢ* જે, ધાન્ય હું જમ્યો, વરર! વંધ્ય રે સૂનુ તો ભમ્યો;
શરર! શલ્ય રે, શરનાં અડે, પરર! પંઢમાં, છાપ તો પડે.
સરર! સુંસરા, ઘા અડે ઘણા, ક્ષરર! ક્ષોભ તો, થાય ના મણા;
ણુરર! ણીવ† જો, બાલુડી થયું, ટરર! ટંકનું શર સૌ ગયું.
ન ગદ‡ કાય તો, થાય તાહરી, ન ગદ§ કાંઇ જો, વાત જાહરી;
ન ગદ દાનમાં, તેંજ આપિયા, ન ગદ જોઇએ, તાપ કાપિયા.
ન અક‖ તૂજને, મેં કદા કર્યું, ન અક નામ તો, મેં સદા ધર્યું;
ન અક બાળિયા, જેથી દુઃખમાં, ન અક કાપિયાં, મેંજ સુખમાં.
ન અધ¶ મારતાં, હુંજ ઓસર્યો, ન અઘ અંગમાં આવવે ફર્યો;
ન અઘ લાગી છે, જો સ્વકારણે, ન અ માંહી તેઃ લાગુ ધારણે.
ન અણિ કાઢીને, પાડિયા રયો, ન અણિઅસ્ત્રથી છેદિયા રયો;
ન અણિ× લીધી, રાજા હણી કરી, ન અણિ ચૂકિનારી અરે ફરી.
ન અજ** આવર્યો, અંગમાં કદા, ન અજ ભૂલી હું તો ગયા જદા;
ન અજથીજ રે, હારિયો પ્રિયા, ન અજ દેવની, ભૂલું હું ક્રિયા.
ન અતિ માનરે ધ્યાનમાં ધરૂં, ન અતિ†† પૂજ્યનું, હુંજ તો કરૂં
ન અતિ માનરે, જાતનું ભણું, ન અતિ ગુણ તો, ક્રોધથી ગણું,
ન ઇતિ‡‡ દુઃખની કેમ થાય રે, ન ઇતિ ઉલટી, 'આવી સા'ય રે;
ન ઇતિ જાણિયે, કષ્ટકાર કો, ન ઇતિ‖‖ ભાળતો, સુખ ફાળકો.
ન કર ભાગિયા, તું ગઈ સતી, ન કર ઝાંખતો સૂર્ય શે અતિ;
ન કરવાલા શે, દુઃખની પડે, ન કર રાયને આવીને અડે.
લગત લાકડું, સાંકડું મળ્યું, વગત વાતથી, વિશ્વમાં ભળ્યું;
જગતમાં થયું જાણ સર્વને, ભગિજ ભામિની, છોડ ગર્વ તે?

* ચાટણું. † સ્વર્ગે જવું. ‡ નગદ=નિર્મળ. § ન-ગદ=ચાલતી વાત; ગદ=રોગ. ‖ અક=દુઃખ, પાપ, પર્વત, લાકડાં, ¶ અઘ=મનોવિકાર, દુઃખ, નિંદા, પાપ. × સીમ સમય. ** કામદેવ, બ્રહ્મા, શિવ, વિષ્ણું †† વચનભંગ. ‡‡ દુઃખની સંપૂર્ણતા, દુઃખની અસંપૂર્ણતા, વ્યવસ્થા. ‖‖ એ પ્રમાણે, એ રીતે.

નયનરે ભરયા, પાણી પાર્થના, પડતું ત્યાં વદી;* શોક સાર્થના;
અમળના ગઈ, ક્રૂરકુરંગની, કમળચક્ષુથી, દીન તો બની.
વિલપતોજ કામે કરી ઘણો, ગદગદે રડે, પાર્થ દામણો;
નવ વધુ સુણે પાર્થનું તહીં, દીન થઈ વદે, જે તહીં જડી.
પ્રિય અશોક વૃક્ષે લતા લપે, સુમન શી પ્રિયા, તું કિમે છપે ?
કદલિ વેષ્ટિતા, કાનને ગઈ, કદલિ ઝઘ તો, મેં પ્રિયા લહી.
કરણિકારના, રે અમૂલ્યમા, લપિ ગઈ પ્રિયા, નીલ રૂહમાં,
અંતિ થયું હવે, હાસ્ય રે મતી, બગડશે બની, સ્નેહની રતિ.
સહિત શ્યામણી, લેઈ નિકળ્યો, રહિત જતું ગે, ક્ષુધિ વીકળો;*
કિરિટિ નામ તો, વ્યર્થ રે જશે, મુછ ધારી અમે, પૂછ થૈ જશે.
ભિ† તુજ કારણે, રે સુયોધને, કરમ આ કર્યાં, કાઢિયા વને;
ગઈજ રે હવે, હાથથી મતી, મુદ મનો થશે, ક્રૂરનો પતિ.
સુવનિતા વિના, મહિરે વસુ, દ્રુપદરાયને ભેટિ શું કહું;
નિરદયો થયો, વીર્ય સૌ ગયું, વણિક પેઠ વિયોગને સહું.
જનક ધન્ય જે, નાકમાં વસ્યા, જનનિ દુઃખમાં, આવિને ફસ્યાં;
અરિનિ પાળિ જે, પૂરી રે પ્રિયા, તું વિણ શું કરૂં, સૂખની ક્રિયા.
હૃદય ભંજના, તું ગઈ જદા, હૃદય ભંજ તો, હું કરૂં તદા;
વદિ મુખે હૃદે, મુષ્ટિ મારતો, પડિ ગયો ભૂએ, બધુ હારતો.

### વિલાસ છંદ.

નકુલ દુઃખી, સહદેવ દુખી, ન કોઈ સૂખી, સુરાજરૂખી.

### અનુષ્ટુપ્.

નકુલ ને સહદેવ, વિલપંતા ઘણા ઘણા;
રડતા ફૂટતા કર્મ, રે ધન જન દામણા.
તદપિ રાખિને ધીર, બંધુ બે મળી વારતા;
પડિયા ત્રણ જે ભોમ, આપના તેહ ધારતા.
રે ધીર વીર શુ આમ, સીઝાઇ શાદને મરો;
શોધો વન ઉપવન, તો દુઃખ દરિયો તરો.

* બાવરો † ભય

ભીમની પાસ નકૂલ, જાઇ શાંતવન કરે;
અતિ રૂડાં વદી બોલ, શોક સર્વનો તે હરે.
હે મહાબળ, હે ભીમ, તું સરખો ભૂમિ પડે;
શું કરશે સહુ સાથ, આમ રાયજી બૈ રડે.
રાક્ષસ આદિ અસૂર, જોઇ ભાઇ તુને હસે;
ન શોધે વનિતા ભૂર, શોકાગ્નિમાં સુખ હશે?
ભક્ષી ગયું કદી કોઈ, પ્રાણી પક્ષી વળી પશુ;
ચીરી ઉદર સંમૂળ, હે વીર! લો' તેના અસુ.*
મહાપરાક્રમી છુ તું, લોકો બલિષ્ટ તો લહે;
તે બળ દાખી શત્રૂને, દ્રૌપદી લાવિયે કહે.
જો વિચારી અરે ભીમ, અગ્નિ સ્પર્શે ન પ્રાણીને;
તે પેઠે આપત્તિ મૂકો, દાખલો તે ન જાણીએ!
અગ્નિ બાળે સર્વ, તેમ, આપત્તિ આવીને અડે;
શાણા ને કુલટાને તો, ભોગવે ના ભ્રમ પડે.
ક્ષણે ક્ષણે જાય આવે, તો શોક શીદને કરો;
કૃષ્ણા આણી હતી જેમ, ગઇ પાછી તિને ધરો.
સુખનો અંત તે દુઃખ, દુઃખનો અંત છે સુખે;
છે ધટમાળ ઓ વીર, ગ્લાનિ આણવી શે દુઃખે.
પૂછી અજાતશત્રુને, વારતો તે વળી વળી;
ઇંદ્રિરેજીત રે ભાઈ, કાં જાઓ શોકમાં મળી.
ઉઠો ચાલો મુજ સંગે, જ્યેષ્ઠત્વ મનમાં ધરી;
નાયેક પડે જો આમ, શત્રુ સૈન્ય લેયે ધરી.
શોભા શશિ વિષે જેમ, પ્રકાશ અર્કમાં વસે;
ગતિને વાયુ તો ધારે, રે ક્ષમા ક્ષિતિ ઉલ્લસે.
આ ચારે બંધુ છે તુમા, અધિકો યશ ઉજવશો;
તો શે ભૂમા પડી રોવ, દુઃખ સહો દુખે બળ્યો.
રે નપુસકતે *મોહે, મોહી નારી તજી તમે;
હવે પુરૂષને સ્પર્શો, તો ખોશો નારી કૈ' અમે.

* આંસુ.

એમ વાર્યા દ્વયે બંધુ, નકુલે તહીં તો તદા;
સહદેવ હવે વારે, મૂકો કિરીટી આપદા.
પત્નીવ્રત રઘુનાથ, પાળિયે એમ કો કહે;
કૃષ્ણને જ્ઞાનની ગોષ્ટ, કરવા ચિત્ત કો ચહે.
પરશુધર શૂરા હો, એમ શું કથવું પડે;
જા જા વિરાટમાં વ્યાપી, શિખે વામનજી ચઢે ?
બલિ દાનેશ્વરી થાઓ, યાચક શું ઇમે ભણે;
રચવી સૃષ્ટિ તે બ્રહ્મા, ભૂલે નારી નર કો ગણે.
દશાનન તું થા ક્રોધી, મહાદેવ જ્ઞાની બને;
વત્રને હણવા કાજ, શું દેવેશ ચઢે રણે ?
રે પાશુપત પામ્યો તું, પાર્વતીપતિની કને;
વરૂણ યમનાં અસ્ત્ર, પામીઓ તું ખરે મને.
વાસવે આપિયાં તુને, વજ્રાદિકે દુ:ખ ટળે;
તેના બળથકી વીર, ગૈ દ્રૌપદી નિશ્ચે મળે.
જો કષ્ટથી હારો તો, કો' પ્રાકૃત કષ્ટ શું સહે;
નહુષ ને યયાતિ જો, સ્વર્ગથી પડિયા કડે.
યત્ને તે તો ગયા પાછા, તેવું ધૈર્ય તમે ધરો;
જો આ જગતી મ્હા માતા ભ્રમણના ના ગ્રહો.
સર્વનાં નયનો સૂર્ય, અને ચંદ્ર નભે વસે;
રાહુનું દુ:ખ છે તેને, તો કહો સુખી ને હશેં.
મોટાને કર્મ ના છોડે, શું છોટા ત્યાં કહો કરે;
કદા કૃષ્ણા થઈ નાશ ? તોપણ તું વિલ્પે અરે !
બુદ્ધિમાનોનું છે કાર્ય, યોગ્યાયોગ્ય ઇ આચરે;
લાગી કર્મની જે ટાંક, ભાગી ભાગે ન આખરે.
ભોગવે છૂટશે ભાઇ, જોગવે જુગની કશી,
ન ભોગદારી બીજો છે, ન ભોગદારી ભૂખ શી.
પ્રજ્ઞાવાળા મહાબંધુ, તમને બોધી હું શકું ?
બૃહસ્પતિ ભૂલે ભાઈ ! કિંતુ શોકિત છો બકું.
ઉઠો ઉઠો કરો યત્ન, શત્રુ લાવોજ સાણસે;
નહિ તો ગાંડીવ અસ્ત્ર, તેને તે કોણ માણશે ?

કરૂં પ્રાણુ પૂરા ન શંકા કશી છે, ધરૂં એજ ચેષ્ટા મને કાક* શી છે;
વરૂં યુદ્ધમાં હું હરૂં આપ† ધારી, રણે આજ નિશ્ચે અમો તો પધારી.
અરે શ્વાન શું સિંહનો ભાગ લેશે! હિમાદ્રિ ચઢે કો પગે ભાગલેશે?
અમો પંચને કો જીતે બાણુધારી, પડી પીડ તેને શિરે તો ન ધારી.

કવિ વચન—

કહી એમ રૂદ્રાસ્ત્ર લીધુ સુનામી, રખે અગ્નિનું પાત્ર એ દે શું નામી;
ધરી ધ્યાનમાં ત્રિપુરારિજ પૂરા, થવા જાપ આજે પુરારિ જપુ રા.‡
વદી એનું મુખે ધર્યું ચાપ પાણે.§ અરિને શકે ધારી મારેજ પાણે;||
સુરામે હણ્યો જે વિધે લંકરાણો, કરૂં એક બાણે અરિ લંક¶ રાણો.×
પ્રતિજ્ઞા ધરી એવી, યોજે સુતીર, સુરો સર્વ કંપ્યા, ગયું સૂખ તીર;
ન વેરી વડો તે પરે બાણુ સાધે, વળે વિશ્વ હંધુ રખે બાણુ સાધે.

વિચારીજ વ્હેલા વળાવ્યાં મુનિને, અસુરારિ આદિ ભણાવી મુનિને;
નહીં શત્રુ જાણે નહીં યોગ્ય માને, મુકે અસ્ત્ર તો ત્યાં ખુવે સર્વ માને.
મુનિરાય આવ્યા શકે હોય ભાનુ, કિરીટીની ચક્ષે પધાર્યાજ ભાનુ;
ઉભા અંતરીક્ષે વદ્યા મુનિ દેવા; ન મારે કશું બાધ સેરાજ દેવા.
રખે અસ્ત્ર મૂકો ભર્યું સર્વ સાજે, મરો પંચે બંધુ સુઅંગેજ સાજે;
સુણી વાણી એવી સ્મર્યું વેણુ શક્ર,** અયોગ્યા પરે મૂકતાં થાય વક્ર.
સ્મરી વેણુ તે બાણુ ભાથેજ મૂક્યું, અરે ચિત્ત તું આજ આદેશ ચૂક્યું:
વિચારે પડ્યો એમ કિરીટી જેવે, રથો જોડી લાવ્યા લઘુ ભ્રાત તેવે.
થયા પંચ આરૂઢ ને અશ્વ વાળ્યા, શું પચાંગ દેવો અરિએજ ભાળ્યા;
વદ્યો પાર્થ ત્યાં તો પ્રતિજ્ઞા ધરીને, ગૂરૂં ચીર ઉતાર્યું તેને વરીને.
નહીં વાસરો†† કે નહીં પ્હોર જોયે, ભલે હોય વિષ્ણુ મહાદેવ સોયે;
ઘડી એકમાં શત્રુ મારી મરોડું, કદા હોય પૂપા તણો સુત તોડું.
વદે એમ ચકો પડેલાજ લેતા, સુણ્યો શબ્દ એવે રડે કો હલેતા;‡‡
ગયા તે ભણી તો દીઠી આપ દાસી, વિચારે હવે તો રહી આપદા શી.

---

* કાગડો. † પાણી. ‡ લક્ષ્મી. § હાથે; || પત્થર. ¶ કેડનો વાંકો ભાગ. × નાશ. ** ઇંદ્ર †† વાર કે પહોર-અર્થાત્ શુકન કાળ જોયા નહીં. ‡‡ નાદાન. હલેતીપરથી.

### સ્રવિણીવૃત.

આપદા શી હવે, આપ દાસી મળી, આપ છાટે ઉડે આપણી એ વળી;
આપગા* તીર એ, આપવર્ગે ભળી, આ પટુ† પાટવી, આપદામાં પળી.‡

### વલણ.

દાસીમાં પાટવી પદ ધારે, આપદા પદ કિમ આવી રે;
ભટ પ્રેમાનંદ સુખ દુઃખ એવા, થાયે નિર્મ્યું ભાવી રે.

### કડવું ૨૦ મું-તારકવ્રત.

રડતી કંઇવાર અપાર મહિલા, વિણ શુદ્ધ પડેજ કદા મન શીલા;
વદતી કદી પાડવને તહિતા રે, સ્મરતી વદી તે ડડ્ઠ વા નેતણ્ણ હિતારે.૪

### રાગ ભૈરવની દેશી ફેર.

દીઠી દાસા પડી ભૂમાં વિલપતી, જે સા અતીશે રડી,
કોલુમાં ધરી પીલતાં દીન થઇ જાણે હશે શેરડી;

**સારથી વચન–**

પૂછે સારથિ દ્રૌપદી પ્રિય અતિ દાસી અરે શે રડી,
જે આ પાડુ સૂનુ પૂછે વદ સખે વૈરી સ્રી રે'શે રડી.
નોહે શત્ર હું, ઇંદ્રસેન, કહિ દે, જલ્પે ન રો કાકિની,**
દીનત્વે મુખ સૂકતુ નયન ભીચ્યાં ગે તને કાકિની;
આખો જો ઉઘડેજ તો ધવલ તે જાણે દિસે કાકિની,
સસા, મસ વડો કુરૂપતિ ખરે જૂઠું ન જો કાકિની.
રે ચોખુચટ બોલ બાળી બળ ના દર્શે જશી આરશી,
ભીડી જે મન મધ્ય ગાડ ગુરવી બોલો હવે આ રસી;
જો કે, દ્રૌપદી આ રહી તવ ખરી ના જો વદે આર શી,
છે પાડુતન ન્હોય અન્ય અબળા, જે રાજના આ રપી.
જે સ્તુતિ કરવાજ યોગ્ય અતિ છે ક્યાં તે ગઈ પાલિરે,
મોટાં નેત્ર શું હસ્યું છે જિવિત એ પાયે તણ પાલિરે;

---

* નદી †ચતુર. ‡આવી. §રિાત. ‖વરૂણ. ¶નેતાપરથી-ધણી; રોઠ. + હિત માટે. ** પાડ; એક રોગ, કાંકિડાની આંખ જેવી ધોળી જરા, થોડું.

વૃક્ષો પડીજ કરમાઇ ગયાં બિચારાં, છે કાપિયા ઝટ જવા દ્રુમનાજ ભારા;
ધારો સુઅંશ કવચો નથી દૂર ભાઇ, વાસે પજો વીર બની શુભ શસ્ત્ર સાઈ.
નિર્ભર્ત્સના અતિ કરિ પણ દંડ જોઇ, ચિત્તે ધરી, ભીતિ ઘણી, તવ ખૂબ રોઇ;
ના અંગ સંગ કરિયો, ધરિયો ન ધ્યાને, ઝાલો જઇ ઝટપટે સતીનેજ માને.
વ્હારે ચઢો મન ધરી વદું વેણ રૂડું, થાયે અરિ હીન નહિ તવ આપ કૂડું;
વિચાર ભાર કુળનો ધરી ધ્યાન માને, લાવો સુચિત્ત અરિ જે અડકે ન વાને*.
જે શ્રેષ્ઠ સુચ† ઘૃતથી ખરડાય આખો, તે ભસ્મ સ્પર્શ કરવા ઘટિ નાજ દાખો;
હોમાય આજ્ય‡ રદી શાળજ છાલ અગ્નિ, ના મર્ણું જાગ સુમનો તણી હોય લગ્નિ.
શું દ્વિજ સોમવલ્લિને કૂતરોજ ચાટે, શિયાળ જાત મૃગયા રમી ના ઉચાટે;
ઉચ્ચાટને તજી શૃગાલ તલાવડીમા, કંજે§ ભરેલી વિલસે કદી ના ઘડીમા.
કે સિંહ એક તણી કામિની હોય ભાઈ, તેને મૃગો અતિ મળી પકડે શું ધાઇ?
તો સિંહ પ્રંચ સરખા પતિ આપ માથે, તેની પ્રિયા પકડવા ડરશે ન હાથે!
એવા તહીં પરૂપ વેણ સુણીજ ભીમે, આપ્યોજ ઉત્તર તહીં પરિપૂર્ણ ક્રોધે;
રે બંધ બધ કર, રે ડર આ ગદાથી, લાડુ કહાડું અવળા વધુરે વધાથી.
હે ની:||વદ્દે તવ મુખે કર તોજ દીધો, યુધિષ્ઠિરે ઋષિથી ભાઈ બચાવી લીધો;
કલ્યાણરૂપ! કયુ હું જઇ શત્રુ ઝાલું, આઘા ખસો નવ વિલંબની વેળ ભાળું.
ક્રોધી નિહાળી અપરાધ ભયે દબાયો, ને ક્રોધ ક્રોધ તદપિ મુનિ તો લજાયો;
થાઓજ સારૂં ભણી આપ ઉભા રહ્યા ત્યાં, પાડુંતનો મન તને ધરિને ગયા જ્યાં.

સંગતિકાવૃત.

તહિં તો ગયા જહિં તો અરિરે, મન માય રોષ ઘણો ધરીરે;
અરજુનને ગુરૂ જેહ કે'રે, કથું તે સુણો મન શાંત રે'રે.

વલણ.

શાંતિ થવા ક્રોધી ગુરૂને, કહે શ્રોતા શું હતું રે;
તે વર્ણવી હું દાખું હવણા, કવિ નહિ તદપિ કતું રે.

કડવું ૨૨ મું-ઈદ્રવજાવૃત.

પ્રાર્થે પ્રણુત્મો' કિધ વાર 'વારે, સાર્થે જવા આપ મને વિચારે;
ધારે'ન કાંઇ તદપી ધરે છે, વારેજ વારે ગુરૂ ઉચ્ચરે છે.

---

* અંગે. † ઘી હોમવાનો શરવો. ‡ ઘી. § કમળ.

|| ભીમ નીચ ભીમ કહેતો હતો, તેવામાં જ્યાં 'ની' અક્ષર તેના મુખમાંથી નીકળ્યો કે તુરત યુધિષ્ઠિરે મોઢે હાથ દીધો.

રાગ-ગંગાષ્ટકની દેશી.

અર્જુનવચન-

ગુરૂજી વિધિમા નિરમ્યું હતું જે, થયું તે ગયું તે વિધિ નિર્મયું છે,.
પ્રભુ આપ રૂઠા નહિ કષ્ટ કીજે, વિધિને ગમ્યું તે નવ મૂકી દીજે.
કદિ આપણને ગમતું નથિ એ, ગુરૂ કો' કરૂં શું, વિધિ નિર્મયું જે,
નવ લોભ ન મોહ અડે ગુરૂજી, ડરશો પછિ કેમ તમે પ્રભુજી.
કરમે લખ્યું તે ધરમે ન જશે, વિધિ લેખ ન ભોગવનાર હશે?
હરિને ગમ્યું ભાવ ધરી કરવું, ખમવું સુસુખે ભમી શે ડરવુ.
ગુરૂ ધૌમ્ય રીઝયા કિરીટી વચને, ભય તો નથી જાવજ સત્ય મને;
પણ એક કહું મન તે ધરજો, ગુરૂ વાયક મત્ય કરી ગણજો.
"વરી પંચ, વિધે પતિ મોકલિયે," મુજ વેણ ન જાય મને ધરિયે;
અરજુન વદે નવ ભીતિ કરી, ધરી તીર કરે હરિ જોત કરી.
અરિ સહરી આવું વદે સુતીરો, અરિ સન્મુખ જો ન વદે ન વીરો;
ધરી ધ્યાન મને દ્દઢતા વિધિ એ, વીર ધીરની નીતિ કથું નિધિ એ.
ગુરૂ આપ જુઓ ઇમ પંચ પતિ, સતીને મળશે નહિ વાર રતિ,
મમ બાણનું આપજ માપ જુઓ, તમ સોગન સંશય સર્વ ખુઓ.
અરિ યોજન અષ્ટ સુધી વમતો, મમ બાણ મજે દૂર, છો ખસતો;
પતિ પંચ તણા રૂપ બાણ ધરે, મતીનું જઇ રક્ષણ પાસ કરે.
વદી એમ ધર્યાં ધનુ ધ્યાની બની, યમ વાયુ પુરંદર વૈદ્ય ગણી;
લખી લેખ તીરે ધરતો હરી તો, વરણુ કર્યા પેર મને ધરી તો.

શ્લોક.

અમો છુ અહી બીજ તોડુંજ ફાવે, ન રૂયો દુખના વિલાપોજ ભાવે
મળ્યા જે સમાજો વદું સત્ય કૃષ્ણા, કહું શું કુવાણી જહુ* જેવી તૃષ્ણા

વલણ.

જહુ જેવી સહુ તૃષ્ણા, કરી નાખું આજરે;
મુજ પંચ શર તુજ રક્ષા કરશે, ન ડરો જોઇ સમાજરે.

કડવુ ૨૩મું.-કિરીટ છંદ.

અંતર જો પડશે કદિ આ મજ, ભાગ વિભાગ થયો ધર મોપકા
વિતળ મ્હાતળ કે ભૂમિ વ્યોમજ, ભાગી ગયો પણ આ ભીમ રોપકાં;

* જહુ-મુગ્ધ. † ચોર. ‡ રોપે ચઢેલો

આ ભીમ અંગદ ન્હોયજ જાણવું, નેન ચઢમાં તવ શોણિત શોષક*,
સાજ સમાજ ન સ્વલ્પ ઘણો મમ, જોત કદા નવ એહ તજો શક.

## રાગ–સોરઠની છાયા ફેર અથવા મંદાક્રાંતા વૃત.

બોલી એવું ભીમ કર ગદા, ધારી નાખી અરિમાં,
ચાલો ચાલો ઝટપટ કરી જાવું આજે હડીમાં;
ચિંતા ચૂકો ગુરૂજી ગરવા, ભીમ આ ન્હોય બીજો,
મેં જે મારી બળ કરી ગદા, શત્રુ પૂરોજ સિજો.
શ્વાસોચ્છ્વાસે વદન ભરિયાં, ખેંચતા બાણ હાથે,
પ્રત્યંચાના રમણિય રવો, એ પથે ધાય સાથે;
જે માર્ગે સૈંધવપતિ પળ્યો, વાટ તે લીધિ પાંચે,
અંધારાને રવિ શશિ ગુરૂ, શુક્ર બુધે શું આંચે.
જોયું અશ્વાદિથકી રજ ઉડે અને વીર વાધે,
તેથી દ્વિગુણિત બળ વધ્યું, ભીમ કે' શેજ લાધે;
દોડો દોડો ત્વરિત ગતિ લો, ઉતરૂં હું રથેથી,
આ લીધા લેઉ કર વિચ રે, શે ફુલાઓ મથેથી.
ભાખી એવું ઉતરી પડતો, ગાજતો સિંહ જેવો,
હાથે ખેંચી દ્રુમ ગિરિ ઘણા, નાખતો સૈન્ય મેવો;
વિમાનોથી રથ ગતિ કરે, તોય પ્હોચે ન વેગે,
એવો દોડે ભીમ ભડ ભલો, હસ્તમાં ઝાલિ તેગે.
અસ્ત્રો શસ્ત્રો વિણ દ્રુમ ગિરિને મચરીજ પાડે,
અશ્વો હારે ગતિ નવ કરે, વાર વારેજ તાડે;
પાળાને ત્યાં પકડી શકવા, કોઈ જાયે ન આગે,
બાણો તાણે પણ સહુ રહે, વેગ આગેજ ભાગે.
પાર્થે ત્યાં તો વિનતી કરી, બંધુ રથે આવી બેસો;
ના થાકો આ અરિદળ નથી, કે'વું હોયેજ કે'શો.
તે વિધે ધર્મસુત વદિયા, તેથી માન્યુંજ ભીમે;
આવી બેશી હય કર ધરી ચાલતો નાહિ ધીમે.

---

* શોષણ કરનાર.

ભાગેછે શ્યેન પળ પકડી, તે પૂઠે 'અન્ય ધાયે;
લેવા' આમિષ બળથકી, ધાઈ ધસારેજ જાયે.
તે વિધે પાંડુકુળપતિ ધાયે, ધસારેજ ફાવ્યા;
એવે ત્યાં દ્રૌપદી નિકટ તો પાર્થના બાણુ આવ્યા.
પત્રી આપી પતિવત ઊભા, જોઇ રીઝયાંજ રાણી;
વાંચ્યું જાણ્યું વર મમ પતિ તેથી આનંદ આણી.
લુંછી અશ્રૂ સજ થઇ ગયાં, બાણુને જોઈ કૃષ્ણા;
એવે ત્યાં અંતક સમ ગદા, જોઇ ફૂલીજ તૃષ્ણા.
રે આવ્યો 'અંત', અરિબળિયા, 'આજ', વાંચું વળેથી;
'આવ્યો જાણો', અતિ સરળ છે, પંક્તિ માહે ક્રમેથી.
હે 'ભાગીને', વળિ વળ લખ્યું છે 'તમો', અંત આદિ;
છે 'રોશો જો', ત્રય વરણુ તો માંહિ સીધા અનાદિ.
ધારે રામા ઝીણી મતિ ત્યાં તો, ભીમ એવેજ કોપ્યો;
કૃષ્ણા પાસે તરરફડતા, પ્રાણુ ધર્મેજ સોંપ્યો;
પાડે બૂમો અરિ અરિ હણો, આ ગદા એમ દાખે,
રામા રીઝે પતિ બળ લહી, ભીમને ધન્ય ભાખે.
એવે આવ્યા નિકટ હરિશા, પંચ વીરોજ પૂરા,
કંપ્યા યોધા હયમળ થયા, જોઇને રણુશૂરા;
કો દિગ્મૂઢા બની મહી પડે, જોઈ રૂપે યમોસ્યા,
પૂનઃ ગર્જ્યો ભીમ ભડ ભલો જેથી સર્વે વિમોસ્યા.
અર્જુનાદિ નરવરમણિએ, ધરી શંખ ફૂંકયા.
ચોંકયો રાજા ભયરવ સુણી રે રખે થાય ઢૂંકા;
એવે ભીમે બળ કરી ગદા, જેહ મ્હેલીતી વ્હેલી.
તેણે ત્યાં તો મુકુટશિરનો, પાડિયો રાય ઠેલી.
ભાગ્યા ભાથા વિકળ કરિયો, રે થયું શું વદાએ,
જે વાયૂનંદન લિખિત તે, આપિયું ત્યા ગદાએ;
જોઈ ક્રોધે અતિશય ભર્યો, વાણી જાયે ન જાણી,
મારૂ મારૂં વદન વિકસી બોલતો ઊગ્ર તાણી.
એવે કાળાંત સરખી ગદા, આવી લાગીજ પાણે;
હસ્તો બંને થરરર થયા આવિયો કાળ જાણે;

એવો આપી ભય,ભય ભરી પાછિ આવી ગદા તો,
ઝાલી હસ્તે ભીમ ગરજિયો શું અપાઢો વદાતો.
દોઝા એટાકિ કરિ હડિ*, પૂરે ચડ્યા સામ અબ્ધિ†,
નાસે સેના રનવન થઇ, શું મરિતાજ લબ્ધિ,
એવે સિંધુજનપદપતિ સાવધાનેજ બોલ્યો,
શૂરો મારા થિર થઇ થજો, ને દૂજો શત્રુ ડોલ્યો
એવે પાચે કરિઅરિ‡ રવે ગાજિયા એક કાળે,
હાથી ભાથી નરમ પડિયા, સાં મળો મૂત્ર બાળે,

જયદ્રથ વચન–

એ વિધે તેજહિણુ તદપિ દ્રૌપદીને વિચારે§,
આ પાચે મ્હારથિ બૃહત તારા પતિ તુપ ધારે?
બોલો બાળા સુજ બળ જુઓ,માણુ છે એ જણાવો,
પ્હેલો બીજો ત્રય ચતુરથો પંચમાને સુણાવો,
પાચાળી કૈં નરમણિ વદે, તું મુખે વારવારે,
શા માટે પૂછપરછ કરે, મૂઢ શાને વિચારે?
તુ પોતાનુ મરણુ કરમા ઝાલીને શુ વદે છે,
એ તો મોટા ધનુપધર છે, જેહ મારૂ હદે છે,
મારા પાચે પતિ અતિ બળી, તારી સેના વિડારે,
જો હું જોઉં લઘુ ભાઈ સમેતા યુધિષ્ઠિર વ્હારે,
તો મારે શી ફિકર ધરવી કે વ્યથા શેની સાલે,
તારો મારે મન ભય હતો, તેહ ટાળ્યોજ હાલે
નીતિ ધારૂ તન મન વિચે પ્રાણુ જો જાય તારા,
ભાખ્યુતિ છે પણ્ડિત|| પથમાં તો વહુ શે ન સારા
પૂછે સારૂ નરનું પણુ તેને જવાબોજ દેવા,
મધ્યે ધર્મો વરમતિ સતીના ખરા માનિ લેવા,
જો જો જેના રથ વિચ ધજા નદ ને ઉપનદો,
મોટા શબ્દે ગાજી ગગડે તે મૃદગોજ વદો

* દોડણ † સમુદ્ર ‡ સિંહ ×કરિઅરિ=હાથીનો શત્રુ તે સિંહ
§ પુછે છે || વ્યવહાર.

છે તે એવા વળિ સુણ વદું, જે સ્વધર્મોજ જાણે;
સાચે રાચે સુકૃતિધર તો વાસ ઇચ્છે પરાણે;
સુણ્યો છે તેં સુભરવત જાબૂનદો નામધારી,
એ છે એવો શુચિ વરણમા, ગૌર ગંગાજ વારિ
નાસિકા વાન વર અતિ છે, નેત્ર મોટાં અપારે,
જેવા એષા કુરૂકુળમણિ, આવતા મારી વ્હારે,
ધર્માચારી વ્રત મમ પતિનું, તું શેણે ન જાણે,
જા જા વ્હેલો શરણ નૃપને જો ઉગર્વોજ માને.
રક્ષા ઇચ્છે નવ જવ થઈ અગ રક્ષા* તમારી,
પક્ષા† તૂટે નહિ કદિ કરે, ભાઈ પક્ષા‡ સમારી,
કક્ષા§ છૂટા નર નહિ મરે, જેમ કક્ષા‖ પડેથી,
દક્ષા¶ થાઓ જઈ ઝટ મળો રે અદક્ષા× વઢેથી.
અસ્ત્રો મૂળ નમન કરશો તો કરે સ્હાવ શસ્ત્રો,
દસ્ત્રો** દાટો નયન નમવી, તો ધરો અગ વસ્ત્રો,
રીજે આપે જીવ તમ નકી ને નમ્યે હર્ષ ભીજે,
ખીજે ના એ, અધમ! સમજૂણો, બચ્યો આજ ખ્હીજે.
ભૂતિ†† કેરો હરણ કરતા, જો પૂછે ભીમ ભૂતિ,
ભૂતિ જાણે મનથકી રૂડી જે ધરાવેજ ભૂતિ,
ભૂતિ એની પવનથકી છે, ના લજાવે વિભૂતિ,
ભૂતિ જાણો થઈ કરિ હરિ, આજ તારી વિભૂતિ.
જો મોટો સાગ તરૂવત્ આ દેહ જેનો રૂપાળો,
દંતે દાબે અધર બળિયો, રક્ત નેત્રોજ બાળો—
ભ્રૂ યોગે ક્રોધથકિ મળી બન્ને ભવા એક છે શું?
જાણો તેને મમ પતિ બળી ભીમ નામે ગણો શું
જો જો પૂઠે વર રથ અમિ હાથ શોભેજ ચાપે,
જાણે શું કો પવિ‡‡ રવિ જ આ વ્યુષ્ટિ§§ એથીજ આપે,

---

* રાખ † સેના ‡ પક્ષ § કાછડા છૂટો. ‖ ઘરનો મોક્ષ ¶ દક્ષ—ડાહ્યા ×મુર્ખતા **ગર્વ †† ભૂતિ એટલે હૈયાતિ, અલૌકિક શક્તિવાળો, વિજય, મોહનમંત્ર, મોટાઈ, ઉત્પતિ ને રાખોડી. ‡‡ વજ્ર §§ હકીકત

છે એ આચારી તપ અજ*નું, આ ગજ્ઞ એક મારે,
ઊનાળાની વરણું ઋતુ તો ઉષ્ણુતાએજ† હારે.
વાયુ વાયો અતિ ગરમરો, ના સહે પાકું સત્તુ,
તારૂં ધારૂં મૃગબળ, પિયે સિંહ રૂધિર ઉનું;
લોહી નાખી સુકરમની રેખા થયો નાશ અંગે,
લાવી બાલા રમત રમશે, આવી રાગેજ રંગે.

ભુજા મોટી હળધર મયે, યુદ્ધમાં આવી સાથે,
તારાં પાપો સહુ બળી ગયા, મોત વૈં આજ હાથે;
જે સાર્થે ક્ષિપ્ર કરી વન વસ્યા સઘ ક્ષાતિ ધારે,
વારે વારે વહું સુભીમ, એ આજ નિશ્ચેજ મારે.

ઘોડા જોડયા અતિ બળ ગુણુાળા રથે ભીમ ભાથી,
જે ના થાયે મનુષ્યથી કરે મારતો મસ્ત હાથી;
જેથી લોકો વૃક ઉદરને ભીમ નામે કહેતા,
ભૂલેચૂકે અતિ લઘુ અપ્રાધો કરે જીવ ખોતા.
વૈરી વૈરે વિસરવું ન જાણે કદા ભીમ જાતે;
બંનેનો અંત કરી ફૂદતો ક્રોધથી દિન રાતે,
વૈરી કેરાં તનય તનયા મારતાં ના વિચારે;
ક્રોધી એવો મમ વર પતિ ચિત્ત વિષે તુ ધારે!

બુદ્ધિ ઊંધી આમથી કરી, હાથે કરી મોત ભાવ્યું;
ગાગેયેશો મતિવર મયે, યુધ્ધ માંગ્યુંજ ભાવ્યું?
જા જોડી હસ્ત પદ પકડે, મુક્તિ તો આજ થાશે;
એ ક્રોધ્યો દેવથી મરણુ આજે ન તારૂં રખાશે.
સુણ્યો બાણુાવળી ધનુષધારી મહાદેવસાથી?
ધૈર્યે જેવો સુયશિ ઈંદ્રજીત ધરે કાળભાથી;
વૃધ્ધો સેવે અહરનિશં એ બુદ્ધયમાપે‡ ધરે છે;
માનુષ્યોમા અતિ બળ ધરી રાક્ષસોને હરેછે.
એ પાર્થે દ્રોણુ ગુરૂ મનવીને સુઅસ્રો લીધાં છે,
મોટા બંધુ ઉપર રતિ રાખી સુકામો કીધા છે;

* શિવનો સેવક. † નિશ્ચય. ‡ મોટી બુદ્ધિવાળો.

કામે લોભે મદ ભયથિ ધર્મ સ્વયનો ન લાગે,
તારા જેવાં નિરલજ કુકૃત્યોથકી દૂર ભાગે.
તેજસ્વી જે અગનિ સરખો પાર્થ મારો પતિ એ,
મારે તુને મચરડી હવે ક્રૂર શસ્ત્રોવતી એ;
લોકો બોલે અરજુન અતિ પ્રિય પાંચાલી કેરો,
આણે નિશ્ચે યમઘરતણો તેજ તારો કુકેરો.
જે જે ધર્મો પૃથિવી પરના તેહ સૂક્ષ્મેથી જાણે,
પીડાહારી નકુલ નર એ બુદ્ધિ રૂડેરિ માણે;
પૃથ્વીમાં સુસ્વરૂપ વદતા લોક હારેજ હારે–
એ રક્ષે સૌ સતિ, કુકરમીને અહોકાળ મારે.
આપે એ તો વીણી વીણી ભરી કર્મ તારાં કરોમાં,
આ મારો સ્વામિ નકુલ હરે પ્રાણ તો, રાક રો માં;
હારો આજે નકુલપતિથી એ ન કુલેર* હેશો,
નાગેંદ્રો સા પણ ન કુલથી, એ નકુલે રહે શો.
વ્હાલો યુધિષ્ટિર અતિ હરિની સહુ રીત જાણે,
ફારીટીની પૂંઠળ રથમાં બેશી આવે વખાણે;
તેની પૂંઠે સુપતિ સહદેવા વદે નામધારી,
શુણો સૂણો મમ વદનથી તે તણા આજ ભારી.

હાથે ઝાલ્યાં બળ સહિત શસ્ત્રો ન જાયે ચશી રે,
રે પોતાની અતિ ચળકતી તેમ મોટી અસિ રે;
રે જોશે લેસુ અસી અતિ છેલી મનુષ્યે વશી રે,
મારે હાથી મહત રથિ હસ્તે રથીને ક્મી રે.

જાયે યુધ્ધે તવ અતિશયે, હસ્તલાઘવ્ય દાખે,
બુદ્ધિશાળી, પ્રિય ધરમને, શીતતા ચંદ્ર રાખે;
તેજસ્વી તો સૂરજ સરખો, લોકના થોક ભાખે,
જન્મ્યો છેલ્લો, સુનરમણિ, માદ્રિતનુ મારિ નાખે.

ગાઢો વ્હાલો સુકુરૂકુળને, પાંડવો પ્રાણ માને,
જેના જેવો મતિવર નહિ, ભૂમિ નાકેજ રાને;

* બાજરાના અથવા ચોખાના લોટનો કાળો લાડુ તે.

હાયે સારા મહત મુનિયો, આપણે દૈ ઠરાવી,
નિશ્ચેકારી દૃઢ મનતણો, આજ ફેરો ફગાવી.
શરો ક્રોધી અહરનિશ એ થાય મારીજ રહ્યે,
પ્રાણાંતે વા અગનિ બળતા ભ્રષ્ટ ધર્મે ન થાયે,
કુંતીને છે પ્રિય અતિ, લઠૂ નાથ મારો, રૂપાળો,
ભાળો ભાળો, ભમર ભુમતા આન ઝબ્યાનિ ટાળો.
રે ધારો મત્સ્ય ભર નિધિમા, તે પગે નાવ છીપ્યુ,
હાલ્યે હાલે હવિ અચળ ના, મેન તારૂજ બીયું,
ક્ષોભે મેના નજરથકી, જો કે હજુ તુંય જોશે,
મોહેથી તેં નવ મન ગણ્યા તેથિ રે આજ રોશે.
પુછ્યા માટે નર પતિ વધ્યા, ઓળખો શુદ્ધ બીજે,
મૂગાઓ ના, કદિ બચિ ગયા, તો હવા જન્મ ખીજે,
બોલી બાળી, થિર થઇ રહી, નાથનુ શૌર્ય ભાળે,
માળે બેશી સુમૃગ મૃગયા, શુ જુએ આવિ વ્હાલે.

### કુંકિની શારદાવૃત.

'રે પતિ! રે પતિ! આપ તો જાપતી, જૂનતી જામનીમા દિને જાત,
રે રતી* રે રતી! રાય રૂઠી હુને, રામજી શા રમો રમ્ય દી રાત,
રે મતિ રે મતિ મૂઢ મૂકે નહીં, મારિયે મ્હાવના મિત્ર મ્હાર માત,
રે સતી રે સતી રાત સારી પડે, મહરો સ્વામિ કામી તણો સાથ.

### વલણ.

સાથ મહુ કામી તણો, સંહારો સ્વામી પાય રે,
બેઠી નિહાળુ અહી સહી, ન આવે ઉની આચ રે.

### કડવુ ૨૪ સું—તામર.

મનસુખ તો સુમતી વદિ આપે, ઉનસુખ્ય સેંધવ આપ અમાપે,
મરણુ સહી પતિનુ સુખ ચાપે, વરણુન ખોટુ કરી શિદ તાપે.

### રાગ-સિંધુડાની દેશી અથવા વર્ણવાગેશ્વરી વૃત.

જયદ્રથ વચન—

રખે આપ સતાપતા કાળી કામા, અમો ના ડરૂં પાડવોથી કદા રે,
લવો શુ વળી ને વગી શૂર આવ્યા, રથારૂઢ માત્રે કરે આપદા રે.

---

* પ્રેમ. નસીબ.

અલિ, જો પદાતિ ચઢાવું હવે હું, હરે શત્રુને રે ડરે તું તદા રે;
મળી એમ કે'તાં અસંખ્યાબ્ધિ આવ્યું, ઉચારે ધરો પાંડવોને સદા રે.
અરિ પંચ આવે ચઢો રે પદાતિ, (વદે એમ રાજા ચઢી ચોટમાં રે;)
વરો પાંચ યોધા, હરો પ્રાણ આજે, સતી જેમ દેખે પૂરો કોટમાં રે.
ધરી * આણજો દ્રૌપદી પાસ પાચે, જરી ના ડરો લાવતાં ખોટમાં રે;

કવિ વચન—

કરી ક્રીકિયારી ધસ્યું સેન સામું, ડગે પંચ ખડકો નિધિઓટમાં રે.
સુભાલા ધરીને મુખે ગર્ગડીને, તડી સેન આવ્યું હડેડાટમાં રે;
સુભાલા ધરી ના, ગુસાવૃપર્ણ ના, ક્ષમા ગુણ ના જે વહે વાટમાં રે.
સુંવાળા હરિશા ઝરોઝટ્ટ ધાયા, હરિનાદ ભીમે કર્યો ડાટમાં રે;
શું નાખ્યા ગેજ્જોએ હરિ પંચ મોટા, તડી ગર્જતાં સેન ઉચ્ચાટમાં રે.
વદે ભીમ હે સારથી રાખ્ય ઘોડા, મહાભારથી ને લજાવુંજ જો રે;
મદે મસ્ત મોટા થઈ શૂર આવે, ન જાણે વખાણો તજાવુંજ જો રે.
રદે હોક દાખી મદેથી ઉચાર્યો, યમાનંદ આજે સજાવુંજ જો રે;
હદે ઝાળ લાગી ગદા લીધ માગી, અસૂ રામમાં તો ભજાવુંજ જો રે.
ક્રિધો સિંહ શો શબ્દ કે કંપી સેના, સિધ્યો અર્થ, જાણ્યું અજાણ્યું થયું રે;
કરે સાહી કેશે, ઉડાડેજ દેશે, હરે પ્રાણ પલકે ન જાયે રહ્યું રે.
ધરે બેઉ બાહુ વિચે સો પચાસા, અરે તેનિ આશા નિરાશા તદા રે;
ભરી ઊડળે યોધને યોધ મારે, કરી ક્રીકિયારી ધરી ભૂ ગદા રે.
પદાતિ પળે અસ્ત ને વ્યસ્ત થાતાં, વદાતી ન વાણી અતિ કંપતા રે;
પગે પીસી કોને કુવાટે સુવાડ્યા, રગે આવી ભીમે તજી જંપતા રે.
કદી હાથ કેના વદી વક્ર ખેંચે, કદી પાય ભાજે મદી મર્દતાં રે;
કદા ઊડળે આપદાને તજાવે, કદા લાત ડાટે ગદા ગર્દતાં રે.
ભણે આંખ કાઢી, હણું શત્રુ ચિત્તા, બને દીન તોયે વિને ના તજે રે;
ધરી મુંડી હાથે ભરી અંગ ઓસે, જરી રે દયા શું હરિ રે સજે રે.
સુહસ્તે મરોડેજ મસ્તો બની ત્યાં, સમસ્તોજ મારે અમસ્તો દમી રે;
ધરી પાગ બંને કરે ભાગ ભાથી, કરે જાગ શુ રાગ માહે રમી રે.
ન સામા થયા કો વિસામા ચલા ના, ઉધામા સુરામાતણા તો રહ્યા રે;
અરેરે! અરેરે! દીનો કાં વિડારો, મૂકોજી મૂકો બોલ એવા કહ્યા રે.

* પ્રાણ.

ણી વાણી એવી સ્મરી શક્તિ દેવી, ગ્રહી ખડ્ગ ખાંડાં પડયા તૂટીને રે;
તી રાય ભાખી રચ્યો વ્યૂહ તેવો, સુનીતિ ધરી સૌ રણે રૂડીને રે.
શે પાંડવો નામધારીજ કેવા, હસે ને ખસેછે ધસે ઉઠીને રે;
ણે ભીમ ભાથી*, સુપાર્થાદિ સાથી, શું હાથી હણે હાથથી આ ફૂટી રે.
હામત્ત માતંગની હાર સાંધો, ન બાંધો શું વાંધો? ધરો ભીમ રે;
દી એમ માતંગનું સેન ચાલ્યું, શું હાલ્યુંજ ભાળ્યું ગિરિસીમ રે.
રે આવ્ય ભાથી આડાડુંજ હાથી, હણે ના ગણે છોડતું નીમ રે;
ણી વેણ બોલ્યો અરે રાખ્ય ઘોડો, શું ખોટો વદે ભીમ જે હીમ રે.
વર્ણે મઢી જે, કુન્લોહે જડી જે, ગદા આપદા ટાળનારી ધરી રે;
ધો સિંહનાદે, વધ્યો ગર્વ માદે, કુસાદે પુકારે ઉભો 'રે' જરી રે.
માતા ન પિતા ન ભ્રાતા સમેતા, કમોતા મરો આજ હુંને વરી રે;
રિ પૂછ સાહી હજારો ઝપાટયા, સપાટયા રથી બાણુ સોતાં હરી રે.
હામત્ત માતંગનું પૂછ સ્હાયે, વદાયે મપાયે નહીં વીર તો રે;
રે પૂછ ખેંચી ગદા મારતો એક, તો ધારતો ધીંગા† તો ધીર તો રે.
રે ફેરી આબે, હરે વાયુ આયુ, પડે હાથી ભાથી તજી હીર તો રે;
ં એક તેવે, જાઇ અન્ય સેવે, ન દેવે દનુજે સુણ્યો વીર તો રે.
ા બાણુ કો ભીમને હાણુકારી, હકારીજ ખંખારી મારે ધરી રે;
હંસ તેના, વિડારે ડરે ના, કરે ના દયા મોત પામ્યો અરિ રે.
ઇજારો સવારો, તણો મોત વારો, ઇજારો શું લીધો ડરે ના જરી રે;
કરિ ફેર ફીધો, હરી મેર હાથે, ધરી ભૂ અરિ ફૂદતો ઉપરી રે.
પડ્યા હસ્તી તે ડુંગરો શા જણાયે, હણાયે નવા જે હવા શું ભણું રે;
રૂમે ભીમ શું નાગ ઘૂમે તડાગે, વિખેરે મૃદુ પંકજો શે ગણું રે.
દુખે ભીમ વ્યાઘ્રરૂપે ત્યાં હરિણો, ઉભો કોણ સામે વિચારે ઘણું રે;
યયો મસ્ત ભટો, કરિ અસ્ત હઠ્ઠો, વકાર્યો હરિ શો કરે કાપણું રે.

તદા સૈંધવે પાંચસેં યોધ મેલ્યા, સદા શૂર મોટા ન જોટા જૂમાં રે;
કરી ફીકિયારી ધરી, મોત વારી, અહંકારી સંભારી હારીશું મા રે.
સહી યોધ તાજા, યુધિષ્ટિર રાજા, કરે બાણુ સાહી હરે છે ઢુમાં રે;
ન આગે જવાયે, જુધિષ્ઠિર આગે, બળે જાય ભાગે હણે છે તુમાં રે.

---

*સાથવાળો. †મહાબળવાન.

સુરાઅરિ* સૈંડરિયા રથ એક, રહે નહિ ટેક વદુ મીનમેખ,
રઘૂકુળ ભૂપતણી સુણી વાત, હણ્યો દશકંધર જે જગખ્યાત.
કુહર્ણું વિચાર પડયું મન મધ્ય, અરે નવ આપ તણાજ અવધ્ય,
તમો વીર બાર†મળી તીર બાર, હણુ હમણાં નવ રે કરૂં વાર.
વદો મુખ તો ઇક બાણથી બાર, હરૂં પળ વિપળમાં નિરધાર,
સુવીર સુનો સુણી વાણી બલિષ્ટ, વહે મદમત્ત થઇજિ વરિષ્ટ.

સુવીરરાય પુત્રો વચન—

અરે બકવા કરતો કંઇ લાજ, વને ભટકે વીરતા કરિ ત્યાજ,
વધો કૂડ વેણુ સુગોધન રાજ, મળી સહુ કૌરવનીજ સમાજ;
તદા તનમાં બળ શન્ય થયું તું, વદો શુ પરાક્રમ નાશી ગયું તું–
અનેક કુવિધ કર્યા નરમાંજ, શુ વાથ ગમી હરણા તલશાંજ.
ધરી કર તીર ભણે હરિ ભટ, ગણે ન ગણે શચીનો પતિ હઠ,

અર્જુન વચન—

અરે મરતુ મતિમંદ ગમેછ, જુઓ મમ બાણુ કદી ન શમેજ;
ભલે વિતવે સુતલે વમજોજ, ન મૂકુ અરે દૂર તો ખસજોજ,
શું બાળગરા સરખા વર વેષ, કરી ડરવે નરનામ નરેશ.
વદે બળ અંગ અભંગ અપાર, જણાવ હવે કરતો નવ વાર.

પિ વચન—

તદા કરી પાદ ઉભા વર વીર, કરિ તહિં તો મરડે ધર ધીર;
હરે મદમત્ત વિશાળ કરીજ, સુહસ્તથી બાણુ મૂકે વિચરીજ,
કરી પછી સિંહ જમો ક્રૂર નાદ, ધરે હરિ કાર્મુક બાણુ સુવાદ.
ન ઇંદ્રિ મહેશ નણું શર તેહ, ન લોહ કઠિન વમે તીર જેહ,
મૃદુ તીર તાણી હણ્યું જવ ધીર, થયો ધૂધવાટ હર્યું સહુ નીર;
કરે ધનુ બાણુ સલા જણુ બાર, હર્યા અસુ એક પછે ઇક સાર,
ફરે ફૂદડી ગરબે રમનાર, તશું તીર ત્યાંહિ ફરે નિરધાર.
શુ સેણી ધરે વનિતાવર‡ વાન, હરે તીર તો અસુ ભૂલવી બાન,
શું નાળિયરી થકી નારિયેળજ, પડે તિમ ત્યાં શિર રૂપ ફળોજ.
વધી કરી બારજ બંધુ બલિષ્ટ, વગે તીર આવી ફરી અતિ રિષ્ટ.
સુઆ લહી વીર મહાબળવાન, પગેજ જયદ્રથ શ્યેન§ સમાન.

* રાક્ષસો. † જયદ્રથને બાર ભાઇ હતા. ‡ લાવણ્યવતી. § બાજ પક્ષી.

રાગ-ઓખા હરણની ચોપાઇ—અથવા ઇંદ્રવજા.

હાર્યો જુગારી ભમણું રમે છે, યોધા અરિના તિ વિવે ભમેછે;
જાઓ કો બીમ ભણી ન દમે છે, પાર્થીન પ્હોચું, ભઇ બેહુ ગમે છે.
જે ત્રાડિયા બધુ સુવૈય શાણા, તો ધારજો એ ત્રય ભાકુ રાણા;
વિચારી એવું પડિયા તૂટી રે, શુ ત્યા નકુવે કરિયું ઉઠી રે.
શ્રોતા સુણાવું ધરજો સુધ્યાને, તૂટી પડયા યોધ અસંખ્ય માને;
જોઇ નકૂલે અસિ હાથ લીધી, રે સિંહનાદે વદી રાડ કીધી.
વ્હેલો રથેથી ઉતરી ભૂમધ્યે, માર્યા સુવીરો કચરી અવધ્યે;
પ્હેલી પદાતિ તણી હાણ કીધી, વ્હેલી જઇ યોધની શોધ લીધી.
કોના રથો હાથ ગ્રહી ઉછાળ્યા, કોના કરિ તો તરવારે માર્યા;
કોના હરિ પ્રાણ હરી વિડાર્યા, ખડ્ગે કરી વીર અસંખ્ય વાર્યા.
ક્ષેમંકરે* સોઇ તદા વિચારી, બોલ્યો મહામૃખથકીજ ધારી;
રે આપણે બે વટિયે મળીને, છે લાગ સારો હરિયે છળીને.
જો જો રથેથી ઉતરી પડયો તે, મારોજ મારો કહિ તે તડયો છે;
લક્ષ્યે ધરી તીર અપાર મૂકયા, બંને સુવીરો—લક્ષિરે† ન ચૂકયા.
ગાજે ગજાનેછ નકૂલ શૂરો, મ્હેલોજ ક્ષેમંકર કીધ ચૂરો;
માયાતણા કેશ મહાસુખાના—ઝાલી લીધા પ્રાણ અતિ દુખાના.
પાણિથકી ત્યાં પડિયાં સુનસ્રો, નાઠા ઘણા યોધ તજીજ અસ્રો;
ગર્જી તદા તર્જી‡ સુનાદ દીધો, વીખેરી વૈરી બહુ અર્થ કીધો.
ત્રિગર્તથી તે નવ તો ખમાયું, સામે થના શૂર સ˜ સમાયું;
બેશી સુહસ્તીપર, દૃષ્ટિ કીધી, આપ્યો કરિ સૂરથ, બાથ લીધી.
જોતાં યુધષ્ઠિર અપાર બીન્યો, રે રે વદે દુઃખ અમાપ બીન્યો;
હે પાર્થ આવો ભડ બીમ ધાવો, રે! હે! દબાયો રથમાજ રહાઓ!
ધાઇજ આવ્યા ભઇ બેય ભાથી, તેને નકુવે હણિયો સુહાથી;
બીજે ગજે તે ચડી ત્યાં હડીમાં, આવ્યો લજાવ્યો નકુલે ઘડીમાં.
હાથીથિ હેઠો હરખે હણીને પાડયો, નકૂવે નમતોહ્§ ગણીને;
ગર્જીજ ત્રીજે ગજ તેજ બેશી, આવ્યો ત્રિગર્તો વરવીર દ્વેષી.
રે મૂઢ મારા કરિ તેં વિડાર્યા, આજેજ વારા મરણાન આવ્યા;
ભાખી મુખે એમ કરિ ચલાવ્યો, નાખ્યો રથે રાય રથી હલાવ્યો.

---

* એક રાજાનું નામછે. † નિરસ્કાર. ‡ દોડમાં. § માલવિનાનો.

ઘાયો કરી કોટિક ફીકિયારી, વાર્યો સુભીમે ભટ બાણ મારી;
તેવે જઈ ધર્મ રચેજ એમ, વ્હેલા વળીને, સહદેવ ભેટ્યા.
ભાખ્યો પછે ભીમજ કોટિકા તું, શું જાય કુદી નિધિહોટિકા હું?
બોલી બજે બાણ કુહાણકારી, મારી ગરોડ્યા હરિ ચાર ભારી.
તારી શક્યો ના તીર વીર ધારી, સારી જંભાડી સુખડી સવારી;
રે સારથીને હણિયો પછે ત્યાં, દિગ્મૂઢ કોટિક તદા થયો ત્યાં.
તેનીજ પૂઠે ભડ ભીમ ધાયો, પ્રાસે હણી ભીમ મને ફુલાયો;
ભાલે કરી પાર્થ કરે પ્રહારો, ત્યાં કોટિકો દીન હુઓ બીચારો,
મૂક્યો તદા બે ભાઇએ મળીને, જાણ્યું મને નાશી ગયો છળીને;
એવા સમાચાર સુણ્યા નઠારા, ધારે વિચારો હવિ શેષ સારા?

દોધક વૃત.

શું કવશે કવિ વાત નવીના, હાર થયે દ્વિગુણા મન બીના;
જાય જડામૂળ રે મતિ વિના, રે હઠ ના તજતા રતિભીના.

વલણ.

*કુરતિ બિન્યા નરવર જે, ન હઠ મૂકે તે ગ્રહી રે;
હવે રુદ્ર સ્હાયે પ્રેમાનંદ ભટ, વર્ણવે તુમુલ સહી રે.

કડવું ૨૭ મું-ચંચલા વૃત.

વીર ધીર જે હતા ગમ્યા રણાગણે અચિવ,
હીર નીર તેમણે તજ્યાં સરૂપ ને સજીવ;
તીર શીરથી શરીર ભાજિયાં ભજે સશિવ,
રીર ચીર ચીરતાં સુવીર ચીસ ત્યાં સદિવ.

રાગ ઝુમખહાર—તાન ત્રીજું.

ભાગિ ભાગિ આવિયા સુભામિનીજ ભૂપ છે,
રાખિયે ન દાખિયેજી યુદ્ધ દુઃખ રૂપ છે;
એક ભીમ નીમધારિ કષ્ટકારિ કૂપ છે,
પંચ વીર હીર હારિ યુદ્ધમાં અનૂપ છે.
હાથી સાથી દોડતા અપાર બાપી ભામણો,*
શોણિતે ભર્યાં કુરંગ રંગ રાગ શામણો†;

* ભ્રમણતામાં. †શમણા-સ્વપ્ન જેવા.

ખાય રહાય આર્ય જાય, જો ઉચ્ચાર દામણો,
રાય કારણે રણે પ્રભુ, દભૂ શી રામણો.
આમ દીન વીર્ય હીન આવિ સેન સર્વ ત્યાં,
ઉચ્ચર્યો નૃપાળ, ભૂમિપાળ હાક ગર્વ ક્યાં?
પંચ એહ રંચ શા કરો, ડરો ન પર્વ ત્યાં,
આ સતી તમો ધરો અમો જરૂંજ ખર્વ જ્યાં.
સામનો સુચીન નાક હાક મારી ચાલિયા,
અપ્સરા વરી અનૂપ રૂપ ભૂપ મ્હાલિયા;
મારશે કમોત, ભોટશે બન્યા? ન ભાળિયા,
નાશી જાવ કેટલેક ખેટકોજ ખાળિયા.
ભાગીને મરો તદા સદાજ નર્કવાસમાં-
શે પડો, મને ધરોજ આવિને ઉજાસમાં,
કોટિકે ઘણું કહ્યું સુવીર સાર આશમાં,
દાસમાં કશું લહો ન, આવીએ ઉદાસમાં.
રે થયા તદા અવીર ધીર શોક રે ગયા,
જો સહ્યા અપાર માર તોય બોલ જો કહ્યા;
રાય જો રણાંગણે, કરે મહેંદ્ર રહાય જો,
કાય જો ગર્ઝ લહો બચે ન સ્વર્ગ જાય જો.
ભીમને ભમાતું આજ ત્યાગશેજ નીમને,
હિમને હરાવું વિધિ વિષ્ણુ ઇશ ભીમ[torn]ને;
નીતિ યુદ્ધની કહો લહું કશીજ રી[torn]તિયે,
ક્ષિતિમાં સુનામ થાય શત્રુ આ[torn]ણું ભીતિયે.
કાજ એટલું કરો અમો [torn]હું છું આજ રે,
સાજ† કેકં વેણ સહિ[torn]સું ઉચ્ચર્યો સુરાજ રે;
દક્ષ યોધ સૌ મ[torn]ગી ધરો 'તુમૂલ પક્ષ રે,
ભક્ષ તો અરિ [torn]ધશે ન રે' વિભૂજ રક્ષ રે.
એક મણિ[torn]ી હણે ભલે મળે અનેક રે,
ટેક જો [torn] ઘણા ધરો હરો મને વિવેક રે;

---

* શક્તિ. † શિકારી. ‡ મંડળ-સમાજ.

તો તમો છતો અરિ, ન શંક આજ, જો દમો,
તો ગમો મને મનેય, રાખિયો રણે સમો.
વારૂં* બ્હાર તો વદે ન ભે હૃદે વિચારૂં રે,
ધારૂં ધ્યાનમાં સુપાંચ આંચ આણી મારૂં રે;
ન્યારૂં ના કદી પડું તડું મળીજ સારૂં રે,
હારૂં શે પછે ગછે વદી ઇમે †સલારૂં રે.
જોય પાંડવો મળી, કળી તુમુલ પોત‡ રે,
ખોય નીર, વીર્ય હીન, હોય દીન, રોત રે;
હોય હાણ, યોધના યશો, હણેજ ઓત§ રે,
જોય ‖જાજ્વળી બની, મનિ દયા તિ ખોત રે.
જેમ હર્ણયૂથ સિંહ રહાય છોડી રે મરે,
એમ ધારી સેન તો તૂટી પડ્યુંજ તેમ રે;
ક્ષેમકૂશળા જીતી તજાતું ભીમ નેમ રે,
કેમકે અનેક એક, તો હણે ન વ્હેમ રે.
યોધ ભીમ ભીવણે તદા ધર્યોજ ક્રોધ તો,
ઓધ વીર ધર્મનો તજી અરિજ શોધતો;
રોધતો પતંગ દીપરૂપ હાથ રોધતો,
નોંધ સોંપતો વણિક હાથ, હાણ ઘોધ તો.
પાર્થ ને નકૂલ ધર્મ ત્યાં રહેવા વારતા,
હીર જેહ મણિયા ન પ્રાણ હાણ ધારતા;
તીર થૈ રૂથે ઘણા જઈ પડ્યાજ સામટા,
રીર ચીર ચોરી ધરે મરિ ડરે ન ભામટા.
રાગ છજીને ગર્યાજ યૂથ તો બળી,
ભાગિ ભાગિ આવિયા કુરૂ સૌ ગયા મળી;
રાખિયે ન દાખિયેછ યુદ્ધ ... લેખું લેખશે,
એક ભીમ નીમધારિ કષ્ટકા કરે અલેખશે.
પંચ વીર હીર હારિ યુદ્ધમાં ... આપતાં,
હાથી સાથી દોડતા અપાર ભાથી ભ... આપતાં;
શોણિતે ભર્યાં કુઅંગ રંગ રાગ શા... આપતાં;

* ભ્રમણતામાં. †શમણા-સ્વપ્ન જેવા. ‖જાજ્વલ્યમાન.

તે લહ્યું યુધિષ્ઠિરે વધા ન બાણું તાણશો,
હાણ થાય આપણી, અરે અહીં ન નાણશો*
પામરા પરે 'ધરો ન ઇંદ્રઅસ્ત્ર ભાઈરે.
ક્ષેમ ધારી એમ તો વધા તહીંજ રાઇરે;
વાત એવી ચાલતાં ગયોજ કાળ કેટલો,
આવી તો પજ્રા અપાર હાથી ભાથી ખેટકો.
ગ્લાનિ પાર્થને મને થઇજ શીખ માનતાં,
રે વિધિ લહે તથાપિ તે રહ્યોજ માણતાં;
છિદ્ર જોઇ ત્યાં અપાર યોધ તો રચે અજ્રા,
ઓઃભણી યુધિષ્ઠિરે પુકાર ભીમને કર્યા.
મણિ સાદ માદથી પ્રમાદ છોડી ગર્જીયો,
સિંહનાદથી પુકારી વાર વાર તર્જીયો;
આવિયો લજાવિયો સમૂહ રાજ શત્રુનો,
તે દિપાવતોજ ગર્જે વંશ આપ પિતૃનો.
બે નહીં અજો રહો હું ભીમ આવિ બાટકયો,
સિંહનાદ માદથી કર્યો થયો શું કાટકો;
મારિયા મચર્ડિયા ધચર્ડિયા ઘણા ઘણા,
અસ્ત્ર હાથ ભાથીનાં ન અન્ય શસ્ત્ર તો ગણ્યા.
બાથ થોલ થાપટેજ આસટે ભૂમાં અગ્નિ,
કેશ સાહી હસ્તમાં ઉરાડતો કરિ ભીમ સુરગોન;
હસ્તથી રચો ધરી, ધરી સમાજ રીતિયે,
મસ્ત ભીમ હક્ક હીમ, કરે આણું ભીનિયે.
ભાન વાનથી ગયું થયું ધન્ય હું છું આજ રે,
કલ્પ અંતકાળ શો થયો ઉચ્ચર્યો સુરાજ રે;
એ દશા કવિ કયે, કયે સુરો તુમુલ પક્ષ રે,
ક્ષિપ્ર વિપ્ર તો ડરે, પ્રતાપ રે વિભૂજ રક્ષ રે.

રાગ શંકરાષ્ટક† મળે અનેક રે,
ન શૂરા અધૂરા ન ભાથી ન હાથી, ન રાા મને વિવેક રે;
ન સાજા અકાજા ન માંદા ન વાંધા, હણેરે

---

* અજમાવશું. † સમાજ.

ન શત્રૂ અભિત્રુ* ન દીના ન હીના, ન ભાઈ સગાઈ ન ધારી ન વારી;
નકારી શકારી ન પીડા અપીડા, હણેરે હણે રે અપારા બિચારા.
ન જોયું ન રોયું ન આવ્યા લજાવ્યા, ન પ્રાણી કુવાણી ન બોલે ન ડોલે;
ન ભાળે, ઉછાળે, હકારી સવારી, હણે રે હણે રે અપારા બિચારા.
ન અર્થે ન ગર્થે ન સ્વાર્થે ન સાર્થે,† ન બીતો, અજીતો અભીતો અનીતો;
ન પીસે ન રીસે ન ચીસે અશિશે, હણે રે હણે રે અપારા બિચારા.
ન નામં ન શામં ન યુદ્ધં ન ક્રુદ્ધં, ન જલ્પં‡ ન સ્વલ્પં અનલ્પં;
ન સાગં ન રાગં ન આગં ન ભાગં, હણે રે હણે રે અપારા બિચારા.

ન ધામં ન ધ્યાનં ન સાનં અમાનં, ન પાદં ન પાણિ ન જીવં ન શિવં;
ન નષ્ટં ન ભ્રષ્ટં ન કષ્ટં અકષ્ટં, હણે રે હણે રે અપારા બિચારા.

ન ભાગં વિભાગં ન નાર્યં અનાર્યં,§ ન નારં અનારં‖ ન નાશં અનાશં;
વિકારં નિકારં નિકૃષ્ટં¶ અકૃષ્ટં×, હણે રે હણે રે અપારા બિચારા.
કવીંદ્રં ન ઇંદ્રં ન ચંદ્રં સમુદ્રં, ન મૂકં* ન રૂકં† ન નુત્તં‡ અનુત્તં;§§
ન પ્રેમં ન નેમં ન વેમં ન રેમં‖‖, હણે રે હણે રે અપારા બિચારા.

ન કંપં ન જંપં ન સંપં સમાજં, ન તાપં ન પાપં ચમાપં અકાજં;
ન નાશં ન ત્રાસં ઉજાશં અપારં, ડરે રે ડરે રે આપારં સવારં.
ન ભ્રાતં ન માતં ન પિતુ અખિલં, ન શુક્લં ન રક્તં ન પીતં ન નીલં;
ન વીરં ન વૈરં ન ધૈર્યં ન હારં, મરે રે! મરે રે! અપારં સવારં.

ન ભક્ષ્યં અભક્ષ્યં ન રક્ષ્યં અરક્ષ્યં, ન દક્ષ્યં અદક્ષ્યં ન પક્ષ્યં અપક્ષ્યં;
ન લક્ષ્યં અલક્ષ્યં ન વક્ષં અસારં, ડરે રે! ડરે રે! અપારં સવારં.

ન ગર્જ્યં અગર્જ્યં ન વર્જ્યં અવર્જ્યં, ન તર્જ્યં અતર્જ્યં ન કર્જ્યં અકર્જ્યં;
ન સર્જ્યં વિસર્જ્યં અપર્જ્યં અવારં, મરે રે! મરે રે! અપારં સવારં.

ન ભૂતં અભૂતં ન જૂતં¶¶ અજૂતં, ન તૂતં×× અતૂતં ન હૂતં*** અહૂતં;
ન દૂતં અદૂતં ન ધુતં ન ધારં,††† ડરે રે! ડરે રે! અપારં સવારં.

---

* નિડર. †સંઘાત. ‡દીનવાણી. § ન્યાય અન્યાય. ‖ આર્યઅનાર્ય. ¶નીચું. ×હલકું. **મુંગા, ને ††રોગી. ‡‡સ્તુતિપાઠક. §§નહિ સ્તુતિ કરનાર. ‖‖ રહેમ-દયા. ¶¶યુક્ત ને અયુક્ત. ×× સત્ય. *** હોમ કરે તે, અર્થાત્ ઉંચ કે અહૂત, બીજી વર્ણ. †††કંપિત.

કીચકે તદા લહ્યું ખરૂંજ સૈન્ય ભાગતું,
ભીમ ભટ્ટ પાછળે, અપાર જીવ સાગતું;
મુર્છના ધરી પડ્યો નૃપાળ જેહ જાગમાં,
આવિ ત્યાં વધ્યો સચિવ ભાગિયે સલાગમાં.
ભીમ ભીમ ભીષણો ભણે તિ ભીમ ભાળિયે,
નારિયે નૃપાળ ભૂમિપાળ સર્વ ટાળિયે;
વેણ સૂણી રેણુશા હદે જડાઇ ને ગયા,
નાસવા નૃપાળ ધારતોજ કષ્ટને સહ્યા.
આરૂઢા રથે થઈ કરે પલાયનો જવે,
કીચકો વધ્યો વિચારી જે ગમ્યું મને તવે;
આ જ નારી કારણે પડ્યું સુસેન ધારણે,
મારૂ છું નૃપાળ આજ ખડ્ગ કાઢી બારણે.
એમ તે વદી પછે ગયો સતી જિ મારવા,
અર્જુને યુધિષ્ટિરે લહ્યો અરે શું કારવા"!
બો: ભણી અજાતશત્રુએ કહ્યુંજ ભીમને,

કષ્ટ જેહણે કર્યું, થયુંજ નષ્ટ તેતણું,
દીન રૂપ ધારિ વ્હાલિ, રેત મૂકી આપણું;
જો રહ્યા અશેષ શેષ ભીમ મારતો' ઉભો.
કોટિકો થયો નિધન્ન રાયને અતિ દુભો,
રે વદો 'સુવલ્લભા! વિમાશણે રખે પડો,
કો' કરૂં કશું વિશેષ શેષ રેશ ના અડો;
* દ્રૌપદી દવીભૂતા, નિચું નિહાળિ બોલતી,

**દ્રૌપદી વચન—**

પ્રાણ તો તજું પતિ,' કલંકથી અતોલ તિ.
મૂરારી દુલારિ નંદના, અપારી આપજો,
હે વિભૂ અનાથ આપવર્ગ્ય દાસી થાપજો;
કાપજો કુકષ્ટ, નષ્ટ રે સતીપણું હતું,
પ્રાણ તો ગયા નહીં, ગયુંજ સત્ત્વ શું કનું.

**કવિ વચન—**

એમ દીન, તેજહીન, ધાડ દુઃખમાં પડી,
બંધુ બે મળી કહે, ન તું કલંકિ, છું વડી;
ઉઠ ઉઠ રૂઠ નાજ, અસ્ત્ર શસ્ત્ર વાગશે,
તું વિના અજાતશત્રુ, જીવ નિજ ત્યાગશે.
એમ તો અપાર વાર વાર નાર રીઝવી,
ઊઠિ ચાલિ સાથ, મોટ દુઃખ ના વદે કવિ;
એમ થૈ અરૂંધતી કુશોકય દોષથી દુખી,
કૃષ્ણની સખી થઇ ન દૂષણે સુખી.
સુકત આવિયાં, અજાતશત્રુ ધૌમ્ય જ્યાં,
અપાર વ્હાલ, દાખ્યું સૌમ્ય ત્યાં;
ી ઉમંગ રંગથી રથે ગ્રહી,
બાણથી હણે વિમૂખને સહી.
ંદ્રથો વદે સુશૂર પાર્થ તો,
નાથ શે હણો કુસાર્થ તો ?
યો કરો સુશોધ તેહની,
થી ન ક્રાંતિ શૂરદેહની.

વાર; ભક્ષ્યં અભ; લક્ષ્યં અલક્ષ્ય; ગર્જ્યં અગર્જ્યં; સર્જ્યં વિસર્જ્યં; ભૂતંઅભૂતં ન ભૂત; હૂતં અહૂતં ન હુતં

* નિડર. †સંધાત. ‡ધીધું. §હળવું. **ભુગા, ને ...ાર. ‖ વ્હેમ-દયા. ¶...
અર્થાત્ ઉચ્ચ કે અદ્ભુત, બીજા

આંસથી વિહીન રે વિહંગમે વિહંગમો,
જાય તેમ શું કરો ધરોજ ધર્મ આ સમો;
સુણિ. વેણુ ધર્મનાં થયોજ શાંત ભીમ તો,
બોલિયો પછે સુબંધુ જાવ લેઉં નીમ તો.
જો ગયો જયદ્રથો રસાતળે મહાતળે,
સારથી પુરંદરો હણુંજ આજ તો બળે;
ધૌમ્ય ને કનિષ્ટ બંધુ દ્રૌપદી સમેતમાં,
જાવ આશ્રમે સુરાજ, આજ જાઉં બેતમાં.
દ્રૌપદી મનાવજો ન ગ્લાનિવાળી રાખશો,
'દોષ તાહરો નથી,' સિદ્ધાંત સાર દાખશો;
ધર્મસુનુ શું વદે, હરેતણો. મહાન જે,
એક ચિત્તથી સુણો, સુણાતું સર્વ માન તે..

સંગતિકા છંદ.

મહતા મહાન મણિતણી, કહતા કવિ કરુણા ઘણી;
ગરવી ગુરૂ ગતિને ધરે, નરવીર તે વરને વરે.

વલણ.

વરને વરે ગુરૂગમ્યથી, મહાનના ગુણ ગાય રે;
વિપ્ર વાણી પાપહારી, વર્ણવ્યે શું થાય રે.

કડવું ૨૮ મું–કોકિલપ્લુત.

વરમતિ જે વધો સરવ તે મનમાં વરણે*,

યુદ્ધિષ્ઠિર વચન—

વરણુ રૂપે રૂડા સહુ વૃકોદર છું †કરણે;
શરણુ સુખે વસું ન ભયને સુણિયે કરણે,
કરણી બળે બળે અરિ ખરે ધન્યતા વરણે.

રાગ નટની દેશી.

સરસ શિખ તમારી, માનવી બંધુ મેં તો,
હરખ ધરી તમે તો, જાવ વ્હેલાજ ચેતો;

* ચિંતવવું. † સાધન.

નરસ વર કદી કો, દેવશા હારી રે'તા,
સ્પરશ નર કરે કો, તેહ જાણું હલેતા*.
વરસ દિન ઘટી તો, તૂજને નાજ લાગે,
તરસ તનુ નિહાળ્યે, થાય શત્રૂ વિભાગે;
વર શશિજ લજાયે, સૂર્ય ભાળીજ ભાગે,
નર શકુનિ† ન આવે, ભ્રાત રે તારી આગે.
તદપિ ધર મને તો, વેણુ મારાં હ્રયે છે,
જદપિ બળ અતોલે, નીતિ શાસ્ત્રો કહે છે;
મદપિન મહિપો જો, રીતિ ચૂકી રહે છે,
પદ પિંડ હરિ મૂકી, દેવિ સાહ્યે વહે છે;
ધર તન મન તે તો, સાક્ષ મારી તું ભાઈ,
વર અરજુન લેવો, સાથ તારી સજાઈ;
હર અસુર હણે છે, જે વિધે વિષ્ણુ સાઈ,
કર કર તિમ ભ્રાતા, બંધુ લેઇ વડાઇ.
વળિ મન ધર મારૂં, વેણુ બીજું હું દાખું,
મળિ જયદ્રથ જાયે, પ્રાણ લેવા ન ભાખું;
બળિ મહત બળીના, ધર્મ જો તું ન રાખું,
બળિ તનથકી હું તો, અગ્નિનો સ્વાદ ચાખું.
ભગનિ વર ન મારો, શૂર મોટો વદાયે,
લગનિ મન દયાની, છોડતાં શૌર્ય જાયે;
રગનિ રીત રગે તો, આવતા તે પમાયે,
અગનિ કશું ન મૂકે, શૂર તેને વદાયે?

કવિ વચન—

શુણિ નૃપવર વાણી, દ્રૌપદી બોલિ ક્રોધી,
ગણિ ન ગણિ વિવેકી, વાણિને નાજ રોધી;

દ્રૌપદી વચન—

ભણિ ઝટપટ વામાં, શાસ્ત્ર એસોજ શોધી,
વિણિ વિણિ પતિ વાર્યા, બોધ આવેજ બોધી.

---

*નાદાન બુદ્ધિનો. †એક જાતનું પક્ષી એ પક્ષી દોડવામાં બહુ ચપળ હોય છે.

પરમ હૃદય મારા, પ્રિય હે ભીમ ભાથી,
ધરમ તજિ સદ તો, મારવો મત્ત હાથી;
કરમ કુડ વિચારી, રે હણો ભાથિ આથી,
શરમ શપથ મારા, જો ડરો કાળભાથી.*

કવિ વચન

ધરમસુતુ સુણીને, બોલ ગાણી સતીના,
વિનયથકી ઉચારે, શબ્દ મોટી મતીના;

યુદ્ધિષ્ટિર વચન—

અધમ કરમ કીધુ, તોય ઓ ભીમ વીરા,
યશવતિ દુશલા જે, તે સ્મરો કૂળહીરા;
પરમ ધરમવાળી, જેહ ગાધારી માતા,
સમરિ મન વિચે તો, પ્રાણ ક્રેશો ન આતા†.

કવિ વચન—

સુણિ અતિશય માઠી, વાણિ મોટા પતિની,
નયન રક્ત બાળા, નિંદતિ સૂમતીની.

દ્રૌપદી વચન—

ભિમ અરજ્જુન વીરો, પ્રીય જો મારૂ ધારો,
અધમ મતિ હિણાને, આજ નિશ્ચય મારો;
કુળકજ્જળરુપો એ, સૈંધવાધીપ ભુંડો,
વદું કશુ હવિ વ્હાલા, ધર્મને તેજ રૂડો.
પણ નવ કરશો જો, આપ અન્યાય મોટો,
ધરમ સુરૂપ કેરા, જે તજે થાય ખોટો;
હરણ કરિ અરિ જો, જાય સ્ત્રીરાજ્યકેરૂં,
દિન થઇ વિલપે તો, ના તજાયે અવેરૂ.
સુરિતિજ નીતિ શુક્રે, ભાખી છે ગ્રંથ સારે,
મન ગમતું પછી તો, કીજિયે રાય વારે,

ભીમ વચન—

ભડ ભીમ તવ બોલ્યા, વ્હાલી રીઝાતુ તુંને,
મન ભય નવ ધારો, ભીમ જાણે ન હુંને.

---

*ભીમ. † પોતાનાથી નાનાને બોલાવવાનો લાડનો શબ્દ.

કવિ વચન—

વદિ ઇમ વળિયા બે, ભ્રાત મ્હાકાળભાથી,
પરણકુટી પધારો, બોલતા સર્વ સાથી;
ધરમ નકુલ નારી, ધૌમ્ય સ્હેદેવ દ્વિજો,
હરખી હરખી જાયે, ઉચ્ચરે શુભ દ્વિજો.
અતળિ બળ કિરીટી, ભીમ વાંસે પળાયે,
નદી રૂધિર તણી ત્યાં, ચાલતી શે મળાયે;
રુધિરજ જળ થાને, કેશ સેવાળ ઝાઝો,
ધમળ સુકરિ કર્ણે, વાજીનો કાકબાઝયો.
નરમણિશિર પદ્મા, હસ્ત સર્પો સુંવાળા,
કરિ રદ* અતિ મોટા, મત્સ્યજેનાર ભાળ્યા;
કછપ શું હય માથાં, ડૂબતાં આવતાં ત્યાં,
રથ રૂપ નવકાએ, ભાળતા આવતા જ્યાં.
રથ બિચ રથિ મૂઆ, તેહ દૂઆ ઉતારૂ,
ખટકજ અસુહારી, મત્ત માતંગ ધારૂં;
તિ ઉપર મણિ મૂક્યા, જેહ અંબાડી માંડી,
ધરમ કરમ ધારી, ગાડી† દીવાજ દાંડી.
તદપિ કરમ ફૂટ્યાં, નાવિકો નાવ બાંજે,
સુભગ અતિ ઉવારા,‡ હસ્તી હાડો શું ગાંજે;
નૃપ ચતુરજ હાથી, બેઠ રૂપે સિકાયા,
તિ પર શું જન લેવા, આવના ત્યાં વિંટાયા.
ગીધ બગ શશમુખા, શ્વાનમુખા નરો શું,
સમડિ વદન શોભે, કાક બોલે કરો શું;
મૃગમુખ નવ કોયે, છે શૃગાળાં અનેકાં,
પશુ પશિુવર જૂથાં, રીઝ્યાં ધારી મેકાં.§
હરિ હરિ સુપતાકા, ડાકિણી તેહ ધારી,
ભડ ભીમ સુધજાને, જે હણીયોધ મારી;
કર ધરી ગણ ભૂતો, તૂત બોલીજ નાચે,
શું સુરભિ ઋતુ આવી, દંપતી જેથી રાચે.

---

* હાથીના દાંતો. † દાઢી. ‡ ઓવારા. § છેરા, માંપ.

રમત ગમત એવી, જોઇ રીઝે વીરા તો,
નદી નવ ઉતરાયે, ઝ્હો ઉજાયે* ધીરા તો;
પછિ હરિ મતિ ધારી, પૂલ બાણેથી બાંધ્યો,
હય વિર પળિયા જ્યાં, રાય નિશાન સાંધ્યો.
નજર નવ નખાયે, શું હશે દૃષ્ટ આગે,
બળ સહિત વધૂ ભાગે વીરાગેજ રાગે;
તવ સુણિ ગદ વાણી, હારતા કો અનાડી,
જયદ્રથ અરિ કોશે, એક તો છે અગાડી.
સુણી અતિશય સારી, વાણી ગાંડિવપાણિ,
તછી હવિ તમિ ઇને, યો થયું કાર્ય જાણી;
હરિ અદભુત ધારી, કર્મ ધ્યાને વિચારી,
પરહરી પીડ પાર્થે, અન્યની દુઃખકારી.
રથ હય ઝટ હાંકયા, ચાલતા વારિ રેલા,
મતિવર મતિ માને, શબ્દવેધી સવેળા;
સમરી વર ગુરૂને, દ્રોણનું નામ ભાખી,
શિલીમુખ† ધનુ સાંધી, મારિયા અશ્વ લાખી.
વળી શર બહુ મારી, રૂંધિયા યોધ તેના,
ઇક ગઉ અરિ આઘો, દેખતો હાથ જેના;
અરિ નિરબળ કીધો, આંચમાં આણિ દીધો,
જયદ્રથ મન બીધો, આજ જઇશ વિંધો.
અરિ અરિ અરિ દેખે, અન્ય તો ત્યાં ન પેખે,
કરમતણી કુરેખે, દુઃખ રહેતો વિશેખે;
હરિ મૃગગણ ર્‌હાવા, આવતા બે લજાવે,
મરણશરણ જાવા, અંગ અગ્નિ પજાવે.
અતિ બલિ વીર એને—જોઇ, નાહોજ તેને,
હય અનુજ સુબ્હેને,‡ ભાળિ આંધીઠ§ સુનેને;
સ્વય રથ હરિ મૂઆ, યોધ થાતા સ્વ જૂઆ,
નૃપમણિ ઋણિ હૂઆ, સ્હાય કષ્ટે અસૂયા.

---

* ઉતાવળા. † બાણ. ‡ સારા વાહને. § આંધારી.

તદપિ સુનૃપ નાઠો, સર્વ અંગેથી ગાઠો,
મન તન ધન ગાઢો, રે પડ્યો છેય બાઠો;
રથ મૂકી પગપાળો, નાસતો રાય ભાળ્યો,
ધઇ ધઇ હરિ વાળ્યો, રાય રે' તો ન ખાળ્યો.

તવ અરજુન બોલ્યા, શે હરી રે અમોલ્યા*,
હવિ નવ જવું ડોલ્યા, જો ન તેં તોલ તોલ્યા;
બૃહત ગરતાં મૂકી, સદા જોતો ન હુકી,
અરિ સનમુખ ચૂકી, ફાકતો ધૂળ ખૂકી

નહિ નહિ શૂર આણો, આમ ભાગીશ રાણો!
ન યમધર પરોણો, થા તું ભૂપાળ શાણો?
રણ નિચ અરિ છોડી, રાખતો દેહ દોડી,
ધિરવિત ફિટિ મકોડી, તેહની તુંજ જોડી.

ઝટપટ ઝટ ભાગે, શત્રુ તોયે ન લાગે,
પછિ નૃપવર રાગે, રો ન આવી તું લાગે;
અપરિમિત કુવેણે, રાય ઉભો ન શેણે,
તવ ભીમ ભડ તેણે, વારિયો રક્ત નેણે.

ઉભ ઉભ ઉભ કે'તો, રે જરા સ્વાદ લે તો,
હવિ ચિત વિચ ચેતો, મારૂં આજે અમે તો;
વદિ ઇમિ રથ હેઠો, કૂદતો દીર્ઘ પેઠો,
ધરણિ તરણિ ભેટ્યો, તેમ નાઠો અખેટચો†,

અરજુન તવ વારે, બાઇ એને ન મારો,
ભગિની સુમન ધારો, આજ આવી વિચારો;
સમરણ, કર બાઈ, જેહ થાયે સગાઈ,
ધરણિ ધર બડાઈ, બાગતો છો લજ્જાઈ.

મહાલક્ષ્મી વૃત.

વાઘને ડાચ તીરે ફરી, નાગને પાગ શીરે ધરી;
આગને ભાગ ધીરે જરી, ભાંગીને ડાધ વીરે વરી.

---

* અનુભૂતિ-બહુ મુલ્યાળી. † ખાડા ‡ આંતર્યો § બાન્ય-કર્મ.

વલણ.

વીરવરી વર ભાગ્યને, લગાડયો રાયે ટાધરે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, જયદ્રથ પડયો પાગરે.

કડવું ૨૯ મું-તરલ છંદ.

હરણ કરિ ધર અમ શરણ, શરણદ* ન કર મમ ધરણ;
ધરણ† પડિ પડિ પિત વરણ, વરણશ ન વરપતિ હરણ.

રાગ-સોરઠ.

રે ન નાસ ઊભ આજ, ભીમ હું, નાસી કયાં જઇશ શૂરસીમ તું;
આતળે, વિતળમાં, નભ ગયો, આણિયો ધરણિ શોકને રહયો.
ઊડ મૂઢ ઊડ, દૂભ ના હવે, ઝાડ વા ગુરૂ‡ કરાડ જો લવે;
મારૂં તેથી, નવ જો રહે ઉભો, ભીમ નામધર જો! અરિ દુભ્યો.
જો ગયો અસુ હવે પથ પળે, એમ બોલી હરિનાદથી બળે;
દોડતો પકડવા ભણી હરે, વ્યાઘ્ર શો હરણની પરે ખરે.
વાયુસૂનુ નિધિ કૂદવા ચહે, વારિ જેમ વડવાનળો દહે;
વૃત્રને શચિપતિ જશો ધરે, સર્પને ગરૂડ જે વિધે હરે.
સિંહ જેમ કરિયૂથ ઊપરે, રે કપોત પર બાજશો તડે;
કંપતો મન ઘણો બની દીનો, નાસતાં પડી જતો ખરે હીણો.
ઇંદ્ર ને યમ જશા બળે પળે, તો પછી નર પળે કશું વળે;
હારિયો અતિ ઘણુંય દોડતાં, કંપતા જરી ન જંપ જોડતાં.
તોય તે નવ બચ્યો અરિથકી, ભીમ આવી મળિયો બળે નકી;
શાશકેશ ધરનો વૃકોદરો, સ્હાય કાક બળ પારધી ખરો.
અંગ વાક મદ જે ગળી ગયો, સિંહ સ્હાય હરણા જશો થયો;
શર હાથ અરિ, વાઘ ભક્ષને, બાજ શું તજિ દિયેજ લક્ષને.
નાગ શું નવ ડસે પગે હણ્યો? લાગમા દુરજનો ધરી ગણ્યો;
વેદપાઠી મહિદેવ શાપને, કો' ગણે કદી વદો વિલાપને.
તેમ ભીમ ભટ દીનતા થકી, શત્રુને નવ મૂકે ધરી નકી;
રે અરિ જગતિમાં ધરી કરી, રીસથી રગડનો ન બે જરી.

---

* દ=દેનારો. † ધરણી. ‡ મોટા.

તાડતો શિર ધરી કરે અતિ, ગાડતો 'ઉરવી* મૂઢ જે મતિ;
પાડતો, વળી રમાડતો બળે, એક હાસ્ય અસુ એકના પળે.
ક્રોધથી નિરખિયો અસુ ધરે, મારિયો ધસી ધસી વળે ખરે;
મર્ણ તોય નવ રાયનું લહે, માર મોઘમ ઘણો અરિ સહે.
લાલ આંખ તવ તો કરી મહે, મારી લાત શિરમાં બળે, વહે-
એજ આ હરણ સિંહ શુ થયું, બોલ મૂઢમતિ, વીર્ય ક્યાં ગયું?
બોલીને ઉદર જાનુ ધારતો†, ભેરવી વજરશા તિ મારતો;
હાથ ધોલ મુક્યિે હણ્યો ઘણો, જેથી તે વિહવળો અતિ બન્યો.
મૂર્છતા મરણશી વળી નહિ, તોય તે કચરતો ન રે' સહી;
રાય સુણ, હરિ‡ ત્યાહિ શુ ભણે, ક્રોધયુક્ત લહી ભીમને રણે.

**ર્જુન વચન—**

દુઃશલા મન ગણી તજો હવે, શૂર એ વળી સગો હણો ન એ;
ભીમ ભટ્ટ તવ ત્યાં વદે મહે, દ્રૌપદી દુભવી તે ભૂલ્યો હદે.
શું કરૂં ધરમરાય ના દુખું, ગારૂ લાત, પતિ વેરને ભુલું;
રે દયા, હૃદયમાં દયા વશી, ધિઃક શૂર અરિ જો ખમે ચશી.
શું અલ્યા દ્રુપદબાળિ કાળીને, ક્લેશ આપી જીવશે હું ભાળીને;
દુષ્ટ છે અધમ એ ન મૂકવો, ચીરીને રગ રગે થઉ નવો
એમ બોલી ચીરતો પટ્ટો ધરી, અર્જુને સુભટ વારિયો ફરી;

**ીમ વચન—**

બોળ, આજ અરિ દેહ શોપને, રાખુ કારણ તું, મૃત્યુ એપને.
તોય જો મરણ તોલ એ કરૂ, અર્ધચંદ્ર શરથી ખરે વરૂં;

**વિ વચન—**

બોલિ એમ મૂકતા અહે પછે, મારિ બાણ પટિયાં કરે અછેડ§.
પાંચ શીશ પટિયાં ભલા કર્યાં, તેજ વીર્ય સરવે અરિ હર્યાં;
જે ઘટે નવ ઘટે તશાં કહ્યાં-વેણ, તે દુરજને સહૂ સહ્યાં.
રે પછે મહત ભીમ ભાખિયો, જીવતો સુહૃદ બેય રાખિયો;
જો મને જીવતું મૂઢ રે ગમે, દાસ થા અમતણો બધે સમે.
કો તુને કદી પૂછે તું કોણ છે, દાસ પંચ વીરનો ઇધાણ છે;
ચિન્હ છે સમરમાં અરિ જીત્યો, બોલતો નૃપ અતિ મને બીત્યો‖.

---

*પૃથ્વી. †મુક્કું. ‡અર્જુન. § સારી રીતે. ‖બીતિપર્યંથી બોપેલો.

શીથલો વિથિલ જે થયો ઘણો, એમ હું વદીશ દાસ તો બન્યો;
જીવતો વરમતે કદી રહું, દાસ છું, જગતી દાસ તો કહું.
સુણીને બીમ ભડે રથે ગ્રહ્યો, વાનભાન વિહીનો, બળે સહ્યો;
અંગ લેપન રજે, રજ્જુવડે–બાંધિયો જકડી રે રખે પડે.
બેસતો રથ પછે વૃકોદરો, પાર્થ ત્યાં રાજ થઈ પૂઠે પળ્યો;
આવિયા ધરમસુનુ જ્યાં હતા, દાખવ્યો અધમને કરી છતા.
ધર્મનંદન વદે તદા ભલા, છોડિયે, ગઈ હવે શી છે બલા;
ભીમ ત્યાં ગરજિને વદે બળે, ના મળે, ક ધર્યો ઘણે વળે.
બંધુ આ અધમ દાસ આપણો, આજથી થઈ રહ્યો, રૂચે ભણો;
પામિયો પરમ દાસભાવને, વામિયો ધરમરાય લ્હાવને.
જીવિયો કરગરી અતિ અતિ, તોય મેં નવ કરી દયા રતિ;
પૂજિયો કુસુમ પર્ણથી ફળે, તોય પંચપીયૂષે ધરી ફળે*.
તાંદુલો ઉપર નાખિયા ઉભી, આરતી કપુરથી કરી ખુબી;
ધૂપ તો અગરબત્તિથી કર્યો, હાથ જોડી ફૂદડી ઘણી ફર્યો†.
બંધુ મેં વિનવી પાણિ જોડિયા, આ બિયા તવ થયા સજોડિયા;
એ 'વરંબ્રુહિ' મુખેથકી ભણ્યા, માગિયું અરપવા ધની બણ્યા‡.
મેં તવે વિનતિ તો કરી ઘણી, બે વરો અરપિયાં ભલાં ગણી;
એક દાસ થઇ રે' અસુ સુધી, અન્ય વ્હાલી રીજવી છૂટે બુધી.
બે વરો અરપી આવિયા જુઓ, તેજથી તપન સંશયો ખુઓ;
વ્યંગ્ય વાણી વદી ફૂલતો મને, હે પ્રિયા વદ હવે રૂચે તને.
ધર્મનંદન કહે તજો તમો, માન્ય જો મનથકી ગણો અમો;
પાપ રૂપ ફળ એહને મળ્યાં, અંગરંગ ઉછરંગ તો ટળ્યાં.
પ્રાણ જાય પળમાં અગો તણો–મૂકશો નહિ, અરિ દયામણો;
એમ બોલી દીનતા ધરે નરી, તોય ભીમ ભટ ના મૂકે અરિ.
દ્રૌપદી સમજિ, ધર્મ જે સતી, બોલી બાળી તવ સો ગ્રહી મતિ;
જો અલ્યા, દરભ આ મુનિતણા, આસનો અશન થાનકો ઘણાં.

*અત્રે વક્રોકિત છે. કુસુમ=પુષ્પ અને તિરસ્કાર વચન; પર્ણ=પત્ર ને ભાચા; ફલ ને મુકીઓ; તોલ=જળ ને પિયરો ને રૂધિર. † ગદાનો માર તે તાંદુલ, પકડી પકડીને ઝીકયો તે આર્તિ, ધૂળ નાખી તે ધૂપ, ને આમ તેમ ધકડયો તે પ્રદક્ષિણા–ફૂદડી. ‡ જયદ્રથને બાંધવાને હાથ જોડાવ્યા, દાસ થવાની પ્રાર્થના, ને 'દાસ છું' એમ બોલાવ્યું તે વરદાન.

વિખિ સ્હેજ પળિયો મને અહી, ના લહી શિખ રૂડી ' તને કહી;
દુઃખી મૂનિ ગરવા કર્યા સહુ, માહરાં દુખ તને કશાં કહું.
તોય જો ધરમસૂતુ રીઝવું, છોડવું દુરગુણો ન ખીજવું;
મૂકિયે મમ પતિ પ્રિયે હવે, દાસ ધર્મસુતનો થયો જવે.
સાંભળી સતીતણી સુવાણિને, મૂકતો રિઝવવા સુરાણીને;
લાગ્ય પાગ વડ ભ્રાતને જઈ, જીવવા મન ધરે હીણો થઈ.
મૂકિયો નરપતિ· ભીમે જહીં, આવી તે વિહવળો નમે સહી;
ધર્મનંદન પદે પડી રહ્યો, પાંચ શીશ પટિયે હ્રદે દહ્યો.
વંદના પછી કરી સમસ્તને, મુનિ જે નિકટ માંહી વસ્તને;
ધર્મપુત્ર મ્હા દયાળું ભાખિયા, રાયને જીવથી જોય રાખિયા.
મૂનિ, ગુણ કયો પિતામહે, સુણું હુંય જનમેજયો કહે;
પ્રાણ દેઈ પછિ શી દયા કરી, કેટલું ક્ષમપણું હ્રદે ધરી.

### હંસી છંદ.

મોટા તેના જોટા છે'શું, વન ઉપવન સરવર ઘરમાં રે,
છે શું એમાં કે'શું કોઇ, ભુજંગ ન ઝગમગ દર દરમાં રે;
એ તો કોઈ ચેતો જોઇ, વિધિ નિધિ ઇક ઇક હરિ હરમાં રે,
તેવો રાજા લેવો માઝા, પરમ ધરમધર નરવરમાં રે.

### વલણ.

નરવરમાં ધરમનંદન, કરમ જેનાં પરમ રે;
ભટ્ટ પ્રેમાનંદ વર્ણવે, મરમ કહેતા શું શરમ રે.

### કડવું ૩૦ મું—નગરાત્રિગા છંદ

કરમનિંદો કયો? કરમનિંદો કં'યો, શરમવાળો કયો? શરમવાળો કં'યો;
પરમઆનંદન કો? પરમઆનંદ કો', ધરમ સાચો વદો? ધરમ સાચો વદો*.

### રાગ ઝીંઝોટીની દેશી.

ધર્મ સાચો ધરે, ધર્મનો નંદ જે, જેથી વિશ્વે થયો, સર્વને વંદ્ય તે;
ભાખિયા તે પછે, સિંધુના નાથશું, દાસ તું છે નહી, જા ભલે સાથશું.
તુજને મૂકિયે, જાવ ના રૂકિયે, હાવિ ના ચૂકિયે, ધૂળ ના ભૂકિયે;
ક્ષુદ્ર ક્ષુદ્રો મળી, કામિની ના કળી, ધિઃક છે ધિઃક છે, ત્રેહતા તો પળી,

* વધો-બોલયો.

કાગની વાસનાએ હરી કામની, કીર્ત્તિ કુનામની હાણુ થૈ દામની;
અન્યતું માની તું,શે થયો માની તું, લાજ શુમાની તું, ના મળ્યું માનીતું.
વેણુથી લાજિયો, કર્મ હીણુંકરો, વીર્યથી હીણ તે કર્મ કુડાંકરો;
જોઇ તે ધર્મસુત વદે છે વળી, શે દુખે શોચતો, ચક્ષ શાથી ગળી?
ધર્મ ધ્યાને ધરો, દુષ્ટતા ત્યાગીને, કર્મ રૂડાં કરો, ભ્રમણ્ટા ત્યાગીને;
નીચ જે કર્મ દુષ્કર્મ ધારો મને, ત્યાગજો તે તમે ધર્મ ધારી તને.
ભદ્ર હો,ભદ્ર હો જાવવા ત્યા રહો, અશ્વ હાથી રથે બેસી સૂખે વહો;
મૂનિજી, રાયને ભાખિયા ભાવશુ, સર્પ છે શું કરે, આવિયો દાવશું.
વેણુ રૂડાં સુણી લાજિયો તે,અતિ, ચિત્તમાં ચૂરતો મૂઢ કાં થૈ મતિ ?
આપથી આપને કષ્ટવા જો લહો, બોધ તો ધર્મના નંદના શો કહો.
દીનતા પામિયા સિંધુશા પીન જે, દાસના ભાવને પામિયા હીન તે;
શીશ પટા રૂડા મસ્તકે રાજતા, પાગ રે લાગતા રાગતા ત્યાગતા.
મુખ નીચુંકરી,લાજ આણી ઘણી, વંદતો વંદતો ચાલિયો તે ઋણી;
આવજો આવજો ભીમ ભટ્ટા ભણે, દ્રૌપદીના તણી હર્ષ કો' કો ગણે ?

રાગ—કેદારાની દેશી ફેર.

ગયો ધરી રાગ અપાર રાયજી, અરે હવે સ્હાય પિનાક થાયજી;
ન જાઉં મંદિર ભલે ભૂખે મરૂં, હું ગંગદ્વારે જઇને તપે ઠરૂં.
વિચારી એવું નરનાથ ચાલતો, મને ઘણું દુઃખ નૃપાળ ભાળતો;
સુગંગદ્વારે વિચરી ઠર્યો તપે, સુગંગસ્વામી જપતો ભલે જપે.
સુઅંગ કાપી રૂધિરેથી તર્પિયું, સુરંગરાગે તજી કામ દર્પિયું.
સુભંગ થાયે શરીરે કરી ઘણો, સુસંગ થાતાં હરદાસ તો ગણ્યો.
'વરંમ્રુહી' ત્રિનયનીજ ભાખતા, સુપ્રેમ ગંગાધર અસ દાખતા;
મને તને ભાઇ કશું ગમે ભલું, અમો તને તેહ વરો દઇ વળું.
સુણી વદે રાય અમાપ હર્ષમાં, જીતું હું પાંડુ તન,એજ વર્ષમાં—
ઇકે રથે તે, નવ બેય વાહને, હું માગું મ્હાદેવ સુવૈરી દાહને.
મહાઅસુરારિ વદે, જીતો તમે—સુપાંડુ સુતો, રીઝીને કહું અમે;
નહીં કિરીટી તમથી જીતાય જે, રહે સહાયે હરિ, રવં સુરા યજે*.
સ્વરૂપ નારાયણ ને નરે થયું, પછે વદો ભ્રાત કશું કમી રહ્યું ?
જીતો તમે પાંડવ ચાર શૂરને,—ઇકે રથે, જેમ મુરારિ મૂરને.

* રજે

વદી સુવાણી વળિયા ઉમાપતિ, રિઝ્યો ઘણું રાય લહી રૂડી રતિ;
ગયો ઘરે હર્ષ થયો તને મને, ન જાણ્યું સારૂં, અસુ એ ખરે હણે.

રાગ–દેશી ફેર.

સરવ કામ્યકમાં સુસુખે વસે, પરવ પર્વણિથી દ્વિજ વિલસે;
ગરવ ના મનમાં તનમાં જરી, હર વને ભજતા હરિ હે હરિ!

નરવરા તન પાંડુતણા ભલા, કરવરા* થઇ રે' જવ ગૈ બલા;
તરવરા નવ કોઇ કરે ખરી, હર વને ભજતા હરિ હે હરિ.

ખરવ કે અતિ ખર્વ ગણે નહિ, ડર મને ન જરા ધરતા સહી;
ડીલ મધ્યે ન ડરે, હરખે ફરી, હર વને ભજતા હરિ હે હરિ.

વિવિધ દુઃખ ધરી વસિયા વને, ગુપ્ત કાળ તજી ચઢિયા રણે;
હરિ થયા નર સારથિ જાંસરી, હર વને ભજતા હરિ હે હરિ.

સતરસેં બતરીશની† સાલમાં, હરણ દ્રૌપદી મેં કિધ વ્હાલમાં;
ભરિ ગયા નિધિ ભારતનો ફરી, હર વને ભજતા હરિ હે હરિ.

સુકવિઓ કથી કે' અમથી બને, અહમતા અમથી વહિ તે મને;
ફરી ગયા મુનિ વ્યાસ સહૂ ભરી, હર વને ભજતા હરિ હે હરિ.

ઉદરકાજ રચ્યું દિન આઠમે, કવન આ કરિ રીઝવું નાથને;
નિ દરબારજ નંદપતિ ગણી, હર વને ભજતા હરિ હે હરિ.

કવિ નહિ, કવિના મનમાં ગમે, લવરી તો ન કરૂં ઉભરો શમે;
નવ શમે દમને દમતાં મરી, હર વને ભજતા હરિ હે હરિ.

પછિ કહો. કિમ તો કરવું કગે, નમિ નમી કવિને કથવું બગે;
કવિશ તો કરજો કરૂણા જરી, હર વને ભજતા હરિ હે હરિ.

દ્વિજ હું ચાતુરવિંશી વડોદરે, વિનવિ કોવિદને ડરતો ખરે;
નમન છે નમનો કવિ ઉપરી, હર વને ભજતા હરિ હે હરિ.

---

* ઉત્તમ હાથ-મોટા બાણાવળી.

† મી૦ હરગોવિંદદાસની પ્રકટ કરેલી આ ગ્રંથની આવૃત્તિમાં પિસતા-
ળીસની સાલ લખેલી છે. આ સાલો તકરારી છે, ને કીયા ગ્રંથમાં લખાયલી
સાલો ખરી છે તેનો નિર્ણય, પ્રેમાનંદ ચરિત્રમાં કરીશું.

કાળ મહાકાળકેરા જે શબ્દ રે, તે તો થાય ન ત્યાં ઉપલબ્ધ રે;
આધિ વ્યાધિનાં નામ ગર્યા નાથી રે, અકાળમૃત્યુ રહે સદા ઉદાસી રે.
નર નારી અધર્મ ન સમજે રે, મોહોતાં નહિ કોઈ મોહકેરી રજે રે;
દ્રવ્ય બળ પરાક્રમ તપવતી રે, ઉન્મત્તદશા પ્રજા ન પામતી રે.
યુવાવસ્થા યુવતી પામે જ્યારે રે, વીરા વર્ષે તે ગર્ભને ધારે રે;
પ્રસવકાળે થાતી પિડા રહિત પ્રસૂતા રે, એવા પ્રતાપી નૃપવર હૂતા રે.
એવી પ્રજા સુખની બહુ પેર રે, આનંદોત્સવ છે ઘેર ઘેર રે;
એવો રાય સુણ્યો નહિ કર્યું રે, જેને વસિષ્ઠ સરખા પ્રેમે વર્યું રે:
એક સમે ગયો રાય મૃગયા રમવા રે, નાઠો મૃગ લાગ્યો વન ભમવા રે.
રાય પડયો તેની પૂઠે પૂર રે, જેણે કર્મ તજ્યાં અતિ ક્રૂર રે;
એવે આર્ત્તનાદ એક સુણિયો રે, રાય થયો સ્વકેરો ઋણિયો રે.
"રક્ષો રક્ષો" ધાડો થયો નાદ રે, સંભળાય ઉપરાઉપરી સ્યાભાસાદ રે;
મૃગ મૂકી વળ્યો હરિશ્ચંદ્ર ભૂપ રે, "અભય અભય" મુખ બોલ્યો અનૂપ રે.
પૃથિવીપાળ ભૂપાળ હું પાસે રે, ક્વણ દુષ્ટ અકૃત્યે તમને ત્રાસે રે;
એમ પરૂષવેણુ ભણી ચાલ્યો રે, રક્ષણ કરવાને મનથી મ્હાલ્યો રે.
જે સ્ત્રીઓની બૂમો રાયે સાંભળી રે, ત્યાં ગણનાયક આવ્યા તા મ્હાબળી રે;
તે નાયક કરવા લાગ્યા વિચાર રે, વિશ્વામિત્ર મહા તપસી અવિચાર રે.
પામ્યા શિવાદિકથી અધિક વિદ્યા રે, જેણે ક્ષમા મૌને તજી છે અવિદ્યા રે;
મનઃસંયમે સુવિદ્યા સાધે રે, બંધભયથી આ વિદ્યાઓ બાધે રે.
તે નારીરૂપ ધરી કરે પોકાર રે, (ધાઇ આવ્યો નૃપ તે સુણી હોકાર રે);
દીન સ્વરે વિલપે એ વિદ્યા દેવી રે, વિશ્વામિત્ર બંધને ભીખુ જેવી રે.
રક્ષણ થાશે ન, થશે ભક્ષણ રે, હાય! સ્વડી જશે વન ઉપવન રે!
નાયક કહે ભુંડી દશા તવ અમારી રે, વિદ્યા બંધન ભય લાગે ભારી રે;
કૌશિકકુલોત્પન્ન જે વિશ્વામિત્ર રે, જે છે અમથી અધિક પવિત્ર રે.
લાગે વિદ્યાઓકેરૂ મને દુઃખ રે, કેમ કરૂ કૌશિક આગળ તેને સુખ રે;
પણ ઠીક થયો અહીં શઠ રે, ભય નહિ અભયી રોહ એવો સુણી પાઠ રે.
કરૂં પ્રવેશ રાય અંગમાં પૂરો રે, મનોરથ સાધવાને થાઉં શૂરો રે;
પછે લોહું લવાર છો ફૂટે રે, તેમાં જે નબળું થાયે તે વછૂટે રે.
એમ વિઘ્નરાજ વિચારે મતિ રે, નૃપના અંગમાં પેઠા મહાગતિ રે;
વિઘ્નરાજનો સંસર્ગ જે મોટે રે, ક્રોધી યતાં ન રાય ઉચ્ચારે રે.

ત્યાં આવી બોલ્યો રાય આવું રે, કિયા પતંગને બળવાનું ભાવ્યું રે;
બળરૂપ તેજવડે હું પ્રદિપ્ત રે, કવણ અગ્નિમાં થયો તવ લિપ્ત રે.
જ્વાળાવાળા અગ્નિના અંગારા રે, કોણ બાધે છેડે સર્પભારા રે;
શું તે ન જાણે મારા શરનો પ્રતાપ રે, જેણે દિશા અંતરમાં કર્યો સંતાપ રે.
એવા બાણે પામે તે દીર્ઘનિદ્રા રે, ભલે હોય નર્મેદ્રા કે મહીંદ્રા રે;
આવું વચન સુણી વિશ્વામિત્ર રે, ક્રોધી થયા મહામુનિ પવિત્ર રે.
એવું છિદ્ર જોઇ વિદ્યાઓ નાઠી રે, ઘણા ગાઢુઆ પાસથી ગાઢી રે;
જોયા વિશ્વામિત્રને રાયે જ્યારે રે, ઘણો ભય પામ્યો મનમાં ત્યારે રે.
રાય અશ્વત્થઅંકુરશુ મન કંપે રે, ઋષિને તેજે તે ચિત્તવૃત્તિ ચંપે રે;
રાય જોઇ ઋષિ મુખ બોલે રે, અરે દુષ્ટ તું તુલના ન તોલે રે.
જો દેઉં શાપ, એવું ઋષિ વેણ રે,–સુણતાં પગમાં પડયો સુખદેણ રે;
વિનતિ કરી વક્ત્રથી ભાખ્યો રે, એ તો મેં મારો નૃપધર્મ દાખ્યો રે,
એમાં અપરાધ નથી મુનિ કીધો રે, ન જોઇએ હુને શાપ દીધો રે;
ધર્મજ્ઞ ધરણીપતિએ આચરવું રે, આગમ અનુસારે દાન તો કરવું રે.
તેવું દુખિતનું રક્ષણ દાખ્યું રે, કરવા યુદ્ધ અયોગ્ય ન ભાખ્યું રે;
વિશ્વામિત્ર કહે વારૂ ઠીક ઠીક રે, સારૂ ભાખો રાખો અધર્મની બીક રે.
કહે દાન દેવું કોને વિચારે રે, રક્ષણ કરવા તું કોનું મન ધારે રે;
કોની સાથે વઢવું તું માગે રે, તેનો ઉત્તર તો સુણવો છે આજે રે.
હરિશ્ચંદ્ર કેહ દ્વિજને દેવું દાન રે, વળી અતિ દુઃખીયાનું કરવું સન્માન રે,
ભય પામ્યાનું રક્ષણ કરવું રે, વિરૂદ્ધાચારીપર ધનુષ્ય બાણ ધરવું રે.
વિશ્વામિત્ર કહે ખરો રાજધર્મ રે, તું જાણે છે પુણ્યથી ધર્મ રે;
તો હું દ્વિજ છું વૃત્તિથી ક્ષીણ રે–બળી મરૂં, થાઉં છું સુખ હીન રે.
તેને આપે મન માન્યું તુષ્ય રે,–(પક્ષી કહે મુનિ માગે શુંય રે,)
એવું વિશ્વામિત્રનું સાંભળ્યું વેણ રે, લાગ્યું નૃપને મહાસુખ દેણ રે.
નવે જન્મે આવ્યો એમ માન્યું રે, પછે તે બોલ્યો મેં સત્ય પિછાન્યું રે;
શું આપું તમને મુનિ માગો રે, દુર્લભ તદપિ આપુ અનુરાગો રે.
કનક ધન કામિની પુત્ર જોઇએ રે, આ દેહ પ્રાણ દેઉં સંશય ખોઇએ રે;
રાજ્ય નગર અથવા શ્રી ઇચ્છો રે, વા મન માંહે જે જે વાન્છો રે.
તે માગી લીજે મુનિ મોટા રે, આપ્યે થાય ન કદાપિ ટોટા રે;
વિશ્વામિત્ર કેહ ભાખ્યો તું જે જે રે, સર્વ પ્રતિગ્રહ કર્યો મેં તે તે રે.

વળી માગુ છું નૃપ વચન એક રે, દે રાજસૂયદક્ષિણા અહીં ટેક રે;
રાય કેહે દક્ષિણા દેઈશ તેહ રે, વળી જોઇતું માગો થઇ નિઃસદેહ રે.
વિશ્વામિત્ર કેહ માગી મેં લીધું રે, તોયે જોયે સ્પષ્ટાર્થ મારે દીધુ રે;
અહો ધીર વીર, નગ ને ગ્રામ દીજેરે, કૃષ્ણાર્પણ સર્વ પૃથ્વી કીજે રે.
રથ હય હાથી ધાન્ય કોઠાર રે, આપ્ય તારા દ્રવ્યકેરા ભંડાર રે,
સમુદ્ર પર્યંત રાજ્ય જે તારૂં રે, બીજું તારૂં તે થાયે સર્વ મારૂં રે,
ઇક્ષ્વાકુ કુળ છે દાનેશ્વરી રે, વચન જાતાં રહે ન મહી અહીં ધરી રે;
સાથે ધર્મ આવે કર્યો હાથે રે, લોકવહંના કહે હાથે તે સાથે રે.
તેવો અધર્મ ન કરવો મારે રે તારા સ્ત્રી પુત્ર ન વાચ્છું કયારે રે,
એ વિના સર્વ આપી દે રાજ્ય રે, સજે ધર્મનો સમ્યક્ સાજ રે.
પછી કેહ જૈમિનિ સાંભળ રે, ગ્લાનિ પામ્યો ન સુણી મહાબળ રે,
દુઃખ ઢાંક્યો ન મુખે લેવાયો રે, દાનેશ્વરી એકવચની કહેવાયો રે,
તેનું વર્ણીએ ચારૂ ચરિત્ર રે, શ્રોતા વક્તા થાય પરમ પવિત્ર રે;
પ્રભુ પરીક્ષા કરે કેવી કેવી રે, ભાખ્યું ગુરૂવરના ચરણ સેવી રે.

વલણ.

ચરણ સેવી કથા કેહવી, સારી નરતી યથામતિ રે;
કાળે કુસ ન કર્યું પોતાનું, ત્યાં લગી ધરવી ગરવી ગતિ રે.

કડવું ૨ જું.-રાગ મારૂ.

પછી કેહ, મુનિનું વચન સુણી, રાય પામ્યો મન આનંદ;
હય જોડી બોલ્યો મુખથી, સર્વ આપું ભજું ગોવિંદ.
ત્યારે વિશ્વામિત્ર ભાખિયા, સર્વ આપી દીધુ મને રાય;
રાજ્ય દ્રવ્ય મહી સેના આપી, હવે હું નૃપ થયો મહાકાય.
હવે તું મુખેથી બોલય રાજા, એનો ધણી છે કોણ;
હરિશ્ચંદ્ર કેહ શું પૂછો એમાં, આપ સ્વામી થયા નથી ઓણ.
જ્યારે પૃથ્વી નવ આપી તમને, ત્યારે પણ સ્વામી આપ;
આજ ધણીરણી છો મુનિ પોતે, શેનો મૂને સંતાપ.
પ્રથમથી આજ્ઞાકારી હુનો મુનિ, સર્વસ્વ દ્વિજને સોંપી;
આજ આપી થયો અઋણી જાતે, નથી ધર્મમર્યાદા લોપી.
વિશ્વામિત્ર કેહ મુને સર્વે આપ્યું, તારે ન રેવું નૃપ આંહી;
જ્યાં જ્યાં મારૂં સ્વામીપણું આવે; ત્યાં તારે વસવું ન ક્યાંહી.

એકાએક જેમ વજ્ર વાગે હૃદે, તેવું કહ્યું લાગ્યું મુનિવેણ;
અરે હાય હવે ક્યાં જઈ વસવું, થયો મૂર્છિત મોહિત નેણ.
બે ઘટિકા પછે ચેતન પામ્યો, ત્યારે વિચારે આમ,
દ્વિજશાપભયે નૃપ થરથર કાંપે, કાં ગુપ્ત થયા ગુરૂ મ્હાનામ.
વિશ્વામિત્રના ભયથી ત્રાસી, જલમાં પેઠા ગુરૂદેવ;
હવે ક્યાં જાઉં શું કરવું મારે, પછે નિશ્ચય કર્યો તતખેવ.
ચારૂ મુનિવર એમ કરૂં હું, એમ ભાખી મુખથી તર્ત;
શ્રોણીસૂત્રાદિક સર્વ તજ્યા ઝટ, પેર્યાં વનકુળ વસમી વર્ત.
પછે મુનિની સાથે નગરે આવી, જઈ વનિતાને મળિયો;
વલ્કલ સુત શ્યામાને આપી, આવી મુનિને નમિયો.
સર્વ રાજ્યાદિક અર્પણ કીધું, વસ્ત્રાભૂષણ તજી ચર્મ ધાર્યું;
વિશ્વામિત્રાર્પિત દેશને છોડી—ચાલ્યો વનમાં, મન માર્યું.
તે વેળાએ વિશ્વામિત્રે આવી, રાયનો મારગ રૂંધ્યો;
રાજસૂયજ્ઞની દક્ષિણા દીજે, શે ઋણી જાવા વળુધ્યો.
હરિશ્ચંદ્ર કેહ મહામુનિ આપ્યું, શત્રુવિહોણું મેં રાજ્ય;
હવે અવશેષ આ ત્રણ દેહ દેખો, તેનો વ્યય કરો મહારાજ.
વિશ્વામિત્ર કેહ આપ્યું તે જાણું, રાજસૂયની દક્ષિણા લેવી,
એ આપ્યા વિણ ચાલે ન રાજા, તારી ધર્મવૃત્તિ થઈ જેવી.
બ્રાહ્મણને આપ્યું કહી ન આપે, તે વિનાશી થાયે જાણો;
તે દક્ષિણાનું પ્રમાણ કહું છું, સુખ માણો કે દુઃખ આણો.
રાજસૂય સંપૂરણ થાતાં, જેવી દક્ષિણા દ્વિજો પામે;
તેટલી દક્ષિણા મારે જોઇએ, તે આપી લાગો તમારે કામે.
તમે મુખે જે પ્રતિજ્ઞા કરી છે, તે આપ્યાલીધા વિના કેમ ચાલે;
આતતાયી સાથે યુદ્ધ કરવું એક, એ રાય ધર્મે વર્તો મન મ્હાલે.
વળી સત્પુરૂષનું રક્ષણ કરવું, એવા નિયમ ધર્યાં તેં જાતે;
તો પછે મારી દક્ષિણા ક્યમ મૂકું, લાવું દયા હું કેઇ વાતે.
હરિશ્ચંદ્ર કહે દ્વિજવર સુણિયે, અધુના કાંઈ નથી મુજ પાસે;
કેટલોક કાળ વિત્યા પછી આપું, કેંઘ વશી હું વાસ સુવાસે.
અહો ભગવન્ વિપ્રર્ષિ મહામોટા, દયા ધરો કંઇ દીલમાંય;
સત્પુરૂષના સમ્મદ્ સ્વભાવનું, ચરિત વીસરો મુનિ ક્યાંય.

વિશ્વામિત્ર કેહ વાટ જોઉં હું, દયા લાવી મન તારી;
ક્યાં સુધી મારે વાટ જોવી કહે, તુજ નિર્મળ મતિ અતિ સારી.
ઉતાવળે અવધિ કેહ મુજને, નહિતો શાપાગ્નિએ બાળું;
હરિશ્ચંદ્ર કેહે એક માસ પછી આપું, મુનિ ધન્ય થયા કૃપાળું.
હમણાં વિત્ત નથી મારી પાસે, માટે આજ્ઞા દીજે મુનિદેવ;
વિશ્વામિત્ર કહે જા જા રાજા, પણ ન ભૂલીશ આપવું એવ.
તારો માર્ગ ભદ્રકારી હો રાજા, તુને અરિ દમે નહિ કોય;
એવું વચન સુણી રાજા ચાલ્યો, પૂઠે નારી ચાલે કંથ જોઈ.
જે પુષ્પ વેરેલે સ્થાનક હીંડવા, અતિ અયોગ્ય રૂપાળી;
તે કંટકવનભણી પતિની પૂંઠે, ચાલવા લાગી સુંવાળી.
નગરલોકે પત્ની પુત્રની સાથે, રાય દુઃખીઓ દીઠો જ્યારે;
ત્રાહી ત્રાહી કરી ત્રાડ પાડી મુખ, પ્રભુ સુખદિન દેખીશું ક્યારે.
હા નાથ, અમો અનાથ થયાં સહુ, તદા મૂકી શું જાઓ છો દેવ;
તમે ધર્મકાર્યમાં કુશળ સ્વામી, જોઇ દુઃખ નિવાર્યાં તતખેવ.
એવો ધર્મ ધર્યો ધરણીપતિ, ન પ્રજા દુઃખી કરી લેશ;
તો આજ અમને તમે સાથે તેડો, હારે ધર્મે શેષ મહેશ.
અહો રાય એક મુહૂર્ત ઉભા રહો, શું નાસાનાસ કરો આમ;
નેત્રભૃંગે મુખારવિંદ રસ પીવા, સ્વામી વાધી છે મોટી હામ.
હા હા મુખઅબુંજ કવ જોઇશું, રે રે આવી પડ્યું શું દુઃખ;
જે રાજેંદ્ર નીકળે રસ્તામાં, તવ પ્રજા ઇચ્છે પૂરૂં સુખ.
રાય હરિશ્ચંદ્ર આગળ ચાલે, પૂઠે નૃપ ચાલે મહામોટા;
તેની પૂઠે તેનાં સ્ત્રી પુત્ર જાતાં, હા હા દિન આવ્યા શા ખોટા.
કેટલું દુઃખ રૂપ આ, શિવ શિવ, રે આંખ્યો કેમ ન ફૂટે;
ગજે બેશી સેવક જાય આગળ, તે રાય ચાલે, (ઇમ કહી કૂટે.)
સેવક જેના ગજપર બેસે, તે રાય પાળો પળાય;
અહો રાય સુકુમાર શરીરે, કહો કહો કેમ ચલાય?
સુકુમાર સુંદર ભૃકુટિવાળું, કંઈ ઉંચ ઉપર સોહાવે નાક;
એવું મુખારવિંદ રજે ભરાશે, ના જાઓ ના જાઓ, (કહી મારે હાક.)
ઉભા રહો ઉભા રહો સ્વામી, સ્વધર્મ આચરો આજ;
સર્વ પ્રાણીપર દયા રાખવી, એ મોટો ધર્મ મહારાજ.

ક્ષત્રિયકેરો મુખ્ય ધર્મ એ, શે સત્યે પ્રભૂ આપ;
વન જાવા તત્પર થયા તો, શો અમારે સર્ગતણો સંતાપ.
સ્ત્રી પુત્ર પરિવાર સઘળો, શે આવે નૃપ કામ;
ધન ધાન્યમાં ધ્યાન ન રાખ્યું, ભજ્યુ રાજીવલોચન રામ.
છાયાભૂત આ કાયા થાશે, મૂકી સર્વ વૈભવ વાટ;
હા નાથ, હા અનાથસ્વામી, આ શું ઓછો ઉચ્ચાટ.
હા રાજ, હા મહારાજ નામી, અમને તજવાનો ધારો ઘાટ;
રે રે સ્વામી આ નવ ઘટે, (એમ વદી પડે છતાપાટ.)
જ્યાં તમે ત્યાં અમે આવું, જ્યાં તમને સુખ ત્યાં સુખ;
જ્યાં તમારાં ચરણકમલ છે, ત્યાં ભાગે અમારી ભૂખ.
જ્યાં તમે ત્યાં નગર અમારૂં, જ્યાં ધર્મિષ્ટ નૃપ ત્યાં સ્વર્ગ;
(ત્રાહિ ત્રાહિ કહી તૃણમાં પડતા, ત્યા મોટા મહાજન વર્ગ.)
ઉભા રહો ઉભા રહો, ભાખે, શું નાસો નાસો આમ;
દયાર્દ્ર થઇ દયા કંઇક લાવો, રાખી હૃદેમાં રામ.
આક્રંદ આવું સાંભળી, રાજા શોકસાગરમાં પડિયો;
પ્રાણથી વાહલી આ પ્રજા મારી, જોઉં તેની દુઃખ ઘડિયો.
સર્વસ્વ આપ્યું પણ નથી, બંધન ખોલવા વિધે મારે;
એમ વિચારી ઉભો રહ્યો રાજા, ત્યાં શુ નિપનું ત્યારે.
વિશ્વામિત્રે જાણ્યું આ ઘડી, આકુળ રાયનું મન થાય;
નગરવાસીનાં વચન સાંભળી, તપ્ત થયું રાયતન ત્યાય.
ક્રોધામર્ષવડે ચક્ષ ફેરવી, આવી બોલ્યા નૃપ પાસ;
ધિક્કાર છે ધરણીપતિ તુજને, દુષ્ટજનથી રાખે શુ આશ?
અસત્યવાદી કપટાચારી નૃપ, આરંભી બેઠો શુ કાજ;
રાજ્ય આપી પાછુ લેવા ધારે, તારા ભણી વાળે જન આજ.
ચિત્ત ખેંચી ચતુરાઇવડે, લોક કરવા બેઠો તુ તારા;
એવું સાભળી કંપ્યો રાજા, કરે ક્ષમા અપરાધ મુનિ મારા.
આ ચાલ્યો, મુનિ ચાલ્યો વેગે, એમ ભાખી કામની સાતો;
રાણીથી ચલાય ન વેહલું, તેને ઝટપટ ચલાવી જાતો.
જેને ચાલવાનો અભ્યાસ ન પેહલા, તે ચાલતાં ઘણી થાકી;
ધીમે ચાલવા ચિત્ત ચતુરા ધારે, તેને હરિશ્ચંદ્ર ખેંચે હાકી.

કૃતાંતરૂપ મુનિને જોઈ, નૃપ વારેવારે નારી ખેંચે;
નોય તેનાથી ચલાય ન જરિયે, લથી પડતી લલના સેંચે.
તે જોઇ નૃપનું મન ગભરાતું, રે દૈવ આ શું મહાદુ:ખ;
તેવે તેને ત્યા કરવા આવ્યા, કૌશિકમુનિ તો સુખા!
શું અલ્યા નારીથી નવ ચલાયે? એનો કરૂં હું આજ ઉપાય;
નારી સુરભિ નવ ચાલે પથે, તેને દંડની શિક્ષા દેવાય.
લે, આ મારા દંડકાષ્ટવડે હું, હાકું સુરભિ તારી;
એમ કહી દંડ મારવા લાગ્યા, મુનિ દયા ગઇ વેહે ઉચારી.
એટલુંએ આપણ મુખ બોલ્યું, પણ પુણ્યશાળી નવ બોલે;
દુ:ખ લાગ્યું દીલમા અતિ ગાઢું, નૃપ સત્સની તુલના તોલે.
જાઉં છુ, જાઉ છુ, એવ ઉચાર્યો, બીજો મનમા ન આવ્યો વિચાર;
તે દુ:ખ જોઇ જન સહુ કંપ્યા, કંપ્યા પક્ષી પશુ નિરધાર.
દેવદાનવ સ્થાવર જંગમ સહુ, કંપ્યા જોઇ રાયનું કષ્ટ;
કોનાથી મુખે બોલાય નહિ, બોલે કરે કૌશિક નષ્ટ.
દેવઅી દુ:ખથી રૂદન કરે, ખરે આસુ શુ પુષ્પની વૃષ્ટ;
મન માહે શાપે સહુ મુનિને, જુએ રૂડી ભુંડી જે સૃષ્ટ.
સર્વ દેવ નીચું જોઈ રહ્યા ત્યા, ન ઉંચું જુએ કોઈ શૂર;
એવે કૃપાળું વિશ્વેદેવે પાચે, રાય દુ:ખ ધર્યું ભરપૂર.
તે મુખથકી ઉચરિયા એવુ, આ અધમોધમ કૌશિક;
અપાર યજ્ઞ કરતા નૃપ પીડે, નહિ મન પુણ્ય પાપની બીક.
આ મહાપાપી વિશ્વામિત્ર મુનિ, કેવે લોક કરશે વાસ;
આપણે કોને ભખ જઈ રાજું, રે પર્વ સોની વહી ગઇ આશ.
અધુના આહુતી બલિદાનથી, પામુ જેવો આનંદ;
તે દિન વેહેતા કર્યા મુનિ તેં, ધિક ધિક મતિમંદ.
પછી કેહ જૈમિનિ સુણીએ, એવી બોલ્યા વિશ્વદેવ વાણ;
પાંચ જણુ તે પૂરે પૂરા, જેહ કૌશિકથી અજાણ
વિશ્વામિત્રે કર્યું છે સુણ્યુ, વિશ્વેદેવો ઠેર પ[illegible]
મહાકોપાગ્નિપ્રગિત મુનિ થઇ, આપ્યા પંચ સુરજન
સમદુ:ખભાગી થયા માનવ ના, મૂઢ પામો માનવ દેહ;
મારો અપરાધ કરી જે જીવો, એહ પાપૂકેરો ઉજેહ.

કેહતામાં માનવ થઇ પડિયા, જેમ પડે તારાં પુણ્યક્ષીણ;
કાલાવાલા કોટિક કર્યા ત્યારે, મુનિએ નિહાળ્યાં દીન.
પછે અનુગ્રહ મુનિવરે કીધો, થાશો માનવ નહિ મીનમેખ;
સંતતિ થાશે નહિ સુર તમને, રેહ સ્ત્રીપાણિગ્રહણ શેષ.
ઇર્ષ્યા રહિત કામ ક્રોધે વિનિર્મુક્ત, થાશો તમે જ્યારે સુર;
સુરપણું સહુ પામશો ત્યારે, લાગ્યાં વેણુ મુનિ મધુર.
તે વિશ્વદેવ પાંચે અવતર્યા, કૃષ્ણા કેરે પેટ;
અંશાવતારી એ પાંચે પૂરા, પડ્યા ભૂ કરવા શાપ ભેટ.
એ પ્રકારે પાંડુના પૌત્રો, મુનિ શાપે થયા જાણ;
પાણિગ્રહણ કરવા નવ પામ્યા, માનો મુનિ સત્ય વાણ.
પાંડવ કથાના સંબંધવાળા, મુનિ પૂછ્યા ચાર પ્રશ્ન;
તેના વિસ્તારે પ્રત્યુત્તર ભાખ્યા, હવે શેની રહી મુનિ તૃષ્ણ.
જે સાંભળવા ઇચ્છા હોય, તે યથામતિ વિસ્તારૂં;
વ્યાસશિષ્યનાં દર્શન દુર્લભ, થયાં સુર્લભ પુણ્ય વિચારૂં.
સર્વ પુરાણીને નમન છે મારા, સંસ્કૃતનું પ્રાકૃત ભાખું;
રાગડા તાણી શ્લોક આલાપો, તેવા રાગ ન આમાં દાખું.
પ્રભુ કૃપાથી પાશરૂં થાશે, વધશે ઉદ્યમ આથી;
આ વાચીને સંસ્કૃત વાંચો, રીઝે લોક રૂડી કથાથી.
માર્કંડેય પુરાણ મધ્યે હવો, દ્રૌપદેયોત્પત્તિનો સપ્તમોધ્યાય;
પ્રેમાનંદ હરિહર પ્રતાપે, ગુણગણ પ્રભુના ગાય.

વલણ.

પ્રભુના ગુણગણ ગાવા અંતર, આવે ભરતી ઓટ રે;
કવિતા ચંદ્રિકા નિધિ નિરખી, મન તરંગ તૂટે કોટ રે.

કડવું ૩ જું—રાગ મેવાડો.

જૈમિનિ પૂછે હો, પ્રશ્ન અનુક્રમે કહ્યા;
હરિશ્ચંદ્ર કથા સુણવા હો, અભિલાષ મનમાં થયા.
કુતૂહલ કારમું હો, લાગ્યું મારા મનમાં;
તે કથા કહી ટાળો હો, થશે તૃપ્તિ તનમાં.
મહાસંકટ પડિયું હો, હરિશ્ચંદ્ર ભૂપને;
પક્ષીસત્તમ ભાખો હો, સુખ થયું તે અનૂપને.

પક્ષી કેહ સુણ્ય જૈમિનિ હો, વચન સુણી કૌશિકનું;
હળવે હળવે માર્ગે હો, ચાલ્યો મિષ તજી ખીકનું.
તેની પૂઠે જાતી હો, રોમ્યા રાણી સુત લઈ;
રાજા મન વિચારે હો, શુદ્ધબુદ્ધ શેણે નાશી ગઈ.
કયાં જઈ મારે રેહવું હો, તે ન સુઝતું જરિયે;
સર્વત્ર રાજ્ય મારૂં હો, ભૂમિતળ રહેતાં ડરિયે.
શે સાર્વભૌમ કેહવાયો હો, રેહવા ભૂમિ નવ ભાળું;
શું આખી અવનિમાં હો, નથી કોઇનું તાળું.
પુછે પત્નીને હો, આપણ કયા જઇ વસશું;
માન તજી ધ્યાન ધારૂં હો, તોય કષ્ટ કેહ અમિ કસશું.
તિલપુર, મેદિની હો, રેહવા રામા નવ દેખું;
શે જીત્યા નૃપ સારા હો, ભામિની ભાગ્ય ઉવેખું.
રોમ્યા કેહ સ્વામીજી હો, દુઃખ શાને દિલ ધરો;
મન વાણારસી વિચારો હો, નિવાસ ત્યાં નિરાતે કરો.
દિવ્ય નગરી એ છે હો, શૂલપાણિ શૂલ હરે;

સૂર્યે સૂર્યવંશી, હો, જોવો ઝટ ત્યાં મૂક્યો;
જે નૃપના શિકારી હો, તેણે ધાન દેઇ ઢુંક્યો.
જેના રથશબ્દે હો, નાસે હરિ આકુણિયે;
તેને જોઇ નૃપ નાસે હો, દૈવગતિ શી ગણિયે.
વરાહ આવે ઉપર હો, ધસ્યાં ધસ્યાં હણવાને;
અતિ મુઝાવે હો, દુઃખદિન આવા ભણવાને.
જેના ધનુરવથી હો, કંપી નાસે કાનનમાં;
તે ખાવા ધસ્યાં આવે હો, દયા ન લાવે કો મનમાં.
વ્યાઘ્ર ને ચિતરા હો, કે દીપડા ખડ્ગે હણ્યા;
તે ક્રૂર પ્રાણીએ હો, અક્રૂર નૃપ અવગણ્યા.
કુળગર્ભ જેવો હો, સુત ખાવાની દૃષ્ટિ;
જેના ઘણા સુત રડવડ્યા હો, કાયા તેણે જઇ કષ્ટી.
મૂકી અગ્ન્યાસ્ત્રે હો, બાળ્યાં ગહવર વનને;
તે નૃપને લપેટે હો, ન દીસવા દે તનને.
કંટક–અરિ ટાળ્યા હો, જે વસમા ઝેરી ઘણા;
તેની નારીને કંટક લાગે હો, શી દુઃખમાહે મણા.
જેના પ્રતાપે હો, અરિસ્ત્રી કુચકુંકુમ ગયાં;
તેની નારી કેરાં હો, બાલ્હિકનામ મૂકી વહ્યાં.
જેણે તૃષા ટાળવા હો, પર્બો ઘણી મંડાવી;
તે પાણી પાણી ભાખે હો, ખોમાં દેહ ખંડાવી.
હે નાથ કષ્ટ ટાળો હો, અનાથ નથી હું રાજા;
એવા રવ અરિસ્ત્રીના હો, તે સુણે સ્વસ્ત્રીના ઝાઝા.
જેણે ફળકંદ આપ્યાં હો, અતિથિને ખાવાને;
તેને રહ્યું રે પ્રભુ હો, ઉદર ખાલી જોવાને.
એવાં દુઃખ વેઠી હો, ગહનવન મૂક્યું પૂઠે;
હદે વશ્યું સત્યજ હો, છોને જગ સહુ રૂઠે.
દિન વિસ્યા વીશજ હો, કાશીપુર નવ આવ્યું;
પંથ રહ્યો આઘો હો, કષ્ટજ કષ્ટે કષ્ટ કાવ્યું.
રે રે અવધિ જાશે હો, રહ્યા દિન દશ હાવે;
કાણુ લઇ જાયે હો, કાશીપુરી ક્યાં કહાવે.

અન્નજળ સારે લઈશું હો,' જ્યારે વાણારસી જાશું;
કેમ દ્વિજનું ખવાયે હો, શું ક્ષુધાવડે સત્ય વાહાશું.
મુખકમળ કરમાયું હો, લેવાયું લાયમાં અંગ આ;
બાલુડા મળ્યો બાપ હું હો, ગયો નવરંગ રંગ આ.
કામિની કૂડું આ થયું હો, દયિતા દુર્દશા દેખું;
એમ દુઃખદિન વીત્યા હો, રહ્યા હ્રય દિન લેખું
તેમાથી એક જાતો હો, કેહી નૃપ પડતો ભૂમિ;
ભરતાર પડ્યો જોઈ હો, ઘરણી પડતી ઘૂમી.
બાળક રડે ઉભો હો, કેહ નહિ માગું ખાવા;
ઊઠો ઊઠો માતાજી હો, બાપજી ક્યમ થયા આવા.
એવે એક દેવ શો હો, આવી સાહતો દુખિયાંને;
બાળક પાડે રાડો હો, કો દુઃખિયા કરે સુખિયાંને.
તેણે તે ન ગણગાર્યું હો, લેઈ ગયો કાશીપુરી;
પ્રેમાનંદ શેનો હો, કરૂણા નવ ગાઈ પૂરી.

વલણ.

કરૂણા પૂરી નવ કહી, લહી રસની લેહર રે;
પુરાણી બાવા કરૂણા ગાયે, જેને માધવની મેહર રે.

કડવું ૪થું–રાગ ચોપાઈ.

પક્ષી કેહ સુણ્ય જૈમિનિ મુન્ય, વાણારસી મૂક્યો મહાપુન્ય;
એક વૃક્ષની નીચે સુવાડ્યાં, તેને બાળકે રડીને જગાડ્યાં.
જાગતામાં સુણ્યા હર હર નાદ, સુણ્યા અજ શા માનવના સાદ;
વાયે ઘંટ ને કેહ દુઃખ કાપો, પાર્વતીપતે મહતા અમાપો.
એ સર્વ સુણી રાય હરખ્યો, શૈબ્યાને કેહ કાશીપુર નરખો;
આવ્યો સુખનો દિન સુણ્યશ્યામા, આજ દુઃખના ટળ્યા ઉધામા.
આપું વિપ્રને દક્ષિણા હુંય, ગ્યાનિ પામી શું બેઠી તુંય;
પુત્રને પ્રેમે દેઇ આલિંગન, ચાલ્યો ચોંપ કરી રાજન.
તે ચાલતાં પડે લથરડી, શ્યામાકેરી દાઝે છે આંતરડી;
ત્રાહ ત્રાહ કરે ને આગળ ચાલે, ઉષ્ણતામાં તે છાંયડા ભાળે.
સૂર્યે સ્વવંશનું જોવા માપ, તન તપવ્યું માનો અમાપ;
થયો સર્વાંગે પ્રસ્વેદ, બળે ચરચર તાપે મેદ.

એવે પુરનું દ્વાર નિહાળ્યું, અન્નજળ આવેથી ભાવ્યું;
જેવાં પેસે દરવાજા માય, કે દીઠા કૌશિક મુનિમે સાંય.
આવીસન્મુખ ઊભા મહાપુન્ય, વિનય રાખી નમ્યો હૃદે શૂન્ય;
હાથ જોડી બોલ્યો મુખે આમ, આ ઊભાં પત્ની પુત્ર માહ નામ!
હું જાતે ઊભો થઈ દાસ, દક્ષિણાકાજ લો જેની આશ;
એ ઉત્તમ સાટું ભૂદેવ, અથવા ઈચ્છિત સાધુ સેવ.
વિશ્વામિત્ર કેહ સુણ સત્યવાદી, રખે થાતો તું વચનપ્રમાદી;
રાજસૂય સંબંધી જે દેવું, તે તો મારે તું પાસેથી લેવું.
એક માસનો વાયદો કીધો, કોલ તેં તારે મુખેથી દીધો;
દે દે દક્ષિણા રહી જે મારી, બીજી વાત ન રૂચે તારી.
હરિશ્ચંદ્ર કેહ અહો બ્રહ્મન, છો અમ્લાન તપરૂપી મહાધન;
આજ વદાડ થાય મુનિ પૂરો, અર્ધ દિવસ છે રે અધૂરો.
એટલી વાર દયા કરો દેવ, દઈ દક્ષિણા કરૂં સાધુ સેવ;
વિશ્વામિત્રે કંપાવ્યું તન, ભય વધારવા બોલ્યા વચન.
થોડી ઘટિકા જાશે હું આવું, ત્યારે વેણુ ન સાંભળું આવું;
દક્ષિણા લેઊં મારી પૂરી, નહિતો શાપું ભાખી ગયા સુરી.
એમ ભાખી ગયા મહામુન્ય, શું વિચારો મનમાં મહાપુન્ય;
જે દક્ષિણા દેવા બંધાયો, કેમ માગ્યું મુનિએ વાયો!
પણ કયી રીતે આપું તેહ, એમ વિધવિધ કરે સંદેહ;
જેમનું પોષણ મેં કર્યું સારૂં, તે કયા ગયું મિત્રાકેરૂં લારૂં.
મેં ભર્યા ભરપૂર દ્રવ્ય ભંડાર, ભર્યાં ધાન્યથી પૂર્ણ કોઠાર;
તે સર્વેનો ધણી મહારાજ, તે મુખ બોલ્યું ન દેઉં શું આજ.
દૂષિત થાઉં શું અધમોધમ, રે રે થાય એવું મેં કયમ;
પાછો દાનનો પ્રતિગ્રહ દુષ્ટ, કેવી રીતે થાઉં સંતુષ્ટ.
કેવી રીતે ન પડું હું નરક, રે રે કહી થાયો કષ્ટે ગરક;
હવે શું કરૂં કોડી ન પાસે, કયાં જઈ વસું મૂઢ હું વાસે.
કરૂં નિશ્ચે હું પ્રાણનો ત્યાગ, રે રે છૂટું ન તોય હતભાગ;
વચનવડે કબૂલ્યું જે દેવું, તે ન દેઉં તો દુઃખ થાય કેવું.
બ્રહ્મધન હરણ કરનારું હુંય, કૃમિકીટ દેહ પામું શુંય ?
કરવું એ છે ઘટારત મારે, દાસપણું આ દેહડી ધારે.

જાત વેચવી તે મહાઉત્તમ, ન રાખું દ્વિજ દેવું અનુત્તમ;
મહા વિનાશકારી એ દેવું, રાખીને પછી છૂટવું કેવું ?
પક્ષી કેહ જૈમિનિ સાંભળ, એમ અટવાયો નૃપ મહાબળ;
ચિંતાતુર મુખમુદ્રા દીસે, જેવો બલિવર્દ રેતમાં ફીસે.
આકુલ દીન અતિ નૃપને જોઈ, સાધવી સ્ત્રી મહા દુઃખી હોઇ;
દુમો ભરાયો હૈયા માંય, ગદ્ગદ્ વાણીવતી બોલી સાંય.
અહો રાજરાજેશ્વર મહારાજ, પરિ ચિંતા કરો તમે આજ;
ગમે તેમ કરી પાળો વ્રત, પ્રભુ સત્યવ્રત માનો મહત.
સ્મશાનભૂમિતજવાયોગ્ય જેવી, માનો વ્રતભંગ આ દેહડી તેવી;
અહો પુરૂષશાર્દૂલ સ્વામિન, સત્ય તજવાથી- નથી અન્યહીન.
સર્વ શાસ્ત્ર કેહ મોઠું સત્ય, તે પાળો ગરવી કરી ગત્ય;
મિથ્યાભાષી કરે ભલે હોમ, કાન્તિમાન હોય જેવો સોમ.
વેદવેદાંગાદિક મુખ પાઠ, હારે જેનાથી વસુ આઠ;
હોય દાનેશ્વરી બલિ જેવો, પુણ્યવંત જોઇ પ્રલ્હાદ કેહવો.
પણ તે સર્વ મિથ્યા મારાનાથ, જે સત્ય નવ પાળે સાક્ષાત;
ધર્મ શાસ્ત્રમાં ભાખ્યું એમ, સત્ય ભાખે ન કોઈ નેમ.
તેવું દુર્બુદ્ધિને છે અસત્ય, નાખે નરકે માનો મહામત્ય;
પૂર્વે કૃતિ નામે નૃપ મહામોટો, જેનો જુગમાં નહિ કોઈ જોટો.
જેણે સાત કર્યા અશ્વમેધ, એક રાજસૂય વિણુ વેધ;.
એટલું પુણ્ય કીધું જાતે, પડયો સ્વર્ગથી તે એક વાતે.
અસત્ય ઉચ્ચાર થયો મુખે, પડયો પૃથ્વી પે મહાદુઃખે;
અહો રાજન ઉપાય છે એક, સત્ય રાખણહારો વિવેક.
જુઓ પ્રભુ સંતતિ થઇ સુને, હવે આગલ્યું વેણુ રોધે હુને;
એમ વદી રૈબ્યા રહી છાની, ધન્ય ધન્ય હે તારા રાણી.
દુઃખે અશ્રુ પડે મોતી જેવાં, આંસુ બોર જેવાં કહીએ કેવાં;
જેવું હોય તેવું નવ જાશો, ભલે ન હોય તેને નવ થાશો.
એવી જોઇ રાણીની દીન દેહ, બોલ્યો થઈ રાજા નિઃસંદેહ;
અહો ભદ્રે રડે શા માટે, વારંવાર શેણે તું ઉચ્ચારે.
કસ્ય પરો તું તાપ સંતાપ, માપી આપું મહિલા મહામાપ;
તું જે સંતતિ સુખ કહે છે, તે આ બાળક દુઃખ સહે છે.

અહોગજગામિનીભામિનીબોલો, દેવી ઇચ્છામાં સતી ડોલો;
રાજપત્ની કેહ સુણો રાજન, હું પુત્રવતી છું પાવન.
સત્પુરૂષોતણાં જે કાર્ય, તે તો વર્ણવી કહું હું આર્ય;
પુત્રફળ પ્રાપ્તિ હેતુ માટે, સ્ત્રી ગ્રહણ કરે એ ઘાટે.
હવે મુજને વેચી મારા નાથ, આપો બ્રાહ્મણને દક્ષિણા હાથ;
પક્ષી કેહ સુણય જૈમિનિ તુય, વેણ સાંભળતાં થાતુ શુંય.
ધાર્યું હૃદયવેધક શર ઊર, મૂર્ચ્છા ખાઇ પડયો ભરપૂર;
પામ્યો સંજ્ઞા તે કેટલીક વારે, રે રે ધિઃક ધિઃક ઉચ્ચારે સારે.
અહો કલ્યાણકારી કમળાક્ષિ દેવી, આવી વાણી તું બોલે કેવી;
મહાદુઃખકારી લાગે તુજ વેણ, જાવા દે જાવા દે એવા કેહણ.
તુજહાસ્યયુક્ત વચન શું ભૂલ્યો, ના ના નથી મૂઢ એવો હું ફૂલ્યો;
ના ના, હસિતવદની કેમ એવું, ઉચરો હૃદય ઘા વાગે તેવું.
મુખ ન કરૂં એવો ઉચ્ચાર, તો કર્મ કયમ આચરૂં નિરધાર;
એમ વારંવાર મુખ બોલી, પડયો પૃથ્વી શું ધરણી ડોલી.
પૃથ્વી પડયો લહી પતિ મહાભાગ્ય, શુ ઉચરવા લાગી સ્ત્રી તે જાગ્ય;
રાજપત્ની કેહ હા માહરાજ, આ શું દુઃખ આવી પડયું આજ.
રંકુ પક્ષીના પર પર પોઢો, અત્યંત સુવાળાં અંબર ઓઢો;
તે આમ પડયા પતિ આજ ભૂમિ, ખંમા ખંમા કહી દાસરેહતા ઝુમી.
કોનું કર્યું પતિ તમે અપમાન, કે આ ભોગવો દુઃખ મહાન;
જેણે આપી અસંખ્ય ગાયો, પૃથ્વીધન લેતાં કોઈ ન વવાયો.
જે બ્રાહ્મણે લીધાં દાન, તે તો થઈ પડયાં રાય મહાન;
તમે પૃથ્વીઆપણહારા ભૂપ, તે પડયા પૃથ્વી થઇ કુરૂપ.
હા દૈવ કષ્ટ અતિ કૂડું, નાથે કોનું કીધું પ્રભુ ભૂંડું;
ઈંદ્ર ઉપેંદ્ર તમથી તો હારે, તેની આવી દશા કોણ વિચારે.
પૃથ્વીપર પડયા મૂર્ચ્છા ખાઇ, આ શા દિન આવ્યા દુઃખદાઈ;
એમ વિલપે રાણી, રાય બેશુદ્ધ, પાસે બાળક ઊભો અણબુદ્ધ.
માતાપિતાપરપડયાંપ્રાણસંકટ, તે સમજે પુત્ર ગતિ વિકટ;
લાગી ક્ષુધા તે ભૂખથી વ્યાકુળ, હા હા પિતા કષ્ટ સમાકુલ.
અનાથ સરખાં જોઇમા ને બાપ, તેને પ્રકટ થયો મહાતાપ;
તેનું દુઃખ તોયે તેણે મૂકયું, ભૂખથી કષ્ટ પિતૃનું ચૂકયું.

બાળ બોલ્યો તોતળી વાણી, કયમ પિતા સૂતા દુઃખ આણી;
મને લાગી છે ભૂખ ઘણેરી, માતા ખાવાનું દે મને વેલી.
હે મા હે મા, આપ્ય ઉહું ઉહું, ઘણી ભૂખ લાગી તને કહું;
જો મારી જીભનું ટેરવું સૂક્યું, ભૂખ ના ભાગે ધૂળ હું ખૂકું.
આ અહીં માડી કાંઈ કાંઇ થાય, એ શું હશે કેહે મારી માય;
મારાથી બેળે ન બોલાય, ખાવા આપ્ય ને લાવી આંય.
એવે અવનવું ત્યાં એક થાતું, દુઃખ દોડી આવીને સાતું;
પક્ષી કેહ જૈમિનિ સુણ્ય તુંય, આગે કથા વિસ્તારૂં હુંય.

વલણ.

કથા વિસ્તારૂં કારમી, કરી હરિને પ્રણામ રે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, છે હરિ મોટા સુખધામરે.

કડવું ૫ મું–રાગ કાલેરો.

પક્ષી કેહ જૈમિનિ સુણો, દુઃખ પામ્યો કેવું રાજન;
માબાપ પડ્યાં પુત્ર ખાવા માગે, એવે આવ્યા ત્યાં મુનિજન.
મહાભયાનક તાપસી, પ્રલયકાળ જેવો કોપ;
દક્ષિણા લેવાને આવ્યા, મુકવા અસત્ય આરોપ.
જુએ મુનિ તો બે જણ પડિયાં, બાળક રડે ઉભો પાસ;
તે નૃપને ઋષિએ જળ છાંટ્યું, જેને દક્ષિણાની દિલ આશ.
ત્યાર પછે મુખથી એમ બોલ્યા, ઊઠ્ય ઊઠ્ય હે રાજેંદ્ર;
કબૂલ કરેલી દક્ષિણા આપો, તું મહા સત્યવાદી ઉપેંદ્ર.
દેવાદારનું દુઃખ દિન દિન વાધે, જેમ વાધે ક્ષૌરના વાળ;
હીમ જળે શીતળતા પ્રકટી, નૃપ ઝબકી ઉઠ્યો તત્કાળ.
જેમ મૃતકને અમૃત સીંચે, ને ઊઠે ચેતના પામી;
જે દુઃખથી તેનું મૃત્યુ થયું હોય, તે પીડા દેખે પાછી સામી.
તેની દશા કેવી થાય માનો, પણ આ તો ઉલટું દીસે;
કાળ જશા મુનિવર જોઈ સામા, દાનેશ્વરી મન હીસે.
તદપિ આપવું કયાંથી આણી, એ ચિંતામાં નૃપ પડિયો;
પુનરપિ મૂર્ચ્છિત થયો પોતે, તપ કાઢી ઋષિકોપે હડિયો.
પુનરપિ જળાદિકે આશ્વાસી, દ્વિજસત્તમ બોલ્યા આમ;
હે નૃપ ! જો તું ધર્મને ધારે, આપ આ મારા દામ.

સત્યવડે સવિતા નભ તપતો, રહી સત્યે પૃથ્વી ભૂપ;
સત્ય ધર્મ એ સૌથી મોટો, છે સત્યે સ્વર્ગ સુખ અનૂપ.
કોઇ સત્યવાદીએ તોળી જોયું, ત્રાજવામાં ઘાલી સત્ય;
સો અશ્વમેધથી અધિક હતું તે, એ શ્રેષ્ઠ માનો મહામત્ય.
રે મતિ તુજને વારૂં છું હું, માહ મૂઢને શિક્ષા દેવી;
જૂઠાબોલો મહાનિષ્ઠુર પાપી, તેને સુલટી મતિ તે કેવી.
અનાર્યથી સામવિધિ શે સાધું, વારૂં સુણ્ય નૃપાળ તું આજ;
મહાસમર્થ તું શૂરો પૂરો, સુણ્ય મારો સત્યભાવ માહરાજ.
જો દક્ષિણા તું ન દે અમારી, તો શાપી કરૂં તને પ્રેત;
હું સૂર્યાસ્તની ઉભો વાટ નિહાળું, આણુ ન કિંચિત હેત.
એ રીતે કહી મુનિ વળિયો, જોતા જોતા થયા અલોપ;
રાજા મહાભયભીત થયો ત્યાં, જાણે વસમો વિશ્વામિત્રકોપ.
કયાં જવું ને શું કરવું તે, સૂઝે નહિ નલભાર;
ફૂટી કોડી સરખી નહિ પાસે, પામ્યો અધમોધમ ઉપચાર.
એવી દશામાં મહામુનિ કેરા, શબ્દદંડ પડે પીડ;
એ દશાવાળા નાથને નિર્ખી, ધરૂણી બોલી થઇ ધીટ.
અહો નાથ મારૂં કહ્યું માનો, શે બળો શાપાગ્નિથી આપ;
એમ વારંવાર નૃપપત્ની ભાખી, ત્યારે પ્રકટયો તન પરિતાપ.
અહો ભદ્રે નિર્દય પતિ તારો, કરશે નારીવિક્રય કાજ;
રે રે પ્રભુ હું દુષ્ટ મહાપાપી, આ જીભ વદશે આવું આજ.
મહાદુષ્ટ નીચ ચાંડાળ પોતે, ન વર્તે આવી રીત;
તે કર્મ આચરવા હું ઊભો, કયા નાશી ગઇ રાજ પ્રીત.
એ પ્રમાણે સ્ત્રીશું બોલી, ગયો નગરમા રાય;
મહાપીડિત કષ્ટે અમૂઝાયો, જેની કંપે થરથર કાય.
કંઠ સુકાયો નેત્ર ભરેલો, એવો નૃપવર ચૌટે જાય;
અહો નગરજન સુણીએ વચન મમ, આજ વેચું મારી કાય.
તું કોણ છું એવો પ્રશ્ન ન કરશો, કારણ કે હું છું પાપી;
રાક્ષસી કર્મ કરવા બેઠો હું, માનુષી ધર્મ ઉથાપી.
એથકી પણ અધિક પાપી ને, અમો ક્રૂર છું પૂરા;
મારી પ્રાણપ્રિય પત્નીનું સાટું, કરવા આવ્યો છું શૂરા.

એવું છતાં નવ પ્રાણ તજું હું, મુખ ખોલું કરવા સારું;
દાસી કારણ કોઇ દયિતા રાખે, તેના ઉપકારમાં અમો ગારું.
આવો અવસર ફરી નહિ આવે, નહિ મળે દાસી આવી;
જેણે અનેક દાસીઓપર પ્રીતિ રાખી, તેને આવી લાગ્યું આ ભાવિ.
પક્ષી કેહ જૈમિનિ સુણો તમે, એવે આવ્યો વૃદ્ધ એક વિપ્ર;
અરે ભાઈ મારે દાસી રાખવી, એનું મૂલ્ય કહે તું ક્ષિપ્ર.
ધન સંગ્રહ ઘણો મારી પાસે, ઘરમાં મળી નારી સુકોમાર;
તે ઘરકાર્ય કરી શકે નહિ જાણો, માટે ધન ખરચું આ વાર.
આ તારી સ્ત્રી નિપુણ જણાયે, તરુણ રૂપ શીલમાં છે સારી;
એ ગુણની સાથ દ્રવ્ય આ પૂરૂં, તે તું લે નારી દઇ તારી.
નારી તારી દઇ ચાલ્યો જા વાટે, એવું વેણ સુણ્યું નરેંદ્ર;
તેનું દુઃખે હૃદય ચીરાઈ ગયું અતિ, રે મેં શાં પાપ કર્યાં મહેંદ્ર.
હા કે ના નવ મુખથી ઉચર્યો, દ્રવ્ય બાંધ્યું રાજાની ગાંઠ;
કેશે સાહી સ્ત્રી ખેંચવા લાગ્યો, જો જો બ્રાહ્મણ ખરો લાંઠ.
સ્ત્રી કેહ પિતાજી મૂકો મુજને, હું આવું તમારી સાથ;
આ કેશ મારા કોઇએ નવ ખેંચ્યા, તમો ખેંચો જુએ મમ નાથ.
શું આટલા દુઃખથી અંત આવ્યો હશે, શ્રોતા મનમાં એમ;
ના ના એમ રખે ભાઇ ધારો, થાય પડતાપર પાટુની રેહમ.
માતાને પીડાની જોઇને બાળક, સુસવવા શું ક્રોધ્યો;
વસ્ત્રે વળગી પગ્યો કાકપલાળો, મુખ પાડે ઘણી ઘણી રાડ્યો.
રે મા આ વૃદ્ધ તને કયમ ખેંચે, મારા જનકને મૂકી આજ;
રોહિતાશ્વ વળી રૂદન કરી કેહ, આજ કોપશે મા મહારાજ.
રાજપત્ની રડતી મુખ બોલી, આર્ય મૂકો પળ વાર;
મારા બાળક પુત્રને આલિંગી લઉં હું, ત્યાં સુધી મુકો દાતાર.
અહો પિતા એ બાળક કેરૂં, દર્શન દુર્લભ મુજને;
માટે જરા વાર મુજને મૂકો તો, આશિષ દેઉં તુજને.
અહો વત્સ આવ્ય આવ્ય આ બાજુ, જો દાસી થઇ તારી માત;
અહો પુત્ર મને સ્પર્શ કરીશ નહિ, સ્પર્શ યોગ્ય રહી નથી જાત.
તદપિ તે બાળક નવ સમજ્યો, ગયો રડતો રડતો મા પાસ;
અશ્રુથી નેત્ર ભરાઇ ગયા જેનાં, દિસે અંગો અગ ઉદાસ.

ઓ મા, ઓ મા કહી પાછળ ધાયો, વળગી પડયો તેની કોટ;
સાટું કરનારે લાત મારી એક, સાહી તેની દઢ ચોટ.
ઓહો માતા, હે માતા કહીને, બાઝયો બાલુડો બાંય;
હે માતા મુજને આ મારે, તું નવ બોલે મુખ કયાંય.
રાજપત્નીકહે અહો દ્વિજરાજ, એક વિનંતિ સુણો મારી;
આ બાળકને સાથે લાગો ખરીદો, પ્રભુ થાવ એટલા ઉપકારી.
એ વિના મારા પ્રાણ ન રાખું, કે કરી શકું નવ કામ;
હું હીન દીન અભાગ્યણી સામુ, ભાળો કૃપાદષ્ટિ આમ.
હું સનાથ અનાથ જેવી પ્રભુ જાણો, મેળવો ગાયને વત્સ;
પ્રભુ પુત્ર પ્રેમ સર્વને લાગ્યો, કયમ જીવે જળવિણ મત્સ્ય.
તે બ્રાહ્મણ મહાકૂર હતો પણ, નહિ વિશ્વામિત્ર જેવો;
તે પડેલા પુરૂષની પાસ જઈ કેહ, કયમ અલ્યા પુત્ર દેવો કે નદેવો?
આ વધારે દ્રવ્ય હું તુજને આપું, તે લઈ બાળક દે મુજને;
અથવા અમો શેણે પૂછું કાંઇ, આપું દ્રવ્ય કહ્યું શાસ્ત્રે તુજને.
ધર્મવેત્તાએ સ્ત્રી પુરૂષકેરૂં, મૂલ્ય કર્યું નક્કી જાણ;
શત સહસ્ર લક્ષ કે કોટિ માનો, બોલ શું દેઉં તુને અજાણ.
તદપિ નૃપ મુખથી નવ બોલ્યો, ત્યારે વિપ્રે કીધુ આમ;
પ્રથમની પેઠે છેડે દ્રવ્ય બાંધ્યું, પછે ચાલ્યો લઇ હરિનામ.
રાજપત્ની અને પુત્ર નિહાળે, પૃથ્વી પડયો ભૂપાળ;
આગળ જવા જેના પગ નવ ઉપડે, મારે ધક્કા દ્વિજ કરાળ.
તદપિ તે નવ ચાલ્યાં જ્યારે, પછે બાંધ્યાં બંને એક દોરે;
ગોપાળક વત્સ સુરભિને ખેંચે, તેમ ખેંચે ક્રૂર બ્રહ્મ હ્રદય કઠોરે.
તે જોઇ નયણે નૃપ અતિ કંપ્યો, વારંવાર ઉષ્ણ મૂકયા નિઃશ્વાસ;
રે મારી પત્નીને વાયુ ન પર્શે, કે સૂર્ય શશિનો પ્રકાશ.
તે નારી દાસી થઇ ગઇ મારી, ધિઃક દૈવ તુંને ધિઃકાર;
સૂર્ય વંશમાં જન્મ પામેલો, તે દુઃખ પામે સુકુમાર.
જેની અંગુલી મગફળી હઠાવે, તે શું વેચાયો આ વાર;
ધિઃકાર છે દુર્બુદ્ધિ મુજને, ન વસે દયા લગાર.
અહો પ્રિયે, હા વત્સ બાળુડા, શું આવી દશા આવી આજ;
મારી અનીતિએ બંને વેચાણાં, રે મેં કયાબ્યું તમારૂં કાજ.

મહાકષ્ટ હું દેહે પામ્યો પણ, આ જીવ શાથી ન જાય;
આ જીવતરમાં ધિઃકાર પડો, જેણે વેચ્યાં પુત્ર પુત્રવતી માય.
રે રે પ્રભુ શાં પાપ કર્યાં મેં, દેવા લાગ્યો તું આ દંડ;
અતિ થયું હવે ક્ષમા કરો પ્રભુ, નથી નથી કંઈ પાખંડ.

વલણ.

નથી નથી પાખંડ કંઇ મારાં, એમ વિલપે નૃપ ભૂમિ પડીરે;
તે વૃદ્ધ વિપ્ર પત્ની સુત લઇને, ગયો આથે તેણી ઘડીરે.

કડવું ૬ ઠું-રાગ રામગ્રી લેહેકણી.

પક્ષી કેહ જૈમિનિ સાંભળો, કરે નૃપ ત્યાં વિલાપ;
બ્રાહ્મણ ગયો સ્ત્રીપુત્ર લઇ, પ્રકટયો તન પરિતાપ.-પક્ષી૦
એવે વિશ્વામિત્ર આવ્યા કને, લેવા દક્ષિણા ધન;
તેને હરિશ્ચંદ્રે ધન આપિયું, રીઝયા નવ મુનિજન. પક્ષી૦
કલત્રપુત્ર .વેચી મેળવ્યું, તેહ ઓછું પડયું જાણ;
શોકસંતપ્ત નૃપને કહે, ક્રોધી કૌશિક વાણ. પક્ષી૦
હે અધમક્ષત્રિય મને અવગણે, હું આટલી દક્ષિણા યોગ્ય;
એમ જો ધારતો તું ઉરે, તો લાગ્યો જાણ શાપરોગ. પક્ષી૦
સારી રીતે સાધ્યાં તપ ઘણાં, વળી પાળ્યું બ્રહ્મપણું જેહ;
તું ઉગ્ર પ્રભાવ જો માહરો, અધ્યયન શુદ્ધ આ દેહ. પક્ષી૦
તેવડે કરી ધન મેળવું, તે કરૂં ભ્રષ્ટ ભૂપાળ;
હરિશ્ચંદ્ર કેહ આપું વળી બીજું, કરો પ્રતીક્ષા દયાળ. પક્ષી૦
મારી પાસે ધન છે નહિ, આપીશ મળ્યે બીજી વાર;
સ્ત્રીપુત્ર વેચ્યે જે આવ્યું તે, આપ્યું અધુના નિર્ધાર. પક્ષી૦
વિશ્વામિત્ર કેહ નૃપ સુણો, રહ્યો અવશેષ ચોથો ભાગ;
એટલો રહ્યો દિન જોઇને, ધરજ્ય સત્ય પર અનુરાગ. પક્ષી૦
હું વાટ જોઇશ રહ્યા દિનની, પછે ન લેઉં લગાર;
એમ કહી થયા ચાલતા, કરી મુખે ક્રૂર ઉચ્ચાર. પક્ષી૦
વિશ્વામિત્ર ગયા પૂઠી, પડયો નૃપ શોકસમુદ્ર;
તે નિશ્વાસ મૂકે છે સર્પ શો, થયો ઘણો દીન રાજેંદ્ર. પક્ષી૦
શાપ ભય, ભય સત્યનો, પછે બોલ્યો મોટેથી ભૂપ;
ધન દેઈ દાસ લેવો કોઇને, તો હું આ ઊભો કુરૂપ. પક્ષી૦

સૂર્ય 'અસ્તાચળે નવ ગયો, ત્યાં સુધીમાં વેચાઉં;
હું દાસ થાઉં આ દેહથી, પત્નીપુત્ર પેરે જાઉં. પક્ષી૦
એવે એક ચાંડાળ આવિયો, તેનાં કરૂં શાં વખાણ;
દેહમાંથી દુર્ગંધ નિકળે, છે અતિ કુરૂપ નિર્વાણ. પક્ષી૦
કેશવડે અંગ કરકરૂં, વધી દાઢી વિણુ ક્ષૌર;
એ દંત મુખ બાહેર નિસર્યા, તે પણ દીસે ન ગૌર. પક્ષી૦
ક્રૂર કઠોર દીસે ઘણો, હારે કાળપે મેશ;
ઉદર દીસે ગોળી સમું, વળગી રહી મૂછે ધેંશ. પક્ષી૦
માંજરી રૂક્ષ આંખો ઘણી, કરે મુખ કઠોર ઉચ્ચાર;
પક્ષી હણી પગપર ગ્રહ્યા, લટકતા કરમાં નિર્ધાર. પક્ષી૦
મૃતકના હાર અંગે ધર્યા, ઝાલી નર ખોપરી હાથ;
છે વિશાળ વદન રાક્ષસ સમું, જેને જોઈ ડરે ભૂતનાથ. પક્ષી૦
ખોબડીતોતડી બોલી બોલે, વિંટાયા શ્વાન ચોપાસ;
એક કરે ઝાલી લાકડી, જોઇ ઉપજે જમને ત્રાસ. પક્ષી૦
એવો ભયાનક ભૂંડશો, કદરૂપાનો ભૂપ;
આવી મુખે એમ ઉચર્યો, મારે લેવો દાસ અનૂપ. પક્ષી૦
બોલ્ય દાસ તારૂં મૂલ્ય શું, આપું મુખ માગ્યા દામ;
ખરીદ કરૂં તને ખાંતથી, આવી ઉભો રેહ તું આમ. પક્ષી૦
પક્ષી કેહ જૈમિનિ સાંભળો, પછે શું બોલ્યો નૃપાળ;
હરિશ્ચંદ્ર કેહ ભાઈ કોણ છે, ક્રૂર દુર્ભાષી કરાળ. પક્ષી૦
ચાંડાળ કેહ હું ચાંડાળ છું, મને લોક' કેહ છે પ્રવીર;
વધ કરવા યોગ્યને હું હણું, વળી ગ્રહું મૃતકનાં ચીર. પક્ષી૦
એ નામ ને ધંધો અમતણો, ચાલ્ય મારી તું સાથ;
તું જાણ્ય ઉદય થયો ભાગનો, તને ત્રુઠ્યા ત્રિભુવનનાથ. પક્ષી૦
હરિશ્ચંદ્ર કેહ મહાનીચ તું, છે અધમોધમ ચાંડાળ;
તારૂં દાસત્વ નથીમારે જોઇતું, ભલે લાગે શાપ કરાળ. પક્ષી૦
એમ ભણે રાય જેટલે, એવે આવ્યા કૌશિક;
ક્રોધામર્ષથી ગગડે મેઘ સમ, તવ થઇ ઘણી 'ડાબી છીક. પક્ષી૦
વિશ્વામિત્ર કેહ નૃપ ગ્રહ્યા, આ ચાંડાળ દે છે ધન;
તે લઈ દક્ષિણા આપ્ય તું, થાય મારૂં મન પ્રસન્ન. પક્ષી૦

અનેક પ્રકારના અનેક શબ્દો, વારંવાર સંભળાય રે;
શું મૃત્યુ લોકનું નરક ગુંગાયું, મૂઢમતિએ જણાય રે.
અમાંગલિક શબ્દે ભય ઉપજે, આવે ખાવા વ્યાઘ્ર શિયાળ રે;
તેમની ચીસોએ બીક લાગે, ભલે હોય ભયદેવના ભયપાળ રે.
તે સ્મશાનમાં આવી વશ્યો, નૃપહરિશ્ચંદ્ર તજી શોક રે;
સ્વસ્થિતિનો શોચ કરે ઘણો, જ્યાં ત્યાં દુઃખ કરે આલોક રે.
ત્યાં રહી તે વળી શું શું કરશે, તે કથમ કેહેવાય મુજથી રે;
મહાકવિ કોઇ મોટા જાણે, દુખિયાનું દુઃખ મુંથી રે.

વલણ.

દુખિયાનું દુઃખ મુંથી જાણે, હું અલ્પમતિ અજ્ઞાન રે;
પુરાણીકરણ પુરાણ બાદુ, નવ મતિ મુજ મહાન રે.

કડવું ૮ મું—રાગ મેવાડાની દેશીફેર.

વિલપે છે નૃપ મન માંય, હો રે હઠીલા ભૂસુર;
તેં આ શું કર્યું દુઃખદાય, હો રે હઠીલા ભૂસુર.
ક્યાં ગયા સેવક મંત્રી સુજાણ, હો રે હઠીલા ભૂસુર,
ગયા ક્યાં બ્રાહ્મણ ગુણવાન, હો રે હઠીલા ભૂસુર.
અરે દૈવ લીધું રે રાજ્ય, હો રે હઠીલા ભૂસુર,
શું થયું સુખ સર્વે મારે ત્યાજ્ય, હો રે હઠીલા ભૂસુર.
હા રોહ્યા, હા તારા નાર, હો રે હઠીલા ભૂસુર,
હા લાડવાયા પુત્ર સુકુમાર, હો રે હઠીલા ભૂસુર.
છોડ્યો હીનલાગી તમે કેમ, હો રે હઠીલા ભૂસુર,
હાહા મુનિ કૌશિક ધરો ક્ષેમ, હો રે હઠીલા ભૂસુર
નથી નથી કૌશિકનો વાંક, હો રે હઠીલા ભૂસુર,
થયો હું તો પૂર્વને પાપે રાંક, હો રે હઠીલા ભૂસુર
હવે શું કરૂં બીજું કાજ, હરિશ્ચંદ્ર દામણો રે,
ચાંડાળસેવા આવી લાગી આજ, રાય છું નામનો રે.
તે મેં સ્વીકારી ધરી પ્રેમ, હરિશ્ચંદ્ર દામણો રે,
જો સોંપ્યો મુનિએ મને નેમ, રાય છું નામનો રે.
અરે આ છે રૂક્ષ શરીર મલિન, હરિશ્ચંદ્ર દામણો રે,
દીસે ચીર વિના દેહ હીન, રાય છું નામનો રે.

આ શું ગંધાય એમનું અંગ, હરિશ્ચંદ્ર દામણો રે;
અરે મારે કરવો શું એમનો સંગ, રાય છું નામનો રે.
ચિન્હ ચાંડાળનાં ધરે ઞેહ, હરિશ્ચંદ્ર દામણો રે;
કરે જોષિકા ઝાલે જોદ, રાય છું નામનો રે.
હવે એ સૌ ધરૂં મારે દેહ, હરિશ્ચંદ્ર દામણો રે;
અહીથી તલીં ભટકું નિઃસંદેહ, રાય છું નામનો રે.
એ જેવી કમાઈ ઇચ્છે જાણ, હરિશ્ચંદ્ર દામણો રે;
હવે તેવું મારે કરવું તિરવાણ, રાય છું નામનો રે.
કાલે આવે મૃતક નવું આંહી, હો રે શું કરૂં રે;
મળશે માલ ઘણો તે માંહી, એ પીડા કેમ હરૂં રે.
તેમાંથી આટલો તો મારો ભાગ, હો રે શું કરૂં રે;
બીજો રાખું રાયનો ધરી અનુરાગ, એ પીડા કેમ હરૂં રે.
ત્રણ ભાગ રહ્યા જે સોય, હો રે શું કરૂં રે;
તે તો, ચંડાળ મારાના હોય, એ પીડા કેમ હરૂં. રે.
આમ ભાખી રખડું ભૂદેવ, હો રે શું કરૂં રે;
એક ભવમાં બે માનું એવ, એ પીડા કેમ હરૂં રે.
ફાટેલાં ચીંથરાંની કંથા અંગ, હો રે શું કરૂં રે;
પહેરી ફરૂં હું રાની અભંગ, એ પીડા કેમ હરૂં રે.
ચિતાની રાખોડીએ મહારાજ, હો રે શું કરૂં રે;
મુખ કર ઉદર લેપાયાં આજ, એ પીડા કેમ હરૂં રે.
મેદ વસા મજ્જાવડે જાણ, હો રે શું કરૂં રે;
આવે કરઅંગુલિમાં ઘણી તાણ, એ પીડા કેમ હરૂં રે.
હું મૂકું નિશાસા વારંવાર, હો રે, શું કરૂં રે;
ક્યે કર્મે લખ્યાં ચાંડાળ ઘરબાર, એ પીડા કેમ હરૂં રે.
જેણે પેર્યા બલિદાનકેરા હાર, હો રે શું કરૂં રે;
તે મારા મસ્તકભૂષણ વળી સાર, એ પીડા કેમ હરૂં રે.
એમ વારંવાર કરે પોકાર, હરિ સાહ્ય કરો રે;
નવ ખાયપીએ, સુણે છે હોકાર, રાય પીડા હરો રે.
ગયાં ઉંઘ મારી નાસી ગાઉબાર, હરિ સાહ્ય કરો રે;
મારાપર કોપ્યો શાથી પ્રભુ સાર, રાય પીડા હરો રે.

કૌશિક મુનિ વિશ્વા માસ બાર, હરિ માહે ફરો રે;
તે તો બાર યુગ જેવા નિરધાર, રાય પીડ હરો રે.
એમ રાય વિધવિધ કરે વિલાપ, હરિ સંભારતો રે;
પછે તેને પ્રકટ્યો કેવો તાપ, મને વિચારતો રે.
તેનું કરૂં યથામતિ વરણુન, હરિ સંભારતો રે;
સુણો તમે શ્રોતા વક્તાજન, મને વિચારતો રે.

વલણ.

શ્રોતા વક્તા સાંભળજો, સતિયાનું કેવું સત્ય રે;
નિલપુર અસત્ય ન આચર્યું, છે ગરવી જેની ગત્ય રે.

કડવું ૯ મું–રાગ ધનાશ્રી.

પક્ષી કેહે સુણ્ય જૈમિનિ તુય છ, પછે નૃપનું ત્યાં થાતું શુંય છ;
એક સમય સૂતો થાક્યો પાક્યો છ, જોતા સ્વપ્ના પડ્યો ઘણો ડાકો છ

ઢાળ.

ડાકો પડ્યો પ્રિયવિયોગી રાજા, જેનું શરીર કર્કશ જાણ;
જેની ઘણે દિવસે આંખ મળી, પણ ન સ્વપ્ને સુખ વખાણ.
આધિવ્યાધિ સર્વ ટળી ગઈ, આવ્યું નાનું સરખું મોત;
ત્યાં દૈવકૃપાએ કે સ્મશાનવાસે, પ્રકટી સ્વપ્ન કેરી જોત.
એવો વિચાર સ્વપ્ને થયો કે, ગુરૂદક્ષિણા ન અપાઈ;
તે માટે દેહાંતર ધરી મારે, દુઃખ ભોગવવું અટવાઈ.
ગુરૂદક્ષિણા લોપ કર્યાનું, એ પ્રાયશ્ચિત સત્ય;
એવો વિચાર થયો સ્વપ્ના માહે, ગરવી જેવી ગત્ય.
વળી તેજ સ્વપ્નમાં એમ જોયું, હું રહ્યો ચાંડાળણી પેટ;
તેના ઉદરે વસતાં નૃપ વિચારે, અહીંથી છૂટ્યે પામીશ વેઠ.
જો વેહલો છૂટું તો પુણ્ય કરૂં હું, એવે થયો જન્મ તત્કાળ;
લોકે ચાંડાળબાળક તે કહ્યો, એવું સ્વપ્ન પામ્યો ભૂપાળ.
તેણે ધંધો લીધો હાથમાં, પિતા કરે તે કરવું કાર્ય;
આસક્ત થયો શવક્રિયા માહે, તવ ભૂલ્યો જાતિ આર્ય.
સાત વર્ષનો એમ થયો તે, એવે એક દ્વિજનું શવ આવ્યું;
દ્વિજ નિર્ધન હોયે તે નવ જાણ્યું, તેણે કર લેવા મન ભાવ્યું.

પણ તે વિપ્રોએ જવ માન્યું નહિ, ચાંડાળ દુઃખ દેવા લાગ્યો;
તે બ્રાહ્મણોએ ચાંડાળ આગે, વિનયગુણને ત્યાગ્યો.
ચાંડાળબાળને કૌશિકમુનિનું, કૃત્ય કહ્યું માંડી આમ;
અહો પાપિષ્ટ અશુભકર્મકારક, તું સુણય કૌશિકનું કામ.
હરિશ્ચંદ્રે દક્ષિણા નવ દીધી, તેથી નૃપ થયો ચાંડાળ;
અલ્યા તું ચાંડાળ થઈ દ્વિજધન ઇચ્છે, તે છૂટીશ કિયે કાળ.
બાળ ચાંડાળે માન્યું નહિ, ત્યારે વિપ્રે દીધો શાપ;
હે અધર્માધમ પડય નરક માહે, અધુના સેહે તન તાપ.
એવું વચન વદનેથી નીકળતાં, ત્યાં દીઠા ભયાનક દૂત;
કરમાં પાશ ગ્રહીને આવ્યા, તેથી સારાં સૌ જગ ભૂત.
બળાત્કારે તેણે બાંધી લીધો, તે પણ જોયું દૃષ્ટ;
ખેદ પામી હાં માતા હા પિતા, એમ ભાખી પામ્યો અતિ કષ્ટ.
આક્રંદ સુણ્યું નહિ યમદૂતે, નાખ્યો જઇ નરક માંય;
તેને તપ્ત તેલની કઢામા નાખ્યો, દુઃખ દુઃખ દીઠું ત્યાંય.
ત્યાંથી કાઢી તેને કરવતે કાપ્યો, જેનું આમિષ પડતું બોમ;
વળી ત્યાંથી તે દુખિયા નૃપને, નાખ્યો અંધતામસ જ્યાં નહિ સોમ.
તહીં તેને રૂધિરાદિકનું ભોજન, કરવું પડયું નિરવાણ;
હું ચાંડાળબાળક નરક પડયો છું, એવું નૃપને થઇ ગયું ભાન.
એ રીતે યમદૂતો બાળે, દિવસે દિવસે અધિક;
પમાડે ખેદ ને ક્ષોભ પમાડે, કોઈ જગાએ મારે ઢીક.
કાપે હલાવે અંગ અતિશે, વળી સળગાવે તેની દેહ;
ટાઢે મારે તાપે ઉભો રાખે, કંઈક ઉરાડે વાયુમાં તેહ.
એવાં એવાં દુઃખ અનેક દેતાં, ત્યાં ગમે કેવું જાણ;
એક દિવસ સો યુગસો જાયે, કેમ કહી શકે અજાણ.
એવાં એવાં સો વર્ષ રહ્યો તે, મહાનરકની માંય;
તે યમદૂતો નામ સાંભળી, ઘણું કંપે ઉભો જ્યાંય.
એવે ફેંકયો તેને પૃથ્વી પડ પર, ત્યા વિષ્ટાભક્ષક હુઓ શ્વાન;
એઠી કાઢેલા અન્નને ખાતાં, મૂકયો એક માસે શ્વાને પ્રાણ.
પછે ચાડાળ ગર્દભ થયો, કરિ કીશ અજ બિડાલ;
દૈક ને બલિવર્દ બકરો, દ્વિજ કૃમિ જંતુ ભૂપાળ.

મત્સ્ય કચ્છ વરાહ શાહુડી, કુક્કુટ કીર ચકલી જાત;
સારીકા ને શેહલો નૃપ, થયો ન કંઇ પ્રખ્યાત.
પછે સ્થાવર વૃક્ષ વેલી થયો, ગુલ્મ ઇત્યાદિક સર્વ;
ચક્ષુઃશ્રવાદિક સર્વ માંહે, તે પામ્યો જન્મ અખર્વ.
એમ અનેક યોની રઝવડ્યો, ધારણ કીધાં અનેક દેહ;
તે જાતિ જાતિના દુઃખમાં, થયો સંતપ્ત નૃપતિ તેહ.
એ રીતે કુયોનિ ભટકતાં, પૂરાં થયાં સો વર્ષ;
ત્યારે કોઇક કાળે પોતાને કુળ, જન્મ જોઈ પામ્યો હર્ષ.
એવું એવું દુઃખ ઘણું દીઠું, વળી તે જન્મનું ભાખું દુઃખ;
દ્યૂત રમતા રાજ્ય કલત્ર હાર્યો, નાશી ગયું સહુ સુખ.
તે એકલો રહ્યો જાતોજાતે, ત્યારે નાશી ગયો વન માંય;
તે વનમાં તેણે હરિ એક દીઠો, મુખ કાઢી બેઠો ત્યાંય.
તે સિંહ આવીને ખાઈ ગયો, વળી જીવતો હુઓ તેહ;
તવ પત્નીનો શોચ કરવા લાગ્યો, મુખશું બોલ્યો એહ.
અહો નારી સુને દુખીયો મૂકી, નાશી ગઇ તું ક્યાંય;
વળી તેણે પુત્રવતી લહી પત્ની, તે કેહતી ગયા પતિ પાંય.
અહો સ્વામી શું દ્યૂત રમ્યાનું, તમારે છે કામ;
આ સ્ત્રી પુત્ર મહાદુઃખ પામ્યાં, હવે એવું ન રમશો સ્વામ.
વળી ફરી ફરી તે નાસવા લાગ્યો, પણ દીઠી નહિ સ્ત્રીજન;
પાછો સ્વર્ગમાંથી તે સ્ત્રીને નિહાળે, દીન સરખી રાજન.
ખેદકારક રવ કરે રહી તે, કેહ રક્ષો રક્ષો સ્વામીનાથ;
વળી પાછો તે આ વિધિ દેખે, રડે સ્વસ્ત્રી ગ્રહી પુત્ર હાથ.
નૃપતિને નાકમાંહી બોલાવે, કૌશિકે કહ્યું ધર્મને જાણ;
એવામાં નાગપાશે નૃપ બંધાયો, જેની કુંઠિત થઈ ગઈ વાણ.
બાંધી રૂંધી ધર્મનિકટ લાવ્યા, તેણે કહ્યું કૌશિક કૃત્ય;
તોપણ ત્યાં નવ લેશે જણાયો, દેશ અસત્યતણો સત્ય.
એ જે જે જોયું નૃપે સ્વપ્ના માંહે, તે તે ભોગવ્યું વર્ષ બાર;
બારમું વર્ષ પૂરૂં થાતામાં, વળી યમદૂતે ગ્રહ્યો નિરધાર.
તેવામાં યમ કોપસ્વરૂપી, દીઠો નૃપે સ્વયચક્ષ;
તે ક્રોપરૂપી યમ નૃપ શું બોલ્યો, સાંભળ આ એક પક્ષ.

વારી ન શકાય એવો તું જાણે, છે વિશ્વામિત્રનો ક્રોધ;
તે કૌશિક મુનિ તારા પુત્રને મારે, માટે માન તું મારો બોધ.
આટલા નૃપ હુઆ અવનિ, તે નહોતા તુજ જેવા;
દક્ષિણા આપી ન આપી તેમાં શું, સાધે સધાય જેટલી સેવા.
સત્યવાદીની તારે છાપ શે જોઇએ, જેથી પડે અતિ દુઃખ;
દક્ષિણા મારે દેવી નહિ કેહ, જો થાયે પલકમાં સુખ.
સત્યવક્તા હું નથી કહે તું, તો મળે કલત્ર ને પુત્ર;
રાજ્ય રિદ્ધ સર્વે મળે, વળી મળે ઘર ઘરસૂત્ર.
સ્વપ્નામાં નૃપ ઝંખી ઊઠયો એમ, એ શું બોલો. યમરાજ;
આપું કહી કયમ અન્યથા બોલું, શે કરૂં અસત્ય હું કાજ.
સુખ અંતે દુઃખ, દુઃખ અંતે છે, સુખ સુણો ધર્મરાય;
માટે મારે સર્વ વિપ્રનું દેવું, કેહવી ન મુખે નાય.
ત્યારે ક્રોધ આણી ધર્મ કેહ પાપી, જા પડય મૃત્યુ લોક;
તારે કર્મે અવશેષ રહ્યું તે, ભોગવય આણી શોક.
જો દ્રઢતર ગાંઠ હ્રદેમાં રાખીશ, તો થાશે કલ્યાણ;
નહિ તો આ નરક માંહે પચીશ તું, માન્ય મારી સત્યવાણ.
નિશ્ચે તું કૌશિક કદી ન છૂટે, જા જા પરો મૂઢમત્ય;
એમ ખરૂં ખોટું સમજાવિયું છે, પ્રૌઢી જેની પત્ય.
એવે બારમું વર્ષ પૂરૂં થયું, આવ્યો દુઃખનો અંત;
તેને યમદૂતે નાખ્યો પૃથ્વી, જાણે પડયો ભૂમિ મહંત.
યમલોકથી હું પૃથ્વી પડું છું, એવો ભય પેઠો મન માંય;
હબકી છબકી જાગ્યો રાજા, અરે આ તે શું કહેવાય.
આ દુઃસ્વપ્ન કયમ આવ્યું મુજને, તેનું કરવા લાગ્યો ધ્યાન;
શાથી આવ્યું એ કેમ થયું, તેનું થાય ન કંઇ અનુમાન.
પછે વિચાર્યું કષ્ટ એ કૂડું, દાઝયા ઉપર એ લુણ;
જેનો પાર પમાય ન એવું જોયું, આ તે કર્યું કોનું ઋણ.
ઠીક સ્વપ્નામાં જે જોયું તે જોયું, પણ વીત્યા મારાં બાર વર્ષ;
એવી ભ્રાંતિ જ્યારે થઈ ભૂપતિને, ત્યારે પૂછે સાથીને કરી સ્પર્શ.
તેમાંના જે જડ મતિવાળા, તે લાવ્યા નહિ વિશ્વાસ;
આડા ઇડી કરવા લાગ્યા, નૃપતિ કેરૂં હાસ.

કેટલાક કેહ ના નથી વીસર્યા, કહે કેટલા હોય;
એવું સુણી નૃપ મહાદુઃખ પામ્યો, પણ ત્યાંથી કયાં જાય.
આખર સુરને શરણ ગયો તે, બોલ્યો મુખથી બોલ;
હે દેવલોક મારૂં રક્ષણ કરજો, વળી મારી તારા કેરો તોલ.
બાળકનું ભદ્ર મુનિજી કરજો, કરૂં ધર્મદેવને હું પ્રણામ;
વિધિહરિને નમું હું ભાવે, પરાવર શુદ્ધ રૂપ મોહ નામ.
સર્વથી જૂના વિકાર વિના, અહો પ્રભુ પરમેશ;
પાગે લાગું હું બૃહસ્પતિ, નમું શિરસાષ્ટાંગે મહેશ.
એમ નમન કરી સૌ દેવને, પછે લાગ્યો કરવા કામ;
ચાંડાળ વૃત્તિને અનુસર્યો, ભટ્ટ મુખે શ્રીઘનસ્યામ.

વલણ.

શ્રી ઘનશ્યામનું સ્તવન કરી, નૃપ મૃતકનાં લે ચીર રે;
શું વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, જે અચળ અડગ મહાધીરરે.

## કડવું ૧૦ મું–રાગ સામેરી–દેશીદેર.

ગયું રાજ્ય,ગયું રાજ્ય,ગયો પુત્ર, દાહડો દુઃખ ધખધખ્યોરે;
સાંભળ પક્ષી કેહ જૈમિનિ તુંય, નૃપ જોઇ શું ભખ્યો રે. ગયું૦
જ્યારે નિવૃત્તિ પામ્યો સ્વમરોગ, ત્યારે હતો તે થયો રે;
પામી સ્મૃતિઓ સર્વે નાશ, મલિનઅંગ થઈગયો રે. ગયું૦
કાળો કુબડો હાથમાં ડાગ, ઝાલી ચાલ્યો ઝટપટો રે;
ઉઘરાવે મૃતકનાં દાણ, કરે ઘણીઘણીલટપટો રે. ગયું૦
ન સંભારે પદ્મિની પુત્ર, ઉત્સાહ સહુ ગયો રે;
ગયું રાજ્ય જેનું અવિચાર, સ્મશાનવાસી થયો રે. ગયું૦
હવે એક દિનનો સમાજોગ, તારાને શો બન્યો રે;
કરે દ્વિજ ઘરનાં સર્વ કાર્ય, જેને પિતાશ્રી ગણ્યો રે. ગયું૦
રમે પાસે નાનેરો બાળ, સુખ જેણે ભોગવ્યાં રે;
તે એઠં અજીઠું ખાય, જેણે જોગ જોગવ્યાં રે. ગયું૦

નવ સમજે નાનો બાળ, રડે ખાવા કારણે રે;
સુંટે કેશ પછાડે કર પાદ, માતા પડે ધારણે રે. ગયું૦
દયા આવે ભટાણીને કો વાર, ત્યારે આપે ખાવા રે;
તે તો કુંટી લે ભટજી સાર, રહ્યું હવે કંઈ જાવા રે. ગયું૦
એમ રડી રડી થાકે બાળ, મરી જાયે ભૂખડી રે;
જે જમ્યો પૂરાં પકવાન, મુખ માગી સુખડી રે. ગયું૦
તેને ટાઢો શીળો કોયો ભાત, તે પણ મળતો નથી રે;
લાગ્યું હૈયામા તારાનું દુઃખ, તે શું કહું કથી રે. ગયું૦
પાડયાં આંટણ પગ ને હાથ, ક્ષુધા લાગી ઘણી રે;
નથી માત પિતા પતિ સંગ, કે જેણે મારી ગણી રે. ગયું૦
તેમા જુએ તે પુત્રનું દુઃખ, સુખ ગયું સ્વામીનું રે;
સુણે શર સમા ઘણા બોલ, સ્મરણ બહુનામીનું રે. ગયું૦
તેની ચળાવવા વૃત્તિ વિપ્ર, ઉપાય ઝાઝા કરે રે;
કર્યું હોય સીધું સટ કામ, તદપિ કોપે ભરે રે. ગયું૦
માપે અણમાપકેરી ગાળ, કંપે નાર અવનવી રે;
પણ મન સત્ય એહ સુખદાય, કવન શાં કવે કવિ રે. ગયું૦
જ્યારે થાકયો દેતાં દુઃખ દ્વિજ, ત્યારે મતિ નવી કરી રે;
કેળગર્ભ સમો થયો રૂક્ષ, તે બાળક ધરી રે. ગયું૦
દેવપૂજન કરે માટ, પુષ્પો વીણે પ્રેમદા રે;
રમે કુસુમસમૂહની માંય, બાળક થઇ મહામુદા રે. ગયું૦
રમતો રમતો ગયો તે બાળ, કેતકી પાસ કારમો રે;
જેને લોહ પનોતી ઊર, બેઠો રાહ બારમો રે. ગયું૦
પાયે દુર્લભ સુર્લભ જાણ, તેવી લહી કેતકી રે;
અતિ નીચાં લહી થડ બાળ, ચટવા કરી મન વકી રે. ગયું૦
પડયો સહુ ચટયો ઊપર બાળ, લેવા ફૂલ કેવડો રે;
[illegible] કરી ધાયો નાગ, શો કહું હતો કેવડો રે. ગયું૦
[illegible] ગુહરણ જેવું રૂપ, પછે કહો શું કહું રે;
[illegible] કરઅંગુષ્ટે કરાળ, હતું નોહતું હું લહું રે. ગયું૦
નાડી ચીસ મહાવિકરાળ, પડયો પૃથ્વી ઝટ લઇ રે;
[illegible] આવી કને માત, કપોલે કર [illegible] રે. ગયું૦

પડ્યો પુત્ર થયો તેજ હીન, રડી પડી માવડી રે;
ત્યાં ગાળ દેતો આવ્યો વિપ્ર, શે વાર લાગી આવડી રે. ગયું૦
તેણે મુઓ દીઠો કને પુત્ર, કે અતિ આનંદિયો રે;
હતો એ માંય એને સ્નેહ, હવે નિર્ખે એ કિયો રે. ગયું૦
એમ વધે ન પામ્યું મન શાંત, કૌશિકનો ભાઇ હતો રે;
કર્યો છૂટો દંડનો પ્રહાર, યમ શુ થયો છતો રે. ગયું૦
વળી મૂર્ચ્છા ઊઠી તારા નાર, નમન કર્યું બાપને રે;
મારા પુત્રને દંસ્યો નાગ, ભૂલી તેથી આપને રે. ગયું૦
હવે આને સ્મશાનની માય, લઇ હુ કયમ જઉં રે;
ત્યારે દ્વિજ કેહ તારા ભોગ, નદી નાખ્ય હુ લહુ રે. ગયું૦
આપુ ખાવાને બોલાવુ વિપ્ર, મૃતક ઉંચકાવવા રે; .
જા નાખી આવ્ય વેલી તું નાર, નથી કો બોલાવવા રે. ગયું૦
તોય ઊઠે ન તરૂણી ત્યાંય, શોકે તરૂણી આકુળી રે;
તેને મારી છૂટે પાષાણે, વામા વપુ વ્યાકુળી રે. ગયું૦
પછે બાળક નાખી ખાંધ, ચાલી સ્ત્રી ઝટપટી રે;
નથી મૃતકના ઉચકનાર, દશા એવી અટપટી રે. ગયું૦
લે મૃતક વિસામો એક, ચઢે જ્યારે પાલખી રે;
તારા કરતી વિસામા અનેક, ગહન ગતિ ના લખી રે. ગયું૦
નહિ ચાર કે દ્વય વેહનાર, પુરૂષ નથી પૂઠળ રે;
એકે નાખ્યો ન સ્કંધ મોઝાર, લખ્યા લેખ કયમ ટળે રે. ગયું૦
એવી દશાએ તારા રાણી, આવી સ્મશાનમાં રે;
પુત્રપ્રેમે ભૂલી' પિતાવેણ, દેવા દાહ દાનમા રે. ગયું૦
આવી મૂક્યો ગંગાતટે બાળ, ગઇ કાષ્ટ ખોળવા રે;
કાચે મૃતકને કૂડા ગીધ, રહી રાખ ચોળવા રે. ગયું૦
તેને મારી ઇટ ઉરાડે નાર, કરે કાષ્ટ એકઠા રે,
કા કા કરી આવિયા કાક, થયા પક્ષી ચોગઠા રે. ગયું૦
જેમ તેમ મેળવી કાષ્ટભાર, ચિતામાં નાખતી રે;
સુત નવરાવી ગંગામાય, દીનપણુ દાખતી રે. ગયું૦

વલણ.

દીનપણુ અતિ પીન દાખે, ભાખે શુ ભવથી બળી રે,
વિપ્રજન તે દ્વિપ કેહરો, રેહશે હરિ હૃદયે મળી રે.

## કડવું ૧૧ સું–રાગ ધનાશ્રી.

લઇ પુત્ર ઉત્સંગે રડે અપાર જી, દુઃખે સોસવાયલી નિરધાર જી;
મુદ્રા મ્લાનવતી છે ઉદાસ જી, રજે ભરાયા કેશ નિરાશ જી.
હા વત્સ, હા પુત્ર, કુમાર જી, શે બોલો વાહલા સુકુમાર જી;
અહો રાજન્ તમે ગયા ક્યાંહી જી, દુઃખ દુઃખ જોઉં જ્યાંહી ત્યાંહી જી.
આ પુત્ર પૃથ્વી પર નવ મૂક્યો જી, રમતાં પૃથ્વી પર જેને ઢુંકયો જી;
તે સર્પદંશે પડ્યો પૃથ્વી ઉપર જી, તેને ક્યમ ન જુઓ તમે નૃપવર જી.
એવા વિધ વિધ કરે વિલાપ જી, ઝટ જવાનો જેને સંતાપ જી;
એવે ધુરકી આવ્યો રાજાન જી, જ્યમ રડે મરણ પોકે મોટા શ્વાન જી.
વાધી આશા નૃપચાંડાળને એવી જી, મળશે વસ્ત્ર વિલપે કોઇ દેવી જી;
ગયો ધસ્યો ધસ્યો તેની પાસે જી, દીઠી બેઠી નારી ત્યાં ઉદાસે જી.
સ્વસ્ત્રી કરે બેઠી વિલાપ જી, તેણે ઓળખી ન જાતે આપ જી;
તેનું કારણ પણ છે એવું જી, કાંકે કષ્ટ ઘણું દેહે સેવ્યું જી.
ઘણા પ્રવાસે, ઘણા શ્રમે જી, ગયો નવરંગ, ઓળખે ક્યમે જી;
તે રાજપુત્રીએ પણ તેને સાથ જી, ન ઓળખ્યો જોયો જૂદો જ્યાંય જી.
જેના સુંદર કેશ કપોળ વિશાળ જી, કોમળ ગાત્રે હાર્યા મૃગ મૃણાલ જી;
તે સર્વાંગે જંટાથી ભરિયો જી, દૈવે શુષ્કદ્રુમશો દેહ કરિયો જી.
જેને ઓળખે નહિ પ્રભુ જાતે જી, પછે વામા ઓળખે કેઇ વાતે જી;
એવે નૃપે જોયો મુએલો બાળ જી, મહા મનોહર અંગ રસાળ જી.
નહિ સૂત્રતંતુએ વીંટ્યો જાણ્ય જી, ડસ્યો સર્પે વદે સ્ત્રી વાણ્ય જી;
એવો સુત જોઇ પ્રગટ્યો ખેદ જી, નૃપ અંગે થયો પ્રસ્વેદ જી.
જોયું તેનું કેશે મંડિત મુખ જી, જોઇ ઊંચી ભૃકુટિ પામ્યો દુઃખ જી;
ગ્રીવા શંખ સમાની રાજે જી, લાંબા શ્યામ કેશ અતિ વિરાજે જી.
ન બોલ્યા ન ચોલ્યા જાણુ જી, તદપિ કરે કેશનાં કોણ વખાણુ જી;
છે કમળપત્ર સરખાં નેત્ર જી, બિમ્બફળ અધર શું મોહનું ક્ષેત્ર જી.
મુખ થઈ ગયું પોહળું મરણે જી, દૂધિયા દાંત દીસે પડ્યો ધરણે જી;
નોખી ચાર દાઢ દિસે મહાસુંદર જી, દીસે ચાર ચૈતનું અંગ મનહર જી.
ગોળ મરોળ મોંઘુ મુખ જી, જોઇ દીર્ઘબાહુ જાયે દુઃખ જી;
છે ચાર રેખા ને મત્સ્યાકૃતિ જી, પદ્મચિન્હવાળી કરની મહાગતિ જી

તેણે પુત્ર પાદત્રાણ ક્યા જાઓ છે,
સામુદ્રિક લક્ષણુવાળી શિરાઓ છે, ત્રિવલી નિરખી ત્રિવેણી મમારી છે.
તારી ત્વચા છે મોહમનોહારી છે, દર્શે નૃપ અંગમા અતિ ડરેલો છે,
એવા બાળને જોઇ મરેલો છે, ક્યા તેને લઈ ગયો કાળ કંગાળ છે
રે આ નૃપબાળક તો છે કુમાર છે, ઇમ કેહતા રોહિતાશ્વ આગર પડ્યો છે,
આ તેની માના ખોળામા સૂતો છે, ત્યમ આ બાળ મન મુ[illegible]યો છે.
મારો કમળનેત્રાળો બાળ આવો છે, તો આટલી વયનો બાળ હો પર્મ છે,
હા હા જો યમે કર્યુ ન હોય દૃઢ કર્મ છે, માટે મુને મોહે મોર[illegible] છે
હોય આવા રૂપનો ને આવો છે, જોતો ઊભો વિલપતી નારી મશાન છે,
એમ કર્યુ મન તેણે મમાધાન છે, ક્યા પાપ યોગે ટળ્યુ મારૂ કામ છે.
[illegible]તી રડે મુખ આમ છે, કયી વિધિએ ઘાટ આ ઘડિયા છે,
[illegible] ત નાખે દુ ખના ડુંગર પડિયા છે, શે ન નિહાળો દુખણી આજ છે
[illegible], અહો રે ન[illegible] મહારાજ છે, ન મારૂં દુ.ખ જુઓ દયાળ છે
[illegible] ન જુવો મ[illegible] શી બાળ છે, થાઓ પ્રકટ સમ તમને આશના છે
ન કરો મારી આસનાવા[illegible] ખાસના છે, સ્ત્રી પુત્ર વેચ્યા સાધ્યુ મૂરત છે
[illegible] રાજ્ય સગા ને સુહૃત[illegible] ર, દ[illegible] છે, [illegible] દુ ખ હરિશ્ચંદ્રને નથી દીધુ છે
અહો ક્રૂર દેવ તેં શું નથી કીધુ છે, [illegible] ચડે જ્યારેયુ
આ વચન સુણી નૃપ ચાડાળ છે, સ[illegible] ગતિ [illegible]ન્યો સટપટ્યો સા તત્કાળ
અરે આ શું સુદર સ્ત્રી છે મારી છે, આ સુત [illegible] મારો શુ, ભૂપ બોરી
રે રે શેણે મુઓ એ બાળ છે, શોચ કરતો રે[illegible] ભૂપાળ,
રે રે શેણે મુઓ એ બાળ છે, આજ મારૂ ઉજડ થયુ ઘરસૂત્ર છે
એજ ગેમ્યા ને એજ પુત્ર છે, વેહરાયો કરતનો ઉભો વાઢ છે,
એમ કહી રૂદન કર્યું મહાગાઢ છે, કે જોયુ નારીએ ઉઠી સાય છે
પડ્યો મૂર્છિત થઇ પૃથ્વી માય છે, એથી દુણુ દુ ખ તે દયિતા પામી છે.
રે રે શ્વપચપણુવાળો,મારો સ્વામી છે, મૂર્છા પામી મહિલા મોહવાઇ છે.
થઈ પીડિત ન પીડા સેહવાઈ છે, શોકસાગરમા ડૂબ્યા મહાવન છે,
કેટલેક સમે પામ્યા તે ચેતન છે, નેત્ર નાસા ભૃકુટિ વિશાળ છે.
નૃપ બોલ્યો હા સુત સુકુમાર છે, કેમ હૃદય ચીરાય ન મારૂ છે,
કેશે ભરાયલું મુખ તારૂ છે, બાપ કોણ કેહશે દિન વિકટ છે.
પોતાની મેજ આવી મારી નિકટ છે, કોને વત્સ કહીશ હું જોને છે,
હુ પ્રીતે આલિંગન દઈશ કોને છે, ન થાઉં માલન, માગે કોણ વેણુ છે.
લાગી તારે ઘુટણિયે પીળી રેણુ છે,

તું મારા અંગ પ્રત્યંગે થયો ઉત્પન્ન જી, હૃદયા મારૂં કરતો નિત્ય પ્રસન્ન જી;
તેવા પુત્રને વેચ્યો મેં જાતે જી, હલકી વસ્તુ ન વેચાય જે વાતે જી.
પ્રથમ રાજ્ય ને દ્રવ્ય મારૂં લીધું જી, પછે દૈવ સર્પરૂપે દુઃખ દીધું જી;
જોઉં દૈવ સર્પે ડશેલો આ સુત જી, રે રે દૈવ તુજ કૃતિ અદ્ભુત જી.
થયો છું ભયાનક વિશે અંધ જી, કયા કર્મના બંધાયા બંધ જી;
એમ કેહતાં પ્રસર્યો પ્રસ્વેદ જી, ગદ્ગદ્ વાણી થઇ ઉપન્યો ખેદ જી.
આલિંગ્યો મૃતબાળને ભૂપ જી, પડયો નિશ્ચે થઇ પડે જીમરૂપ જી;
હવે સા નારી કરતી શુંય જી, તે યથામતિએ ભાખું હુંય જી.
ગાડી ધીરજ અંતર ધારી જી, રાય મોહ મમતા મનથી ઉતારી જી;
જણ્યો જનનીએ શૂરોપૂરો જી, દાતા ભક્તમાં નહિ અધૂરો જી.

વલણ.

નહિ અધૂરો ત્રણે વાતે, હરિશ્ચંદ્ર મોહ ધીર રે;
હે પડતા પર પાટુ સહી, છે દૈવ વસમો વીર રે.

કડવું ૧૨ મું–રાગ કેદારો.

જાપતી કેહ ઓળખું આને, મને મતિ દીધી ભગવાને;
એ તો એજ નિશ્ચે થયો મનથકી રે.
પુરૂષપંચાનન જેવો એજ, સુમન મન મોહકારી લહ્યો મેંજ;
ચંદ્ર, હરિશ્ચંદ્ર આગે ન રેહ ટકી રે.

ઢાળ.

છે ચંદ્ર જેવો હરિશ્ચંદ્ર એ, એમાં નહિ મીનમેખ;
શી ઉચ્ચ નમતી નાસિકા, કુંદનકળી દંતની રેખ.
એહ પ્રખ્યાતા એહ ત્રાતા, એહ છે હરિશ્ચંદ્ર;
શે પુરૂષેશ્વર પધારિયા, સ્મશાનમાં મહામંદ.
એમ વિધ વિધે વિચારતી, ચુકી સુત સામેની દૃષ્ટ;
પૃથ્વી પડયો પતિ ભાળતી, કામિની પામી કષ્ટ.
શોકસાગરમાં ડુબી છે, એવે પતિ જોયો પાસ;
છે તેહ વળી સ્મશાનમા, પડ્યો પૃથ્વી થઇ ઉદાસ.

એમ સ્વામી સુત સંબંધી તાપે, તપી રહી તન્વંગી;
એવે નિંદિત જે ચાંડાળકેરો, કરદંડ જોયો અતિ ભંદી.
આ દંડ શ્વપચ ધારતા, તે કયમ ધર્યો પતિ હાથ;
એમ વિચારી મૃગનયની, લટી પડી પૃથ્વીસાથ.
પછે રેહતે રેહતે સંજ્ઞા પામી, આમ ઉચરી વામ;
હે નિર્દય દૈવ તુને ધિઃક છે, શે કર્યો આવો સ્વામ.
મર્યાદા વિહોણો નિંદ્ય તું, કયમ કે કર્યો નૃપ ચાંડાળ;
તેં ઇંદ્રવૈભવ લેઇ લેતા, ન કરી દયા વિકાળ.
હે દૈવ તેં એવું રાજ્ય લીધું, કર્યો સુહૃદજનવિયોગ;
સ્ત્રીપુત્ર વેચાવ્યા છતા, ટાળ્યો ન ભવનો રોગ.
સંતોષ નવ થયો એટલે, તેથી કર્યો નૃપ ચાંડાળ ?
અહો રાજન મહાદુઃખવતી છું, કયમ ન લેતા સંભાળ.
પૃથ્વી પરથી ઊઠ પ્રિયે, બેશ પર્યંકે જાણ;
પ્રભુ એમ કેમ કેહતા નથી, વદો વદો સુખ વાણ.
ભૂપતિ હું નવ લહું, તમ છત્ર ધરાતું શીશ;
સુવર્ણઝારી ચામર વ્યજન, કયમ ન દેખું આ દિશ.
શો 'વિધાતા વાક 'પડિયો, કે દીધો આવો દંડ;
આગે સેવક સર્વ ચાલતા, જે છસા નૃપ નવખંડ.
અંગવસ્ત્રે અવનિ પરની, વાળતા ધૂળ ભૂપ;
એને સ્વચ્છ કરી બેસાડતા, કયમ તે ફરે અહીં દુર્રૂપ.
આ સ્મશાન છે શું દૈવ ન જાણે, જ્યાં ખોપરીની નહિ ખોટ;
પડયાં ધડાકેરાં કાચલાં, કાઢે ભૂત ભૈરવ દોટ.
શબના નિર્માલ્ય સૂત્રથી, ઢંકાયલું કેરો જાણ;
એવું પરમ દારૂણ સ્મશાન આ છે, કયમ રહે દેહે પ્રાણ.
વસાથી રસ નીકળી, જેણે કરી અલંકૃત ભોમ;
એ સૂકો રસ મહાગંધ મારે, ન જુએ સન્મુખ સોમ.
રક્ષામાં વન્હિ રહેલો, જેણે બાળ્યાં અર્ધાં હાડ;
તેમાથી મહામજ્જા નીકળી, નહિ રમ્ય દ્રુમ કે નહિ પાહાડ.
ગીધ . શૃગાલાદિને સ્વરે, નાઠાં ક્ષુદ્ર પ્રાણી જાય;
જ્યાં ચિતાધૂમ્રે દિશાંતર, મેશશાં લેહવાય.

અહીં ભક્ષ્ય મળશે મૃતકનું, એમ લહી નિશાચર દરખાય;
એવા સ્મશાને પીડા પામ્યો, ફરે છે મહારાય.
એ પ્રમાણે વદી મુખથી, માહા શોક કેરૂં પાત્ર;
પછે નૃપપત્ની નૃપ ગળે બાઝી, જેનું ગળ્યું સુંદર ગાત્ર.
પીડિત સ્વે પોકારતી તે, કરી વિવિધ વિલાપ;
પત્ની પતિને એમ ભાખે, આ તે સ્વપ્ન કે સંતાપ.
માહાભાગ્ય માનો જેમ જેવું, વદો તેવું નાથ;
મુજ મન મહામોહ પામે, શું સાચું નથી સાક્ષાત.
જો હોય સાચું તો કહું હું, નથી રહ્યો ધર્મજ કાંઈ;
નથી સારતા એમાં રહી, નથી માલ પતિ એ માંહી.
તેમ દ્વિજસુર પૃથ્વીકેરા, પાલનમાં નથી ધર્મ;
અનૃશંસપણું સત્ય આર્જવ, વિષે નથી શુભ શર્મ.
જો ધર્મ હોયે એહમા કે, શર્મ હોયે સ્વામ;
તો દુઃખ તમને કેમ આવે, નવ કર્યું કૂડું કામ.
એવાં વચન સુણી સતીકેરાં, નિઃશ્વાસ નાખે રાય;
કુંઠિત વાણીએ સર્વ ભાખ્યું, ક્યમ ધરી નીચની કાય.
એ સાભળી રડતી સતી, નાખતી ઉષ્ણ નિઃશ્વાસ;
પછે પુત્રમૃત્યુકેરૂં કારણ, ભાખી થઇ ઉદાસ.
કારણ સુણી ધારણ ટળી, નૃપ ગયો પુત્રની પાસ;
આલિંગી ચુંબન કર્યું મુખપર, પડયો પૃથ્વી ખાઇ ત્રાસ.
વળી બેઠો થઇ બોલ્યો, હે નારી છુ દૃય દીન;
છે લાલસા ઘણી લાલની, દુઃખ પડ્યુ આ વીપીન.
તો ગયો વાહલો પુત્ર જ્યા ત્યાં, જવું આપણ બેય;
જઈ માગવી ભીખ યમની પાસે, તે નિશ્ચય નારી હેય.
હે વરાગી સુણો સાચુ, ક્યાં સુધી સેહશું ક્લેશ;
અરે ધિક દૈવ તુને ધિક છે, આ દેહ નથી અવશેષ.
છે કોણ અભાગી હું સમો, નથી મર્ણમાં સ્વતંત્ર;
ચાંડાળને જવું પૂછવા, જુઓ જન આ જંત્ર.
એમ ન કરતાં અગ્નિમા પેસું, તો છે અન્ય જન્મે દુઃખ;
દાસ થઈ વળી અવતરૂં હું, હા ગયું શમણે સુખ.

બોલ્યું અબોલ્યું જો કરૂં તો, પડું નરકની માંય;
ત્યાં કીટ થઈ હું અવતરૂં, હા હું જઊં રેઉ ક્યાંય.
જ્યાં જંતુ ફોલી ખાય સુજને, જેવું પડે પરૂ આમિષ;
વસા શોણિત સ્નાયુ આદિક, જેવી પડે ઉદિશ.
એવે પદાર્થે ભરી પૂરી, વૈતરણી નદી નામ;
તે માંય પડવું પડે મારે, હવે શું કરૂં મહાધામ.
વળી અસિપત્ર કાનન વિષે, ચલાવે યમદૂત;
હું રૌરવ નરકકુંડે પડી, વળી અવતરૂં થઈ ભૂત.
છું ડૂબ્યો દુઃખ સાગરે, વળી ક્યાં પડું નરકનિદાન;
પ્રાણીપ્રાણ લાગે સુખ લહે પણ, પડે ભોગવવું વિધાન.
એ સતિ એ વિચારી હું શું કરૂં, તૂટી ગયો વંશનો તાર;
મહાવેહતા જળપ્રવાહમાં, ડૂબી ખાધો પુત્રે માર.
તે જોઊં તદપિ નવ મરૂં હું, કાંકે છું પરતંત્ર;
પણ શાસ્ત્રમાં એવું હશે નહિ, કે દુઃખી તેહ સ્વતંત્ર?
એમ તો નહિ હોય નિશ્ચે, પણ સુણ્યું એવું કાન;
કે કષ્ટે કૂટાયો જેહ પ્રાણી, તેને રહે ન પાપનું ભાન.
શોકકષ્ટ આ સુત મરણે, જેવું રહ્યું વશી નિર્વાણ;
તેવું કાંઈ નથી તિર્યક્ વિષે કે, અસિપત્ર વન જાણ.
તેવું દુઃખ નથી વૈતરણીમાં, માટે સુણો સાધવી વાણ;
પુત્ર ચિતા પ્રદિપ્તાગ્નિમાં, હું તો હોમીશ પ્રાણ.
કંઈ અપરાધ કીધો તાહરો, તે ક્ષમા કરજે શામ;
હે હાસ્યવદની આજ્ઞા આપું, તું નિઃશંક આચર આમ.
જો દ્વિજગૃહ મેં જ્યાંહી વેર્યા, વળી સુણ્ય મારૂં વેણ;
જો મેં દાન આપ્યું હોય કંઈએ, યજ્ઞ કર્યા હોય સુખદેણ.
જો ગુરૂજન સંતોષિયા તો, તે પુણ્યે પુત્રની સાથ;
તું મળે સુજને માનિની, પૂરે ઇચ્છા ભોળોનાથ.
આ લોકમાં બે પુત્ર કાર્યે, ક્યાંથી હોઈએ એક;
એ ફલેચ્છા પૂરી કયમ પડે, દૈવે કર્યો વ્યતિરેક.
હો દોષરહિતા હસિતવદની, હે સતિ મહા સ્મિત;
હું માગું મહિલા તુજ કને, ધરી પ્રેમની પ્રીત.

હાસ્યમાં કે ગુપ્તસ્થાને, કદી વધ્યા અઘટિત બોલ;
એ સર્વ ક્ષમા કરી રહો રાજા, તરુણી ધારી તોલ.
હું રાજપત્ની, વળી છું સતી, નવ કરીશ એવો ગર્વ;
કોની અવજ્ઞા કરતી નહિ, સંતોષવા દ્વિજ સર્વ.
તેમાં જાણો અધિક એ છે, વધુ પૂજનિક બ્રહ્મ;
છે દેવ તુલ્ય ભૂસુર સઘળા, જે જાણે આગમ ધર્મ.

વલણ.

આગમ ધર્મ લહે તે ધર્મધારી, જે આચરે તે દ્વિજ રે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, ઉગે ક્ષેત્ર જેવાં બીજ રે.

કડવું ૧૩ મું.–રાગ મારૂ.

સાંભળો સ્વામી મારૂં વચન; હું છું સાધવી રે;
એહી રહી ઝૂરૂં દિન રાત, સહીશ કેમ રાજવી રે.
થાશે અગ્નિ જાજ્વલ્ય માન, ત્યારે અમો શું કરૂં રે;
દુઃખ ભોગવવાને અશક્ત, પડી પ્રાણ પરહરૂં રે.
એ માનો નિશ્ચે મારા નાથ, દુઃખ સુખ ભોગવું રે;
ન શું નાક પતિ સંઘાત, જુગતીએ જોગવું રે.
આવું સાથે પાછાં ભૂમિ માંય, બીજી ઇચ્છા નથી રે;
રાજા કેહ વારૂ કીજે એમ, ઘટે તુને એ સતી રે.
પછે સુવાડી ચિતામાં સુત, સ્ત્રી સાથે મહામતિ રે;
સ્તવે ઇક્ષ્વાકુ કુળનો ભૂપ, જેની ગહન ગતિ રે.
તું છો સર્વેશ્વર દેવનો દેવ, આદિ મધ્ય અંત નહિ રે;
છો કૃષ્ણ વર્ણ મહા કૃપાળ, ધર્યું અંબર પીત સહી રે.
જેને પરમાત્મા હરિ વાસુદેવ, નારાયણ કેહ સહુ રે;
એવા ભદ્રકારી ભગવાન, કીર્ત્તિ હું કયમ કહું રે.
હવે આ ચિતાની માંય, પડું છું ઉતાવળો રે;
મળજે આપ્યો જે મારે નાથ, આ તેનો કામળો રે.
આ જોષ્ટિકા તેની આંહી, હું તો બળી મરૂં રે;
હાય સાંભરી રોધ્યા વાત, કહો હવે શું કરૂં રે.
આ તેની વસ્તુ હરી જશે કોઇ, તેને નહિ પોહચશે રે;
તો તે કરશે તેનો સંતાપ, અતિ અંતિ શોચશે રે.

માટે અહીં ઉભી રહે નાર, સોંપી આવું હું જાઇ રે;
રખે પડતી એકલડી તુંય, ગયો એવું કહી રે.
થયો વિશ્વામિત્ર નિરાશ, આને આ શું સઝયું રે;
ન હોય કસાઇને કેહર, તેવું નવું ખૂઝિયું રે.
તે ગયો ચાંડાળની પાસ, નૃપ પેહલો જઈ મળ્યો રે;
તેને શીખવી થયો અલોપ, ભેદ નૃપે નવ કળ્યો રે.
આવ્યો નૃપ ચાંડાળની પાસ, નમન કરીને નમ્યો રે;
આ પ્રભુ સોંપી તે લીજે વસ્ત, દુઃખે મને બહુ દમ્યો રે.
તેથી પડું હું અગ્નિમાય, તેનું કારણ એ હતું રે;
એક સુત પાછળ મરે નાર, જોયું તે મેં અવનવું રે.
તેથી થયો મુને વૈરાગ્ય, મારે મરવું સાથમાં રે;
તેનું દુઃખ સહ્યું નવ જાય, ધરૂં વન્હિ હાથમાં રે.
એટલે થાય પ્રભુ પ્રતીત, મારી વાણી છે ખરી રે–
સુણી નયન ચઢાવી ચાંડાળ, બોલી ઉઠયો તરતરી રે.
તેનું લીધુ કે નહિ તેં દાણ, પેહલું કહી દે મને રે;
નથી ખરચ્યા આપ્યા તેં દામ, મરવા દેઉં કયમ તને રે.
જે બળી મરે છે નાર, તેને અમો ઓળખું રે;
છે મોટાની માનિની તેહ, પૂરૂં જેને છે પખું રે.
તેણે દ્રવ્ય આપ્યું હશે હાથ, તે લઇ નાશી જવું રે,
લાવ્ય દેખાડય કયાં છે તે દામ, પામ્યો જે આજે નવું રે.
એમ કહી માર્યા દંડ બે ચાર, કેશે ઝાલી ખેંચીઓ રે;
ચાલ્ય ઉઠય કહી મારે લાત, વેંચાતે વેંચીઓ રે.
રાયે કહ્યાં ઘણાં ગુખ વેણ, દયા કયાથી વ્યાધને રે;
રડે પ્રાણી પશુ ને ઝાડ, વ્યાપ્યો શોક વૃક્ષને રે.
મારી મેચકા કેરો માર, લાવ્યો ચિતા કને રે;
ફાડી આંખ્ય ને બોલ્યો બોલ, શું કરૂં હું તને રે.
જા નાખી દે ગંગામાં બાળ, અથવા કર્યે હું કહું રે;
નાંખ્ય ચિતામાં નારી એ દુષ્ટ, તો ખરો હું લહું રે.
જેણે કીધુ હું સાથ કપટ, તને લઇ નાશી જવા રે;
હું ખરો સારે ચાડાળ, ન દેઉં એને જીવવા રે.

તારે હાથે મરાવું હે મૂઢ, આજ્ઞા પ્રકટી પાળવી રે;
ના કેહતાં બોલાવું મુનિ કૌશિક, આપદ્ય આવી ટાળવી રે.
લેઉં તેની પાસે આપ્યું ધન, પછે તું છૂટો થયો રે;
નિકર નાંખ્ય ચિતામાં આ નાર, ન કહું તારો ગુણ ગયો રે.
સુણી મહામુનિકેરૂં નામ, થરથર નૃપ કાંપિયો રે;
જોયું જુવતીએ જાશે જીવ, હૃદે સાથ ચાંપિયો રે.
જે સુણી ચાંડાળનાં વેણ, મુઆ સરખી થઇ હતી રે;
સતી પતિદુઃખે થાય સાવધાન, ગરવી છે જેની ગતિ રે.
જોઇ આલિંગી ઉભી નાર, કે ચાંડાળ કોપિયો રે;
માર્યો દંડનો મોકમ માર, અંતર કોપ રોપિયો રે.
નૃપ ભણે મૂક્ય તું નાર, ઘેલી કાં થઇ રે;
પણ છૂટી સાંભળી મડાગાંઠ્ય, જે એકદા પડી ગઇ રે?
ચાંડાળ વિચારી મન મત્ય, પછે બોલ્યો મુખથી રે;
કહું કૌશિકને આનું ન કામ, કે છૂટી ગાંઠ્ય દુઃખથી રે.
શો છે મહામુનિ કેરો પ્રતાપ, નામે થાય અવનવાં રે;
નૃપ આવી ઉભો ચાંડાળ પાસ, અતિ કષ્ટ અનુભવ્યાં રે.
માન્ય આજ્ઞા મારી તું આજ, નહિ તો પાછો દેઉં આપી રે;
કરશે સીધો સટ મહારાજ, તને શાપી શાપી રે.
નૃપ કેહ શાપથકી શું થાય, વશ્યું સ્વામીપણુ ભીરે રે;
થયો મુનિવતી ચાંડાળદાસ, કહે તેવો શે ઝૂરે રે.
નાંખ્ય ચાંડાળ કેહ આ નાર, ચિતા વિષે ઉંચકી રે;
નિકર નાંખ્ય મૃતક તેનો સુત, નિરખી હરખું હું નકી રે.
એક સત્ય પાલન કેરે માટ, વિચારી શુ કરે રે;
થયો નિશ્ચે કે નાખવો સુત, ચિતામાંથી જઈ ધરે રે.
તેના સાહ્યા જઈ શૈવ્યાએ હાથ, અટકતુ શે કરો રે;
પાળો સત્યવાદી તમે સત્ય, તજી મન ખરખરો રે.
શ્વપચ સ્વામીનું છે પેહેલું વેણ, નાખો નારી આગમાં રે;
કરો પતિપણું એટલું સ્વામ, ભૂંડું ટળે ભાગમાં રે.
જેણે મૂક્યા વિધિનિષેધ, સત્‌ કેરે કારણે રે;
તેણે ઉંચલી હસ્તે નાર, ધીરજ રાખી ધારણે રે.

જેવે નાખે નારી. અગ્નિ માંય, તેવે થયું સત્ય ઉદે રે;
નઠ્ઠ વિશ્વામિત્રનો ત્રાસ, આવ્યા દેવો મહામુદે રે.
પેલા પૃથ્વી આવ્યા ધર્મરાય, ત્વરાથી દોડતા રે;
પછે આવ્યા બ્રહ્મા નૃપની પાસ, મુનિને વખોડતા રે.
સાધ્યદેવ ને વિશ્વદેવ, વિમાનથી ઉતર્યા રે;
લોકપાલાદિક શેષનાગ, સિદ્ધાદિ વાહરે ચડયા રે.
આવ્યા ગંધર્વ ને આવ્યા રૂદ્ર, અશ્વિનીતનુ આવિયા રે;
સૌ દેવ બોલ્યા મુખ આમ, સુરાધિસુર કાવિયા રે.
પરાકાષ્ઠ થઇ સત્યની ભૂપ, નારી મૂકો ભૂમિમાં રે;
જો આ જીવ્યો તારો બાળ, ગ્રહો સુખ નેમિમાં રે.
નૃપે નારી મૂકી ભૂમિ માંય, નમ્યો સર્વ દેવને રે;
નથી અર્ઘ્ય પાદ્ય મારી પાસ, સાધુ શેણે સેવને રે.
માનસિક પૂજા કરી હુંય, વચન મુખ ઉચરૂં રે;
વિશ્વામિત્રનું માન્યા વિણ મન, કબૂલ નહિ કંઇ કરૂં રે.
એમ કહી વળી લાગ્યો પાય, શ્વપચવેશે શોભતો રે;
મહામુનિ તે કૌશિક સત્ય, કોપ ન શોભતો રે.

વલણ.

શોભતો નથી કોપિત થયલો, શોભતો મહામુન્ય રે;
વિપ્ર જન શું વર્ણવે, સત્યે ઉદે કીધા પુણ્ય રે.

## કડવું ૧૪ મુ—રાગ ગોડી.

પક્ષી કેહ સુણો જૈમિનિદેવ જી, સાધી સાચી નૃપે સત્ય સેવ જી
તેણે દેવ થયા તુષમાન જી, બોલ્યા નૃપસુ ધર્મ મહાન જી

ઢાળ.

ધર્મ કહે નૃપ નિવૃત્તિ પામો, મળે ઇચ્છિત સર્વ;
છે ધન્ય દ્રઢતા તારી, ધન્ય ઇંદ્રીસંયમ ગર્વ.
છું સત્યવાદી તુ ખરો, તારૂં ખરૂં છે સત્ય;
પ્રસન્ન થઈ તુજ ગુણવડે, હું ધર્મ આવ્યો અત્ય.
વળતો વાસવ બોલિયો, સુણમહાભાગ ભૂપાળ;
હું ઇંદ્ર આવ્યો તુજ કને, લેવા તારી સંભાળ.
તું પુત્રપત્ની સાથ રાજા, જીત્યો સનાતન ઠામ;
જે સર્વ દુર્લભ અન્યને, તે તેં જીત્યું મહા ધામ.

માટે ચાલ્ય રાજા સ્વર્ગમાં તું, સ્ત્રી પુત્રકેરી સાથ;
પછે ચિતા પાસ વાસવ ગયો, ત્યાં શું કરે સુરનાથ.
આજ્ઞા કરી કે અમૃતઘન વુઠયા, તેવે ગર્ગડ્યાં દુંદુંભિ દેવ;
વળી ત્યાં પુષ્પવૃષ્ટિ પૂરી થઇ, જયઘોષ થયો તતખેવ.
અમૃત વૃષ્ટી થકી ઉઠયો, સુર સમક્ષ રોહિતાશ્વ;
રાય રાણી નિરખતાં, હરખે વહે જલ બાષ્પ.
થઈ સર્વે ઇંદ્રિય પ્રફુલ્લિત, મનપ્રસન્ન પુત્ર દેખાય;
એવો જોઇ સજીવ પુત્રને, નૃપ ભેટતો મહાકાય.
પછે દેવ અનુકંપા થકી, પામ્યો નૃપ સહુ ભોગ;
આનંદ અંતરમાં થયો, વહીગયો છે મહારોગ.
સ્ત્રીપુત્ર પોતે સર્વ સુખિયા, થયાં અલ્પકાળની માય;
તવ પુનરપિ પુરંદર બોલિયો, સુણ્ય હરિશ્ચંદ્ર રાજાય.
સદ્ગતિ પામીશ સર્વ શું, છે તે માંહે વિશેષ;
સ્વદેહે સ્વર્ગે ચાલ્ય અધુના, એમ વદ્યા મુખ્ મહેશ.
હરિશ્ચંદ્ર કેહે દેવેશ મારો, છે સ્વામી ચાંડાળ;
તેનું ઋણઆપ્યા વિણ કિમ આવું, કોપે કૌશિક કૃપાળ.
કેહશે ન કીધુ કામ મારૂં, વળી ચાંડાળ વૃત્તિ નીચ;
કૌશિક કને તે જાય નાઠો, તવ કયા પડું કૂડે કીચ.
સર્વ દેવ કેહે તેં સત્ય સાધ્યું, તેથી કંપિયા કૃપાળ;
નથી વિશ્વામિત્ર અહીં આવિયા, તેને તેડું નૃપાળ.
એમ કહી વિશ્વામિત્રને, બોલાવિયા તે ઠામ;
મહામુનિ મહામોદ સાથે, આવ્યા ભજતા નામ.
ઇંદ્ર કેહે નૃપ આ જુઓ, વિશ્વામિત્ર મોટા મુન્ય;
ત્રણ વિશ્વના ન થયા જાણો, મિત્ર રૂપ મહાપુન્ય.
તે વિશ્વામિત્ર મિત્ર થાવા, ઇચ્છે તારી સાથ;
જે ઉગ્રવક્તા મહામુનિ, તે વદે મિષ્ટ પૃથ્વીનાથ.
વિશ્વામિત્ર કેહે નૃપ માહમતિ, હું થયો છું પ્રસન્ન;
નથી ચાંડાળ સ્વામી તાહરો, કહું સત્ય સુણ્ય રાજન.
તુને ક્લેશ થાશે એમ માની, મેં સોંપ્યું ધર્મને કાજ;
ચાંડાળવેશે તે રહ્યા, તુને છળવા મહારાજ.

આ ધર્મ ઊભા તેણે દાખ્યું, કૃત્ય કરવા કૂડ;
દ્વિજરૂપ લઈ હું રહ્યો પોતે, તેં લહ્યું દ્વિજરૂપ ગૂઢ.
છે માયા એવી માહરી, ન જાણે મોટા દેવ;
નિષ્કૃતિ થઈ તમ ત્રણેકેરી, સાધી સત્ય સત્યની સેવ.
ઈંદ્ર કેહ નૃપ ચાલ્ય વેહલો, જે સ્વર્ગ ઇચ્છે સુર;
વળી પુણ્યશાળી નૃપને મળે સુખ, જ્યાં વસે ભરપુર.
હરિશ્ચંદ્ર કેહ વાસવ સુણો, હું નમી કહું એક વેણ;
તમે સુખી કરવા સુજને, દેખાઓછો સુખદેણ.
મારા સંબંધી મહાદુઃખથી, પીડા પામ્યા લોક;
તે અયોધ્યાજન કરી પરા હું, કેમ થાઉં અશોક.
સ્વભક્તકેરો ત્યાગકર્ત્તા, પડે નરક મોઝાર;
બ્રહ્મગુરૂગોહત્યાકેરૂં, લાગે પાપ અવિચાર.
વળી સ્ત્રીહત્યાનું પાપ તેને, લાગે ભાખે વેદ;
સદ્‌ભક્તને દુઃખ જે દેતા, તેના પરલોકે પડતા ભેદ.
એ ગુરૂપ્રતાપે સર્વ જાણું, માટે ન આવું સ્વર્ગ;
પધારિયે પ્રભુ આપ સ્વર્ગે, હું ન આવું અપવર્ગ.
સર્વ પુર આવે જો કહ્ય, સ્વર્ગકેરે માંગ;
તો પ્રભુ હું આવું સાથે, જાય નર્ક તો જઉં ત્યાંગ.
સુરેંદ્ર કેહ નૃપ સાંભળો, જે છે નગરવાસી જન;
તેનાં પાપ નાનાવિધનાં, કંઇ પુણ્યલેશ પાવન.
નહિ પાપ એકલું પુણ્ય હોયે, તેહ પામે સ્વર્ગ;
તે સર્વ સાથે શી રીતે તું, આવી શકીશ અપવર્ગ.
હરિશ્ચંદ્ર કેહ સુરપતિ સુણીએ, હું અહી પામ્યો જેથી સુખ;
કર્યા યજ્ઞ પ્રજા પુણ્યથી મેં, તેનું જોઉં કેઇવિધિ દુઃખ.
મેં રાજ્ય પાળ્યું સત્ય પાળ્યું, એ બેયમાં જેની સાય;
તે ઉપકાર કર્ત્તા કેમ ભૂલું, જ્યારે સુખ થાયે કાય.
વળી એક વિનતિ માહરી, તમે સુણો સકળ સુરદેવ;
મેં અલ્પ કંઈ કર્યું પુણ્ય હોય, થાવ સમાન ફળદા એવ.
જો સમાન સર્વેતણું થાતાં, ઘટે મારૂં પુણ્ય;
થાઓ અનેકનું એક દિન સરખું, તેમાં નથી કંઇ ન્યૂન.

હું સર્વ સાથે ભોગવીશ, એક દિન વેંચ્યું સુખ;
એમ સર્વ પુણ્ય પ્રભુ વેહચીએ તો, જાય સર્વ દુઃખ.
તથાસ્તુ તવ ઇંદ્રિ બોલ્યા, જાનૃપ મળ્યું વાંચ્છ્યું જાણ;
ઇંદ્રિ ધર્મ કૌશિક સાથે, નૃપ ચઢી બેઠો વિમાન.
પુત્ર પત્ની સાથ લઈ ભૂપ, ગયો અયોધ્યાગામ;
થયો દેવ સાથે દેવ પોતે, ધન્ય સત્ય મહાધામ.
અયોધ્યાજન નૃપ વિયોગે, છે મહાદુઃખી દેહ;
તેને દર્શન થતાં આનંદ વધ્યો, નૃપ નિરખ્યો નિઃસંદેહ.
વિશ્વામિત્ર વાસવ પાસ જોઇ, જોઇ નિકટ ધર્મ નરેશ;
આનંદઘન વાધ્યો ઘણો, જે શકે ન વર્ણી શેષ.

વલણ.

શકે ન વર્ણી શેષ ત્યાં, થયો મંગલાનંદ રે;
તે વિપ્રજન શું વર્ણવે, એકરસનાએ મતિમંદરે.

કડવું ૧૫ મું.–રાગ ધનાશ્રી.

નગરમાં પધાર્યા સુર સર્વ જી, છે સાથે કૌશિક ગલિતગર્વ જી;
રાયે પૂજા તે સુરની કીધી જી, યજ્ઞ વિણ સોમવલ્લિ દીધી જી.
એમ કરી અતિશે આશ્વાસન જી, તે જોઈ હરખ્યા સુરરાજન જી;
આસનથકી ઉઠ્યા સુરભૂપ જી, હરિશ્ચંદ્ર નિકટ ઉભા મહારૂપ જી.
મોટા સુરપતિ તવ બોલ્યા જી, તોલ હરિશ્ચંદ્રકેરા તોલ્યા જી;
સર્વે લોક સાંભળો મારી વાણી જી, ન શકું સૂર્યવંશ વખાણી જી.
જેના પુણ્યપ્રતાપે આજ જી, સ્વર્ગ લેઈ જવો નગરસમાજ જી;
ધર્મની કૃપા થઈ એવી જી, છે કીર્ત્તિ ભૂપતિકેરી તેવી જી.
અહીંથી સો ગણું સુખ છે સ્વર્ગે જી, ન કો નગરસહિત અપવર્ગે જી;
પ્રજા કેહ રાય આવે તો આવું જી, અમો એમનાં અનુયાયી કાહવું જી.
હરિશ્ચંદ્ર કેહ ચાલો સુખે જી, વાસવ વદે દઉં સુખ મુખે જી;
જ્યાં થઈ સર્વની ઇચ્છા જાવા જી, વિમાન સ્વર્ગે ન લાગ્યા માવા જી.
પૃથ્વી સ્વર્ગ થઇ રહ્યું એકાકાર જી, શકે નભ નિસરણીની દીસે હાર જી;
બોલ્યા પુરંદર પૂરેપૂરું જી, હવે રહ્યું સુખમાં ન કાંઈ અધૂરું જી.
ચઢી બેસો વિમાનની માંય જી, તવ કોક શંકા કરતાં ત્યાંય જી;
થશે આ નગરનો રાજા કોણ જી, જો આ સર્વ ચાલ્યું સ્વર્ગે ઓણ જી.
એવે વિશ્વામિત્ર ઉઠ્યા મહાભાગ જી, જેણે કર્યો છે ક્રોધાગ્નિ ત્યાગ જી;
રોહિતાશ્વને કરી અભિષેક જી, સ્થાપ્યો નૃપમણિ દેવવતરેક જી.

પુણ્યશાળી પ્રજા વસાવી બીજી જી, પછે ચાલ્યા સ્વર્ગે ચઢવા રીઝી જી;
પુત્ર મિત્ર સ્ત્રી સાથે લીધાં જી, સેવક આદિનાં સન્માન કીધાં જી.
છે મન મુદિત ને તન પ્રફુલ્લ જી, ચઢ્યા સ્વર્ગ લોક લહી મહામૂલ્ય જી;
ચઢતાં ચઢતાં નૃપને થયો વિચાર જી, ન માય સ્વર્ગે લોક અપાર જી.
તેથી કરી કલ્પના નગરની ત્યાંય જી, કે થયું નગર અનુપમ જ્યાંય જી;
બેઠેલાં જન જેહ વિમાન જી, તે સહિત વસ્યા નગર મહાન જી.
તે સમે તેનું જોઈ ઐશ્વર્ય અનુપ જી, દૈત્યાચાર્ય કેહ ધન્ય સ્વરૂપ જી;
શાસ્ત્ર તત્વ જાણે બોલ્યા સ્લોક જી, કરી મહાવૈભવનો આલોક જી.
હરિશ્ચંદ્ર જેવો રાય ન થાશે જી, થયો નથી તો કોણ ગુણ ગાશે જી;
એવું આખ્યાન સુણશે કોઇ જી, તે કદી રેહશે ન દુઃખથી રોઇ જી.
ગાશે સાભળશે નિર્વાણ જી, થાશે દુખિયો સુખિયો જાણ જી;
સ્વર્ગ ઇચ્છા જેના મનમા જી, મળે સ્વર્ગ સુખી થાય જનમાં જી.
હોય પુત્રની ઇચ્છા જેને જી, મળશે પુત્ર સુણે કથા તેને જી;
લાગી સ્ત્રીની મનસા મનમાં જી, થાશે સહુ સુખ તેના તનમાં જી.
ગયું રાજ્ય મળશે ફરી પાછું જી, કેહ પુરાણ પ્રભુ તે માનો સાચું જી;
દૃઢવ્રત્તવાળા નૃપ ધન્ય જી, દાનેશ્વરી નૃપ મહામન જી.
જે દાન સ્વર્ગ લઈ ગયું સાથ જી, આખું નગર ને નગરનો નાથ જી;
વળી સ્વર્ગે થયો નૃપ મહાન જી, આચરો સત્ય સહુ મતિમાન જી.
પક્ષી કેહ જૈમિનિ કહ્યું સર્વ જી, તોય હરિકથાનો હોય ન ધર્વ જી;
શોધી સંસ્કૃતથી કરી શુદ્ધ જી, કર્યું પ્રાકૃત જેવી બુદ્ધ જી.
ક્યાં પુરાણી ને ક્યાં પ્રેમાનંદ જી, ક્યા ગદ્ય ક્યાં પદ્ય મતિમંદ જી;
સંવત સત્તરસેં પંચાસ માંય જી, હરિશ્ચંદ્ર આખ્યાન ગાયું જ્યાંય જી.
નાઠી કરૂણા ન થયું સુખ જી, કથારસ વર્ણવતા ગળી ગયું સુખ જી;
વર્ણી છે કથા માર્કંડપુરાણે જી, હરિશ્ચંદ્રોપાખ્યાને મન માને જી.
હરી લીલા ન કળી શકાય જી, દુઃખીઆનું દુઃખ જાયે સુખ થાય જી;
સતિયાનું પુણ્યશાળી ચરિત્ર જી, વાંચે સુણે મન થાય પવિત્ર જી.

વલણ.

પવિત્ર થાયે મન સુદા, ધરી મનમાં રસ રે;
વિપ્ર પ્રેમાનંદ ઉચારે, ગુણનિધિ કેરી ગસ રે.

હરિશ્ચંદ્ર આખ્યાન સંપૂર્ણ.

# દેવીચરિત્ર.

કડવું ૧' લું–રાગ કેદારો.

ગરવા ગણપતિ ને શારદ, નમું દેવર્ષિ નારદ, યશ પારદ જેવા જેના ઉજળારે;
નમું સકળ દેવાધિદેવ,સાધુસમ્યક્શિવનીસેવ, ટાળે અહમેવ માના યશ નિર્મળારે.

ઢાળ.

યશ નિર્મળા અવિનાશી સર્વે, ભજું પૂરે ભાવે રે;
જ્યાં થાય કીર્તન તેમનું ત્યાં, વેલા વેલા આવે રે.
દેવી સેવી જેણે તેનાં, ગયાં દુઃખ આઘેરાં રે;
સકળ દેવની સેવા કરવા, ચિત્ત કર્યાં અનેરાં રે.
વ્યાસે પુરાણે ભારતે, સહુ દેવના ગુણ ગાયા રે;
વેદકેરા ભેદ જાણી, કરી ઇશ્વિર જેવીકાયા રે.
મોટાને સહુ મોટું આપે, તે કરે મોટું જાતે રે;
લઘુતણી તો રીત કેવી, મારે સમ્યક્ વાતે રે.
જે પથે મહાજન ગયા તે, પથે જાવું જાણી રે;
એમ વિચારી ધારિયું ઉર, પ્રતીતિ પૂર્ણ પ્રમાણી રે.
સહુ દેવ ભજતાં વ્યાસજીને, મળ્યું મનનું માન્યું રે;
કદા કિંચિત્ મળે મુજને તો, મેં પૂરૂં મળ્યું પિછાન્યું રે.
હવાં દેવી ચરિત્ર કેવા, મતિ કરવી મારે રે;
પુરાણી સર્વે એમ ધારે, વળી આવું વિચારે રે.
માર્કંડેય કર્યું તેમાં શું, પુરાણ સેહલમાં સર્વે રે;
દેવીચરિત્ર કરે ત્યારે તો, જાણીએ આવ્યો ગર્વે રે.
અર્થ એ માહાત્મ્યકેરા, જાણે માર્કંડેય વ્યાસ રે;
શુક જૈમિનિ જાણે ન જાણે, છે મહાગૂઢાર્થ પ્રકાશ રે.
ભારતમાં શ્રીવ્યાસ મુનિએ, કહ્યું મુખે જાણ રે;
ભારતના અઢ્ઠ સહસ્ર અષ્ટશત, જે ગૂઢ શ્લોક પ્રમાણ રે;

તેનો અર્થ હું જાણું જાતે, વા શુક જાણે શુદ્ધ રે;
સંજય જાણે વા ન જાણે, છે જેની મોટી બુદ્ધ રે.
એવું અડાવી પુરાણી રે, સમજ્યા વિનાનું અબુધ રે;
જો હોય સમજણ કોઇમાં કે, હોય કાંઇ બુધ રે.
તો આવી અનૃત વાણી કોઇએ, વદે નહિ નિર્વાણ રે;
હું અલ્પમતિએ દાખવું છું, પંડે કરી પ્રમાણ રે.
અતિ સ્વલ્પમાંછે સ્વલ્પ આતો, દેવી ચરિત્ર નામ રે;
શક્રાદય તો મહા કઠિન કે, નવ સમજાય કોઇ ઠામ રે.
કાવ્ય નહિ કાવ્યાભાસ જેવા, છે શ્લોક કોઇ કોઇ માય રે;
અક્ષર શુન્યને મન એમ લાગે, બાકી કઠિન નથી ક્યાંય રે.
ભારતકેરા શ્લોક· વ્યાસે, ભાખિયા મુખ જેહ રે;
કઠિન તે તો છે કઠિન, ભલે ખટ શાસ્ત્ર શીખ્યો તેહ રે.
કિંતુ વમળમાં આવશે, નવ અર્થ થાય નિસંદેહ રે;
છે અર્કને જ્યમ આગિયો, તેવું દૃષ્ટાંત માનો એહ રે.
સમજાવી કહીએ આટલું, તોયે ધુણાવે શિર રે;
કેહ મહાવ્યાઘ્ર જેવા અર્થ છે, દેવીમાહાત્મ્યકેરા વીર રે.
વિનયને વિદાય કરવો, જો નવ મૂર્ખ માને વાત રે;
દૃષ્ટાંતથી સિદ્ધાંત સર્વે, આવી જાશે જાત રે.
દેવીમાહાત્મ્યકેરા અર્થ રૂપી, વ્યાઘ્ર· માનો જેહ રે;
તે વ્યાઘ્રકેરા કર્ણ સાયા, ગણી દાખું તેહ રે.
પ્રાકૃત કવિયે પાઠ કીધો, કવચાદિક શ્લોક અનેક રે;
કઠિણ ગણ્યું કશુંએ નવ, ધરી અર્થનો શુદ્ધ વિવેક રે.
જેને અર્થ રૂપી વ્યાઘ્ર માનો, તેના સાયા તેમણે કાન રે;
વળી વ્યાઘ્ર રૂપી અર્થના, અનેક કવિ કરશે ગાન રે.
મૂઢ મતિને અર્થ ન સુજે, ગણે ન શુદ્ધ અશુદ્ધ રે;
હું ગર્વ કિંચિત નથી કરતો, હે મહાકવિ પ્રમુખ રે.
માર્કંડેય માંહે નથી કાંઈ, કવચ અર્ગલા કીલક સાર રે;
પ્રાધાનિક વૈકૃતિક મૂર્તિ–રહસ્યના વિચાર રે.*

* રા. રા. હરગોવિંદદાસના પ્રસિદ્ધ કરેલા માર્કંડપુરાણમાં તથા ખા[illegible]
દેશમાં આવેલા નવાપુરાના વ્યાસ કૃષ્ણારામ દેવશંકરની પ્રતમાં નીચે

ગુરૂચરણે ધ્યાન ધારી, હું વિનવું ગુરૂદેવ રે;
સંકટ સમયે પ્રભુ સાય કરજો, નિકટ આવીને તતખેવ રે.
હવા દેવીમાહાત્મ્યકેરો, કરૂં હું આરંભ રે;
સહુ એક ચિત્તે સાંભળો, તજી કામ મોહ ને દંભ રે.
અનિર્વચનીય જેહ માયા, છે તેહનું આખ્યાન રે;
યથામતિ ગતિ જેટલી, કરૂં તેટલું વ્યાખ્યાન રે.

વલણ.

હોયે તેટલું વ્યાખ્યાન કરૂં હું, દેવીભક્તકેરે કાજ રે;
ભટ્ટ પ્રેમાનંદ વર્ણવે, જનજંતુની મહાત્મે આજ રે.

કડવું ૨ જું–રાગ ધનાશ્રી.

માર્કંડેય કેહ સૂર્યતનય સાવર્ણિ જેહજી, કેહવાયો અષ્ટમો મનુ તેહ જી;
તેની ઉત્પત્તિ કહું વિસ્તારી જી, તે તું સાંભળજે આ વારી જી.
સૂર્યતનય સાવર્ણિ મહાભાગ જી, પામ્યો મહામાયાનો જ્યમ અનુરાગજી;
તેની કૃપાએ મન્વંતરાધિપ થયો જી, તે તું સાંભળ્ય સુખી થઇ ગયો જી.

---

લીટીઓ વિશેષ છે. આ ચરિત્રની મૂળ પ્રત સુરતના સગરામપુરાના રહીશ દવે પુરૂષોતમ શિવશંકરની પ્રતપરથી લખ્યું છે, જે પ્રત મુંબઈ સરકાર તરફથી પુસ્તકોની શોધ કરનાર મી૦ ભગવાનદાસ પાસથી મને મળી હતી. આ પ્રત લખ્યાનુ વરશ સવન ૧૮૭૮, શાકે ૧૭૪૩ છે:—

એ ભાખી ખાવા કાજ કીધા, ષટ્ અધ્યાય જાણ;
આધુનિક ને ક્ષેપક એ, દીસે છે નિર્વાણ
કોઈ સૂતપુરાણી જેટલું, શીખ્યો હરો પુરાણી,
તેણે સ્વજાતિ ઉધ્ધારાર્થે, દીધા ગોઠવી આણી.
સૂતપુરાણી કવિ નોતા, રખે ભૂલતા કોઈ ભાઈ;
સાચા વક્તા હતા જાતે, જેની જોઈ ગયા હઠીલાઈ.
હવાં દેવીકેરૂં માહાત્મ્ય કેતા, વિચાર મનમાં થાય,
સાહિત્યશાસ્ત્રે નાયક કહો, જ્યાં વીરરસ ગવાય
વીરરસ આ માહાત્મ્ય મધ્યેં, ભાખે પુરાણી દેવ,
તમારી દેવી રૂપી નાયકા, કરે નાયક કયાની સેવ.
સાહિત્યકેરા શાસ્ત્ર ને શિર, મૂકી વહો મૂઢ પાગ;
હવાં વ્યાસ મહાત્માએ નામ કેવું, ધર્યું કરી અનુરાગ
તેહ જણાવું વળી પછીથી, નામ પડિયાં જેહ;
તેવડે પ્રતીતિ પારો, જાશે દૂર સંદેહ.

એવે કોઇ દયાળુદિલે વાત જી, કહી નૃપતિને વિખ્યાત જી
એક બે દિનમાં પ્રાણનું સંકટ જી, સુરથનૃપ આવી પડશે ઝટપટ જી.
એ સર્વ સાંભળી જોઇ જાણી જી, તેણે મૃગયા જાવાની મતિ આણી જી;
એકલો થઈ અશ્વારૂઢ જી, નગર તજી ચાલ્યો લહી ગતિ ગૂઢ જી.
તે જઇ પોચ્યો માહ વિકટ વનમાંજી, જેને તાલાવેલી લાગી તનમાં જી;
નહિ સેવક કોઈ સાથ જી, એક સાહ્ય ત્રિભુવન નાથ જી.
છે ભલમનસાઈ આવી જી, જેણે પીડા નૃપતિને ઉપજાવી જી;
એવે જોયું તે રાયે એક વન જી, જ્યાં છે નિરૂપદ્રવ પશુજન જી.
મુનિ શિષ્યોએ શોભાયમાન જી, એવો જોયો આશ્રમ મહાન જી;
ધાર્યું મનમાં તેણે આમ જી, આ કોઇ મહાજ્ઞાનીકેરો હશે ધામ જી.
તે ગયો તે મધ્યે ચાલ્યો જી, તેને મુનિસત્તમે ત્યાં ભાળ્યો જી;
કોષ્ટુકિવાંચ્છયો નૃપ અપાર જી, જોઇ તેને કર્યો આદર સત્કાર જી.
એમ પામ્યો ભલો નૃપ માન જી, રહ્યો તે મુનિ આશ્રમ મહાન જી;
આરોપરો ફરતો તેહ જી, થોડોક કાળ નૃપ રહ્યો એહ જી.
પડ્યો એકલો જ્યારે ભૂપ જી, ત્યારે તેને સાહતો મમત્વ અનૂપ જી;
આકર્ષાયું મમત્વવડે જેનું ચિત્ત જી, તે સ્થળે વિચારવા લાગ્યો પ્રીત જી.
જે પુર મારા પૂર્વજે પૂર્વે પાળ્યું જી, તે મેં અકર્મીએ શું ટાળ્યું જી;
મારે મૂકી આવવું પડયું આંહી જી, હું રાજા વસું વન માંહી જી.
કયો રાજ્યનીતિનો માર્ગ મેં મૂક્યોજી, કોઈ પ્રસન્ન કરવા હું નથી ચૂક્યો જી;
રે રે મારી પ્રજા થાશે દુઃખી જી, જેને મેં રાખીતી સુખરૂપી, જી.
દુરાચારી મારા સેવક જેહ જી, તેને ધર્મવડે પાળતા હશે તેહ જી?
કોણુ જાણે મારો સદા મદહાથી જી, જે મહાશૂરા લડવામાં સાથી જી.
તે માવત સહિત અરિને હસ્ત જી, શકે વશ થયો હોય સાજ સમસ્ત જી;
હાય તેની ગતિ થશે કેવી જી, શું તેને પીડા પડશે મારા જેવી જી.
જે મારી કૃપાવડે નિર્વાણ જી, દ્રવ્ય ભોજનાદિકે પ્રમાણ જી;
નિરંતર મુજને અનુસરતા જી, શું તે થયા હશે અન્ય વશે નરતા જી:
જે ચતુર મારી ચાકરી કરતા જી, તે હશે શું બીજાની ચિત્ત ધરતા જી;
એમાં સંદેહ નથી કાંઈ જી, એમ શોચ કરતો મનમાંહી જી.
જેને અનીતિએ ખર્ચવાનું વ્યસન જી, સદા આગરણુ એવું ને મન જી;
તેવો રોજ ખરચ કરતા હશે જી, મારો ભંડાર લુંટાઈ જશે જી.

જે મહાદુઃખે મેં સંચી રાખ્યો જી, એવું એવુ તે રાજા ઘણું ભાખ્યો જી;
એના એ વિચાર કરે રાતદાડો જી, થાય તેના ચિત્તે મમત્વનો તાડો જી.
વિચારગ્રસ્ત થઈ તે ફરે વનમાં જી, જેને લાગ્યો મમત્વતાપ અતિ તનમા જી;
તેને મળિયો તેના જેવો જી, ક્રૌષ્ટુકિ સાંભળ્ય હતો તે ફેવો જી.
એક ચિતે સાભળ્ય મમત્વ રૂપ જી, એને જેણે જીત્યો તે જ્ઞાન રૂપ જી;

વલણ.

જ્ઞાનરૂપ તે સર્વથા, જેણે મમત્વત જીત્યો જાણ રે;
ભટ્ટ પ્રેમાનંદ કરે તેના, ભવોભવ અતિ વખાણ રે.

કડવું ૩ જુ–રાગ સામેરી.

સૈરિષ્ટ નામે પુરમા, રાજા વીરબાહુ કરે રાજ રે;
ચાર વર્ણ ત્યા વાસ વસતી, થાય મનવાછિત સર્વનાકાજ રે.
ધન અતિશે તે રાયને વહાલું, કર્યો સંગ્રહ તેનો અપાર રે;
યથા રાજા તથા પ્રજા હોયે, એમા કરવાનો નહિ વિચાર રે.
તે નગરમા સમાધિ નામે, એક વસતો હતો નગરશેઠ રે;
તેણે અનંત ધન મેળવ્યુ, કરી પુરજન પુરપતની વેઠ રે.
કોઇને મારી કોઇને ત્રાડી, કોઇને પાડી ત્રિવિધ ત્રાસ રે;
કોઈની આખમા ધૂળ નાખીને, અતિ ધન મેળવિયુ પાસ રે.
ગૃહિણી માગે દામ તો, તેને મારવા ધાય રે;
. પુત્ર નાગાપૂગા ફરે તે, ઓછો ખરચ લહી મકલાય રે.
પાસે આવી કો પૈસો માગે તો, કહે ઝેર ખાવા નથી તેહ રે;
શૃગાર સુદરીઓ માગે તો, લઢવા ઉઠે એહ રે.
કહે તારે પીએરથી લાવ્ય તું, નહિ કોડી આપુ હુય રે;
બીજી વાતે હશી ખુશી રહે પણ, કહે ધન શબ્દ સાભળી શુય રે.
છતે કોને તે બેરો આય, અંધ થાયે ધનને માટે રે;
રાત્રિએ ભંડાર પાસે બેશી રેહ, કોઇ લેઈ જાશે એમ ઉચ્ચાટે રે.
મણિધર જ્યમ મણિ સાચવે, પળ ન મૂકે વીસો રે;
તેમ વૈશ્ય મંજૂષા સાચવે, બંધ પડવા દે નવ ઢીલો રે.
જ્યમ યોગી સમાધિ સાધે, જાણે નવ કાઇ જાતે રે;
ત્યમ સમાધિ નામે વૈશ્ય તો સાધે, સમાધિ ધનની વાતે રે.

એવું જોઇ જુવતી આદિકને, અકારો તે લાગ્યો રે;
પુત્ર મોટા થએલાએ વિચાર્યું, આ વૃધ્ધ જોઇએ લાગ્યો રે.
એક પૈસો નવ ખરચવા આપે, છતે પૈસે દુખી શે થઇએ રે;
મારા મારા કહી મુખે બોલાવે, જ્યારે એની પાસે જઇએ રે.
પણ પૈસો છોડવાની વેળા, આવે જ્યારે એને રે;
ટાઢિયો તાવ ચઢે ડોસાને, અંગે આવે કંપારી તેને રે.
સમજાવી થાક્યા તોયે ન માને, તદા કરવો એને પૂરો રે;
આપી સંમત્તિ સર્વે જણે તેમાં, ન મારતાં મૂકવો અધૂરો રે.
વૈસ્યને હોયે દયા અતિ મનમાં, તેથી વિચાર્યું મળી સર્વે રે;
મારી કૂટી વનમાં મૂકી આવો, જેનું ચિત્ત રહ્યું છે દ્રવ્યે રે.
એ પ્રમાણે ધાટ ઘડીને, સહુ રહ્યા રાત્રિની જોતાં વાટ રે;
મણિધર થઇ મંજૂષા પાસ બેઠો, વૃધ્ધ વૈસ્ય ધનકાજે ઉચ્ચાટ રે.
તેને સર્વેએ મળી માર મારિયો, પછે ઉંચલી લીધો સાર રે;
મુખ બંધ કરી રાખ્યું તેનું, જયમ કરી શકે ન પોકાર રે.
એક વનમાં તેને ઉંચલી નાખ્યો, કહ્યું ડોસા ઘેર ન આવીશ રે;
તેના કાલાવાલા કોઇએ નવ માન્યા, સહુ નાશી ગયા વશા વીશ રે.
તે આથડાતો કૂટાતો અટવાતો, ફરતો વનોવન રે;
એક દિવસના સમાજોગે, આવી પોચ્યો જ્યાં સુરથ રાજન રે.
હા પુત્ર હા પત્ની એમ વદતો, રે. ક્યાં ગયું મારૂં ધન રે;
ભૂમ જેવો વળી થઈ જાતો તે, ભટકતો અનુદિન રે.
એવે દુઃખે સુરથરાય દુખિયો, તેણે વૈસ્ય જોયો જાતે રે;
આશ્રમ નિકટ મળ્યા તે ઉભય, વળી વળગ્યા તે વાતે રે.
વૈસ્યને જોઇ રાજાએ પૂછ્યું, અરે ભાઇ તુ છે કોણ રે;
શું કરવા તું આવિયો અહીઆં, મેં તો દીઠો તુને ઓણ રે.
તુ ઉદાસ ને શોકગ્રસ્ત દિસે છે, તેનું કારણ છે શુંય રે;
તારી સ્થિતિ રીતિ કહે મુજને, કેમ દુખિયો દીસે તુય રે.
એ રીતે તેણે રાજા કેરૂં, સ્નેહ ભરિત કહેલું વેણ રે;
સાંભળી વિનયી નમ્ર થઈ તે બોલ્યો, કરી પ્રત્યુત્તરનું કેણ રે.
શ્રીમંત કુળ માંહે ઉપજેલો, હું છું વૈસ્ય સમાધિ નામ રે;
દુરાચરણી સ્ત્રી પુત્રોએ મુજને કાઢી, મૂક્યો ધનલોભકેરે કામ રે.

સ્ત્રીએ અને પુત્રોએ મારૂં, ધન ખુંચી લીધું ભાઈ રે;
ધન હીન કરી મુને આમ છેહ દીધો, જેથી મરૂં છું હું અથડાઈ રે.
અંતરનાં સગાંએ કાઢી મૂકયો, તેથી અથડાતો આવ્યો વનરે;
મહાદુઃખ હું પામું છું ભાઈ, મારૂં ધન ને તેમાં છે મનરે.
અહીં રહ્યાં મુને એમ થાયે, મારા પુત્ર સ્વજન હશે સુખીરે;
કામિની કુશળ હશે કે નહિ, તે હું કાંઇ નથી જાણતો દુઃખી રે.
કોણ જાણે તે સર્વે મારે ઘેર, અધુના સુખશાંતિમાં હશે રે;
કે આવ્યાં હશે કંઈ આપદામાં તે, તેનું દુઃખ મને દિલ વસે રે.
મારા સુત સદાચારી હશે કે, દુરાચારી થયા હશે તેહ રે;
મારૂં મેળવેલું ધન નાશ કર્યું હશે, કયમ હું જાણી શકું એહ રે.
મારી ચિંતા તેમને નવ થાયે, મેં મહાદુઃખે મેળવ્યું ધન રે;
ભાઇ તેમણે મુજને કાઢી મૂકયો છે, તેથી સેવવું પડે છે વન રે.
રાજા કહે જે તારાં ધનલોભી, સ્ત્રી પુત્રો પ્રમાણ રે;
તેમણે ધન વાહલું કરી તજ્યો તુજને, તો તું કયમ કરે તેનાં વિખાણ રે;
તજ્યો તેમણે જેમ તુને તો તું, તેમને તજે ન *કેમ, રે;
વળી વળી સ્નેહ કર્યાં કરે એશું, નથી વાહલપણકેરો નેમ રે.
વૈશ્ય કેહ મારે વિષે આપ વદો તેવું, છે યથારથ સહુ રે;
પણ હું શું કરૂં મારૂં મન ન માને, મને સાંભરે સજ્જન બહુરે.
એ ધન લોભિષ્ટે પિતૃસ્નેહ મૂકયો, પતિસ્નેહ મૂકયો નિર્વાણ રે;
સ્વજન સ્નેહ મૂકી દેઇ મુજને, કાઢી મૂકયો પ્રમાણ રે.
તોયે તે મુજને સાંભરે છે, નથી સાંભરતો તેમને હુંય રે;
ભાઇ શું કહું વારંવાર હું, મુને દુઃખ આવી પડયું આ શુંયરે.
અહો મતિમાન તમે રાજા જેવા છો, તો સાંભળો સારી એક વાતરે;
ગુણ વિહોણાં સગાંપર મારૂં, મન પ્રેમવાળું થઈ જાય પ્રખ્યાત રે;
એ સર્વે હું જાણું છું જાને, પણ તેનું કારણ જાણું નહિરે;
તેમને અર્થે નિઃશ્વાસ મુકું હું, મારૂં મન ઉદાસ કરૂં છું સહીરે;
અપ્રીતિવંતા ભણી જોવાય નહિ જ્યમ, ત્યમ શું કરવું મારે ભાઇ રે;
મન કઠોર થતું નથી નઠોર ઉપર, તજી શકાતી નથી સગાઇ રે.
રાજા કેહ ભાઈ મારે એમ છે, જેવું તારે જાણ રે;
આપણ બન્ને એક સરખા છું, છે સરખાં દુઃખ પ્રમાણ રે.

રાય કહે ઋષીશ્વર કહો સુજને, કોણ મહામાયા કહો તે આપ;
તે કેમ ઉપજી દ્વિજસત્તમ કહો, તે શાં કર્મનાં કરે છે માપ.
હે બ્રહ્મજ્ઞાની હું સુણુવા ઇચ્છું, તે દેવીસ્વભાવ સ્વરૂપ સર્વ;
આજ ભાખો મને ઉત્પત્તિ તેની, જેમ જાયે ગળી મારો ગર્વ.
ઋષિ કેહ તે દેવી નિત્ય છે, જગત્ એજ સ્વરૂપ છે જેનું;
આ સર્વ તેણે વિસ્તારિયું છે છતાં, જન્મવું ભિન્ન ભિન્ન છે તેનું.
નિત્ય છતાં દેવકાર્ય કરવાને, જ્યારે તે પ્રગટ થાય;
ત્યારે લોકો તેને ઉત્પન્ન કહે છે, તું સાભળજે મુનિરાય.
કલ્પાંતે જગત એક સમુદ્ર રૂપે, થઈ ગયું ત્યારે સમર્થસ્વામ;
શેષ શય્યાપર યોગનિદ્રા ધરી, સૂતા રાજિવલોચન રામ.
તે સમે વિષ્ણુના કર્ણમેલથી, મધુકૈટભ દાનવ પ્રખ્યાત;
મહાભયાનક ઉત્પન્ન થઇને, તત્પર થયા બ્રહ્મનો કરવા ઘાત.
તેસમયે હરિ પદ્મનાભિમાં રહેલા, પદ્મનાભ પ્રજાપતિ જેહ;
તેમણે ઉભય ભયાનક દૈત્યને દીઠા, જોયા સૂતેલા વિષ્ણુ નિ:સંદેહ.
એકાગ્રચિત્તે થઈ અવિનાશીને, જાગ્રત કરવા જાણ;
જેણે નારાયણનેત્ર નિવાસ કર્યો છે, વિશ્વેશ્વરી જગમાત પ્રમાણ.
સ્થિતિ સંહાર કરત્રી ભગવતી, અતુલ યોગનિદ્રા વિષ્ણુની સાર;
તેની સ્તુતિ કરવા બ્રહ્મા લાગ્યા હતા, જે વિધિ તેજસ્વામી નિર્ધાર.
બ્રહ્મા ભણે હે દેવી તું છે, સ્વાહા સ્વધા ને વષટ્કાર;
સ્વરાત્મિકા અમૃત રૂપી તુંછે, વળી નિત્ય વેદમાં હ્રસ્વ રૂપ સાર.
દીર્ઘ પ્લુત રૂપે ને પ્રણુવરૂપે તું, તુંછું એ ત્રણુમાત્રાઓ રૂપ સદાય;
તેમાં અર્ધ માત્રા જે નિત્ય છે, જે ન જને ઉચ્ચારી શકાય.
એવી આઇ તે તુંજ છે, વળી તું સાવિત્રી રૂપ મનાય;
સર્વોત્તમ દેવી તું જગત નીપાવે, આઈ તારા ગુણગણુ કોણ ગાય.
તુંછે સર્વને નિરંતર ધારણ કરતી, તું જગત સરજનારીછું માત;
તું છું લાલનપાલન સંહાર કરતી, અંતે માહદેવી વિખ્યાત.
જગ્તોત્પતિકાળે તું સૃષ્ટિ રૂપે, પાલન કરતા સ્થિતિ રૂપે સાર;
પ્રલયકાળમાં સંહાર રૂપે તું, છું હે દેવી નિર્ધાર.
તું મહામેધા મહામાયા વિદ્યા, છું મહાસ્મૃતિ ને મહામોહ રૂપ;
સર્વ મહાવિદ્યા મહાસુર રૂપી તું. છું બૃહદ્ દેવી તદ્રૂપ.

તું છું ત્રિગુણધારિણી પ્રકૃતિ સહુની,તુંછું અહાલય કાળરાત્રિ જાણ;
વાસરનો જેમા લય થાય છે, તે તું છું મહારાત્રિ પ્રમાણ.
પ્રાણીમાત્ર જેમાં જન્મ મરણાદિક, આવાગમન અનુભવે દેવી;
એવી દારૂણ મોહરાત્રિ પણ તું છું, પાપી તરિયા તુંને આઈ સેવી.
તું લક્ષ્મી છું, તું ઇશ્વરી છુ, તું છુ -હ્રીં નામે બીજ;
તું જ્ઞાનરૂપ મતિ છુ, તું લજ્જા, તું તુષ્ટિ પુષ્ટિ માનવ રીઝ.
તું શાંતિ ને ક્ષમા રૂપ છે, તું છે ખડ્ગ ભલ્લ પ્રમાણ,
ગદા ચક્ર શંખ ધનુષ્ય તું છુ, તું છુ બાણ ભુશુંડી જાણ.
પરિઘધાત્રી તું છુ દેવી, છે તારૂં મહાભયાનક રૂપ;
સમ્યક્ પ્રકારે શિવ તુંને સેવે, સેવે નરમણિ મોટા ભૂપ.
તું સુંદર ને પરમ સુંદર ' છે, વળી પ્રસન્નતાવાળા સમગ્ર પદાર્થ;
તે કરતાં તું છુ અતિશય સુંદર, પરથી પર પરમેશ્વરી સર્વ સાર્થ.
અખિલેશ્વરી વિશ્વાત્મા રૂપ દેવી, પ્રત્યેક ઠામે સત્ અસત્ વસ્તુ જેહ;
તે સર્વની શક્તિ તું છે આઇ, તો શી હું તારી સ્તુતિ કરૂં કેહ.
જે જગતને સરજે પાળે સંહારે, એવો જે દેવાધિ દેવ;
તેને નિદ્રાવશ તેં કરી રાખ્યો, કોણ સમર્થ સ્તવન કરવા સેવ.
તેં મુને વિષ્ણુને સદાશિવને, ધારણ કરાવી છે દેહ;
તો તારી સ્તુતિ કરવા કોણ છે, શક્તિમંત દેવી કેહ.
આ પ્રકારે સ્તવન કરેલી દેવી, તારા ઉદાર સામર્થ્યે તુજ આજ;
આ મધુકૈટભને મોહ પમાડજે, છે ઉભય ઉત્તમ અસુર રાજ.
સત્વર જગત્સ્વામિને કરય જાગૃત, વળી ઉભય દાનવ કરવા નાશ,
પ્રભુને પ્રેરણા કરજે દેવી તું, કરી મારૂ સ્તવન સર્વ પ્રકાશ.
ઋષિ કેહ બ્રહ્માએ સ્તવન કરેલી, તામસી દેવી જેહ;
મધુકૈટભને હણવા માટે, ગઈ વિષ્ણુને જગાડવા તેહ.
તેના નેત્ર મુખ નાસિકા બાહુથી, હૃદય ઉરથી નીકળી ઉભી;
અવ્યક્તજન્મા વિધિની દૃષ્ટિ આગળ, રહી ઉભી અરિને દૂભી.
તે દેવી થકી મુક્ત થયેલા એવા, જગત્પતિ વિષ્ણુ એકીભૂત;
સમુદ્રશયન થકી ઝટ ઊઠયા, જોયા અતિ બલિષ્ટ ને અદ્ભુત.
મહાપરાક્રમી ક્રોધાક્રાંત નેત્રવાળા, કરતા બ્રહ્મા ભક્ષવા ઉદ્યોગ,
તેવા દુરાત્મા મધુકૈટભ નિરખ્યા, જદા તજ્યો નિદ્રારૂપિ યોગ.

પછે આસનથી ઉઠી ઉભય સાથે, સર્વવ્યાપક વિષ્ણુએ આર;
પચસહસ્ત્ર સંવત્સર સુધી, બાહુ યુદ્ધ કર્યું નિર્ધાર.
તે અતિમય બળે ઉન્મત્ત થયેલા, મહામાયાએ મોહ પમાડેલા જાણ,
તે ઉભય વિષ્ણુને કહેવા લાગ્યા, તું માગ્ય અમારી પાસ વરદાન.
તારૂં યુદ્ધકૌશલ્ય નીરખી અમે, થયા છુ અતિ પ્રસન્ન,
અમો મુખ માગ્યું તુંને અરપુ, માગ્ય માગ્ય તું શેષશયન
તમો ઉભય મારાપર પ્રસન્ન થયા તો, બન્નેનો વધ થાય મારે હાથ,
અન્ય વરદાન મારે નવ જોઇએ, એટલુ આપો દાનવનાથ
એ રીતે વરદાન લેઇ ઠગેલાએ, જોયુ સકળ વિશ્વ જળમય જાણુ,
તેમણે રાજિવનેત્રવાળા રામને, કહ્યું હણવાતણું પ્રમાણ
જે સ્થળે પૃથ્વી જળમાં નવ ડૂબી, ત્યાં અમારો વધ કરવો તમારે,
ઋષિ કહે રાય વૈશ્ય સાભળો, તદા હરિ શું વિચારે.
વારૂ તેમ થાઓ એમ કહીને, હરિએ ચક્રે કાપ્યો તેમનો કટિજંઘાભાગ;
ચાપ ચક્ર ગદાધરે કીધા, તેમના શિરના સહસ્ત્ર વિભાગ
એવી રીતે વિધિએ સ્તુતિ કર્યાથી, થઇ નિદ્રાદેવી ઉત્પન્ન;
તે દેવીનું પુનરપિ કહું બળ હું, તે તું સાભળ્ય એકે મન.
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકે મન્વંતરે જાણ,
દેવીમાહાત્મ્યે મધુકૈટભનો વધ, એકાશીતિતમો ધ્યાય પ્રમાણ

વલણ

એકાશીતિતમોધ્યાય પૂરો, દેવીમાહાત્મ્યની માંહી રે,
જન પ્રેમાનંદ યથામતિએ, વર્ણવે વટપત્તને હરિ ગાઇ રે.

કડવુ ૫ મુ-રાગ મેવાડો

સુરથ અને સમાધિ હો, સાભળે એકે મને,
સેવા એહાં સાધી હો, કેવા માંડ્યુ મુનિજને,
મુનિ કહે સુણ્ય રાજા હો, પૂર્વે સુરઅસુરને થયું,
યુદ્ધ મુકી માઝા હો, તે જોઇએ દેવીમાહાત્મ્યે કહ્યું.

ઢાળ

દેવીમાહાત્મ્ય માટે કેવુ મારે, સુર અસુરનુ યુદ્ધ,
સતસ્રવત્સર ઉભય લડિયા, તેમાં દાવ જીત્યા અશુદ્ધ.

દૈત્યાધિપતિ મહિષાસુર હતો, દેવાધિપતિ પુરંદર જાણ;
લડતાં અસુરે સુરસેના હરવી, મહિષાસુર થયો ઇંદ્ર પ્રમાણ.
પરાજય એમ દેવ પામ્યા, તદા પ્રજાપતિ આગળ કીધ;
શિવ વિષ્ણુકેરે સ્થાનકે, પ્રયાણ કરતા સિદ્ધ.
તે ઉભયને પરાભવ થયો તે, વળી મહિષાસુરતણી અનીતિ;
તે વર્ણવી આ રીત કેતા, થઇ જેવી તેવી પ્રતીતિ.
મહિષાસુર તો સૂરજ થયો, થયો ઇંદ્ર અગ્નિ વાયુ;
તેણે ચંદ્ર યમ વરૂણકેરાં, હર્યા શી નવ આયુ.
એ સર્વના અધિકાર તેણે, લઇ લીધા દેવ;
અમો ભટકતા અહીં તહીં ફરૂં, કરો સાય પ્રભુ તતખેવ.
મહિષાસુરે સ્વર્ગથી કાઢિયા, તે સુરસમૂહ ધનશ્યામ;
પૃથ્વીપર નર પેઠે ભમતા, સહુ તજી સુરનાં કામ.
એ સહુ દુરાચર કહ્યાં દાનવનાં, અમો આવિયા તમ શરણ;
તો પ્રભુ યુક્તિ પ્રયુક્તિ શોધો, ક્યમ પાપી પામે મરણ.
આ રીતે સુરનાં વચન સુણીને, વક્રભ્રૂયુક્ત મધુસૂદન;
તેવાં મુખવાળા શિવસહિત, અતિ કોપ ધરતા મન.
અતિશય ક્રોધથી પૂર્ણ થયેલા, વિષ્ણુ વિધિ શંકર દેવ;
તેના મુખમાંથી તેજ નિકળ્યું, મહાજ્યોતિ તતખેવ.
સમ ઇંદ્રાદિક સુરશરીરથી, બૃહદ્ તેજ પ્રગટ્યું જાણ;
તે સર્વકેરૂં તેજ ત્યાં, એકત્ર થયું પ્રમાણ.
જ્વાળામુખીએ નગ બળે શું, તેમ જ્વાળે દિશાઅંતર વ્યાપ્યું;
તે તેજ દાનવસમૂહે જોયું, દ્દષ્ટિએ સ્થિર સ્થાપ્યું.
સર્વ દેવના શરીરથી નીકળ્યું, જેહ અતુલિત તેજ;
તે કાત્યાયનના આશ્રમ પાસે, મળી જા તું ધરી હેજ.
તે તેજમાંથી જેની કાંતિએ, ત્રણુલોક થઇ ગયા વ્યાપ્ત;
એવી એક અબળા ઉપજી, જેને જોઇ ડરે પ્રિય આપ્ત.
શિવ તેજે તેનું વદન નીપન્યું, યમ તેજથી કેશ;
વિષ્ણુ તેજથી બાહુ ઉપન્યા, એમ થઇ વનિતા વરવેશ.
વળી ચંદ્ર તેજથી ઉરજ ઉંચા, મઘવા તેજથી મધ્યભાગ;
વરૂણ તેજે જંઘા ઉરૂ થાતાં, નિતંબ પૃથ્વી તેજ મહાભાગ.

ઉભય પદ પદ્મનાભ તેજે, સૂર્ય તેજે પદઆંગળી;
હસ્તઅંગુલિ વસુ. તેજે, નાસિકા ધનદ તેજે સાંભળી.
દંત દક્ષાદિક પ્રજાપતિના, તેજથી નિર્માણ;
ત્રિનેત્ર પાવક તેજથી, ઉત્પન્ન થયા પ્રમાણ.
ઉભય સંધ્યા તેજથી, થઇ ભ્રકુટિ ધનુષ્ય સમાન,
વાયુ તેજથી શ્રવણ ઉભય, થયાં તેહના મતિમાન.
તે પ્રમાણે અન્યદેવ તેજના, એકીભાવથી થઈ ભવાની;
સમસ્તદેવતેજસમૂહથી તે, ઉપજી એમ પિછાની.
જેને મહિષાસુરે અતિ દુ:ખ દીધું, એવા દેવ આનંદ પામ્યા;
પછે શસ્ત્રાસ્ત્ર આપવા લાગિયા, જેને દુ:ખના દિન નામ્યા.
સ્વય શૂલમાંથી શૂલ કાઢી, શંકરે આપ્યું તેને;
ચક્રમાંથી ચક્ર કાઢી, વિષ્ણુએ આપિયું એને.
શંખ આપ્યો વરૂણે, અગ્નિએ શક્તિ આપી;
ધનુશરથી ભાથો ભરેલો, વાયુએ વસ્ત આપી પ્રતાપી.
સહસ્રાક્ષિ સુરેંદ્રે વજ્રથી, વજ્ર જૂદું કરી આપ્યું;
ઘંટા ઐરાવત હસ્તીથી આપી, એમ અસ્ત્રનું દુખ કાપ્યું.
યમે સ્વકાળદંડથી દંડ કીધો, વરૂણે પાશ આપ્યો પાશરો;
આપી રૂદ્રાક્ષમાળા પ્રજાપતિએ, વિધિ કહે કમંડલુ આ ધરો.
સવિતાએ સર્વ રોમછિદ્રમાં, સ્વકિરણ અરપ્યાં જાણ;
નિર્મળ ઢાલ ને ખડ્ગ આપ્યાં, તદા કાળે નિર્વાણ.
ક્ષીરસાગરે હાર નિર્મળ, દિવ્ય મસ્તકનો મણિ;
નિત્યપ્રતિ નૂતન થાય એવા, વસન આપિયાં મહતા ગણી.
ચંદ્ર સૂર્ય સમાન આપ્યાં, ઉભય કુંડળ જોડ;
વળી વેસર આપી પૂરિયા, દેવી કેરા કોડ,
વળી ઉજ્વળ અર્ધચંદ્ર આપ્યો, અગદ બાહુબંધને કાજ;
અર્પ્યા ઝાંઝર નિર્મળ વજ્રકેરા, અર્પ્યું કંઠાભૂષણ ક્ષીરરાજ.
રત્નજડિત મુદ્રિકા આપી, મગફળી આંગળીએ ધારવા;
વિશ્વકર્માએ અતિ તીક્ષ્ણ ફરશી, આપી અસુરને મારવા.
અનેક પ્રકારના અસ્ત્ર આપ્યાં, આપ્યું કવચ અભેદ,
નવ કરમાય એવો હાર કમળનો, સાગરે આપિયો નિર્વેદ.

તે દેવીમસ્તક તથા હૃદયે, પેરાવિયો સ્વહસ્ત,
પછે એક રમ્ય અબ્જ આપ્યું સહી, એમ અપી સૌ ધસ્ત.
હવા વાહન કાજે હિમગિરિએ, સિંહ આપ્યો એક;
વળી નાના પ્રકારના રત્ન આપ્યા, વપુ વિષે ધારી વિવેક.
મદ્ય કરવાનુ પાત્ર આપ્યુ, કુબેરે સુરા આપી ભરી,
પછે નાગસ્વામીએ શુ આપિયું, જે રહ્યા આ ધરણી ધરી.
મહામણિવડે અલંકૃત અતિ, એવો નાગહાર દીધો સાર,
અન્યદેવે અલંકાર આપ્યા, વળી આયુધ અપરંપાર.
એ સર્વ આપી સન્માન કરેલી, દેવી અટ્ટહાસ્ય કરતી જાણ;
પછે ગર્જના તેણે ઘોર કીધી, જે શબ્દે નભ પૂરિયું નિર્વાણ.
વ્યોમ વ્યાપ્તમાન થયું એમ, તેનો પ્રતિધ્વનિ પડિયો જેહ;
તેથી જન સહુ ક્ષોભ પામ્યા, સમુદ્ર કંપી ઉઠ્યા તેહ.
સા ચલાયમાન પૃથ્વી થઇ, સર્વ પર્વત કંપ્યા પૂર;
સિંહારૂઢ દેવીનોજય જય કેહતા, મહામોદ સહિત મળ્યા સુર.
નમ્ર અંત કરણ ભક્તિવડે જેના, એવા મુનિ સ્તુતિ કરવા લાગ્યા,
ત્રિલોક ક્ષોભેલા જોયા અસુરે, કે યુદ્ધ કરવા અનુરાગ્યા.
પોતાની સર્વ સેનાને કરી, યુદ્ધ કરવા તૈયાર;
હથિયાર ઉગામી હાકી, કહે હા શુ છે આ વાર.
એમ મહિષાસુર ક્રોધથી બોલી, સર્વ અસુર લેઇ પળતો;
જેણી દિશાથી શબ્દ આવ્યો, તેણી દિશાએ તે વળતો.
જેની કનક સમ કાંતિએ સઘળું, ત્રિલોક થયુ વ્યાપ્તમાન;
સા દાનવ એવી દેવી જોતો, મહાતેજસ્વી દેદીપ્યમાન.
જેનાં પાદસ્પર્શથી પૃથ્વી નમીછે, જેના મુકુટે ઉઝરડાયુ આકાશ;
ધનુષ્યપણુછ ટંકારવડે કરી, થઇ ડામાડોળ પાતાળ પામ્યુ ત્રાસ.
એક સહસ્ર બાહુવડે દેવી, દશદિશમા વ્યાપી રહી,
એવી મહિષાસુરે દેવી દીઠી, લલના લાવણ્યવતી લહી.
તેની સાથે તે બોલવા લાગ્યો, શે ઉભી થઇ. તું મજ;
જો યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો, તુ નવ કરતી તેમ રજ.
મહિલા સાથે મહિષાસુરે લઢવુ, એ અતિ ઘણુ અયોગ્ય;
તારા છેસા અમો છું સર્વે, રહે રાણી તું આરોગ્ય.

મૂશળ વાગ્યે કુશળ નાહું, વમન કરે રૂધિર;
ત્રાહ ત્રાહ કરી દાનવકેરા, પડતા ચોદિશ વીર.
કેટલાકની શૂળે વેધી, છાતી ફાડી નાખી;
પૃથ્વી ઉપર અરિને પાડ્યા, તીને શબ્દે બાખી.
કેટલાકને રણભૂમિ મધ્યે, શરસમુદાયથી વીંધ્યા;
શરવ્યાપ્તે ચારણી જેવાં અંગ, કરી નાખ્યાં કારજ સીધ્યાં.
સેનને મોખરે જેહ ચાલતા, તે દૈત્યે તજ્યા પ્રાણ;
ગર્દન મર્દન થઇ કોની, કપાયા કેટલાકના પાણ.
કેટલાકનાં મસ્તક કાપ્યાં, કેટલાકના વચ્ચેથી બે ભાગ;
મહાઅસુરની જંઘા કપાઇ, પડ્યા પૃથ્વીસમરનો તજી લાગ.
કેટલાકના દેવીએ કીધા, દ્વય ભાગ ભરપૂર;
તેથી એક બાહુ એક નેત્ર કપાયું, એક પાગ કપાયા અસુર.
કેટલાકનાં મસ્તક કાપ્યાં, તોય લડવા ઉઠે કબંધ;
ઉત્તમ આયુધ હસ્તે ઝાલી, શૂરવીર લડે સંબંધ.
એમ માથાવિહોણું કબંધ અતિશે, દેવીશુ લડવા આવે;
વળી કેટલાક ત્યાં નાચતાં તેવાં, જે સાચું શૂરત્વ મનમાં લાવે.
માથાં કપાઈ ગયાં છે જેનાં, તેવે કબંધે કર ધરી તરવાર;
શક્તિ ઋષ્ટપાદિક આયુધ સાયા, થયાં કેટલાં ધડ તૈયાર.
તુરિ વાધના વૈર શબ્દે, નિમગ્ન થઇ નાચંતા;
સંગ્રામમાં આમ તેમ તે ભટકે, યુધ્ધ કરવા અતિ રાચંતાં.
કેટલાક મહાદાનવ મુખ બોલે, ઉભી રહે ઉભી રહે બાઇ;
અમો વીર સાથે કરસ્ય યુદ્ધ તું આજે, જોઇએ વીર તણી સરસાઇ.
જ્યાં તે મહાસંગ્રામ થયો ત્યાં, ભગ્ન રથ હસ્તી પડિયા જાણ;
અશ્વ દૈત્ય અપાર પડયેથી, નવ માર્ગ રહ્યો નિર્વાણ.
તે કાળે અસુર સેનામાં, હસ્તિ અશ્વ દાનવ મધ્ય;
શોણિત કેરા ઓઘવાળી, સરિતા વેવા લાગી અવધ્ય.
જ્યમ અગ્નિ તૃણકાષ્ઠ ઓઘને, ક્ષણમાં બાળી નાખે;
ત્યમ અસુર સેનમાથી મહાદેવી, નાશ કર્યા વિણ રાખે.
કંપાવી છે કેશવાળી જેણે, એવો તે દેવીસિંહ જાણ;
મહાત્રાડ પાડી રાડ કરીને, દેવ અરિના શોધતો પ્રાણ.

દાનવકેરા અંગમાં ફરતો, શોધવા ચોદિશ જીવ;
મળમાં અસુ હરી તે કરતો, દાનવ ગણુને અશિવ.
તે સંગ્રામમાં દેવી ગણોએ, કર્યો અસુર સાથ સંગ્રામ;
જે જોઇ સુર આકાશે રીઝયા, કરવા લાગ્યા પુષ્પવૃષ્ટીમહાનામ.
ઇતિ શ્રી માર્કંડેય પુરાણે, સાવર્ણિકે મન્વંતરે સાર;
દેવીમાહાત્મ્યેમહીષાસુરસૈન્યવધે, દ્વયશીતિતમોધ્યાય અવિધાર.

વલણ.

અવિધાર અધ્યાય થયો અહીં, ગુરૂજન કરો દ્વિજને સાથ રે;
યથામતિએ જવા આગે, મન અતિ મકલાય રે.

કડવું ૬૬ તું.—રાગ સારંગ.

ઋષિ કહે સાંભળ્ય રાય, વૈસ્ય સુણતાં પવિત્ર તુ થાય;
એમ દેવીએ યુદ્ધ કીધું, જોયું દાનવે પાણી લીધું.
મહિષાસુર સેનાપતિ ચિક્ષુર નામ, મહાઅસુરે સ્વસૈન્ય જોયું તે ઠામ;
જોઈ હણાતું કરીને ક્રોધ, ગયો દેવી સાથ યુદ્ધ કરવા માની બોધ.
જેમ મેરૂ પર્વત શિખરપર, પર્જન્ય જળ વૃષ્ટિ કરવા માંડે વર;
તેમ દૈત્ય સમરમાં દેવી ઉપર, શરવૃષ્ટિ કરવા આરંભી સ્વકર.
જોઈદેવીએબાણસમૂહકાપ્યા,તેના, રમણ રીતે અશ્વ વિડાર્યા એના;
હયના હાંકણહારા જેહ, હણ્યા શરવડે નિ:સંદેહ.
તતકાળધનુષને કાપી ઊંચી ધ્વજા, ધ્યાને ધારી ધનુ કાપ્યાની કજા;
એવા દૈત્યના દેહને દેવીએ વીંધ્યો, દેવીશર વાગતાં તે મન ખીધ્યો.
ધનુષ્યજેનું કપાઈગયું છે જાણ, હણાયા અશ્વ સારથી રથ નિર્વાણ;
તે વિહોણો દૈત્ય ગયો દેવીસન્મુખ, ધાયો ઢાલ તરવાર ધારી મહારૂખ.
તે અતિ વેગવાન અસુરે તદા, જાણે હરિ હણ્યો તીક્ષ્ણ અસિથી સદા;
કર્યો હરિને મસ્તક ખડ્ગપ્રહાર, કર્યો દેવી વામ હસ્ત પર ઘા તે વાર.
હેરાજસ્તુહસ્તમાં વાગતાં તેહ, ભાગી ગયો ખડ્ગ નિ:સંદેહ;
તદા ક્રોધયકી રક્ત નેત્રવાને, મહાશૂળ લીધુ તે બળવાને.
કોઇ સૂર્યબિંબ નાખે જાજ્વલ્યમાન, આકાશ વિષેથી નીચે મહાન;
તેમ તેણે તે ભદ્રકાળી પર, નાખ્યું શૂલ ધરીને સ્વકર.
દેવીએ આવતુ શૂલ જોઇ સાર, સામું પોતાનું શૂલ નાખ્યું નિર્ધાર;
તેણે આવતુ દૈત્યશૂલ વિડાર્યું, સોપ્રકારે અસુર અંગ કર્યું બિચારૂં.

માત્ર અરધો નીકળ્યો બહાર; તદા અટકાવી રાખ્યો દેવીએ સાર;
ગાત્ર અર્ધ નીકળેલો કરતો યુદ્ધ, તેનું મસ્તક ખડ્ગે કરી છેદ્યું થઇ ક્રુદ્ધ.
પછે તેને પીશી પૃથ્વી પાડયો, એવો મહિષાસુર દેવીએ ઉજાડયો;
તદા આખા દાનવસૈન્ય મોઝાર, વરતાઇ રહ્યો મહા હાહાકાર.
સકળ સેન નાસવા લાગ્યું ચોપાસ, સુરસમૂહ પરમાનંદે કરવા લાગ્યો હાસ;
દિવ્ય એવા મહર્ષિઓ સહિત, દેવીસ્તુતિ સુર કરવા લાગ્યા ધરીત્રીત.
ગંધર્વસ્વામી ત્યાં ગાવા લાગ્યા, અપ્સરાસમૂહ નૃત્ય કરતા અનુરાગ્યા;
જેમ ધૂર્તે મળે પુરાણીને ધન, એમ સુર સર્વ થયા પ્રસન્ન.
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકે મન્વંતરે . પ્રમાણે;
દેવી મહાત્મ્યે મહિષાસુર વધ, ત્ર્યશીતિતમોધ્યાય થયો સંબદ્ધ.

વલણ.

સંબદ્ધ અધ્યા થયો અહીંઆ, સુણો પુરાણી દેવ રે;
ભટ પ્રેમાનંદ કરી ન જાણે, પુરાણી જનની સેવ રે.

કડવું ૭ મું—રાગ રામગ્રી.

મહામુનિ શિષ્ય ને કેહ સહી, કહે ઋષિ વૈશ્ય ને રાય;
એમ મહિષાસુર દેવીએ હણ્યો, ગુણ સુરગણ કેમ ગાય. મહા૦
તે એકે ચિત્તે સુણ્ય ક્રૌષ્ટુકિ, પુરાણીનો જેહ વાધ;
ગુરુ કૃપાથી તેહ વર્ણવું, જ્યમ લાગે નહિ કંઇ દાધ. મહા૦
મહાવીર્યવાન દુરાતમા, મહિષાસુર સુરે અરિ સાર;
તેનું સર્વ સૈન્ય દેવીએ હણ્યું, તવ આનંદ વર્ત્યો અપાર. મહા૦
ઉભાં રોમાંચ થયા થકી, ચારુ છે જેના દેહ;
વળી નમન કરવા મિષે, નીચા નમિયા છે જેહ. મહા૦
એવા સ્કંધ શિરને ધારણ કરે, તેવા ઇંદ્રાદિ સુરગણ સર્વ;
તે દેવીનું વાણીવડે તહીં, સ્તવન કરતા ગલિતગર્વ. મહા૦
સમગ્ર સુર ગણોની શક્તિતણા, છો સમુદાય રૂપ માત;
મૂર્તિમતાં માને જે સહી, તે પણ કરે તેવી વાત. મહા૦
એવી દેવીએ આ વિશ્વનો, કરી સ્વશક્તિ વિસ્તાર;
તેથી સર્વ સુર મહાઋષિને, પૂજવા યોગ્ય અપાર. મહા૦
એવી દેવી અંબાને સર્વે નમું, ભક્તિવડે કરી નમસ્કાર;
અમારૂં ભલું ભાવે કરો, મા[illegible] [illegible] આ વાર. મહા૦

જેના અતુલ સામર્થ્ય પ્રભાવને, કેહવા ભગવાન વિષ્ણુ–
તેમ શેષ વિધિ શિવ કોઇ નથી, નથી પરિપૂર્ણ મહાજિષ્ણુ. મહા૦
તે ચંડિકા સમગ્ર વિશ્વનું, કરે પાલન કરવાની પેર;
દાનવથકી ભય જે થતો, કરો તે નાશકમતિ મેહર. મહા૦
પુણ્યવાન પુરૂષના ગેહમાં, જે પોતે છે લક્ષ્મી સ્વરૂપ,
પાપી પુરૂષકેરા ગેહમાં, જે પોતે છે અલક્ષ્મીરૂપ. મહા૦
જ્ઞાનવાન નરને હ્રદે, જે બુદ્ધિરૂપ છે મારા;
છે સત્પુરૂષોકેરી જે સદા, શ્રદ્ધા રૂપ અવિધાર. મહા૦
કુળવાન પુરૂષથકી જે હવાં, છે તેની લજ્જાનું રૂપ;
પ્રણામ કરીએ એવી દેવીને, તું જગત પાળ્ય દેવી અનૂપ. મહા૦
એવા તારા અચિંત્ય સ્વરૂપનું, વળી અસુર ક્ષય કરનાર;
આઈ એવાં અનંત પરાક્રમતણું, કરે ગાન કોણ આ વાર. મહા૦
વળી સમરે અવનવાં ચરિત્રનું, વર્ણન દેવ દૈત્યે ન થાય;
તું એ ઉભયના સમુદાયમા મળી, તદા તારા ગુણ કોણ ગાય. મહા૦
તું સર્વ જગતની કારણભૂત છું, છું ત્રિગુણ યુક્ત સદાય;
તોય દોષ લીધે જાણી નવ શકે, શિવ વિષ્ણુ આદિક માય. મહા૦
એવી આઇ તું અપાર છે, તું સર્વાધિષ્ઠાન કેહવાય;
આ સર્વ વિશ્વ તારૂં અંશભૂત છે, તું સર્વોપરિ ગવાય. મહા૦
તું છું આવ્યાકૃત આદ્યપ્રકૃતિ, તેનું રૂપ સમજાય કેમ;
તોય તુંને લહી અહીં સહી, માગું સર્વ કુશળક્ષેમ. મહા૦
હે દેવી જેનું ઉચ્ચારણ કર્યે, સમગ્ર દેવગણ સંતોષાય;
વળી સર્વ યજ્ઞમાં તૃપ્તિ પામતા, એવી તું સ્વાહારૂપ કેવાય. મહા૦
તું કારણ છે પિતૃગણ તૃપ્તિનું, તેણે સ્વધા કહે સહુ લોક;
એવાં બીજાં રૂપ તાહરાં, કહું તેહ થઇ અશોક. મહા૦
હે દેવી અચિંત્ય છે તું સહી, મહાવ્રતરૂપ તેજ તુંજ;
આઇ તુંને મોક્ષનું કારણ માની છે, પછે વધુ રહે કેહવું શુંજ. મહા૦
સહુ દોષ જેમના નાશ પામિયા, સમ્યક્ રીતે કર્યો ઇંદ્રિસંયમ;
અનુત્તમ રીતે તત્વ મેળવ્યું, થઇ નરવર ધરી નિયમ. મહા૦
એવા મોક્ષેચ્છક મુનિ જેહનો, કરે નિરંતર અભ્યાસ;
એવી પરમ ભગવતી તું સહી, છું તે વિદ્યારૂપ પ્રકાશ. મહા૦

તું શબ્દરૂપે દેવી અત્યંત છું, વિમળ ઋગ્વેદ યજુર્વેદ;
ઉદ્‌ગીથાભિધાન ગાનનો, તું ભંડાર છું નિર્વેદ. મહા૦
તે ગાન રમણિક પદોતણો, પાઠવાળો સામવેદ જેહ;
છું તેનો ભંડાર ભરપૂર તું, માને મુનિઓ નિઃસંદેહ. મહા૦
તે દેવી તું વેદત્રયી રૂપ છું, સાક્ષાત ભગવતી ભરપૂર;
છું પ્રાણીજીવન અર્થે તું સદા, છવિકાવૃત્તિ સર્વની મધુર. મહા૦
મહાપીડાએ પુરૂપ પૃથ્વીતણા, જેહ પીડાએ છે અપાર;
તેની પરમપીડા હરનાર તું, છુ મહાદેવી વિશ્વમોઝાર. મહા૦
સમગ્ર શાસ્ત્રતત્વ જે સહી, તે તેં દેવી જાણેલું સાર;
હે મહાદેવી તું મેધા રૂપ છે, આઈ કોણ પામે તારો પાર. મહા૦
દુર્ગમ એવા સંસારાબ્ધિને, તરવાકેરી નૌકા રૂપ;
તું સંગ રહિત સદા સર્વદા, છું દુર્ગા દેવી અનૂપ. મહા૦
મધુકૈટભ અરિ વિષ્ણુના, કર્યો તેને હૃદયે તેં વાસ;
આઈ અન્ય સ્થળ તુંને નવ રૂચિયું, એવી લક્ષ્મીરૂપ તું પ્રકાશ. મહા૦
તું ચંદ્રશેખરને વિષે રહી, સ્થાન કરી ભરપૂર;
એવી ગૌરીરૂપા પણ તુંજ છું, જોઇ મોળો ભસ્માસુરઅસુર. મહા૦
પૂર્ણચંદ્ર પ્રતિબિંબ સમું, નિર્મળ મંદ કરતુ હાસ્ય;
અનુત્તમ કનકકાંતિ સમું, રમ્ય મુખ જોઇ કરતુ લાસ્ય. મહા૦
વગર વિચારે મહિષાસુરે, કર્યો કોપ વ્યર્થ પ્રકાશ;
વળી પ્રહાર કર્યો ક્રોધયુક્ત થઈ, એ મહાઅવનવું સર્વાવાસ. મહા૦
જો હોય સુર વર કે નર કોઈ, તો કરે નહિ એવું કૃત્ય;
શરાપૂરા કામરૂ દેશે, રહે હારી બળ વપુ અસ મહા૦
કિંતુ અસુર તે અસુર સહી, કરવા આવ્યો લહી લલના યુદ્ધ;
હવાં આદ્યનું સ્વરૂપ દાખવું, જવ અસુરપર થઇ રહી ક્રુદ્ધ. મહા૦
હે દેવી ક્રોધ પામેલું અતિ ઘણું, ભયાનક ભ્રૂ ચઢી સાર;
ઉગતા હરિ સમ કાંતિવાળું, રક્ત મુખ આઈ અપાર. મહા૦
એવું જોઈ સત્વર મહિષાસુરતણા, કયમ નીકળી ગયા ન પ્રાણ;
એ છે અત્યંત આશ્ચર્ય ભર્યું, જોઈ ક્રોધી કાળ ન થાય કોની હાણ. મહા૦
હે દેવી પ્રસન્ન થા તું સહી, જ્યારે ક્રોધયુક્ત તું થાય;
ત્યારે સંસાર અભ્યુદય અર્થે, અતિ ઉત્તમ થાય તારી કાય. મહા૦

પછે શત્રુઓના કુળતણો, કરે તત્કાળ તું આઈ નાશ;
એ વાતથકી જ્ઞાત હું સદા, મેં જોયો તારો પૂર્ણ પ્રકાશ. મહા૦
અધુના આ મહિષાસુરતણી, અસંખ્યાત વરૂથિની જેહ;
જોતા જોતામાં નાશ તેહનો, કર્યો દેવી નિઃસંદેહ. મહા૦
અભ્યુદય કરનારી દેવી તું, સદૈવ જેના પર પ્રસન્ન;
તે નર દેશ વિદેશમાં, મનાય માનવંત ને ધન્ય. મહા૦
ધન મળે છે તેમને, થાય કીર્ત્તિવંતા તેહ;
ધર્માદિ પુરૂષાર્થ વર્ગ જે, તેમનો શિથિલ નવ થાયે એહ. મહા૦
પુત્ર કલત્ર પરિજનતણું, પોષણ કરતા કેહવાય;
ધન્ય કેહવાય તે ધરણીમાં, જો તું પ્રસન્ન દેવી થાય. મહા૦
હે દેવી પુણ્યશાળી પુરૂષ સહુ, ધર્મ કાર્ય નિસ પ્રતિ જાણ;
આદર આનંદે કરે સહી, થાય પૂરા તેહ પ્રમાણ. મહા૦
પછે તારી કૃપાવડે, સીધારે સ્વર્ગલોકની માંય;
તેથી નિશ્ચય થાય મનનો, તું ત્રિલોકીની ફળદાય સદાય. મહા૦
જો સંકટે સ્મરણ કર્યું તાહરૂં, તો સર્વ પ્રાણીભય હરે તુંય;
સંકટાદિક રહિત કાળમાં, પામે તારૂં સ્મર્ણ કરતા શુય. મહા૦
અતિશય ઉત્તમ મતિ અર્પે તું, દારિદ્રય દુઃખનો કરે નાશ;
તું છું ભયહારિણી સદા સર્વદા, તું ઉપકાર કરતા રોજ પ્રકાશ. મહા૦
સદૈવ સરોજ અંતઃકર્ણવતી, મહામાયા જાજ્વલ્યમાન;
તારા જેવી એક તુંજ છું, ગુણવાન મતિમાન મહાન. મહા૦
દૈત્ય હણવાવડે દેવી સૌ, જગ્ત સુખી થાયે જાણ;
આઇ યાતુધાન નરક પામવા, પાપ કરે પૂર્ણ પ્રમાણ. મહા૦
તેની ચિંતા નથી મુજ મને, કિંતુ અલૌકિક તારો નેમ;
સંગ્રામે મૃત્યુ પામી ભલે, વસો અસુર સ્વર્ગમાં ક્ષેમ. મહા૦
એમ વિચારી વીકારીને, બોલાવે યાતુધાનને તુંય;
નિશ્ચય અરિનો પછે વધ કરે, અવનવું એ માંહે શુંય. મહા૦
દૃષ્ટિમાત્રથી સર્વ દૈત્યને, બાળી ભસ્મ કરવા સમર્થ;
તો શત્રુ ઉપર શસ્ત્ર શે સજે? ધારે તેમનો તું અર્થ. મહા૦
ભલે અરિ છતાં મારા અસ્ત્રથી, મૃત્યુ પામી શુચિ થાય હોય;
એ એવડે શુભલોક પામશે, સમજે એવું આઇ તું સોય. મહા૦

દેજે વૈભવ નાના પ્રકારના, સુ૦ સ્ત્રી આદિક સંપત્તિ ધનભંડાર; વૈ૦
તેની વૃદ્ધિ કરતી થજે તું સહીં, સુ૦ જો થઇ અમપર કૃપાળ. વૈ૦
ઋષિ કેહ એ રીતે સર્વ માગિયું, સુ૦ જગ્તાર્થે સુરે દેવી કરી પ્રસન્ન; વૈ૦
તથાસ્તુ એવું દેવી ભણી, સુ૦ થઈ અંતર્ધાન પછે રાજન. વૈ૦
એ રીતે સુર શરીરથી, સુ૦ ત્રિલોક હિતેચ્છા પૂરનાર; વૈ૦
પૂર્વે દેવી પ્રગટ થઈ હતી, સુ૦ કર્યો તેના માહાત્મ્યતણો મેં વિસ્તાર. વૈ૦
પુનઃ ત્રિદશ ઉપકારાર્થે, સુ૦ દેવી વધ દૈત્યનો કરવા જાયુ, વૈ૦
વળી લોકરક્ષણને કારણે, સુ૦ જે થઇ પાર્વતી દેહ થકી પ્રમાણુ. વૈ૦
તેની ઉપજ નીપજ સહુ કહું, સુ૦ યથારથ વર્ણવી આજ, વૈ૦
દૃઢ મન કરી ધ્યાન ધારીને, સુ૦ સુણશો તો થાશે કાજ. વૈ૦
ધન ધાન્ય પુત્ર પરીવાર છે, સુ૦ તે આ ચરિત્ર સુણ્યાનો પ્રતાપ, વૈ૦
દેવી સર્વત્ર આપી જાય દીપતી, સુ૦ તેણે મળે અનંત કેરૂં પાપ. વૈ૦
ઇતિ માર્કંડેય પુરાણમા, સુ૦ સાવર્ણિકે મન્વંતરે સાર; વૈ૦
દેવી માહાત્મ્યે મહિષાસુર વધે, સુ૦ શક્રાદિસુરકૃત દેવી સ્તુતિ અપાર. વૈ૦
ચતુરશીતિતમોધ્યાય પૂરણ હવો, સુ૦ કર્યો પુર આણીને અતિ ઉપકાર; વૈ૦
લાગે સારૂં કરતા માહું સહી, સુ૦ તો શુ કરી મન મનાવીએ સાર. વૈ૦

વલણ.

શુ કરી મન મનાવશે દ્વિજ, એ ચિંતા પાર પામુ નહિ રે;
ચાતુર્વિંશી ભટ્ટ પ્રેમાનંદ, પુરાણી રીઝવે જયજય કહી.

કડવુ ૯ મુ.–રાગ મારૂની દેશી. મહા૦

કહે દેવીમાહાત્મ્ય ઋષિ સુખી રે, સુણે વૈશ્ય એનુ કુળ;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિને રે, દેવી ... બળ વપુ અસ મહા...
પૂર્વે શુંભ નિશુંભ દાનવ નામે રે, ગયા ...વ્યો લહી લલના યુદ્ધ;
તેમણે સુરેંદ્ર પાસેથી નિર્ધાર રે, ... અસુરપર થઇ રહી ક્રુદ્ધ.
તેવી રીતે સૂર્યચંદ્રકેરો સાર રે, ...ાનક ભૂ ચઢી સાર...
અધિકાર દાનવે લેઇ લીધો રે, ...ત સુખ આઈ અપા...
વાયુકેરી ઋદ્ધિ ભોગવતા તેહ રે, ...યમ નીકળી ગયા ન પ્રા...
સુરને રાજ્યથકી કરી ભ્રષ્ટ રે, ...ધી કાળ ન થાય કોની હ...
અધિકાર આધાર હરિયો દુષ્ટે રે, જ્યારે ક્રોધયુક્ત તુ થ...
એમ કાઢી મૂકી કર્યું અપમાન રે, અતિ ઉત્તમ થાય તારી...

અપરાજિતા દેવી જેહ રે, તેનું સ્મરણ સહુ કરવા લાગ્યા તેહ રે;
જે આપત્કાળમાં તમે મુને સ્મરો રે, તો સર્વ સંકટ પરાં થયે તરો રે.
એવું દેવીએ દીધું છે વરદાન રે, એમ વિચાર કરવા લાગ્યા મહાન રે;
પછે ગયા હિમવાન પર્વત પ્રત્યે રે, જ્યાં જઇ વિષ્ણુ માયા સ્મરી સત્યે રે.
શ્રદ્ધાયુક્ત થઇ નિર્વાણ રે, એવી સ્તુતિ કરવા લાગ્યા સુજાણ રે;
તે સહુ ઉભયને સુણાવું આજ રે, શું દેવ બોલ્યા ધારી મન કાજ રે.
દેવ કહે અહો શિવાસ્વરૂપી રે, છો મંમાયા પ્રકૃતિ રૂપી રે;
વળી કલ્યાણ રૂપી દેવી જેહ રે, વળી વિંધ્યાદિકની દેવી નિઃસદેહ રે.
તેને નિયમપૂર્વક નમીએ રે, નિત્ય પ્રણામપૂર્વક સ્વર્ગે શમીએ રે;
રૂદ્રરૂપ નિત્યરૂપ ગૌરીરૂપ રે, ધાત્રીરૂપ વળી જ્યોત્સ્ના સ્વરૂપ રે.
ચંદ્રરૂપ સુખરૂપ નિર્ધાર રે, કરીએ એવી દેવીને નિત્ય નમસ્કાર રે;
કલ્યાણી વૃદ્ધરૂપ આ વાર રે, સિદ્ધિરૂપ કરીએ નીચા નમી નમસ્કાર રે.
નિઋતિ રાજ્ય લક્ષ્મી અવિધાર રે, ભવાની કરીએ કરજોડી નમસ્કાર રે;
સંકટ રૂપ ને સંકટ પાર કરતી રે, સારરૂપ ને વિશ્વની ધરતી રે.
જગતઉપાવની ખ્યાતિ રૂપ રે, કૃષ્ણરૂપ ને ધૂમ્ર સ્વરૂપ રે;
એવી દેવીને વારંવાર રે, કરીએ નીચા નમી સહુ નમસ્કાર રે.
આઇ સર્વ સેવકને મનોહારી રે, ભવાની ધર્મદેવી ભયકારી રે;
છો જગ્નસ્થિતિ રૂપ નિર્ધાર રે, ક્રિયારૂપ દેવી કરીએ નમસ્કાર રે.
સર્વ ભૂત મધ્યે જે દેવીને સાર રે, વિષ્ણુમાય કહે અવિધાર રે;
[illegible] તે દેવીને વારંવાર રે, નેહે સુરવર સહુ નમસ્કાર રે.
[illegible] રૂપ સર્વ ભૂત મોઝાર રે, કહેવાય તે દેવીને કરીએ નમસ્કાર રે;
[illegible]ભૂતે પામી વિસ્તાર રે, તેને વારંવાર કરીએ નમસ્કાર રે.
[illegible] નિદ્રારૂપ નિર્ધાર રે, ક્ષુધારૂપે રહી તેને કરીએ નમસ્કાર રે;
[illegible] પામી વિસ્તાર રે, શક્તિરૂપ નમી કરીએ નમસ્કાર રે.
[illegible]નો પમાય ન પાર રે, ક્ષાંતિરૂપ ધારી કરીએ નમસ્કાર રે;
[illegible] રહી દારદાર રે, લજ્જા રૂપ દેવી કરીએ નમસ્કાર રે.
[illegible]તિ રૂપે વ્યવહાર રે, શ્રદ્ધા સ્વરૂપીને કરીએ નમસ્કાર રે;
[illegible] રૂપ ચાર રે, લક્ષ્મીરૂપ દેવી કરીએ નમસ્કાર રે.
[illegible]રી થઇ હાર રે, સ્મૃતિ રૂપ દેવી કરીએ નમસ્કાર રે;
[illegible]દરની થઈ હાર રે, તુષ્ટિરૂપ દેવી કરીએ નમસ્કાર રે.

રહી માતા રૂપે ધરી જગભાર રે, કરીએ ભ્રાંતિરૂપ તને નમસ્કાર રે;
જે દેવી સર્વ ભૂત ઈંદ્રિયોકેરી રે, છે અધિષ્ઠાતા દેવી અનેરી રે.
વળી સર્વ ભૂત મધ્યે વ્યાપ્તિરૂપ સાર રે, કરીએ દેવી વારંવાર નમસ્કાર રે;
જે જ્ઞાનરૂપે રહી અખિલ વિશ્વમોઝારરે, તે દેવી કરીએ નમસ્કાર રે.
પૂર્વે ઇચ્છેલો મનોરથ પાડ્યો પાર રે, ત્યારે જેનું કર્યું સુરે સ્તવન અપાર રે;
નિત્યપ્રતિ વાસવે સેવી જેહ રે, તે શુભ માત્ર હેતુ પરમેશ્વરી એહ રે.
તે અમારૂં કલ્યાણ કરો કુમારી રે, સમ્યક્ પ્રકારે પીડા સંહારી રે;
મદોન્મત્ત અસુરે પામેલા પરિતાપ રે, ભક્તિએ નમ્ર અંગ સુર આપ રે.
તેવા સુર હે ઇશ્વરી કરીએ નમસ્કાર રે, સ્મરણે પામીએ આપદા પાર રે;
શુભ કરતાં વાર કરો નવ માત રે; કરો સુરનાં રૂડાં વાનાં સાક્ષાત રે;
ઋષિ કહે છે હે રાજપુત્ર રે, એ રીતે સ્તવતા હતા સૂત્ર રે.
તે સમે ગંગાનદીમાં નાહવા રે, આવ્યાંતાં પાર્વતી સુખ ઉપજાવવા રે.
તે સુણ્યુએ દેવને પૂછ્યું આમ રે, તમે અહીં કોની સ્તુતિનું કરો કામ રે;
તે સમય તેના શરીરકોશમાંથી રે, બોલી ભવાની ઉપજી જ્યાંથી રે.
સંગ્રામે નિશુંભ દૈત્યે પરાજય કીધો રે, શુંભ દૈત્યે કાઢી મૂકી વૈભવ લીધો રે;
તેણે કરી સુર થઈ એકઠા સર્વ રે, કરે મારી સ્તુતિ માની મને પર્વ રે.
પાર્વતી અંગકોશથી અબળા નીકળી રે, તેણે સર્વજને કૌશિકી નામે કળી રે;
એ દેવી અંગથી નીકળ્યા પૂઠે રે, પાર્વતી અંગરંગ પર રૂઠે રે.
કરી કાયા શ્યામવર્ણની કહી રે, નામ કાલિકા ધરી હિમાચળે રહી રે;
પછે જેણે અત્યુત્તમ મનોહર રૂપ રે, ધારણ કરિયું ધરણીમાં અનૂપ રે.
એવી દેવી શુંભ નિશુંભ સેવકે દીઠી રે, લાગી ચંડ મુંડના મનમાં મીઠી રે;
કહ્યા તેમણે શુંભને સમાચાર રે, અખિલ હિમગિરિ દીપાવે એક નારરે.
શી મનોહરતા છે સ્વામી તેની રે, હુંથી નવ કાંતિ કેવાયે જેની રે;
એવું ઉત્તમ રૂપ કોઇ સ્થળે નવ દીઠું રે, શકે હોય મોહતણુંએ પીઠું રે.
માટે હે યાતુધાનપતિ તે દેવી રે, તજવીજ કરી સાહી લાવવી એવી રે;
અહો દૈત્યેંદ્ર તે સુંદરાંગી રે, છે રામારૂપ રત્ન રમણુની સાંગી રે.
જે સ્વકાંતિએ કરી દિશા દીપાવતી રે, તેને નિરખવી જોઇએ યાતુધાનપતિ રે;
અહો રાક્ષસેંદ્ર જે ત્રણલોક માંહી રે, રત્નમણિ હય હાથી છે કયાંહી રે.
તે સર્વ અધુના છે તમ ઘેર રે, જે કરી મહાદેવે તમપર મેર રે;
હસ્તિમાં રત્ન સરખો ઐરાવત રે, આ પારિજાતક દ્રુમ મહત રે.

અંશ ઉચ્ચૈઃશ્રવા નામે જેહ રે, તમે લાવ્યા ઈંદ્ર પાસેથી તેહ રે;
વિધિનું જે રત્ન સરખું હંસયુક્ત રે, અદ્ભુત વિમાન સુખ સંયુક્ત રે.
તે તમે તેમની પાસેથી આણ્યું રે, રહ્યું આંપણે આંગણે સર્વે જાણ્યું રે;
આ મહાપદ્મ નામે જે નિધિ રે, તમે ધનદપાસેથી આણ્યો કરી વિધિરે.
ન કરમાય એવી કમળની માળા રે, નામે કિંજલ્કિની મોહશાળા રે;
તે તમને સમુદ્રે આપી રે, અધુના કોઇએ આણ ન સ્વામી ઉથાપીરે.
જેમાંથી. સુવર્ણ સ્રવે નિત્ય રે, એવું વરૂણછત્ર અત્ર શોભે સત્ય રે;
પૂર્વે પ્રજાપતિનો જે રથ ઉત્તમ રે, તે અધુના તમ ઘેર છે અસુરસત્તમ રે.
મૃત્યુની ઉત્ક્રાંતિદ નામે શક્તિ રે, તે તમે હરણ કરી છે કરી શિવભક્તિરે;
વરૂણ દેવતાનો જે પાશ મોટો રે, તે નિશુંભને હસ્તક છે શો ટોટો રે.
સમુદ્રમાં ઉત્પન્ન થઈ જે જાત રે, તે રત્નાદિ તેને સ્વાધીન છે વિખ્યાતરે;
અગ્નિએ તમને સ્વરૂપ જેવો રે, શુદ્ધ વસન જોટો આપ્યો કેવો રે.
હે દૈત્યપુરંદર એ પ્રમાણે રે, તમારી રત્નસિદ્ધિને કોણ વખાણે રે;
એવું છે માટે રત્નરૂપ કલ્યાણી રે, ક્યમ લાવી કરતા નથી તમે રાણી રે.
ઋષિ કેહ આવાં સુણી ચંડમુંડનાં વેણરે, શુંભે સુગ્રીવ સાથે મોકલ્યું કેણ રે;
મહાવીર્યવાન દૈત્ય કરી દૂત રે, મોકલ્યો દેવી પાસે એક અદ્ભુત રે.
તેને કહ્યું કે તારે જાઈ રે, કેહવું મારા કેહવા પ્રમાણે સહી રે;
તે રામાને સમજાવવી સારી પેઠ રે, આપવી તેને મુખ માગી ભેટ રે.
જેમ તે પ્રીતિ સહિત આવે અહીં રે, એવું તારે સત્વર કરવું તહીં રે;
પછે પર્વતના અતિ સુંદર પ્રદેશે રે, જ્યાં દેવી બેઠી હતી વર વેશે રે.
ત્યાં જઈ મધુર વચન બોલ્યો આવાં રે, સ્નેહ જગતમાતને ઊપજાવા રે;
દૂત કહે અહો કાલિ, ઓ દેવી રે, ત્રિલોકની સમૃદ્ધિ જેને રહી સેવી રે.
તેવો જનેશ્વર શુંભ નામે રે, દાનવ સાંભળ્યો હશે સુંદર શ્યામે રે;
તે દાનવનો દૂત થઈ આવ્યો હુંય રે, સર્વ સમ્યક્ પ્રકારે સમજ તુંય રે.
જેની આજ્ઞા સર્વ દેવજાતિ માંય રે, કદાપિ લોપાતી નથી ક્યાંય રે;
સમગ્ર દૈત્યના શત્રુ જે દેવ રે, પરાજય તેમને પમાડ્યા તતખેવ રે.
તે દાનવેંદ્રનું કેહું છે આમ રે, તું સમ્યક્ પ્રકારે સાંભળ્ય શ્યામ રે;
આ સર્વ ત્રિલોકીનો સ્વામી હું છું રે, તેવી શુદ્ધ સ્વરૂપા નારી તું છું રે.
સર્વ સુર મારી આજ્ઞામાં વર્તે રે, મુને રોજ અપ્સરા રીઝવે નૃત્યે રે;
સર્વ મખભાગકેરો નિર્વાણ રે, હું પૃથક્ પૃથક્ ભોગ કરૂંછું પ્રમાણ રે.

ત્રણુ લોકે જે રત્નો છે ઉત્તમ રે, તેસર્વ મારે સ્વાધીન છે અનુત્તમ રે;
દેવના પતિ ઇંદ્રનું જે વાહન રે, ઐરાવત રૂપ રત્ન પાવન રે.
તે મેં આણ્યું બેસવા કાજે રે, સર્વસ્વ રિદ્ધિ વશી મારે રાજે રે;
ક્ષીર સાગર મંથન કરતાં જેહ રે, નીકળેલું અશ્વરત્ન ઉચ્ચૈઃશ્રવા તેહ રે.
તે મુને પાગે લાગી આપ્યું દેવે રે, જે મારી સેવના સમ્યક્ સેવે રે;
તેમ તન્વંગી બીજા સર્વે રે, દેવ નાગ ને સિધ્ધ ગંધર્વ રે.
પ્રેમી પદાર્થ ગણુતા સાર રે, તે મારે ઘેર વસ્યા નિર્ધાર રે;
હવાં હે દેવી સર્વ લોકમાંય રે, તમોને સ્ત્રીરત્નરૂપ ગણિયે આંય રે.
માટે તમે અમારી પાસે આવો રે, અમો રત્નભોક્તાને ભામિની ભાવો રે;
હે ચંચળ કટાક્ષવતી નારી રે, તું ભજ મુજને આ વારી રે.
વા મહાપરાક્રમી મારો ભ્રાત રે, નિશુંભ નામે જગે વિખ્યાત રે;
તેને વસ્ય નારી તું આવી રે, જે રત્નરૂપ સૃષ્ટિમાં તું કાવી રે.
મારો આશ્રય કરવાથી તું દેવી રે, રહીશ અતુલ ઐશ્વર્ય સેવી રે;
માટે મતિવડે કરી વિચાર રે, થા મારે સ્વાધીન સુરૂપા નાર રે.
ઋષિ કેહ આ સાંભળી કલ્યાણી રે, ભગવતી દુર્ગા વાણી પ્રમાણી રે;
જગતધારિણી બોલી આમ રે, અંતર હસતી ગંભીર નાદે સ્યામ રે.
દેવી કહે સાચી કહી તેં વાત રે, એમાં કાંઇ અસત્ય નથી સાક્ષાત રે;
શુંભ ત્રિલોકીનો અધિપતિ સત્ય રે, નિશુંભ પણુ તેવો મહામત્ય રે.
કિંતુ આ કાર્યમાં પ્રતિજ્ઞા મેં કીધી રે, તે મિથ્યા કરવાની આડ મેં લીધી રે;
સાંભળ્ય મેં અલ્પબુદ્ધિથી એહ રે, પૂર્વે કરી પ્રતિજ્ઞા કહું તેહ રે:
જે મુને સંગ્રામમાં જીતે શૂર રે, જે ગર્વ મારો ઉતારે ભરપૂર રે;
હોય સામર્થ્ય સગોવડ મારી રે, તેવો વિશ્વે સ્વામી કરૂં હું વિચારી રે.
માટ દૈત્યેંદ્ર શુંભ આવે આંહી રે, વા નિશુંભ જીતી લઇ જાય ક્ષણુમાંહી રે;
પાણિગ્રહણુ એટલા પૂરે રે, જા કેહ, વાર નવ કરે, દાનવ રૂડે રે.
દૂત કેહ દેવી સુણ્ય તુંય રે, ગર્વભરિત બોલે એ શુંય રે;
મુજ આગળ એવું ન કેહું રે, રહ્યું ત્રિલોકીએ દૃષ્ટાંત દેવું રે.
કોણુ નર એવો કેલહે શુંભ સાથે રે, આવે કોણુ નિશુંભ સાથે બાથે રે;
બીજા દૈત્યો આગળ સંગ્રામે રે, નવ ઉભા રેહ સુર મોટે શ્યામે રે.
તો તું એકલી નારી કેમ રે, શુંભ નિશુંભથી વાંચ્છે ક્ષેમ રે;
જે શુંભ નિશુંભાદિક સામે રે, સમરે વાસવાદિ મસ્તક નામે રે.

કોઈ દેવ ઉભા રહી નવ શકે રે, તો તું સ્ત્રી જાતિ કયમ ટકે રે;
માટે એકલા મારા કહેવાથી રે, મૂકય શુંભ નિશુંભ લડવાથી રે.
ચતુરા ચાલ ચાલ મારી માથે રે, દૈત્ય ભરિયા છે તારી આશે રે;
ખેંચશે વેણી ઝાલી મૃગાનેણી રે, થાશે કેહણી ભારવકરની મેણી રે.
જવું પડશે અવશ્ય તારે રે, માટે કાં પૂર્વથી નવ વિચારે રે,
દેવી કહે હા શુંભ છે એવો રે, વીર્યવાન બલિષ્ટ નિશુંભ તેવો રે·
કિંતુ શું કરૂં કહે દૂત રે, પૂર્વે કરી બેઠી પ્રતિજ્ઞા અદભુત રે;
માટે તું જઈ કહે આ સર્વ રે, મેં જે તુંને કહ્યું ધરી ગર્વ રે.
કેહ જે દૈત્યપતિને આદર આણી રે, તે કરો મન ગમતું પછે જાણી રે;
આવી ભેદ પ્રપંચની બોલી વાણી રે, થાવા શુંભ નિશુંભની રાણી રે.
પછે મોહ પમાડે માણી રે, દુષ્ટ અકથ એવી કાણી રે;
નવ બોલે ભવાની તાણી રે, જોતાં દર્શ ગુણની ખાણી રે.
પણ જોવા ઇંદ્રિવાયણાવત જાણી રે, કહે પ્રેમાનંદ પ્રમાણી રે;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે, સાવર્ણિકે મન્વંતરે પ્રમાણે રે·
દેવી મહાત્મ્યને દ્વિજ વખાણે રે, દેવ્યાદૂત સંવાદ પ્રાકૃત આણે રે;
પંચાશીતિતમોધ્યાય સુજાણે રે, કર્યો પ્રાકૃત પૂરી વાણે રે·

વલણ.

કર્યો પ્રાકૃત પૂરી વાણે, યથામતિ ગતિ જેટલી રે!
ચંડીપાઠ પુરાણી ગ્રહજો, કેહજો રહી પંક્તિ કેટલી રે?

## કડવું ૧૦૩મુ—રાગ કેદારો.

ઋષિ કહે સુણ્ય સુરથરાય, ક્રૌષ્ટુકિને માર્કંડેય કેહ કથાય;
જાય વ્યથા, સુણે તેની સામટી રે.

ઢાળ.

વ્યથા જાએ સર્વથા, દેવી માહાત્મ્યનો પ્રતાપ,
ઋષિ કેહ વચન એવું દેવીનું, સુણી લાગ્યો દૂતને તાપ.
મહાક્રોધપૂરિત ગયો તે દાનવ, જ્યાં હતો દાનવરાજ;
સર્વ વિસ્તારી કહ્યું તેને, કર્યું દેવીદૂતનું કાજ.
તે દૂતનું એવું વચન સાંભળી, ક્રોધી બોલ્યો દાનવ સાથ;
દૈત્યાધિપતિ ધૂમ્રલોચનને, કહ્યું જા તું વેગે નગ માથ.

સર્વ સૈન્ય તારૂં લઈ સત્વર, સાહ દુષ્ટાની વેણી;
બળાત્કારે આકર્ષણ કરીને, લાવ્ય પોકારતી મૃગનેણી.
જો કદાપિ અન્ય કોઈ, તેનું રક્ષણ કરવા આવે;
તે સુર યક્ષ ગંધર્વ હોય પણ, તેને તુજ હરાવે.
ઋષિ કહે આજ્ઞા મળતામાં, સાઠય સહસ્ર લેઈ શૂર;
વેગે ધૂમ્રલોચન ત્યાં ચાલ્યો, સેના સહિત ભરપૂર.
ત્યાં હિમવાનમાં બેઠી દીઠી, દેવી જેણે હાર;
ઘોર ગર્જનાએ કહ્યું ઉઠયનારી, તેડે શુંભ નિશુંભ ભરતાર.
જો તું તારી મેળે આનંદી, નહિ આવે મુજ સ્વામી પાસ;
તો હું વેણી ઝાલી બૂમો પાડતી, તુંને લેઈ જાઇશ પ્રકાશ.
દેવી કેહ દૈત્યાધિપતિએ તુજને, મોકલિયો સેન સહિત;
મહાબલિષ્ટ તું એમ કરે તો, હું કરૂં કેમ ખચીત !
ઋષિ કેહ એવું સાંભળીને, દાનવ દોડયો તેના ભણી;
તદા ગર્જના કરી અંબિકાએ, ભસ્મ કરી નાખી તેતણી.
સ્વામીકેરો નાશ જોઈ, કોપી દાનવસેન અપાર;
દેવીપર તીક્ષ્ણ બાણ શક્તિ, પરશુ વૃષ્ટિ કરી નિર્ધાર.
જોઈ એવું દેવી વાહન, સિંહ જે કેહવાય;
કેશવાળી કંપાવી ક્રોધી, કૂદી પડયો કરી ગર્જનાય.
અતિ ભયાનક ગરજી પંઝાવડે, કોઇને મુખમાં ધસ્યા સાર;
કેટલાક હોઠે દબાવીને, અસુર વિડાર્યા અપાર.
સિંહે કેટલાકની છાતી ફાડી, નખવડે નિર્વાણ;
કેટલાકના પંજાની ચપાટે, કરી શિર ભિન્ન લીધા પ્રાણ.
હસ્ત કોઇનાં, શિર કોઇનાં, કાપી કર્યાં ચકચૂર;
કેશવાળી કંપાવી કોઇનાં, હૃદેથી રૂધિર પીધાં પૂર.
એ રીતે દેવીવાહને, અતિ ક્રોધયુક્તે જાણ;
કહો મહાત્મા સિંહે ક્ષણમાં, સહુનો કર્યો કચ્ચરઘાણ.
એમ ધૂમ્રલોચન દૈત્યને, દેવીએ મારીયો નિર્ધાર;
સિંહે ક્ષય કર્યો સહુ સેનનો, એમ દાનવે સાંભળ્યું સાર.
દૈત્યેંદ્ર શુંભ કોપ કરીને, અધર ફફડાવા લાગો;
ચંડમુંડને આજ્ઞા દીધી, અધુના યુદ્ધમાં અનુરાગો.

હે ચંડ અહો મુંડ તમે, ત્યાં ઘણી સેન લઈને જાઓ;
કાલિકા બંધન કરી લાવો, સ્વામીસેવક થાઓ.
વેણી ઝાલી લાવો બાંધી, કરો ઉભયમાંથી એક;
જો યુદ્ધ કરતાં સંશય પડે તો, સહુ દાનવ હરો તેનો ટેક.
એ રીતે દુષ્ટા હણીને, સિંહને પણ મારી;
સત્વર લાવો વા પકડી લાવો, બાધો અંબિકા બિચારી.
મહાબળે પકડજો નારી, વિડારી સિંહને લાવો;
ચંડમુંડ કેહ પકડું બાંધુ, સૈન્યને શીઘ્ર સજાવો.
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકમન્વંતરે જાણ;
દેવીમાહાત્મ્યે શુંભ નિશુંભ સેનાની, ધૂમ્રલોચનવધ પ્રમાણ.
ષડશીતિતમોધ્યાય પૂરણ, થયો પુરાણી દેવ;
યથામતિએ દ્વિજ કરશે, સમ્યક્ પ્રકારે સેવ.

વલણ.

સમ્યક્ પ્રકારે સેવા સાધીશ, છું જન માતુર્વિંશી બ્રાહ્મણ રે;
પુર આણી પૂરે પૂરી, નવ રાખું મનસાવણ રે.

### કડવું ૧૧૨મું.—રાગ સિંધુડો.

મારકંડેય કેહ સુણ્ય ક્રૌષ્ટુકિ તું, સુરથને ઋષિ કહે વૈશ્ય સુણે;
શુંભની આગના પામી ચંડમુંડ ત્યાં, દેવી ઉપર ચઢયા શીશ ધૂણે.
અનેક દૈત્યો મળી સેન ચતુરંગણી, હસ્ત હથિયાર ધરી કો ઉગામે;
મારિએ આજ નવ નારી ઉગારિયે, ધૂમ્રલોચન હણ્યો નારી નામે.
તેમણે જોઈ હિમગિરિ નગ ઉપરે, શિખર સુવર્ણમય જ્યાં બિરાજે;
સિંહપર શકિત જોઈ ક્રોધ નવ કાયમાં, મંદ હસતી અતિ નારી રાજે.
જોઇ તેને ઘણા ધનુષ્ય ખેંચી રહ્યા, ખડ્ગ હસ્તે ધરી જાય પાસે;
કેટલાકે મન મધ્ય વિચારિયું, પકડી લ્યો ઝકડી લ્યો કેમ નાસે.
ઉદ્યોગ એવો કરે રોગ સહી મર્યનો, જોગ જૂઠો ધર્યો શસ્ત્ર સાહી;
ચંડ ને મુંડ કેહ પકડી લાવો અહી, નારીમાં ભારી શો માલ માંહી.
અંબિકાએ સુણી, અરિ ઉપર અતિ કર્યો, ક્રોધ આક્રોશ કે વર્ણ પલટયો;
કાજળ જશી શ્યામતા મુખ ઉપર થઇ, જોઇ જુવતી અરિસાથ અટકયો.
જે મુખપર વક્ર ભ્રૂકુટિ હતી તેથકી, ભાવ વિકરાળથી નીકળી કાળી;
કાલિકા હસ્તમાં ખડ્ગને પાશ લઈ, વદન વિકરાળ કરી નિકળી બાળી.

તે સમે દેવીકેરા અંગમાંથી, મહા વિકરાળ શૃગાળસમેત;
ઘોર શબ્દ કરતી ચંડિકાની, નીકળી શક્તિ શું યત્નનો કેત.
અપરાજિતા શક્તિ ઉપજી તે, ધૂમ્રસમ જટાધરને કેહ આમ;
અહો ભગવાન એક કારજ કીજે, નહિ બીજા કેરૂં આ કામ.
શુંભ નિશુંભની પાસે જાઓ, દૂત થઈને દેવ;
અત્યંત ગર્વિષ્ટ શુંભ નિશુંભને, જઈ કહો તતખેવ.
વળી બીજા દાનવ સર્વને કેહજો, જો જીવ્યાનો ખપ જાણો;
તો ત્રિલોકી ઇંદ્રને આપી દીજો, મખભાગ દેવનો પ્રમાણો.
એમનો એમને ખાવા દેવો, તમો જઇ વસો પાતાળ;
કિંતુ આકાંક્ષા હોય બળગર્વથી, તો આવો યુદ્ધ કરવા તતકાળ.
દાનવકેરા માંસે કરીને, મારા તૃપ્ત થાઓ શૃગાળ;
એમ શિવઆજ્ઞા દૂત કાર્યની, કરી દેવીએ તે કાળ.
તેણે કરી કેવાય તે દિનથી, શિવદૂતી. એવું તેનું નામ;
વિશ્વના જન એ નામથી જાણે, કરે સ્તુતિનાં એ નામે કામ.
શિવે જઈ સમજાવ્યા દાનવ, શુંભ નિશુંભ અપાર;
રણે રક્તબીજને સમજાવ્યો, કિંતુ કાંઈ ન નીકળ્યો સાર.
કોપાવિષ્ટ થયા ક્રૂર તે, શિવ મુખે દેવીનાં સુણી વેણ;
કાત્યાયનીનું કાત્યાયન કરવા, નિકટ આવી પોંચ્યા દુઃખદેણ.
તે નિર્મર્યાદ કોપવાન દાનવે, પ્રથમથીજ મૂક્યાં શક્તિપર બાણ;
ઋષ્ટિ પુષ્ટિ હરવા મૂકી, દેવી શિરપર વૃષ્ટિ કરે અજાણ.
ત્યારે દેવીએ તેમનાં મૂકેલાં, બાણ શળ ચક્ર પરશુ જેહ—
પ્રસાદિ ધનુષ્યથી બાણ મૂકીને, રમતાં કાપી નાખ્યાં તેહ.
તે દેવીની પૂર્વે શત્રુ સમુહને, ભલ્લે વીંધી નાખતી નિરવાણ;
ખડ્ગે હણતી કાલિકા, આમ તેમ ફરતી પ્રમાણ.
બ્રહ્માણી શક્તિ અરિગણ જોતી, વાટે ઘાટે જાતા;
તેમના પર જળ છાંટતી દેવી, કમંડલુમાંથી પ્રખ્યાતા.
તેવડે વીર્ય બળ હીન કર્યા કંઇ, એમ કરતી કારજ તેહ;
હવાં માહેશ્વરી વૈષ્ણવીકેરૂં, કહું બળ પરાક્રમ જેહ.
માહેશ્વરી ત્રિશૂળે કરીને, વૈષ્ણવી ચક્રે કરી લે પ્રાણ;
અતિ કોપવતી કુમારની શક્તિ, કરે શક્તિએ કચ્ચરઘાણ.

ઐંદ્રી શક્તિએ વજ્રપાતથી, કોટયાવધિ ચીર્યા અસુર;
તે દાનવ અંગથી ઓઘ રૂધિરના, વેહવા લાગ્યા ભરપૂર.
તે પૃથ્વી ઉપર ત્યાં પડવા લાગ્યા, હવા વારાહ મૂર્તિએ કીધું યુધ;
તે સર્વ તુને વર્ણવી દાખું, સુણ્ય એકે ચિત્તે તુધ.
વારાહ મૂર્તિએ મુખ પ્રહારે કરી, નાખ્યા પૃથ્વી પાડી અસુર;
પછે દાઢાએ હૃદ ચિરિયુ, એમ હણ્યા સંખ્યાબ્ધિ પૂર.
ચક્ર ત્રિશળ શક્તિએ કરીને ત્યા, લાગ્યું પડવા દૈત્યનું સેન;
શબ્દે કરી જેણે આકાશ પૂરિયું, તે ચતુરાનાં ભાખું ચેન.
નારસિંહી શક્તિ નખે ફાડી કરી, કેટલા મોટા હણતી યાતુધાન;
ખાઇ જતી ઓંખારી તેને, ચાલી જતી સંગ્રામે મહાન.
વળી શિવદૂતીના પ્રચંડ અટ્ટહાસ્યે, મૃત્યું પામી દાનવ ભૂમિ પડતા;
ભક્ષવા લાગી ભવાની તેને, જેની ગ્રીવામાં તે નવ નડતા.
એ રીતે ક્રોધ પામેલી, દેવીઓ કેરો થયો સમુદાય;
તેવડે દાનવસેન હણાતુ, તે જોતો રક્તબીજ મહાકાય.
તેને અવગણી અસુર સેનના, કોઇ દાનવ નાશી જાય;
કોઇ યુક્તિ પ્રયુક્તિ કરે જીવ્યાકાજે, જદા ના જુએ નાશનો ઉપાય.
પગે લાગી દેવીને છૂટે, સપડાયો રમ્યરૂપા સાથ;
મુએલા દાનવમાં સૂએ પેશી, કો રહ્યા વૃક્ષે મારી બાથ.
એમ અસ્તોવ્યસ્ત સઘળું સેન જોઈ, ગર ઉભો નવ રેહ કોઈ;
શું મારૂં સૈન્ય માતૃગણે પીડાયું, તે જુએ નાસવા કેરી સોઇ.
નાસશો કે નવ નાસશો કોઇ, મહારક્તબીજ મુખ એમ બોલે;
તે ક્રોધે ભરાઇ યુદ્ધભૂમિમાં, આવી ઉભો ઝકઝોળે.
એને વરદાન બ્રહ્માએ આપ્યું, તેવડે થયો મદાગમ્ત;
સુરય વૈસ્ય આજ હું તમને, તે દેડી દેખાડું ભમઅ્ત.
રક્તબીજના અંગથી જ્યારે, શોણિતબિંદુ પડે પૃથ્વી મોઝાર;
તદા પૃથ્વી પરથી રક્તબીજ જેવો, નીપજે દાનવ નિર્ધાર.
એવું વરદાન મળેલું તેને, તેણે ત્યાગી મરણની બીક;
હસ્તમાં ગદા લેઈ તે આવ્યો, યુદ્ધ કરવા થઇ ઠીક ઠીક.
તેશું ઇંદ્ર શક્તિશું યુદ્ધ આરંભ્યું, તદા ઐંદ્રી શક્તિએ કર્યું આગ;
વજ્રવડે રક્તબીજને માર્યો, જાણ્યું મહુએ થઈ ગયું કામ.

કિંતુ વજ્ર વાગવાથી ચાલ્યો, રૂધિર પ્રવાહ અંગથી જાણ;
તેવડે તેના જેવા નીપજિયા, મહાપરાક્રમી અસંખ્ય યોધ પ્રમાણ.
જેટલા રક્તબિંદુ પડ્યા પૃથ્વીપર, તેટલા તેના શરીરથી જાણ;
તેના જેવા વીર્યવાન બલિષ્ટ ત્યાં, નીપજ્યા દાનવ નિર્વાણ.
રક્તમાંથી ઉપજેલા નર પણ, કરવા લાગ્યા દેવીઓશુ સંગ્રામ;
અતિ દારૂણ અસ્ત્ર મૂકીને-લાગ્યા લડવા શુંભનું કરવા કામ.
વળી ફરી વજ્રકેરા પ્રહારથી, જ્યારે ફુટ્યું દાનવનું શીશ;
ત્યારે વળી તેમાથી નિપજિયા, તેવા કોટિ દાનવ કરી રીસ.
વૈષ્ણવી દેવીએ કર્યો તેમને, ચક્રવડે અતિશે પ્રહાર;
ઐંદ્રીએ તેમને ગદાવડે ત્યા, માર માર્યો અપાર.
વૈષ્ણવી ચક્રથી ભેદ પામેલા, તેના અંગમાંથી તેના જેવા;
રૂધિર પ્રવાહે ઉપજિયા ત્યા, ન મઝ્યા હણવાના ઊપાય કેવા.
એમ ઘાત થતાં સંઘાત ઉપજતો, જેણે વ્યાપી લીધું સહુ જકત;
જ્યાં ત્યાં રક્તબીજતા રૂપ જણાયે, સર્વ યુદ્ધ કરવામાં આસક્ત.
વળી કૌમારિએ શક્તિવડે, વારાહીએ ખડ્ગે ત્યાંય;
માહેશ્વરીએ ત્રિશૂળે કરીને, રક્તબીજ હણ્યો રણમાંય.
તે રક્તબીજે પણ ક્રોધ કરીને, સહુ માતાઓને મારી;
કર્યું ભિન્ન ભિન્ન તાડન ગદાએ, સુરૂપા કુરૂપા નવ ધારી.
એ જોઈ શક્તિ શૂલ ગદાદિક, વળી અસ્ત્ર અનેક પ્રકાર;
ચંડિકાએ હસ્તમાં લેઇ હણિયા, જેથી ચાલી રૂધિરની ધાર.
જ્યાં શોણિત પ્રવાહ પૃથ્વીપર ચાલ્યો, કે નીપજિયા અસુર અનેક;
સહુ રક્તબીજ જેવા રૂપાળા, અને યુદ્ધનો તેવો ટેક.
એ પેરે અસુરરૂધિરથી નીપન્યા, કોટયાવધિ દાનવ જ્યાંય;
તેણે કરી જકત અખિલ વ્યાપ્યું, જ્યાં ત્યાં રક્તબીજ દર્શાય.
એવું જોઈ સુર સહુ ગભરાયા, શકે થઇ અબળા આવે શક્તિ;
શતક્રતુ ઉંચો નીચો થાયે, જેને ઈંદ્રપદની આસક્તિ.
એમ ઉદાસ થયેલા જોઈ દેવને, ચંડિકા બોલી આમ;
કાલિકે કર્ય મુખ તુજ પોળું, ચામુડે ચતુરાઈનું છે કામ.
મારાં અસ્ત્ર શસ્ત્ર વાગવાથી જે જે, રક્તબિંદુમાથી થાય જાણ-
તેના જેવા બલિષ્ટ દાનવો, નીપજે વરદાને નિર્વાણ;

તે સહુને આ તારા મુખમાં, વેગે ઝીલી લે આજ;
તેમને ભક્ષ કરતી કરતી તું, ચાલ્ય સંગ્રામમાં થાય કાજ.
એ પેરે દૈત્યનું રૂધિર ઘટયાથી, તે મર્ણ પામશે જાણ;
એના પ્રાણહરણનું કોઇ સ્થળે નથી, એ વિણ અન્ય પ્રમાણ.
જેમને તું ભક્ષી જઈશ તે દારૂણ, દાનવ ફરીથી નહિ નીપજે;
હે કાલિકા તારા ઉદરમાહે, વજ્રાદિક આયુધ પચે.
એમ કાલિકાને કહી ચંડિકાએ, શૂલે હણ્યો દાનવક્રૂર;
કાલિકાએ તેનું રૂધિર મુખમા, ઝીલી લીધું ભરપૂર.
જ્યાં દેવીએ રક્તબીજને માર્યું, શૂલ કાઢવા મૂળ—
કે તેણે ગદા દેવીને મારી, ઊભો હલાવતો દુકૂલ.
કિંતુ તેની ગદાના પ્રહારથી, દેવીને વેદના થઇ ન લગાર;
દેવીએ હણ્યો શૂલે કરી તેને, ચાલી અંગેઅંગથી રૂધિર ધાર.
જ્યાં જ્યાં તેનું રક્ત વેહતું ત્યાંથી, ચામુંડા મુખે કરી લેઇ લેતી;
તેવડે તેના મુખમાં ઉપન્યા, જે દાનવ તેને ઉદરે દેતી.
એમ જે જે નવા ઉપજતા, તેને ચામુંડા ભક્ષી જાતી,
તે ઉદર સ્થાને રૂધિર પીતી, વળી ખવાય તેટલા ખાતી.
એવો સમય જોઇ દેવીએ શૂળે, શરે ખડ્ગે બાણે;
ઋષ્ટિ આદિક આયુધે હણિયો, ઉભા દેવ દેવી વખાણે.
રક્તબીજનું રક્ત પીધું, ચામુંડાએ નિર્વાણ;
શસ્ત્રાસ્ત્રવડે ચંડિકાએ તેના, ઝટપટ લીધા પ્રાણ.
હણાએલો શસ્ત્રસમુદાયે, રક્તબીજ અસુર મહાશુર;
રક્તરહિત થઇ પૃથ્વી પડિયો, જેણે કૃત્ય કીધા મહાક્રૂર.
હે નૃપ એ અસુરને મરણે, દેવ અત્યંત આનંદ પામ્યા;
માતૃગણ રક્તમદે મસ્ત થઇ, સહુ સુર સાષ્ટાંગ કરી નામ્યા.
આવી યુક્તિપ્રયુક્તિ અનેક વડે, દેવીએ કરી સુર સેવા;
પ્રાણ હરણ કરતા સુધી નવ, જુએ અસુર યોદ્ધા કેવા.
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવાર્ણિક મન્વંતર માય;
દેવી માહાત્મ્યે રક્તબીજ વધે, અષ્ટાશીતિતમોધ્યાય.

વલણ.

આ વાર આનંદ અંગ માહે, હરિ કૃપાથી થાય રે;
ભટ પ્રેમાનંદ કાંઇ ન જાણે, કથા યથામતિએ ગાય રે.

## કડવું ૧૩ મું.-રાગ મારૂ.

સુરથ કહે છે મહામુનિ કહ્યો, રક્તબીજ વધ આજ;
દેવીચરિત્ર પવિત્ર પૂરૂં, મેં સાંભળ્યું શુભ કાજ.
હવાં રક્તબીજનું બીજહણિયું, દેવીએ જે વાર;
જે શુંભનિશુંભ મહાક્રોધી, શું કરતા હવા નિર્ધાર.
તે સુણવાની મુને ઇચ્છા, અતિશે હવાં ભૂદેવ;
સર્વ વર્ણવી આજ ભાખો, ઋષિ વદ્યા તતખેવ.
રક્તબીજનું બીજ જ્યારે, ગયું સાંભળ્યું શર;
સંગ્રામમા દાનવ હણાયા, અતિઘણા પરાક્રમી ક્રૂર.
તે જાણી શુંભનિશુંભને, અત્યંત ચઢિયો ક્રોધ;
નાશ સ્વસેનાતણો જોઈ, કરિયો ન ક્રોધનો રોધ.
ઝટ મુખ્ય ભટ દાનવતણા લેઈ, નિશુંભ ધાયો ત્યાંય;
આગળ પાછળ બાજુ તેની, ઘેરી મહાદૈત્યે જાંય.
સ્ફુરણાયમાન અધર અતિશે, દાનવતણાં ત્યાં થાય;
ક્રોધ કરીને શોધ કરતા, દેવી હણવા જાય.
મહાવીર્યશાળી કાંતિ કાળી, શુંભ દાનવ નામ;
સ્વસેન સાધી હાર ખાધી, નાઠો ગયો સંગ્રામ.
ખંડિકા કરૂં ચંડિકાને, રંડિકા એ કોણ;
આરોપ કરીને કોપ એવો, ચઢયો દાનવ ઓણ.
પછે શુંભ નિશુંભ કેરૂં, થયું દેવી સાથે યુદ્ધ;
મહાંત એ પ્રલયાંત કેરૂં, શું રૂપ વર્ણવું ક્રુદ્ધ.
જાણે વર્ષતા બે મેઘ હોયે, તે રીતે દારૂણ બાણ;
પ્રાણહારણ હાણ કારણ, નાખતા નિર્વાણ.
સૃષ્ટિ ઉપર વૃષ્ટિ જાણે, કરે મેઘ મુશળધાર;
તે રીતે શરવૃષ્ટિ કરતા, ધરી કાય ક્રોધ અપાર.
દૈત્યે મૂકેલાં બાણ કેરા, સમૂહનો કરી નાશ;
પલકમાંહે ઝલક કરતી, થઇ ચંડિકા પ્રકાશ.
બે અસુર ઉપર શર થઈને, અનેક મૂકયા બાણ;
શું અબ્ધિવારિ જોરથી કંઈ, ખડકને થાય હાણ.

સારા ઝગારા મારતી, તીક્ષ્ણ અતિ તરવાર;
રખવાળ ધીંગી ઢાલ કરીને, કૂધો નિશુંભ કાળે.
દેવી કેરૂં જેહ વાહન, સિંહ અતિ. વિકાળ;
તેના શિરમાં ધરી ધીર કરતો, વીર નિશુંભ ઘા તે કાળ.
.વાહનને ઘા કર્યો જોઈ, દેવી કરતી શુધ;
તેણે નિશુંભકેરૂં ખડ્ગ કાપ્યું, જેહું તીક્ષ્ણ અતિશે હુંય.
જે અષ્ટચંદ્ર નામવાળી, હતી ધીંગી ઢાલ;
તે પાણવડે બાણ મારી, હણી દેવીએ તતકાળ.
ઢાલ ને તરવાર જ્યારે, કર્યા દેવીએ નિષ્ફળ;.
આસક્તિ શક્તિમાં ધરી તવ તે, મૂકતો મહાબળ.
સામે આવતી જોઇ તેને, કર્યા કટકા દેવીએ વીશ;
તદા ગર્જી તર્જી ક્રોધ્યો, નિશુંભ આણી રીસ.
મૂળ હણવા શૂળ લીધુ, દેવી કેરૂં સાંહી;
તે મુષ્ટિદેશ વિષેથી કાપ્યું, કરી ચૂરેચૂરો જ્યાંહી.
તદા તેણે ગદા ફેરવી, નાખી ચંડિકા પર જાણ;
તે ત્રિશૂળે કરી મૂળમાંથી,કરી ભસ્મ દેવીએ નિર્વાણ.
પછે હસ્ત પરશુ લેઇને, આવતો શ્રેષ્ઠ દાનવ જોઇ;
હાણ કરવા બાણ માર્યા, સાધી દેવીએ સોઈ.
પૃથ્વી ઉપર પાડી તેને, ગર્જના કરી ઘોર;
ત્યાં તર્જના જોઇ તરત આવ્યો, શુભ અસુર કઠોર.
મહાક્રૂર શૂર પરાક્રમી, નિશુંભ પડિયો ભૂમિ;
મહિલાથકી મર્ચ્છિત થઇને, પૃથ્વી . પડ્યો ઝઝુમી.
ત્યાં મહાક્રોધી શુંભ આવ્યો, શોધી દેવી કોણ ?
નિશુંભકેરો શુભ ભ્રાતા, આ હું આવી ઉભો ઓણ.
અંબિકા સન્મુખ આવ્યો, રથારૂઢ થઇ . તેહ;
આ હણું ગણું નવ દેવીને હું, વરસે બાણ જાણે મેહ.
તે કાળ દેવી રૂપ પલટી, ઝાલી આયુધ હાથ;
તે હસ્ત અનુપમ અષ્ટછે વળી, કંપે જોઈ દાનવ સાથ.
અવકાશ આકાશે રહ્યો નહિ, તેના દેહથી નિર્વાણ;
એમ વિશાળા વ્યાપી બાળા, રહી ભૂમિ નભ પ્રમાણ.

શુંભને જોઇ આવતો ઝટ, શંખ વાગ્યો દેવીએ;
કર્યો ટંકાર દુઃસહ ધનુષ્ય તાણી, પણછ જોવા જેવીએ.
તેમજ તેજ હણવા દેવીએ, અસુરતણું તે વાર;
પાદ સ્થિર કરી નાદ ઘંટા, કરતી જરતી દિશા નિર્ધાર.
તુંગ માતંગતણા મદને, તજાવનારી ત્યાંહી;
સિંહે કરી અતિ ગર્જના, દશ દિશા ભરી કાઢી જ્યાંહી.
પછે કાલિકા આકાશ કૂદી, કરે કર્યો પૃથિવી પ્રહાર;
થયો શબ્દ ભારે તેતણો અતિ, જેનો કરે કોણ વિચાર.
કિંતુ ગર્જના પેહલી થઈ જે, તે સહુ ઢંકાઇ ગઇ;
અતિભયંકર ત્યાં શિવદૂતીએ, અટ્ટહાસ્ય કર્યું સહી.
તેના શબ્દથી અતિ ત્રાસ પામી, અસુર સેના જેહ;
શુંભને અતિ ક્રોધ ચઢિયો, થઇ રક્ત તેની દેહ.
જોઇ કાય એવી દેવી બોલી, અહો દુરાત્મા આજ;
ઉભો રહે ઉભો રહે ક્ષણ, દાનવતણા મહારાજ.
તે સમે આકાશે રહ્યા જે, તે સુર કરે જયજયકાર;
શુંભે આવી મૂકી શક્તિ, જ્વાળા સમી વિકરાળ.
અગ્નિકેરા ઓઘ જાણે, એવી પ્રકાશિત પ્રમાણ;
તે ઉલ્કાપાત થવા થકી, વ્યર્થ શક્તિ ગઇ નિર્વાણ.
પછે સિંહનાદ કરતો શુંભ ત્યાં રહી, જેણે ત્રિલોક ભર્યો સાર
કિંતુ ગર્જના ઘોર આગળ, તે દબાઇ ગયો નિર્ધાર.
કાલિકા પ્રજાલિકા જે, કરતી અનેક એવા નાદ;
તેણે શુંભકેરા સિંહનાદજ, પામતા પ્રસાદ.
શુંભે મૂકેલા બાણુની ત્યાં, હાણ કરતી દેવિકા;
જે જોઈ રંજન સર્વ થાતા, દેવી કેરા સેવિકા.
દેવીકેરાં બાણુની ત્યાં, હાણ કરતો શુંભ ત્યાં;
એમ દારૂણ પરસ્પર બાણ થાતાં, પળ વિપળે વ્યર્થ જ્યાં.
સદા ક્રોધી દેવી બાણ મૂકતી, તદા ક્રોધી દાનવ કાપતો;
એમ યુદ્ધમાં સમાન ઉભય, જોઇ થયો દેવીને સંતાપતો.
ચંડિકાએ કોપ કરીને, શૂલવડે તેને હણ્યો;
મૂર્છિત થઇ તે પડ્યો પૃથ્વી, દેવીએ અતિ અવગણ્યો.

નિશુંભ શુંભ થઇ જે પડયો ત્યાં, તે ઉઠિયો તતકાળ;
તે ચેતના પામી ચતુરા સામો, આવિયો વિકરાળ.
ધનુષ્ય બાણ ગ્રહી હાથમાં, દેવી કાલિકાને જાણ;
હરિને હણવા લાગિયો અતિ, થઇ ક્રૂર શર પ્રમાણ.
પુનઃ શસ્ત્ર હાથે કરી તેણે, ચક્રાયુધે નિર્વાણ;
ઢાંકી કાઢી દેવીને ત્યાં, અસુર ધારતો લેઉં પ્રાણ.
પછે વિષમ સંકટ નાશકરતી, ભવાની ભરપૂર;
ક્રોધી દુર્ગા બાણ સાહતી, કરતી ચક્ર તેનાં ચૂર.
તદા દૈત્ય સમુહે આવર્યો જે, નિશુભ દાનવ નામ;
ગદા લેઇ ક્રોધિયો તે, ચંડિકા પરે ઉદ્દામ.
જોઈ તેને આવતો ત્યાં, ચંડિકાએ ખડ્ગ ગ્રાહ્યું પાણ;
તીક્ષણ ધારવાળુ અતિ કાળું, કરતું ગદાની હાણ.
તદા તેણે શૂળ , લીધુ, જોઇ દેવપીડક આવતો;
રચ્યું હસ્તમાંનું હસ્તમા શૂળ, દેવી ભલ હૃદે ભાવતો.
શલ્ય ભલથી હૃદે માહે, પીડા પામીને અતિ;
તદા નિશુભકેરી છાતીમાથી, એક અવનવી થાતી ગતિ.
મહાબળવાન ને મહાવીર્યવાન, એક નિકળ્યો નર ત્યાસહી;
ઉભી રહે ઉભી રહે એમ, બોલતા ડરતો નહીં.
જ્યમ ગર્જના શર કરે મોટી, ત્યમ દેવી અટ્ટહાસ્યે કરી;
હરી ખશી ધરી ખડ્ગ હાથે,સજ્જ થઇ દાનવશિર જૂદું કરી.
તે ઉપજેલો પુરૂપ પૂરો, થયે પૃથ્વીપર પડયો;
ઉતાવળે જઇ અંબિકાએ, ઘાટ એ વિધે ઘડયો.
ભયંકર દાઢામથી પછી, ગ્રીવા માહી અસુરની;
સિંહ ચૂરેચૂર કરતો, એમ લક્ષ્મી હરતો ગરની.
તેમ શિવદૂતી કાલિકાએ, અન્ય ખાવા માંડિયા;
કૌમારીકેરી શક્તિએ કંઇ, અસુ અસુર ઉજાડિયા.
બ્રહ્માણી દેવી થકી કંઇ, અસુર મોહી તો ગયા;
જળ મંતરેલું તેનું તેનુ, હતા નોતા થઇ રહ્યા.
માહેશ્વરીના ત્રિશૂળથી કોઈ, વિંધાઇ ભૂમિ પડ્યા;
વારાહી કેરા મુખઘાતે, જમસદન જઈ અડ્યા.

વૈષ્ણવી શક્તિયકી કંઈ, અસુર ચોદિશ તો કર્યા;
તેણે ચકચૂર કીધા ચક્રથી, ભવપાર દાનવ તે તર્યા.
ઐંદ્રીએ વજ્રે હણી કંઈ, કર્યા ટુકડે ટુકડા;
એમ નાશ પાપી ગયા કેટલા, કંઇ નાશી ગયા દાનવવડા.
સંગ્રામમાથી એમ નાઠા, ગઇ કાલિકા ભક્ષી કોઇને;
સિંહ ને શિવદૂતીએ એમ, કર્યું જોઈ જોઇને.
પુરાણી પૂરા થશો એ વિધ, જે મદમાતા થઈ ગયા;
આ ધકી ઉપદેશ એ શો, તો જાણવું જગતી રહ્યા.
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિક મન્વંતરે જહીં;
દેવીમાહાત્મ્યે નિશુંભ વધે, એકોનનવતિતમો ધ્યાતો અહીં.

**વલણ.**

અધ્યાય અહીં પૂરણ થયો, નિશુંભવધ દેવીએ કર્યો રે;
ભટ પ્રેમાનંદ ભણે ભાવે, આ કથા સુણી જન તે તર્યો રે.

**કડવું ૧૪ મું.–રાગ સામેરી.**

કહે ઋષિ સ્વપ્રાણ સમાન રે, જોઇ ભ્રાત નિશુંભની હાણ રે;
જોયો થાતો સેનાનો નાશ રે, વદ્યો શુંભ કરી કોપ પ્રકાશ રે. કહે૦
બળ મદથી પામેલી દોષ રે, હે દુર્ગે કરું તને સંતોષ રે;
ગર્વ કરીશ નહિ તલભાર રે, તું અન્ય સાથે કરે યુદ્ધ સાર રે. કહે૦
એમ છતાં તું જાણે મનમા રે, મહાબલિષ્ટ હું છું તનમાં રે;
દેવી કહે હું વિશ્વે એક રે, કોણ આ લોકે છે બીજ વિવેક રે. કહે૦
દુષ્ટ જો તું આ મારી વિભૂતિ રે, પેસે મારામાં જૂદી જે હુતી રે;
પછી બ્રહ્માણી આદિ જે દેવી રે, અંબિકા અંગમાં પેઠી જેવી રે. કહે૦
થઈ લીન રહી અંગમાંય રે, રહી અંબિકા એકજ ત્યાંય રે;
સુણ્ય દેવી કેહ દાનવ ભુપ રે, હવાં એક રૂપે છું હુંય રે. કહે૦
મારી વિભૂતિએ કરી જાણ રે, અનેક રૂપ ધર્યા હતા પ્રમાણ રે;
તે સર્વ મેં સંકેલી લીધું સત્ય રે, સંગ્રામે હવાં એકલી છું દુર્મત્ય રે. કહે૦
માટે સાવધ થા તું શૂર રે, આજ હણીશ તુજને ક્રૂર રે;
જોતા ઋષિ કહે સહુ દેવ રે, જુએ દૈત્ય ઉભા તતખેવ રે. કહે૦
દેવી શુંભ બન્નેનું યુદ્ધ રે, દૃઢયુદ્ધ આરંભાયું શુદ્ધ રે;
બાણવૃષ્ટિએ કરી, નિર્વાણ રે, શસ્ત્ર તીક્ષ્ણવડે કરી જાણ રે. કહે૦

દારૂણ અસ્ત્રે કરી પ્રમાણ રે, બન્ને તણું યુદ્ધ આરંભાયું જાણ રે;
અતિ ભારે યુદ્ધ તે થયું રે, સુખ જન સમૂહનું ગયું રે. કહે૦
દેવી મૂકે સંપ્યાવધિ દિવ્યઅસ્ત્ર રે, નાશ કરતો શુંભ મૂકી દિવ્ય શસ્ત્ર રે;
હતો એવા સામર્થ્યવાળો તેહ રે, અસ્ત્ર શસ્ત્ર ભાગતો નિસંદેહ રે. કહે૦
દિવ્યઅસ્ત્ર મૂકતો દાનવ ત્યાંય રે, પરમ ઐશ્વરી ભાગતી ક્ષણ માંય રે;
કરી ગર્જના રમત કરતી રે, આવ્યા અસ્ત્ર ભાગી અન્ય ધરતી રે. કહે૦
પછે સંપ્યાવધિ મૂકીને બાણ રે, દૈત્યે દેવી ઢાકી લીધી નિર્વાણ રે;
તદા કોપાવષ્ટિ થઈ ત્યા દેવી રે, રાઢ્ય દાનવની રહે કેવી રે. કહે૦
મૂકી બાણ ધનુષ્ય કાપી નાખ્યું રે, દૈત્યેંદ્રે બળ વળી ત્યાં દાખ્યું રે;
ભગ્ન ધનુષ્યનો કરી ત્યાગ રે, શક્તિ કર ગ્રહી મહાભાગ રે. કહે૦
તે શક્તિ દેવીએ કાપી નાખી રે, મૂકી ચક્ર જોતા જોતામાં ઉથાપી રે;
કાપી હાથમાં ને હાથમાથી રે, થયો ધન્યવાદ સુરસાદમાંથી રે. કહે૦
પછે ખડ્ગ લેઇ દાનવરાજ રે, શતચંદ્ર ઢાલ ધરી રક્ષણ કાજ રે;
ધાયો દેવી ભણી ધસમસતો રે, જેને કોપ વપુમાંય વસતો રે. કહે૦
કિંતુ નિકટ આવતા પેહલાં રે, છોડ્યાં ચંડિકાએ બાણ વેહલાં રે;
ધનુથી છૂટેલાં તીક્ષણ બાણ રે, તેણે ખડ્ગ છેદ્યું નિર્વાણ રે. કહે૦
સૂર્યકિરણ જેવી નિર્મળ જે ઢાલ રે, છેદી દેવીએ ત્યાં તતકાળ રે;
અશ્વ સારથી હણાયા જેના રે, મૂઆ ભ્રાત સહોદર તેના રે. કહે૦
ધીરકેરૂં કપાઇ ગયું તીર રે, એવા દૈત્યે ધરી મન ધીર રે;
અંબિકાને મારવા ઉદ્યોગ કીધો રે, ભયાનક મુદ્ગર હસ્તમાં લીધો રે. કહે૦
તેને આવતો જોઇ દેવીએ દ્યુતિમાન રે, મૂકી તીક્ષણ બાણ કરી તેની હાણ રે;
છેદ્યો મુદ્ગર ભેદ્યો દાનવ રે, તોયે તે વીર ગભરાયો નવ રદ્ર રે. કહે૦
મુષ્ટિ ઉગામી ધાયો શૂર રે, જેણે ધર્યો વેગ મહાભરપૂર રે;
દૈત્યરાયે મુષ્ટિ મારી જેહ રે, મહાદેવી હ્રદયે નિ:સંદેહ રે. કહે૦
દેવીએ પણ તેને હ્રદે રે, લપડાક લલનાએ મારી • મદે રે;
લપડાક લલનાની વાગે રે, દૈત્ય પૃથ્વી પડી પ્રાણ ત્યાગે રે. કહે૦
પણ વળી એકાએક થયો ઉભો રે, જેને દેવીએ અતિશે દૂભ્યો રે;
ઝાલી દેવીને ઉડયો ગગન રે, થયો મન માહે અતિ મગન રે. કહે૦
ત્યાં નિરાધાર રહી ચંડી જાણ રે, કરતી યુદ્ધ દાનવશુ પ્રમાણ રે;
નભે સિદ્ધ મુનિને વિસ્મય થાય રે, બાહુ યુદ્ધ કેતું કરે દેવી મહાકાય રે. કહે૦

પ્રથમ એવા યુદ્ધનો થયો આરંભ રે, લડે વઢે પડે ચડે દેવી શુંભ રે;
એમ ઘણી વાર કર્યું બાહુયુદ્ધ રે, પછે ચંડિકા થઇ ગઇ મહાક્રુદ્ધ રે. કહે૦
જેમ ભિંદીપાલમાં ઘાલી ગલોલ રે, ઘણીવાર ફેરવી તેને ગોળ રે;
નાખે તેને નિશાન ભણી જેમ રે, અસુર ફેંક્યો પૃથ્વીભણી દેવીએ તેમ રે. કહે૦
પૃથ્વીપર ફેંકેલો તે દુષ્ટાત્મા રે, ધાયો લેવા ચંડીકેરા તે આત્મા રે;
મુષ્ટિ ઉગામી વેગે કરી રે, મારૂં છું એવી ધારણા ધરી રે. કહે૦
જોઇ દૈત્યેંદ્ર દેવીએ એવો રે, હૃદે બલ્લ માર્યો કહું કેવો રે;
જેણે સહ્યા વજ્રના ઘાય અનેક રે, તદપિ જેનો તૂટ્યો નહિ રજ ટેક રે. કહે૦
તે એક ભલ્લે પડ્યો ભૂમિ રે, જેહ મૂઢ રહ્યો તો ઝુમી ઝઝુમી રે;
ભલ્લઅણીથી ઘવાઈ પડિયો રે, ગયન પૃથ્વીપર કરી ચડિયો રે. કહે૦
મૂઓ તે મૂઓ રહ્યો જાણુ રે, કિંતુ તેના મૃત્યુથી થઇ શી હાણુ રે;
તેહ જણાવું સુરથ તને રે, સમજે સારૂં નરતું સહું તું મને રે. કહે૦
દાનવના પડવાથી ત્યાંય રે, અબ્ધિ દ્વીપ ચળ્યા પૃથ્વીમાંય રે;
પર્વત સહિત આખી મહી રે, ચલાયમાન થઇ અતિ ગઇ રે. કહે૦
એ દુરાત્માનું મૃત્યુ થયું જ્યારે રે, મોદ સ્વસ્થતા વ્યાપી ત્યારે રે;
નિર્મળ આકાશ થયું જાણ રે, પ્રસરી શાંતિ શાંતિ પ્રમાણુ રે. કહે૦
તેના પડવાથી પેલા જેહ રે, ઉલ્કાપાત ઉત્પાત થયાતા તેહ રે;
મૂશળધારે મંડાતા મેહ રે, સર્વે શાંતિ પામી ગયા એહ રે. કહે૦
સરિતાઓ સ્વમાર્ગની માંય રે, હે સુરથ, વહેવા લાગી ત્યાંય રે;
જ્યારે મરાયો દાનવ સાર રે, સુરગણ અતિ આનંદ્યો મનમોઝાર રે. કહે૦
સુંદર ગાયન ગંધર્વો કરતા રે, ઘણા વાદ્ય વગાડી ઉચ્ચરતા રે;
લાગી નાચવા અપ્સરા નારી રે, વાયો શુભ વાયુ તહીં ભારી રે. કહે૦
થયો સૂર્ય તેજસ્વી ત્યાં અપાર રે, અગ્નિહોત્ર અગ્નિ ઝગ્યા તેવાર રે;
શબ્દ દિશામાં થતા જેહ રે, સર્વે શાંતિ પામી ગયા તેહ રે. કહે૦
એવી શાંતિ પુરાણી મન રે, થાશે જ્યારે પૂરૂં પુરાણ પાવન રે;
કે હાર્યો પક્ષ દાનવનો જેહ રે, ધરે શાંતિ મનમાં જેવી તેહ રે. કહે૦
એવી કે તેવી ધરે જાણે પ્રભુ રે, ભુડું ધારે તેને પૂછે વિભુ રે;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે, સાવર્ણિકે મન્વંતરે જાણે રે. કહે૦
દેવી માહાત્મ્યે સુજાણે રે, શુભ વધે દેવી વખાણે રે;
અહીં નવતિતમોધ્યાય થયો પુરો રે, કંઇ નથી ભાવાર્થ રાખ્યો અધુરો રે. કહે૦

વલણ.

ભાવાર્થ નથી અધૂરો કંઇએ, એમ કરૂં નિશ્ચય કેઇ પેર રે;
જે સમજ્યો નહિ તે અધૂરો સહી, સહુ સમજું માધવની હોય મ્હેર રે.

કડવું ૧૫ મુ.–રાગ ધનાશ્રી.

ઋષિ કહે રણભૂમિ માંય જી, દેવીએ મહાઅસુરેંદ્ર માર્યો જ્યાંય જી;
એ મનવાંચ્છિતલાભ થશે જી, પ્રફુલ્લિત વદન થયું દુઃખ જશે જી.

ઢાળ.

દુઃખ ગયે વળી મનોરથ સુરના, પૂર્ણ થાતા જાણ;
એવા વન્હિ આદિ વાસવ સહિત, સહુ સુરગણ પ્રમાણ.
દેવી કાત્યાયનીકેરી, સ્તુતિ કરવા લાગ્યા ત્યાંય;
હે શરણાગતના દુઃખને, હરનારી દેવી સદાય.
હે અખિલ જગ્તકેરી જનેતા, હે વિશ્વેશ્વરી થા તું પ્રસન્ન;
આ વિશ્વકેરૂં કસ્ય તું રક્ષણ, હે દેવી મોટમ મન.
સ્થાવર જંગમ માત્રની તું, છું ઇશ્વરી સાક્ષાત;
તું પૃથ્વીરૂપે કરી રહીછું, તેણે જગ્તઆધારભૂ પ્રખ્યાત.
કોઇ ઉલ્લંઘન જેનું કરી શકે નવ, એવાં વીર્યવાળી બાળી;
તું જળરૂપે રહી વિશ્વે, અખિલ તૃપ્ત કરતી સંભાળી.
તું અનંત વીર્યવંતી વિશ્વકેરી, શક્તિ છું સાક્ષાત;
છું વિશ્વકેરૂં આદિકારણ, મહામાયારુપ વિખ્યાત.
હે દેવિ સહુ આ વિશ્વને તેં, મોહ પમાડી દીધું;
તું મુક્તિહેતુભૂત જગ્તકેરી, જેણે પ્રસન્નપણું અતિ લીધું.
દેવી જગ્તમાં સમસ્ત વિદ્યા, સૌંદર્યાદિ પાતિવ્રત્ય;
કળાસહિત સર્વ સ્થામા છે, અંશ તારા સત્ય.
અંબિકા તેં એકલીએ, બધું જગ્ત ભરી કાઢ્યું;
તું ધારે મનમાં, ત્યારે તેં, સહુ વિશ્વને ઉજાડ્યું.
સ્તુતી સંબંધી ઉત્તમ વચન, જે વિષે છે નિર્ધાર;
એવી કયી સ્તુતિ કરીએ તમારી, જેનો પમાય ન કિંચિત પાર.
જો તું સ્વર્ગને મુક્તિ દેનારી, છું સર્વમય દેવી જાણ;
તો સ્તુતિ અમે કરી તારી, તે માટે આમ છે પ્રમાણ.

પરમ વચન કહીએ કયાં, અમે દેવી આજ;
બુદ્ધિ રૂપે કરી સર્વના તું, હૃદયે રહી શુભકાજ.
આપનારી સ્વર્ગ ને વળી, મોક્ષ તું કહેવાય;
નારાયણી નમસ્કાર તુજને, હે દેવી મહામાય.
કળાકાષ્ઠાઆદિ લેઇ, કાલ વિભાગ રૂપે કરી;
તું પરિણામ આપનારી સદાયે, દયા મનમાં અતિ ધરી.
સંહાર કરવા સૃષ્ટિનો, નારાયણી શક્તિમાન અપાર;
કલ્યાણ થાવા દેવી તુજને, સહુ સુર કરે નમસ્કાર.
કલ્યાણમાં કલ્યાણ રૂપ તું, જવાની સર્વ સિદ્ધિ ભરપૂર;
શરણ પામવા ચરણકેરૂં, યોગ્ય અતિ અક્રૂર.
ત્રિનેત્રવતી નારાયણી, ગૌરી રૂપ વારંવાર;
સુરકાર્ય કરતી દીપતી તું, કરૂં તુંને નમસ્કાર.
જગતકેરી ઉત્પત્તિ સ્થતિ, વિનાશ કરનારી કહી;
સનાતન શક્તિ રૂપ દેવી, ગુણાધાર થઇ વિશ્વે રહી.
છું ગુણરૂપ તું નારાયણી, ત્રિલોકીમાં નિર્ધાર;
સુરગણકેરૂં કાર્ય કરતી, તુંને કરૂં નમસ્કાર.
શરણાગત દીન હીનનું, પીડિત જનનું જાણ;
રક્ષણ કરવામાં સદા તું, તત્પર દેવી પ્રમાણ.
વેદના જે સર્વ કોઇની, તે હરણ તું કરનાર;
હે દેવિ એવી નારાયણી, કરીએ તુંને નમસ્કાર.
હંસયુક્ત વિમાન માંહે, બેઠી બ્રહ્માણીકેરે રૂપ;
એ રૂપ ધારણ કરનારી દેવી, બ્રહ્મરૂપ તદ્રૂપ.
કમંડલુમાંથી જળ મદા, તું છાંટનારી સાર;
હે દેવિ એવી કરૂં તુજને, નેહે કરી નમસ્કાર.
ત્રિશૂળ ચંદ્ર ને સર્પ ધરતી, તેવડૂં શોભતી નિર્વાણ;
છે વૃષભ વાહન જેહને, જે પૂર વિશ્વમાં પ્રમાણ.
માહેશ્વરી રૂપ એવી દેવી, ભજીએ તુંને અવિચાર;
નારાયણી રૂપ કરે તુજને, સર્વે મળી નમસ્કાર.
મોર કુટકુટથી વીંટાયલી, બૃહદ્ શક્તિ ધારણ કરનાર;
પાપરહિત કૌમારી દેવી, કરૂં નારાયણી નમસ્કાર.

ખડ્ગ ચક્ર ગદા સારંગ, આદિ પરમ આયુધભાર;
પ્રસન્ન થા તું દેવી વૈષ્ણવી, કરૂં નારાયણી નમસ્કાર.
ભયંકર અતિ ચક્ર સાયું, દાઢાગ્રે કરી અપાર;
ભારવાળી ભૂમિ ધરી તેને, વારાહી તું ધરનાર.
એવા વારાહ રૂપને ધરનારી, હે દેવિ વારંવાર;
નારાયણી રૂપ કરે તુજને, સહુ + સુર નમસ્કાર.
ભયંકર નૃસિંહ રૂપ ધરીને, ઉદ્યોગ અસુર હણવા કરતી અપાર;
ત્રિલોકીનું રક્ષણ કરનાર દેવી, કરૂં નારાયણી નમસ્કાર.
વજ્ર આયુધ સહસ્ર લોચન, તેણે ઉજ્વળ કાંતિ અવિધાર;
શિરપર મુકુટ ધરનાર દેવી, વૃત હણનારી વારંવાર:
ઐંદ્રી શક્તિ મહાદેવી, વિસ્તરી જગત મોઝાર;
એવી દેવી નારાયણી તુજને, કરૂં નેહથકી નમસ્કાર.
શિવદૂતી રૂપે દૈત્યસેના, હણતાં ભયંકર રૂપ ધરનાર;
હે ગાઢ ગર્જના કરનાર દેવી, કરૂં નારાયણી નમસ્કાર.
મુખ દાઢીએ કરી વિકાળ જેનું, જેને છે મસ્તક માળ અલંકાર;
મુંડ હણનારી દેવી ચામુંડા, કરૂં નારાયણી નમસ્કાર.
લક્ષ્મી લજ્જા શ્રદ્ધા પુષ્ટિ, મહાવિદ્યાસ્વધાનિશ્ચલાસાર;
મહારાત્રિ ભંમામા રૂપ જેનાં, કરૂં નારાયણી નમસ્કાર.
મેધા સરસ્વતી શ્રેષ્ઠ વૈભવ, મહતા તમોગુણ રૂપ નિર્ધાર;
સ્વતંત્ર ઇશ્વરી પ્રસન્ન થા તું, કરૂં નારાયણી નમસ્કાર.
સર્વેશ્વરી સર્વસ્વરૂપિણી, સર્વસામર્થ્યવાળાદેવીઅપાર;
ભયથી રક્ષણ કર્ય અમારૂં, હે દુર્ગે કરૂં નમસ્કાર.
છે ત્રિલોચનેકરી અતિ અલંકૃત, જે સુંદર વદન ગુણભંડાર;
કાત્યાયની કરય ભૂતથી રક્ષણ, કરૂં હે દેવિ નમસ્કાર.
વિકાળ જ્વાળા એવું દૈત્યનાશક, કરે ઉગ્ર ત્રિશૂળ તારેતાર;
તે ભદ્રકાળી રક્ષણ કરો ભયથી, કરે સુર સહુ નમસ્કાર.
જગતવ્યાપક સ્વયસંપૂર્ણ નાદે કરી, દૈત્ય તેજહણતા જેહ;
એવી ઘંટા તાહરી જે, કરો પાપથી રક્ષણ તેહ.
માતા જ્યમ આતા બાળકેરૂં, કરે રક્ષણ તેમ;
બાઇ અમારૂં રક્ષણ કરો, અર્પી ક્ષાંતિ ક્ષેમ.

હે ચંડિકે અસુરશોણિતવસાથી, વળી કર્દમાદિકે નિર્વાણ;
ખરડાયલો પણ હસ્તે કરીને, દર્શે ઉજ્વળ ખડ્ગ પ્રમાણ.
તે કલ્યાણકારી થાઓ અમને, કરૂં નમન નેહે માત;
તું પ્રસન્ન થાય તો સમસ્ત વિધિને, કરે નાશ દેવિ વિખ્યાત.
જો રોષે ભરાઇ દેવી તો તું, કરે અભીષ્ટ મનોરથ સંહાર;
શરણ જે નર આવિયા, તે ન વિપત્તિ જાણતા લગાર.
કિંતુ અન્યને આશ્રયદા થઈ રેહ, હે અંબિકે જગમાત;
સ્વમૂર્તિ બહુ પ્રકારે કરી, ધરી અનેક રૂપ સાક્ષાત.
તેં જે ધર્મદ્રોહ કરનાર દાનવ, આજે હણ્યો નિર્ધાર;
એવું કવણ કૃત્ય બીજું કરે, તારો પામીયે દેવિ ન પાર.
વિદ્યા શાસ્ત્ર ઉપનિષદ મધ્યે, નવ કોઇ વેદવાણીમાં તુજવિણ;
મમતા રૂપી તમગર્તમા તું, ભમાવે વિશ્વ કરી મલિન.
જ્યાં યાતુધાન ચક્ષુઃશ્રવા ઝેરી, અરિ ચૌર સૈન્ય નિરવાણ;
દાવાનળ ભરદરિયે રહ્યાતું, તું રક્ષણ કરે પ્રમાણ.
હે વિશ્વેશ્વરી આ વિશ્વનું, તું રક્ષણ કરતી રોજ;
હે વિશ્વધારિણી વિશ્વાત્મા, કરે કોણ તારા એહ રૂપની ખોજ.
વિશ્વસ્વામી બ્રહ્માદિકને, વંદન કરવા યોગ્ય નિર્ધાર;
અવર નથી કોઇ તુજ પાખે, આ ત્રિલોકી માંહે સાર.
તુજ ભિષે ભક્તિભાવે કરી જે, નમ્ર છે નરનાર;
તે સકળ વિશ્વને આશ્રયદા થઈ, પામે ભવાબ્ધિ પાર.
પ્રસન્ન થઈ દેવી પરમેશ્વરી, કરય અસુરકેરો નાશ;
અધુના જેવી સાય કરી તેવી, કરય સર્વદા પ્રકાશ.
સર્વ જગતનાં પાપ ઉત્પાત ફળ, પ્રાપ્ત થવાને સમે શુંય;
અરિભયથી રક્ષણ અમારૂં, કરય નિરંતર તુંય.
રોગાદિકભારે ઉપસર્ગઉપજ્યા, સત્વર નાશ કરય સાર;
હે વિશ્વનાં દુઃખ હરણકરતી, દેવી અમો કરૂં નમસ્કાર.
તું પ્રસન્ન થા પરમેશ્વરી, વરદાનદાતા દેવી;
ત્રિલોકમાં વસનાર જે જન, તેને સ્તવન કરવા જેવી.
દેવી કહે હે સુર સરવે, હું તમને દેઉં વરદાન;
તત્પર થઈ ત્રિદશો ઉભી, માગો મન ગમ્યું મહાન.

લોકને ઉપકાર કરતા, જે માગવા ધારો તમે;
સમ્યક્ પ્રકારે સર્વ તમને, આજ સુર આપું અમે.
દેવ બોલ્યા હે સર્વેશ્વરી, ત્રિલોકની પીડા જેહ;
તેનું નિકંદન થાય જે વિધ, તેવું વરદાન દે તું એહ.
આવુ ને આવું આપજે, એહ માગું માત;
પાપી દાનવ સંહારજે, ધરી આવું રૂપ વિખ્યાત.
દેવીકહેવૈવસ્વતમન્વંતરતણા, અઠ્ઠાવીશમા યુગ માંય;
પુનઃશુંભ નિશુંભ પ્રગટ થાશે, તદા હું અવતરીશ ત્યાંય.
તે સમય હું યશોદા ગર્ભે, ઉત્પન્ન થઇશ નિર્વાણ;
હું નંદગોપને પિતા માની, કરીશ નાશ તેમનો જાણ.
પછે વિંધ્યાચળમાં વાસવશીને, રહીશ હું સાક્ષાત;
પુનઃ ભયંકર રૂપ ધરીને, કરીશ વૈપ્રચિત્ત દાનવઘાત.
એ વૈપ્રચિત્ત વિકાળ દાનવ, જદા હું ભક્ષીશ સાર;
દંત દાડિમફૂલ શા તવ, રક્ત મારા થશે નિર્ધાર.
તેણે સ્વર્ગકેરા દેવતા ને, મૃત્યુલોકના નર સર્વ;
રક્તદંતિકા કહી સ્તુતી મારી, કરશે માની નિરતર પર્વ.
પુનઃ શત વર્ષ અનાવૃષ્ટિમાં, જ્યારે જળ નહિ મળે ત્યારે;
મુનિગણ સ્તુતિ કરશે મારી, અયોનિજા થઇશ હું તે વારે.
મારાં શત નેત્રે કરીને હું, જોઇશ મુનિસત્તમ જેહ;
સહુ મનુષ્યો શતાક્ષી કહેશે, મુજને નિઃસદેહ.
પછે દેવો મારા દેહમાંથી, ઉત્પન્ન થયેલા પ્રાણતણું;
રક્ષણ કરે એવા શાકે કરીને, કરીશ જનસમૂહ રક્ષણ ઘણું.
વૃષ્ટિ થતા સુધી પાલન કરીશ હું, જગતીકેરા જન;
પૃથિવીપર મુજને કેહશે સહુ, શાકંભરી નામ પાવન
વળી તે સ્થળે દુર્ગમ નામે, હણીશ દાનવ દુષ્ટ;
તેથી દુર્ગાદેવી મને કેહશે જન, તેથી થઇશ હું સંતુષ્ટ.
વળી પુનઃ હું હિમાલયમાં, ધારીશ ભયંકર રૂપ;
મુનિગણ રક્ષણ કરવા માટે, હણીશ દાનવ ક્રૂર અનુપ.
તદા નમ્રદેહે કરી મુનિગણ, કરશે સ્તુતિ મારી સોય;
ભીમાદેવી નામ મારૂં, પ્રસિદ્ધ જગમાં હોય.

જેણે દુઃખ દીધું સુજને, તે સંતાન ને વળી નારી;
હું ભવોભય ઇચ્છું નહિ, દેવી કહું આ વારી.
તે વિચક્ષણ વૈશ્યે માગિયું તે, જ્ઞાન જેહ મહાન;
હું અને મારૂં સંગકેરો, ભંગકર્ત્તા વિજ્ઞાન.
તે માગિયું તેણે મહી, તવ દેવી બોલી આમ;
અહો સુરથ રાજા તું દિન થોડે, કરીશ સ્વરાજ્યકેરૂં કામ.
શત્રુસમૂહને હણીશ તું, તુજ રાજ્ય જીવિત પર્યંત;
અક્ષય થઈ રેહશે સદા, વળી થઈશ તું મહંત.
મરણ નીપજ્યા પૂઠે તું, નૃપ વિવસ્વાન્ નામે જેહ;
મહાસવિતા સુરથી જન્મીને, થઈશ સાવર્ણિ નામ નિઃસંદેહ.
સકળ પૃથિવીતણો પાળક, થઇ તું પ્રમાણ;
મન્વંતર તું થઇશ સાચો, જા ઘેર નૃપ સુજાણ.
પછે કહ્યું વૈશ્યને દેવીએ, સુણ્ય શ્રેષ્ઠ વણિક આજ;
તેં વરદાન માગિયું મુજ પાસે, શુભેચ્છાકેરે કાજ.
તે હું આપું છું આજે તુને, જા મુક્તિ અર્થે જ્ઞાન;
તુને પ્રાપ્ત થાશે સર્વદા, તું વૈશ્ય થઇશ મહાન.
માર્કંડેય કહે એ પેર મુનિ, દેઇ ઉભયને વરદાન;
સ્વેચ્છિત મનોરથ પૂરિયા સહુ, મહાદેવી અતિમાન.
જેણે ભક્તિવડે કરી સ્તુતિ અતિશે, એવી દેવી ત્યાં તત્કાળ;
અંતર્ધાન થઇ ગઈ ઝટ, કૃપાળુ ચંડિકા બાળ.
એ રીતે ક્ષત્રિયસત્તમ, જે સુરથ નામ ભૂપાળ;
વરદાન પામી દેવીથી, જન્મ ધારી મનુ થ.. કૃપાળ.
સાવર્ણિ નામે જાણશે જન, સુણ્ય ક્રૌષ્ટુકિ આ વાર;
પછે રાજા ગયો મંદિર, સહુ વશ વર્તિયું નિરધાર.
શત્રુસમૂહનો ક્ષય થાતા, થયો રાય સુખી અપાર;
અભંગ રાજ્યને ભોગવ્યું તેણે, સ્મરી દેવીને મઃસિદ્દહ.
વૈશ્ય મુક્તિ પામિયો, તે થયો સાંભળી રાય;
મન્વંતરની ઇચ્છાએ રહ્યો, સુ(મમતાએ પીડિત કાય.
આ દેવીમાહાત્મ્ય સાંભળે જે, વૈશ્ય સુરથ મહાભાગ;
તેનું કલ્યાણ થાશે દેવી ટાળતા સહુ રાગ.

સંવત સતરસેં બાવન વિષે, કર્યું દેવી ચરિત્ર પ્રકાશ;
પુરાણીજનની પૂરી થાશે, હવાં સર્વે આશ.
દેવી પ્રસન્ન થાશે સર્વને, કરશે પુરાણી ઉપદેશ;
છે જેવા તેવા સદા રેહેશે, પુરાણી વરપે વેશ.
મમતા ન મૂકશે એમને, એ મમતા ન મૂકે જાણ;
પુર આણી પ્રેમ જોશે, ભટ પ્રેમાનંદ નિરવાણ.
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિક મન્વંતરે સાર;
સુરથ વૈશ્યતણું જેમાં, વરપ્રદાન કહ્યું નિરધાર.
ત્રિનવતિતમોધ્યાય પૂરણ, હવે હરિ કૃપાય;
ભટ પ્રેમાનંદ કાંઇ ન જાણે, સહુ દામોદરની દયાય.

વલણ.

દામોદરની દયા સારી, તેણે આભ ઊડળ ઘલાય રે;
નીકર દ્વિજનો શો આશરો, ચરિત્ર દેવીનું ન ગવાય રે.

---

દેવીચરિત્ર સંપૂર્ણ.

---

વપુ પાડે વારાણસી, કનક તોળે કાય;
કરે વ્રત એકાદશી, મહાલે મધુપુર માંય.
જમુના ગંગા પાન કરિ, ગોવિંદના ગુણ ગાય;
તે જમને શિર પગ દઇ, સેહજે સ્વર્ગે જાય.
તે નગરનો નરપતિ, મધુસુદન માહ મૂલ્ય;
હરિભક્ત હરિશ્ચંદ્ર શો, શોભા ચંદનિ તુલ્ય.
જોડ જુધિષ્ઠિર સારખો, અર્જુનનો અવતાર;
બલિ સરખો તે બુધનિધિ, કર્ણ સમો દાતાર.
શર પૂર શોભિત સદા, કરે સદાશિવ સેવ;
ઓપિત ઈંદ્ર આકારવત્, દાતા દાયક દેવ.
ભક્ત ભાવિક ભગવંતનો, બ્રાહ્મણ પર બહુ ભાવ;
શાસ્ત્રો સિંધુ એ સકળ, બુદ્ધિતણો બનાવ.
પુત્રી તેને પદ્મિની, લાયક લક્ષણ ક્રોડ;
અકલતણી અર્બુદ અતિ, જુગમા ન મળે જોડ.
રૂપે રંભા સરીખડી, સતીમાં તે સરદાર;
હામ કામ મૃગલોચની, દીસે ધણિ દાતાર.
નખશિખ શોભા નિરખતાં, અંબુજદલ શાં નેણ;
ગતિ ગજગામિની, અમૃત વદને વેણ.
દેવાંગનાથી દશ ગણી, નાગાંગનાસમ નિધ;
રૂપવંત રૂડી રમણ, રતિ સમોવડ સિધ.
કેશ પાશ કપિલસમ, વેણી કાળિયનાગ;
એ વિધ ગુંથ્યો ચોટલો, લીલવટ લાવણ લાગ.
ભર્યો ભોગ ભરપૂરસું, સિંદૂર શોભિત સર્વ;
જળધારા શિવલિંગ પર, ગણો ઉપજાવણ ગર્વ.
વદન શરદ ઈંદુ જશુ, અંબુજદલ શાં નેણ;
ભમર ભમરાળી ભજત, ભમર પંખ પાંપેણ.
રસના અમૃત સરીખડી, સ્વર કોકિલા વાણ;
દંતપંક્તિ દાડિમ કળી, જશ રૂપ જુવતી જાણ.
ચિબુક ચારૂ ચતુરાતણું, અધર પ્રવાળી અમૂલ્ય;
ગ્રીવા પોત કપોતશી, નીલગ્રીવ સમતુલ્ય.

નૈતમ નાસિકા કીરવત, તન ફુલેલ નિર્ધાર;
શ્રવણ દીશ શોભિત સદા, ઓપિત અપરંપાર.
ઉર અદ્ભૂત ઉપમા અધિક, ચક્રવાક જુગ જોડ;
કનક કળશ સુધા સહિત, ક્ષણ માત્ર નહિ ખોડ.
ઉદર ચોયણ પાનવત, ગુણ શોભિત ગંભીર;
ત્રિવળી ત્રિવેણી સમી, સુવર્ણ શુદ્ધ શરીર.
નાભિ દક્ષણવંતવત્, પીડ કેળનું પત્ર;
રંભાથંભ જંઘા જુગલ, તોલ ઘણેરા તર્ત.
કર કુંજરશુંડ સરીખડા, અંગુલિ મગની શીંગ;
કરહથેલી મહીમથન, નખ તારાનો રંગ.
કટિ વખાણું એહની, જાણે સિંહનો લંક;
ગતિ ગયંદ ઓપતિ અધિક, ક્ષણમાત્ર નહિ વંક.
જાવક રંગ પાની જશી, સજ્યા શોભિતા સોળ;
નીલવટ કુંકુમ કેસરી, મુખ તાતાં તંબોળ.
રત્ન જડિત્ર કર ચુડલો, ચંપક વરણાં ચીર;
ચરણાં ચોળી શોભિતાં, નિરમળ નારી નીર.
માતા તેની મદસદના, મહા મનોહર માન;
રામા રૂપવતી ઘણું, ગુણવંતી ગુણ ખાણ.
કુંવરી દેખી કરી કલ્પના, જુવતી જોબન વેશ;
પુણ્યવંત પનોતો પુરૂષ, કુંવરી તે ઘેર દેશ.
રામા રત્ન રત્નાવલી, રંભા રતિનું રૂપ;
કોણ પનોતો પરણશે, ભાગ્ય નિધિ જે ભૂપ.
આરાધી જેણે અંબિકા, અહરનિશ પૂજ્યા ઇશ;
તે નર એ નારી વરે, શિવને સમર્પ્યું શિશ.
પ્રાગે દેહ પ્રાજે કરી, કનકે તોળી કાય;
નિરજે તપ કર્યું નર્મદા, જુવતી તે ઘર જાય.
કંથ સમીપે કામની, બેઠી છે એકાંત;
વાત કહી પુત્રીતણી, ભાંગી મનની ભ્રાંત.
પુત્રી એ પરણાવીએ, પુણ્ય કરો બહુ પેર;
ઘર જમાઈ કરી રાખીએ, ગુણવંત ઘણેરા ઘેર.

પિતા ચિંતામાં પડ્યો, જુવતી પર ઘર જાય;
દૂખી જીવ જીવાડીએ, એ વિણ કેમ રેવાય.
દેશ દેશ વર ખોળાવિએ, વારૂ જોઇ વતન;
કુંદન મળે કો કારમુ, જડીએ રૂડું રતન.

### ચોપાઈ.

કરે વિચાર એવો જેટલે, ઇંદ્રજીત આવ્યો તેટલે;
પ્રતાપવંત પ્રૌઢો પરધાન, મહીપતિએ દીધા બહુ માન.
શુભ વારતા કીધી ઘણી, પછે વાત કહી કન્યાતણી;
તમો કહો ત્યાં કન્યા દેઉં, લાભ જશ લાખેણો લેઉં.
પ્રધાન કેહ હું પુરષારખો, જોઊં વર સુંદર સારખો;
પંડિત એક આવ્યો બારણે, મૂક્યો ભણુવાને કારણે.
શુકજી પંડિત શોભિત મહા, કૂડ વાત ન બોલે કદા;
માન દેઇ બોલાવ્યો રાય, પૂર્યા દામ ને પંચ પસાય.
આસનબેસણુ શુભ સન્માન, ભક્ષ ભોજન દક્ષણા ને દાન;
સંતોખીને રાખ્યો સુખી, રાય વચનથી રિજ્યો રૂખી.
આ મોહના મારી દિકરી, છે કુંવારી નથી એ વરી;
પિંડ પ્રાણુ એ તો માહરી, તેને શિષ્ય કર તાહરી.
શાસ્ત્ર ભણાવો એને સાર, અગમનિગમ જે અપરપાર;
જ્યોતિષપૂરાણુ પિંગળના પાઠ, અધ્યાત્મક અતિ ઉત્તમ ઠાઠ.
કહી વાત સૌકો સિધ કીધ, વસંત પચમીનું મુરત લીધ;

### દોહરા.

રાજાએ હૃદે વિમાસિયું, તન ખોલ્યુ છે તર્ત,
પંડિત પ્રતાપ પાવક સમો, મોહના ગુણુનિધિ ઘૃત.
અગ્નિ ઘૃત મળે એકઠાં, સ્થિર ઉકાળો થાય;
કાં સતિ કા સાધવી, કોણુ રંક કોણુ રાય.
કામી પુરૂષને કામની, મળે ઉપજે મોહ;
એક એક પર મન ધસે, ચમક પાહણુપર લોહ.
ચમક પાહણુ એ ચતુર નર, લોહ મોહના લીન;
એક પંડિત એક પદ્મિની, જગધજ એક મલીન.

છએ ભાષામાં છતી થઈ, મગણુ તગણુના ભેદ;
કાવ્ય કોક ગીતા ગણિત, વાણી વ્યાકરણુ વેદ.
મહિમા માણી માધુરિ, ગુવાલરી ગુણુ ગાન;
સંગીત શાસ્ત્ર ને સોરઠો, ષટવિધ તાળી તાન.
સિંધુ થઇ તે શાસ્ત્રની, અકલ અર્ણવ એહ;
અગમ નિગમ જ્યોતિષ જનિત, ન્યાય વાત પર નેહ.
સાખી સમસ્યા સોરઠો, દુહો દુમિલો લાખ;
પૂરવછાયો પરછાયો, ભાત ભાતની ભાખ.
કવિત કુંડળીઓ કેકણો, ગાયે ગાથા ગીત;
સવૈયા ને સમસ્યા, બોલે રૂડી રીત.
છંદ છવીસ પ્રકારના, અડી અવળ અબંધ;
અષ્ટ ચોખરો ચાતુરી, હૈડે રાખે બંધ.
લખાં ગણાવે લેખવે, કહેવા અદકા અર્થ;
પહેલી પરખણું પારખું, શુભ વાતે સમર્થ.
પારખુ જોવા પંડિતે, પ્રેમદા ઉપર પ્રીત;
પૂછી વાત પટંતરે, રાજ સભાની રીત.
મારૂં પુછ્યું કોઇ સુને, લખુ સમસ્યા સાખ;
તો જાણું તુજને ખરી, ભણી ભલેરી ભાખ.

## સમસ્યા—શ્લોક.

પ્રશ્ન—કેતકી પત્ર સમાકારં, નારી. નામ ત્રયક્ષરા;
આદૌ ક ને અંતે ર, જે જાણે તે પંડિતા.

## દોહરો.

ઉત્તર—કામની કેહ કેવું કશું, કહી તમે કટાર;
બીજુ પૂછો બુધિથી, નિશ્ચે કહુ નિરધાર.

## શ્લોક.

પ્રશ્ન—ચંદ્રબિંબ સમાકારં, પુરૂષાણામ ત્રયક્ષરં;
આદૌ પા ને અંતે ડ, જે જાણે તે પંડિતા.

## દોહરો.

ઉત્તર—પાપડ કરવા ચતુર ભલા, અલ્પ એ શા કેણુ;
કહો સમસ્યા શોભતી, વિદ્યાવંતનાં વેણુ.

શ્લોક.

પ્રશ્ન—વર્તુલાકાર સમાકારં, નારીણામ ત્રય અક્ષરં;
આદે કા ને અંતે ણી, જે જાણે તે પંડિતા.

દોહરો.

ઉત્તર—કવિતા કહી તેં કાંકણી, હેતે શોભે હાથ;
ભારે પૂછ કાંઇ બ્રાહ્મણા, જે શોભે સુજ સાથ.

શ્લોક.

પ્રશ્ન—ડમ્બાકાર સમાકારં, પુરૂષાણામ ત્રય અક્ષરં;
આદે અ ને અંતે સો, જે જાણે તે પંડિતા.

દોહરો.

ઉત્તર—કહો અરિસો કવિ તમે, એ તો સમસ્યા સેલ;
વદો વિપ્ર શુભ વારતા, માણે નિગમ મેળ.

શ્લોક.

પ્રશ્ન—સર્પાકાર સમાકારં, પુરૂષાણામ ત્રણ અક્ષરં;
આદે ચો ને અંતે લો, જે જાણે તે પંડિતા.

દોહરો.

ઉત્તર—ચતુર કહો તેં ચોટલો, શોભિત શામા શીશ;
પૂછો વાત પુરાણની, રામાએ કીધ રીસ.

શ્લોક.

પ્રશ્ન—વસ્ત્રાકાર સમાકારં, પુરૂષાણામ ત્રય અક્ષરં;
આદે કા ને અંતે ળ, જે જાણે તે પંડિતા.

દોહરા.

ઉત્તર—કાગળ કહો તમે કોડથી, તે મેં જુગતે જાણુ;
કાહી વાત કોહ કાહારા, પંચ કરે પરમાણુ.
પ્રશ્ન—શીંગ સહિત જે જનમીઓ, જોબનમાં શીગ જાય;
જોબન વીટી વૃદ્ધ થયો, શીંગ ફરીને થાય.
ઉત્તર—વાત ગમી વનિતા કહે, અધનતણો તું ઈંદ્ર;
શીંગ સહિત તે જનમીઓ, ચતુર બીજનો ચંદ્ર.
પ્રશ્ન—આદ્ય અક્ષર વણ જગછવારણ,અંત અક્ષરવણ મીઠું;
મધ્ય અક્ષર વણ સહુ સંધારણ, તે મેં નજરે દીઠું.

ઉત્તર—અટછાએજ કાજળે થયું, મુજને લાગ્યું મીટ;
મૃગનેણીના નેણમાં, ટાપણ જોતાં દીટ.
પ્રશ્ન—આલાથા તબ સબકુ ભાયા, અટાહુઆ જબ કામ ન આયા;
મે કહ દિયા વાકા નામ, કોહ પંડિત કે છોડો ગામ.
[ ઉત્તર—મે-મેહ-મેધ.

છપ્પો.

પ્રશ્ન—લોહ સમારે કવન, જોગ મિલ કયા કહિ સજ્જન;
કવન બંધ લિય બાર, ગિનતા બર કૈસે રંજન;
બડો બૈરિ કહા રખે, શુભ રસોઈ કો રંધહિ;
આખી શ્રી કહા જરે, પ્રજ્જ પામી કયોં બંધહિ;
અષ્ટ પ્રશ્ન પૂછત અધિક, આધક્ષર કો લે અખે;
તબ કવિ સામળદાસ કહ, હાર બોલિ ઉત્તર સખે.

દુહા.

ઉત્તર—લોહાર જોહાર કહાર કહ, બિહાર બહાર સુહાર;
આહાર એતોં સમમા, અષ્ટમ નાવ પ્રહાર.

છપો.

પ્રશ્ન—કનક દાન દિય કવન, મહા દુઃખ કૌન કહાવે;
પરમ સુખ દિન કવન, ધનો દુઃખ રવિ કિમ પાવે;
તનક તુચ્છ સો કહા, ચતુર્ભુજ કો કયા ચાહિ;
હરખે કૌન સુન રાગ, ધરે કુન સશ્ર ઉરમાંહિ.
પંડિત જાનકે પૂછિયો, આધકો ઇક અચ્છર લિયો;
તબ કબિ સામલદાસ કહ, રર્ણ એહિ ઉત્તર દિયો.

દુહા.

ઉત્તર—કરણ મરણ પરણ ધરણ, તરણ ચરણ ચિત્ત હોય;
હરણ ધરણ એ અષ્ટમા, કબિ કહ બૂજત કોય.

છપય.

પ્રશ્ન—નદીમેં ક્રિય નાવ, દૂધ . મહિષીકો દોવો;
ઇક્ષુ છોલ ચવાય, પટાઓ બિના સુખ મોવો.
કાજર ઓપાઓ આખ, સાખ આંબેકી દીજે;
ઇશ્વરકો ગુણ ગાઓ, મધકો મૂલ કર લીજે.

એઠી અષ્ટ પટરાણિયાં, કથન કૃષ્ણે આશુ કિયો;
સામલકહે યહપારી નહિ, કૃષ્ણ ઉત્તર ઐસો દિયો.

દુહો.

ઉત્તર—'પારોનાહિ' ઐસો કિયો, ઠીક બનાઈ ઠાઠ;
ઉત્તર એક સમજી સબેં, પૃથક્ પૃથક્ સબ આઠ.

છપય.

પ્રશ્ન—દાખું કહા દિદાર, ધનો દુઃખ કૌન અવસ્તા;
કાજનકો તજું સંગ, તૃપ્તિ પિતૃ કોન રસ્તા.
સરસ અગ્નિ કુન આંચ, અતિરો જર કુન પાવે;
જગત જોખ કરે કવન, ભાવ સહુ શિર કો નાવે.
પૂછત અષ્ટ પટરાનિયા, કૃષ્ણ કે આધ અચ્છર લિયો;
રપણ સમજો સબ સુંદરી, કવિ સામલ એસો કિયો.
કાગદ સમ કરે કહાય, જાહુ કરી પુન પામે;
નારી નીચ કુન કહાય, ચાહ ચિત્ત ઠર કુન ઠામે.
દાખું કૌનકો વદન, ખાત ખેત કયા પૂરણ;
પારખ નાથ કુન રાગ, ગાવે મેં કયા ચૂરણ.
કનૈયા જ્યું પ્રતિ કામિની, અષ્ટ એહિ પૂછત અબે;
આધ અચ્છર મે 'તર' કહો, કવિ સામલ સમજો સબે.

દુહો.

પ્રશ્ન—પિયુ તો પરસુ કહે ચલો, પરસુ અટકયો મન;
પરસુ પિયુ પરસો નહિ, તો પરસુ અપનો તન.
ઉત્તર—વાંક લખ્યું એ રેણિયે, સ્વામીને દીધી શીખ;
પ્રાણ દેહ બહુ તુને, બુદ્ધપકી એ બીક.
પ્રશ્ન—વર્ણ પાણીએ નિપજે, સકળ વરતમાં સાર;
માન વધારણ માનવી, સુણ બ્રાહ્મણ દાતાર.
ઉત્તર—વિપ્ર તમે વસ્તર કહ્યા, અવર કહો કંઇ કેણ-
વર્ણ નિપજે પાણીએ, વધા તમે એ વેણ
પ્રશ્ન—ચતુરા ચચલ ચાલતી, થાકી ગઈ કો ...
પાછી લાગી દોડવા, જ્યારે છેદ્યું'

ઉત્તર—ભટકઅેજ કાજળી થયું, મુજને લાગ્યું મીઠ;
મૃગનેણીના નેણુમાં, ડાપણુ જોતાં દીઠ.

પ્રશ્ન—બાલાયા તબ સગકુ ભાયા, બડાહુઆ જબ કામ ન આયા;
મે કહ દિયા વાકા નામ, કોઇ પંડિત કે છોડો ગામ.

[ ઉત્તર—મે-મેહ-મેઘ.

છપો.

પ્રશ્ન—લોહ સમારે કવન, લોગ મિલ કયા કહિ સજ્જન;
કવન બંધ લિય બાર, બિનતા બર કૈસે રંજન;
બડો બૈરિ કહા રખે, શુભ રસોઈ કો રંધહિ;
આખી શ્રી કહા જરે, પ્રજ્જ પામી કયાં બંધહિ;
અષ્ટ પ્રશ્ન પૂછત અધિક, આધક્ષર કો લે અબે
તબ કવિ સામળદાસ કહ, હાર બેલિ ઉત્તર સબે

દુહા.

ઉત્તર—લોહાર જોહાર કહાર કહ, બિહાર બહાર સુહાર;
આહાર એતોં સપ્તમા, અષ્ટમ નાવ પ્રહાર.

છપો.

પ્રશ્ન—કનક દાન દિય કવન, મહા દુઃખ કૌન કહાવે;
પરમ સુખ દિન કવન, ઘનો દુઃખ રવિ કિમ પાવે;
તનક તુચ્છ સો કહા, ચતુર્ભુજ કો કયા ચાહે;
હરખે કૌન સુન રાગ, ધરે કુન સબ ઉરમાંહે.
પંડિત જાનકે પૂછિયો, આધક્ષરકે અછર લિયો;
તબ કબિ સામલદાસ કહે જે એહિ ઉત્તર દિયો.

દુહા.

ઉત્તર—કરણ મરણ પરણ ધરણ, તરણ ચરણ ચિત્ત હોય;
હરણ ચરણ એ અષ્ટમા, કબિ કહ બૂઝત કોય.

છપય.

પ્રશ્ન—નદીમે મૂકિય નાવ, દૂધ મહિષીકો દોવો;
ઇક્ષુ છોલ ચવાય, પદાર્થો બિના સુખ મોવો.
કાજર ઓપાઓ આખ, સાખ આંબેકી દીજે;
ઇશ્વરકો ગુણ ગાઓ, મધકો મૂલ કર લીજે.

એહી અષ્ટ પટરાણિયાં, કથન કૃષ્ણે આગુ કિયો;
સામલકહે યહપારી નહિ, કૃષ્ણ ઉત્તર એસો દિયો.

દુહા.

ઉત્તર—'પારોનાહિં' એસો કિયો, ઠીક બનાઈ હાક;
ઉત્તર એક સમજી મર્મે, પૃથક્ પૃથક્ સબ આક.

છપય.

પ્રશ્ન—દાખું કહા દિદાર, ધનો દુઃખ કૌન અવસ્તા;
કાજનકો તજું સંગ, તૃપ્તિ પિતૃ કોન રસ્તા.
સરસઅગ્નિ કુન આંચ, અતિશે જર કુન પાવે;
જગ્ન જોખ કરૈ કવન, ભાવ સહુ શિર કો નાવે.
પૂછત અષ્ટ પટરાનિયા, કૃષ્ણકે આદ્ય અછરલિયો;
રવણ સમજો સબ સુંદરી, કવિ સામલ એસો કિયો.
કાગદ સમ કરૂં કહાય, જાહુ કરી પુન પામે;
નારી નીચ કુન કહાવ, ચાહ ચિત્ત હર કુન હામે.
દાખું કૌનકો વદન, ખાત ખેત કયા પૂરણ;
પારખ નાચ કુન રાગ, ગાવે મેં કયા ચૂરણ.
કનૈયા જ્યું પ્રતિ કામિની, અષ્ટ એહિ પૂછત અબે;
આદ્ય અછર મે 'તર' કહો, કવિ સામલ સમજો સબે.

દુહો.

પ્રશ્ન—પિયુ તો પરસુ કહે ચલો, પરસુ અટકયો મન;
પરસુ પિયુ પરમો નહિ, તો પરસુ અપનો તન.
ઉત્તર—વાંક લખું એ રે'ણિયે, સ્વામીને દીધી શીખ;
પ્રાણ દેહ બન્નુ તુને, ખુદ્દયકી એ બીક.
પ્રશ્ન—વર્ણે પાણીએ નિપજે, સકળ વસ્તમા સાર;
માન વધારણ માનવી, સુણ બ્રાહ્મણ દાતાર.
ઉત્તર—વિપ્ર તમે વસ્તર કહ્યા, અવર કહો કંઈ કેણ;
વર્ણે નિપજે પાણીએ, વધા તમે એ વેણ.
પ્રશ્ન—ચતુર ચંચલ ચાલતી, થાકી ગઈ કો દીસ;
પાછી લાગી દોડવા, જ્યારે છેદ્યું શીશ.

ઉત્તર—લક્ષવંત લેખણુ કહી, થાકી ભાગી ચંચ;
શીશ કટે સમી થઇ, પરમાણી કહે પંચ.
પ્રશ્ન—જીવ વિનાનું જાનવર, દો મુખ પ્રસક્ષ દીઠ;
પીઠ ખવરાવી પીટીએ, બોલે મધુરૂં મીઠ.
ઉત્તર—મેતા તમે મૃદંગ-કહી, શોભે માનુની સાથ;
સાખ કહો કે શાસ્ત્રની, વિપ્ર વ્રાણી વાચ.

છપો.

પ્રશ્ન—ચાર ચાર મુખના ચાર, પુરૂષ પરાક્રમી પરખા;
નહિ કો ઉંચ કે નીચ, સરવજન રૂપે સરખા.
ચાર વચ્ચે બે નાર, પ્રીત ઘણેથી પરણ્યા;
નપુંસક બે તન, આઠ એ વેગે વરણ્યા.
અળગો થાય એક આઠમાં, તો સાતે જણુ નહિ કામના;
એક થાય આઠે જણા, કહો અક્ષર એ નામના.

દોહરો.

ઉત્તર—પલંગ કહ્યો પંડિત તમે, ઇસિ બે પાયા ચાર;
અર્ભક નપુંસક ઉપળાં, સુખ સઘળામાં સાર.

છપો.

પ્રશ્ન—નામ જોતામાં નાર, અંત્રીક્ષ-અવનિપર સાંધી;
વિના ગુન્હે વણુ વાંક, રહે લોહ પારો બાંધી.
માનવ જણ બેચાર, ચઢી હૃદયાપર બેસે;
આધી પાછી જાય, ફરી ઠેકાણે પેસે.
ચીસો નાખે ચોમુખે, દયા ન આણે દેહમાં;
પંડિત હશે તે પારખે, નર નારીના નેહમાં.

દોહરો.

ઉત્તર—સાબાશ વિપ્ર સલક્ષણા, કહ્યું તમ મોટમ માટ;
તમો કહ્યું અમો લહ્યું, ખાતે હિંદોળા ખાટ.

છપો.

પ્રશ્ન—પક્ષી દીઠું પ્રૌઢ, ઉડતું અંત્રિક્ષથી આવ્યું;
વનમાં વડ ગંભીર, વૃક્ષ તે મનમાં ભાવ્યું.

અકેક પાંદડે એક, પક્ષી બુદ્ધિથી બેઠાં;
વધ્યું પક્ષી ત્યાં એક, સઉ ચિંતામાં પેઠાં.
ફરી બેઠાં બબ્બે જણાં, પત્ર એક વધ્યું કહું;
તવ કહો પત્ર એ કેટલાં, કેટલાં પક્ષી છે સહુ.

દોહરો.

પ્રશ્ન—પ્રમદા કેહ મેં પારખ્યું, કથન સંભળાવું કર્ણ;
ચતુર પક્ષી એ ચાર છે, વડે પાંદડાં ત્રણ.

છપો.

પ્રશ્ન—વાટ જતાં જણ બે, એક મરદ એક મેરી;
એક આંબાનું વૃક્ષ, તે તળે અગણિત કેરી.
બે જણ વાળી ગાંઠ, તહીં તે બાળા બોલે;
તમ પાસે બે ભાગ, એક મુજ ભાગને તોલે.
એક તુજમાંથી પડી જડી, તે મેં કીધી છે છતી;
સરખી થઈ તે સહેજમાં, કહો કેરી કેટલી હતી.

દોહરો.

ઉત્તર—છત જોતામાં છ હતી, એકે બાંધી ચાર;
એક જડયે ત્રણ ત્રણ થઇ, પંડિત કરો વિચાર.

છપો.

પ્રશ્ન—પક્ષી ટોળાં બેય, તે ઉડતાં આકાશે;
ચંપક વનમાં તેહ, ગયાંતાં પરિમળ વાસે;
બોલ્યું તેમાંથી એક, આપણું બહુ વનમાં રહીએ;
તમમાથી અમમાં એક, આવો તો સરખાં થઇએ;
ત્યાં બીજું ટોળું બોલિયું, એક અમમાં આવો તમો;
તો થઇએ તમથી બે ઘણાં, કેટલાં પક્ષી પૂછું અમો.

દોહરો.

ઉત્તર—એ વાતમાં સંદેહ કશો, શાસ્ત્ર માખ દે સાચ;
બાર હતાં તે બગલડાં, એક સાત એક પાંચ.

છપો.

પ્રશ્ન—મિત્ર હતા જણ બેય, તેહ કેહ રમવા જાતું;
એકે મના ઘેર, ખાંતથી લીધું ખાતું;

બીજે પોણો શેર, ત્રીજે જણ તેમાં જમિયો;
પૈસા આપી વીસ, રાજી થઇ તે તો રમિયો;
વીસ પૈસા એહ વેંચવા, તે તો કૌતક સારખું;
સામળ કહે સમજુ ખરો, પંડિત તેણે પારખ્યું.

દોહરો.

ઉત્તર—સવાશેરવાળે સાડા સત્તર, વાજબી લીધા વદિ;
પોણોશેરવાળે કહ્યું, આપ ભાઇ મુજને અઢિ.

છપ્પો.

પ્રશ્ન—ગુણવંત ગોળાકાર, પુરૂપ અમૃતનો ભરિયો;
શ્રીઓસહસ્ર દશવીશ, કબુલ તે નરને કરિયો;
નર પાસે જાય નાર, તેહ દુઃખ તેને દે છે;
અહોનિશ આઠે જામ, અધર રમ તેનો લે છે;
તેહ પુરૂષને મારતાં, પાપ ઘણેરૂં થાય છે;
સામળ કહે ઉંચ નીચ જન, રૂધિર માંસ તેનું ખાય છે.

દોહરો.

ઉત્તર—મધપૂડો કહ્યો મુખે, જુવો વિચારી જાણ;
અકલવંત એ ઓળખે, પંચ કરે પરમાણ.

છપ્પો.

પ્રશ્ન—એક રાયને ઘેર, ઘણા હાથી ને ઘોડા;
ઊંટ હતાં અનેક, બીજા સાથી સજોડા;
અઢીમણ હાથી ખાય, ઊંટ મણ દોઢ ભણીજે;
પાંચશેર ખાય અશ્વ, ગુણ તેહના ગણીજે;
એમ સોમણ દાણો નિત વરે, સો જનાવર સાથીઆં;
કેટલા અશ્વ ને ઊંટ છે, કહો કેટલા હાથિઆં.

દોહરા.

ઉત્તર—અડતાળીસ તો અશ્વ છે, છે સાં ઊંટ છત્રીશ;
સોળજ શોભે હાથિઆ, હવે મા કરશો રીસ.

સારે વિપ્ર વાણી વદે, વનિતા કરો વિચાર;
જો જો ચિત્તમાં ચતુરાં, નીચ બુદ્ધિ છો નાર.

જો તું મુજને નહિ વરે, પાડું મારો પ્રાણ;
ઓદલા ક્યાં છૂટશે, દઈ તુજને હાણ.
હંનુમાન હસ્તિણા, નિકળ્યા નવ પેસંત;
ગ્રહ્યો હકે સામદ થયા, બળ હીન નવ બેસંત.
પંડિત કહે સુણ્ય પ્રેમદા, કથા સંભળાનું કર્યું;
ભેદ વાત કર્યા થકી, તન ખોશું જન ત્રણ.
જે ઘડીએ એ મર્મને, તાત જાણશે તર્ત;
તારૂં મારૂં એહનું, માથે લખિયું મર્ત.
શુનકો નહિ એ શુજરે, હઠિયા ન છોડે રીસ;
ગેહર વચ્ચે ગૌ દેખતા, મદ્ય ઉડાવે શીશ.
વાયગ વિમળ હોય નહિ, મહીપતિ નોયે મિત્ર;
જુગારૂ જૂઠ વિણ નહિ, ચતુરા સુણ્ય ચરિત્ર.
રાય રૂઠયા દીઠ નથી, નથિ દિઠા તે વકરા વાઘ,
અભાગા અહિ દીઠ નથી, ત્યા બચવાનો નવ લાગ.
મહીપતિ મંત્રી નવ ગણે, નવ ગણે પુણ્ય કે પાપ;
ઘાત કરે ઘડી એકમા, વેદ પુરાણે છાપ.
વણિક તાત થાને વાઝીઓ, રડશે એની માત;
તમો બાળક થઇ છૂટશો, અંતર નહિ ઉચ્ચાટ.
વીગ વશા વનિતા વદે, વિપ્ર સાંભળો વાણ;
કરૂં પ્રતિજ્ઞા તે સુણો, જુગત કરીને જાણ.
સૂર્ય ચંદ બે સાખિયા, વચમા ઇશ્વર આપ;
જો તમ મુખે ઉચરું અમો, પ્રલ્લેકાળનું પાપ.
એવા એક કરોડ સમ, લીધા કામની કાજ;
તન મન સૌ ખોલી કહ્યું, લેશ ન રાખી લાજ.
પ્રધાન સુત કહે પદ્મની, સહસા ન કિજે કામ;
ધીરે ધીરે ધારીએ, તો તો રીઝે રામ.
અણસમજું ઉતાવળું, કામ ન કિજે કોય;
સીંચે માળી સો ઘણા, રત વણ ફળ નવ હોય.
કહું વાત તે ઉપરે, જો છો ચતુરસુજાણ;
શાસ્ત્ર સાખ પૂરે સદા, પંચ કરે પરમાણ

## ચોપાઇ.

ગોકુળ પૂર ગુણવંતુ ગામ, નરેંદ્રપાળ રાજાનું નામ;
સતવાદી શૂરો કેવાય, બાંધી ધર્મતણી ધ્વજાય.
વર્ણ અરાઢે વાસો વસે, ધર્મ માર્ગ ઉપર સહુ ધસે;
વિપ્ર વિદ્યાવંત વિવેક, શાસ્ત્રતણા જાણે છે નેક.
રહેતો ગોકુળીઆ ગામમાં, ન્યાયશાસ્ત્રતણા નામમાં;
દેવેશ્વર દ્વિજ દેવ સ્વરૂપ,બ્રાહ્મણ બ્રહ્મવિદ્યાનો ભૂપ.
ભણ્યો ગણ્યો સંતોખી સુખી,દામ નહિ ગાંઠે તે દુઃખી;
નિર્મળ કુળની નિર્મળ નાર,પવિત્ર ધર્મ પાળે આચાર.
કંથ પોતાનો છે તે કવિ, નિત નિત વાતો જોડે નવી;
પેર પેર પારખે પુરાણ, મોટમ વિદ્યાનો મેહરાણ.
કોને નવ જાચવાને જાય, જેવું લખ્યું કર્મે તે ખાય;

## દોહરા.

નારી બોલી નેહશું, સાંભળ પંડિત રાય;
વિદ્યા મુકો વેગળી, કહું મૂકી લજ્જાય.
ભાત ભાત વિદ્યા ભણ્યો, ઘરમાં વેઠો દુઃખ;
એ વિદ્યા શા કામની, દામ નહિ તો દુઃખ.

## છપો.

જેની ગાંઠે ગરથ, તેહ બહુ વિદ્યા ભણિયો.
જેની ગાંઠે ગરથ, તેહ નહિ કોનો રણિયો;
જેની ગાંઠે ગરથ, તેહ પંડિતમાં પૂરો;
જેની ગાંઠે ગરથ, તેહ સામદમાં શૂરો.
વળિ જેની ગાંઠે ગરથ છે, પરાક્રમી પૂરો જાણવો;
વિદ્યાવંત દારિદ્રિ તો, પંડિત નહીં પ્રમાણવો.
વિદ્યા વેચાય ન હાટ, ઘરેણું નવ ઘડાયે;
વિદ્યા વસ્ત્ર ન વણાય, વિદ્યા ચૂલે ન ચડાયે;
વિદ્યા નવ થાયે લોટ,વિદ્યા નવ ભાગે ભૂખ;
વિદ્યા પાટો ન બંધાય,વિદ્યાથી ન જાયે દુઃખ;
વળિવિદ્યાથી વપુ રહે નહિ, વિદ્યા ન પીવાયે પાણીએ;
જો દારિદ્ર વેઠે ડાહ્યા થઇ, સામળ કહે મૂરખ જાણીએ.

વનિતા નવ પામે વસ્ત્ર, તનુજ નવ પામે ટોપી;
ન્યાત નવ પામે રીત, લાજ મરજાદા લોપી;
પિતૃ નવ પામે પિંડ, શરીર નવ પામે શેવા;
સ્ત્રી નવ પામે શણગાર, દાન નવ પામે દેવા;
વળિ ભૂખે બાળક તો બરબડે, દિવસ ધાન્ય નહિ દેહની;
સહુ શાણા સમજુ સમજજો, વિદ્યા બાળ તું તેહની.
વિદ્યા ભણીઓ જેહ, તેહ ઘેર વૈભવ રૂડો;
વિદ્યા ભણીઓ જેહ, કામની કંચન ચૂડો;
વિદ્યા ભણીઓ જેહ, તેહ સદામન આપે;
વિદ્યા ભણીઓ જેહ, કષ્ટ પરાયાં કાપે;
વળિ વિદ્યા ભણીઓ જેહ જન, સકળ કળા ગુણ સારખા;
કવિ સામળ કહે બીજા બાપડા, પ્હાણ સરીખા પારખ્યા.
વિદ્યા ભણી વિદેશે જાય, તો વિદ્યા શાની;
ન ગુરુના ગુણ ગાય, તેહ કહો રીતો કોની;
વિદ્યા ભણી રહે દરિદ્ર, દીન થઇ માનજ માગે;
ઉડિ વિદ્યામાં વાટ, પ્રીત વણ પાયે લાગે;
જે અતિ દુઃખ પામે અર્ભકો, વનિતા ન પામે વીંટી છલો;
કવિ સામળ કહે સ્ત્રીને મને, ભરતાર મૂર્ખ તેથી ભલો.

દોહરા.

ચટકો લાગ્યો ચતુર નર, સુણી ચંતની ચરિત્ર;
કવિરાજ તે કાળિ સમો, પંડિત પૂર્ણ પવિત્ર.
મૂરખ છે તું માનની, વિવેક ન જાણે વર્ત;
પંડિત જીવતો જાણવો, મૂર્ખ જાણવો મર્ત.

છપો.

વિદ્યા આગળ લાછ, રહે છે નિત કર જોડી;
વિદ્યા આગળ લાછ, લીડે છે આણું ઓઢી;
વિદ્યા આગળ લાછ; જેવી નમે છે દાસી;
વિદ્યા આગળ લાછ, દીનપણે રેહ ઉદાસી;
સદ્દવિદ્યા છે શિરોમણિ, સદ્દવિદ્યા ત્યાં ધન કશું;
સામળ કહે સદ્દવિદ્યા વિના, પામરજન પ્રૌઢા પશુ.

### દોહરા.

કામની તું કાં કળકળે, કૂડા ધનને કાજ;
આ શ્લોક વેચ સુંદરી, રામા ભોગવ રાજ.
લેખ લખીને આપિયો, હેતે નારી હાથ;
ચતુરા વેચ ચૌટે જઈ, કો શ્રીમંતને સાથ.
સવાલાખ ટકા સહી, દે તુજને જે દામ;
ગર્થ લઇ ઘેર આવજે, કામની કરી શુભ કામ.
ચતુરા ચાલી હાટડે, કાગળ છે કર માંય;
દાણી દીપચંદશાતણો, તન એક આવ્યો ત્યાંય.
સોળ વર્ષ સલક્ષણો, સકળ કળા સમેત;
દીઠો કાગળ કર કામની, હૈડે પ્રગટયું હેત;
વાચી જોયો વાણિયે, રૂડો મધ્યે અર્થ;
શામાને કેહ શેઠીઆ, લિયો ગણીને ગર્થ.

### છપો.

સહસા ન કરે કામ, હોય જે દિલમાં ડાહ્યા;
સહસા ન કરે કામ, તે નવ જાયે વાહ્યા;
સહસા ન કરે કામ, હોય જે પંડિત પૂરા;
સહસા ન કરે કામ, હોય સતવાદી શૂરા;
વળિ સહસા કામ કરે નહિ, તે જશવંતા જાણીઆ;
કવિ સામળ કામ સહસા કરે, પંડિત નહિ તે પ્હાણીઆ.
સહસા કામ કરનાર, કોઈ દિન શીશ કટાવે;
સહસા કામ કરનાર, માન મરજાદ મટાવે;
સહસા કામ કરનાર, જર જોતામાં ખોયે;
સહસા કામ કરનાર, સુખ તેને નવ હોયે;
વળિ સહસા કામ કરનારને, દુઃખ દાવાદળ આવી અડે;
સામળ કેહ સહસા કામ કર્યાયકી, વિમાસણ પિંડમાં પડે.

### ચોપાઈ.

વણિક પુત્રે વારૂ વાચિયું, શાસ્ત્ર સાખથી તે સાંચિયું;
ગણીને આપ્યો તેણે દામ, કામની કેહ થયું મુજ કામ.

જોઉં ચર્ચા મુજ ઘરતણી, જોઉં કુશળ ક્ષેમ;
જોઉં માત - પિતા જઇ, હેતું કરીએ હેમ.
જોઉં મ્હેલ ને મેડીઓ, જોઉં વણજ વેપાર;
જોઉં ઘરણી ઘરસૂત્રને, જોઉં આચાર વિચાર.
કટાર એક કરમા લિધો, મધરાતે આવ્યો મેલ;
જોયાં મંદિર માળિયાં, સઘળી શોભા સેલ.
માનુની મેડીએ ચઢયો, દીઠું ઝાકઝમાળ;
દીપક ''દશ દિશાથકી, ખરીખૂબીનોખ્યાલ.
હીંચોળાખાટ હીરે જડી, પરવાળાંના પાટ;
ધમકે ઘુઘરી ઘોર ઘન, સ્ફાટિક મણિના ઠાટ.
અર્ભકની પાકી અંગુળિ, દેહમાં દારૂણ દુ:ખ;
મસ્તક માત ખોળા વિષે, અંગુળિ માને મુખ.
રામા છે રંભા સમી, ભરજોબન છે વેશ;
અંગ ઉર ઉઘાડું ઘણું, શિર છૂટા છે કેશ.
જુલ્ફા છૂટા સુતતણા, ઉપમા જેવો ઈંદ્ર;
જાણે દેવ દેવાશીઓ, જાણે શર્દનો ચંદ્ર.
નિદ્રાવશ બેઉ થયાં, એક એક પર હાથ;
આગળી માના મુખ વિષે, બાંય ભરાવી બાથ.
સત્તાવીસ વર્ષની સુંદરી, જોબન વેષ જણાય;
બાર વરસનો બેટડો, ગુણત્રીસ ગણાય.
દયાળે દીલ વિચારીયું, એ જુવતીકેરો જાર;
ભોગવે મારી ભામની, ખરો આણ્યો દિલ ખાર.
માણે છે મર્દને માનુની, અધિપતિ થઇને આપ,
એ પાપીને મારતાં, પલક ન બેસે પાપ.
અંતરિક્ષ બારીથી ઉતર્યો, તજ્યું દેડેથી હેજ;
હોચે નરને નારીઓ, જ્યાં સુખસેજ સેજ.
કાઢી કટાર ને કોપીઓ, મારે સુતને જેમ;
એટલે ભીંતે દીઠડો, કાગળ ચોઢયો તેમ.

सुन्दरी छन्द.

सहसा विदधीत न क्रियामविवेकःपरमापदां पदम् ॥
वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाःस्वयमेव संपदः ॥

પંડિત પાસે આવી તેહ, શીતળ થઈ પોતાની દેહ;
શાહ શ્લોક લેઇને ગયો, પોતાને મંદિર જઇ રહ્યો.
સેજ સૂવાની મધ્ય મેડીએ, તે કાગળને ત્યાં ચોઢિયે;
પંદર વર્ષની પરણી નાર, સોળ વર્ષનો શાહકુમાર.
કોડે ઘેર મંગળ કાવિયું, તે બીને સીમંત આવિયું;
બાંધીરાખડીશુભદિનસાંચ, થયા મસવાડા પૂરણ પાંચ.
તે દિવસે વિદેશે વ્હાણ, પુર પાટણ કીધું પ્રયાણ;
પિતાને સોંપ્યું ઘરસૂત્ર, પરદેશ વિષે પરવરીઓ પુત્ર.
દક્ષ બબ્બર જાવે જાય, કાળા પાણી અર્ણવ માંય;
એહ વાત અહીંઆથી રહી, ઘેર ઘરણીની ગાગત થઇ.
દિવસ પૂરા થયા દશ માસ, ઈશ્વરે પૂરી તેની આશ;
પ્રસવ્યો પુત્ર રૂડુ રતન, તાનથકી મવાયો તન.
અષાઢતણો જ્યમ વાધે મેહ, વાધે એમ દેવાંશી દેહ;
શુકલ પક્ષે જ્યમ વાધે ચંદ્ર,-અર્ણવ ભરે જ્યમ વાધે ઇંદ્ર.
ઉત્તરાયણ જ્યમ વાધે સૂર, નર ભેટે જ્યમ નારી નૂર;
વાયુથી જ્યમ વાધે અગ્ન, ધૃત હોમે જ્યમ વાધે જગ્ન.
વાધે એમ વણિકનો બાળ, પુત્ર પિતા કરે પ્રતિપાળ;
આભૂષણ શોભે તનતણું, રૂપ સ્વરૂપ અનુપમ ઘણું.
કાને કુંડળ લોલક લોલ, લક્ષણબત્રીશ કળા છે સોળ;
રઢિયાળું સુતકેરૂ રૂપ, બારે કર્મનો ભોગી ભૂપ.
તેને દેખીને માતા ઠરે, અધિક હેત હૈડામાં ધરે;
હરખે વાધ્યું જોબનપણું, અતોલ તોલ છે તરૂણીતણું.
વાધે રૂપ એમ અપરંપાર, બુધથી વીસા વર્ષજ બાર;
વિદેશ ગયાં હતાં જે વાહણ, આવ્યાં નગર સમીપે જાણ.
અપરંપાર કમાયો ગર્થ, સર્યો શાહસુતકેરો અર્થ;
કાળાપાણીકેરો માલ, સુત થયો નાણાવટી નિહાલ.
છીપ્યાંવાહણ ખરી ખાડીએ,' વાણુવટી ઉતર્યો વાડિયે.

## દોહરો.

દીપચંદ શાહનો દિકરો, દયાળચંદ દાતાર;
ચતુર શિરોમણિ આગળો, મનમાં કર્યો વિચાર.

જોઉં ચર્ચા મુજ ઘરતણી, જોઉં કુશળ ક્ષેમ;
જોઉં માત પિતા જઇ, હેતું કરીએ હેમ.
જોઉં મ્હેલ ને મેડીઓ, જોઉં વણજ વેપાર;
જોઉં ઘરૂણી ઘરસૂત્રને, જોઉં આચાર વિચાર.
કટારં એક કરમાં લિધો, મધરાતે આવ્યો મેલ;
જોયાં મંદિર માળિયાં, સઘળી શોભા સેલ.
માનુની મેડીએ ચઢયો, દીઠું ઝાકઝમાળ;
દીપક દશ દિશાથકી, ખરીખૂબીનોખ્યાલ.
હીંચોળાખાટ હીરે જડી, પરવાળોંના પાટ;
ધમકે ઘુઘરી ઘોર ઘન, સ્ફાટિક મણિના હાડ.
અર્ભકની પાકી અંગુળિ, દેહમાં દારૂણ દુઃખ;
મસ્તક માત ખોળા વિષે, અંગુળિ માને મુખ.
રામા છે રંભા સમી, ભરજોબન છે વેશ;
અંગ ઉર ઉઘાડું ઘણું, શિર છૂટા છે કેશ.
જુલ્ફા છૂટા સુતતણા, ઉપમા જેવો ઇંદ્ર;
જાણે દેવ દેવાંશીઓ, જાણે શર્દનો ચંદ્ર.
નિદ્રાવશ બેઉ થયાં, એક એક પર હાથ;
આંગળી માના મુખ વિષે, બાંય ભરાવી બાથ.
સત્તાવીસ વર્ષની સુંદરી, જોબન વેષ જણાય;
બાર વરસનો બેટડો, ગુણ બાવીશ ગણાય.
દયાળે દીલ વિચારીયું, એ જુવતીકેરો જાર;
ભોગવે મારી ભામની, ખરો આણ્યો દિલ ખાર.
માણે છે મદને માનુની, અધિપતિ થઇને આપ;
એ પાપીને મારતાં, પલક ન બેમે પાપ.
અંતરિક્ષ બારીથી ઉતર્યો, તજ્યું દેડેથી હેજ;
હોયે નરને નારીઓ, જ્યાં સુખસેજા સેજ.
કાઢી કટાર ને કોપીઓ, મારે સુતને જેમ;
એટલે ભીંતે દીઠડો, કાગળ ચોઢયો તેમ.

સુન્દરી છન્દ.

सहसा विदधीत न क्रियामविवेकःपरमापदां पदम् ॥
वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाःस्वयमेव संपदः ॥

પંડિત પાસે આવી તેહ, શીતળ થઈ પોતાની દેહ;
શાહ શ્લોક લેઇને ગયો, પોતાને મંદિર જઇ રહ્યો.
સેજ સુવાની મધ્ય મેડીએ, તે કાગળને ત્યાં ચોઢિયે;
પંદર વર્ષની પરણી નાર, સોળ વર્ષનો શાહકુમાર.
કોડે ઘેર મંગળ કાવિયું, તે ઓને સીમંત આવિયું;
બાંધી રાખડી શુભ દિન સાંચ, થયા મસવાડા પૂરણ પાંચ.
તે દિવસે વિદેશે વ્હાણ, પુર પાટણ કીધું પ્રયાણ;
પિતાને સોંપ્યું ઘરસૂત્ર, પરદેશ વિષે પરવરીઓ પુત્ર.
ઠઠ્ઠા બખ્ખર જાવે જાય, કાળા પાણી અર્ણવ માંય;
એહ વાત અહીંઆથી રહી, ઘેર ઘરૂણીની શીઘ્રગત થઇ.
દિવસ પૂરા થયા દશ માસ, ઈશ્વરે પૂરી તેની આશ;
પ્રસવ્યો પુત્ર રૂડું રતન, તાતથકી સવાયો તન.
અષાઢતણો જ્યમ વાધે મેહ, વાધે એમ દેવાંશી દેહ;
શુકલ પક્ષે જ્યમ વાધે ચંદ્ર, અર્ણવ ભરે જ્યમ વાધે ઇંદ્ર.
ઉત્તરાયણ જ્યમ વાધે સૂર, નરે ભેટે જ્યમ નારી નૂર;
વાયુથી જ્યમ વાધે અગ્ન, ઘૃત હોમે જ્યમ વાધે જગ્ન.
વાધે એમ વણિકનો બાળ, પુત્ર પિતા કરે પ્રતિપાળ
આભૂષણ શોભે તનતણું, રૂપ સ્વરૂપ અનુપમ ઘણું
કાને કુંડળ લોલક લોલ, લક્ષણબત્રીશ કળા છે સોળ;
રઢિયાળું સુતકેરૂં રૂપ, બારે કર્મનો ભોગી ભૂપ.
તેને દેખીને માતા ઠરે, અધિક હેત હૈડામાં ધરે;
હરખે વાધ્યું જોબનપણું, અતોલ તોલ છે તરૂણીતણું.
વાધે રૂપ એમ અપરંપાર, બુધથી વીસાં વર્ષજ બાર;
વિદેશ ગયાં હતાં જે વાહણ, આવ્યાં નગર સમીપે જાણ.
અપરંપાર કમાયો ગર્થ, સર્યો શાહસુતકેરો અર્થ;
કાળાપાણીકેરો માલ, સુત થયો નાણાવટી નિહાલ.
છીપ્યાં વાહણ ખરી ખાડીએ, વાણવટી ઉતર્યો વાડિયે.

દોહરો.

દીપચંદ શાહનો દિકરો, દયાળચંદ દાતાર;
ચતુર શિરોમણિ આગળો, મનમાં કર્યો વિચાર.

જોઉં ચર્યા મુજ ધરતણી, જોઉં કુશળ ક્ષેમ;
જોઉં માત પિતા જઇ, હેડું કરીએ હેમ.
જોઉં મ્હેલ ને મેડીઓ, જોઉં વણુજ વેપાર;
જોઉં ધરૂણી ધરસૂત્રને, જોઉં આચાર વિચાર.
કટાર એક કરમા લિધો,મધરાતે આવ્યો મેલ;
જોયાં મંદિર માળિયા, સધળી શોભા સેલ.
માતુની મેડીએ ચઢયો, દીઠું ઝાકઝમાળ;
દીપક દશ દિશાથકી, ખરીખૂણીનોખ્યાલ.
હીંચોળાખાટ હીરે જડી, પરવાળાના પાટ;
ધમકે ઘુઘરી ઘોર ઘન, સ્ફાટિક મણિના ઠાઠ.
અર્ભકની પાકી અંગુળિ, દેહમા દારૂણ દુઃખ,
મસ્તક માત ખોળા વિષે, અંગુળિ માતે મુખ.
રામા છે રંભા સમી, ભરજોબન છે વેશ;
અંગ ઉર ઉધાડું ઘણુ, શિર છૂટા છે કેશ.
જુલ્ફા છૂટા સુતતણા, ઉપમા જેવો ઈંદ્ર;
જાણે દેવ દેવાશીઓ, જાણે શર્દનો ચંદ્ર.
નિદ્રાવશ બેઉ થયા, એક એક પર હાથ;
આગળી માના મુખ વિષે, બાય ભરાવી બાથ.
સત્તાવીસ વર્ષની સુદરી, જોબન વેપ જણાય,
બાર વરસનો બેટડો, ગુણુ બાવીશ ગણાય.
દયાળે દીલ વિચારીયું, એ જુવતીકેરો જાર;
ભોગવે મારી ભામની,ખરો આણ્યો દિલ ખાર.
માણે છે મર્દને માતુની, અધિપતિ થઇને આપ,
એ પાપીને મારતા, પલક ન બેસે પાપ.
અંતરિક્ષ બારીથી ઉતર્યો, તજ્યું હૈડેથી હેજ;
હીચે નરને નારીઓ, જ્યા સુખસેજા સેજ.
કાઢી કટાર ને કોપીઓ, મારે સુતને જેમ;
એટલે ભીતે દીઠડો, કાગળ ચોઢયો તેમ.

सुन्दरी छन्द.

सहसा विदधीत न क्रियामविवेकःपरमापदां पदम् ॥
वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाःस्वयमेव संपदः ॥

શ્લોક વાંચ્યો ફરી વાણિયે, સહસા ન કરિયે કામ;
સવાલાખ ટકા આપિયા, ચોઢ્યો આણે ઠામ.
સહસા કામ કંઈ નહિ, વિચાર્યું એ વ્રત;
પાછો વળિયો વાણિયો, તે વેળાએ તર્ત.
બીજે દિવસે નગરમાં, વાયે ચાલી વાત;
વ્હાણું વિદેશી આવિયાં, શ્રીમંત શેઠનાં સાત.
સ્વજન સામું આવિયું, ગરગડિયાં નિશાણ;
સુંદર રથ શણગારિયો, જાણે ઉદિયો ભાણ.
આગળ અબલખ અશ્વપર, પોતાકેરો પુત્ર;
કાને મુક્તાફળ કોટિનાં, શોભા વિધ વિધ મત્ર.
માત તાત મોસાળિયાં, સગા સહોદર સાથ;
મોતીના થાળા ભરી, શ્રીફળ લીધાં હાથ.
મળ્યા ભેટ્યા માબાપશું, તેની પાસે તન;
પિતા પુત્રે નવ ઓળખ્યો, મળ્યા મેલીને મન.
પિતાને પૃછ્યું પટંતરે, આ કોણ રાજવી રૂપ;
એ કોણ જનુનીનો જણ્યો, ભારે કર્મનો ભૂપ.
તાત કહે તન સાંભળો, એ છે તારો તન;
કુળદીપક કુળ તારણો, આપણું તન મન ધન.
પંચ મસવાડા પેટથી, તમો ચાલ્યા ચતુરસુજાણ;
ઇશ્વરે એ ઉછેરીઓ, ત્રૂઠીયા દિનકર ભાણ.
અમૃત ઝરિયાં આંખથી, વુઠયા અમૃત મેહ;
અમૃત દૃષ્ટે નિરખીઓ, દિવ્ય દેવાંશી દેહ.
એની પાકી અંગુળિ, નિદ્રા તજી દિન પાંચ;
એક ઘડી કાલે ઉંઘીઓ, શીતલ થઇને સાંચ.
માતામુખમાં આંગળી, પોઢયો પાસા માંય;
એને હરખજ ઉપનો, તેથી આવ્યો આંય.
પછે દુંદભિ વાજતે, આવ્યા હેતે ઘેર;
નરનારી નેહે મળ્યાં, પૂછી સઘળી પેર.
ખોળ કરાવી ખંતથી, જોણે લખીઓ પાઠ;
સવાલાખ પેહલા આપિયા, ફરી આપ્યા લખ આંઠ.

વહાલા દીલમાં દાખજે, જેના નિર્મળ નામ;
સહસાએ કરવુ નહિ, રૂડું ભુંડું કામ.
સુણ્ય રાયની દિકરી, જો ભરત એ બાળ;
હત્યા બેસત શિરપરે, આવત માથે ગાળ
વળિ સુણ્ય રાયની દિકરી, જો છો ચતુરસુજાણ,
અણકર્યું કામ ઉતાવળુ, કરવુ તેહ અજાણ.
દિવસ બેચારસુગા રહો, વળતી કરજો વાત,
સહસા વાર્તા નવ કરો, થાયે મહા ઉત્પાત.

## ચોપાઈ.

વગર વિચાર્યું કરે જો વત, તો તો નિશ્ચે પામે મત;
રાભા પ્રત્યે કહે છે ઋષિ, સુણો ગુરૂજી છો અમ સુખી
એ ઉપર કહુ એક કથાય, જોગ વાત જાણુ છુ જથાય;
દામોદરરાયતણી દિકરી, ભરજોબન તે ગરવે ભરી.
દમળપુરમા રે'તી તેહ, કહું કથા આણીને નેહ;
રઢિયાળી રામા રૂડિ રૂપ, ભામની જોતા ભોગી ભૂપ.
તેના વિવાને કારણે, ખોળો મડપ રચ્યો બારણે;
દેશ દેશના આવ્યા રાય, સુરના જેવી કરી શોભાય.
શુભ શણગારી છે હાથણી, ઐરાવતકેરી સાયણી;
જુવતી પોતે ઝાકઝમાળ, વારૂ કર લીધી વરમાળ.
ઇચ્છાવર વરવાને તેહ, નારીને મન ઉપન્યો નેહ,
પિતા કહે પુત્રીને સાથ, સાભળ પુત્રી મારી. વાત.
દેવીકેરે દેરે જાવ, શિવ પૂજીને સુખીઆ થાવ;
પછી સભામા આવો તમો, સુદર વર દેખાડુ અમો.
ચતુર પુરૂષ કો ચિત્તમા ધરો, તેમાથી ઇચ્છાવર વરો;
સખીઓસાથલીધી દશવીશ, કહી વાત ચઢાવી શીશ.
પૂજા કરવાને કારણે, ખુધ નિધાન ચાલી બારણે;
ઘેર મળ્યા છે નર નરપતિ, છેલ છતવંતા છતરપતિ.
વાટે જાતા કૌતુક હોય, કથી શકે નહિ તેને કોય;
સોદાગર ઉતર્યો વાટમા, હરિકૃષ્ણકેરા ઘાટમાં.

અશ્વ ઊંટ વેચી આવીઓ, મોદાં વેચીને ફાવીઓ;
દરશન કરેછે દેરા માંય, એટલે તરૂણી આવી ત્યાંય.
મીટે મીટ બન્નેની મળી, દીઠે દાદ બેજણની ગળી;
નારી કેહ શું તમારૂં નામ, તમો રહોછો કેણે ગામ.
શો વેપાર ને શી છે જાત, નીચ ઉંચ કેવી તમ નાત;
કહે સોદાગર સુણ્ય કામની, બોળી દીસેછે ભામની.
નાત જાત શું કામ તાહરે, શું સગપણ કરવું માહરે!
પૂજન કરી પાછાં પરવરો, કરતાં હોય તે કારજ કરો.
નાત જાત તો પુછિએ સાથ, વિવા યત્ન કરવો હોય જ્યાંય;
ગામ ઠામ તો પૂછીએ સાર, જે સાથે કરવો વેવાર.
પૂછ્યાનો શો તારે પાર, નહીં વિવાહ નહિ છે વેપાર;
નીચમાં નીચ અકર્મી અમો, ઉંચમાં ઉંચ તરૂણી તમો.
રંકમાં રંક અમો છું રંક, અધિપતિ તમો આડે અંક;
ડાહ્યામાંય તમો ડાહરાં, ઘેલામા ઘેલા ગુણ માહરા.
કુટડામાં કુટડાં છો તમો, વરવામા વરવા તે અમો.

દોહરા.

જાત ભાત ત્યાં પૂછીએ, પૂછીએ ગામ ને ઠામ;
જ્યાં દેવી હોય દિકરી, કરવું વિવા કામ.
હેત ઉપજ્યું હસી પડી, પ્રીતે આવી પાસ;
એકચિત્ત ત્યાં થઈ ગયું, ડાહી સમજી દાસ.
સોદાગર પ્રત્યે સુંદરી, બોલી બાબત કોડ;
તન મન ધન સમરપિયું, જ્યમ પટકૂળે ગોડ.
લઈજા સુજને લાડકા, અકલ ઘણેથી આપ;
અરજ કરે એ વાતમાં, પ્રલે કાળનું પાપ.
પુરૂષ કહે સુણ્ય પ્રેમદા, સહસા કર કયમ કામ;
ચતુરતણાં એ ચિન્હ નહિ, તારૂં મૂરખ નામ.
દાસી કેહે ડાહ્યાં તમો, શી પરદેશી પ્રીત;
રાય તજી રૈયત વરો, રાજ તણી નહિ રીત.
કોઈનું વાર્યું નવ કર્યું, દેકું ન રાખ્યું હાથ;
સાદે બેશી સંચરી, ગઇ સોદાગર સાથ.

સાંઢ સળકાવી સલક્ષણે, સરફ્જ લીધી હાથ;
પરવારીને પરહરી, ગઇ સોદાગર સાથ.
મંડપમાંના રાય સૌ, સજ્જન બેઠા સંઘાત;
તે મૂકીને પરવરી, ગઇ સોદાગર સાથ.
સ્ત્રીની બુદ્ધિ પાનીએ, હૈડું ન રહ્યું હાથ;
મૂકી મેલ ને મેડીઓ, ગઇ સોદાગર સાથ.
માબાપ વાટ જોતાં રહ્યાં, સ્વજન પામ્યા બહુ શોક;
ફટ ફટ ફટ સૌકો કરે, ત્રાહ ત્રાહ કરે લોક.
આવ્યા હતા જે રાજવી, પ્રીછ્યા સઘળી પેર;
મૂરખ જાણી માનુની, ગયા પોતાને ઘેર.
વિનતા ચાલી વાટમા, સ્વામી જાણે શ્રીમંત;
મંદિર પોસ્યાં માનુની, પોચ્યાં પાર અનંત.
તે મંદિર માલુકારનું, ઘરમાં સાળ બે ચાર;
છએક નાનાં છોકરા, નીચ જાત એક નાર.
જુવતી તે ઝાંખી પડી, દીઠી નહિ રૂડી રીત;
કહે અલ્યા તું કોણ છે, પરહરી પળમાં પ્રીત.
કયમ લાવ્યો મુજને છેતરી, કર્યું કયમ કૂડું કામ;
જાત ભાત પૂછી અમો, કહ્યું ન સાચું નામ.
તું તો જાતનો ઢેડ છે, હું રાજાની પુત;
છેક નીચ તું ઉંચ હું, કયમ ચાલે ઘર સૂત.
મેઘવાળ કેહ સુણ્ય માનુની, મેં ચેતાવી આપ;
તેં મારૂં નવ સાંભળ્યું, તેમાં તારૂં પાપ.
નારી કહે રે નીચ જન, પાછો વળ પૂરમાંય;
સોંપ મને શિવ દેહરે, આપણ બે મળિયાં જ્યાંય.
જ્યમ આવ્યા ત્યમ જાવ સુંદરી, શીદ આવ્યાં અમ સાથ;
કોણે સુખપાલ મોકલી, હેતે શ્રીફળ હાથ.
કાપડ વણો રે કામની, કરો ઘરકેરાં કામ;
તો આ મંદિર તાહરૂં, રહો ઠરી આ ઠામ.
પાન ફૂલ સુગંધ શું, લીંચો હીંદોળા ખાટ;
તો જાવ તમારા તાત ઘર, દેખાડી દેઉં વાટ.

નથી તેડવા આવિયો, નહિ આવું મૂકવા કાજ;
ગમે તો કરો મજૂરીઓ, ગમે તો કરો રાજ.
નારી નીચ સ્વભાવની, કરે તે સહસા સંગ;
કાયામાં તે કળકળે, એ તો કોનો ઢંગ.
કામિની મનમાં કળકળી, કરમાં લીધ કટાર;
માર્યા બે ચારેક દેડને, પાડયો ભૂમિ ભરતાર.
કટાર પોતાની કૂખમાં, ઢગલો થઇ પડી તર્ત;
સુખ સાગર સર્વે તજી, માતુની પામી મર્ત.
આપઘાત હત્યા કરી, ઘણા પાપમાં ગર્ક;
સહસા કામ કર્યાથકી, નારે ભોગવ્યું નર્ક.
રાજસપદ તેણે તજ્યું, તજ્યું સુખ શરીર;
જોબનપણે મરવું પડયું, નારી ઉતાર્યું નીર.
પરાણે પ્રાણ તજવો પડયો, લક્ષ ગમાવી લાજ;
સહસા કામ કર્યાથકી, એકે ન સુઝે કાજ;
રાણી કેહ ઋષિ સુણો, શીદ પૂરો છો સાખ;
એક વાત તમો કહી, એવી હું જાણું લાખ.
કહ્યું મારૂં જો નવ કરો, વેદ લગાડો વાર;
કોપ કરીને કામની, લીધો કરે કટાર.
માર્જન કર્યું તે માતુની, પૂજ્યા દેવ દઢ ઇશ;
આત્મઘાત અમો કરૂં, તે હત્યા તમ શીશ.
એક વિપ્ર બીજો વણિકસુત, વિચાર કરે મન આપ;
સ્ત્રી સંગતથી સુખ ગયું, પ્રગટયા પાચે પાપ.
એકે વાત નવ ઉકલે, એકે ન પડે સુઝ;
પંડિત પ્રોઢા પ્રાક્રમી, ઘણી વિચારી ગુજ.

ચોપાઈ.

તરૂણી એ શું સુઝયું તને, વણ વાંકે મરાવે મુને;
કાં કરે તાત માહરો વાંઝીઓ, ગુણ મારો સઘળો ગાંઠીઓ.
ખરો પ્રગટાવે તું ક્ષયરોગ, ભોગવગો નહિ એકે ભોગ;
અફળ અવતાર તે તારો થશે, જીવ અખૂટે મારો જશે.
એ કયમ ચાલે અવળો આક, તું રાજા ને હું તો રાક;
કાં કરાવે મારી ઘાત, વનિતા કહું તે સાંભળ વાત.

એ ઉપર હું કહું આખ્યાન, વનિતા તેનું કર વિખાણ;
હિમાચળ પાસે એક પાહડ, તે દેખીને ધ્રુજે હાડ.
એક સિંહ રેહતો તે ઠાય, પર્વત લતા ગંભીર છે ત્યાય;
સિંહિકા એક તેની સુંદરી, ભરજોબન તે ગરવે ભરી.
ચારા કારણ ગઇ એક દિશ, ભક્ષે નિત્ય હરણના શીશ;
ગઇ સિંહિકા વન જાહરે, વન વનચર નાઠા તાહરે.
એક મૃગલો થાકી હેઠે પડ્યો, સિંહિકાકેરે ચિત્તે ચઢ્યો,
સુંદર શિંગડા સુંદર દેહ, નારીને મન પ્રગટ્યો નેહ
કામની કાયા પ્રગટ્યો કામ, હરી રહી નારી તે ઠામ,
મૃગને તે કિંકર કાપિયો, ચંતનીએ હૃદે ચાપિયો.
આસના વાસના કીધી ઘણી, વળી ચેતના મૃગલાતણી,
તે મૃગને આલિંગન દીધ, કામનીએ કરૂણા બહુ કીધ.
ત્યારે મૃગલો બોલ્યો વાણ, સાભળ ચતુરા ચતુરજાણ,
નારી તારૂં નેન નિરખિયું, પ્રમદા તારૂં મન પરખિયું.
વિપરીત વાતતણો એ આંક, તું રાજાને હું તો રાંક,
હું કીડી ને તું તો ગજ્જ, તું મણિધર હું મેડક મચ્છ.
તું શાર્દૂલ ને હું અળસિયું, તું કુંડા ને હું કળશિયું;
તું મેરૂ ને હું કાકરી, હું ચાકર ને તું ઠાકરી.
એ વાતે તુજને હાણ અપાર, વનિતા એ તો નહિ વેવાર;
તારી ઇજ્જત ઓછી થશે, મારો જીવ વણ ખૂટે જશે
ઘણા કર્યા મૃગવે પ્રતિબોધ, કીધો કામનીએ મન ક્રોધ,
કામની અંધ ન દેખે આખ, તે શામા તો નવ રહે સાખ.
નારીમા તો નીચજ બુધ, સ્ત્રી માણસમા તે શી શુદ્ધ.

છપ્પા

પંડિતકેરી નાર, મુરખશું મોજે માણે,
કુળવંતાની કામ, તેહ પામર પરમાણે,
જશવંતાની જુવતી, વાણોતર સાથ વગુંવે,
નરપતકેરી નાર, ગુલામ ગોલાશું ગધે.
વળી શૂરાકેરી સુંદરી, કાયરશુ કાયા દીએ;
સામળ કહે સ્વભાવ સ્યામાતણો, બુધહીણી તે કયમ બીએ.

### ચોપાઇ.

તે તારુણીએ લજ્જા તજી, બાળપણી મૂઝલાને બજી;
પૂરણ પ્રીત દેખાડી પેર, તેડી ગઇ પોતાને ઘેર.
સિંહ સ્વામી આવ્યો આહશર, પ્રતાપવંતો પરાક્રમી પૂર;
પતિના કેડ એ મારો વીર, સિધિગ્ન હતુ એનું શરીર.
એ ઉપર મુને આવી દયા, કુશ બોલ કેઇ આગળ કહ્યા;
મેં બોલ્યો એને બાંધવ કહ્યો, રંક ગઇને તે ઘર રહ્યો.
સ્ત્રીચરિત્ર તો અપરંપાર, માને તે ગર્ધવ ગમાર.

### છપ્પો.

ઘડીએકમાં કહે વીર, ઘડીએકમાં કહે મામો;
ઘડીએકમાં આપે અર્ધું, ઘડીએકમાં સર્વે સામો;
ઘડીએકમાં લશ લહે, ઘડીએકમાં નરવશ આપે;
ઘડીએકમાં દહે તાન, ઘડીએકમાં કંઇ કરી થાપે;
ઘડીએકમાં અમૃત અર્પીને, ઘડીએકમાં વિષ તો દીયે;
પરણ્યો મેલી પરશું રમે, બુદ્ધડીશ્રી તે કયમ બિયે.

### ચોપાઈ.

હેત ઘણું નારીને હોય, સિંહ તેની નિસ-વાસર જોય;
બત્રીસ લક્ષણે મનમાં લહ્યું, કો આગળ તેણે નવ કહ્યું.
જોગો પ્રપંચ તે નારીતણો, રહિયાળો રીસભરાણો ઘણો;
એમ કરતાં તો બહુ દીન ગયા, સર્વસુધીનો સુણ્યો આ રહ્યા.
જે જ્યમ થયું તે સમ સહ્યું, કયે કામની આગળ કહ્યું.

### છપ્પો.

છાની નવ રહે વાત, રીત રૂડી કે ભૂંડી;
ઘરમાં કરીએ ગુંજ, દેશમાં વધે કુંડી;
છાનો ન રહે સ્વભાવ, શૂર કાયર કે દાતા;
છાનું ન રહે છિદ્ર, તાન બન્નિ કે ભ્રાતા.
વળિ છાની વિદ્યા રહે નહિ, લીલા લેર લક્ષ્મીતણી;
હડકાયું પાપ છાનું નવ રહે, ખોદી દાટીએ ભૂમિ ખણી.

### ચોપાઈ.

સિંહે ચર્યા જોઈ તેતણી, ધણીઆણીએ કીધો ધણી;
પૂરી નીશાં પોતાની કરી, નેહશું બોલાવી તે સુંદરી.
બોલ્યો મધુરે વચને વેણ, ચતુરાસંગ ચમકાવી નેણ;
જે ઘરમાં બાંધવ રાખ્યોતમો, તે ઉપર રીઝું છું અમો.
એના કુટુંબ પરિવાર છે ઘણાં, તે તો પિયેરિયાં તમતણાં;
તે રેતાં હશે વનમાં દુઃખે, તમો જોખ કરશો છો સુખે.
તેહ આપણો નહિ વેહેવાર, તેડી લાવો બાંધવ પરિવાર;
જુવતીએ સગાં જાણીઆં, એકસહસ્ર મૃગલાં આણીઆં.
તે હિમાયતી થઇ આવિયાં, ભામનીના મનમાં ભાવિયાં;
સ્ત્રીનાં વેર તો નવ સાંખીઆં, મસળીને મારી નાખીઆં.
વનચર રહેતાં વનમાં ફરી, ભુંડાથી સર્વે ગયાં મરી;

### છપો.

વેરી ધન દેનાર, વેરી જે ખાએ ચાંડી;
વેરી દુઃખ દેનાર, વેરી કરે વાતો આડી;
વેરી તાત હણનાર, વેરી જે ભોમ મુકાવે;
વેરી ખુવે વેવાર, વેરી અવસર ચુકાવે;
અનેક વેર એવાં અધિક, હાડ વેર શું કહું કથી;
સામળ કહે વેર વ્યભિચારનું, તે સમોવડ કો એકનથી.

### ચોપાઈ.

તે પ્રમદાનું પાણી ગયું, મૃગનું કુળ નિકંદન થયું;
તેવો મળિયો મારો જોગ, ભામની તારા મારા ભોગ.
તમારૂં દૈવત ખોશો દિવ્ય, વણ ખુટે જાશે મમ વ્ય.

### દોહરા.

વનિતા કહે સુણ્ય વાણીઆ, રો કાહારપણ કાપ્ય;
આંચ ન આવે આપને, વચન થીર કરી થાપ.
કહું વાત પરંતરે, તે તું સુણજે કાન;
તુજ સારે તન આદરૂં, મનમા રિખે માન.

## ચોપાઇ.

કહું એક તને રૂડી કથા, જોગ પુરૂષને ગમતી જથા;
મહાવનમાં એક રહેતો વાઘ, અજિત અભેદી પોતે ડાઘ.
શાર્દૂલ નવ હઠ્યો શેર, આખું વન કીધું છે જેર;
પાડે ત્રાસ કોઈ ધંધે ધાય, દશ વીસ જનાવર નિત્યે ખાય.
કોય ચારો કરે નહિ સુખે, દોહલા દિન કાઢે છે દુઃખે;
કોણે નવ પાણી પીવાય, કોણે સુખે નવ નિદ્ર થાય.
અહરનિશ વાઘ તે વન ફરે, ઘાત જનાવર કેરી કરે;
સહુ જનાવર મળિયાં વન, કર્યો વિચાર માહો માંહ્ય મન.
આપણ પટેલ કરી થાપીએ, એક જનાવર નિત્યે આપીએ;
ત્યારે તો સુખે રહેવાય, જો વારાફરતી નિત્યે જાય.
વિચાર કરી તેડાવ્યો વાઘ, નિત નિત એક જનાવર લાગ;
તારી ગુફામાં આવે એક, શેર સમજાવ્યો કરી વિવેક.
જેનો વારો તે નિશ્ચે જાય, શેર આરોગી સુખીઓ થાય;
એમ કરતા દિન બહુ થયા, જેનો વારો તે નિત ગયા.
એક દિવસ શિયાળ ખોડિયો, તેનો વારો આવી જોડિયો;
પેહલે દાડે તેને કહ્યું, તારૂં આયુષ આવી રહ્યું.
ખોડે પગે તે કેમ હીંડાય, એકે દહાડે નહિ જવાય;
પેહલે દાડેથી જાઓ તમો, સૌકો આજ્ઞા આપું અમો.
રામરામ કહિ ખોડો ચાલિયો, મન સાથે માહું માલિયો;
પડી રાત એક આવ્યું અર્ણું. એક ગુફામાં બેઠી હર્ણું.
તેની ગુફામાં વાસો રહ્યો, ત્યાં તો એક તમાસો થયો
એક પુરૂષ ને એકજ નાર, હરી રહ્યાં એ તેણે હાર

## છપ્પો.

અગ્નિ આગળ ઘૃત, તર્ત ઉકળે તે તાપે;
મીની આગળ પય, કયમ રહે આપો આપે;
તસ્કર આગળ દ્રવ્ય, તેહ અરણ્ય કયમ મૂકે;
તીતર આગળ બાજ, ચોટ કરે નવ ચૂકે.
જ્યમ લોભી પાસે લોભ લક્ષ, ત્યમ કામી પાસે કામની
કવિ સામળ કહે સોબત મળે, જાય તેની કયમ જામની

ચોપાઈ.

ખોડુ શિયાળને સાઝી હર્ણ, રહ્યાં રાત વાસો કરી કર્ણ;
ગુણે ગુણ મળ્યો તેહનો, જાતિ સ્વભાવ દાખ્યો હેહનો.
જાતિ સ્વભાવ ન મૂકે કોય, જો કીડીથી કુંજર હોય.

છપો.

કેમર ક્યારા માહિ, બરાસ કસ્તુરી બહેકે;
પાછળી કનકની પાળ, લક્ષધા મોતી લહેકે;
નર્મદા ગંગા નીર, ઝવેર જડીત્રજ ઝારી;
સોળ કળા શુભ રૂપ, મિચે નરપતિની નારી.
એમ કરતાં તે ઉગિયો, લસણ છોડ લાખે લટે;
બદબોઈ ઉઠે બહુ ઘણી, સામળ સ્વભાવ તો નવ મટે.

ચોપાઇ.

હરણિ શિયાળે કીધો સંગ, રાતે રમ્મા રૂડો રંગ;
પ્રાતઃકાળ થયો જાહરે, કેહ હરણી વાણી તાહરે.
હું એકલી ને તું પણ એક, રહિયે એકઠાં વામ વિવેક;
કાળક્ષેપ કરીશું ઘણી, થઇ રેશું ધણીઆણી ધણી.
ત્યારે શિયાળ ખોડો બોલ્યો, મનતણો પડદો ખોલિયો;
વાઘ પાસે વારો માહરો, શાને સંગ કરૂં તાહરો.
સાચી વાત કહું છું તુંને, વાઘ ભક્ષ કરશે તે મુને;
રહ્યાકેરો કાંઈ નથી લાગ, વાટ જોતો હશે તે વાઘ.
એમ કહી ખોડો ચાલિયો, તે હરણીએ દ્રષ્ટે ઘાલિયો;
એક રાતની પુરણ પ્રીત, થઇ અતોલે વારૂ રીત.
હું જીવું ને એ નર મરે, અરે દૈવ અણઘટતું કરે;
એક રાત રહ્યો શિયાળ, હું જીવીશ હવે કેટલા કાળ.
હું પણ એની સાથે જાઉં, એની ગત તેવી હું થાઉં;
એમ કહીને ચાલી સાથ, એક એકને વળગી હાથ.
વાઘ ગુફામા જૂએ વાટ, આજ કોઇ ન આવ્યું શામાટ;
એટલે બેજણ દીઠાં તેહ, મનમાં ઉપજ્યો છે સંદેહ.
આજ તમે બે ક્યમ આવિયાં, અદકું ભક્ષ તે ક્યમ લાવિયાં;
માડીને કરી તેણે વાત, એકઠાં રહ્યાં અમે એક રાત.

એક રાતનાં નર ને નાર, હરણી કેહ પેલી મુજને માર;
કેહ છે ખોડો કહું છું તુને, પ્રથમ ભાઈ માર તું મુને.
કહી હકીકત રૂડી રીત, એક રાતની પૂરણ પ્રીત;
ખોડો કેહ મુને,હરણી કેહ મુને, બ્રહ્મહત્યાદિક પાતક તુને.
તે વાઘને આવ્યું જ્ઞાન, મર્કુ જીવતાં દઈને માન;
વચન તેના નવ ચૂકિયાં, એ જણને જીવતાં મુકિયાં.
તે તો હતી પશુની જાત, હું તો છું માનવ વિખ્યાત;
તારે જીવ્યે જીવું અમો, તારા મનમાં માનો તમો.
તારે સુખે મુજને સુખ, તારે દુઃખે મુજને દુઃખ;
શિવ આજ્ઞા કહું છું સાચ, આવવા નહિ દેઉં તુજની આંચ.
મારૂં કહ્યું જો તેં નવ કર્યું, તો તારા સમ નિશ્ચે મરૂં;
એક પંડિત બીજો પરધાન, કથા સાંભળી તેણે કાન.
એકે વાત મનમા નવ ધરે, ના કહિયે તો નિશ્ચે મરે;
હા કેહતામા કોપે રાય, પીલાવે સૌ ઘાણી માય.
અધિક દુઃખ અર્ણવમા પડ્યો, નારીના હાથી તે નડ્યો.

દોહરા.

પંડિત કેહ સુણ પ્રેમદા, કરો વિખાણ શાં મોય;
નારી કોની છે નહિ, તું પણ કોની હોય.
જશ જીવ જર સમર્પતાં, તન મન ધન દે હેત;
પ્રેમદા પોતાની નહિ, કબહુક તો જીવ લેત.
કબહુક રંગ ચઢાવતી, કબહુક કટાવે શિશ;
પ્રેમદા ન સાચી જાણીએ, વેદ પુરાણે સિદ્ધ.
માયારૂપ એ માનની, જોઈ કરોડો લાખ;
કોઇ થઇ નહિ થાશે નહિ, કહું તે ઉપર સાખ.
મદનમોહના સાંભળો, ભણું ભલેરી ભાત;
આખ્યાન કથા એ ઉપરે, વિપ્ર કહે છે વાત.
સંભર દેશતણો પતિ, માનસંગ મહા માન;
માનીતો મહીપતિતણો, ગંગસેન પ્રધાન.
શૂર પૂર સામદ સુભટ, ધર્મ ધુરંધર ધીર;
અનમી અતલિબળ અધિક, વીરતણો જે પીર.

તાતી તરવાર બાંધે તરણુ, કમરે બેજ કટાર;
ભાલો ઉછાળે ભૂપતિ, હોંશી હિત હથીઆર.
કમાન કર તેર ટંકની, ભલકો સવાશેર;
બાણાવળિ બળિયો બહુ, મોટમકેરો મેર.
અફીણ અઢી પૈસા ભરે, ખાય ખાંતથી ખેલ;
સ્નાન સમે મર્દન કરે, સવાપાશેરેક તેલ.
દૂધ સવામણ નિત કઢે, સાકર શુભ શેર પાંચ;
પ્રાશન કરે પ્રભાતમાં, અતલિબળ એ આંચ.
શિકાર રમે નિત શેરનો, મણિધર મણિ મરોડ;
જીતે જોરાળા જોધને, હાંકી જીતે હોડ.
કરે કામ મન ચિંતવ્યાં, અજીત કેવાયે આપ;
દેહ પુરૂષ ઘણું દુબળો, છેલ પુરૂષમાં છાપ.
અન્ન અઢીપાશેર જમે, પાકે તોલે તર્ત;
સાત પૈસાભાર વાવરે, ઘણે રૂડેથી ધૃત.
પાન ખાય નિત પાંચસેં, તેજાનો ત્રણ ટાંક;
સુખ સાગર શોભા ઘણો, અલખત આડે આંક.
સાત જોજન સંભરથકી, ગાડા નામે ગામ;
ઈંદ્રસેન તેનો અધિપતિ, નિર્મળ નરપતિ નામ.
દૂધાં તેની દિકરી, બુધસાગર વર્ષ બાર;
કુંવારી તે કન્યકા, કીધો મન વિચાર.
પરણે નહીં તે પ્રેમદા, વિપરીત થઇ છે વાત;
એક દિવસ શિક્ષા કરી, માત તાત ને ભ્રાત.
તું શામાટે પરણે નહિ, એ તારો નહિ તોલ;
જો તું કેહ તે પાળીએ, બાઇ તમારો બોલ.
પ્રેમદા કેહ પરણું અમો, કંથ જોઇને કોડ;
બોલ્યું પાળું પળાવવું, હઠ હિમત નહીં હોડ.
માત તાતે મંડપ રચ્યો, સ્વયંવર શુભ પેર;
દેશ દેશાવર ગામના, મહીપતિ તેડયા ઘેર.
પદ્મની પૂરણ પ્રેમદા, સતીશિરોમણ સાર;
ગુણરૂપે ગંભીરતા, પ્રાક્રમ અપરંપાર.

એવું જાણી આવિયા, રાય રાણા ને રંક;
મળ્યા અતિશે મહીપતિ, અલેખે આડે અંક.
વર રૂડા વરણાગીઆ, આવ્યા ઓપાવી અંગ;
તે જોયા જુગતે કરી, ગયો ગુણવંતો ગંગ.
અશીણું નર તે આકળો, મેલો ઘેલો વેશ;
ગુણ જાણે સૌ ગંગના, દક્ષિણ ઉત્તર દેશ.
ભાટ ચારણ ભલો કહે, રૈયતકેરો રામ;
ગુણ સાગર ગુણ ગગના, નવે ખંડમા નામ.
પાઘ સમારે પાક્રમી, બેઠો છે એકાંત;
પરણ્યા ઉપર પ્રીત નહીં, નહિ ભામનીની ભ્રાંત.
કર વરમાળ તે કન્યકા, જોતી જોતી જાય;
તેજ બિંબ તરતીબતર, રાયાંકેરો રાય.
બુધનિધાન બેઠો હતો, નારીને મન નેહ;
કોણ દેશનો દેશપતિ, દિવ્ય દેવાંશી દેહ.
દેખાડયો તે દાસીએ, માનની દીધાં માન;
સમરકેરા સ્વામીનો, પુનવંતો ગંગ પ્રધાન.
પગ ખેંચી રહી પ્રેમદા, પુરૂષ દેખતાં પાસ;
પોતે લાજ કરી રહી, ડાહી બોલી દાસ.
કુંવરી પુછે સુખથી, ઉત્તર આપો આજ;
વરમાળ આરોપે કંઠમાં, લેશ ધરો મા લાજ.
ગંગ કહે સુણય ગુણવતી, પૂછ ગમે તે પેર;
પરણજે બીજો પરાક્રમી, ગંગ ન રાખે ઘેર.
શામા તુજ સરખી સહસ્ત્ર, પરણી છે મેં પ્રીત;
એક નાડે કો નવ રહી, રામાની એ રીત.
ગુણવતી કેહ ગંગ સુણ્ય, બોલો મોટા બોલ;
નવખંડના નરપતિ મળ્યા, નહિ રહે તારો તોલ.
નીચ નારી શેણે કહો, એ તો મોટી રાઢ;
એક નાડે સ્વામી રહ્યો, તે મુજને દેખાડય.
સ્વામી કાર્તિક હનુમાનજી, લક્ષ્મણ ને શ્રીરામ;
જનક બીજા શુકદેવજી, એ નર અસલી નામ.

મતહીણા જે માનવી, અન્ન અહારી અતિશ;
દેખાડો તે દેશમાં, જે જશ લેયણ શિશ.
અસામર્થ્ય સાધુ સહુ, કુંવારા કંઇ ક્રોડ;
વૈભવમાં વનિતા તજી, તે તો જવલ્લે જોડ.
ઇંદ્રઘેર ઘરૂણી અપ્સરા, ઇંદ્રાણી શુભ જોગ;
ગરીબ ગૌતમ ગોરડી, ભામનીમાં શું ભોગ.
પરાશર બહુ પરાક્રમી, ખરો જેહનો ખેલ;
વિમળ જાત વિપ્રે તજી, માંછણ માંહિં મેલ.
રાવણ મોટો રાજવી, મંદોદરી શું માણ;
એંશી લાખ તો અણવરી, પરવશ પડીઓ પ્રાણ.
કીચક સાળો રાયનો, આઠશત સ્ત્રી સાથ;
મોહ પામ્યો મૂરખ થયો, સૈરંધ્રીને . સાથ.
વાળી વિકટ વાનર વિશ્વમાં, બળ બુદ્ધિ બનાવ;
જીવ સહિત જશે ગયો, ભાભી ઉપર ભાવ.
એવાં કહું હું કોટિધા, જો છો ચતુરસુજાણ;
ચતુર નર તે કયમ કહ્યા, મારે મન અજાણ.
અર્જ કરૂં ઊભા અમો, જોડીને બે હાથ;
એક રામા ઉપર રોહ તમો, તો સ્પર્શ કરૂં તમ સાથ.
બુધ કરો બીજી પરે, તે દિવસે હું તાજ;
એક નાડે સ્વામી રહો, સ્પર્શ કરૂં તમ આજ.
ગંગ કહે સુણય ગોરડી, પરણ્યા પર નહિ પ્રીત;
સભામાં સાચાં થયાં, તે નહિ રૂડી રીત.
કેહશો કોયેક મળ્યો નહિ, પ્રતિજ્ઞા પાળક પેર;
તે માટે પરણું અમો, રાખું મારે ઘેર.
સભા દેખતાં સાસું કહું, ભેદ બજાવું બાક;
નર બીજો નિરખો તમો, નિશ્ચે કાપું નાક.
કરૂં પરીક્ષા પલકમાં, દિલ જાણું જે દીશ;
તે દાહડે તમ બારતું, નિશ્ચે છેદું શીશ.
પછે નાક નારીતણું, અલપ કરૂં હું આપ;
સભા સહુકો દેખતાં, કહું તે તમને પાપ.

નારી કેહ સુણ્ય નરપતિ, ખોટા સમ શા ખાય;
દેશપતિ સૌ દેખતાં, પાણી તારૂં જાય.
કુળવંતી હોય કામની, ચાતુર ચતુરા પંથ;
ધરતી ઉલટી થાય તો, કરે ન બીજો કંથ.
કામ કરી કહું કંથજી, સમજો સમશા અંશ;
પૂરવથી પશ્ચિમ ઉદે, કરે ન બીજો કંથ.
સતીઓના આધારથી, મહી પર વરસે મેહ;
સૂર, ચંદ્ર ને શ્રીપતિ તપે, દૈવત સતીનો દેહ.
પાકે ધાન સતી સતે, અર્ણવ રેહ મર્જાદ;
સતી આધારે મેદિની, શીદ કરે છે વાદ.
જો જુવતી જારી કરે, ડાહી હોયે દિશ;
બાથ ભરે બળિયા તણી, છેદાવે સ્વામી શીશ.
સ્વામીને સાસો પડે, જીવ્યાકેરો જાણ;
નારી નાક છેદે કયહાં, ન રેહે તેનો પ્રાણ.
પિંડ રાખવો દોહલો, તો નાક ઉપર શી ચોટ;
રેહતો પુણ્ય પ્રતાપથી, સ્વામીની શી - ખોટ.
પ્રધાન કેહ સુણ્ય પદ્મની, લેશ મા પામો લાગ;
દર દર નોયે ભૂપકા, ક્યાંક નમેરો નાગ.
પુરૂપ હોય પૃથ્વી વિષે, શિર બાંધે જે પાઘ;
સુલતાન શેર કો એક જન, સિંહ સોહંતા વાઘ.
અરસપરસ એ જણતણાં, વચન સાંભળ્યાં વેદ;
ભાર રાખ્યો સૌ ભૂપતિ, ભ્રાંત ન રાખી ભેદ.
વરમાળ આરોપી વિધ વિધે, પરણ્યા રૂડી પેર;
પટરાણી કરી પ્રીતથી, રાખી પોતા ઘેર.
રીતભાત કોડે કરી, આપ્યા ગર્થ ભંડાર;
વાત ચાલી એ વિશ્વમાં, નર તેવી એ નાર.
જોડું એ જુગતાઇનું, જ્યમ ઇંદ્રાણી ઇંદ્ર;
જ્યમ રતિ કામ રંજિત રેહે, જ્યમ રોહિણી ચંદ્ર.
નેહ વધારે નિતે નિતે, જીવ એક બે દેહ;
જ્યમ જળ સાથે જળચરા, જ્યમ દાદુર ને મેહ.

જયમ કોયલ ને આંબવન,' જેમ મેઘ ને મોર;
પળ પળ વાધે પ્રીતડી,' જયમ ચંદ્ર ચકોર.

છપ્પો.

વિદ્વાને વિદ્વાન, મળે તો મહા સુખ પામે;
સાધુ સાથે સાધુ, મળે તો મહા દુઃખ વામે;
પવિત્ર સંગ પવિત્ર, મળે તો પુણ્ય પ્રમાણે;
સાચા સાથે સાચ, મળે તો જશ એ જાણે;
વળી કામી સાથે કામની, જૂઠા સંગ જૂઠા મળે;
ગુણે ગુણ જેવા જુગતમા, ભાવ સ્વભાવ ભેળા ભળે.

ચોપાઈ.

બુધસાગર બેનો બનાવ, મતી શરાનો એહ સ્વભાવ;
વાણી પ્રીત અતિશે ઘણી, કરે રાજ ઘણીઆણી ઘણી.
સ્વામીની કરે બહુ સેવ, દિલથી કંથને જાણે દેવ;
તન મન ધન ને સોપે પ્રાણ, બોલે અમૃત સરખી વાણ.
જમાડીને વળતી જમે, રમત રાજ રીતિની રમે;
પાણી પાઇને વળતી પીએ, લાવો નિત લાખેણો લીએ.
પોરાઢી ને પોઢે સેજ, હૈડા સાથે આણી હેજ,
મુખ મધુરાં ગાયે ગીત, પ્રિય જનને ઉપજાવે પ્રીત.
કરે ચેન ચતુરાઇતણા, નરશું નેણ નચાવે ઘણા;
હાવભાવ રજનીએ થાય, પય સાકર તે પ્રેમે પાય.
મુખડુ જોઇને દાતણ કરે, એક એક દેખી મન ઠરે;
એક એક દીઠે ભાગે ભૂખ, વણ દીઠે થાયે મહા દુખ.
એક ઘડી અળગાં નવ થાય, રાતે વાસો કંઇ ન રેવાય;
શિકાર જાય તો આવે તર્ત, વનિતા સાથે એવું વ્રત.
તે સૌ જાણે બાધું ગામ, નરનારીતણું જે નામ;
આનંદ કરતાં બહુ દિન ગયા, સમાચાર વળતા શા થયા.

છપ્પો.

અતિશે જેમા રૂપ, તેહને કુરૂપી જાણો;
અતિશે ડાપણુ અંગ, તે મૂરખ પરમાણો;

અતિશે સુખ શરીર, તેહને દુઃખ દિલાસો;
અતિશે જેને પ્રીત, તેહને વેર વિલાસો;
વળી અતિશે જેને લાડછે, તે રઝળે છે ઘેર ઘેરનાં;
સામળ કેહ અંકારી લોભીઆ,તેપરઠે દુઃખ પેરપેરનાં.

દોહરા.

એક દિવસ તે રાયજી, સંભરકેરો સ્વામ;
જાવું જરૂર પરદેશડે, અટકાઇતણું છે કામ.
સેન સજ્જ કરાવિયું, ડુંડી ફેરવી નરેશ;
સાથ આવે સામંદ સહુ, પરમૂલક પરદેશ.
કેસરીઆ કપડા કર્યા, જ્યમ જાવું હોય જાન;
શિરપેચ બાધ્યા શિરપરે, ત્રિવિધ મેલ્યાં તાન.
બીજા સાથી બોલીઆ, મહીપતિ ખોશો માન;
એ કયમ સાથે આવશે, પુરપતિ જેહ પ્રધાન.
પ્રેમદા સાથે પ્રીત છે, તેને કયમ દુભાય;
એક ઘડી અળગો રહે, નારી અન્ન ન ખાય.
મુખ દીઠે ભોજન કરે, મુખ દીઠે પીએ નીર;
તે તો એકલી કયમ રહે, જેતું એક શરીર.
પુરપતિએ પ્રધાનનું, હસતું દીઠું મુખ;
કેહ આ સૌકો શું કહે, દેહ ન ધરશો દુઃખ.
અવાચે તો આવજો, નિકર કેહજો નાય;
વેચાણ છો વનિતાતણા, કેહ છે સર્વ સભાય.
આગલી દુભણ સાયરી, વારૂ કોહ સૌ મત;
સકળસભાજન સાંભળે, તમો કહોની તર્ત.
ઉંગે મન વિચારયું, હમણાં કશું નાય;
હસી પડે સભા સહુ, પાણી પંચમાં જાય.

છપો.

નારી વશ જે નાવ, તેહ બુદ્ધિનો બૂઓ;
નારી વશ જે નાવ, તેહ ભૂંડામા ભૂંડો;
નારી વશ જે નાવ, રાયપણુ રાંડ સરીખો;

નારી વશ જે નાવ, પુરૂષપણ પશુ પરીખો;
વળિનારી વશ જે નાવલો, દામણો દીસે દેહનો;
સામળ કેહ સ્વામી છત્યો સુંદરી, અફળ અવતારછે એહનો.
જુવતીએ છત્યો જન, તેહ પામર પરમાણો;
જુવતીએ છત્યો જન, ચતુર પણ મૂરખ જાણો;
જુવતીએ છત્યો જન, કાર ધરે છે કોડે;
જુવતીએ છત્યો જન, તે છતે નહિ હોડે;
જન જે જુવતીએ છતીઓ, ભાર ફીરત જશનો ગયો;
સામળ કેહ નારી છત્યો નાવલો, તે તરણાથી હળવો થયો.

## ચોપાઇ.

ગંગે એમ વિચાર્યું મન, હું પણ જુવતી છત્યો જન;
ડાહપણ મારૂં વેતું ગયું, હસારત સભામા થયું.
નારી નેહથી જાંખા થયા, રાય રાણા સૌ જોઇને રહ્યા;
પ્રધાન પોતે પ્રાક્રમી બહુ, રાય સહિત જોઇ રહ્યું સહુ.
સ્ત્રી સંગથી અવળું થયું, ડાહપણ વેતે પૂરે ગયું.

## દોહરા.

ગંગ કહે ઘેલા તમો, પ્રીછો નહિ કંઇ પેર;
સભામાંથી સહુ ચઢો, રખે જાઓ કો ઘેર.
આજ્ઞા માગો સ્ત્રી કને, તે રાવત નહિ રાંડ;
અશ્વ ચઢો સૌ આ ઘડી, મોના શું કોહ માડ.
દશ ડગલા આગળ અમો, ભૂપતિ સાથે ભાર;
એમ કહીને એકલો, આપ થયો અસ્વાર.
કાયે કેસરિયાં કર્યાં, લબાડી જન લવંત;
બકવા કરે તે બાપડો, હ્રદે આપ હસંત.
ગાજ્યા મેહ વરસે નહિ, ભસ્યા કૂત્તા ન ખાય;
થોડા બોલા રણ ચઢે, ઘણા બોલા ઘર જાય.

## છપ્પો.

તાતી બાંધી તરવાર, પછી નાસે સૌ પહેલો;
તાતી બાંધી તરવાર, વળે વાટેથી વહેલો;

તાતી બાંધી તરવાર, ગુણુ પોતાના ગાએ;
પડે ઉગમણી બૂમ, આપ આથમણો ધાએ;
વળી વાંકાં બાંધે પાઘડાં, ચંચળ થઇ પરઘમ્ર ચઢે;
નાખી હથિયાર તાસે ઘણા, જ્યારે ઘાવ શિરપર પડે.
ગાંડા ઘેલા ગુણવંત, મેલી મોટમ મન માણે;
નહીં ટેક તરતીબ, અહંપદ મન નવ આણે;
વાંકા ચુંકા ન થાય, વેણુ નવ વાંકાં બોલે;
પોતે નવ થાયે પ્રૌઢ, પર પડદો નવ ખોલે;
પણ વીર હાક વાગે જહા, ત્યાં દ્રઢતા મનમાં ધરે;
સામળ ગોલા ચાવલ છડે, સમ વેરી પે કર વાવરે.

## ચોપાઈ.

પાણુ જોડી રહ્યા સૌ પાસ, સરવે મળી કહ્યું સાબાશ;
મહીપતિ કેહ મારા સમ ખાઓ, જરૂરપણે મંદિર સહુ જાઓ.
શીખ માગી મોપો ઘરબાર, માલ ખજાનો કણુ કોઠાર.

## દોહરા.

સહુ સહુને મંદિર ગયા, પુરપત દીધાં માન;
મરકલડે મન મહાલનો, આવ્યો ઘેર પ્રધાન.
નારી કેહ સુણ્ય નાવલા, આજ ઓળખું આપ;
સાચું જો તે નવ કહો, સ્ત્રી હત્યાનું પાપ.
પ્રધાને પ્રેમદા આગળે, કહી માંડીને વાત;
મુસાફરી આવી માહરે, વિપરીત જે વિખ્યાત.
પ્રથમ બીડુ પાનનું, મેં ચઢાવ્યું શીશ;
આજ અમારે ચાલવું, આ ઘડી આ દિશ.
નારી કેહ સુણ્ય નરપતિ, જીવ અમારો જાય;
તમ પાખે એકજ ઘડી, વરસ બરોબર થાય.
પિયુ જાઓ પરદેશડે, મંદિર ખાવા ધાય;
એક પલક રહો દૂર જો, તન ટુક ટુક થઇ જાય.
કંથ મારા કોડામણા, રાજ સરૂપી રામ;
એક ક્ષણુ એક જુગશે, તમ વિણુ મુજને થાય.

ખાન પાન ખાઉ નહિ, નવ ધરૂં હું શણગાર;
જીવ ધરૂં નહિ દેહમાં, એ દુઃખ અપરંપાર.
અમલ ખવડાવો આપથી, હેત ઘણેથી હાથ;
પ્રાણ રાખો પિયુ માહરો, તો તેડો તમ સાથ.
એક પલક એક કલપશો, થાયે મુજને દેહ;
પિયુ પાખી જે પ્રેમદા, તેનું જીવિત વેડ.
પિયુ વિણુ જે પદ્મની, ખાયે તે અંગાર;
પિયુ વિણુ સતી જીવ રહે, નોધારા આધાર.
રાખું તો પાણી ઘટે, ગયે ઘટે છ શરીર;
જે તમ કોહ તે હું કરૂં, નેણે ભરિયાં નીર.
આધીનપણે ઉભો રહ્યો, સ્ત્રી સનમુખ તે વીર;
ગળગળો થયો ધરૂણીધણી, ચાલ્યાં નેણે નીર.
કુંવ. કેહ પ્યારી સુણો, હું પંથ કરૂં પ્રવેશ;
જો ઘડી ઘર રહું અમો, થાય હસારત દેશ.
ફરૂકે નિશાન નરેશનાં, જોયે બાધો દેશ;
જો જાવા નહિ દો તમો, તો આ તન હું તજેશ.
હલમલ કરોને શીખ દીઓ, ઘડી ન લાગે વાર;
ભાગોળે ભૂપત સહિત, ઉભા છે અસ્વાર.
કામની કેહ કંથા સુણો, વાલાતણો વિયોગ;
આજથકી અમો તજ્યાં, રાજરીતના ભોગ.
પાન તજ્યાં પટકૂળ તજ્યા, તજ્યા પલંગ પસાય;
તજ્યાં ખાન ખટરસ સહી, તજ્યાં ગીત ગાથાય.
તજ્યા શણગાર આ અંગના, તજ્યો રંગ જે નેણ;
તજ્યા વાઘા ને વસ્ત્ર વિધ, તજ્યાં હાસ્યનાં વેણ.
તજ્યાં સિંદૂરને કુંકુમાં, તજ્યાં પાથરણાં પાટ;
તજુ રંગ આ અંગનો, તજુ હીંડોળાખાટ.
શોડો પેહર સવાશેરનો, જાગુ દિન ને રાત;
રામ રસના એ જપું, સાંઝ, બપોર પ્રભાત.
જવનો લોટ જમું અમો, અઢી પાશેરજ અન્ન;
જળ સાથે ઘોળી પીઊં, સોપું તન મન ધન.

ગાઉં ગુણ શ્રી રામના, ગાઊં ગંગનાં ગીત;
ગંગદર્શન દાખું દિલે, ગંગ પ્રાણ પ્રતીત.
નેણે નિરખું ગંગને, સ્વપ્ને દેખું ગંગ;
મંત્ર જપુ નિત ગંગનો, ત્રંત તે ગંગનું અંગ.
પાંચ સહસ્ત્ર પ્રતિજ્ઞા કરી, તારૂણી રૂડો તોલ;
સમ લીધા સો સામટા, બોલી બાબત બોલ.
પ્રદક્ષણા કરી પ્રેમદા, લાગી પિયુને પાગ;
ગગ કહે સુણ ગોરડી, મન ગમે તે માગ.
માગું છું હું એટલું, વેગે વળજો નાથ;
જ્યાં દેખો મુજ જેવડી, ત્યાં રાખો ચિત હાથ.
બોલ્યાં છો તે પાળજો, એક પત્નીનું વ્રત;
રાજ દીઠે ઘણુ રીઝુ હું, રાજ વિનાનું મૃત.
કાલાવાલા કોટિધા, કલા ઘણેરાં કેણ;
રાજવી ઘણું રીઝીઓ, સુણી વનિતા વેણ.
અમૃત ચોઘડિયું અધિક, લગન લાખેણું લીધ;
ગંગ સહિત તે ગામપત, પંથ કોડેથી કીધ.
રામા રહી ઘેર રીઝમાં, પિઉડે કીધો પંથ;
ડાહ્યો પોપટ દામોદરો, સોપ્યો કામની કંથ.

## ચોપાઇ.

પોપટ પદ્મની મંદિર રહ્યા, વળતાં ચરિત્ર તેનાં શાં થયાં;
ત્રણ પક્ષ ગયા જેટલે, કૌતક એક થયું તેટલે.
કાબુલકેરો જે અધિપતિ, અસુરજાત મોટો મહીપતિ;
દેવ દાનવ અવતારી અંશ, શિવ શક્તિ વિરાજીત વંશ.
અતલિબળ પરાક્રમી પૂર, ઉતારે નરપતિકેરા નૂર.
અનમી નર નમાવી નેટ, છત્યો દેશ સમુદ્ર ને બેટ;
ગાજે મેહ એમ બોલે બોલ, તેર મણીકો તનમાં તોલ.
અઢાર શેર અંનકેરો આર, ભૂપત સઘળા માને ભાર;
પાચતોલાંનિત મદિરા પીએ, કોનો બીહાવ્યો તે નવ બીહે.
પાશેરઅફિણનિત્યપ્રાશનકરે, બળિયાકેરાં બળ તે હરે;
સુલતાન શેર નામ તેતણું, પૂરણ બળ પરાક્રમ ઘણું.

એંશીસહસ્ર વડે અસ્વાર, જશવંતો જનમાં ઝુંઝનાર;
દેશ જીતવા ચાલ્યો તેહ, ગાજે જેમ આષાઢો મેહ.
શોભિતા સામદ સાથીઆ, એક સહસ્ર મોટા હાથીઆ;
સાઢ સહસ્ર ચાર ભરપૂર, ઝુંઝાર બળ ભલમ ને શૂર.
નાળ ગોળા ફરશી ત્રિશૂળ, છેદે વેરીકેરાં મૂળ;
દેશ જીતવાને કારણે, નિકળ્યો કાબુલથી બારણે.
બાણાસુરનો વંશ બળવંત, અધિક જોર ને તોર અનંત;
પૂતળાં જીતી બાંધે પાય, નમે નહિ ત્યાં સામો થાય.
જીતતો જીતતો આવ્યો તાંય, સંભર સિંહના નગરની માય;
સરોવર પાળે ડેરા દીધ, ગામ સરવેને ઘેરી લીધ.
જેને રાયે સોંપ્યુંતું ગામ, નરોત્તમ તો તેનું નામ;
તેણે તો પૂતળું આપિયું, તેનું ગામ કરી થાપિયું
જેવો સમો તેવું દાખિયું, રિદ્ધ આપી નગર રાખિયું;
મુકામ કરી તે ઠામે પડયો, અગીઆર દિવસ એ ગામે અડયો.
વાગે ચોઘડીઆં નિશાણ, ઢોલ દદામા વિધે વિખાણ;
સગીત વાજાં વાગે ઘણાં, મન હરે મહા આતુરતણાં.
ઘડીએ પલટે નવલો રંગ, શોભે છે સામદનો સંગ;
ઝાંઘડીઆતણું બહુ જોર, ડંકારાથી વાગે ઢોર.
શરણાઇતણા નિર્ઘંતા નાદ, સંગીત વિદ્યા શોભિત સાદ;
રણકાર ઝણકાર ઝણઝણી, ઠણકારે નીકર કાંકણી.
ઇંદ્રસભા જેવું ત્યાં નૃત્ય, સુર નાયકની શોભા સત્ય;
રઢિયાળા વાધે રિધ રૂપ, ભરી સભામાં બેસે ભૂપ.
ખાયે પીયે ને રહે મગન, ગાન તાનમાં લાગ્યું લગન;
રંભાઓ થાથેઇથેઇ કરે, હાકરડાના ચિતડા હરે.
સાંભળીકેરાં એ મન હરે, હાકોર લોક કેરા ચિત્ત હરે;
વેદ પંચમો તે તો નાદ, સાતમો રસ તે શોભિત સાદ.
નવમી સિદ્ધિ તે તો સંચ, વરવી નહિ જેને મુખ વચ;
દશમી સિદ્ધિ તે તો વિવેક, નિરમળ નાર મહીનો નેક.
પંદરમું રત્ન તે તો કિરતાર, જે જુગમાં મોટો દાતાર;
પંદરમી વિદ્યા તે તો પુણ્ય, તેરમી વિદ્યા તે તો શુન્ય.

તોલ તેરમું તે તો તાન, વશીકર્ણ વિધા તે તો ગાન;
મધરાતે આલાપે રાગ, વેંધે હૃદયાકેરો ભાગ.

દોહરા.

ચંદ્ર ચઢ્યો આકાશમાં, મધરાતે ઝાકળઝોળ;
વાયુ વાય વસંતનો, કામની મન રંગરોળ.
કાણુકેશ સભા દિપે, થાયે ધેઇધેઇકાર;
હાસ્યવિનોદ મચી રહ્યો, રાખે ન કોનો ભાર.
તાન ત્રીજું આલાપિયું, સૂર કાપાલીક લીધ;
સકળકળા ગુણ ચાતુરી, વશ કર્યા એ વિધ.
ભાનુની બેઠી મેલમાં, (થઇ) ગાનસુણી ગુલતાન;
કામ વ્યાપિયો રગેરગે, ભુલી દેહનું ભાન.
કરે ધનાશ્રી ધનધન, માર્યા મોહનાં બાણ;
સભા વિષે સપથ લીધા, ભુલી તે એંધાણ.
પરવશ થઇ છે પ્રેમદા, મનમથ પેઠો મંન;
આતુર થઇ ઉભી થઇ, તવ કંપ્યું તેનું તન.
કામાતુર થઇ કામની, હૃદે ન રહ્યું હામ;
નિર્લજ નાર તે તો થઇ, જ્યારે પ્રગટ્યો કામ.
વાજાં વાગે જેહનાં, શોભે સરવો સાદ;
એ નર તે કેવો હશે, વનિતાને લાગ્યો વાદ.
જોવું જઈ સભા વિષે, મેલી કુળ મરજાદ;
મંન વેંધ્યું છે તેહનું, વેંધ્યું ધનાશ્રી નાદ.
વાળ વાળ મોતી ભર્યા, સજ્યા શોભિતા સોળ;
ચરણા ચોળી સુંદડી, મુખ તાતાં તંબોળ.
કસ્તુરી કેસર અરગજા, અંબોડે બેકે બરાસ;
કાજળ નયણે સારિયાં, વિધવિધ રંગ વિલાસ
પારિજાતક મંદારના, હોંશીલા શુભ હાર;
ભાલ તિલક ભલી ભાતનાં, ઉપમા અપરંપાર.
હામ કામ મૃગલોચની, ચંચળ ચિત્તનાં ચેન;
હાવભાવ કટાક્ષ કૃત, થઇ અપ્સરા એન.
કનક પાંજરે કીર છે, દામોદર ડાલો દેહ;

બોલાવી તે બાળિકા, નારી પર બહુ નેહ.
પોપટ કેહ સુણય પ્રેમદા, મધરાતે કર્યા માણ;
શણગાર સજ્યા સ્વામી વિના, એ ડાપણ અંજાણ.
વનિતા કેહ વીરા સુણો, વાજાં વાજે વેદ;
તેણે મન મારૂં હર્યું, ખરો પામી છું ખેદ.
હદે રાગ મારે વસ્યો, જોવા કારણ જાઉં;
આવે તો તેડું તને, ક્ષણ ન ખોટી થાઉં.
ફટ ફટ ભુંડી ભામની, માનની મૂરખ માન;
વાજાં વાગે અસુરનાં, ફૂટયા તારા કાન.
ગુણસાગર ગુણનિધ ગંગ, નર શૂરામાં શૂર;
રાજવીઓનો રાજવી, નરપતકેરૂં નૂર.
દાતા દેવાંશી દેવરૂપ, ભૂપતણો એ ભૂપ;
તેના પર મન નવ હર્યું, ડાપણ પડિયું કૂપ.
બાળ બુધ તું બાળકા, બાળ પરાક્રમ પેર;
નાક કાપશે તાહરૂં, ગંગ આવશે ઘેર.
મુસ્તક .છેદશે મૂહનું, વચન પાળશે વેદ;
વચન ગીસ્ત જાશે નહિ, ભ્રાંત ન રાખીશ ભેદ.
ગંગા વહે જો ઉલટી, પશ્ચિમ ઉગે ભાણ;
ગંગ વચન ગયું નવ કરે, પ્રીછજો પ્રેમદા પ્રાણ.
શુક પ્રત્યે કેહ સુંદરી, સાંભળ મૂરખ મર્મ;
મુજશું મેલ રાખો નહી, ફૂટયાં તારાં કર્મ.
ગંગ બોલ્યો તો ગુણ ઘણા, લેવરાવું એનું નાક;
કેમ સુઆ શીશ છેદશે, છેદશે કેમ મુજ નાક?
પારખું જોઉં પરણ્યાતણું, જે બોલે છે બોલ;
વચન મૂકાવું એહનું, તર્ત ઉતારૂં તોલ.
અશ્વ એંશીહજારનો, અધિપતિ છે એ ઇશ;
જોઇએ તેનું પારખું, કેમ છેદશે શીશ.
શુક કહે સુણય શંખણી, ભુંડણકેરી ભૂપ;
ચિતંનીથી ચોસટ ઘણું, બાળ રઢિયાળું રૂપ.
ડાટ ડાપણુ ને શાણપણ, બાળ બુધ શણગાર;

વખાણે છે વરણાગીઓ, ગંગ સાટે ગમાર.
શેષનાગ તજી અળશિયું, કંચન મૂકી કાચ;
ગજ મૂકી ગર્ધવ ચઢો, બાળ તાહરો તાચ.
કમોદ મુકી કુશકા જમે, સિંહ મૂકી શિયાળ;
ઘેબર મૂકી ઢેબરં જમે, બુદ્ધિ તારી બાળ.
બ્રહ્મ તજી ભરડો ભજે,શિવ તજી ભજે ભૂત;
અમૃત મૂકી વિષ પીએ, ફટ ધુતારી ધુત.
અરૂણ તજી આગીઓ ભજે,ગંગ તજી નાય ગેહ;
શક્તિ તજી સેવે શંખણી,બાળ ડાપણ તુજ દેહ.
મહાદેવ મૂકી મામો ભજે, રામ તજી જપે રંડ;
ચીર તજી ચીથરા ધરે, એ દૈવનો તુજ દંડ.
સ્ફાટિક તજી લે શંખલો, કેવડા સાટ કંથેર;
ચિંતામણિ સાટ ચણોઠિયો,સૂખડ સાટે ખેર.
કેસર સાટે કાજળ કરે,મૂત્ર પીએ તજી દૂધ;
ગાય સાટે લે ગરધવી, બાળ તાહરી બુદ્ધ.
પુણ્યવંત પનોતો પ્રાક્રમી, તજો ગુણવંતો ગંગ;
નીચ જાત નિર્માલિયો, રાંડોકેરો રંડ.
હસી પડી નારી વળી, વાઢું તારી જીભ;
ગંગ મારે મન અળસિયું, એ કાબુલિયો ધ્લિં
અમશું તુ આવી અડયો, અદકી દેખાડે આંચ
પાખ તોડાવું પલકમા, ભાગી નખાવું ચાંચ
અલ્યા મેણાં દે છે મુજને, ચિત્ત દે છે તું ચોટ
મરડી નખાવું તાહરી,કાબુલિયા પાસે કોટ
જખ મારે તું જંખણી, આવરદા મુજ હોય
ઇશ્વરં જો ઉગારશે, તો મારી ન શકે કોય
બોલ્યો પોપટ એમ જ્યાં, બોલી નવલી નાર
જા જા જઈ કહે ગંગને, એ શું કરે ગમાર
માલ લીધો કંઈ લાખનો, ઝવેર જડાવના જાણ
નવસત સજીને સંચરી, અલ્પ બુધ અજાણ
કનક પાંજરૂં કર ધર્યું, પોપટ છે તે માં

બીજે કર ધરી દીવડો, તરૂણી ચાલી ત્યાંય.
રમઝમ કરતી રીઝતી, ઠમ ઠમ કરતી હાડ;
ધમ ધમ ગત દેખાડતી, વિનતા વેતી વાટ.
સરોવર પાળે સંચરી, મધરાતતણો ત્યાં મેળ;
જાંઘડીઆં બોલે જોખમાં, ખરી રમતનો ખેલ.
આવી સભામાં ઉભી રહી, મનમાં મોટી રીઝ;
રના ઝાતે જ્યમ આભમાં, ઝબક ઝબુકે વીજ.
ગલા ઘેલા સૌકો કર્યા, માર્યાં મોહનાં બાણ;
મૂરકી નાખી ભોળવ્યા, પરવશ પડીઆ પ્રાણ.
કાબલીએ દીઠી કામની, ઉઠી બેઠો થાય;
આવો આવો આવો કહી, દીધાં પૈચ પસાય.
આ જે હાથી ઘોડલા, આ રથ ગરથ ભંડાર;
એ તો સર્વે તાહરાં, મોતી કેરા હાર.
હું ચાકર તારો ચંતની, સોંદો મારી સાથ;
એમ કહી મુખ મરકલડે, હેતે ઝાલ્યો હાથ.
આગળ મેલ્યો ડાબલો, આગળ મૂકયાં પાન;
આગળ મેલ્યું પાંજરૂં, કરી નેહથી સાન.
મારી નાંખો એ મૂદને, તન કરો એવું તાજ;
ખડભડ કાઢો એહની, રીજે ભોગવ રાજ.
જો એ જાશે જીવતો, દાવો કરશે દીશ;
મારૂં નાક વઢાવશે, તારૂં છેદાવે શીશ
કાબલીએ પોપટ કાઢીઓ, બોલ્યો મીઠા બોલ;
કેહ તે એને કીજીએ, તારૂં વધારૂં તોલ.
બોલી તો સમજે નહીં, પર મૂલક પરદેશ;
કાલો ઘેલો થઈ ગયો, દેખી વનિતા વેશ.
પોપટ બોલ્યો પ્રીતથી, કાબલી ભાષા ભેદ;
મૂકી દો કેહ માનતી, વામા વાણી વેદ.
એવું જાણી ઉડાડિઓ, પ્રીછયો નહિ તે કેણ;
જઈ બેઠો ગોખારીએ, વદતો વદતો વેણ.
રેજે રંડા સાંસતી, થવાય તેવી થાય;

કાલે લાવું ગંગને, ઘણુ વજડાવું ધાવ.
જવાય ત્યાં સુધી જજે,આજ કાલ દશ દિશ;
કાબુલ માટે કાપશે, એ દુશમનનું શીશ.
પોપટ મૂકયો જીવતો, જીવ્યાની શી આશ;
કામની કેહ સુણ કાબુલી, નશાય તો તું નાશ.
એંશી હજાર અસ્વાર છે, એને મન એ આડ;
ગંગ મને મા ઘેલડા, ઠરાવ તે તો ઠાડ.

## ચોપાઈ.

એ વાત અહીંથી રહી, એ બે જણુની શી ગત થઇ;
કુચ કરીને કાબુલ ગયા, પોચ્યાગામને સુખીઆ થયા.
ચોકી મૂકી ચારે દિશા, વિકટ વાટ વાસે જઇ વસ્યા;
સુંદર સેહર અનુપમ હોય, નારી કાબુલી દેખી મન મોય.
કાબુલ મોટું નગર સોહાય, દરવાજા તે નવ દેવાય;
તેજ બિંબ તરતીબે ઘણી, નગર વીંટીમાં જેવો મણિ.
માત માળ અટારી જ્યાહ, તે તરૂણીને રાખી ત્યાહ;
ખાય પીયે ને કરે ધૈંઘાટ, નારીને મન અતિ ઉચ્ચાટ.
ઓ આવ્યો ઓ આવ્યો ગંગ, એમ ભણકારા વાગે અંગ;
કાબલીઓ મૂવે મન સુખ, કામની મન દોહેલું દુઃખ.
પોપટ તો પરવરીઓ પંથ, ચતુર ચિંતા કરતો ચંત;
ગંગ હતો સેનાપતિ સાથ, પોપટ બેઠો જમણે હાથ.
ગંગ કેહ સુને અચરત અડયું,આવવું અહીં તુજને કેમ પડયું;
ભલે ભલે તું આવ્યો ભ્રાત, કહો ઘર ઘરૂણીની વાત.
શકે કામની નવ લે નીર, શકે શામાનું પડયું શરીર;
શકે અન્ન એણીએ તજ્યું, ભાવથકી ભોજન નવ ભજ્યું?

## દોહરા.

કેહ પોપટ અલક્ષણો, હેતથી બેઠો હાથ;
ઘરૂણી તારા ઘરતણી, ગઇ સુજાની સાથ.
કાને સાભળ્યો કાબુલી, સાભળ્યાં વાર્ત્તા સાર;
મધરાતે મોજે માણતી, નિસરી ગઇ તે નાર.

ઘણી રીસ ચઢી ગંગને, પોપટ પાપી પ્રૌઢ;
ભૂખ્યો રાખ્યો મારીઓ, માટે બોલે ગુણ ગૂઢ.
મારા ભેદ વિજોગથી, નવ રાધે નવ ખાય;
શોક સમુદ્રે સુંદરી, તારા ગુણ કૃણ ગાય.
નિકળી ગઈ કેહ નારને, નિંદા કરે છે નેટ;
તૂટે જીભડી તાહરી, ફૂટે તારૂં પેટ.
પાંખની બાંધી ગાંઠડી, નવ પાયું ત્યાં નીર;
તડકે નાખ્યો તાપવા, સુકાણું તેનું શરીર.
નિંદા કરે મુજ નારની, તેને મારૂં હામ;
જૂઠો બોલ કેહ મુજને, તે નહિ તારૂં કામ.
એક પોહર કર્યો આકળો, મરવા જેવો થાય;
ઉછેર પોતાના હાથનો, આવી મને દયાય.
પાછો તેડયો પાણ પર, ફુક્કારે પાયું નીર;
માથા પર કર ફેરવ્યો, ધારણ દીધી ધીર.
જીભ જૂઠ જપીએ નહિ,(કોહ) સાચી વિતક વાત;
ઘર નગર ઘરણીતણી,ખરી વિગત કોહ ખ્યાત.
મારા સમ દેઉં તુજને, ઈશ્વિર આણથી આપ;
જથારથ જો નવ કહે, પ્રલેકાળનું પાપ.
પોપટ કેહ તુ પંડિતો, હું મૂરખ અજાણ;
ખબર કહું તુજને ખરી, નહિતર પરહુ પ્રાણ.
તું વેચાણ વનિતાતણો, નારી ઉપર નેહ;
કાયર કીધો કથડો, દૈવત ખોયું દેહ.
અથ ઇતિ માંડી કહી, વિતક કેરી વાત;
કાબુલ પોહચી કામની, એ તો માહ ઉત્પાત.
સાંભળી પોતે સર્વદા, ગંગને ઉપન્યું જ્ઞાન;
રામાચરિત્ર રમાડિયું, મેરી એ ઉતાર્યું માન.
કોને વાત કહી નહિ, આપે થયો અસ્વાર;
શુકને સંગ લઇ સંચર્યો, તેભામનીનો ભરતાર.
કાબુલ પોહત્યો કોપમાં, ચોકી હામો હામ;
દીધા દરવાજા દેશના, કો પેશી ન શકે ગ્રામ.

ઘણુ ચાલ્યાં બહુ ઘેનનાં, ઉડી રજ અપાર;
કાળીરાળી વેળા વિષે, પેઠા તે અસ્વાર.
માલણને ઘેર ઉતર્યો, વાડી મધ્યે વેદ,
કહી વિતક સૌ વાતની, ભ્રાંત ન રાખી ભેદ.
એની દેહ સુણ્ય બાધવા, ચિત્ત ઠેકાણે રાખ;
અંતરમાં અંતર રખે, તેના સૂરજ સાખ.
માલણના મંદિર વિષે, રહ્યા હરીને હામ;
સાત દિવસ તે સામટા, ગંગે નિરખ્યું ગામ.
નિશિ ચરચા તે નારની, મેડી મેહલ અવાસ;
ચરચા તેની ચિત્ત ધરી, પ્રવેશ કરી રહ્યા પાસ.
માનની જે મેડી સૂએ, પરવાળીની પાટ;
કાચુલી ને તે કામની, હીચે હીંદોળાખાટ.
માહજમ રાતમધમાં ધરી, વીજળીઆં વહંત;
ઘોર અંધારી ધમધમે, હૃદે ન ડામ રહંત.
ઝમ ઝમ ઝમ ઝમ ઝમ ઝમે, તમરાં કેરા તેગ;
તમ તમ તમ તસ્કરતણો, વાધે બમણો વેગ.
ધરી ઢાલ શિર ઉપરે, કરમાં ધર્યો કટાર;
ગંગ ઘો નાખી ચડયો, હુંચે આપ અટાર.
ઝરમર ઝરમર મેવલો, વેરએ વાયુ વાય;
ચઢયો નર દૃઢ ચિત્ત કરી, નિજ નાખાળે પાય.
મદિરા પી સૂતો મોલમાં, પોઢયો પાપી પ્રૌઢ;
ઘણો ઘોર નિદ્રાળવો, ગુણ હીણો તે ગૂઢ.
બાર બારીઓ બારણાં, દીપક જ્યોત દશવીશ;
ગંગે જઇ ઝાલ્યો ચોટલો, શામાકેરૂં શીશ.
કટાર કેડથી કાઢીઓ, જાગી જુવતી તર્ત;
દીઠો ગગ ગુણવંતને, માથે આવ્યું મર્ત.
મુખથી બોલો માનની, મારૂં કટાર દશવીસ;
આ પાપીને પ્રાજે કરૂં, છેદું જારનું શીશ.
નહિ તો મૂકું જીવતી, કહ્યું કરો એક કામ;
જોખ કરો આ બાળીએ, જાઉં અમારે ગામ.

અફીણુ ખવરાવતી મુને, છભવડે જેમ જરૂર;
તેમ ખવરાવે એકવાર તું, પ્રીત ઘણેથી પૂર.
આવ્યો છું એટલાયકી, નારી તમશું નેહ;
સમ સહિત સાચું કહું, મૂકું જીવતાં એહ.
વનિતા મન વિચારિયું,અફીણી અમલજ ખાય;
કાઢી મેલું કુડથી, ભવની ભાવટ જાય.
અમલ ધર્યું જીભ ઉપરે, લો ગંગ એ ખાવ;
કામુકી જાગશે કોપશે, જરૂર ભાગી જાવ.
જીભ કાઢતી જે જદા, તે વેળા પકડી તર્ત;
શ્વાસ કાઢે જો સુંદરી, માથે આવ્યું મર્ત.
અંતરિક્ષ ઉપાડી ઉતર્યો, પકડી જીભ ઈકિપાણ;
કર બીજે કટારડી, વદે નહિ કો વાણ.
આવીઅશ્વ ઉપર ચડયો, ખેડયા કર કેકાણ;
પોળે જઇ પ્રતિહારના, પ્રાજે કીધા પ્રાણ.
પુઠે બાંધી પદ્મની, પરવરીઓ પ્રધાન;
બુમ પાડી સહુ નગરમાં, મોડયું સૌનું માન.
પોપટ લીધો પાણ પર, ચાલ્યો ચતુરા લેઇ;
અશ્વ પારેવો પાડવ્યો, ગયો મૂકે તા દેઇ.
ઘડીઆ જોજન ઘોડલો, ગુણવત બેઠો ગંગ;
એને કોણું આવી મળે, રૂડો કીધો રંગ.
કામુકી જાગ્યો ક્રોધશું, અરોપરો અથડાય;
ન દીઠી સેજે સુંદરી, ત્યાં શો ઘાટ ઘડાય.
મનવેગ મોકમ અશ્વપર, થયો આપ અસ્વાર;
પલાણ વિહાણો પરવર્યો, ક્ષણ ન લાગી વાર.
લશ્કર તો લેખા વર્તુ, પાછળ સહુ પળાય;
આપો આપે એકલો, ધીર ધીરંતો ધાય.
નિશાની નાખે નારી ત્યાં, ત્રોડી નાખે હાર;
ઉડી ઉતરે અશ્વથી, વેદ લગાડે વાર.
સવા પોર દિવસ ચઢયો, આવ્યું સરોવર એક;
ગંગ અશ્વથી ઉતર્યો, નાવા કારણ નેક.

એટલે કાબુલી આવીઓ, કરડતો મુખદંત;
પ્રલેકાળ પાવક જશો, અતલિબળ અનંત.
ધળગ્યો આવી ગંગને, દેતો મહોકમ માર;
લથોબથી બે આવીઆ, કરતા પ્રૌઢા પ્રાર.
જાણે મદગળ હાથીઆ, પકડી લે ચોગાન;
માહ મોટા મલ પ્રાક્રમી, તેનું લાગ્યું તાન.
મારે એક એક મુકીઓ, લથબથ લાતો લાત;
એક એક પર આથડે, કરે ઘણેરી ઘાત.
તરવાર તીરતરકસ નહિ, નહિ એકે હથિયાર;
ખબર રહી નથી ગંગને, જે કેડ મધ્ય કટાર.
શિથળ કર્યો તે શૂરને, લાયક પુરૂષ જે લંક;
પ્રધાન દેહે પાતળો, અસુર અતલિબળ અંગ,
હોંશી નાયક હેઠો પડયો, ઉપર બેઠો એહ;
આઘો પાછો થાય નહીં, પરવત સરખી દેહ.
કાબુલી પ્રત્યે કે કામની, વિપરીત બોલી વાત;
ગગને કમર કટારડી, કર કર રે તું ઘાત.
શું શું કહી તે શઠ રહ્યો, શાહ સમજ્યો નહિ બોલ;
ગંગે તે તો સાંભળ્યું, તરૂણીકેરે તોલ.
સાબાશ રે મારી સુંદરી, ભલી બતાવી વાત;
એ શું સમજે મૂરખો, જોજે મારાં દય.
આઘું પાછું આવડું તે ઓશીંગણુ કીધ;
એને કહ્યું તે મેં સહ્યું, રૂડી શિક્ષા દીધ.
કટાર કમરથી કર ગ્રહી, ઘર્ણું પાડયો તે ધીશ;
ચતુરે ચાપી ચંડાળને, દાવથકી દશવીસ.
હર્યો હંસ હરામીના, મેળ પમાડયો મર્ત;
કળ વિકળ કરી નિકળ્યો, તે હેઠેથી તર્ત.
નારી નાડી ત્યાંથકી, જંપાવ્યું જળમાંય;
પળો ગંગ તે ઉપરે, બળ કરી ઝાલી બાંય.
કાઢી નીરથી કામની, હોડે બાંધ્યા હાથ;
આલો, ત્યાંથી સાસરે, શામા તેડી સાથ.

સાસુ શાલક સાસરો, પ્રીને પડિયાં પાગ;
ખાન પાન મુખ ભોગતે, જુગતે આપી જાગ.
ખાંડતણી એલો કરી, નાવણ કારણ નીર;
વનિતા ગઇ વપુ ધોળવા, શુદ્ધ કરવા શરીર.
ગંગ કહે રે ગોરડી, નથી કહી કોને વાત;
અભડાવીશ જો અંગને, તો તો કરશું ઘાત.
ભોજન કીધાં ભાવતાં, સૂતો જઇને સેજ;
નારી આવી નર કને, કરવા પાછુ હેજ.
ચોટલે ઝાલી થંતની, વરતું બોલ્યો વાક;
પાંચ આંગળ પુરાં ભરી, કે તો કાપું નાક.
જા મૂકું છું જીવતી, વેર તજુ છું વાંક;
નાક ઉપર નિશ્ચે કર્યો, કાજળકેરો આંક.
પ્રાતઃકાળે પરવર્યો, પ્રધાન પોતે પંથ;
તાત માત તરૂણીતણાં, તેણે વિચાર્યું ચંત.
નિરમળ એનો નાવલો, નીચ જાત આ નાર;
આપણે ઘેર રહે નહિ, વિચાર્યું વારંવાર.
ગરવા છો તમો ગંગજી, પ્રીછો સઘળી પેર;
તેડી જાવ તમો તારૂણી, ન રાખું મારે ઘેર.
ગંગ કહે ઘેલાં તમો, કામ હવે નવ થાય;
આધા કેડે ક્ષય કરે, તે કો ચંત ન ચાય.
પિતા કહે પરધાન સુણ, બીજી પરણાવું બાળ;
પૃથ્વી આપું પમાયતે, ઉપર આપું બહુ માલ.
વજીર કહે તવ દીકરી, નાવે મારે અર્થ;
એક જેવી બીજી જણી, વખાણ કરો તે વ્યર્થ.
વાવીએ કડવી તુબડી, ઉનરે તુંબ હજાર;
એકેકથી કડવાં અધિક, અપરંપાર અપાર.
સસરે એવું સાભળ્યું, ચઢી ઘણેરી રીસ;
પોતાની પુત્રીતણું, તેણે છેદ્યું શીશ.
ફટ ફટ રે તું પાપીઆ, કહ્યું પ્રધાને પેર;
જો જાણતતો રાખતે, ગોલી કરીને ઘેર.

મંદિરઆવ્યો મલપતો, પ્રધાન પોતે તર્ત;
પ્રમદા બીજિ પરણ્યો નહિ, વચન પાળિયું વર્ત.
પંડિત કહે સુણ્ય પ્રેમદા, સમજ મોહના મંન;
ગંગની નવ થઈ ગોરડી, કોનું તન મન ધંન.
ગંગ સરીખા ગુણનિધિ, શૂર મોહે રણ શૂર;
તે સરખાની નવ થઈ, નારે ખોયું નૂર.
આ બિચારો વાણિયો, છે પ્રધાનનો પુત્ર;
મારી નખાવીશ માનની, કા ભાગો ઘરસૂત્ર.

### ચોપાઇ.

વનિતા કહે સાંભળ રે વાણુ, તમો બંને છો ચતુર સુજાણ
ફરી ફરી દેખાડો સાખ, એવી હું જાણુંછું લાખ
કબુલ મારા મનમા કર્યો, ભવોભવ એ તો મેં વર્યો

### દોહરા.

તમો શિખામણ શું દિયો, એ તલમાં નહિ તેલ;
આ જન્મે બીજો વરૂ, મળે નહિ કંઇ મેળ.
લક્ષ ક્રોડ રીતે કહું, અધિક સમથી આપ;
સ્ત્રીહત્યા જે માહરી, તે તમ બે શિર પાપ.
કટાર કર મધ્યે લીધો, સમર્યા સીતારામ;
મનસા વાચા કર્મણા, કરવા માંડ્યું કામ.
પશિક વિપ્રે વિચારિયું, ઝાઝી એ જંજાળ;
ના કહીએ જો નારને, સૌના ખુટયા કાળ.
આગળ હોનાર જેવું હશે, તેવું થાશે તર્ત;
એ સમો જો મૂકીએ, માનની પામે મર્ત.
અવસર ગયો આવે નહિ, થાય વિમાસણ વેદ;
પરણો એને પ્રીતશું, ભ્રાંત ન રાખ્યો ભેદ.
શિવા લિખિત શુભ લગ્નથી, મુહૂર્ત લાખેણું લીધ;
હાથ મેળાવો હેતથી, ગાંધર્વવિવા કીધ.
વેદ મંત્રની વિધિએ, મંગળ વરત્યાં ચાર;
ભાંવરૂ કીધુ મલપતુ, આરોગ્યાં કંસાર.

ગોત્રજની પૂજા કરી, પેરી પછી વરમાળ;
મિંઢળ છેડા છોડિયા, કીધું ઝાક ઝમાળ;
નરનારી નિશ્ચે મળ્યા, પ્રાણ પ્રીતની પેર.
કુંવરી ગઇ પછી મ્હેલમાં, વણિક આવ્યો ઘેર;
વણિક વધુએ થઈ ગયો, તરૂણી વાધ્યું તેજ.
નથરોળસ્વભાવ એ નારનો, હૈડામાં બહુ હેજ.

### ચોપાઈ.

પંડિત બેઠો રાજા પાસ, હેત ઘણેથી કીધું હાસ;
બાઇમાં છે બહુ ગુણ બુદ્ધ, શુભ શીળી સાચી એ શુદ્ધ.
અકલચકી ઓળખિયાં અમો, રૂડે ઠામ પરણાવો તમો;
ચતુરા ચૌદે વિદ્યા ભણી, કળા બોતેરી થઇછે ઘણી.
અજર એ વાતે નવ કીજીએ, કન્યાદાન વેગે દીજીએ;
મન ઉઠ્યું અમારૂં આજ, વિદાય કરો સુને મહારાજ.
અર્જુન વાટ જુએ આહરી, તે આશા રાખે તાહરી;
રાજકહે સુણીએ મમ વાત, દીપોત્સવીને છે દિન સાત.
ત્યાર પછી જાજોજી ઘેર, પ્રથમ તમારી કરશું પેર;
અમૃત જેવા બોલ્યો બોલ, રાખ્યો વિપ્ર દઇને કોલ.
તનયા પાસે આવ્યો તાત, વિનતિમાં કરી એક વાત;
રામા કેરૂં દીઠું રૂપ, હરખ્યો ભાગ્યશાળી તે ભૂપ.
કુંવરી સાથે વાતો કરે, ગુણ લક્ષણ જોઇને ઠરે;

### દોહરા.

કહે તો તુજ વિવા' કરૂં, લખ્યો વિધાતા લેખ;
ટાળી તો ટળતી નથી, રૂડી ભૂંડી રેખ.
કહે તો સ્વયંવર રચું, મન ગમે તે માણ;
કહે તો શણગારૂં હાથણી, ખરી અમૃતરસ ખાણ.
ત્રણે વાત તોળો તમો, જે મન ઇચ્છા હોય;
કુંવરી તુજને જે ગમે, તે કરીએ અમ સોય.
નારી નીચું જોઈ રહી, ફરી ઉત્તર નવ દીધ;
લોપાણી લજ્જા વિષે, કરમાણું મુખ કીધ.

રાજા રાજ સભા ગયો, પડી જે વારે રાત;
પોતાની રાણી કને, કહી વિસ્તારી વાત.
કુંવરીને કહી વારતા, તોલ બનાવ્યા તર્ણું;
ઉત્તર તો આપ્યો નહિ, કથન સાંભળી કર્ણું.
પૂછી પાર લીઓ તમો, મેં જાણ્યો તે મર્મ;
કુંવરી કહે સમ કીજીએ, ફળશે એનું કર્મ.
માતા ગઇ પુત્રી કને, જઇ બેઠી એકાંત;
અરસપરસ કુશળ કહી, ભાગી મનની ભ્રાંત.
કરતાં વાત વિનોદની, મુખથી બોલી માત;
કુંવરી કાલે તુજ કને, આવ્યાના તુજ તાત.
ત્રણ વાત પૂછી તને, રૂડું જાણો રામ;
તેહ વચન લોપુ નહિ, કરીએ રૂડાં કામ.
માનની કેહ સુણ્ય માવડી, ખોળે મેલ્યું શીગ;
જો કહો તો સાચું કહુ, તુજ મુજ વચ્ચે ઇશ.
સૂરજ ચંદ્ર બે સાખિયા, રૂડા વચમાં રામ;
સમ ખાઓ તો સાચુ કહુ, જેહ કર્યું મેં કામ.
પ્રતિજ્ઞા કરી પ્રેમદા, જે પોતાની માત;
કથા પુત્રિએ કહી સહુ, વિસ્તારીને વાત.
પ્રધાન સુત પરણી હુતો, પૂરણ બાંધી પ્રીત;
એ સાસુ માતા કહ્યું, કરો ગમે તે રીત.
મનસા વાચા કર્મણા, સાત જન્મનો સ્વામ;
પણ પૂછ્યું આ મેં કર્યું, એવડ કેય હુ કામ.
એમા વાંક એનો નથી, ના કહી એણે અનેક;
જોરાવરીએ મેં કર્યું, ન ચાલે કીધું નેક.
રાખ્યું ગુપ્ત છે મેં ઘણું, નથી જાણતુ કોય;
તમ આગળ ચાહન કર્યું, હોનારત ' ને હોય.
અણબોલી રહી માવડી, એકે ન સુઝી વાત;
અણઘટતુ તેં આચર્યું, અધિક કર્યા ઉતપાત.
હું તો મન સાંખી રહું, જાણશે તારો બાપ;
તેણેને હેશે શળીએ, પ્રગટ્યાં પાચે પાપ.

કારકુનનો કિંકરો, રૈયત જાત એ રંક;
કુંવરી તેને કંથ કેહ, વડો તાહરો વંક.
ફટ ફટ ભુંડી અભાગણી, મૂરખની સરદાર;
લઇ દીપક કૂવે પડી, ઘેલી . તુજ ગમાર.
તારા કર્મમાં જે હતુ, તેહ થયું તુજ કામ;
આવરદા આપી રહ્યો, મારે નિશ્ચે હામ.
નાશી જાવ નિશા વિષે, જેમ ન જાણે કોય;
તો જિવ તમારો ઉગરે, વિચારી તુ મન જોય.
માહું ફીધું તે કુંવરી, મૂરખ ફીધું મન;
વણ વાંકે મરાવશે, વજીરતણો જે તન.

છપો.

જીવે જો નિર્ધન, કોઈ દિન ધનને પામે;
જીવે જો દુ:ખી હોહ, કોઇ દિન પીડા વામે.
જીવે જો વંઝાય, કોઈ દિન પ્રગટે પૂતર;
જીવે જો કોઇ રંક, કોઇ દિન પામે ધરસૂતર.
મુઆ કેડે કોઇ નવ મળે, હમણાં તો ટાળો કરો;
કોએક દિન ઇશ્વર ફળે, સાંભળ કેહ જ્ઞાન હ્રદે ધરો.

દોહરા.

કુંવરી કેહ માતા સુણો, મળે ન એકે મેળ;
પીલે વણિકનો છોકરો, કાઢે તાતજી તેલ.
વાંક મારો કાઢે નહિ, કાઢે એનો વાંક;
વંશ કાઢે એ વણિકનો, રંજાડે જો રાંક.
પિતા મારાને પ્રિછવો, જ્યમ ચઢે નહિ રીસ;
તે કરતાં જેવું ઘટે, તે કરશે જુગદીશ.
ટાળનાર કોએ નથી, સુખદુઃખ દાણુ ને વર્ષ;
સો વર્ષ જીવે કદા, તો એ ન મુકે મર્ત.
રાણી ગઇ રાજા કને, જુગતે જોડયા હાથ;
દીનપણે થઇ દામણી, બોલી સ્વાંમી સાથ.
કુંવરીએ કહ્યું તે કહ્યું, રચ્યો સાથ વિપરીત;
પુત્ર-મદન પરધાનનો, તે પરણ્યાની પ્રીત.

ઇચ્છાવર આપો મુને, તો તો એ પરણાવ;
કાં મોચે કુંવરિતણા, લાખેણું લાડ લડાવ.
બીજા પુરૂષ પૃથ્વી વિષે, એને તાત ને ભ્રાત;
પ્રતિજ્ઞા કરી . પુત્રીએ, વિપરીત થઇછે વાત.
રાજા તો રીસે ચઢયો, કોપ્યો કૃતાંત કાળ;
ત્રણેને દેઉ શૂળીએ, પંડિત પુત્રીને બાળ.
કીધું કામ કુબુદ્ધિએ, વણ પૂછ્યે એ વાંક;
મારૂં નિશ્ચે એહને, હું રાજા એ શંક.
પકડી મગાવ્યો વણિકને, ક્ષણુ ન લાગી વાર;
એકાંત જઇ ઉભો કર્યો, પૂછી લીધો પાર.
મૂળથકી માંડી કહી, રામ દુવાઇની રીત;
જોરથકી મુજને વરી, પરણુ આણી પ્રીત.
વનિતાનાં વચનો તણો, લખીરાખ્યો તો લેખ;
મહીપત આગળ મૂકીઓ, જેમાં નહિ મીનમેખ
શિક્ષા વાતો ચારની, કહ્યા કુંવરીએ કેણુ;
કર જોડી સરવે કહ્યાં, વધાં હતાં જે વેણુ.
વળતો તેડયો વિપ્રને, વિવેક પૂછી વાત;
પડદો તેં કેમ છોડિયો, કીધો મહા ઉતપાત.
માનનીનું મુખ નિરખિયું, કૂડું કીધું કામ;
સૂર્ય ચંદ્ર બે સાખિયા, તો કયમ ભાગ્યા સામ.
પંડિત કેહે પૃથ્વીપતિ, તોળો વાંક એ દિશ;
કુડો હોઉં તો કોપજો, ભલે છેદજો શીશ.
આદ્ય અંત ને અથ ઇતિ, બાબત બોલ્યા બોલ;
જુગદીશ આણુ જૂઠું વદે, તોલ ગમે તે તોલ;
કટાર મારવા માંડિયો, પુત્રી તારી એ પેટ;
અધર્મ હું કેમ આચરૂં, નરપતિ જોજો નેટ.
પછી તેડી પુત્રીને, અદકી દીધી આંચ;
શૂળીએ દેઉછું સર્વને, જો નવ બોલે સાચ.
પિતા પ્રત્યે પુત્રી કહે, કર્યું કપટનું કાજ
તે સર્વે માનું અમો, લોપી નથિ તુજ લાજ

લેખ્યું ગણતાં લક્ષણ લહ્યું, જ્યાહાં પડીઆં એય;
પ્રધાન સુતને પ્રીછવ્યો, ઝઘડો ભાગ્યો તેય.
જોરાવરી જુગતે કરી, પરણી રૂડી પેર;
બળહીણો એ બાપડો, ગયો પોતાને ઘેર.
ત્યાર પછી દીઠો નથી, નથી જોડી બે દ્રષ્ટ;
બળ કરી એ બેહુને, પકડી દીધું કષ્ટ.
ગમે તો દો શૂળીએ, ગમે તો એ પરણાવ;
ઊગારો જીવ ત્રણેતણા, ગુણ રૂડે ગણાવ.
પ્રધાનને પછી તેડીઓ, વિપરીત પૂછી વાત;
મારી કુંવરી તારો કુંવર, અતિ કીધો ઉતપાત.
લજ્જા લોપી માહરી, તારી લોપી આણ;
ઘટે તેહને તે કરો, વદો વદનથી વાણ.
પ્રધાન બોલી નવ શકયો, કર દીધા બે કર્મ;
રાય ગમે તેવું કરો, સાહ ઘાતે શી શર્મ.
એ ન્યાય મને નવ પૂછશો, પૂછો પોતાને પંડ;
જેવું ઘટે તેવું કરો, દોની તેવો દંડ.
વાંક નહિ એ વિપ્રનો, કદાચ પડયો હોય વાંક;
તોય વિપ્ર હણુવો નહિ, એ તો આડે આંક.

છપ્પા

વિપ્ર હણે જો તાત, વિપ્ર હણે જો નારી;
વિપ્ર લુંટે ભંડાર, વિપ્ર જોરાવર જારી.
વિપ્ર હણે જો પુત્ર, વિપ્ર વણુ વાંકે રૂઠે;
વિપ્ર જો ચુગલી ખાય, વિપ્ર જો લક્ષ્મી લૂટે.
વીશ કોડવાંક હોય વિપ્રના, દેશવટો તો દીજીએ;
સામળ કહે સાખો શાસ્ત્રની, વિપ્ર પ્રાણ નવ લીજીએ.
સ્ત્રીના વાંક શત સહસ્ર, તોય તેને નવ હણુવી;
ડહાપણ દશ હજાર, તોય મૂરખમાં ગણુવી.
સતી શિરોમણિ સિદ્ધ, તોય જશહીણી જારી;
ઉછેરો અદકે હેત, કોઇ દિન નાખે મારી.

નારી અવગુણ ગણવો નહિ, ચતુરા કેવી ચૂકવી;
સામળ કહે સ્ત્રી હણવી નહિ, માનની છવતી મૂકવી.

દોહરા.

વાંક તો મારા પુત્રનો, દો ગમે તે દંડ;
શૂળીએ દો કે શીશતણા, કરો કટકા શતખંડ.
બ્રાહ્મણ ભુંડો કહીએ નહિ, બ્રાહ્મણ નવ હોય લંડ;
બ્રાહ્મણને નવ દુંડીએ, બ્રાહ્મણને નહિ દંડ.
સ્ત્રીનો તો સ્વભાવ છે, રૂડી ભુંડી રીત;
પરાણે મળી પર પુરૂષશું, કરે પરાણે પ્રીત.
વાક ઘણો એક વણિકનો, વિચારે નહિ વાત;
સો વશા દો શૂળીએ, કીવો મહા ઉતપાત.

દોહરો.

સત્ય વચન વણિકે કહ્યા, જેહ પુત્રનો તાત;
રાય રીઝયો હૃદયાવિષે, સત્ય સાંભળી વાત.

છપ્પો.

સાચું બોલે ચોર, તેહ બંધનથી છૂટે;
સાચું બોલે જાર, રામ તે પર નવ રૂઠે,
સાચું બોલે લંડ, દંડ તેને નવ દેવો;
સાચું બોલે ધનીક, નામ તેનો નવ લેવો;
સાચાને સુખ તો ઢુંકડું, સાચાનો મરજ સાખીઓ;
કવિ સામળ સાચો સલક્ષણો; ભૂપત તે તો ભાખીઓ;

ચોપાઈ.

વિપ્રને તો કોડી નવ દીધ, પાસે હતું તે ખૂંચી લીધ;
વિપ્ર તાહરો મોટો વાક, અણઘટતું કીધું તેં આક.
બીજો હોય તો મારૂં ઠાર, મૂકું જીવતો જા તું ગામ;

દોહરા.

ઋષિ કહે રાજા સુણો, મેં કીધું રૂડું કાજ;
એ છે તારી દીકરી, એથી રે'શે રાજ.
પૃથ્વીપતિ એ તો થશે, અજીત કે'વાશે આપ;
ઇકોતેર શત તારશે, એના પુણ્ય પ્રતાપ.

છપ્પા.

વિપ્રે દીઠા માન, માન તજી ભિક્ષા માગે;
વિપ્ર ગયા માન, નીચને પાગે લાગે;
વિપ્ર હણેયા માન, નિરધન થઇ દંડાયે;
વિપ્ર જો સુગરેતું જોય, રામા તેની રંડાયે;
પીશ કોડવાક હોયશા વિના, તેજ દરિદ્રી જાણવો;
સામળ કહે સાખો શ. કરે, અહંકાર શો આણવો.
સ્ત્રીના વાક શત સહસે, કાસદુ દીઠા કરતા,
ડહાપણું દન હજારે, દીઠા ભિક્ષામા ફરતા;
સતી શિરોમણિ સિદ્ધ તેહ તો પિંડ ન પામે;
ઉછેરો અદકે હેત, દુઃખ દાવાનળ જામે,

ચતુર લોકની કરે ચાકરી, આંધી ન શકે કો આકરી;
મહાદાતાર મોટેરૂં મન, અહરનિશા આપે બહુ અંન.
શીળ સદામલકેરી વજા, બાંધી ધર્મતણી છે ધજા;
ના અક્ષર તે તો નવ ભણ્યો, જશવંતી જનનીએ જણ્યો.
હા અક્ષર ઉપર બહુ હેત, સદાવ્રતમાં સાચો સંકેત;
અગીઆરવરસનો તેને તંન, પિતાથકી સવાયું મંન.
ચતુરદશ વિદ્યાનાં ચેન, અંશ અવતારી અધિપતિ એન;
પિતાતણી નવ લોપે લાજ, કરે પુણ્યકેરાં બહુ કાજ.

છપ્પો.

સપુત નામ સરદાર, ક્રોધ ઉપર નવ કોપે;
સપુત નામ સરદાર, પિતાનું વચન ન લોપે.
સપુત નામ સરદાર, શ્રાદ્ધ ગયા જઇ સારે;
સપુત નામ સરદાર, તે સામર્થ્ય ન હારે.
વળી સપુતનામસરદારતે, કુટુંબતણું પોષણું કરે;
સામળ કહેસપુત સલક્ષણો, માત પિતા તેનાં ઠરે.

દોહરા.

માત પિતા સુખ પામિયા, સાચો તેહ સુજાણ;
માત તાત જેણે દુભ્યા, પુત્ર નહિ તે પ્હાણ.

ચોપાઇ.

તેહ પુત્રતણો જે તાત, વિપરીત થઇ છે તેની વાત;
પિડાયો રોગે ને દુઃખે, ઘેરાણો નવ બોલે સુખે.
નાખ્યો ભોંય પણ જીવ નજાય, જુએ દ્રષ્ટ બગાસાં ખાય;
નારીએ કરમાં મૂક્યું નીર, સોંપ્યું તન મન ધન શરીર.
હેતથકી જોડ્યા બે હાથ, સતી થઈ આવું તમ સાથ;
સાબાશ કહીને મુતકું મોવ, પછે પુત્ર સામું તે જોય.

છપ્પો.

નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ, કંથને જાણે દેવા.

નારી તેનું નામ, દુઃખ જે આગળ કહિયે;
નારી તેનું નામ,સ્વામીના અવગુણ સહિયે;
વળી નારી નમીને ચાલશે, નારી સપૂત કુળે ફળે;
જીવતાં જશ છતી લિયે, અંતકાળે વાંસે બળે.

## દોહરા.

પુત્ર કહે પિતા સુણો, દો આજ્ઞા કંઇ કામ;
વચન ન લોપું વેદવત્, અમો તમારે નામ.
તારી માતને જે ઘટે, તે બોલી મુજ સાથ;
સહગમન સતીતણું, જળ મૂકયું મુજ હાથ.
તને ઘટે તે તું કહે, જે હોય તારે તોલ;
પછી સ્વર્ગે હું સંચરૂં, સુણી તમારો બોલ.
કહે કુંવર કાને સુણો, ધીરજ રાખો મંન;
સવાયું સદાવ્રત આજથી, આપું અહરનિશ અંન.
ના અક્ષર બોલું નહીં, સાચું એ તો સૂત્ર;
પાણી રાખું પરિયાતણું, તોજ આપનો પુત્ર.
સાબાશ કહું છું તુજને, તેં કર્યું રૂડું કામ;
પિતા મૃત્યુ પામિયો, દેહ તો મુખ શ્રીરામ.
દિવસ પાણી ક્યો દીપતો, કર્યાં કુળકેરાં કર્મ;
સદાવ્રત સવાયું ચલાવિયું, બાંધી ધજા તે ધર્મ.
અખંડ વર્ષ બે વહી ગયાં, ખૂટયા કણકોઠાર;
દાતાને ઘેર હોય નહિ, ભારે તો ભંડાર.
માગણ આવે માગવા, કરવો પડે નકાર;
એથી તો મૃત્યુ ભલું, પુણ્ય પુરૂષને સાર.
નિર્મુખ જો જાચક વળે, કુવચન સુણીએ કર્ણ;
એથી લક્ષ કરોડ વર, મોઢું રૂડું મર્ણ.
ધણી ધણીઆણી કર્મવંન, એ બેનું એક ચિત્ત;
એકાંત વિચાર એવો કર્યો, બેને પૂરણ પ્રીત.
નારી કે' સુણ્ય નાવલા, ભૂંડી હત્યા આપ;
પર હત્યા ક્યાં થકી, પંચ ઘણેરૂં પાપ.

જીવશું તો છે જર ઘણો, મુઆ પછી સઉ ફોક;
જીવ જોખ ને જર જશે, મેણાં દેશે લોક.
સત્યવાદી કહે સુંદરિ, પ્રીત તમે કહી પેર;
હું પરદેશે પરવરૂં, ધરૂણી રહો નજ ઘેર.
ફરે શું બોલો કંથડા, કયમ કરે તરણા મેર;
હું રૂપવતી જોબનપણે, તરૂણી વરશે તેર.
મારો તો તું જીવડો, દેખું ત્યાં રહંત;
અન્જર થાયે જો એક ઘડી, વાયુ પહેલી વહંત.
પર ધરતી પરદેશડે, ખાંતે ઘોડા ખેડ;
કરૂં વિવેટે ચાકરી, મુજને સાથે તેડ.
છત છાની તે નવ રહે, નારી કયમ એક દિશ;
એ તો મેં નવ ઉપડે, તારો ભાર તો શીશ.
નારી કહે અમો નર થશું, ધારણ રાખજો ધીર;
જ્યાં જાશું તેવા થશું, માના જાયા વીર.
સુખ દુઃખ કો કોએતણું, કો આગળ નવ કેણ;
પાપ પંચ હત્યાતણું, વેદ વચન છે વેણ.
સુશું, જમશું બેસશું, સોહાવીશું સેજ;
અંતર બે બાંધવતણું, દિલે રાખશું હેજ.
કથ કહે સુણ કામની, કામ ન જાણે કંથ;
કામ વાસના કરો નહિ, પરવરો સુખે પંથ.
આપણ મંદિર આવશું, ત્યારે નર ને નાર;
તું નારી હું નર પછી, આપણનો વ્યવહાર.

## ચોપાઈ.

નર નારી જુગતે જોડલાં, ઘણાં મૂલી લીધા ઘોડલાં;
પોશાક પુરૂપના બેએ સજ્યા, ભૂપત જેવા એ બે ભજ્યા.
વછરને તો સોંપ્યો વાસ, પૂરણ દ્રવ્ય મૂક્યું તે પાસ;
નિશા સમે નર નારી ગયાં, સ્નેહ સ્નણથી સુખિયાં થયાં.
ખેડ ખેડ કરતાં બંને જાય, કોને ન ગણે લેખા માંય;
ભૂપત ભારે વિદ્યા ભણ્યા, જાણે એક જનુની જણ્યા.

ચંદ્રાવતીનો રાજા ચંદ્ર, અધિકાર જોતામાં ઇંદ્ર;
અલખત સેના ઘરમાં ઘણી, બાણું લાખ ગઢ માળવતણી.
ધારા માંહિ કરે તે રાજ, અસલ અન્યા તનથી તાજ;
ઇંદ્રાદે તેને ઘેર નાર, લક્ષણ તેમાં વીશ ને બાર.
શિરોમણિ તે માંહે સની, પવિત્ર ઘેર પોતાનો પતિ;
તે ગામે આવ્યા એ સ્વાર, જાણે કંદર્પનો અવતાર.
રામ લક્ષમણ સરીખી જોડ, નહિ કોમાં ખાંપણ કે ખોડ;
દેવ દેવાંશી સરખા દીઠ, મહીપતિને મનં લાગ્યા મીઠ.
બોલાવ્યા દઈ ઝાઝાં માન, પ્રીતે આપ્યાં શ્રીફળ પાન;
કોણ દેશતણા છો રાવ, ક્યાંથી આવ્યા ને ક્યાં જાવ.
શા શા સગા ને શાં તમ નામ, શું ધાર્યું છે મનમાં કામ;
બાળાપણમાં બાળે વેશ, કેમ નિકળ્યા છો પરદેશ.
ને બોલ્યા મન ધરતાં લાજ, મન ધરજો મોટા મ્હારાજ;
રજપૂતરાય જાણો એ વાત, સગપણ બારે અમ એ ભ્રાત.
ગામ નામ કહું છું કથી, અમને કો ઓળખતું નથી;
બાંધવી મન સતશુ બાકરી, ચિત્તમાં ચાહું છું ચાકરી.
દાણો પાણી હોશે જ્યહાં, તે ઠેકાણે રહેવું સદાં;

છપ્પો.

કહીએ પિતાનું નામ, જો કંઇ રૂડું કરીએ;
કહીએ પિતાનું નામ, હામ ઠેકાણે હરીએ;
કહીએ પિતાનું નામ, જ્યહાં ઓળખે આપે;
કહીએ પિતાનું નામ, જ્યહાં ખત લખતું છાપે;
વંશ કહેવો વિવા વિષે, હકરાત દેખાડે હાકરી;
છે નામ અમારૂં નાનીઆ, ચિત્તમા ચહીએ ચાકરી.
સુખી તે ઘરબાર, સુખી પરદેશ ન જાયે;
સુખી સજે શણગાર, સુખી ખડધાન ન ખાયે;
સુખી ન ઉંચકે ભાર, સુખી ઓશિયાળ ન વેઠે;
સુખી નવ રહે આધિન, સુખી નવ માનજ મેટે;
સુખી અનેક શોભા ધરે, કરે કલ્પના કામની;
સામળ ન સુખમાં સાભરે, રટના સીતા રામની.

ધન ગાજે કરે છે જોખ, ગુણવંતાં બેઠાં છે ગોખ;
વિનોદ વારતાની છે વાત, વાજે ચોઘડિયાં માઝમરાત.
અનંગ અંગમાં પેશી ગયો, ચપળાનો ચમકારો થયો;
કામનીકાયા વ્યાપ્યો કામ, મન નવ રહેવા માંડ્યું ઠામ.
સેજ એક બેઠાં છે ઠરી, સપૂત પાસ સતી સુંદરી;
નરશુ નેહ ધરે જેટલે, પેલી વાત પ્રીછી તેટલે.
અરે પ્રભુ એ તો શું થાય, બોલ બંધ અમારૂં જાય;
પાણી જાએ પરીઆતણું, દુભાશે પરમેશ્વર ઘણું.
નર કે'નારનું વચનજ ગયું, વળતુ તે તેમાં શું થયું;

છપ્પા.

એક વચનને કાજ, રામે વનવાસજ વેઠ્યો;
એક વચનને કાજ, બળિ પાતાળે પેઠો;
એક વચનને કાજ, વેચિ હરિશ્ચંદ્રે નારી;
એક વચનને કાજ, પાંડવો હાર્યા પ્યારી;
વળીએકવચનનેકારણે, ભડ પાચે વનમાં ભમ્યા;
કહે સામળ કુવચન કારણે, સો કીચક સાથે શમ્યા.
વચન એકને કાજ, નજે પીધું પરઘર પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબજા ઘર આણી;
વચન એકને કાજ, હરે હળાહળ પીધું;
વચન એકને કાજ, દેવ વૈર દૈત્યે લીધું;
શુભકર્મધર્મને શર્મસૌ, વચન જતાં તે વહી ગયું;
કવિ સામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.
વચનકાજ હરિશ્ચંદ્રે, મસાણે વાસજ કીધો;
વચનકાજ દશરથે, રામને દેશવટ દીધો;
વચનકાજ નળરાય, દાસ થઇ દીધું નમણું;
વચનકાજ લંકેશ, રામનું ગમ્યું ન સપનું;
એક વચનકાજ સ્વર્ગે જશો, વચન ગયે સૌ જાય છે;
કવિસામળભટ સાચુ કહે, વચને જગ જીતાય છે.
છૂટું મૂકિયે મન, ભ્રષ્ટ થાયે સો વાતે;
છૂટું મૂકિયે મન, વણમે વરવી વાતે;

અરૂણે જ્યમ અંબુજ કરમાય, જ્યમ વરૂણે વન્હી હોલાય;
લેણદાર દેખી દુઃખ થાય, કરજદાર જેવો કરમાય.
એમ કરમાઈ ગઈ તે કામિની, ભામિનીએ ભાળી ભામિની;
રાણિએ ચાંપી હૃદયા સાથ, બોલી અમૃત જેવી વાત.
દેખે રાજા દેખે કંથ, અલ્પ વાત રાખી છે અંત;
કર પકડી બેસાડી સેજ, હેડા સાથે આણી હેજ.
હાથે વસ્ત્ર વિસર્જન કર્યાં, પુરૂપ તણાં આભૂષણ હર્યાં;
ચણિયા ચોળી પેરાવ્યાં ચીર, નારીતણું ત્યાં વાધ્યું નીર.
ચતુર એકલાં બેઠા ચાર, બે નરનાર ને બે નરનાર;
એ વાતનું તો અચરજ અડયું, કેમ પરદેશી જાવું પડયું.
માંડીને કહી વિગતે વાત, સાભળ રે તું મારી માત;
સદાવ્રત શોભા કારણે, બેઉ જણ નીકળ્યાં બારણે.
સાચાં માન્યાં સર્વે વ્રત, તાજો રથ જોડાવ્યો તર્ત;
સાસરવાસો પૂરણ કરી, મોટી વેલ એક મોરે ભરી.
ગામ સુધી વળાવી દીધ, કામ પુણ્યતણું સહાં કીધ;

મોહનાએ કહી એવી વાત, સુણો સ્વામિજી વિખ્યાત.
પંડિત ગયો પોતાને ગામ, ગામ નામ લખી રાખ્યો દામ;
હું નહિ મૂકું તારી કેડ, તરૂણી કેહ મને સાથે તેડ.
નરનારી બે ઘોડે ચડયાં, માત પિતાને પાયે પડયાં.
મધરાતે ચાલ્યાં બે જણાં, પુરૂપ વેપ ગુણવંતાં ઘણાં.
બત્રીશ લક્ષણ બુધ નિધાન, જાણે અષ્ટાદશ વિધાન;
મહામંદથી બેઉ માલિયાં, ચતુર નરનારી ચાલિયાં.
જ્યાં દાણો પાણી ત્યાં જાય, સ્નેહ ઘણો ને સુખીઆં થાય;
શુકન વાટ માંહે સુછયા, પુરૂપ ને પ્રેમદાએ પૂછિયા.

છપો.

ડાબી થાય જો છીંક, કામ કરી ઘર આવે;
તોરણ બાંધે ચાસ, લાભ લાખેણો લાવે;
ડાબી દેવા દાખ, રાજ આપે તે રિદ્ધિ;
જમણો ભૈરવ જાય, સંપત સુખ આપે સિદ્ધિ;

વાજીંત્ર નાદ નૃર્તકિતણા, વળિ કુમારિકા કુંભે ભરી;
છત્ર દરશન ચામર ચરમ, સામળ કેહ કામ આવે કરી.

## દોહરા.

મળે કાષ્ટને કોયલા, મળે છાણુ ને છારા;
મળે કાંટા કે કુશકા, વેદ ન આવે પાસ.
મળે વેરાગી પરતીઓ, મળે રજશ્વલા રંડ;
વણ ટીલે વાડવ મળે, દૈવ તણો એ દંડ.
મળે જટિલ કે ઝાંખરાં, કામિની છૂટે કેશ;
મળે શુધ હીણ બાયલો, હાણુ કરે હમેશ.
કર કાઠી ફૂવાડલો, કર કરવત સતાર;
ફરી ન દેખે દેશને, જો કર લોઠું લુવાર.
ચર્મકાર ચર્માં લઇ મળે, મળે ચામથો ચોર;
વેચે સાવરણાં સુપડાં, મારગ મારે ઢોર.
લવણુ કે લોઢું મળે, મળે પાલી કે પરડઃ
તેને મરણુ છે ઢુકડું, મળે ખડગ કે ભરડ.
વણુ પખાલ પાડો મળે, ઉપર સ્વારી ઊંટ;
બેડાંગ વિણુ પલાણુથી, ચિંતા થાય ચોખૂટ.
મળે ધૂમાડો ધૂમનો, મળે મહુડાંની મોટ;
મળે તરણુ કે તુમડાં, ખરી વેપારે ખોટ.
ભૂખ્યો આવે ભાંડતો, ફાકતો આવે લોટ;
છૂટી ચાલે છેલડો, ખરી આવે ઘર ખોટ.
ખોળ તેલ કપાશીઆ, આટો ફૂટો ઇંટ;
માંકડ મૂછો મારગ મળે, પડે પાણુ કંઈ પીડ.
માથા બોડો માંજરો, વામણો દામણો દેહ;
રોગી મળે કે રાંડવો, માથે દુઃખનો મેહ.
વૈદ મળે વણુ કોથળે, પંડિત પોથી હીણુ;
વણુ તાજુએ વાણિયો, ખરા લાભમાં ખીણુ.
ધોએ વસ્ત્ર ધોબી મળે, તોલ લાભમાં તર્ત;
માર્ગ મેલે વસ્ત્રે મળે, એ મેલ પમાડે મર્ત.

મળે માલણ ફળ ફૂલશું, મળે તંબોળી પાન;
મળે નાપિક કર આરશી, ધનના ઢગલા ધાન્ય.
ગાતી આવે ગોરડી, ભણતા આવે બ્રહ્મ;
ધણુ મળે ધેનુતણું, તો તો ખોલ્યું કર્મ.
ગુણ સહિત ગોધો મળે, પોઠી પોઠ સમેત;
ધજસહિત ગજ જો મળે, લાભ રાજનો લેત.
મળે કસુંબાં કાપડાં, મળે મોતી કે મોર;
દામ આવશે દશ ઘણો, વસત વોરંતી વોર.
સારી વાત જો સાંભળે, સારૂં દેખે દષ્ટ;
સારૂં કરવા સંચરે, કદા ન પામે કષ્ટ.
હળ પજેટી હાથમાં, મોટ માથપર બીજ;
મળે કણબી જો કણુશલી, રામા સંઘાથે રીઝ.
બાંય ધર્યો હોય બેટડો, માથે હોયે ચાર;
ભેંશ હાંકે જો ભામિની, નિશ્ચે પરણે નાર.
ઘણું ભર્યું હોય ગાડલું, હળપતિ હાંકણહાર;
ધોળા ધોરી જોતર્યા, અલખત અપરંપાર.
કરાકરાગો આવે કૂતરો, હરખ ઘણેરો હામ;
સન્મુખ થઇ જો સાંઢિયો, કરીને આવે કામ.
કોળી મળે કર કામઠે, મળે કટારે ભાટ;
ખડગ હથિયારે ક્ષત્રીઆ, વેદ સમારે વાટ.
પોથી પકડી પંડિત મળે, પૂજ્યો અરચ્યો પેર;
એ શુકનથી સંચરે, ગર્થ રળી આવે ઘેર.
સાંભળ શામા સુંદરી, અધિક શુકન છે આજ;
કો એક કષ્ટ છે વાટમાં, પછી બેસાડે રાજ.

## ચોપાઈ.

વાતો કરતાં વાંટે વહ્યાં, ઘણાક જોજન ગામે ગયાં;
ઉતર્યા જઈ ચૌટાની માંય, બાંધ્યા અશ્વ તરતીબે સાંય.
તરતીબવંત દીઠા બે તાય, આવી ગુણકા કરવાં નાચ્ય;
ગાનતાન ને માંડ્યો રાગ, નહિ પગ મેલણ કેરો માગ.

હાવ ભાવ કટાક્ષે કરી, લે કામિની પુરૂષ મનહરી;
જુવતી ભાવ કરે જેટલે, શામા સાન કરી તેટલે.
પ્રિછવતી પોતાનો પતિ, મોટમ પદવી મોટમ મતિ;
વરણાગી વપુની વરત, તોલ કર્યો ગુણકાએ તરત.
કોઇક કૌતક સરખા ચેન, નરં છે પણ નારીનાં નેણ;
સ્વરૂપ સાજે શામા સાથ, હેતે કોટમા ધાલ્યો હાથ.
વળી ખોળામા મૂકી શીશ, એમ ખ્યાલ ગાયા દશવીશ;
ખરી નીશા પોતાની કરી, સોય વશ શામે સુંદરી.
દીલ રીઝવી દાઓ દેઉં, લાડ કરી લલિતાને લેઉં;
પામી રીઝ તે પૂરણ પેર, ગુણકા ગઇ પોતાને ઘેર.

## દોહરા.

મોટા કણ મોતીતણા, આંબળા જેવડા એહ;
તરત લઇ આવી તારૂણી, ધણો ધરી મન નેહ.
એવા મીઠાઇને મોતીઆ, ભૂપતને કીધ ભેટ;
તમ જોગ છે તે લીજીએ, ઠાઠ કર્યો એમ ઠેઠ.
મદન કહે સુણ માનની, સ્ત્રી સાથે શું સલ;
વેચવા હોય તો વણિકને, તેડી કરાવું મૂલ.
ગુણકા કેહ ઘેલા થયા, શો મોતીમા માલ;
તમ સરખા જો રીઝશે, કરો નિમેષમાં ન્યાલ.
મોહના કહે એ મોતીઆં, એનો તો નહિ અર્થ;
કદાચ ચાર હોય જોડિલાં, આપું ગણીને ગર્થ.
કપટે બોલી કામની, પૂરણ પ્રીતે પેર;
સાથે આવો સોંપીએ, બીજાં બે મુજ ઘેર.
જાતિસ્વભાવ જુવતી તણો, જાયે લોભમા જીવ;
વિનાશકાળ વિપરીત મતિ, કરનારો તો દૈવ.
મદને વારી મોહના, કરીએ નહિ એ કામ;
એહ અજાણી નાર છે, એહ અજાણ્યું ગામ.
જખ મારે છે કહી ગઇ, થઇ ઘોડે અસ્વાર;
ચતુર ચોવટામાં રહ્યો, નારી સાથ ગઈ નાર.

વેડાંગ વાધ્યો વાટમાં, મોટા તેના મેલ;
ચિત્ર ભણ્યું બહુ ચંતની, સઘળી વાતે સેલ.
આદરભાવ અતિશે કર્યો, શતવાતે શત માન;
મોતી મુખ આગળ ધર્યાં, પ્રીતે મેલ્યાં પાન.
બીજી દાસી મોકલી, મદન પાસ ત્યાં મર્મ;
વાત બનાવી ત્યા કરી, અતિશે જુઠ અધર્મ.
ચુગલી થઇ છે ચોતરે, વિપરીત વારંવાર;
ચતુર નર ચૌટે ઉતર્યા, એક નર ને એક નાર.
નારી તણો નિશ્ચે કર્યો, રૂડું દીઠું રૂપ;
ચેતો ચેતો ચતુર નર, ભામની લેશે ભૂપ.
કપટ વાત એ રાયની, અમે સાંભળી કર્ણ;
માટે આવી પ્રીછવા, આવ્યા અમારે શર્ણ.
પેલી ભાગોળે પૂર્વ દિશ, કાઢી મૂક્યાં કામ;
છ જોજન છત્રાલ છે, રહેશે તેણે ઠામ.
પરવરો તમે પંથડે, ક્ષણ ન લાગે વાર;
જાવ ઉતાવળા જઇ મળો, ભામની ને ભરતાર.
છેટું જો પડશે રાયજી, વનિતા જોશે વાટ;
વાત સાંભળી વિસ્મે થયો, અંતર માંય ઉચાટ.
અરે ઇશ્વર એ શુ થયું, ભામની સાથે ભોગ;
વેડાંગ બેઠી વાટે વળ્યો, વેદ પડયો વિજોગ.
બીક ઘણી તે બાળને, વળી વણિકની જાત;
નાસે નેવું ખડખડે, ભોળી ભયાનક ભાત.
તસ્કર દેખી તરફડે, પાગ ન મૂકે પ્રીત;
બીકણ બીજો એથી નથી, રૂડા વણિકની રીત.

## છપ્પા.

સ્થાનક બેઠો સિંહ, વન ગયો ત્યાં હરણું;
સોદા કાળ શિયાળ, તાતો ભજે ત્યા તરણુ.
ભોજન કાળે ભીમ, મૈથુને શ્વાન સરીખો;
કુરકટ મરકટ રૂપ, પિંડ મોટેરો પરખ્યો.

બળીઆથી બેહરો થાયછે, ગરીબ સાથ ગાજે ઘણું;
લખવે કચરી કુટણું તે, છે તોલ ડાહપણુ વણિકતણું.
સહુ ભરે છે પેટ, વણિક ભરે છે વાંસો;
કો જર મૂકી જાય, પાછું લીધાનો સાંસો.
મરી જીરાની માંય, જર તે વાળી નાખે;
વાલો સગો સહોદર, સ્નેહ તેનો નવ સાંખે.
આપણુ જો નાણું માગીએ, કેશે માગો છો દોકડા;
એ માગે જો અરધિયું, કેહ લાવો રૂપીયા રોકડા.
વસે નહિ જ્યાં વણિક, તેહતો ઉજડ કહેવું;
વસે નહિ જ્યાં વણિક, ત્યાંહિ વાસો નવ રહેવું.
વસે નહિ જ્યાં વણિક, ત્યાંહિ વેપાર ન કરવો;
વસે નહિ જ્યાં વણિક, ત્યાંહિ ભંડાર ન ભરવો.
વેહેવાર વિવેક વિદ્યા નહિ, વસે નહિ જ્યાં વાણિયો;
વર્ણ અરાઢમાં વેવારિયો, સામળ કેહ જુગતે જાણિયો.
જીવ દયા પ્રતિપાળ, દિલ દાતા ને દાનો,
વણજવગીર ને વ્યાજ, મોટમે મહીપત માનો.
જરૂરી મજુરી અનેક, કપટ કિંકરનો કણીઓ;
ડોશીના દામ દલાલ, ભાર ભંડારી ભણીઓ;
છે ગુણસાગર ગરવો ઘણું, લેણુ દેણુ લાયક લહ્યો;
વિવેક વિમળ વરવાણિયો, સામળભટ કવિએ કહ્યો.
દઢ હૈડાનો ધીટ, નીરમાં નાણું નાખે;
એ ડાહ્યો દિલ દીઠ, મુખે ભુંડું નવ ભાખે;
અંગમાં પ્રગટે બુધ, સમે પરમાણે સૂઝે;
કરે લાખોનો વણજ, જર બ્હાણોએ ઝૂઝે;
દોશર કરે કોડી તણી, ખરચે કોડ જશ જાણિઓ;
ચાર વરણમાં ચતુર નર, વિવેક જોતાં તો વાણિઓ;
કરે વણિક વેપાર, વણિક વિવેકી ડાહ્યો;
અકલ ઘણી અપાર, વણિક જાયે નહિ વાયો;
વણિક કરે નહિ પાપ, વણિક જારી નવ જાણે;
વણિક રહે ગાળો ખાંખી, વણિક અકાર નવ આણે;



વણિક નંવ થાયે આકળો, મહાજનમાં મહિમા ઘણો;
બંદી છોડામણ બહાદુરો, સાંમળ તોલ એ શાહતણો.

## દોહરા.

બીહે ઘણું ખાએ ઘણું, ઘણી કેરશીર કરનાર;
ઘણો વિવેક તે વણજમાં, શાહવટનો સરદાર.

## ચોપાઈ.

તેહ મદન તો નાઠો તર્ત, જાંણે માથે આવ્યું મર્ત;
મોહના ગુણકાને ઘેર ગઇ, વળતી તેની શી ગત થઇ.
ગુણકાએ તો જોડયા હાથ, બોલી તે મોહનાની સાથ;
મારા ગામતણો ઠાકરો, અતિશે લંપટ છે આકરો.
તેને જાણુ તમારૂં થયું, એકાંતે તેડીને કહ્યું;
એક નર 'ને બીજી છે નાર, જાએ નીકળી કરીને જાર.
જશ જરવંતા દીસે જોર, આવ્યા હાથ આપણને ચોર;
એ પુરૂષને પ્રાજે કીજિયે, નારીને આપણ લીજિયે.
દિલ દયા ઉપની છે મુને, તેડી લાવી મંદિર તુને;
કાઢી મેલ્યો તારો કંથ, પૂર્વ દિશા પશ્ચિમનો પંથ.
માટે મંદિર મારે રહો, કામકાજ તે મુજને કહો;
શોભિતા પેરો શણગાર, ભોગવો નિસ નવા ભરતાર.
ચુઆ ચંદન બેક બરાસ, લક્ષ્મી લીલાલેર વિલાસ;
ખાવ પીઓને ખુશી કરો, પ્રીત પરદેશીની પરહરો.
ન ગમે વાતને અમને નડો, પુરપતિ કારાગૃહમાં પડો;
પ્રીત કરો તો રાખું પાસ, નહીં તો દળશો થાશો દાસ.
મુજ સહિત દાસી સાં સહુ, રાય પોતાની કરશે વહુ.

લગાર મુખ મરડયું નહિ, વરવી ન કીધી વાત;
અરૂણ એટલે આથમ્યો, થઇ અંધારી રાત.
સૂતી સહુકો સુંદરી, ભર નિદ્રાવશ હોય;
મન એક જાગે મોહના, કળી શકે નહિ કોય.
ચાતુરને નિદ્રા કશી, આળસ રાખે ન અંગ;
ચતુરા પડી છે પાશમા, થયો ગુણકાનો સંગ.
ઊઠી મન આસન તજી, જરૂરપણે હું જાઉં;
ગુણકા ગુણ દીધો મુને, કાઇ ઓશીંગણ થાઉં

છપ્પો.

પાણી આપેને પાય, ભલું ભોજન તો દીજે,
આવી નમાવે શીશ, દંડવત્ કોડે કીજે.
આપણુ ધાસે દામ, કામ મોરાનુ કરીએ,
આપ ઉગારે પ્રાણ, તેહને અર્થે મરીએ.
ગુણ કેડે ગુણ દશ ગણો, મનમા વાચા કરમે કહી;
અવગુણ કેડે ગુણ કરે, તો પિતૃ પિંડ લેશે નહિ.
પિતૃ તારે લે પિંડ, કુડ કપટ તે કાચું;
પિતૃ તારે લે પિંડ, બોલિયે તેમા સાચુ
પિતૃ તારે લે પિંડ, ગુણ કેડે ગુણ કીજે,
પિતૃ તારે લે પિંડ, વેર પિતાનુ લીજે;
પિતૃ ત્યારે પિંડ લે, કષ્ટ બીજાના કાપીએ;
સામળ કેહ પિંડ પિત્રાઇલે, જો વ્યાજમિકકેધનઆપીએ.

ચોપાઈ.

તે ગુણકા પોઢીતી જ્યાય, પછી તારૂણી આવી ત્યાય,
તેના મુખમા ડુંચો દીધ, કટાર પોતાનો કરમાં લીધ.
ઊંધ મધ્યે દીધી છે આચ, છેદી નાસિકા અગુળ પાચ;
કાપી હોઠ બે અંગુળ એક, છેદ્યા કર્ણ બે કરી વિવેક.
હાથ પગે બંને બાંધીયા, પાપ કર્મ તેના કાપીયા;
એક સ્થંભે બાંધી તે નાર, કાપી જીભ જેનો વેપાર.
કાપી ચોટલો બાડી કરી, મધરાત સમે નારી નીસરી;
શોભ્યો પુરૂષતણો શણગાર, આપે અશ્વ ઉપર અસ્વાર.

ઇશાન ખૂણે આપે ગઇ, વાટે તેની શી ગત થઇ;
વણિક વાવ્ય દિશાએ ગયો, સમાચાર તેને શો થયો.
બરતાર ભામનીકેરા ભોગ, વહેતી વાટ પડ્યા વિજોગ;
ચાલી ચતુરા ચતુર સુજાણ, પ્રમદા એકલી પંથ પ્રણામ.
જુવતી વાટે ચાલી જાય, દવ દીઠો બળતો વનમાંય;
તેમા એક બળે છે નાગ, નાહાનો નવ લાગ્યો લાગ.
પરમેશ્વરનું ધરિયું ધ્યાન, પ્રભુ મને થાઓ સુપ્રમાન;
કરે તરફડાટા ઝૂરે ઘણું, દુખ જાણ્યું તરૂણી તેતણું.
અશ્વથકી ઉતરી તે હેઠ, મૂકી ઢાલ આગનમાં ઠેઠ;
પગ મૂકી પન્નગ કાઢીઓ, બહુ સુખ તેને વાધીઓ.
પોટલીએથી સિંચ્યુ નીર, શીતળ થયું તેનું શરીર;
તે પન્નગને વાચા થઇ, કથા કામની પ્રત્યે કહી.
તેં બળતો રાખ્યો મુજ દેહ, નિશ્ચે મુજને પ્રગટયો નેહ;
સર્પ બોલિયો શામા સાથ, હેતે મણિ એક આપી હાથ.
એહ અમૂલ્ય શોભે સાચ, પ્રૌઢા ગુણ એમા છે પાંચ;
સર્પતણું ચડયું હોય ઝેર, મરતો હોય થતો હોય ફેર.
મણિ મેલે જીવતો તે થાય, ઝેર દુઃખ સમૂળુ જાય;
બીજો રગતપીતે ગળે, દેહ અગ્નિની પેરે બળે.
મણિ ધશી ચોપડીએ તર્ત, કંચન જેવી કાયા વર્ત;
ત્રીજો હોય કાયા કોઢીઓ, લખત પાપ થયો લોભીઓ.
તેને ધશી પાઓ દિન સાત, કાયા નીરોગ ભજે તે ભ્રાત;
ચોથો આખે હોયે અંધ, પડલ આવેલા લોચન બંધ.
અંજન કીધે કાપે કષ્ટ, નેત્ર ખુલે ને દેખે દષ્ટ;
પાંચમી વંઝા હોયે વેદ, ન આવે ઋતુ ખરો એ ભેદ.
આઠ દિવસ પાઇએ અર્ક, મોટી વંઝા પણ ધારે ગર્ભ,
હું છું વાસુકિકેરા વંશ, અવનિમાં પડયો છું અંશ.
રૂડું એ મારી પાસે રત્ન, જાળવી રાખ તુ કરી જત્ન;
દેવતાને દુર્લભ છે એહ, તુજ ઉપર મુજને છે નેહ.
તેં તો કષ્ટ મારૂં કાપિયું, એ રત્ન મેં તુજને આપિયું;
વળી એક કહું છું તુને, ભીડ પડે સંભારજે મુને

આવી ઉભો રહીશ ત્યાંય, વિષમ વાટ કે વસમી જગામ;
હું ચાકર થઈ રહું તાહરો, તું તો પ્રાણદાતા માહરો.
અધિકપ્રીતે મણિ આપિયો, ચાતુર નર પંથે ચાલિયો;
જોતો નગર તે જુગતે જાય, જઈ પોંચ્યો મહીડાપુર માંય.
કશોપારખ કોટિધ્વજ કામ, રહેતો વાણવટી તે ઠામ;
નિશા વાસો રે'વા કારણે, બાંધ્યો અશ્વ તેને બારણે.
મોટા જાણી દીધાં માન, ભાવતાં ભોજન મેવા પકવાનઃ
બેઠા વાત કરવા એકાંત, ભલપણ જાણી ભાગી ભ્રાંત.
મલિન તમારૂં કેમ વદન, રિદ્ધ છે ને કાં કરો રૂદંન;
સાંભળ પંથી મારા ભ્રાત, મારા દુઃખની કહું શી વાત.
છપન ક્રોડ ટકા છે ગર્થ, એ તે શે આવે મુજ અર્થ;
ઘણે પાપે હું તે ગાંઠ્યો, વ્યર્થ જન્મ થયો છું વાંઝીઓ.
નથી જોતુ કો મારૂં મુખ, દેહમાં પ્રગટ્યું એ મોટું દુઃખ;
જ્યારે મારો છવડો જાય, પર દ્રવ્ય ખાલસાઇ થાય.
એમ કહીને આસુ ભર્યાં, તે પંથીએ મનમાં ધર્યાં;
સાંભળ રે વણિકના તંન, ધીરજ રાખજે તારે મંન.
ઋતુ સમે તુજ નારી ઠાડ, મણિ ધોઇ પાઓ દિન આઠ;
રહેશે ગર્ભ પ્રસવશે પુત્ર, શોભશે તારૂં તો ઘરસૂત્ર.
નાગે કહ્યું તું ત્યાં તેમ કર્યું, તે નારીનું હૃદયા ઠર્યું;
હૈડામાં પ્રગટ્યું બહુ હેત, સોંપ્યું તન મન ધન સમેત.
તમ પાસે માગું છું અમો, ભક્તિ કન્યા વરજો તમો;
એ પાળી પુત્રી માહરી, પરણીને કરજે તાહરી.
તમ વિના પરણાવું આપ, તો પ્રલેકાળનું માથે પાપ;
રીતભાત તો કોડે કરી, મોહનાએ માણકદે વરી.
સસરા પાસે માગી શીખ, મન માંહિ નવ આણી બીક;
જરૂર જાત્રા મારે જવું, ઇષ્ટદેવ ઓશીંગણ થવું.
લાખક્રોડનો આપ્યો માલ, તે મૂકી ચાલ્યો તતકાળ;
પિયેરમા તે કન્યા રહી, મોહનાકેરી શી ગત થઇ.

દોહરા.

ચાલી ચતુરા ચંચળ ચિત્ત, જ્યાં બદ્રીકેદાર;
મનુષ્યદેહ સફલ કર્યો, છુટ્યો શુભ સંસાર.

પુરંદરસેન ત્યાં પુરપતિ, અંધ થઇ બેઠો આંખ;
દુઃખ દાવાનળ દેહમાં, સુખીઓ કેમ રેહે સાંખ.
અકળાયો ઘણું અધિપતિ, આવ્યો સમીપે ઈશ;
સ્નાન કરી સમર્પવા, માંડયું તેણે શીશ.
દુનિયા મળી છે દેશની, સહુ રૈયતને શોક;
એવો રાય મળશે નહિ, ત્રાહ ત્રાહ કહે લોક.
મોહનાએ મન વિચારિયું, શે અર્થ આવે રતન;
શિશ અર્પે સેજમાં, જીવનું રાખું કરી જતન.
મહિપત તું મરીશ મા, ગુણવંત આવો ઘેર;
કરૂં ક્ષણમા દેખતા, નિવારૂં સૌ કેર.
પુરપતિ આવ્યો મેલમા, જ્યાં ઇશ્વરની મેર;
અંજન કીધું આંખમા, પુર્ણ પ્રીતની પેર.
ચપળાવંત ચક્ષુ થયા, તરણિ જેવું તેજ;
અતિ સુખ પામ્યો અધિપતિ, હૈડે પ્રગટયું હેજ.
કન્યા ઘેર કનકાવતી, દીધું કન્યાદાન;
રાજપાટ આ તુજતણું, મોહના પામી માન.
કર સંપૂટ કરી બોલિયો, સુણો સસરાજી સત;
જોવો દેશ મારે ઘણો, પરમેશ્વર રાખે પત.
જરૂર જાતું છે જાતરા, આવીશ થોડે દિસ;
પૂછીશું પરબ્રહ્મને, ગોકરણેશ્વર ઇશ.
મૂકી માતુની મંદિરે, ચાલ્યો ચતુર સુજાણ;
દમલપુર વિશે ગયો, ભીમ ભલેરા ભાણ.
પદમાકર પરધાન છે, પુણ્યવંત બહુ પેર;
મોહના અશ્વજ બાંધિયો, તે ગુણનિધિને ઘેર.
ખાન પાન ભક્ષ ભોજય ને, લવંગ સોપારી લીધ;
અરસપરસ અદકેરડી, વીતક વાતો કીધ.
વાત કરતાં વજીરને, આંખે આંસુ ધાર;
દુઃખ અર્ણવમાં તે પડયો, અપરંપાર અપાર.
કહો છો તે સર્વે ખરૂં, નર ઝાઝા વિજોગ;
એકજ એક છે દિકરો, તેને છે ક્ષયરોગ.

સોળ વરશે સલક્ષણો, કળા ભીતર ને બાર;
પદ્મનીથી છે ફુટડી, તેર વરસની નાર.
તેના પિતાને તન નથી, એ કન્યા છે એક;
દુ:ખ દાવાનળ દેહમા, વિપરીત એહ વિવેક.
એ દુ:ખે દાઝી ગયા, દહન કરીશું દેહ;
બે દુ:ખ કેમ વિસારિયે, નેણે આંસુ મેહ.
છેલ્લે ક્યારે પાણી ગયું, તોલ કરતાં તર્ત;
બે ચાર કે દશ દિવસે, માથે આવ્યું મર્ત.
મ્હા દુ:ખ પામી મોહના, હૈડે રાખો ધીર;
શ્રીકૃષ્ણ કરાર એને કરે, બળભદ્રકેરા વીર.
પાયો મણિ ધરી ધરી, જશ પામી તે જોગ;
ક્ષણ એકમા ખોવાયો, ખડતાલે ક્ષયરોગ.
કંચન જેવી કાયા થઇ, જમે અદ્રીશેર અન્ન;
સુખસાગર અતિ ઉલટયો, માત તાતને મન.
પ્રધાન પુત્રી પદ્મની, પરણાવી બહુ પ્રીત;
આપ્યા ગજ રથ ઘોડલા, રાજસ રૂડી રીત.
વીસ દિવસ વાસો રહ્યા, કરી સસરાને અર્જ;
જાવું જરૂરી જાતરા, કૃષ્ણ દેવનું કર્જ.
મહિલા મૂકી મંદિરે, પરવરીઓ તે પંથ;
ચંચળ અશ્વ ચલાવિયો, સમરી ઊમયાકંથ.
ચાતુર પુરૂપ તે દીસનો, ચિત્ત ચિંતા ધરંત;
ચંદ્રાવતી નગરી વિષે, ચંચળ પોતે ચંત.
ચંદ્રસેન રાજા ચતુર, ચંદ્રાવતી ઘેર નાર;
ચંદ્રવદની ઘેર દીકરી, અધિક રૂપ અપાર.
દોહત દુનિયા અતિ ઘણી, ઘણી લક્ષ્મી ઘરસત્ર;
કાયા કુષ્ટિ કોઢિયો, પેટ નહિ તે પુત્ર.
રક્તપીત રોગે રહ્યો, ચૂએ રૂધિર ને માસ;
લક્ષ વીછીની વેદના, પાપતણો પ્રબંધ.
અન્ન નીર નિદ્રા નહિ, જંપે ન અષ્ટે જામ;
ધારે કરવત મુકાવવા, જાએ કાશી ઠામ.

પ્રયાગ જઇ પ્રાજે કરૂં, દેહ પડે જો ગંગ;
તો તો સ્વર્ગ સધારીએ, જ્યમ લમ રૂડો રંગ.
પાટ સોંપ્યો પરધાનને, રિદ્ધ સિદ્ધ સહુ રાજ્ય;
પરતાનું કર્યું પુર વિષે, તનુ કરવાને તાજ્ય.
વિશ્વ બધું જોવા ગયું, કલકલ કરે કલપંત;
પ્રયાગ જાય છે પુરપતિ, કરવા દેહનો અંત.
મોહનાએ મન વિચારિયું, ભારે દીઠો ભૂપ;
પાછો વાળ્યો પુરપતિ, રૂડો રાજસ રૂપ.
શુભ વચને સંતોષિયો, ધારણ દીધી ધીર;
મણિ ઘશીને ચોપડયો, શુદ્ધ કર્યું શરીર.
થઈ દેવાંશી દેહડી, ભારે પામ્યો ભોગ;
કોઢ ટળી કંચન થયો, રૈ રૈ કાપ્યો રોગ.
પ્રસન્ન થયો તે પુરપતિ, મનમા થયો તે મગ્ન;
કન્યા પરણાવી કોડશુ, લઇ લાખેણું લગન.
રાજપાટ સર્વે તાહરૂં, આ છે તારો દ્રવ્ય;
ગજ રથ ઘોડા માલ ધન, ચાકર તારા સર્વ.
તેર દિવસ તે ત્યાં રહ્યો, માગી વેદ વિદાય;
જાત્રા જઇને આવશું, ત્યારે આનંદ થાય.
અશ્વ સજીને એકલો, પરવરિયો તે પંથ;
પુર દક્ષિણ પૃથ્વીતણું, ચંચલ રૂડું ચંત.
ગયો ફરતો ત્યાં ગુણનિધિ, સોપારા ગુણ ગામ;
ધર્મધર રાજ્ય ધરાપતિ,નિર્મળ નરપતિ નામ.
ચૂકવે રાજ્ય ચોખૂટનું, કોકણ પર્યંત કરંત.
દુશ્મન દ્વેષિ દેશપત, તેના દર્પ દરંત.
અનમી નર નમાવીઆ, શિર શોભાવ્યું છત્ર;
સિંહાસન સોનાતણું, પુંઠળ ચોડયાં પત્ર.
આણ ફરે અવનિ વિષે, અજીત નામ કેવાય;
પેશકશી સહુ પુરપતિ, જરૂર આપવા જાય.
અલખપત ધણી અપુત્ર તે, એ મોટો અન્યાય;
પૃશ્ણાંવતી કંદર્પ સમી, એકલી એક કન્યાય.

લાડકવાઇ લાડકી, બાળા બુધ નિધાન;
પરાક્રમ જોતે પદ્મની, વરસ બાર નિધાન.
પિતા જુએ નિત્ય પદ્મની, કુળ શોધે જે કામ;
કાલ એને પરણાવશુ, સાત પુત્રને ઠામ.
ઘર જમાઈ કરી રાખશુ, તેને સોપશુ રાજ,
એમ દિવસ નિત્ય નિર્ગમે, દુ ખ કરે તન તાજ.
સાહેલી સરખી સહુ, શોભિત દીસે સાત;
રમત રમાડે રીઝવે, આનંદ કરે દિન રાત.
એક દિવસ કૃષ્ણાવતી, પોહોડી હુતી સેજ,
બાવન ચદન બરાસના, એક તરતીબે તેજ.
પુષ્પ પાથર્યા પલંગમા, પુષ્પની ચોળી ચીર;
ગુલાબ અત્તર ને અર્ગજા, નિર્મળ તેના નીર.

ઇંદ્રિવિજય.

ફૂલકિ માલ બની ઇક સુંદિર, હાથમેં ફૂલ લિયે જ્યું ખરી હૈ;
ફૂલકિ સારિ હિ ફૂલકિ ચોરિ હિ, ફૂલકિ બાસ સુબાસ ભરી હૈ;
નૈન ભયે દઉ ફૂલ ગુલાબન, નાસિક ફૂલકિ કાચિ કરી હૈ;
સામલ કે, યહિ ફૂલહિ ફૂલ સુ, ફૂલ હિ આપ બિધાત ધરી હૈ.

દોહરા.

કેસર કાળી કસ્તુરી, ચપક ચમેલિ જાય;
સુગંધ છે શત સહસ્રધા, કોમળ તેની કાય.
દીપક બળે ચોદિશામા, ઝળકે ઝાકમઝોલ;
બાળા વરસજ બારની, કરે તે માહી કલ્લોલ.
મદમત્ત મહિલા માલતી, જુવતી જોબન વેશ;
ભર નિદ્રામા ભામની, છૂટા શિરના કેશ;
સવાગજ મોહામણો, ભૂમિ સુધી ભાગ.
ખુશબોઇ લેવા કેશથી, ચઢયો નમેરો નાગ.
કર લાગ્યો કન્યાતણો, ડશી અંગુલિ તર્ત;
પૂર્વ જન્મ વૈરે કરી, માતુની પામી મર્ત.
અરૂણ ઉદે દીઠી નહિ, વાએ ચાલી વાત;
પ્રાણ રહિત થઇ પ્રેમદા, અદકો મન ઉત્પાત.

જપ જંખના કરતો જાય, ગયો રૂપાવતી નગરી માંય;
રામચંદ્ર તેનો રાજન, મહાદાતા મોટેરો મન.
રમાદે ધરણી શુભ રૂપ, ભાગ્યનિધિ ભામની તે ભૂપ;
અરૂણના અરભકી એક, વિદ્યા વખાણુ વપુ વિવેક.
બહુ ગુણ બાર વર્ષની થઇ, પિતા પ્રત્યે એક વાતજ થઈ.
ઇચ્છાવર વરશું અમો, વર ખોળી જોનો મા તમો;
નથી જોવો મારે રાય કે રંક, નથી જોવો ત્રરણાગિયો વંક,
નથી જોવી વિદ્યા કે વાણ, નથી જોવી ધન કેરી ખાણ.
એક પૂછું તેનો ઉત્તર દિયે, તે મુજને વેચાતી લિયે;
એટલું પણ મારે પાળવું, વચન જાતું હોયે વાળવું.
જે કોઈ પંથી પથે પળે, તેને માતુની તેડી મળે;
પૂછે વાત જુએ ચાતુરી, અતિ પરણ્યાની છે આતુરી.
જેથી ઉત્તર ન દેવાય, તેને શિર એક દંડજ થાય;
શામ વદન કરે તે દિશ, ચૂનો ચોપડે તેને શીશ.
તર્ત તજાવે સાથી ઠોર, આપે એક સોનાની મોર;
જાય ગામ કે ભીખી ખાય, મિફારમ તેની નવ થાય.
મદનસેન તે ગામે ગયો, પદ્મની પાગે જઇને રહ્યો,
ભામની નિત્ય અંબાને ભજે, અભિમાન મનમાથી તજે.
મોહી મદનતણું જોઈ રૂપ, [illegible] ભારે ભૂપ,
દીઠા દેવાળી ગો દેહ, નારીને મન પ્રગટ્યો નેહ.
ગરે અમા તું મારી માત, કરૂં વિનતિ જોડી હાથ,
આને જ્ઞાન વાતોનું થજો, આ પથી મારો વર હજો.
આમન બેસણું દીધા માન, હાજર કીધા ફોફળ પાન;
બોલી મુખે મુકીને ગુમાન, હજો પ્રભુ એનું કલ્યાણ.
પ્રથમ પ્રશ્ન એક પૂછું તુને, તેનો ઉત્તર આપે મુને.

છપ્પો.

પ્રશ્ન—તજવું તે શુંય, શુંય પરહરવું પ્રીતે,
બાળવું તે શું બોલ,ન શોભે તે કહો રીતે;
કરવું તે શું કામ, દાટવું તે શું કહિયે,
ભડ તે શું ભણું ભાવ, શું કહે લાયક લહિયે,

કહો કરપી કામ તે શું કરે, ભુંડું તે શું ભાખિયે;
જો ઉત્તર આપો એ અધિક, તો કંથ કરીને રાખિયે.

## દોહરા.

મદન કહે રે માનુની, પૂછ ગમે તે પેર;
પરણે તારે મન ગમે, કે બેશી રેહ ઘેર.
આપીશ ઉત્તર તુજને, ઉતારીશ તુજ ગર્વ;
નહીં જાણતી મન વિષે, હું જેવા છે સર્વ.

## છપા.

ઉત્તર—તજ લંપટ જે ગોર, તજો નારી નિઃશંકી;
તજ તસ્કર જે તનુજ, તજો જે વાટ છે વંકી;
તજ મૂરખશું મેળ, તજો જૂગટે જે રમવું;
તજ ખોટાશું ખેલ, તજો પરન્યાતે જમવું;
વણી તજવી તનયા પારકી, તજ મોટાશું મમત કર;
તજવી પણ હોંસ હરામપર, સામળ કહે તજ જૂઠ જર.
પરહર પ્રીત પરનાર, પરહરો નારિ કુળક્ષોભી;
પરહર અટકણ અશ્વ, પરહરો મિત્ર જે લોભી;
પરહર પૂત કપૂત, પરહરો પુરૂપ કુસંગી;
પરહર વાસ કુવાસ, પરહરો દાસ કુઢંગી;
પરહર જે કારજ પુણ્ય વિણ, પરહર ચાડી ચિત્તથી;
સામળ કહે પરહર પાપમતિ, પરહર પરનિંદા નિતથી.
બાળ પરાણે પ્રીત, બાળ નિર્ધન પરણેતર;
બાળ બુદ્ધ કુબુધ, બાળ ન્યાતિ વિણ જીવતર;
બાળ સૂમની સેવ, બાળ કરપી ઘર નાણું;
બાળ ચુગલિની ચાલ, બાળ બકરી દૂઝાણું;
વળિ બાળ વસવું જે સાસરે, બાળ બનેવી ઘર જવું;
સામળ કે' બુદ્ધિ બાળજો, દરિદ્રિએ ડાહ્યા થવું.
ન શોભે રાંડી રૂપ, ન શોભે વિપ્ર વણ વધિા;
ન શોભે સેન વણ ભૂપ, ન શોભે સ્વજનની નિંદા;

જાપ જંખના કરતો જાય, ગયો રૂપાવતી નગરી માંય;
રામચંદ્ર તેનો રાજન, મદાદાતા મોટેરા મન.
રામાદે ધરણી શુભ રૂપ, ભાગ્યનિધિ ભામની તે ભૂપ;
અરુણના અરભણી એક, વિદ્યા વખાણુ વપુ વિવેક.
બહુ ગુણ બાર વર્ષની થઇ, પિતાપ્રત્યે એક વાતજ થઈ.
ઇચ્છાવર વરશું અમો, વર ખોળી જોજો મા તમો;
નથી જોવો મારે રાય કે રંક, નથી જોજો વરણાગિયો વંક;
નથી જોવી વિદ્યા કે વાણ, નથી જોવી ધન કેરી ખાણ.
એક પૂછું તેનો ઉત્તર દિયે, તે મુજને વેચાતી લિયે;
એટલું પણ મારે પાળવું, વચન જાતું હોયે વાળવું.
જે કોઈ પંથી પંથે પળે, તેને માનુની તેડી મળે;
પૂછે વાત જુએ ચાતુરી, અતિ પરણ્યાની છે આતુરી.
જેથી ઉત્તર ન દેવાય, તેને શિર એક દંડજ થાય;
ગામ વદન કરે તે દિન, ચૂનો ચોપડે તેને શીશ.
તર્ત તજાવે સાથી ઢોર, આપે એક સોનાની મોર;
જાય ગામ કે ભીખી ખાય, ધિક્કારત તેની નવ થાય
મદનસેન તે ગામે ગયો, પડાની પાસે જઇને રહ્યો,
ભામની નિત્ય અંમાને ભજે, અભિમાન મનમાથી તજે.
મોહી મદનતણું જોઈ રૂપ, નિશ્ચે છ કોઇ' ભારે ભૂપ,
દીઠો દેવાની ગો દેહ, નારીને મન પ્રગટ્યો નેહ.
ત્યારે અગા તું મારી માત, કહું વિનતિ જોડી હાથ;
આને જ્ઞાન વાતોનુ થજો, આ પછી મારો વર હજો.
આસન બેસણું દીધા માન, હાજર કીધાં શ્રીફળ પાન;
બોલી મુખે સુંદરીને ગુમાન, હજો પ્રભુ એનું કલ્યાણ.
પ્રથમ પ્રશ્ન એક પૂછું તુને, તેનો ઉત્તર આપે મુને.

છપ્પો.

પ્રશ્ન—તજવું તે શું ય, શું ય પરહરવું પ્રીતે,
બાળવું તે શું ભેળ,ન ભેળે તે કહો રીતે;
કરવું તે શું નામ, દાટવું તે શું કહિયે;
ભડકતે શું ભણું ભાવ, શું કહે લાયક લહિયે,

કહો કરપી કામ તે શું કરે, ભુંડું તે શું ભાખિયે;
જો ઉત્તર આપો એ અધિક, તો કંથ કરીને રાખિયે.

### દોહરા.

મદન કહે રે માનુની, પૂછ ગમે તે પેર;
પરણે તારે મન ગમે, કે બેશી રેહ ઘેર.
આપીશ ઉત્તર તુજને, ઉતારીશ તુજ ગર્વ;
નહી જાણતી મન વિષે, હું જેવા છે સર્વ.

### છપા.

**ઉત્તર**—તજ લંપટ જે ગોર, તજો નારી નિઃશંકી;
તજ તસ્કર જે તનુજ, તજો જે વાટ છે વંકી;
તજ મૂરખશું મેળ, તજો જૂગટે જે રમવું;
તજ ખોટાશું ખેલ, તજો પરન્યાતે જમવું;
વળી તજવી તનયા પારકી, તજ મોટાશું મમત કર;
તજવી પણ હોસ હરામપર, સામળ કહે તજ જૂઠ જર.
પરહર પ્રીત પરનાર, પરહરો નારિ કુળક્ષોભી;
પરહર અડકણ અશ્વ, પરહરો મિત્ર જે લોભી,
પરહર પૂત કપૂત, પરહરો પુરૂપ કુસંગી;
પરહર વાસ કુવાસ, પરહરો દાસ કુઢંગી;
પરહર જે કુરજ પુણ્ય વિણ, પરહર ચાડી ચિત્તથી;
સામળ કહે પરહર પાપમતિ, પરહર પરનિંદા નિત્યથી.
બાળ પરાણે પ્રીત, બાળ નિર્ધન પરણેતર;
બાળ યુદ્ધ કુબુધ, બાળ ન્યાતિ વિણ જીવતર;
બોજ સૂમની સેવ, બાળ કરપી ઘર નાણું;
બાળ સુગેલિની ચાલ, બાળ બકરી દૂઝાણું;
વળિ બાળ વસવું જો સાસરે, બાળ બનેવી ઘર જવું;
સામળ કે' બુદ્ધિ બાળજે, દરિદ્રિએ ડાહ્યા થવું.
ન શોભે રાંડી રૂપ, ન શોભે વિપ્ર વ ન વધિા;
ન શોભે સેન વણ ભૂપ, ન શોભે [illegible] નિંદા;

ધિક રૂપ સ્વરૂપ જે, કૃપણ આગળ કર ઓડે;
ધિક કાજ કવિરાજ, જશ કરપીના જોડે;
ધિક્કાર પાત્ર સુપાત્રને, કુપાત્ર પાસ રંજિત રહે;
સામળ ધિક વિદ્યા ચાતુરી, ગરથ કાજ દુરગુણ ગ્રહે.
બાળ તે જમણો હાથ, નીચ આગળ નિત્ય ઓડે;
બાળ તે જમાઈનું કામ, સસરા આગળ કર જોડે;
બાળ રામાનું રૂપ, જાર કામે જે જાયે;
બાળ પંડિતનો પાઠ, ગુણ હીણ સામે ગાયે;
વળિ બાળ રાજ તે રાયનું, રૈયત રંજાડી ધન હરે;
સામળ કહે બાળ કવિપણું, જે કરપીની કીરત કરે.
ભણ્યો વિદ્યા તે વ્યર્થ, વિવેક ન જેણે જાણ્યો;
રચ્યો ગ્રંથ તે વ્યર્થ, મતિ અહંકારજ આણ્યો;
વેષ ધર્યો તે વ્યર્થ, મનમો જે નહીં માણ્યો;
વરણ ઉત્તમ તે વ્યર્થ, નમ્રતાનો ગુણ નાણ્યો;
ડહાપણ વ્યર્થ દરિદ્રતા, અવતાર વ્યર્થ પુણ્ય કામ વણ;
સામળ કહે વ્યર્થ શાણપણ, હૃદે શૂન્ય શ્રીરામ વણ.
નગણાને નમવું વાટ, વાટ વખાણ વેરીનાં;
વિદ્યા ગુણ વિણ વાટ, વાટ મોટમ મેરીનાં;
ગુણકાના ગુણ વાટ, વાટ હાર્યા જે હોડે;
દંડ ભર્યો તે વાટ, વાટ જે જુગટે જોડે;
ન વધ્યો જશનો જર વાટ છે, વાટ કપટ કુડ કામનું;
સામળ કહે વાટ ઊડાડી જન્મમાં, હૃદે નામ નહિ રામનું.
ગરથે શોભે ગૃહસ્થ, દાન શોભે તે દાને;
ઘરણી શોભે ગેહ, માનવી શોભે માને;
દેવળ શોભે દેવ, દેવ શોભે પુર પૂજ્યે;
શૂર કર શોભે શસ્ત્ર, શૂર શોભે રણ ઝુઝે;
માગણ શોભે મીઠાસથી, સુકંઠ ગાન શોભે ઘણું;
સામળ જન શોભે શ્રેષ્ઠતા, કૃષ્ણ કીરતનથી કવિપણું.
ભામની ભુંડી ભોગ, ભોગ ઘેલું ઘર સત્તર;
પાળક પુત્ર ને ભોગ, ભોગ જે પુત કપૂતર;

ભોગ દેહમાં રોગ, ભોગ જે પાપે રળવું;
ભોગવહાલા વિજોગ, ભોગ કવેળા મરવું;
મહાભોગ પ્રેમ પરનારશું, ભોગ મમત મૂરખપણું;
મહા ભોગ ભક્તિ ભાવે નહિ, ભોગ એટલાને ભણું.
દાતા સુમને વેર, વેર કાયર ને શૂરો;
જોગી ભોગીને વેર, વેર પૂરોજ અધૂરો;
વેર સાચ ને જૂઠ, વેર ગુણકાજ સતીને;
વેર અસુર ને સુર, વેર જોગીજ જતીને;
વેરજ પાખંડ પુરાણને, વેર મૂરખ પંડિતતણું;
વળિ વેર સુધર્મ અધર્મને, સહજ વેર એ તો ભણુ.
ધન્ય કરે પરકાજ, ધન્ય પરમારથ પ્રીછે;
ધન્ય દાતાની દેહ,ધન્ય શુભ સહુનુ ઇચ્છે;
ધન્ય ભજે ભગવાન, ધન્ય સદાવ્રત આપે;
ધન્યદયા દીલ માહિ, કષ્ટ પરાયા કાપે;
વળિ ધન્યઉપકારી જેહ જન, ધન્ય વાણી અમૃત વદે;
સામળ કહે ધન્ય સરવથકી, જેને રામ વસે હદે.
શૂરને વહાલું શસ્ત્ર, વિપ્રને વાલી વિદ્યા,
પવિત્ર વહાલું પુણ્ય, નીચને વાલી નિંદા;
સતીને વાલું સત્ય, રાજ્ય વાલું રાજાને;
પાપી વાલું પાપ, વાલુજર જન ઝાઝાને;
દાતાને વાલો માગણો, કામીને વાલી કામની,
સામળ સ્વારથ સર્વને, લેહ લાગે રૂડા રામની,
ખોટે ખોટું સર્વ,ખોટું પરનારી પામ્યો;
ધર્મ કર્મ નહિ ભજન,દયા દિન જેણે વામ્યો;
ખોટું ઠગ ઠગી લોક, ખોટું ચોરી નેચાડી;
ખોટું લાચ લેનાર, ખોટું જે વાતો આડી;
વળિ ખોટું જે પાપે રળ્યો, ખોટું પુણ્ય ન પ્રીછિયું;
સામળ કહે ખોટુ તેમણે, નવ ખાધુ નવ ખરચિયુ;
રળ્યો જે ન કર્યું પાપ,રળ્યો જે ન કરી નિંદા;
રળ્યો નલીધો શાપ, રળ્યો જેણે સહુ વંદ્યા,

જે બ્રહ્મા હાથે ઘડે, ચિત્ર વિચિત્ર ધરંત;
જે શારદ હાથે લખે, કાંઈક ખોટ પડંત.
એ લખનારી મોહનાં, મૂકી મૂર્તિ વાટ;
સંચ પ્રપંચ રૂડો રચ્યો, તે મુજ મળવા માટ.
આરાધી બેહો અંબિકા, ધારણુ રાખી ધીર;
તજી બેઠો તે ઠામમાં, નિદ્રા અન્ન ને નીર.
ખાય નહિ પીએ નહિ, ન કરે કોશું વાત;
એમ કરતે તો વહીગયા, સેજે દિન ત્યાં સાત.
લેલે મજનું શો થયો, જાણે ચંદ ચકોર;
જાણે ચિત્ર લખાઇ ગયો, તદ્વત થઇ ગયું જોર.
ગોફીવાળે ચરચા લહી, કર્યું રાવળે જાણ;
પંથી પથ કો પરવર્યો, તે પાડે છે પ્રાણ.
પૂતળી જોઇ પૃથ્વી પડયો, દેહ પ્રગટ્યું છે દુઃખ;
સાતે દિવસ સામટા, ભુંડી વેડે ભૂખ.
રૂપ રઢીઆળો રાજવી, અખલખ પર અસવાર;
પૂતળી જોઈ પૃથ્વીપડયો, ક્ષણ ન લાગી વાર.
બોલાવ્યો બોલે નહિ, જમાડયો નવ જમંત;
રમાડયો રમે નહિ, ભમાડયો નવ ભમંત.
કેશો અમને કહ્યું નહિ, માટે કરીએ જાણ;
પૂછે તેડી પ્રીતથી, નહિતર તજશે પ્રાણ.
ચટકો લાગ્યો ચિત્તમાં, હૈડે ઉપન્યું હેત;
વધામણિયાને આપિયાં, ભૂષણ વસ્ત્ર સમેત.
છડી સ્વારીએ છત્રપતિ, વહ્યો ચૌટાની વાટ;
દીઠો દેવ દયાનિધિ, મટયા અતિ ઉચ્ચાટ.
મદને દીઠી મોહના, મોહને દીઠ મદન;
અરસપરસ આનંદ અતિ, હરખ્યા બેઉનાં મન.
આલિંગન દીધા મળ્યાં, ભીડયાં અંગો અંગ;
આનંદ ઘન ઉઠયો અતિ, રૂડો રાખ્યો રંગ.
સુખસાગર માંહે ઝીલિયાં, ખીલિયાં અંગુજ આજ;
પાપ સઘળાં એ પીલિયા, કીધાં પુણ્ય બહુ કાજ.

જાચકજનમળિયા ઘણા, કોટિક દીધાં દાન;
કંચન ધન વરસાવિયો, માગણ પામ્યા માન.
હરખતણાં આંસુ પડ્યાં, પ્રીતે વળ્યો પ્રસ્વેદ;
શોભા સાગર ઉલટયો, વરસ્યાં શુભ ઘન મેદ.
ભૂખ તરસ નિદ્રા ગઈ, ટળી દામની દેહ;
પ્રેમ પૂર પ્રબળ થયો, માહસુખ માણ્યો મેહ.
ગજ ઉપર વાહન કર્યું, પ્રતાપ પૂરણ પેર;
કંચન મેહ વરસાવતા, તેડી લાવ્યા ઘેર.
પવિત્ર પાક પંચામૃતે, ખટરસ કંચન થાળ;
દંપતિતો જુગતે જમ્યા, આણી અદકું વાલ.
વાતો વરસજ પાંચની, અરસપરસ મળી કીધ;
અથ ઇતિ કથા કહિ, લાવ લાખેણો લીધ.
વાટે જે કન્યા વરી, મેલી પિયર પ્રમાણ;
કથા કહી તે કામની, સુણી સ્વામી સુજાણ
સુજનેવરી એક માતુની, તે કહી વીતક વાત;
ખબર કેતાં ખાંતે ગઈ, રંગભર રૂડી રાત.
સ્ત્રીભરતારનોસંગ નહિ, નહિ કાયામા કામ;
નરનારી ત્યારે થશું, જ્યારે જાશું ગામ.
ભલો વેષ ભજાવવો, ભાગવી નહિ એ ભ્રાંત;
કર્યા કોલ તે પાળવા, એમ કહ્યું એકાંત.
સહસ્ત્ર ચંડી શત ચંડિયો, લક્ષ ચંડી સુરત લીધ;
મહારૂદ્ર ને અતિરૂદ્ર તે, કોટિધા ચંડી કીધ.
પ્રધાનવટનો પાટવટ, મદનને સોંપ્યો મેલ;
કોઈ ત્રીજું જાણે નહિ, ભ્રાંત ન રાખી ભેળ.
એમકરતાંએકમાસદિન, વિલા કરત વિલાસ;
મોહનામન વિચાર કરી, આવ્યાં સસરા પાસ.
પેશકશી પ્રગણાતણી, લેવા જાવું લખ સ્વાર;
કરૂં વિકટ જન પાધરા, આપણનો અધિકાર.
સેન સજ કરાવિયું, સામંત સોળ હજાર;
નિરઘોષ નિશાનાંગડગડે, લાયક દરતી દાર.

સોપારાગઢ શેહેરમાં, ધર્મધુરંધર ધીશ;
સોંપ્યું રાજ તો તેહને, પ્રસન્ન ઉમયા ઈશ.
કૃષ્ણાવની જે કામની, તેને તેડી સાથ;
સંગ રંગ કોશું નહિ, દેઉં રાખ્યું હાથ.
ચંદ્રાવતી નગરી વિષે, ચંદ્રસેન તે નામ;
મોકલી ત્યાંહી વધામણી, પોતા તેણે ઠામ.
ચિત્રાંગદા તે ચિંતની, ચંદ્રવદની શી સ્હેન;
સાથે તેડી સંચર્યા, અલખત સઘળી સેન.
કમલપુર ડેરા કિયા, જ્યા ભીમ ભડ ભૂપાળ;
પદ્માકદે પ્રધાન છે, માય ઘણેરા માલ.
વધામણી તેને ગઈ, જોગ આવ્યો જામાત્ર;
ચર્ણે નમ્યા તે ચિત્તથી, પૂજ્ય પવિત્રજ પાત્ર.
પંચ દિવસ પ્રાઘૂર્ણ રહ્યા, અદકી આપી આથ;
પદ્માણી જે પદ્માવતી, મોંઢાડી તે સાથ.
બદ્રીકેદારે બુધનિધિ, આવંતા તે પુર;
પુરંદર સેન છે પુરપતિ, સામત મોટો શૂર.
ખબર પોતી ક્ષણ એકમાં, જરૂરપણે તે જાય;
મોતી પુષ્પ વધાવિયો, પ્રીતે પ્રણમ્યો પાય.
આઠ દિવસ એકઠા રહ્યા, માગી શીખ વિદાય;
કનકાવતીને તેડિયાં, ઉલટ અંગ ન માય.
મહીડાપુરમાં મહાલિયા, ભનુ તેનો રાજન;
પાગે પ્રણમ્યો પ્રીતથી, આપી અદકું ધન.
કરો કામદાર તેહનો, વિવેકી વડ વજીર;
માણકદે તેની દીકરી, નારીમાં બહુ નીર.
પરણી મૂકી પ્રેમદા, બેસાડયાં સુખપાલ;
સુખાસન . મોહામણું, ઉપર અદકો માલ.
ચાલ્યા ચતુર નર ત્યાથકી, જ્યાં રામચંદ્રનું રાજ;
રૂપાવતી નગરી વિષે, કીધા રૂડા કાજ.
મદન પરણ્યો છે મનથી, હાકી છતી હોડ;
અર્ણવ શું રૂપ અતિ ઘણું, જાણે ચંપક છોડ.

જાણુ થયું ત્યાં જુગતથી, તેણે ચાલ્યાં નીર;
ત્યાં મદન મહીપત કહ્યો, મોહના તે વજીર.
રહ્યા પરોણા પ્રીતથી, સેજ વિલ્યા દિન સોળ;
ખાનપાન ખલઅત્તથી, કીધા છે કલ્લોલ.
અપરમપાર અલખત થઇ, અસંખ્ય અલેખે દામ;
લક્ષધા લશ્કર લેઇને, માણ્યા મધુપુર ગામ.
ધરણીપત ધ્રુજ્યા સહુ, આવ્યો અનમી એદ;
મૂકશે કે એ મારગે, થઈ દામણી દેહ.
કરજોડી સહુ કરગરે, પ્રીતે પ્રણમે પાગ;
આ રિદ્ધ છે રાવળી, આપો અમને જાગ.
કો મુખ તરણું લેઇને, કો કર બાંધી મળંત;
આળોટે આધીન થઇ, કો ભૂમાંય ભળંત.
કાસદ છાનો મોકલ્યો, પ્રધાનકેરે પાસ;
બીહીશો મા છું એટડો, આવુંછું તમ પામ.
મોહના રૂડી માનુની, તે છે મારે સાથ;
હમણાં વાત કરશો નહિ, હૈડું રાખજો હાથ.
મદસૂદન મનમાં ડર્યો, જે મોહનાનો તાત;
આપણો દેશ કેમ ઉગરે, કહી વજીરને વાત.
ડાહી હતી એક દિકરી, તે પણ ગઈ પરદેશ;
રાજ લેશે એ રાજવી, હવે હું હાથ ધશેશ.
પુત્રી હોત પરણ્યા વિના, પરણાવત હું આજ;
જીવ ગામ ને જર રહત, રહત લોકમાં લાજ.
પ્રજોમાં ધીરજ ધરો, પ્રધાન કેહ તે પ્રીત;
એને મળવા અમો જશું, રાજ કરો શુભ રીત.
પ્રધાન પોતે પરવર્યો, જઈ બેઠો એકાંત;
વીતક વારતા સહુ કહી, ભાગી મનની ભ્રાંત.
મોહના તો થઈ માનુની, મદન થયો રાજેંદ્ર;
શોભ્યા સામદ શૂરમા, જોનામાં તો ઈંદ્ર.
પુત્ર પિતા પ્રત્યે મળ્યો, ટળ્યા મનના તાપ;
હું તે તન છું તાહેરો, તુ તે મારો બાપ.

છએ શોક્ય પટરાણી હું, મોહના મૂક્યો ગર્મ;
હું છું તમો સરીખડી, ભાગ્યો સઘળો બર્મ.
એ મદન વર આપણો, આપણ એની નાર;
શિવ શક્તિ ત્રુઠ્યાં તમો, ત્રુઠ્યા શ્રી ત્રિપુરાર.
પ્રધાન ગયો છે પુરવિષે, જ્યાં મદસૂદન રાય;
મહીપત તારી મોહના, વેદ વધારી આય.
મદન પુત્ર એ માહરો, તે ચાકર તુજ તર્ત;
અનંમી અધિપતિ માહરો,શિર મોહાવ્યું છત્ર.
છત્રપતિની દીકરી, છ પરણ્યો છે છેલ;
પગ પ્રણામવા આવિયો, માણવા તારો મ્હેલ.
મહાહરખે મૂર્છા થઈ, હરખનાં વાગ્યા બાણુ;
મળવા ચાલ્યો મહીપતિ, ગડગડીઆં નિશાણ.
માતે જાણી મોહના, સખીસહિત સુખપાલ;
જમાત્ર વધાવા જુગતથી, લીધી મોતી થાળ.
જય જયકાર જશ બહુ થયો,મહાસુખ પામ્યા માન;
શિર મેલ્યું મદન ત્યાં, રાયને કરી પ્રણામ.
મદસૂદન કેહ મદનસુણો, તમો રાજ સમ તૂલ;
મહાદેવને માથે ચઢે, પારિજાતનું ફૂલ.
ગંગજળ દક્ષિણવંતમાં, જેમ તુલસી શાલિગ્રામ;
વિપ્રને વળી વેદિયો, દાતા ને પામ્યો દામ.
કામદૂધા ને દૂઝણી, સિંહ પ્રજાળ્યો પૂર;
કવિને વળી વખાણિયો, શસ્ત્ર કરમાંહિ શૂર.
સાગરને પૂરે ચઢ્યો, ચઢ્યો વરઘોડે ઈંદ્ર;
લક્ષ્મીને લીલા ધરી, શરદ ઋતુ વળી ચંદ્ર.
વાઘને વળી વકારીઓ, છંછેડયો વશિયર સાપ;
પાવક હોયે પરજળ્યો, અતિ ઘૃત રેડયું આપ.
પ્રધાન સુત તું પ્રાક્રમી, જોગ તું છે જામાત્ર;
કુંદનમાં હીરો જડયો, પૂજવા જોગ તું પાત્ર.
નવખંડતણો તું નરપતિ, છત્રપતિઓમા છાપ;
આઠસેં ગાગનો અધિપતિ, કરો સલામી માફ.

વાણીએ વિવેક વિચાર્યો,છો અન્નદાતા આપ,
રાણી રાજ જે મળ્યું, આ તણો પ્રતાપ.
તમને બોલવુ નવ ઘટે, જન્મો જન્મનો દાસ;
કિંકર કરો કોડામણા, મર તમારૂ રાજ.
મદિર પધાર્યા માનશુ, તેડવ્યા માત ને તાત;
કથા માંડી સરવે કહી, વિત્ક કેરી વાત.
છ રાણી છત્રપતિતણી, સાસુની કરતી સેવ;
અમારે ઉમયા તમો, સસરો શ્રીમહાદેવ.
રાજ્ય ચલાવ્યુ રામનું, થયો દેવાશી દેહ,
વસુધા વીસ વસા ફળે, માગ્યા વરસે મેહ.
રૈયત સહુ રાજી રહે, અસલ અન્યા તાજ,
ગૌડ દ્રાવડ ગુર્જરી ધર, એક છત્ર કર્યું રાજ.
મદનસેને મહિમા ઘણા, કીધા રૂડા કજ્જ;
સદાવ્રત મોહાવિયા, ધર્મની બાવી ધજ્જ.
માન પામીઘણું મોહના, ઘણી લક્ષ્મી ઘરસૂત્ર,
પ્રતાપવત પોતા સમા, પ્રગટ્યા પાચજ પુત્ર
સુખસાગર સુખધામમા, સુખસજ્જ સુખપાલ,
સુખદાતા સુખદેયણો, જન કીધા બહુ ન્યાલ.
શુકદેવ પંડિત પ્રાક્રમી, સુખમાગરનુ સાર;
તેને તેડુ મોકલ્યુ, પાગ નમ્યા નરનાર.
તામ્રપત્રે ગામ ત્રીશ, લખી આપ્યા સા તર્ત,
સભા મધ્યે મોહાવિયા, વેદપાત્ર જે વર્ત
મદન મોહનાની કથા, કડી કડીએ રસાળ;
પંડિત હશે તે પ્રીછશે, પ્રીછશે જેમા માલ.
સાખ સમસ્યા શાણપણ, વાત વિવેકની વાદ;
જાણુ હશે તે જાણશે, અતિ પામે ઉલ્લાદ.
છપ્પા સમસ્યા દોહરા, મમસ્યાની જે સાખ,
સંસ્કૃતમાથી શોધિયુ, ભણ્યો છુ ગુજર ભાખ.
ભણ્યોનથી પુરાણ હુ, ભણ્યો નથી કોઈ વેદ,
રસાલકાર ન આવડે, મન ન પામે ખેદ.

ઘર ઘર રાગ તાણું નહીં, પુત્ર ન મુજ ગુણ ગાય;
રાજ દરબારે રઝળતું, મેળવી નથી પસાય.

ભાટ બ્રાહ્મણ ને બાંડવા, લાંબી મુકે પોક;
રીઝી ભલાભલા કરે, તેથી થાયે શોક.

રીઝવે ગાન ને તાનથી, હાથે લઇ કરતાલ;
શિખ્યો ગુરૂનો ગાંદરો, વાઃવાઃ ત્યાં શો માલ.

જેમ તેમ શબ્દો ગોઠવી, રચે ઘાટ કુંભકાર;
ક્લિષ્ટ કાવ્યથી રાચશે, કવીન્દ્ર ને કુંભાર

કઠણ કાવ્ય ને કામનીકુચ, રીઝે નરસિયો પુર્ણ;
પથર પકડી રીઝશે, રસિયો નહીં પણ મુર્ખ.

સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક;
સાદામા શિક્ષા કથે, તેજ કવિજન એક.

નરનારીની ચાતુરી, નરનારીનાં ચરિત્ર;
શૂરપણું ને શાણપત, પ્રાક્રમ પુણ્ય પવિત્ર.

તે કાવ્યથી ડાહપણ શિખે, જનમન રંજન થાય;
અદભુત ને જનભાવતું, વર્ણન બહુ વખણાય.

મદન મોહનાની કથા, જનમન વર્ણન કામ;
કૌતક એમાં કારમુ, વણિક વિવેકનો હામ.

પતિવ્રતા નરનારી જે, સુણે શિખે ને ગાય;
વિજોગ ભાગે ભવતણો, આશા પૂરણ થાય.

મેળો નરનારીતણો, ભાવે સઘળા ભોગ;
આશા પૂરે અંબિકા, ટળી જાય વિજોગ.

શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વેગણપુરમાં વાસ;
સુત શ્રીવિશ્વેશ્વરતણો, નિર્મળ સામળદાસ.

લઘુ બંધવ લાધાતણો, આનંદબાધનો તન;
પિતા પુરૂષોત્તમતણો, મહારૂદ્ર પર મન.

નાનાભટનો શિષ્ય છું, નમુ કવિને કરજોડ;
સામળભટ કેહ મોલજો, જે જે શ્રી રણછોડ.

સુડામાં એક સુડી, સાગરમાં શુક ચંચ;
એ રીત કેનારો કવિ, પ્રમાણુ કરે જે પંચ.
મદનમોહનાની કથા, કહું મન મેલી મોડ;
સામળભટ કવિતા કહે, બોલો શ્રીરણછોડ.

---

મદનમોહના સંપૂર્ણ.

---

ઘર ઘર રાગ તાણું નહીં, પુત્ર ન મુજ ગુણ ગાય;
રાજ દરબારે રઝળીતું, મેળવી નથી પસાય.
ભાટ બ્રાહ્મણ ને ભાંડવા, લાંબી મુકે પોક;
રીઝી ભલાભલા કરે, તેથી થાયે શોક.
રીજવે ગાન ને તાનથી, હાથે લઇ કરતાલ;
શિષ્યો ગુરૂનો ગાંદરો, વાઃવાઃ ત્યાં શો માલ.
જેમ તેમ શબ્દો ગોઠવી, રચે ઘાટ કુંભકાર;
કિલષ્ટ કાવ્યથી રાચશે, કવીન્દ્ર ને કુંભાર
કઠણ કાવ્ય ને કામનીકુચ, રીઝે નરસિયો પુર્ણ;
પથર પકડી રીઝશે, રસિયો નહીં પણ મુર્ખ.
સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક;
સાદામાં શિક્ષા કથે, તેજ કવિજન એક.
નરનારીની ચાતુરી, નરનારીનાં ચરિત્ર;
ચતુરપણું ને શાણપત, પ્રાક્રમ પુણ્ય પવિત્ર.
તે કાવ્યથી ડાહપણ શિખે, જનમન રંજન થાય;
અદ્ભુત ને જનભાવતું, વર્ણન બહુ વખણાય.
મદન મોહનાની કથા, જનમન વર્ણન કામ;
કૌતક એમાં કારમું, વણિક વિવેકનો હામ.
પતિવ્રતા નરનારી જે, સુણે શિખે ને ગાય;
વિજોગ ભાગે ભવતણો, આશા પૂરણ થાય.
મેળો નરનારીતણો, ભાવે સઘળા ભોગ;
આશા પૂરે અંબિકા, ટળી જાય વિજોગ.
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વેગણપુરમાં વાસ;
સુત શ્રીવિશ્વેશ્વરતણો, નિર્મળ સામળદાસ.
લઘુ બંધવ લાધાતણો, આનંદબાઇનો તન;
પિતા પુરૂષોત્તમતણો, મહારૂદ્ર પર મન.
નાનાભટનો શિષ્ય છું, નમુ કવિને કરજોડ;
સામળભટ કેહ બોલજો, જે જે શ્રી રણછોડ.

મુડામાં એક મુરડી, સાગરમાં શુક ચંચ;
એ રીત કેનારો કવિ, પ્રમાણુ કરે જે પંચ.

મદનમોહનાની કથા, કહું મન મેલી મોડ;
સામળભટ કવિતા કહે, બોલો શ્રીરણછોડ.

---

મદનમોહના સંપૂર્ણ.

---

# લક્ષબુદ્ધિની વાર્તા.

## ચોપાઇ.

શ્રી શારદાને નામું શિષ, આરાધું ઉમિયા પતિ ઈશ;
બેઠી બહુ ગુણ બ્રહ્મકેરી, મતિ જેની ગણાય ઘણેરી.
દેવી તુજ મોટેરી દાતાર, ભારે વિદ્યા તણી ભંડાર;
વાસ રસનાએ કરુણાળી કરો, ભંડાર બુદ્ધિતણો મન ભરો.
અકલઅખૂટ તું આપ અનૂપ, રાજેશ્વરી તું રાજસરૂપ;
વિશ્વજનેતા વિદ્યા નામ, સદ્ ધર્મનું એક તુ ધામ.
મયા કરી તુ મોટી માત, વાણિ વર દે મને વિખ્યાત;
ગુણસાગર ગરૂવા પણ ધણી, તનયા ત્રિલોક સરજીતણી.*
મન ઇચ્છા છે મોટી મારે, આવ્યો શરણે હું દેવિ તમારે;
દયા દીન જનપર દેવિ દીજે, કલ્યાણિ! વળી કરૂણા કીજે.
શ્રી ગુરૂના વંદુ ચરણ, આદ્ય નિરંજન શરણાશરણ;
શિવ શિવાનો† રાધે કૃષ્ણ, સીતારામ પવિત્ર સુપ્રશ્ન.
બ્રહ્મા સાવિત્રી તુ હવી, ચંદ્ર રોહિણી રન્નાદે રવિ;
અંબા મોટી આશાપુરી તારી, હર હરકત હરસદ્ધ‡ મારી.
કરૂં પરમાર્થ પરમ પવિત્ર, ચિત્ત વસો તો કહું આ ચરિત્ર;
પરમારથી ભૂપ ભારે ભોજ, ખરી વાત તેણે તે ખોજ.
વિદ્યાતણો વિવેક વિલાસ, પંડિત બેઠા રહે જેની પાસ;
શુભવાતની દે કોઈ સાખ, પલક એકમાં પામે લાખ.
જો ભંડારથી પાછો ફરે, તો હુકમ લાખ અઢીનો કરે;
કરે કોટિધા એવાં કામ, ભૂપ ભોજ પડાવ્યું નામ.
કવિ જાચકના પુરે કોડ, બીજા લોકમાં નહિ જેની જોડ;
રાત દિન ને ઉભય પ્રભાત, એના મનમાં વિદ્યાતણી વાત.

---

* બ્રહ્મા. † પાર્વતી. ‡ દેવીનું નામ.

અધીક પુણ્યની તેને આથ, હેતે સિંહાસન આવ્યું હાથ;
લાવો લાયક લક્ષણ* લીધ, કોટી પ્રકારે કરણા કીધ.
બ્રહ્મ ભોજન કરાવ્યું ઘણું, અતોલ પુણ્ય શું કહું તેતણું;
કૃષ્ણ કૃષ્ણ સ્મરણ રાયે કરીયું, ધ્યાન ઇશ્વરનું મન ધરીયું.
ચાલ્યો બેસવા સિંહાસંન, હરખી પ્રજાને ફુલ્યા મન;
રાય આસને સ્પર્શે છે જેવો, તરૂણી† બોલ ત્યાં બોલી એવો.
'રખે બેસો એ આસન રાય, એકાથી કંઈ સુખ નહિ થાય;
ભલું ચા'વ તો કરશો ન ભોગ, રૂડા છો પણ થાશે રોગ.'
પગ ખેંચી રાજા વદ્યો વાણિ, 'આનું કારણ કહેશો કલ્યાણિ;
શા માટે ના કહો છો તમો, શે નવ બેસી શકીએ અમો.'
ત્યારે બોલી તરૂણી બાળ, અધીપતિ કાં બોલો છો આળ;
વિક્રમસેન ઉજેણી ધણી, આણ એકછત્ર‡ તે તણી;
આજીવન§ કીધાં પર કામ, નવખંડે કીધું જેણે નામ;
તમથી જો તેવા થવાય, તો એ સિંહાસને ધરો પાય.
ત્યારે નરપતિ ચરણે નમીઓ, તમ બોલ મને બહુ ગમીઓ;
તેણે કેવું પરાક્રમ કરીયું, ભીક્ષુકને કેમ અભરે ભરીયું;
કેમ સકળ પ્રજા પામી સુખ, કેમ દુનીયાનાં ટાળ્યાં દુઃખ;
નિર્મળ વાત કહો ધરી નેહ, તોલ વાત કહોને તેહ;
પગ ધરૂં જો તેવો થાઉં, નહિ તો નિશ દિન ગુણ તેના ગાઉં.
બોલી પુતળી તરૂણી ત્યાંય, સુણો ભોજ વિક્રમ ગુણ ચા'ય;
ગુણસાગર માળવ દેશ, પાપ કર્મનો નહિ જ્યાં પ્રવેશ.
નગર ઉજેણી અતિ અનૂપ, ભારે ભૂપતિ વિક્રમ ભૂપ;
ઘેર ઘેર સદાવ્રત સંગ, પવિત્ર પૂજાય શિવનાં લિંગ.
મહિમા ઠાકોર દ્વારતણા, ગોવિંદના ગુણ ગાએ ઘણા;
ચાતુર નારી ચાતુર લોક, રહેજ માર્ગ ન કોઇને શોક.
ઘેર ઘેર ગંગાજળ ઘડુલા, ગઢ જાણે લંકા ટોડલા;
ઇંદ્રપુરી આકારે લખી, સકળ દેશમાંહે સહુ સુખી.
ચાચર દેવી ત્યાં રહે હરસીધ, વાજાં વાજે ત્યાં નાના વિધ;

* લાખેણો-લાખેણા લાવા લીજીએ, સ્ત્રીગીત. † પુતળીનું નામ
‡ એકછત્ર-સામ્રાજ્ય. § જન્મ પર્યંત.

અહરનિશા સહુને આનંદ, પુર પદ્મિની વનિતા વૃંદ.
ચંપક વંરણાં સહુને ચીર, દીપ્રા કેરાં નિર્મળ નીર;
અવનિ પતિઓમાં જેમ ઇંદ્ર, તારા મંડળમાં જેમ ચંદ્ર.
તેવા અવતારી વિક્રમરાય, મુખ જુએ ને પ્રજા હરખાય;
વશિષ્ઠ ગૌતમ જેવા રૂખી, વેદ વચન બોલે છે સુખી.
વણિક સઘળા શેઠ સમાળ*, દેશમાંહિ પડે ન દુકાળ;
બારે વૈતાળ સરીખા ભાટ, ચારણ ચતુર વખાણે પાટ;
એવી વર્ણ અઢારનો વાસ, તેજ પુંજનો પુર્ણ પ્રકાશ.
વન વાડીની તરૂવર છાય, ખીલ્યાં કમળ સરોવર માંય;
શોભા જાણે સ્વર્ગજ તણી, ધર્મ ધોરંધર અધિપતિ ધણી.
આણ ધર્મ તણી જ્યા ફરે, વિઘ્ન કોઇ ત્યાં ક્યાંથી કરે?
રાજા રાજ કરે એ રીત, પ્રજા ઉપર અદકી પ્રીત;
એણે કામ કર્યાના બહુ, મુંડામાથી મુંકી લહુ.
બારે સરોવરે બિંદુ એક, વાત કહું એ રીત વિવેક;
કહું એક સમાની વાત, બધા દેશમાં જેહ વિખ્યાત.

દોહરા.

સિંધ દેશ શિરોમણી, મિઠો જ્યાંહ મહેરાણ;
રાજસંગ રાજા વડો, સકળ કળાનો જાણ.
નગરશેઠ એક પુરમાં, ઉત્તમચંદ અભિધાન;
વેપારી બારે જહાં, મહીપતિ કેરાં માન.
પુત્ર ચાર છે પાટવી, એક એકથી સાર;
એક શતબુદ્ધિ, સહસ્રધા, એક લક્ષબુદ્ધિ અપાર.
ક્રોડબુદ્ધિ ચોથો કહુ, એ ચારેનાં નામ;
પાળે તાતની આગના, કરે પુણ્યનાં કામ.
અલખત ઘેર અતિ ઘણી, ગરથ ઘણેરા આથ;
ચાર પુત્ર ચાકરી કરે, ધન પોતાને હાથ.
વારૂ દિવસ તો વહી ગયા, અલખત કરતાં આપ;
નગરશેઠ દુખમાં પડ્યો, જેનો પ્રૌઢ પ્રતાપ.
ચાર પુત્ર જે ચતુર છે, કહી તેમણે વાત;
અમને કરો કાંઈ આગના, વચન પાળીએ તાત.

---

* અર્થાત્-સમાળશા શેઠના જેવા ધની ને ઉદાર.

પિતા ત્યારે બોલીઓ, સુણો પુત્ર સુજાણ;
જન્મ્યું તેને મોત છે, નિશ્ચે ને નિર્વાણ.
મૃત્યુ સુજો છે સુજને, સત્ય કહું છું સાર;
દેવલોક વિષે જઇશ, આજથી ચોથે વાર.
વારાફરતી અહિં રહો, રક્ષા કારણ પેર;
બાકી ઠેકાણે સુવો, ઘણા હેતથી ઘેર.
ઘરમા ગર્થ ઘણો ભર્યો, ધાન્ય આદિ જે દ્રવ્ય;
તે સર્વે લુંટાવજો, માલ ખજાનો ખર્વ.
એક અગોચર ઓરડો, શોભા જેની સાર;
તેમાં મેં છે મુકીયાં, રત્ન અમુલક ચાર.
ચારે ભાગે વ્હેંચજો, લેજો તે એકેક;
અદકુ ઓછું તે નથી, પાણીદાર વિવેક.

## ચોપાઈ.

બોલ્યા તાતજી તેણે દિશ, ચારે પુત્ર ચઢાવ્યું શિશ;
એકેક દહાડો સહુ સંચરે, સેવા તાતની રૂડી કરે
દિવસ ચાર થયા છે નેટ, સ્વર્ગ લોક પધાર્યો શેઠ
ઉત્તરકામ* કોડેથી કીધ, માલ સકળ લુંટાવી દીધ
કરોડપતિના જેવી રીત, ખરચ્યું દ્રવ્ય તે પુરણપ્રીત
મનસા સિધ્ધ થયો એક માસ, મળ્યા પ્રીતેથી ચારે પાસ
ઉઘાડીએ ઓરડો આપણો, કાઢીએ ગર્થ તેમાથી ઘણો
ઉઘાડી ઓરડામાં ગયા, ચારે બાંધવ સાથે રહ્યા
લીધો ડાબડો સોના સરણ, તેમાં રત્ન દીઠાં છે તરણ
કળાયકી એક ઓછું થયું, કોઇએ લક્ષ† તેનું નવ લહ્યું
કહો ભાઇ આ તે શો કોપ, એક રત્નનો કયમ થયો લોપ
કોને શિર દીજે આ દોષ, કોને જઇ વળી પુછીએ જોષ
રત્ન ગયું એ કોને હાથ, આપણુ વઢીએ તે કોણુ સાથ
વઢીએ તે નહિ આપણું કામ, હાંસા કહે છે આખું ગામ
કોને કહીએ ને રહીએ શરણ, ભાઈ ચાર ને રત્ન આ તરણ
એ તે વ્હેંચી કેમ લેવાય, જાવા માલ તે કેમ દેવાય

---

* દ્વાદશાદિ ક્રિયા, † કારણ.

મુજે નહિ એમાં એકે. વાત, એમ સોચના કરી દિન સાત;
શતબુદ્ધિ કહે ખાઇએ સમ, સહસ્રબુદ્ધિ કહે માને કેમ.
લક્ષબુદ્ધિ કહે કાઢો નામ, કરોડબુદ્ધિ કહે જઇએ ગામ;
ઉજેણી પતિ વિક્રમરાજ, ભાગે દુઃખ કરે પરકાજ.
જોઇએ એક તમામો તેહ, નીસર્યા મનમાં આણી નેહ;
પરીક્ષા જોતા જોતા જાય, કોને ન ગણે લેખામાંય.
નર પુરા ચતુર છે ચાર, પરાક્રમ માંહિ અપરંપાર;
રટે સર્વે લોકોનાં નામ, આવ્યા જ્યાં છે ઉજેણી ગામ.
નથી કોઇને મન બીક કશી, રહ્યા એક સ્થાને જઈ વશી;
બધા ગામની ચરચા જુએ, ખરા દિન એવા તે ખુવે.
એક દિવસ ક્ષીપ્રાને તીર, નાહ્યા માળાયા ચારે વીર;
નિશે ચરચા જોવાને કાજ, નીકળ્યો તે દિને મહારાજ.
અદ્રષ્ટ વિદ્યાં સાધ્ય હોય, તેને દેખી શકે કયમ કોય;
દીઠા ચાર ચતુર નર ઘાટ, ઉભો રાય તે જોવા માટ.
શું કામના એ મનમાં ધરે, શો વિચાર ચારે જણ કરે;
ચતુર ચારે નગરમાં* ગયા, રાયજી તેની પુંઠે થયા.
શોભા નિરખતા ચાલ્યા જાય,મનમાં વિમાસણ અદકી થાય;
ભાઈઓનો વ્યવહાર છે જે, ન્યાય તે કુણ કરશે એ.
નહિ લડતું નહિ વઢતું કોઇ, ન્યાય વાત જોગવથી સોઇ;
નરપત ધરનો ચુકવે ન્યાય, તેનું નામ કાજી* કહેવ[illegible] ાય.
કરતોતો તેનું કુલ કામ, આવ્યા ચાર જણ[illegible] ા તે ઠામ;
નેહ ધરી તેને નરખીઓ, કરી પરીક્ષા તે[illegible]મન પરખીઓ.
એક કહે કાજી એનું નામ, સુંપીએ અ[illegible] પણું એને કામ;
બીજો કહે ડાહ્યો એ હશે, ત્રીજો કહે ચ[illegible] કારજ સૌ થશે.
ચોથો કહે જુઓ એ જાત, પ્રગટ છે [illegible] આઇ એની ભાત;
એક કહે વણિક છે એહ, એથી કા[illegible]ાં [illegible]મ ન થાયે તેહ.
બીજો કહે જોઉ છું મુખ, વણિક[illegible]ે [illegible]મણેતણે મન ધનનું દુઃખ;
ત્રીજો કહે ખાધુ છે લુણ, એને[illegible]
[illegible]પા[illegible] દાપ ગણે તે કુણ.
[illegible]ી ને

* કાજી—ન્યાયાધીશ.

ચોથો કહે મેં જાણી વાત, વણિક જાત છે એની ભાત;
એમાં માલ ન હોયે ગર્થ, એથી આપણો ન સરે અર્થ.
એમ કરીને આઘા જાય, ઉભો નીરખે વિક્રમરાય;
વદતા દીઠા ઘેટા બેય, જોવા રહ્યા નર ચારે તેહ.
એક કહે એ છે બે ભાઇ, બીજો કહે એ બે ઓરમાઈ;
ત્રીજો કહે એકઠા ઉછર્યા, ચોથો કહે ભુખ્યા ના ભરા.
એમ કહીને આઘા જાય, પુંઠે વિક્રમરાય પળાય;
આવ્યું સીમલા કેરૂં ઝાડ, આવ્યા ચારે તેને આડ.
ગરધણ* પંખી બાઇ ત્યાંય, બચ્ચાં ચાર છે માળામાંય;
એક કહે કોયલનાં બચ્ચાં, તે ગરધણ પાસે મેલાં મચ્યાં.
બાજો કહે ઓટયું ખાધું ઘણું, ગરધણ છે પણ કોયલતણું;
ત્રીજો કહે કોયલનો ધણી, તેને પ્રીત ગરધણ શું ઘણી.
ગરધણ કોયલે કીધો ભોગ, તે સંતાનનો શુભ સંયોગ;
ચોથો કહે એકજ હોય, સંગતના ફળ સારાં હોય.
એમાં ભ્રાંત ન રાખો કરી, ગરધણ છે કોયલમાં વરી;
કરે વિચાર એ ચારે રૂપ, ભારે અચરત પામ્યો ભૂપ.
રૂપ પોતાનું પ્રગટ કરી, સામો આવ્યો હેતજ ધરી;
ચારે નિરખ્યા રાજકુમાર, દેવરૂપ મોટા દાતાર.
એક કહે એ મુરખ હોય, એને રખે ધીરો ભાઈ કોય;
બીજો કહે મુરખનો તંન, નિરમળ છે નરપતિનું મંન.
તીજો કહે છે તશ્કર જાત, બાકી એની છે ભલી ભાત;
ચોથો કહે વારૂ એ વંશ, અવતારીક છે સુરનો અંશ.
વદુ બાપણ છે એક વિવેક, માત પિતા નહિ જાતે એક;
વિચાર ચારે છાનો કરે, રાજા બોલ રૂદેમાં ધરે.
રૂપ તેજ છે અપરંપાર, એક એકને કર્યા જુવાર;
ચારે જણ નરપતિને નમ્યા, ગુણચાતુરી દીઠા ગમ્યા.
પુછે છે મહીપતિ મહારાજ, કહો ભાઇ આવ્યા કોણ કાજ;
કોણ નામ તમારો દેશ, કોણ કાજ ફરો પરદેશ.

*ગીધની માદા.

જો ઓળખે ઇશ્વરને આજ, કહે વાત મુકીને લાજ;
ત્યારે માળણ બોલી સાચ, વચમાં સાક્ષ સુરજની વાચ.
સોની પાસે દીઠું ધંન, મેં કર્યું લેવાનું મંન;
ચેતાવ્યો મેં મારો ધણી, પરાક્રમ પ્રીત દેખાડી ઘણી.
હરી એની કને જે ગર્થ, લીધો વાઇ સેહેજે સમર્થ;
એક રહ્યો એ પાસે હાર, અમો કર્યો ઘરમાં વિચાર.
મધરાતે મંદિર આવજો, હુંશીયારી સાથે લાવજો;
ઘરધણી નવ દેખે જેમ, ખાતર દઈ આવ્યો તે તેમ.
મોહ પામ્યો તે આકળો થયો, અડધી રાતે આવી રહ્યો;
મારા હાથમાં આપ્યો હાર, પાડી બુમ મારે ભરથાર.
બાંધી બહાર જ્યારે આણીઓ, સહુ લોકે તસ્કર જાણીઓ;
વડો એહ અમારો વાંક, ઇશ્વર આણ એ સાચો આંક.

દોહરા.

ગુનેહગાર માળી ઠર્યો, સાચો સોની સર્વ;
પાછો અપાવ્યો પ્રીતથી, લીધો, તો તે ગર્થ.
શિરપાવ સોનીને કર્યો, હવે ન કરતો એ કામ;
ખરવાહન માળી કર્યો, દેખે સઘળું ગામ.
શતબુદ્ધિ પાસે તેડીઓ, પુરી ધરીને પ્રીત;
તેં એને કયમ ઓળખ્યો, રૂડી દીઠી રીત.
એમાં તે અચરત કશું, શો મેં માર્યો મોર;
ઓર કહે નહી આપથી, જે હું જાતે ચોર.

ચોપાઈ.

ભાગ્યો સંદેહ મન ઠર્યો, બીજો કજીઓ આગળ ધર્યો;
ફરીયાદ કરી અટકી જ્યાહરે, પુછી વાત તેને ત્યાહરે.
કહેને ભાઈ તું વિગતે વાત, નામ ઠામ ને શી છે જાત;
નીચું જોઈ તે ઉભો રહ્યો, ફરીયાદી બહુ ગગળો થયો.
જોજન ચાર અમારૂં ગામ, લકીગંગ છે મારૂં નામ;
કહેતાં તો આવે છે લાજ, જાતે ક્ષત્રી રજપૂત રાજ.

ઘેર ઠકરાંણા સુંદર રૂપ, ભામિની તે પણ ભારી ભૂપ;
અવસર દિન હુતો રૂડલો, ગયો પહેરાવાને ચુડલો.
ચુડગર ત્યાં બેસતો હાટ, મિત્ર મળ્યો એક મુજને વાટ;
તેને તો ઊઠી હું મળ્યો, શોક મારા રૂદેથી ટળ્યો.
વાત કરતા ચાલ્યા વીર, જ્યા પુરે વ્હાણ નદીની તીર;
મેં કહ્યું, નથી ચાકરી, ઘરનું ખરચ અલખત આકરી.
બોલ સપારસ મિત્રે કહ્યો, હું ચાકર વાહાણવટીનો રહ્યો;
પલક એક રહ્યાની પેર, ખબર કહાવી ઘરણી ઘેર.
મેં જાણ્યું ઘડીએક થશે, વાટ જોઇને ઘેરજ જશે;
યુવતી મેહેલી જોબનવેશ, પરઘરતી ચાલ્યો પરદેશ.
(પણ)વાટ જોઈને વનિતા રહી, ચિંતા ચતુરાને બહુ થઇ;
પડી રાત ને જુવે વાટ, એક ઝવેરી આવ્યો હાટ.
પુછી તેને લીધો પાર, તેડી ગયો તે નીજ ઘેર નાર;
દેખાડયા અમુલક દામ, ઠગી નાર રાખી તે ઠામ
નીચ બુધ્ધિ નારીએ કરી, ઠગની પાસે રહી તે ઠરી;
વિત્યા વરસ એમ કરતાં બાર, પ્રગટયા બાળક એને ચાર.
ફરી આવ્યા અમો આ ગામ, ગયા આપ રહેતા તે ઠામ;
પુછ્યા લોક પાડોશી બહુ, ઠપકો દેવા લાગ્યા સહુ.
તમો નારને તેડી ગયા, બાર વરસ છાંના ક્યાં રહ્યા;
ક્યાં કામિની મેલી આવિયા, લંડોર* એકલા કેમ આવિયા.
ત્યારે મેં તો ઘસીયા હાથ, બોલી નવ'શક્યો સઉની સાથ;
પાછો ફરીને આવ્યો વાટ, જ્યાં ચુડાગર કેરૂં હાટ.
ચાર પોહોર તો બેશી રહ્યો, શોકાતુર મનમાં હું થયો;
તે સાથે મેં બાધી પ્રીત, કહી બધી રામાની રીત.
તેડી ગયો પછી એકાંત, ભાગી મારા મનની ભ્રાંત;
ઝવેરી જાતે છે લંડ, અમ ગરીબને દે એ દંડ.
ધનનો મદ છે એને દેહ, પડોશ રહેવું મારે તેહ;
થયાં વરસ છે એને બાર, આવ્યાં હતાં એક નરને નાર.

---

* લફંગા જેવો.

કોણ જાણે તે નર કહીં ગયો, તેનો સંદેહ અમને થયો;
એકલી બેઠીતી કામિની, બોળવી છે એણે બામિની.
તારી કે પછી બીજી હોય, તે તો વાત ન જાણે કોય;
તારી હોય તો ઓળખ હામ, નવ લેશો ત્યાં મારૂં નામ.
લાઠ સાથે નહિ પુરૂં પડે, અમ માથે એ આવી અડે;
પ્રીછી વાત પટંતર પેર, ગયો ઝવેરી કેરે ઘેર.
મોધાં મોતી જોઈએ માહરે, દેખાડ જણસ હોય જે તાહરે;
કાહાડું મોતી નીહાળો તમે.(પણ) એકવસ્ત મુને નવ ગમે.
ઝાંઝી થયો તે મહાસુજાણ,(બોલ્યો)લેવા દીસેછે મોટા પાહાણ;
મેં તે સાથે કીધી રાડ, મારી સ્ત્રીને ઘરમાંથી કાઢ.
વચન સાંભળ્યું ઘરમા નાર, આવી તતક્ષણ તે તો બહાર;
મેં તો ઓળખી ઝાલ્યા હાથ, થઈ રાઢ ઝવેરી સાથ.
મારી કાઢયો મુજને બાર, નહીં આપી તે લાઠે નાર;
મારી નાર અપાવો ધીશ, જુઠા કેરૂં છેદો શીશ.
તેડાવ્યો સભાની માય, બોલ ઝવેરી તુજ ન્યાય;
ખરી વાતનો પડદો ખોલ, અલ્યા ગુનઈ તુ સાચું બોલ.
ઝવેરીએ જોડયા બે હાથ, બોલ્યો સહુ સભાને સાથ;
ગયો બજારમા હું જ્યાહરે, બેઠીતી નારી તાહરે.
અરીપરી દોહે દશ જોય, નેણેનીર ભરીને રોય;
પુછી મેં તો એને વાત, બોલી મારે રેહેવું રાત.
તેડી ગયો હું મારે વાસ, પ્રીત ધરીને રાખી પાસ;
મેડી માળીયા દીઠું ધંન, ટળકયું* એ માનિનીનું મંન.
મોકલવા માંડી નવ ગઈ, ઘરધણીઆણી થઈને રહી;
અરજક આવ્યાં તેને ચાર, આ આજ થવા આવ્યો બરથાર.
સાચો અક્ષર એ છે આક, નથી બીજો કાંઇ મારો વાંક;
જો માને ધણીનુ મંન, તો એ બરોબર આપું ધંન.
પુછો મન એ નારીતણું, તારે કો ઉપર મન ઘણું;
કહે સુંદરી સાચી વાત, એને ઘેર રહી છું એક રાત

---

* લલચાયું.

બીજે દિવસે આ તેડી ગયો, લાડીઓ તો અસોપજ થયો;
ઓળખાણ એની સાથે નથી, કંથ ઝવેરી મારો નથી.
રાજી ખુશી નારી જાય, સભા મહુ કહે સા તે જાય;
સહસ્રબુદ્ધિ કહે ખોટી વાત, જેણે ઝાલ્યો જુવતીનો હાથ.
જખ મારી ઝવેરી જાગે, હાકરાણી હાકારની થશે;
કાઇક રતન આપણ પડ્યું, વાટે જાતા કોટકે જડયું.
સુખે ભોગવી ખાતે રણી, જ્યા લગી ના કેમે ધણી,
ઓળખે મરુ મઉનું રહે, હા ના તેને કોણુજ કહે.
માચું માન્યુ સહુ કો સા સાથ, સુપી શામા હુશીને હાથ;
લોકે કહી જુવતી જેહની, બેઠા એની તો તેહની.

## દોહરા.

સહસ્રબુધ્ધિ કહે સાભળો, કહુ પટંતર પેર;
વિપ્રે વાવી તુમડી, તે પોતાને ઘેર.
વેલો વાધ્યો વૃક્ષનો, સમારી કીધી સેવ,
પ્રસવ્યો પાડોશી તણે,' ચડયો નીહાળી નેવ.
તેને લાગ્યા તુમડા, દશ પાચ ને વીશ;
વાર્ખ્યું તેણે વેડીયા, ચડી પડોશી રીસ
એક કહે મેં વાવીયા, બીજો કહે મારૂ બાર.
એ ફળ તે કોને ઘટે, વૃદ્ધ કરો વિચાર.
તુણ તારે બારણે રહી, જે આવે વેલા માય;
તેટલા ફળ તો તાહરા, બાકી એની આય.
વેલે વળગ્યા આવીયા, તે વાવણહારે લીધ;
અળગા રહ્યા જે એહથી, તે પાડોશીને દીધ.
નારી કહે, નહીં નીસરે, બાળક વળગે બાય,
તે જાણે જુવતી કને, બીજા રહેશે આય.
ઉછળે એક તેડીઓ, એક વળગ્યુ બાહેવન;
બે લાજી ઘરમા ગયા, ચુકયો ન્યાય તે નરત.

## ચોપાઈ.

સભા ભરી બધી ભરપુર, બેઠો નરપતિ આપે નુર;
તીજા કજીઆ કેરી અક્ષ, સુમાવ્યો જેણે બુધ્ધિલક્ષ.

એક પુરૂષ ને નારી એક, કરી અરજ વાણી વિવેક;
પ્રથમ પ્રશ્ન નારી ને હાથ, શો દાવો રાખે એ સાથ.
નારી કહે સાંભળ નરનાથ, ખત લખી આપ્યું એણે હાથ;
આપવા કોરા* છે બત્રીશ, જાણપણે વચમાં જગદીશ.
દિવસ આપ્યાનો કહું કાયદો, બત્રીશ દિન તણો વાયદો;
નિત નિત પ્રત્યે આપે એક, વાયદામાં નહિ ચુકે વિવેક,
પલક એકે થાયે પાખંડ, તો શત રૂપીયા આપે દંડ;
એકત્રીશ દિવસે એકત્રીશ ભસ્યા, એને મન તો પુરા કર્યા.
બત્રીશ થયા છે પુરા દંન, રહ્યો એક અમારે મંન;
માગુ એક તે વેહેવારના, શત માગુ તે ગુનેગારના.
કોઇતણી નવ રાખો લાજ, જુઠાને ગણીએ દો આજ;
પુરૂષને પછે પુછી વાણ, સાચુ બોલો ચતુર સુજાણ.
નર કહે ખત લખી આપ્યું ખરૂં, કર્યો વાયદો બોલ્યું ધરૂં;
ગુનેગારના શત તે સાચ, જુઠું એ નવ બોલે વાચ.
ધીરજ એને મન નવ રહી, આકુળ વ્યાકુળ અદકી થઇ;
સો અદકા લેવા કારણે, આવી બળ કરી બારણે.
મારો ચાકર હુતો તાંપ, માલ હુતો તેના કરમાંપ;
તે ગોણીએ ખુંચી લીધ, મારે ચાકરે એને દીધ.
મારે મન તો દેવું વળ્યું, જેમ તેમ એને આપવું ટળ્યું;
ભરી પુરીને આપ્યું અમો, ગળે પડે છે તે વારો તમો.
સહુ સભા તો અચરત જોય, એનો પાર ન પામે કોય;
એહ વાત અહીંયાંથી રહી, બીજી વાત એક જાહેર થઇ.
તે પણ એક હતા નર નાર, રાડ કરતાં આવ્યાં રાજદ્વાર;
મરવા જાહિયું આપે અમો, ન્યાય ચુકવો રાજા તમો.
કોઉબુદ્ધિને કહે છે રાજ, અરજ સાંભળો એની આજ;
વારૂં કહી સલામજ કરી, પ્રથમ તો પુછી સુંદરી.
કહે તું દાવો રાખે કાં શોક, માચું બોલ સભામાં લોક;
શામા કહે સાંભળજો સર્વ, ગુણ જુઠો નહીં બોલું ગર્વ.

---

* કોરા, કંઈપણ ખામી વિનાના રૂપિયા.

ખેડ ખેડ મેં ઝાઝી કરી, વાવ્યા જવ લીધ કરી આવા.
કણી કણીને કણસલાં ચડયાં, ભર જોબનમાં આવી અડયાં.
લીલાછમ સઘળા તે દીસે, હેતે જોતાં હરખું હીસે;
હું ખેતર રાખું ઉલટમાંહ, એટલે આ પંથી આવ્યો ત્યાંહ.
દીસનો દેવ શોભંતો સાર, તે તો અશ્વે હતો અસવાર;
અશ્વે એણે કીધી આળ, ઘોડો બાંધ્યો જવની પાળ.
મેં એને આગળથી કહ્યું, રાતે તો નહી જાએ રહ્યું;
તારો ઘોડો એ જવ ચરે, મારૂં ખેતર ભેળી મરે.
ત્યારે એ બોલ્યો ધરી ગર્વ, મારો ઘોડો મારે વશ સર્વ;
બાંધુ વશ કરી માહરે નહિ ચરે જવ ખેતર તાહરે.
એ ઘોડો તારા જવ નવ ચરે, સેહજ દ્રષ્ટ આઘી નવ કરે;
મારો ઘોડો મુજ વશ હોય, એ ચિંતા નવ રાખે કોય.

દોહરા.

એ ઘોડો જો છુટશે, જવ ચરે જો ચોટ;
તો શત આપું મેહેજમાં, તાહારે શાની ખોટ.
કરી હોડ હાથે પછી, લખ્યા લેખ એ વાત;
બાંધ્યો ઘોડો ત્યાં રહ્યો, થઇ પાછલી રાત.
એહેક્યો પાછલી બે ઘડી, છુટયો હાવો દોર;
પેઠો જવના ખેતરે, અંધ. થઇ. અંકાર.
ખેત્ર ખાઈને નાખીયું, ભલી ભેલાડી ભેલ,
સાહ્યો નવ રહે સોવરાં, ખરી વાતનો ખેલ.
સો પરઠયા છે આમઠા, ન આપે નાશી જાય;
અરજ કરૂં છું અધિપતિ, વેગે વાહારે ધાય.
જુઠાને હે શુળીએ, સાચાને શત આપ;
ન્યાય ચુકવો નરપતિ, એમા એકજ માપ.
પછી પુરૂષને પુછીયું, કહે તું તારી ગત;
સાચું કે જુઠું કહ્યું, માનિનીએ આ મત.
કામિનીએ કહ્યું જેટલું, સરવે સાચું હોય;
જવ માત્ર જુઠું નથી, ખોડ મા દેશો કોય,

એક પુરૂષ ત્યાં ઘોડલો, ઘણે પ્રકારે ગાંઢ;
છોડયાવિણે છુટે નહી, લોડી બાંધી લાંઢ.
આખી રાત આનંદમાં, રંગે વીતી રાત;
નિર્ચીંતપણે નિદ્રા કરી, પ્રૌઢો થતાં પ્રભાત.
કોડે ઉઠી કામિની, જોયો નિદ્રા લાગ;
હાથે છોડયો હેતથી, ઘોડાતણી તો બાગ.
છોડયો ઝાલ્યો ક્યમ રહે, ખેડયો ખેતર માંય;
મેલ પાડી ભારેપણે, તોલ કર્યુ નહીં ત્યાંય.
જવ ચાર્યા જોતેજોખમાં, પેટ ભરી તે પુર;
નિમેષ તુલ્ય રાખી નહિ, શાચો થઇને સુર.
છોડયો એણીએ છેતરી, અતિ ચરીઓ એ આંક;
પડે ગળે એ પ્રેમદા, એમા કોનો વાંક ?
જુવતિએ છોડયો તવ ચરે, સાચી યાએ સર્વ;
જુઠી એ, જુઠું કહે, સામી માગે દ્રવ્ય.
પે'લો કજીઓ તે હતો, વઢયાં હતાં નરનાર;
લાંક કહી લક્ષબુધ્ધિએ, શામામાં નહી સાર.
વાંકકહાડયોવનિતાતણો, ક્રોડબુદ્ધિએ કોડ;
જુગ બાધે જુઠી કરી, જુવતી કેરી જોડ.
રાજા કે' રહો સાંસતા, એ તાંહ જુઠા આંક;
સાચી એ બે સુંદરી, વેદ* પુરૂષનો વાંક.
સો આપે તો શાણપણુ, જાવા દેજો ઘેર;
પુરૂષ સાચા કેમ થયા, જોઉ એ બેની પેર.
લક્ષબુદ્ધિ ને ક્રોડબુદ્ધિ, બે તેડયા એકાંત;
વાત વિસ્તારી કહો મુને, ભાગે મનની ભ્રાંત.

ચોપાઇ.

સુંદર એક સરોવર તીર, નારીપો ભરતીતી નીર;
રૂડાં છે રઢીયાલાં રૂપ, અકલવંત મોહીણીએ અનુપ.
આકારે જાણે અપ્સરા, મદમાતી પોતે મચ્છરા;
ભરી નીર જાએ જેટલે, આ બે પુરૂષ આવ્યા તેટલે.

* નક્ષી.

એ બે પણ છે ચતુરસુજાણ, ખરી પરીક્ષા કરી આણ;
જુવંતીને દીઠી જ્યાહરે, પુરૂષ એક બોલ્યો તાહરે.
કરી માંહોમાંહે વાત, આ રામા જે રાખે રાત;
ચાર પહોરની બત્રીસ ઘડી, રહું રામાની સાથે અડી.
એકએક ઘડીએ જુવંતી યોગ, ભરૂ વાર બત્રીસે ભોગ;
એકવાર જો ચુકી જાઉં, તો એ કે'તે ઓસિકલ થાઉં:
ત્યાર કેડે બીજો બોલીયો, પડદો મન તણો ખોલીયો;
સાંભળરે તું મારી વાત. એ જુવતી જો રાખે રાત.
કોટી ઉપાય કામિની કરે, મારૂં મન એથી નવ ડરે;
સ્ત્રી ચરિત્ર કરે શણગાર, ન ડરૂં એથી પલક લગાર.
ચુકુ નહી એ સાથે રેખ, તે વાતે લખી આપું લેખ;
ચાર પહોરમાં ચુકુ અમો, તો મ્હોંનું માગ્યું લેજો તમો.
એવી વાત બે પુરૂષે કરી, સારી પેર સુણ્યું સુંદરી;
સનમુખ આવી ઉભી રહી, વાત એવી પુરૂષને કહી.
અલ્યા જુઠા બોલો છો બોલ, વધારો છો પોતાનું તોલ;
તમે કરી એ વાતો ગળી, તે સારી પેરે સાંભળી.
હુંશ હોય તો આવો ઘેર, હાર જીતની પરઠો પેર;
સો સો રૂપીઆ સાટુ કરો, વચન બોલ કર ઉપર ધરો.
વીસ પહોર તણો વાયદો, ફરી આવજો રાખી કાયદો;
બોલ તેશું બોલ્યા ત્યાંય, પાક્રમ તો નહીં પોતામાંય.
ટુટમુટ ખાટલીએ પડયા, ઉચાટ ઘણેરા મનમાં અડયા;
બત્રીસલક્ષી બંનેની નાર, તે વનિતાએ કર્યો વિચાર.
શા માટે જુરો છો આપ, જુઠ બોલો તો અથાહત્યા પાપ;
કામની આગળ માડી કહ્યું, વાત કરતે વિપરીત થયું
નથી જતા તો વચનજ જશે, જઇએ છે તો ફજેત થશે;
બોલ્યા છું તે તો નહી પળે, કામની માગે તે કેમ મળે.
પ્રથમ પ્રેમદા બોલી એક, સાંભળો મારી વાત વિવેક;
આપું ઔષધ બરદીબુધ, બત્રીશ શેર ઉકાળો દુધ.
બત્રીસ કલક નાંખો તે માંહ, ચાકર ઝાલી રહેશે સાંહિ;
બત્રીસ રૂપીઆ તેના એસરો, પુરૂષાર્થ ઘટમાં પેસશે

નર કહે નારી સાંભળો, મન વિચારી જોય;
તાહારે મોઢે તું કહે, કબુલ કરે નહીં કોય.
તેં છેતરીને છોડીયો, મેં રાખ્યું તારૂં મામ;
કબુલ કરો તે કામની, સુને ન બ્યાપ્યો કામ.
માગુ શત તાહારી કને, જુવતી બોલી જુઠ;
ન્યાયકરવા નરપતી કને, આ વેળા તું ઉઠ.
કલંક ઉઘાડું કયમ રહે, વારૂ કરી વિચાર;
ખાંતે જવ ખેતર કર્યું, પુરૂષ તે તોખાર.
છોડી મેલ્યો છેતરી, તેહ જોખમાં જાય;
રીઝે રૂડું દેખતાં, ખપ હોય તો ખાય.
નાડ ના છોડત એહની, તો નવ ચુકત દેહ;
સાચો પુરૂષ સલક્ષણો, જુઠી જુવતી એહ.
પહેલી નારી પરોઢીએ, ઉઠીને નવ જોય;
તો બત્રીસે પુરા કરે, કળી શકે નહી કોય.
જુઠી એ બે સુંદરી, સાચા નર બે નેટ;
વનિતા વાદ કરે ઘણો, તે તો ડાહાપણુ વેઠ.
વિક્રમ કહે કયમ માનીએ, એહના મનની વાત;
પુછી સરવ પટંતરે, ખરી મનાવી ખ્યાત.
ન્યાય ચુકવ્યો નરનારનો, મૂળ મનાવ્યું મન;
શત શત આપ્યા ઘેરથી, ધરણીપતીને ધન.
ભાર રાખ્યો તે ભૂપતિ, અકલ કરી એકાંત;
બુદ્ધિ વધારી બેયની, ભાગી નહીં મન ભ્રાંત.
વનિતાને વોળાવીયા, જુદા બોલી જોર;
ચાકર* ઉપર ચિત કર્યું, ન્યાય ચુકવ્યા ચાર.
વિક્રમસેને વિચારીયું, દીલ ડાહ્યા એ થાય;
મોટાં મારે મહીપતિ, માન ભંગ એ થઇ જાય.

ચોપાઈ.

વિક્રમસેને વિચારી બુધ, એ ચારેમાં શી છે સુધ;
પ્રથમ કાજીને કુડો કહ્યો, પછે લક્ષણ ઘેટાનો લહ્યો.

---

* શતબુદ્ધિ, સહસ્રબુદ્ધિ, લક્ષબુદ્ધિ ને કોડબુદ્ધિનું ચાતુર્ય જોઈ રાજા વિક્રમે તેની હોશિયારીપર નજર કીધી.

પછે વાત ગરધણુની કરી, માહાંરા જાૂરે મનમાં ધરી;
ડાહ્યા થઇ ...માં ફરે, કરૂ ઉપાય એ ચારે મરે.
ચાર ખત રા... લખ્યાં,છાની વાત કોને નવ ભખ્યાં;
જાણે એ ...તાનું મન, બિડયા કાગળ કરી જતન.
તે ઉપ... ...ની મોહોર, મો* મોકલ્યા ચારે ઠોર;
ચાર ચ... જોજન ચારે દેશ, કરો ઉતાવળા પુર પ્રવેશ.
ઉતાવળા અહીં આવજો, પ્રીતે ઉત્તર પાછો લાવજો;
ચારે પત્ર લેઇ તે ગયા, કહ્યાં નામ તે ઠામે રહ્યા.
પ્રથમ શતબુદ્ધિ છે નામ, આપ્યો કાગળ તેણે ઠામ;
તેણે વાંચી જોયું પત્ર, શતબુદ્ધિ સાથે બોલ્યો તર્ત.
કાં ભાઈ કાગળ લાવ્યા તમો, તે વહા કરીએ છીએ અમો;
કાન નાક બે છેદન કરૂં, ખર વાહન કરી ગામે ફેરવું.
દીસતા છો દેવ સરખા આપ, શો અન્યાય કર્યો છે બાપ;
શું વણુસાડયું છે રાજાતણું, દુઃખ સેહેવા મોકલીઆ ઘણું.
શતબુદ્ધિ કહે કહીએ અમો, કદાચ વળતુ ન કરો તમો;
કામ બરાબર જો નવ થાય, કરે રીસ અમને તો રાય.
માટે જે લખ્યું તે કરો, ઘડીએક ખોટી નવ કરો;
હશી બોલ એવો મન અડયો, ત્યારે ભાર અદકેરો પડયો.
માહારા સમ છે તુજને આજ, જો ન કહે તાહારૂ મન કાજ;
કાગળમાં લખ્યું છે એમ, તમો હશીને બોલ્યા † કેમ.

દોહરા.

શતબુદ્ધિએ ત્યાંતો કહ્યું, એક ઓખડ વસે વર્ત;
કાન નાક સાજા થશે, ઘડી ચારમાં તર્ત.
ખરવાહન કરી ફેરવો, ગામ તાહારી જાગ;
અણચિંતવી ઉડશે, તાહરા ગામમાં આગ.
એ કરવે સમરથ નથી, વિક્રમ પોતે વાસ;
જોવા તમાસો તાહરો, પાડવો છું પ્રવાસ.
અજરાં કરો ઘડીએકની, તો તો માહારા સમ;
મોટા મહીપતિ જે લખે, તે ના પાળે કંમ.

* ચારે. † વિલંબ.

## ચ્રી સાંજ્યોપાઈ.

અધિપતિયે મન વીચારી પેર, એને મોકલ્યો માહારે ઘેર;
એતો કાંઇક કૌતક વાત, હું તો નવ કરૂં મારી જાત.
સાજી દૈહે' તેને રખો, પ્રતિઉત્તર પોતાનો લખ્યો;
સાબાશ રાજા સગા છો ઘણું, ગામ બળાવતાતા અમ તણું.
અમારૂં લખ્યું નહી મટે, પરદુખ ભંજન તમને નહીં ઘટે;
એમ ઘણો ઠપકો દેઇને સાથ, કાગળ સોંપ્યો શતબુધિ આપ.
સહસ્ત્રબુધિ ગયો છે જ્યાંહ, તેણે આપ્યો તે કાગળ ત્યાંહ;
કાગળ વાંચી બોલ્યો તેહ, તે ઉપર આણીને નેહ.
ભાઇ તાહારો શો પડીઓ વાંક, અહીંયાં મોકલ્યો આડે આંક;
લખ્યું લેખ માંહે, કે પાળજ્યે, એર અંગારા માંહે બાળજ્યે.
તારી હોમવી અગ્નિ કાય, તેની કરવી શી ચિંતાય;
એક વાતનું આવી અડ્યું, તારે તો અહીં મરવું પડ્યું.

### દોહરા.

સાબાશ સાબાશ તે બોલીઓ, ઠીક કર્યું મહારાજ;
અલબત આપી સેજમાં, કર્યા મનગમતા કાજ.
સહસ્ત્ર બુદ્ધિ ઠાકરને કહે, છે મનગમતું કામ;
હુકમ બજાવો રાયનો, આરો આ ક્ષણ ઠામ.
અજર ના કરો એ વાતમાં, ઘડીએકની ઘેર;
ઠરઠર કરીને હોમ કર, જે પરઠી છે પેર.
લખ્યું ના પાળે રાયનું, તો લુટે તાહરૂં ગામ;
અજર કરે એક ઘડી, તે નહી તારૂં કામ.

### ચોપાઇ.

સહસ્ત્ર બુધિ સાચી કહે વાણ, ના કરે તો ઇશ્વરની આણ;
બોલ હશીને એવો કહ્યો, અચરત પામી અધિપત રહ્યો.
માહારે મન તો ભ્રાંતજ વશે, ઇહાં મોકલ્યા કૌતક કશે;
સહસ્ત્રબુધિ કહે કહું જો તુને, તો નાખો નહીં અગ્નિમાં મુને,
અપવાદ આવે મારે શીશ, કરે રાય અમ સાથે રીસ;
બારે ઠાકર લાગ્યો પાગ, તેડી ગયો એકાંતે જાગ.

મારા સમજો સાચુ ના કહો, ત્યાં ના જાવો તો ઇહાં રહો;
સહસ્રબુધ્ધિ કહે સાંભળ વાત, તાહારે ગામ થાશે ઉત્પાત.
મેં ઉપાસન અગ્નિનું કર્યું, વશ કીધો અગ્નિ મન ઠર્યું;
વશ કરી બાંધી લીધો મેં તેહ, બળે નહી મારી આ દેહ.
તે પરીક્ષા રાજાએ જોઈ, રાખ્યા ચાકર મનડું મોહી;
કાંઇક તમ સાથે દીલમાં વેર, મોકલ્યો મુને તમારે ઘેર.
નાંખો અહીં અંગારા હામ, થશે ધુમાડા બાધે ગામ;
નાકે વાસ ના આવે મોડ, સહુને દેહ થાશે રોગ કોઢ.
કોઢી રાય થાશે તુંજ નામ, હું જઇશ ઉજેણી ગામ;
બાળે રાજા મુંજને ત્યાં, વારે કોણુ ઉજેણી માંહ?
શિઘ્ર કરો લખ્યું પાળીએ, મારી દેહ અગ્નિ બાળીએ;
હવે કરો અમારી પેર, પછે જઉ હું મારે ઘેર.

દોહરા.

કોપ્યો ધણી તે ગામનો, લખ્યો પત્ર એક હાથ;
સાબાશરાય વિક્રમતુંને, સારૂ કૃત્ય અમ સાથ.
નથી વણસાડ્યું તાહરૂં, નથી વચનનો લોપ;
નથી પુંઠે નિંધા કરી, શો અમ ઉપર કોપ.
કદાચીત ચુક્યા અમો, મુરખ છે અમ મન;
તોયે તમોને ઘટે નહીં, રૂઠા છો રાજન.

ચોપાઇ.

નવ બાલ્યો તેની દેહને, પત્ર લખી મોકલ્યો તેહને;
લક્ષબુધ્ધિ મોકલ્યો છે જ્યાંહ, શું નીપન્યું તે ગામે ત્યાંહ.
આપી પત્ર તે ઉભો રહ્યો, વાંચી ઠાકોરે ઉતર કહ્યો;
અરે ભાઇ ભલે આવીયા, આ કાગળ તે શો લાવીયા.
એમાં લખ્યું તે પાળું અમો, મ્રત્યુ પામશો તરતજ તમો;
ગળુ છેદો કે ઘોળજે ઝેર, રાયને તુજ ઉપર છે વેર.
લખે પાજે પોતાને હાથ, સોંપશો નહી કોઇ ચાકર સાથ;
વાર તો ન લગાડવી વડી, દેજો ઝેર એને આ ઘડી.
માટે ઝેર ઘોળુ છું અમો, કરો સાધન ને રહો તમો;
ચા એવો બોલ રૂદેમાં વસ્યો, લક્ષબુધ્ધિ હેતેથી હસ્યો.

કરમ અડયો પોતે હાથ, હાકર બોલ્યો લક્ષણબુધ્ધિ સાથ;
હસું આવેછે સુખે કેમ, મોત તણું નહીં છે કંઈ વેમ.
હાથ અડાડયો પોતે કરમ, ગાહારા સમ તે કોહોને ભરમ;
લક્ષણબુધ્ધિ કહે નહી કહું અમો, પીઉ ઝેર ઘોળજો તમો.
તાહારા હાથનો પ્યાલો પીઉં, મોત થકી સપને નવ બીઉં;
મોત નથી એમાં માહારૂં, રહ્યું આયુષ આવી તાહારૂં.
તમો નાહો ને સાધન કરો, મારા હાથમાં પ્યાલો ધરો;
કરો પુણ્ય ધરમ ને કામ, સોંપો પુત્ર વાહાલાને ગામ.
રૂડું જાણો ચેતાવું અમો, પીશુ અમે ને મરશો તમો;
માટે હાથ અડાડયો કરમ, માટે હું કરાવું છું ધરમ.
ખોટી કરે તે ન બને માહારે, પીઉં ઝેર હાથે તાહારે.
કર ઉતાવળ લાગે વાર, તેમ તેમ હાકોરને પડીઓ બાર;
દુઃખ કેરા સાગરમાં પડયો, લાગી પાગ એકાંતે અડયો;
કાલાવાલા કીધા ઘણા, સંદેહ ભાગો મનડા તણા.
તમો પીઓ ને મરીએ અમો, આ અચરત કહો ભાઇ તમો;
બીજાનો પાયો નવ પીઉં, મુને લખ્યું તે કારણ કીઉં?
ઇશ્વર આણથી સાચું કહો, ગમે તો વાસ અમારે રહો;
કહે લક્ષણબુધ્ધિ વાત વિવેક, મુજમાં વિદ્યા મોટી એક.
ગુરુ કામ[illegible] આપ્યો વિદ્યા દેવી પ્રતાપ;
જે મુજને હારે તે હરે, જે મુજને [illegible]
કપટ મુજ સાથે નવ અડે, વિખ મુજને દે તેને ચડે;
તે રાજા આગળ ભાગીઓ, મુજને તો ચાકર રાખીઓ.
કાંઇક તુજ શું દીશે વેર, તાહારે હાથે ખવરાવે ઝેર;
મારનાર હોય તો રાજા પાય, કોણ જોરાવર (તે) કહેશે નાય.
માટે તાહારે હાથે પાય, (કે) સ્વરગ લોકમાં સેહેજે જાય;
ખોટી અમને નવ કીજીએ, લાવ ઝેર પ્યાલો લીજીએ.
નિશ્ચે માની તેણે વાત, જોખમ ઉપજે માહારી જાત;
એહ કામ કરે હું નવ કરૂં, વણ ખુટે શા માટે મરૂં.
લખ્યો કાગળ આપ્યો હાથ, સંદેશો કાહાવ્યો એ સાથ;
મોહોટેરા છો પૃથ્વીપતિ, નિરમળ છે તમારી મતિ.

અમ ઉપર એવડું કેમ જોર,' અમો રાયના છઇએ ચોર;
અપરાધઅમારો અતિશે આંક,ક્ષમા કરવો ઘટે છે વાંક.
શા માટે મારો કપટે કરી, કહો તો મુસ્તક આપું ભરી;
વણ મૂલે વેચાણા દાસ, કેમ મોકલો મારે પાસ.
રખે કરો હવે એવું કામ, અમો ચાકર તમારે નામ;
એમ કહી બોલાવ્યો તેહ, શીરપાવ ઉપર સારો દેહ.
ચોથે ગામ ક્રોડબુધ્ધિ ગયો, સુંપ્યો કાગળ સુખીયો થયો;
સભા ભરીતી તે ગામની, સુપી ચીઠી વિક્રમ નામની.
વાચી તેહ ચડાવી શીશ, સહુ સાંભળતાં તેણે દીસ;
ભાઇ તમારૂ મુસ્તક કાપવું, રૂધીર ભોગ ધરતીને આપવું.
ભલા અક્ષરમાં કહ્યો ભેદજો, શિર સભા મધ્યે છેદજો;
માટે કરીએ છે એ કામ, સંભાર એક ઘડી તુ રામ.
રૂડો ફુટડો દીશે ઘણો, શો વાંક એવડો તુજ તણો;
આવ્યો કાગળ તુ આપવા, મોકલ્યો છે માથું કાપવા.
કર સાધન તુજ દેહનું આપ, એમાં નહી અમારે પાપ;
ક્રોડબુદ્ધિ તો કરે કલોલ, મરડે મુછ તરતીએ તોલ.
નથી નહાવું નથી કહેવું રામ, કરો શિઘ્ર તમારૂં કામ;
નાહાતાં અજર ઘડીતો થાય, વણસી જાય અમારી કાય.
કર ઉતાવળ લાગે વાર, જો પાળે સાચો વહેવાર;
પુરણ ભાગ્ય મોટું માહરૂં; પામુ સભામંદિર તાહરૂં.
એ અવતાર ઓસિંકલ થાઉ, સ્વરગ લોકમાં સેહેજે જાઉ,
પરદુખ ભંજન જાણી માગીયું, તેણે દુખ માહરૂં ભાગીયું,
પુરી મારા મનની આશ, મને મોકલ્યો તમારી પાસ;
અવેર ઘડી એક થાય છે, પલક લાખ પાચે જાય છે.
ઈશ્વર તાહરૂ રૂડું કરે, જો તુ ખડગ માહરે શીર ધરે;
જીવ જે વેળા મારો જશે, તેણે પુન્ય તુને બહુ થશે.
પળ માત્ર નહી લાગે પાપ, કરો ઉતાવળ કારજ આપ;
જેમ તેમ કરીને કારજ થાય,તો સંદેહ સઘળો મનનો જાય.

દોહરા.

સભા માંહે સંદેહ પડ્યો, અચરત મોટું એહ;
માગે મોત હને કરી, નિરમળ વરવો નેહ.

કહે છે પુન્ય થશે ઘણું, પરડે નહી કાંઇ એ પાપ;
પુન્ય હોય તો પોતે કરે, વિક્રમ આપો આપ.
એકે વાત ન ઉકલે, તેડયો તે એકાંત;
ઇશ્વર આણુ સાચુ કહો, ભાગો મનની ભ્રાંત.
કોટી ઉપાયે કરગરે, લોક સહુકો લાખ;
સાચુ કહો સભા વિષે, સાચી માનુ સાખ.
કોડબુદ્ધિ કહે કહુ,(એમા) વણુસે મારૂ કાગ;
કદાચ તમો મારો નહીં, તો પછે જડે નહીં લાગ.

## ચોપાઇ.

સમ દીધા માટે તો કહું, નહીતર મનમાં રાખી રહું;
હું તે પહેલા ભવનો દેવ, કરતો નિત સદાશિવ સેવ.
પુજા કરતાં ચુકી ગયો, શાપ માહારે માથે થયો;
માનવ થઈ પૃથ્વિમાં પડો, ઘણા દિવસ રણમાં રડવડો.
કોઇક છેદશે તાહરૂ શીશ, ત્યારે આવ તું ચરણે ઇશ;
(તો)મનુષ અવતાર થકી છુટશો, સુખ સાગરતણું લુંટશો.
તહારૂ રૂધીર અવનીમાં અડે, અનાવૃષ્ટી તે ઠામે પડે;
બાર વરસના વરસે મેહ, દેહવટ જાયે તેનો દેહ.
વણુ માસ્યા તે માનવ મરૂ, કોપ ઇંદ્ર તે ઉપરૂ કરે;
એ વરદાન ઇશ્વરે કહ્યો, શાપથકી પૃથ્વીમાં થયો.
જાતી સમરણ મુજને હોય, વાક વિના નવ મારે કોય;
દાણોપાણી ઉજેણુ આણીઓ, દુખભંજન રાજા જાણીઓ.
અરજ કરી રાજાને અમો, કહે આપું હું, માગો તમો;
ત્યારે મેં માગ્યું તે દીશ, રાજા છેદ તું માહરૂં શીશ.
ત્યારે એને અચરત થયું, સમ દીધા મેં કારણ કહ્યું;
ત્યારે એને ચિંતા ચડે, અનાવૃષ્ટી ઉજેણે પડે.
જે માગુ તેના આપે કેમ,જે વાતના ખાધા સમ એમ;
માટે મુજને દીધી આશ, મોકલ્યો મારવા તાહરે પાસ.
શીશ સભા મધે કાપીએ, મુજને એ માગ્યું આપીએ;
માહારો જીવ તો સ્વરગે જશી, તેનું પુણ્ય તો મુજને થશે.

ખોટી ના કર તું ભાઈ મુને, પ્રણમી પાગ લાગું છું તુને;
વાત વરત સર્વે બુઝીયા, થરથર તે રાજા ધ્રુજીઆ.
એનું રૂધીર અવનીએ અડે, અનાવૃષ્ટી આ દેશે પડે;
કોડ ઉપાયે કરો મા કામ, લખ્યો લેખ ઉજેણી ગામ.
સઘળી ભોમ એ તો તમતણી, બધી પૃથ્વીના તુંછે ધણી;
અંતર આખ જુઓ છો મુને, મહારાજા ઘટે નહીં તુને.
એ તો લક્ષણ નહી સાયરાં, ગામઉદવસ્ત કરો માયરાં;
એ તો બિચારો રૂડો થયો, સમ ખાધાને સતજ કહ્યો.
અમો રાય તમારે નામ, રખે કરો તમે એવાં કામ;
શીરપાવ ક્રોડબુધ્ધિને દીધ, સુંપ્યો કાગળ વિદાય કીધ.
ચાર ભાગલે ચારે આવીયા, પ્રતિઉત્તર પાછો લાવીયા;
મળી ચઉટે એકઠા ચાર, જઈ ને રાયને કર્યો જુહાર.
કુંનસ ચારે કરી ચુકીયા, મુખ આગળ કાગળ મુકીયા;
પ્રતિઉત્તર ચારેના વસ્યા, હેત ધરીને રાજા હસ્યા.
ચતુર ચાકર ચારે માહરા, પુરૂ મનોરથ હું તાહરા;
મનનું માગ્યું આપું અમો, સાચાં નામ કહો હવે તમો.
તમારાઉપર મુજને નેહ ઘણો, સંદેહ ભાગે મનડા તણો;
ચતુર શિરોમણ ચારે ભ્રાત, પુછુ તે કહો સાચી વાત.
પ્રથમ ગામમાં આવ્યા તમો, તે દાહાડે દીઠાતા અમો;
વણીક જાત કાછને કહ્યો, પછે કારણ બેટાનો લહ્યો.
જોયો ગરધણ કેરો અંશ,વખાણ્યો નવ અમારો વંશ;
અદ્રષ્ટ વિદ્યાથી એ સૌ લહ્યું, કારણ તમને નહોતુ કહ્યું.
મેં જાણ્યાતા જુજવા જન, મનવ્યું આજ અમારૂં મન;
નથી ચાકરી આવ્યા તમો, અકલ ઘણી દેખીએ અમો.
જે કામે આવ્યા તે કહો આપ, જુઠું બોલો બ્રહ્મહત્યા પાપ;
ચાર જણે જોડયા છે હાથ, સાચુ બોલ્યા સ્વામી સાથ.
ખરી નીશાં રાજાની થઈ, પુરવ વાત માંડીને કહી;
આવ્યો છું કેહેવા અંકોર, અમ ચારમાં એકજ ચોર.
મારવો નહીં ન પુછી વાત, ત્રીજે કાન* ન જાએ ખ્યાત;
માહોમાહે વાત નવ જણાય, તસ્કરમાં તે નવ ગણાય.

તે બાંધવ હળવો નવ પડે, તેનું તે રતન જો જેડે;
ત્યારે દુખભંજન જાણીએ, મોટાં પરાક્રમ પ્રમાણીએ.
વદી લઇએ તો વાધે વેર, બાંધવમાં ઉપજે બહુ ઝેર;
તમ આગળ કહે શું થાય, તમથી બીજું ધાન અપાય.
રતન આવે તેનું તેહ, મોહોટો મનમાં એ સંદેહ;
માટે તમને કહેતા નથી, સાંખી રહીએ છીએ સરવથી.
પણ પુછે જો પેદા થાય, તો ઉપાય કરજોજી રાય;
જેમ અમારો રહે જો ભાર, ચારે ભાઇમાં ન પડે ખાર;
તેમ તમારે કરવું કામ, રાખવી ચારે ભાઇની મામ.

દોહરા.

રાજા બોલ્યો રીઝમા, સાંભળો ચારે ભ્રાત;
પુછ્યા પણ પેદા થશે, તોજ કરીશું વાત.
અહીં રહો આનંદમા, કરો ચાકરી અરથ;
ખાઓ પીઓ ખુબી કરો, લો ઘણેરા ગરથ.

ચોપાઇ.

વિસારે પાડી તે વાત, એક દિવસ બેઠા છે રાત;
એકાદશીનું હતું વરત, જાગરણ માટે બેઠા તે તરત.
ચાર ચતુર અક્કલ આંચમાં, પાસે એક રાજા પાંચમાં;
ભાઈ વાત નવી કહો સુખે, રાત આપણી જાએ સુખે.
તે તો ચારે ચરણે નમ્યા, ઘણા બોલ રાજાને ગમ્યા;
અમો જાત રાજા છું રાંક, વાત કરતાં વાધે આંક.
માટે રાય કથન કહો તમો, તો પ્રીતે સાંભળીએ અમો;
વાત કહે વિક્રમ રાજન, દે હુંકારો ચારે જન.
એક દેશતણો છે રાય, સમરથ ઘણી તેના ઘરમાંય;
રાજરિધ ઘણી ઘરસુત્ર, ચાર પ્રતાપીક પ્રાૈઢા પુત્ર.
તે પોતાને જાણે દેવ, સારી પેર કરે છે સેવ;
કો દહાડો કરે નહી કોપ, વચન પોતાનું ન કરે લોપ.
પિતાએ આપવા માડયું રાજ, પુત્ર કહે નહી આવે કાજ;
ચરણામૃત લઇ મસ્તક ધરૂં, રાજતણું સુખ તો નહી કરૂં.

એહ વચન કહ્યું છે આપ, ત્યારે બુદ્ધિ વિચારી બાપ;
જોઉ ચારમાં ડાહો કોયો, ઘર રાખે તેવો છે કોયો.
સમજીને જે કરશે કાંમ, તે ડાહ્યા થઇ રહેશે ગામ;
સમજી જે કરે વેહેવાર, સાખ વધે સરવેમાં સાર.
ઘેલચંદરો થઇ ઘર ખુએ, તેનું પારખુ રાજા જુએ;
પાસે બેસાર્યા ચારે ભ્રાત, કહ્યું પિતાએ વારૂ વાત.
જોઉ મુરખ કે છો ડાહરા, સારા નરતા સુત માહરા;
એકને હાથે આપી તરવાર, જા તુ તારી માને માર.
બીજાને તો હુકમ દીઓ, આ ઝેરનો પ્યાલો પીઓ;
ત્રીજાનેઆપી એક જાગ, જાઓ મોહોલમાં મેહેલો આગ.
ચોથાને આજ્ઞા એ દીધ, નાંખો રતન જલમાં જઇ શિઘ્ર.
એક એકઉપાડી લોને કામ, જેને મન હોએ જે હામ;
ચિંતાતુર તે ચારે ભરાય, બારે કામ તેતો કેમ થાય.
વચન જાય જો તાતજતણું, તો તો પાપ લાગે શિર ઘણું;
ઉપાય કરવો તેનો કશો, વિવેક વચન તેને દીલ વશો.
પિતાતણું જો વચનજ જાય, ત્રણ લોક તો પ્રલે થાય;
પિતા વચન પાળીશું આપ, એથી નહી બેસે કાંઇ પાપ.
વડે કામ કર્યું છે સીધ, પ્રથમ ઝેરનો પ્યાલો લીધ;
માહારો પ્રાણ જશે જેટલે, દેહ પાપ રેહે નહીં તેટલે.
બીજો કહે માહારે તો સેહલ, બાળી મુકુ મારો મેહેલ;
રળી ખાઇશું દુઃખે અંન, વેરાગ લઇને વસશુ વન.
ત્રીજો કહે મારીશું માત, કરૂ પેટ પાળીનો ઘાત;
ફરશુરામે કર્યું તુ જેહ, માહારે વચન પાળવું તેહ.
નાનો કહે હું લઉં રતન, નાંખુ જળમાં કરી જતન;
રતન ચાર તો તે લઈ ગયો, વિચાર આપ મનડામાં થયો.
ઝેર ના પીએ તારે ના મરે, ત્યારે રીસ પિતાજી કરે;
મેહેલ ના બાળે તો જાણે તાત, તો પિતાજી કરશે ઘાત.
માને ન મારે જીવતી રહે, તેને પિતાજી જુઠો કહે;
રતન ચાર પાસે રાખીએ, બાપ આગળ જઇને ભાખીએ;
કહીશું જઇ નાંખ્યા જળમાંહ, કોણ સાખ પુરે તે ત્યાંહ.

ત્રણે કામ કીધાં તે કર્યાં, ચોથે રતન ગાંઠડીએ ધર્યાં.
ઝેરનો પ્યાલો પીધો જેટલે, ગોવનવંન થયો તેટલે;
કનક સરીખી કાયા થઇ, જરા રૂપણી વ્યાધી ગઇ.
શુભ થયો તેને સંયોગ, દેહ ન વ્યાપે તેને રોગ;
બીજે મેહેલ બાળે જેટલે, કૌતક એક થયું તેટલે.
બળે મોભ ને ધરતી ધગી, ભરી પાટડે લક્ષ્મી ઘણી;
માલ અનરગળ અપરમપાર, ઢગલો થઇ રહ્યો તે ઠાર.
તે મેહેલમાં જે કોઇ વસે, પક્ષ દુઃખ દે કાયા કસે;
તે ઠેકાણે લાગી આગ, તેણે ખોલી બીજી જાગ.
તુટી પાટડો હેઠો પડયો, ગરથ અનરગળ ઘુકને જડયો;
ત્રીજે મા પાસે આવીયો, જે માને પોતે ધાવીયો,
તે માતને છે બહુ ભોગ, ઉદર ઉંદરી કેરો રોગ.
પાળી પેટ મારી જેટલે, ગાંઠ રોગ કાપી તેટલે;
છુટયો પ્રવાહ તે પાણીતણો, ગયો રોગ દીઠેથી ઘણો.
માતા પોતાની સાજી થઇ, વંચન પળ્યું ને લજ્યા રહી;
જેણે રતન રાખ્યાંતાં પાસ, તે ગયો વેહેપારી વાસ;
આ અમુલક જુકતે જોડ, એકનું મુલ કેટલાએક ક્રોડ.
વેપારીએ તે માલ કર્યો, કરમ હાથ અડાડી હર્યો;
એ નંગ ન આવે કામ, એકેક મુલે બાર બદામ.
કાચતણા ઓપાવી કર્યા, હગ વિદ્યા છે ક્રોડે ભર્યા;
હઇડામાંહે બળીને રહ્યો, કારણ કો આગળ ના કહ્યો.
ચોરની મા કર્યાં પગલાં જુવે, કોઠીમાં મોહો ઘાલી રૂવે;
પિતાએ સરવે જાણીઓ, જુઠો પુત્ર તેણે માનીયો.
વિક્રમસેન તો વાતજ કહે, ચારે બેઠા લક્ષણમાં લહે;
સરખાં કામ ચારેને દીધો, એ ચારેમાં રૂડો કીયો.
જેને મન જાણે જે આપ, તે ન કહે શિર બ્રહ્મહત્યા પાપ;
સાચી વાત કહેતાં કાં બીહો, રૂડો ભુંડો કે કુડો કીયો?

દોહરા.

શતબુધ્ધિ કહે હું કહું, ડાહ્યા કેરાં વચન;
સરવથી ડાહો જાણજે, જેણે લીધાં રતન.

ખોટાં પડયાંતો શું કરે, શી આવી ત્યાં ખોડ;
પંરથમ નાખી પાઘડી, ચતુરાઇની હોડ.
પ્યાલો પીધો જેહને, મરી જાત તે તરત;
આગળથી નવ જાણીયું, જે એમાં છે અમૃત.
બીજે બાળ્યું બારણું, નો'તો જાણ્યો માલ;
ભાગ્યે તો સઘળું થયું, પેલા નો'તો થાલ.
તોળી જુઓ ત્રીજે કહ્યું, મારી નાંખત માત;
આવરદાથી ઉગરી, સ્ત્રી હત્યા શિર થાત.
દોષ નહીં તેમાં કશો, હોતી મોટી હાણ;
ભાગ્ય થકી સવળું થયું, પણ તાક્યું તું બાણ.
સહસ્ત્રબુદ્ધિ કહે સાંભળો, એ વાત તો સેહલ;
દલ ડાહ્યો દલ માહરે, જેણે બાળ્યાં મેહેલ.
પાપ તો કરવું નવ પડયું, જીવ ઉગાર્યો આપ;
એને ડાહ્યો હું કહું, જેને શિર નહિ પાપ.
લક્ષબુધ્ધ કહે મેં લહ્યું, જેણે મારી માત;
તે ડાહ્યો મન માંહરે, જેણે કરી અચાનક ઘાત.
વહુ તો વ્હાલી વાઘને, કેમ ન તેને હોય;
ભરથાર ભુંડું નહીં કરે, એમ વિચાર્યું સોય.
દઢ વિશ્વાસ પોતાતણો, નારાયણ મન નેહ;
લક્ષવંતા લધુવરાં, મારે દીલ તો તેહ.
કહ્યું કોડ તે’ ।બુદ્ધિએ, પ્રીછી મેં તો પેર;
સહુથી ડાહ્યો તે ખરો, જેણે પીધું ઝેર.
રાજા મન રીઝ્યો ઘણું, વારૂ સાંભળી વાત;
ભોજન કીધાં ભાવતાં, અરૂણ ઉગ્યો પ્રભાત.
ચેત્યો રાજા ચિત્તમાં, અંતરમાંહે આશ;
રતન રહ્યું છે એકને, પ્રીતે શતબુધ્ધ પાસ.
ન માગવું નહીં પુછવું, નહીં માર નહીં ગાળ;
નવ કોને જણાવવું, નવ ચડાવવી આળ.
જણ બીજો જાણે નહીં, સોપણ નહી કો સાથ;
એકે ઉપાય કર્યા વિના, હેતે લેવું હાથ.

ગુણકા એક છે ધરતણી, રામા રૂપનું ધામ;
સમજાવી તેને કહ્યું, કરો હું કહું તે કામ.
ઓળખાવ્યો આગળ થકી, શતબુધ્ધિ સુજાણ;
રતન રહ્યું છે એ કને, પ્રીછજે તે પરમાણ.
પાછું લેવું પુછ્યા વિના, આપે આપથી મન;
આંખ ચોળી આપે રહે, રંચ ન જાણે અન્ય.
શત સલામ મેહેજે કરી, એમાં શી છે બીસાત;
રતન છોડાવું છેતરી, લોપું નહી હું લાજ.

ચોપાઇ.

ગુણકા છે બહુ ચતુર સુજાણ, રાયનું કહેતું કીધ પ્રમાણ;
મારગ ચારતણો છે જ્યાંહ, નાંખી ચક બેઠી ઘરમાંહ.
તે પણ રાજા કેરો મેહેલ, તે આગળ શોભા સર્વે સેહેલ;
ઝળહળ જ્યોત જડયા શુભમણી, શોભા ગોખતણી છે ઘણી.
ખાસ મેહેલ આકાશે અડયા, કૌસ્તભમણી તે ભીતે જડયા;
ઇંદ્રપુરી આકારે જાગ્ય, નીરખે મેહેલતણું જે ભાગ્ય.
પડદો નાખી બેઠી ત્યાંહ, નર નીરખી શકે નહિ જ્યાંહ;
નીતે ચાર સલામી જાય, મારગ મેહેલ તળેથી થાય.
શતબુદ્ધિ આવ્યો જેટલે, કર્યો પડદો ઊંચો, તેટલે;
જેમ વીજળી આકાશે થાય, કંચન સરખી દીઠી કાય.
મોહ પામેલું મન આકળો થયો, લાલચ લાગી ને લક્ષણ લહ્યો;
તરત ફરકો કીધો જાણ, માર્યું કામનું કોટીક બાણ.
પડદો નાંખ્યો પાછો વળી, ડાહ્ય ઘણેરી એની ગળી;
અરોપરો ને પાછો જાય, પાણી અંન મોહોડે નવ ખાય.
થયો દુબળો ડાહાપણ દેહ, નારી સાથ વળુંધો તેહ;
નીત ઉઠી પરભાતે જાય, દરસન એહ વરાં તો થાય.
વીત્યાં દિન સેહેજમાં સાત, દાસી સાથે કાહાવી વાત;
મારી રાણી દેછે માન, પ્રીતે તમને આપ્યા પાન.
ભુરકી નાંખી નારી તેહ, પરવશ થયા ડાહાપણ ને દેહ;
થયો ગરજુ દીઠો જ્યાહરી, તે રાતે તેડ્યો નાહરી.

દાસી સાથે તેડયો દેડીએ, માન થકી ચડયો મેડીએ;
દીઠું - રંભા સરખું રૂપ, અધીક તેજ ને અકકલ અનુપ.
આદમ કીધી દીધાં માન, પ્રીત ઘણેથી આપ્યાં પાન;
તમો દીઠા છો જેણે દંન, તે દાહાડાનું માન્યું મન.
શું કરીએ જો રાજા બાપ, અદકી બુધ ચાલે કયમ આપ;
આજ લાગ પડયો છે ઘણો, ત્યારે મેળાપ થયો તમ તણો.
વળી મેળાપ કાલે થશે, વળી લખ્યું ઇશ્વરનું હશે;
લો ઘડી એક લાખેણો લાવ, ફરી ન પામ્યા બીજો દાવ.
એહાં શત ગુણકા એ પેર, દીપક ગયો એવામાં ઘેર;
થયું તરત અંધારૂં ઘોર, ચતુર થયાં આપણ બે ચોર.
દીપક વીના તો ડાહાપણ કશું, મનમાં ચોર ને હઇડાથી હસ્યું;
મુખ જોયા વિના મહીમાય, પદ્મની તો પ્રસંન ના થાય.
પાસે નહી કો માનવ વર્ન, જે દીપક લેઈ આવે તર્ન;
કામની કહે કરો એક કાજ, ભોગ વાત ન થાયે આજ.
વળી લખ્યું હશે જ્યાહરે, જોગ મળે મળશું તાહરે;
શતબુદ્ધિ કહે સુણ સુજાણ, વનિતા શી જુઠી કહો વાણ.
તમ સરખાં ત્યાં શી છે મણા, તમો ઉભાં ત્યાં દીપક ઘણા;
ઇશ્વર આપે મેળવ્યો છે મેળ, ખરી રીતે ખેલી શું ખેલ.
રાખ્યું હતુ કેડ કંદોરે જતન, રીઝીને કાહાડયું તે રતન;
શત દીપકનું તેમાં તેજ, દીઠે પામી રાણી હેજ.
પલંગ પાઇએ સુકર્યું યોગ્ય, કર્યો ભામની ભાવે ભોગ;
સાબાશ સાબાશ કહે તે સાથ, લીધુ રતન પોતાને હાથ.
વાળી મુઠડી જુવતીએ જોર, તરત થયું અંધારૂં ઘોર;
તજી સજ્યા ચાલી બારીએ, તે નરને વાળ્યો નારીએ.
ઘડીએક મારયાં ફાંફાં ફોક, હવે રહું તો દેખે લોક;
ઝાલે મુજને કો આ દિશ, તશ્કર જાણી છેદે શીશ.
આકડાવ્યો અદકુ અરડવડયો, પાંચ પગથીએથી તે પડયો;
ફુટયું શીશ દડવડીઓ દેહ, પાછુ જોવાને ન રહ્યો તેહ.
અહીંયાં થકી ઉગરીએ આજ, પોહોત્યા ત્યારે થયું મુજ કાજ;
ભામનીથી ઉતર્યો ભાવ, તરફડીને તેને આવ્યો તાવ.

રતન તો ચીતથી નવ ચળ્યું, છેવવું પોતાને ભારે પડ્યું;
પુરણ પુણ્ય તણી તો પેર, ઘણા ભાગ્યથી આવ્યો ઘેર.
ત્રણ ભાઇએ પુછી વાત, કયાં ખોટી થયાતા ભ્રાત;
ચકોરે ચાંદન બેઠાં રમે, તે સહુકો રસીયાને ગમે.
વીરપ્રત્ય એવી કહી વાત, પોહોડયા એકઠા ચારે ભ્રાત;
કહામ ખાધો કોને કહે, રાજા દંડયો તે કયાં રહે.
તરકર મા કયમ રાઙ્ગ રવે, નાગો માણસ તે શું ખુવે.

## દોહરા.

કુવા કેરી છાંયડી, કુવા માય સમાય;
મનોરથ નીરધન તણા, આલેવેલે જાય.
કો આગળ કહી નવ શકયો, કોને ન દીધો દોષ;
લખ્યા લેખ છુટે નહીં, તો જોશી શું જુવે જોષ.
પુછ્યું કોને નવ પડયું, સમ નવ દેવા સાથ;
બીજાએ જાણ્યું નહીં, રતન રાયને હાથ.
કીંમત મુલ કરાવીયું, એહ અમુલક જોડ;
ટકા હેમ ટંકશાળના, પુરા પેચાવન કરોડ.
રાજાએ પાસે રાખીયું, વિસા કેટલાક દંન;
મહીપતે મન વિચારીયું, જોઉ ચારેનાં મન.
ચંડાળ ચોર કે જાર છે, કે શુભ શિરોમણ શાહ;
પુરણ પરીક્ષા હું કરૂં, રતન આપું કે રાહ.

## ચોપાઇ.

એક દિવસ તે ચારે જણા, કહ્યા બોલ રાજાને ઘણા;
કરો વિદાય અમને જો આજ, તો ક્રોડ પ્રકારે કરયું છે કાજ.
જઇએ અમો અમારે વતન, રીઝ્યા પામ્યા. લાખ રતન;
રાજા કહે રહો એક માસ, ઈશ્વર સહુની પુરે આશ.
બાધોમાં ઝાઝી બાકરી, જે કહું તે કરો ચાકરી;
ખરાં થશો તો દામજ દેશ, ખોટે રતન મણી લુટી લેશ.
રૂડો છે એ રાજદ્વાર, વિશ્વ જાણે પાળે વહેવાર;
એમ કહીને રાખ્યા વાસ, પ્રીતે બેસારે નિત્યે પાસ.

એક દિવસ બોલ્યો માહારાજ,રહો ચોકીએ એકએક આજ;
પોહોડુ આપ અમો એકાંત, રહો નિરભયથી નીરભ્રાંત.
એકક પોહોર વીતે જાગજો; વારા ફરતી મન ચાગજો;
પોહેડયાં રાય પ્રીતે બારણે, રહ્યા ચાર ચોકી કારણે.
નિચિંતપણે નિંદ્રા છે ઘણી, પોહોડયા સેજ ઊંજેણી ઘણી;
પલંગ પાથર્યા બેહેક બરાસ, લક્ષ શોભા છે લીલાવિલાસ.
કુસુમ તણી શોભે છે સેજ, શત સુરજ જેવાં સોહાં તેજ;
ઈંદ્રપુરી આકારે લખી, પોહોડયો મહીપતિ પ્રીતે સુખી.
રાંત પોહોર થઈ જ્યાહરે, કૌતક એક થયું તાહરે;
ભોરંગ એક ભયાનક રૂપ, રાક્ષસ કેરૂ રૂખડ રૂપ.
માહા ઝેરી ને માથે મણી, તેને હુંશ હઈડામાં ઘણી;
દુધ સાકર મે પુરણ પીધ, ઘણા સ્વાદથી લાવો લીધ.
રાખ્યા ફુલ મેં ચાખ્યા અંન, તૃપ્ત કરયું મેં સઘળે મન;
અમરત પોંખી તેવી દેહ, રાય રૂધીર તણો છે નેહ.
રૂધીર પેંટ ભરીને પીઉં, એથી સુખ તે બીજુ કીયું;
તાકતે તાકતે દહાડા જાય, કે દહાડે રાજા છેદાય.
મેડે ઊતારી કાંચળી, જાતી સ્વભાવની આચળી;
પાગે તે આવી ઢુકીઓ, ચીતડા સાથે નવ ચુકીઓ.
અંતરીક્ષ ઉપર એકજ કડું, ભોરંગ તે ઉપર જઇ અડયું;
પુછ ભરાવ્યું છે તે માંહ, આંટ બેચારેક દીધાં ત્યાંહ.
અધોમુખ થયો તે આપ, સા'વા માડયો અંગુઠો સાપ;
ડસે દાઢવડે જેટલે, શતબુદ્ધિએ દીઠો તેટલે.
અરે રાય માહારાને ડસે, વેર ઘણો તે ઉપર વસે;
ધરી ઢાલ પછી તેની તળે, કાહાડી ખડગ ને મુક્યું ગળે.
લાગે વાર કરતાં વાત, કીધા કટકા તેના સાત;
મુકી પલંગ તળે તે ઢાળ, જાગ્યો રાજા તેણે કાળ.
ખડગ ઊગાડું વર્ખે લુવે, કરી મીણુ તે રાજા જુવે;
જાગ્યો રાજા આવ્યો બાર, ભુપનને મન પડીઓ ભાર.
ખોયું રતન તે ખીજ્યો એહ, મારત મુજને નિશ્ચે દેહ;
મારે એને પણ હું હણું, ગણુનામાં હત્યા નવ ગણું.

એટલે રાત ગઇએક પોહોર, જાગ્યો સહસ્ત્રબુદ્ધિ તે ઠોર;
હુકમ રાય મુજને દીજીએ, ફરમાવો તે કારજ કીજીએ.
રાજાએ કહ્યું તે દીશ, શતબુદ્ધિનું છેદો શીશ;
ફરી વાત ન પુછો વડી, અજર કરો આ એકે ઘડી.

## દોહરા.

સહસ્ત્રબુદ્ધિ તે સમજીઓ, ના તે કેમ કેહેવાય;
વગર વાંકે કેમ મારીએ, કોપ્યો અધકો રાય.
અરે રાય પૃથ્વીપતિ, સાંભળ વારૂ વાત;
વાહાણે ગમે તો મારજો, પોહફાટે પરભાત.
હવડાં હણશો એહને, સમજો જ્યારે સાચ;
પછે ઘણું વીમાસશો, ઘસવા પડશે હાથ.
તેહ તણી કથા કહું, જેમ રીઝે રાજા મન;
ખીઝ માંહે ખીજશો, પણ પછે દાઝે તન.

## ચોપાઇ.

શતબુદ્ધિ રાખ્યો એકાંત, ભાગી નહી મન કેરી ભ્રાંત;
એક સીધપુર નામે સુંદર ગામ, નારસિંહ રાજાનું નામ.
વસે એક બ્રાહ્મણ મહામતી, પતિવ્રતા તેને ઘેર સતી;
પેટ નહી પુત્રી કે તન, ઇશ્વર ઉપર તેનું મન.
વિધવિધ પ્રકારે કરે તે વરત, રૂડાં આચરણ રૂડા કૃત;
નર નારી બે પવિત્ર નેટ, તોય પુત્ર નવ આવે પેટ.
મનમાં રાખે મોટી મયા, વસે દેહ પોતાને દયા;
આપ ઘેર એક નોળનું બચ્ચું, તરફડતું તે આંગણું વચ્ચું.
પામે માત નહી તે તણી, દયા ઉપની મનમાં ઘણી;
રાખ્યું પાસ પોતાને ઘેર, પાય દુધ પ્રીતે શુભ પેર.
પોઢાડે સેજે જોડાજોડ, કુંવર જેવો પોહોચાડે કોડ;
થયું મોટેરૂ નાનું બાળ, ન કરે એકે અદકી આળ.
વાચા નહી મુખે તે તણી, અક્કલ મનુષ થકી છે ઘણી;
તેનાં પગલાથી પછી નેટ, આવ્યો પુત્ર તે નારી પેટ.
તરીયાતોરણ બાંધ્યા બારણે, પુત્ર પોઢાડયો પારણે;
આનંદ ઘણો દીવાળી દન, નોળ ઉપર માનનીનું મન.

તન મન ધન જાણે તેહને, દયા ધરે અદકી દેહને;
એક દિવસ પુત્ર છે પારણે, જુવતી ગઈ જળ ભરવા કારણે.
સુંપો નોળને પેલો પુત્ર, તજ સારૂ એ છે ઘરસુત્ર;
રખે એહને રોવરાવતો, રીસ કરી રખે મારતો.
બાળક ઠપકો દેશે મુને, તો હું ગાળો દેઈશ તુને;
સુંપો બાળ જળ ભરવા ગઇ, વાર ઘડી બે ચારેક થઇ.
ચઢયો પારણે મોહોટો નાગ, બાળકને ડસવાનો લાગ;
અંગુઠે વળગે જેટલે, નોળે તે દીઠો તેટલે.
અરે મારા બંધવને ખાય, એ પાપી કયાં નાશી જાય;
એમ કહીને દીધી દોટ, કરડતા પેહેલી ઝાલી કોટ.
મરડી કીધા કટકા સાત, એટલે આવતી દીઠી માત;
વધામણી ખાવા કારણે, આવ્યો નોળ સામો બારણે.
વાચા નહી તે બોલે કેમ, આવ્યો બાહાર તે તેમનો તેમ;
મુખ લોહીયાળુ ઉચું કરયું, જાણે જે માનું હઈડું ઠરયું.
દીઠું લોહીયાળુ માતાએ મુખ, દાવાનળથી લાગ્યું દુ:ખ;
અરે પાપી તું કુડો કાળ, મારયો મારો નાનો બાળ.
નાખ્યું બેડું તેણી દીશ, મુવો નોળ ચગદાયું શીશ;
ઘરમાં આવી માતા જુવે, પોઢયો પારણે બાળક રૂવે.
બોલ્યો બાળક આપો આપ, મુજને ખાતો તો આ સાપ;
નોળ ભાઇએ મારયો આ ઠામ, નહીતર માહારૂ કરતજ કામ.
એમ કહી ચેતાવી માત, પડયા દીઠા કટકા છે સાત;
કર્યું કલ્પાંત ને ઘશીઆ હાથ, બળવા માડયું તેની સાથ.
છવ કાહાડવા તતપર થઇ, શીક્ષા લોકે તેને કહી;
પ્રથમ મન સમજી નહી માય, હવે હાથ ઘસે શું થાય.
તેને વિમાસણ કરવી પડી, જો ચેતી નહી પેહેલી ઘડી;
એમ સમજાવી કહે છે લોક, હવે દુ:ખ કરવું તે ફોક.

દોહરા.

રાય પછે વિમાસશો, રાખો રૂદેમાં ધીર;
અરધી રાત એવે ગઈ, જાગ્યો ત્રીજો વીર.

લક્ષબુદ્ધિ છે જેહની, ગયો રાયજી પાસ;
કરી સલામ ઊભો રહો, અરજી દીધી આસ.
હુકમ હોય તે રાયનો, તે અમો કરીએ કામ;
વાદે વચન ના લોપીએ, અમો તમારે નામ.
રાય કહે કહ્યું તે કરો, કાડો ખડગ આ દીશ;
ખેદ ત્યજીને છેદીએ, શતબુધ્ધિનું શીશ.
લક્ષવસાએ [લક્ષવરા, એક કહુ હુ આજ,
વાહાણુ માહે વીમાસનો, મહીપતી શ્રી મહારાજ.
અદકો થાશે ઓરતો, દમવો પડગે દેહ;
તે દ્રષ્ટાંત તમને કહુ, નરપતી આણો નેહ.

## ચોપાઈ.

કુંવરે સાંભળ્યું તેનું કાન, પડ્યો હળવો જેમ પીપળ પાન;
સાથી કહે બુડયું તાહરૂં, કહ્યું કરે । નહીં માહરૂં.
ગાળો ખાયે કામની કાજ, આગળ શું કરશો તમો રાજ;
રીસે ભરાણો રાજકુમાર, બેડું ફોડયું ને તોડયો હાર.
નગરશેઠ જુગતે જાણીયું, અદકું ઝેર આપે આણીયું;
રાય સંભાળ તાહારૂં ગામ, નહી શાહુકાર રહેવાનું કામ.
લાડકવાયો સુત તાહરો, નહી ધરમ રેહેવાનો માહરો;
રાજા કહે રહો તમે ગામ, મારૂં પુત્ર ને હું તો ક્ષમ.
તે વાતનો કોલજ દીધ, પાછો વાસ રૈયતને દીધ;
પ્રધાન પ્રિછીઓ સઘળી પેર, જઇ ચેતાવ્યો કુંવરને ઘેર.
ચેતો તો ચેતાવું હું, હવડાં ઘેર ન જાઇશ તું;
તું જાણે જે ગુનો સાંખસે, જોતામાં મારી નાખશે.
માસ છ માસ વિદેશે જાઓ, જો ચીતમાં તમે રૂડું ચાહો;
વચન સાંભળી વિવિધ વિવેક, લીધો ઘેરથી પોપટ એક.
પાછે પગલે પંથે પળ્યો, પ્રધાન પુત્રને મિત્રજ મળ્યો;
અરે બંધવ કયાંહાં જાઓ છો, આવડા કયાહાં દુ:ખી થાઓ છો.
માંડી કહે છે તેને વાત, દેશવટો દીધો છે તાત;
પ્રધાન પુત્ર કહે સાથે થાઉ, તુજ વિયોગે અંન ન ખાઉ.
સંચર્યા બે બાંધવ સાથ, હુંશી પોપટ બેઠો હાથ;
રાત દિવસ ને સાંજસવાર, મારગ કાપે અપરંપાર.
અઘોરવનમાં તે જઇ ચડયા, દીશા ન સુઝી ભુલા પડયા;
ઉનાળે અગ્નીની ઝાળ, થયા ખરા મધ્યાનજ કાળ.
ન મળે કાઇ નવાણુ ને નીર, સુકી ગયાં તે શુભ શરીર;
પાણી પાણી ઝંખે ઘણું, તન તરફડે ત્રણેતણું.
વડ મોહોટો હુતો ગંભીર, જઇ ઉતરીયા તેની તીર;
જાવા માંડયા પાણી-વણ પ્રાણ, બંધવપ્રતે બોલ્યો વાણ.
આયુષ માર આવી રહ્યું, ગળુ મારૂં તો સુકાઇ ગયું;
જીવ જરૂર પણે જાય છે, પાણી પાણી ચીત ચાહાય છે.
પરધાન કહે રાખોજી ધીર, એક ઘડીમા લાવુ નીર;
એમ કહીને ઝાડે ચડયો, કુપ વેગળો દ્રષ્ટે પડયો.

રાજા મુકયો વડલા હેઠ, ગયો પરધાન પાણીને એટ;
રાજા ધ્યાન ઇશ્વરનું ધરે, પાણી પાણી મુખથી કરે.
પંચાલીનાં પુર્યાં ચીર, તેમ મોકલ નારાયણ નીર;
ઇંડાં રાખવા આવ્યો ધીર, તેમ મોકલ નારાયણ નીર.
બાળકકાજ આપે છે ખીર, તેમ મોકલ નારાયણ નીર;
શીતળ કીધ સુધન્વા શરીર, તેમ મોકલ નારાયણ નીર.
પાણી પાણી જંપે જેટલે, પડી ધાર પાણીની તેટલે;
ધન્ય ધન્ય મોટા મહારાજ, તુજવીણ કોણ કરે એ કાજ.
સોનાકેરો પ્યાલો ધર્યો, પલક એકમા પુરો ભર્યો;
માંડી મુખ પીએ જેટલે, પોપટ ચીત ચેત્યો તેટલે.
મારી ઝોટ તરત તે તીર, પ્યાલો ઢોળી નાંખ્યો નીર;
ભુપતીએ તો કોપજ કર્યો, પાછો ફરીને પ્યાલો ભર્યો.
બીજી વાર માડે છે મુખ, પોતે પીવા કાજે સુખ;
પોપટ પાખજોરે ઝાડીઓ, તે પ્યાલો કરથી પાડીઓ.
ચઢી રાયને ઝાઝી રીસ, મરડી નાંખ્યું શુકનું શીશ;
ફરી પ્યાલો ધરે છે જ્યાંહ, આવ્યો પ્રધાન એક પલકજ માંહ.
પાયું શીતળ નીરમળ નીર, વાતો કરવા બેઠા વીર;
અરે રાય મુરખ હારીઓ, શા માટે પોપટ મારીઓ.
કરતુત માંડી તેને કહ્યું, અહિંતો એક અચરજ થયું;
તમો ગયા ત્યાં લેવા નીર, મે સંભાર્યા શ્યામ શરીર.
ક્ષણ એક ન લાગી વાર, અંતરીક્ષથી ઉદકની ધાર;
પ્યાલો ભરી પીઉ જેટલે, પોપટે પ્યાલો પાડયો તેટલે.
એક વારનો ગુનો મેં માફ કર્યો, બીજી વારનો પ્યાલો ભર્યો;
પીવા માંડયો અમૃત કોળીયો, તરત દેખતાં તે ઢોળીયો.
લાગી ચીત મારામાં ચોટ, મરડી નાખી ક્રોધે કોટ;
એટલે તો તમે આવીયા, લક્ષટકા પાણી લાવીયા.
તે પીધાથી ટાઢો થયો, પ્રતિઉત્તર પ્રધાને કહ્યો;
એ તો કારમી વાતો વીર, અંતરીક્ષથી ન આવે નીર.
એવા સતવાદી જે તમો, તે વાત કેમ માનું અમો;
અદેકો સંદેહ મનમાં અડગો, વાળી કાછડો વડલે ચડયો.

વડલા માહે છે એક વિવેક, સમળીનો માળો છે એક;
અજગર એક લાવીછે તેહ, ફોલી ખોયુ છે તેની દેહ.
ઝેર કાળજેથી નીકળ્યું, નીર તેમાંથી ધરણી ઢળ્યું;
સેહેજે અડતાં શી ગત થાત, પલક એકમાં પ્રાણજ જાત.
ઉગાર્યો તું જે આપોઆપ, તે તો પોપટનો પરતાપ;
દ્રષ્ટે દીઠું તે દ્રષ્ટાંત, ભાગી મનની ભાવે ભ્રાંત.
એ શું મેં કર્યું છે કામ, માર્યો પોપટ મેં આ ઠામ;
પેટ પાળી મારીને મરૂં, પોપટ પાખી દેહ નહીં ધરૂં.
પ્રીછવ્યો પોતે પરધાન, ઉતારયું મહીપતીનું માન;
પરથમ સમજ્યો નહીં મન સાથ, હવે શીદ ઘસે છે હાથ.
સાંભળ રે સતવાદીરાય, વિમાસણ કરશો મનમાંય;
પછે જાણશો તજીએ દેહ, એવો ઉપજશે નીરમળ નેહ.

દોહેરો.

કોકમુદી કહે કહું, તુંને વિમાસણ વાત;
હવડાં એને મારશો, પણ ઘસવા પડશે હાથ.

ચોપાઈ.

મહી દેશતણો મહીપતી, રાણી એક તેને ઘેર સતી;
પટરાણીને હામે નેહ, નરપતને મન ઝાઝો નેહ.
ભામિની દીઠે ભાગે ભુખ, દીઠા વીના દીલમાંહે દુઃખ;
સજાવે સોળે શણગાર, રાણી તે હઇડાનો હાર.
વાડી રૂડી પાનજતણી, તેની શોભા છે અતી ઘણી;
વડી રાણી વાડીમાં જાય, રમે રીઝે રાણી ને રાય.
એક સમે બેઠા છે ત્યાંહ, પ્રીતે પાનની વાડીમાંહ;
બેઠાં છે કુવાની તીર, લાગી તૃષા મન સમરયું નીર.
અણગળ પાણી પીધું આપ, તનમાં પેઠો તંબોળી સાપ;
પડયો પાન એજેથી નેટ, પાણીમાંહ્યથી આવ્યો પેટ.
ભામની કેરા જુવો ભોગ, રી રી વાધ્યો દેહમાં રોગ;
દાહાડે દાહાડે અસ્તજ ગળ્યાં, ચેતન દેહ બધીનાં ટળ્યાં.
જેને માથે ધોરંધર ધણી, કરે વઇદ વિવેકે ઘણી;
કંઇક ઓસડ ને કંઇક સાંગ, એકે વાન ન લાગે આંગ.

ક્રોડ રેચ ને ક્રોડ કવાથ, એકે રોગ ન આવે હાથ;
કરોડ ભુવા ને કરોડ ઉતાર, એકે વાત ન પ્રીછે પાર.
કહીંક કલપના સાર્યા અરથ, ઘણો કરીને ખરચ્યો ગરથ;
રાણી કહે રાજા સાંભળો, મેહેલી દો મજાનો આંબળો.
વીંછીલક્ષની વેદના થાય છે, જીવડો વણુ મોતે જાય છે;
માટે મુજને ઝેરજ પાઓ, કે મુજને કાશી લેઈ જાઓ.
જળસોઇ કરી ત્યાં મરૂં, ભારે દુખ હઇડે કેમ ધરૂં;
કરોડ વાર શું કહીએ કથી, વેદનાએ રહેવાતું નથી.
વચન આપ્યું રાજાએ હાથ, હું પણ આવું તાહારે સાથ;
તુજ વિના જીવી શું કરૂં, જળસોઈ કરી હું મરૂં.
માયા મમતા કીધી તાજ, સોપ્યું પુત્રને રૂડું રાજ;
પ્રધાનપુત્ર મુકયા વારીએ, કાહાડી સંગ ચાલ્યા કાશીએ.
ફરે ઢંઢેરા દિન ને રાત, બાધે દેશ કરે છે વાત;
રાણીને જે સાજી કરે, અરધરાજ માહારૂં મન ધરે.
અલખત આપણી બીજી ઘણી, પુત્રી પરણાવું પેટજ તણી;
અનેક એવા હેતુ હોય, તેનું દુખ ના જાણે કોય.
રાણીકેરા દુઃખજ માટ, લીધી કાશીકેરી વાટ;
થોડા દિન પંથે પરવર્યા, વનમાંહે ઉતારા કર્યા.
ઘણો વડ મોટો ગંભીર, તાંણ્યા દેહેરા તેને તીર;
આગળ પાછળ ચોકી ઘણી, ડેરામાંહે ધણીયાણી ધણી.
કરે માંહોમાહે વાત, એમ કરતાં ગઇ મધરાત;
સેજે પોઢાડી છે નાર, ભુમી સુતો છે ભરથાર.
નર નારીને ઝાઝો નેહ, ભરનિંદ્રાં થયાં છે બેય;
શામા ક્ષણું એક પામી સુખ, વીકાસ્યું માનુંની કેરૂં મુખ.
તે વડ ઉપર મણીધર હોય, તેનો પાર ન પ્રીછે કોય;
જ્ઞાન તેના મનમાં ઘણું, દુખ જાણ્યું તે નારીતણું.
વડવાઇએથી હેઠો ઉતર્યો, પ્રીત ધરી પોતે પરવર્યો;
તંબોળીયો આવ્યો છે તાંહાં, પેલી રાણીના મુખમાંહ.
મણીધર તો પલંગે ચડયો, તેને તંબોળીઓ દ્રષ્ટે પડયો;
મણીધર કહે સાંભળરે મુઢ, દેછે રાણીને બહુ દુઃખ.

પ્રાતઃકાળ ઉપર મરશે રાય, બે હલા શિર તુજને થાય;
માટે નીકળી મુકતે જાય, પાનવાડીમાં સુખીઓ થાય.
કહ્યું અમારૂં જો નહિ કરો, ઉપાય કહીશું તેણે મરો;
પેલો કહે ન જાણું હું, જખ મારે છે મણીધર તું.
તારૂં ચાલે તે કર આજ, જો કાંઈ ધરાવે લાજ;
કરી હુંકારા નરપત નેટ, પાછો જઈને પેઠો પેટ.
મણીધરે વિચાર્યું મન, મરશે રાણી ને રાજન;
ઉગારૂં એ બેના પ્રાણ, એમ વિચારી મનમાં વાણ.
સજયા ઉપર ચડગો સુખે, મુક્યો ગલ રાણીને મુખે;
માહારો ગરળ ઉદરમાં જશે, એ રાણી તો સાજી થશે.
તંબોળીઓ નક્કી પામે નાશ, થાશે રાજાને સુખ આશ;
મુખ મધે ગરળ મુકિયો, રાણીનો રોગજ ચુકિયો.
એમ કહી વળે જેટલે, રાજા તરત જાગ્યો તેટલે;
ઉઠયો હાંકી આપો આપ, દીઠો ઓશીકે મણીધર સાપ.
માર્યો ઝટકો જોઈને લાગ, કરયા નાગતણા બે ભાગ;
ને વિષધરને વાચા થઇ, વાત એક રાજાને કહી.
મુજને માર્યો તે માઠું કર્યું, મેં તો રાણીનું દુખજ હર્યું;
પ્રાતઃકાળે વાહાણું થશે, રોગ તાહારી રાણીનો જશે.
જો ગુણ દેખોતો બાંખજો,માહારાં અસ્ત ગંગામાં નાંખજો;
એવો અવાજ અચાનક હુવો, તરત ધરણીધર તરફડી મુવો.
લાગ્યો રેચ નારીને નેટ, પ્રમદા સુખ પામી ત્યાંહાં પેટ;
સાજી તાજી રાણી થઇ, અંગોઅંગથી વ્યાધી ગઈ.
દુખ પામ્યો તે રાજા આપ, ફોગટ મેં માર્યો તે સાપ;
ઘસે હાથને ધુણી શીશ, એ શું કીધું શ્રીજુગદીશ.
પાળી મારવા માંડી પેટ, સહુ વારે નરપતીને નેટ;
હવે અરથ ન આવે કશું, પ્રથમ માઠું દલમાં 'વસ્યું.
લીધું સરપનું માથું અંગ, પધરાવ્યું ગુણવંતી ગંગ;
તે નિમિત્ત લુંટાવ્યો ગરથ, તેહથકી સર્યો શો અરથ.
કરી જાત્રાને આવ્યો ઘેર, પાળી પ્રજાને રૂડી પેર;
છોગો ત્યાં લગનવીમાસણ કરી, ઘડી એક બેઠો નહિ ઠરી.

દૂખે રાણીને જ્યાહરે, સાંભરે સરપ મ...આવે હાથ;
તે વેળા મુકે નિશ્વાસ, પણ તેની કેમ પોહોંચે પાર.
ઘણા દિવસ ઘરીયા છે હાથ, કોડબુદ્ધિ કહે રાયા ગરથ;
કહી વાત આણી મન વાહાલ, પ્રગટચો એવે આંબો.
વિક્રમરાય બેઠા બારણે, દાતણપાણીને જાય છે;
નારાયણતણો જે તુર, પુણ્ય પરમારથ કરો.
આભીયો છે આપે કરણ, અશરણ કરે ગામદ શરણ;
મોટા જન સહુ મજરો કરે, રાજા વિઘન જાચકનાં હરે.
રાગ સાભળે રાજા કરણ, પામે ઉભા છે જણ તરણ;
સલામ કરી ઉભા જ્યાહરે, સામુ જોયું રાયે તાહરે.
હુકમ રાવનો માથે ધરૂ, જે વદો તે કારજ કરૂં;
અમે સેવક છું તાહરા, રખે અવગુણ કરો માહરા.

## દોહરા.

રાજા બોલ્યો રીઝમા, રવી ઉગમતે દીશ;
રજુ કરો ત્રણે મળી, શતબુદ્ધિનું શીશ.
તે ઉગાર્યો ત્રણે જણે, કરી વાત વિવેક;
કેહેતા જે વિમાસરો, તે દેખાડો એક.
એકેક ઘા ત્રણે કરો, અજર કરો મા આપ;
નહીતર દેખાડો પારખુ, જે ગણતા હોય પાપ.
સાં તો બોલ્યા ત્રણ જણા, કર્યું જુગતે કામ;
નમન કર્યુ બહુ પ્રેમથી, દાખો રૂડો હામ.
સમશેર શતબુદ્ધિ તણી, પડી હેઠ પલંગ;
આપો અધીપતી આપથી, તો રહે રૂડો રંગ.
રાજા ઉઠયો રીજમા, આવ્યો પલંગની પાસ;
દીઠા ઢાલ કડકા મહી, મુકયો મુખ નિશ્વાસ.
ક્યાં થકી એ આવિયો, ક્યા રહ્યાની જાગ;
શતબુદ્ધિ સેજે હતો, તેતો માહારૂં ભાગ્ય.
અધિપતી ચડયો અટારીએ, વિખાણ કરતો વૃષ્ટ;
ઉનારીતી કાંચળી, તે તો દાઠી દષ્ટ

પ્રૌઢરાજ. આનંદ પામ્યો અતી ઘણું, જોતો આવ્યો જેમ;
માટે નીકે કડે વીંટીયો કડકડો, તે તો દીઠો તેમ.
કહ્યું અમો શતબુદ્ધિ સમીપે તેડીઓ, મળ્યો મહીપતને માન;
પેથો કહે, શણગાર સુંપ્યા અંગનાં, પ્રીતે ઉપર પાન.
તાઈ ચ તોલે નહિ કો તુજ સમો, માહારા મનનો મિત્ર;
કરી ચારે ચતુર મેં જાણીયા, પુરણ પરમ પવિત્ર.
માગો કાંઇક મુજ કને, જે મન ઇચ્છા હોય;
તેહ વચન ચુકું નહી, ખેદ મા કરશો કોય.
આપી શકો તો આપજો, વારૂ કરૂ વચન;
અમારૂં અમ પાસથી, રૂડું જેહ રતન.
અરથ ન આવે અભિનવુ, તારા ઘરનો માલ;
રાજી થઇએ એ રતનથી, ખરો અમારો ખ્યાલ.
દુખભંજન દાતા વડો, વિખાણ કરે લક્ષલોક;
આશા પુરજો અમતણી, કયમ કહું બાકી કોક.
બુદ્ધિવંત બળીયા અમો, કઇ ચીંતવ્યાં કાજ;
ટાંગ તળે કાડો તમો, જો રત્ન આપ્યાથી આજ.
વિદાય કરો નહિ તો મુને, ઢીલ કરો શા માટ;
કરી ઘણેરી ચાકરી, તેની ઉઠી વાટ.
કામ ગમે તો દીજીએ, કરવા હું સમરથ;
દુ:ખ ભાજે દિલડાતણું, ઘણો રત્નમાં ગરથ.
દિલ ડાહ્યા ઘણા અમો, કરવા ઇચ્છું કામ;
તમ આગળ ન્હ્જોડીએ, મુકી મનની મામ.

## ચોપાઈ.

રીઝ્યો રાજા હલમા ઘણું, આપ્યું રત્ન તે ચારેતણું;
ત્રણેમાંહ ભાવેથી ભળ્યું, એકકાંતિ એકરૂપે મળ્યું.
આપ્યું હાથ ન લાગી વાર, ચતુર પારખું ડાહ્યા ચાર;
ધનધન વિક્રમસેન માહારાજ, તુજવીણુ કોણ કરે પરકાજ.
બીજા સહુ કરે છે વાત, ખાધી સુંઠ તે તાહારી માત;
આશા નહોતી અમને આજ, વણ પુછે કેમ કરશો કાજ.

# રતનજી.

આ કવિ નાશિક જીલ્લામાં આવેલા બાગલાણનો રહીશ હતો ને સંવત ૧૭૧૩ માં હૈયાત હતો. એના ગ્રંથોમાં વિભ્રંશી રાજાનું આખ્યાન અને દ્રૌપદી ચિરહરણ જણાયલાં છે.

## વિભ્રંશી રાજાનું આખ્યાન.

### કડવું ૧ લું–રાગ કેદારો.

પ્રથમ પ્રણમું શંભુ સુતને, ગણપતિ ગુણ ગંભીરજી;
દુંદાળો દુખ ભંજણો, દઈ મનવાછિતભાજે ભીડજી.
સસદાયક તું શારદા, હંસવાહની માતજી;
વીણાં પુસ્તક ધારણી, વાણી વેદ વિખ્યાતજી.
શ્રીકૃષ્ણજી કરૂણાનિધી, નંદનાનંદન નરનાયજી;
ગિરિધર ગદાધર ચક્રધર, મુરલીધર ઝાલો હાથજી.
મોર મુકુટ પિતાંબરધારી, કુંડલ ઝલકે કર્ણજી;
ચક્ષુ શુભ નવિનાંબુજ સરખાં, સકલ દેવના શર્ણજી.

### રાગ રામગ્રી.

શ્રીરામ કહેતા નિર્મળ વાણી જી, શેષનાગ ગેવે દ્દઢતા આણી રે
સુખ દુખ કરતા પોતે જેહ જી, નામતણો કીધો દેહ રે
સદસદ્રૂપે તેજ પ્રકાશ જી, આત્મા એહુ પ્રકૃતી પાશ રે
સઘળે વ્યાપક તેજ સમાન જી, જેમ ઘરમાં બિંબ ચંદ્ર પ્રમાણ રે
એવો શ્રીકૃષ્ણ ગુરૂ ગોવિંદ જી, દશરથનંદન શ્રી રામચંદ્ર રે
જેના ગુણ ગાતાં પાવન થાય જી, સાગર નર્કનું દુઃખ સહુ જાય રે

વિપત પડે તહાં તું ધાય જી, તરૂવર કેરો પવન કહેવાય જી;
સકલ દેવને કરી નમસ્કાર જી, કથા કહું શ્રી વિશ્વાધાર જી.
સાંભળશે શ્રી શ્યામલ વર્ણ જી, ગુપ્ત વારતા હૂતી ધર્ણ જી;
શેષનાગ તે શિવ સ્વરૂપ જી, તાંહાં ઋષિ આવ્યા બ્રહ્મ વિભૂપજી.
એણી પેર બોલ્યા કાંતિ રાય જી, નારાયણનો કહો મહિમાય જી;
ગુપ્ત વારતા કહો વિસ્તાર જી, એણી પેર બોલ્યા વિશ્વાધાર જી.
વૈશંપાયન કહે સુણ રાય જી, કથા સાંભળતાં પાવન થાય જી;
કેવળ હરી રસ વેદ સમાન જી, સાંભળતાં પામે વૈકુંઠ ધામ જી.

ચોપાઈ.

હવે દુંદલ દેવ તમો દયા કરો, પ્રતિજ્ઞા માહારી મન ધરો;
આખ્યાન તે અનોપમ કરૂં, મારા શ્રી ગુરૂને ચરણે ચિત્ત ધરૂં.

ચાલ.

મતિ બુધ્ધિ મારે છે નહીં, આરંભ્યું મોટું કામ;
મારા ગુરૂને ચર્ણે નમુ, એણે આપ્યાં દ્વાદશ નામ.
સકલ બ્રહ્માંડ બ્યાપી રહ્યો, હરી સંત તણો વિશ્રામ;
શિશુમાર શિવ શેષને, હું કરૂં છુ દંડપ્રણામ.
આદી નારાયણ તું સહી, શ્રીકૃષ્ણ મુજ આધાર;
આ ગ્રંથનો આરંભ કરૂં હુ, કરો મારી સાર.
નર્મદેશ્વર બ્રહ્માંડેશ્વર, નેત્રેશ્વર સુરરાય;
તમ તણા પ્રતાપથી, એ ગ્રંથ પૂરણ થાય.
વૈશંપાયન બોલીયા, જન્મેજય રાજંન;
મહા સત્યવાદી કહું કથા, સાભળો નિશ્ચળ મંન.
અશ્વમેધ કરવા માંડીઓ તે, યુધિષ્ઠિર રાજંન;
પચરંગી તુરંગ લાવ્યા, ઈંદ્ર તણો પાવંન.
તેને કનક પત્ર લખી શીરે બાંધ્યું, હસ્તિનાપુર મોઝાર;
પછી યજ્ઞ અરથે મૂકીયા, એ અશ્વ તાહાં નિરધાર.
શ્રીકૃષ્ણ અર્જુન રક્ષા કરતા, સૈન્યનો નહી પાર;
શક્તિ હોય તે યુધ્ધ કરે, ને બાધે એ તોખાર.
નહીં બાધે તો સેન્ય સાથે, યજ્ઞે આવે સોય;
એવું પત્ર લખીને શિર બાંધ્યુ, જો પૂર્ણ પરાક્રમ હોય.

તહાં થકી તુરી મૂકીઓ, બહુ ખંડ જોતા જાય;
કૃષ્ણ અર્જુન સેના સાથે, સાર કરતા ધાય.
બભ્રુવાહન વૃષકેતુ ભડ, પરાક્રમ અતિ ભૂર;
બહુ રાય જીતી અશ્વ લેઇ, સાંચર્યા બળ પૂર.
ત્યાં થકી વળી અશ્વ ચાલ્યો, ચંદ્ર મણિપુર સોય;
સર્વ નગરના રાયને જીતી, પ્રયાણ આગળ હોય.
ત્રણે દીશા ફરી ફરીને, ઉગમ પુરભણી જાય;
સેના પૂઠે સાચરે, પગ અશ્વના પડધાય.
ઉગમ પુરભણી અશ્વ ચાલ્યો, રાય વિભ્રંશી જ્યાંહિ;
તેના પુરમાં દેવ્યા વસે, તેણે અશ્વ બાંધ્યો ત્યાંહે.
ત્રણ પોહોર ત્યાં યુધ્ધ કીધું, અર્જુન થાકયો કાય;
દલ સુભટ જીતી અશ્વ લઇને, વિભ્રશી કને જાય.
તાહા સભા ભરી બેઠો હતો, વિભ્રશી ભૂપાળ;
ચાર દેવ્યા અશ્વ લેઇ, આવી તહાં તતકાળ.
અચરજ પામ્યો રાય દેખીને, સહુ હશી બાળા કુમાર;
રાય દેખીને થયો વિસ્મય, ઉપન્યો મંન વિચાર.
મંત્રી કનેથી શબ્દ લીધો, આતુર કરીને તાહે;
નેત્રનો સંજોગ કીધો, લગાડી નેહે તાંહે.
સેવકને સાન કરી પુછાવ્યું, રાય વિભ્રંશી તતખેવ;
આ અશ્વ પાંડવતણો, કયાંથકી લાવી દેવ્ય.
વળી 'મુજને બેઠો દેખીને, શું હસી ત્યાં નિરવાણ;
સત્ય વાકયજ બોલજે, નહિંતર તજાવીશ પ્રાણ.
ત્યારે દેવ્યા કહે તુજ નગર ગઢ તે, ચોરાશી જોજંન;
બાવન પોળ પ્રવેશ માંહે, એવો તું રાજંન.
ઉગમ પોળે રક્ષક નહિં કો, મહા જીરણ છે જેહ;
અમે શંભુની આજ્ઞાયકી, તાંહાં સર્વ રહીએ એહ.
આ અશ્વ આવ્યો યુધિષ્ટિરનો, યજ્ઞ અર્થે તેહ;
રાય આપણા પુરથી પાછો, કયમ જવા દઇએ એહ.
અર્જુનશુ અમે જુદ્ધ કીધું, સહુ દળ પમાડયું ત્રાસ;
પછી અશ્વ લઈ આવ્યાં હમો, મહારાજ તમારે પાસ.

વિભ્રંશી એવું સાંભળી, દળ સહિત ચડીયો રાય;
અર્જુનસુ જઇ યુદ્ધ કરૂં, ને કરૂં પરાજય ત્યાંય.
સકળ દેવ સહીત રણમાં, આવીયા શિવ દેવ;
દલ સહિત અર્જુનને, બેઠો કર્યો અવસ્યમેવ.
જન્મેજય વળતુ કહે, ઋષિજી કરૂં પ્રણામ;
એ કથા ઉત્તમ છે, પવિત્ર સુણવા સ્વામ.
એ સુણવા ઇચ્છા છે ઘણી, વિસ્તારી કહો ઋષિ દેવ,
એ વિભ્રંશીની ઉત્પત્તિ, મુને કહો અવસ્યં મેવ.
કવણ કુલ એ ઉપન્યો, કોણ પિતા એનો ભૂપ;
ત્રણસેં ને સાઠ મુસ્તક, પ્રસન્યો કેમ એ રૂપ.
ઉગમગઢ કેમ હેવો એનો, નિર્ભય કરે કેમ રાજ;
સમ દેવ્યા એની પોળે, વસે છે કોણ કાજ.
અર્જુન સરખો વીર એણે, કેમ હણ્યો બળવંત;
રામ કૃષ્ણ સમુદ્ર માંહે નાખ્યા, કેમ બળ હર્યું હનુમંત.
એ મહા ભક્ત કેમ હવો, પ્રભુ વસે મંદિર વાસ;
કૃષ્ણ અર્જુન થઈ જાચક, આવ્યા તેની પાસ.
ત્રણસેં ને સાઠ મસ્તક, કાપ્યાં શ્રી જદુવીર;
પોતાનું તેને તેજ આપી, કીધો આપ શરીર.
વૈશંપાયન બોલીયા, સુણ જન્મેજય ભૂપાલ;
તેં પ્રશ્ન પૂછ્યું પ્રેમસુ તો, સાંભળ કહું વિસ્તાર.
ઉગમ નગરતાં એહ કહીએ, સમુદ્ર કેરે તીર;
ત્યાંહાં રાજા વસે છે, તેની કથા કહું સુણ ધીર
એનો પિતા ધીરજવંત કાહાવે, સહસ્ર મુખે કરે જાપ;
શંભુ કેરૂં ધ્યાન માંડયું, ઇચ્છાવર મુને આપ.
તપ કરતાં ત્યાં શ્રી ત્રિપુરારી, પ્રગટ થયા એક દંન;
ધીરજવંતને જઈ હાંક મારી, માગ જે તુજ મંન.
જે માગે તે આપસુ, એમ બોલીયા મહાદેવ;
ધીરજવંત કહે પુત્ર મુજને, આપીએ મુજ દેવ.
વળી મંન વિચારીયું, એ પુત્રથી શું થાય;
પ્રણામ કરીને વિનવ્યા, તમે સુણો શ્રી શિવરાય.
૬૭

અરે ભોળા ચક્રવર્તિ, મુજ દીનનું કરો કાજ;
એક પુત્રજ થશી મારૂં, રહે નહીં કંઈ રાજ.
શંભુ કહે રે પુત્ર તુજને, જોઇએ કેટલા જાણુ;
સાવધાન થઇને રાય બોલ્યો, સુણો કહું નિરવાણુ.
ત્રણસેંને આઠ દિન તે, સંવત્સરના જાણુ;
તેટલા પુત્ર જો મુને આપો, ઠરે મારા પ્રાણુ.
શંભુ કહે રે રાજા તારી, પસારી રહે બાપ;
આખ મીચી હાંક મારને, આવશે તુજ હાથ.
ત્રણસેંને સાઠ મસ્તક, રચ્યાં શંભુએ તાંહે;
સાતસેં ને વીશ ભુજ તે, એક શરીરની માહે.
એવો પુત્ર રચી મહાદેવે, મસ્તક મેલ્યો હાથ;
વિશ્રશી નામ તારૂં, પામીશ તું જદુનાથ.
મહા ધર્મ વૈષ્ણવ તું થશે, સાક્ષાત તેજ સ્વરૂપ;
અભયથી તુ રાજ કરશે, થઇશ બળવંત ભૂપ.
વળી સામ દૈવ્યા ભવાનીને, આજ્ઞા દઉં છું આંહે;
તુજ નગર ગઢ ને પોળ માંહે, રક્ષા કરશે તાંહે.
શ્રી કૃષ્ણ અર્જુન આવશે, તુજ મંદિર થઈ યાચક;
તેં પ્રાણ પોતાના શરીર માંહે, થશે કૃષ્ણ સરખો શંક.
એવો વર આપી કરી, ધીરજવંત આપ્યો હાથ;
આંખ ઉઘાડી જુએ તો દીઠો, ઉભો તે સાક્ષાત.
આનંદ પામ્યો અતિ ઘણું, લઈ ગયો મંદિર માંહે;
સોળે કળા શશીની પેરે, દિન દિન મોટો થાય.
સોળ વર્ષ લગી પિતાયે, જોગવ્યો તે બાળ;
એક દિવસ મુનિએ કહ્યું, ધીરજવંત આવ્યો કાળ.
એવું સાંભળી ધીરજવંતે, તેડાવ્યો નિજ પુત્ર;
રાજ તિલક તેને કર્યું, સહુ સોંપીયું ઘર સત્ર.
ધર્મ કરજે પુત્ર મારા, દેજે પ્રજાને સુખ;
સહુ રાજ સોપી વિશ્રશીએ, સમરયું ત્યાં બહુ દુઃખ.
હરી સ્મર્ણ કર્યા વિના, બહુ વર્ષ કીધુ રાજ;
એ રાજથી હવે નર્ક માહે, સબળ કરશું કાજ.

પછી જ્ઞાન મન સાથે ધરી, સાચરયા સાથી રાય;
હિમાચલ પોહોસા જઈ, ગિરિહેમ લાગ્યા પાય.
પટ દિવસ લગ ત્યા તપ કર્યું, પ્રગટયા તે શ્રીભગવાન;
સહસ્ત્ર મુખના સહસ્ત્ર દીપક, થયા પાને પાન.
સ્વદેહે તે સ્વર્ગ માહે, માહાલતો મન રંગ;
વિભ્રશીની ભક્તિ મોટી, વશ થયા સારંગ.
વિશ્વંભરના ધ્યાનથી તે, ક્ષણુ અલગ નવ થાય;
સાધુ સંગત સ્મર્ણ કીર્તન, પ્રેમે ઓચ્છવ થાય.
દુખી પ્રાણી નવ મળે, સહુ કોઇ પામે સુખ,
બાળક વૃદ્ધ નરનાર ભક્તિ, ભજે ગોવિંદ તજી દુખ.
અહોરાત્ર શ્રવણે સાભળે, રાય વિભ્રશી ભાગવત;
એકદશીએ દાન આપે, વિપ્રને સત્સવત.
ધ્યાન ધરતાં સાહેર તીરે, શિર છેદે જો કોય;
તોપણ ધ્યાનથી નવ ચુકે, એવી ભક્તિ કરતો સોય.
માગ્યા મેહ વરસે સદા, જ્યાહા વિભ્રશી રાજંન;
પરિગ્રહ પોતે એમ કહે, મુજ ભક્ત તું ધન્યધન્ય.
એણી પેરે તે રાજ્ય પાળે, ધર્મ કરે બળવત;
પાપના તો પાણ છેદી, કાઢયો પુર થકી અપુણ્યવંત.
પાપ દુખીઓ રડવડે, રહેવા નહી કંઈ ઠામ,
ત્રણુસેં સાઠ મુખે, રાય જપે બેઠો રામ.
પાપે વિચાર્યુ મન વિષે, હવે કરૂ કવણુ ઉપાય;
એ વિભ્રશી ના નગ્ર માહે, ક્ષણુ મેં નવ રહેવાય.
એ નગ્ર હવે છાડીને જાઉં, પૃથ્વીપતિ ધર્મરાય;
પરિગ્રહ કેરા ભક્ત જ્યા, ત્યા મુજથી નવ રહેવાય
એવુ કહીને નીકળ્યો, બાધવ કને તે જાય;
કળીયુગ બાધવ તેહનો, મહા દુષ્ટ છે તે રાય.
કળીયુગ જ્યાં સુતો હતો, ત્યા જઈ ઊભો એહ,
બહુ સ્તુતિ કરીને ચર્ણે લાગ્યો, સાભળ કહુ છુ તેહ
દુષ્ટ ભાઇ તારો હુ અહી, મહાપાપ મારૂં નામ,
મોળે કગાની કાનીસુ, મેં કર્યો તત્ક્ષણ શ્યામ.

બલવંત કહીએ હું ઘણો, કદ્રૂપ રહે મુજ પાસ;
હરી નામ માત્રે પુણ્ય શત્રુ, તે કરે મુજનો નાશ.
મહા પુણ્યને બાળું સહી, યશ કીર્તિ કરી તત્કાળ;
સ્મર્ણ કૃષ્ણનું થાય ત્યાં, મુજ ચાલે નહીં લગાર.
એ જ્ઞાનરૂપી અગ્ની ઉપર, હું મેઘ વરસું જાણ;
અહોરાત્ર બેઠો લાગ જોઇને, હણું ત્યાં નિરવાણ.
જ્ઞાનરૂપી પડે ફટકા, તડાતડ જે ઠામ;
કાષ્ટ થઇને તેની આગળ, રહું આઠે જામ.
અનુદિન તે જ્વળતું, હું જોઉં બેઠો લાગ;
તિલ સહસ્ર ભાગે પાપ થાયે, તો મળે મુજને જાગ.
મોહ મત્સર માયા પ્રેરીને, વિસ્તારૂં તે ઠામ;
જ્ઞાન કીર્તિ કરાવી, ઉપજાવું તેને કામ.
એવો હું બળવંત છું, નર્કમાં ઘાલું સોય;
નાના જીવની યોનિમાં, દુઃખ પમાડું અતિ જોય.
ચાર ખાણમાં પચાવું, નર્કમાં નાખું જાણ;
એવો હું બળવંત કાહાવું, કરૂં એટલી હાણ.
પણ એક શત્રુ મહા મોટો, જેમ હસ્તિ શિર અંકુશ;
હરી નામ મુજને પ્રજાળે, ભાઈ સહાયે માગું તુજ.
શીઘ્રે કરીને ચાલ વેહેલો, મુજ સહાય કરરે ભ્રાતે;
આપણ બેઉ જણ થઇ પુરમાં, રહીશું સાક્ષાત.
જન્મેજય વળતુ કહે, તમો વિચારો મનમાંહે;
કૃષ્ણ કેરી આજ્ઞાથી, સહુ સૃષ્ટિ ચાલે સાંહે.
પાપનો તેડયો એ કળિયુગ, આવે કેમ ઋષિરાય;
વૈશંપાયન ઓચરે, મૂઢમતી તું કાં થાય.
કૃષ્ણ કેરી ઇચ્છા થઇ, ભુમિ ભારે દુઃખી થાય;
કળિયુગ દુખીઓ રૂએ છે, કયારે થઇશ હું હવે રાય.
પરમાત્મા તે વેગળો, પ્રેરી કરાવે કામ;
સંત કીધા રાયને, પાપનું ટાળ્યું ઠામ.
પાપને પ્રભુએ પ્રેરીને, મોકલ્યો કળિયુગ પાસ;
કળિયુગં વળતું એમ કહે, તુ રહે મારે વાસ.

અઢ્ઢા કેરા પ્રહરની, અધ ઘડી છે અનુમાન;
કૃષ્ણ ભોમી ભાર હરવા, અવતરશે અહીં જાણ.
પરીક્ષિત કેરા રાજ્ય માંહે, મુને આજ્ઞા છે સત્ય;
પછી પુરમાં વિસ્તરી, તુને કરીશ હું ભૂપત્ય.

ઉથલો.

કરીશ હું ભૂપત્યરે, કળિયુગ એમ વાણી કહે;
કૃષ્ણ કૃષ્ણ શ્રીકૃષ્ણ ભજજો, એ કથા સાંથી રહે.

કડવું ૨ જું-રાગ પ્રભાતી.

વૈશંપાયન એણીપેરે બોલ્યા, સુણ જન્મેજય રાયજી;
કથા કહું અશ્વમેધકેરી, સુણતાં પાતક જાયજી.
હસ્તિનાપુરમાં યુધિષ્ઠિર, રાજ્ય કરે નિરધારજી.
ધર્મરાજા આસન બેસે, પણ ચિંતા મન અપારજી.
રાત દિવસ નિદ્રા ન આવે, ઉદ્વેગ થાયે મનજી;
અનેક રાય પૃથ્વિપતિ મોટા, પમાડ્યા પતનજી.
શત બાંધવ તો કૌરવ માર્યા, હણ્યો દુર્યોધનજી;
હસ્તિ અશ્વ પશુંપખીજા રણમાં, વેધ્યાં બ્રહ્મનાં તનજી.
મહા પાપેથી રાજ્ય પામ્યાં, ધિક પડયું એ સુખજી;
અંતે નર્કે જવું છે, મન ધરે એમ અતિ દુઃખજી.
શુકજીને વચનેથી રાયે, કીધો યજ્ઞારંભજી;
તાંહાં પંચરંગી અશ્વ લાવ્યા, ઈંદ્રતણો તોરંગજી.

વલણ.

તેને કનકપત્ર લખી શિશ બાંધ્યું, હસ્તિનાપુર મોઝાર;
યજ્ઞ અર્થે મૂકીઓ, એ અશ્વ ત્યાં નિરધાર.
શ્રી કૃષ્ણ અર્જુન રક્ષા કરતા, સૈન્યનો નહીં પાર;
શક્તિ ધરાવે જે યુદ્ધની, તે બાંધશે નિરધાર.
શ્રી કૃષ્ણ કેરી ઇચ્છા થકી, એ કર્યો છે આરંભ;
શુભ શાસ્ત્રે પંડિત વચને, માંડીયો રણસ્થંભ.
ધર્મરાયે વચન આપ્યું, સેના અર્જુન;
કૃષ્ણ કેશવ સારથી, કીધુ સેન.

વળી દશ અવતારથી, ચોવીશ જે કહેવાય;
ધર્મ કર્મ સહુ તેજનો, વિસ્તાર અહિંએ થાય.
વળી કેવળ બ્રહ્મ કહિએ, તેજમય છે જેહ;
ત્યાં થકી સૌ પ્રકટ થઇ, નિસ્તાર પામે તેહ.
સમુદ્રનું સ્વસ્થાન અહિંઆં, રૂદ્રનો અહિ વાસ;
આદિ માતા અહિ રહે, સંહાર કેરી ધાત.
જલાદિક જે નામ કાહાવે, સમુદ્રનો અવતાર;
અહી રાજા તેજ કહીએ, સબળ શૂર અપાર.
કૃષ્ણ કહે રે વિપ્ર અમને, દેખાડો સા વાટ;
બ્રહ્મ વળતુ એમ કહે, એ જળાદિકનો ઘાટ.
યુદ્ધ કરતાં ના છૂતો, નવ ભેદે એને ઘાય;
સ્તુતિ કરીને વિનવો તો, કંઇએક કરૂણા થાય.
અર્જુન કહે તું અરે બ્રાહ્મણ, એ શું બોલ્યો વાણ;
એક બાણે કરૂં પરાજય, સમુદ્રનો વાળું ઘાણ.
હવે જલાદિક પાતાળ માંહે, કરે રંગ વિલાસ;
તે તણા અનુચર સરવે, આવી રહ્યા તે પાસ.
અરે સ્વામિ કશું બેઠા, અશ્વ આવ્યો એક;
રત્ન સરખો સુંદર દીસે, કશો કહું વિવેક.
તેની સાથે કૃષ્ણ અર્જુન, કટકનો નહિ પાર;
આપણા સ્વસ્થાન માંહે, પીડા કરે અપાર.
જલાદિક ત્યાં આવિઓ, અશ્વ ઝાલ્યો હાથ;
હરણ કરીને લઈ ગયો, સમુદ્રમાં નિજને સાથ.
અર્જુન કેરા સૈન્ય માંહે, પડયો હાહાકાર;
અશ્વકેરૂં હરણ થયું, એવી વાત થઈ તે ઠાર.
અર્જુન ત્યાં અતિ ચડયો કોપે, બાણ ઝાલ્યા વીર;
અશ્વ મારો કોણ હરે, હું છેદું તેનું શીશ.
જલાદિક ત્હાં આવીઓ, મુખથકી બોલ્યો વાણ;
અરે અર્જુન ક્યાં જશે, હું લેઊં તારા પ્રાણ.
પોતાની માયા કરી, બહુ દૈત્ય યોધા સોય
અરે અર્જુન ક્ષણે માંહે, તું મારાં પરાક્રમ જોય

અર્જુન કહે તું કોણ છે, કાં મૃત્યુ આવ્યું શીશ;
એ વાત સુણતાં જલાદિકને, ચડી સબળી રીશ.
અર્જુન ઉપર આવીઓ, કર ગદા ગૃહી પ્રચંડ;
અર્જુને એક બાણ મુકી, ગદા કરી સત ખંડ.
જલાદિકના દૈત્ય, ઉઠ્યા, સબળ આણી રીશ;
અરે અર્જુન ક્યાં જશે, છેદશું તારૂં શીશ.

### ઉથલો.

સૈન્યા સર્વે સજ કરી, સંગ્રામ બેહુને થાય રે;
ભાનુ સુત કહે ભગવંત ભજ્યું,અમર આત્મા થાય રે.

### કડવું ૩ જું—રાગ હુંસાવલી.

શ્રી ગુરૂજીને વંદન કરી, અક્ષર બોલીશ કર્ત્તા હરી;
હંસવાહન મુગટ શિર સોહે, કુંડલ કૃષ્ણ ને નેત્ર અતિ મોહે.
વીણા પુસ્તક ધરીયા પાણ, ચતુર્ભુજ મુખ મધુરી વાણ;
સરસ્વતિ માતા કહાવે સહી, ભક્તને કાજે સાંસો નહીં.
તું આદ અંત કહાવે સહી, તું વિના તિલભર ઓમિ નહીં;
બુદ્ધ તણી તું કરૂણા કરે, તુજ આધારથી પુસ્તક ભરે.
હવે પ્રભુ ગુણ ગાશું આનંદ, ગઈ બુધ હતી જે અતિ મંદ;
નિર્મળ બુધ્યે વાણી કહું, એ ગુણ નારાયણના સહુ.
વૈશંપાયન વાણી કહે, જન્મેજય તું શ્રવણે લહે;
કૃષ્ણ કરે તે કોઇ ન કરે, ભાવ કુભાવે જે બુદ્ધિ ધરે.
હરિ સરખો હરિ ભક્તજ સહી, એ કથા અહીઆથી રહી;
હવે કહીશું યુદ્ધ વિસ્તાર, સાંભળ જન્મેજય એ પ્રકાર.
અર્જુન વળતું એણીપેર વદે, સાંભળો સ્વામિ કહું તે રૂદે;
કૃષ્ણ તમો કંઈ કરો ઉપાય, જેમ દૈત્યનો પ્રાજય થાય.
અર્જુને મોટું અભિમાન, તેથી દુભાય જગપત;
અર્જુન મુજ અહીં ચાલે નહી, યુધ્ધ કરવું તમારે સહી.
નહી તો જઇને વિનયજ કરો, તેથી યુધ્ધ થશે આ પરો;
અર્જુન કહે સારંગપાણ, વિનય કરૂં મુકી કર બાણ.
તેનું શીશ ધરણીમાં ધરૂં, મારૂં વચન કેમ કરૂં પરૂં;
સૈન્ય સર્વ કર્યું સાવધાન, યુધ્ધ સ્તંભ રોપ્યો તેણે સ્થાન.

પંચ શબ્દ વાજે રણતૂર, સુણતાં સર્વ થયા સજ શૂર;
જલાદિકના જોધા જેહ, દંડ મુશલ ગૃહી ઊભા તેહ.
અર્જુન કહે રે શ્રી ભગવાન, એ સમે ભીમ જોઇએ જાણ;
જો કરૂણા તમે મુજને કરો, ગરૂડ પ્રત્યે વાણી ઓચરો.
ભીમસેન જો અહિંયાં આવે, તો તો યુદ્ધ થાએ અતિ ભાવે;
બાણાવલી હું શું જુધ્ધ કરૂં, આશા તે હું કેમ કરી ધરૂં.
કૃષ્ણે મનસુ કરયો વિચાર, એતો અહિં છતે નહિં નિરધાર;
મારે માથે રહેશે શલ, કહેશે કૃષ્ણે મેળવ્યું ધૂલ.
માટે ભીમ તેડાવો સહી, એને મન સાથે ઇચ્છા થઇ;
ગરૂડતણું પછી સ્મરણ કર્યું, તે પ્રત્યે વચન ઓચર્યુ.
હસ્તિનાપુર તમો જાઓ સહી, સાસો અધક્ષણ કરવો નહી;
ભીમસેનને લાવો જઇ, કહેજો વારતા જે અહીં થઇ.
ગરૂડ તાહાં થકી ઉડયો જેહ, હસ્તિનાપુરમાં આવ્યો તેહ;
સભામા બેઠા છે ધર્મરાય, ગરૂડે આવી કીધો પસાય.
અર્જુન કૃષ્ણ કુશળ છે સહી, વાત સર્વ માંડીને કહી;
સમુદ્રમાંહે પણ છે તહી, નિકળવાનો મારગ છે નહી.
ત્હાં દૈત્ય એક પ્રગટ થયો, યુધ્ધ કરવાને આવી રહ્યો;
તે માટે હું આવ્યો છઉં આહે, ભીમસેનને તેડે છે તાહે.
ભીમસેન કહે મુજને મોકલો, અર્જુન યુદ્ધ કરે છે એકલો;
ભીમસેન તાહાંથી સાચરે, ડાબા લોચન ફરૂક્યા કરે.
કુંતાજીને કીધો પ્રણામ, પુત્ર તુને હજો કુશલ કલ્યાણ;
ધર્મ કહે બાધવ સાંભળો, આપણને હરીનો આશરો.
યુદ્ધ કરતાં પાછા મા થશો, અંતે હરિને ચરણે જશો;
માત ભાતના વંદી પાય, ભીમ યુદ્ધ કરવાને જાય.
અંતરિક્ષ માર્ગે કાઢી વાટ, આવ્યા જહાં જલાદિકનો ઘાટ;
ભેટયા કૃષ્ણજી દીધાં માન, ત્રણે બેઠા એકાંત સ્થાન.
અન્યો અન્ય વાતો સહુ કરે, અશ્વતણું દુઃખ હઇડે ધરે;
અનુવાહન વૃષકેતજ મળ્યા, પુષ્પવાહન અનિરૂદ્ધ સહુ ભળ્યા.
અનેક રાજા બીજા જેહ, ભીમસેનને ભેટયા તેહ;
ભલું થયું આવ્યા તમો જાણ, હવે દૈત્યતણું કરશો ઘાણ.

તમવિણુ અહિં સર્વ સહુ, ગદા પ્રહારની વિધા બહુ;
અર્જુન કહે સુણો શ્રીમોરાર, હવે દુઃખ મા ધરશો લગાર.
તારો દાસ હું છું રે જાણ, તુજથી યશ અધિકો કરૂં નિવાર્ણ;
તમો સાગર મથીઓ જેમ, પ્રભુ હવે યુદ્ધ જોજો તેમ.
જલાદિક તવ આવ્યો ત્યાંહે, અર્જુન કૃષ્ણ બીમ બેઠા જાંહે;
મુખથી એણીપેર વાણી કહી, અર્જુન તુજ ભક્તિ સહુ મેં લહી.
વૈરાટ ઘેર બ્યંડલ થઇ કર્યું કાજ, નપુંસક થઇ રહ્યા મહારાજ;
તો શું આજ એવડું કરો, મનમાં અભિમાનજ ધરો.
અર્જુન ક્રોધ આણીને કહે, તારી ક્ષિણ કરૂં આ દેહ;
ભલું થયું તે કીધી વાત, નપુંસકના જો તું હાથ.
એવું કહિને ઉઠ્યા સહૂ, યુદ્ધ પ્રકાર માંડ્યો ત્યાં બહૂ;
જલાદિક તહાં યુધ્ધે ચડે, અંતરિક્ષ યોદ્ધા તૂટી પડે.
દૈત્ય તણો નવ લાધે પાર, હાહાકાર થયો તેણી વાર;
કૃષ્ણ કહે સાંભળો અર્જુન, આપણા સેન્ય માંહે જે રાયજંન.
તે સૌને તેડો અહિંઆં સાર, બેસીને કરીએ જુદ્ધ વિચાર;
અર્જુન કહે સ્વામિ તાહારી આશ, યોદ્ધા સર્વે તેડાવ્યા પાસ.
બભ્રુવાહન વૃષકેત પ્રદ્યુમ્ન, તેડ્યા પુષ્પવાહન રાજંન;
માન દઇને કૃષ્ણ બોલ્યા એમ, કહો વીર યુધ્ધ કરવું કેમ.
એક ઠામ રહી જો વઢો, મેઘતણીપેર ઉંચા ચઢો,
તો એ દૈત્ય કરે પરપંચ, સેન્ય સઘળાનો આણે અંત.
ચારે દિશાઓ વીટી રહો, તો એ દૈત્યને બાથે ગ્રહો;
સર્વે તણે મન આવી વાત, ભલું કહ્યું કૃષ્ણ વિખ્યાત.
એ પ્રપંચ સર્વથા ભલો, સર્વ દિશા પ્રત્યે વેહેંચી વળો;
દિશા વેહેંચી સર્વને અપાશે, તેથી સૈન્યની રક્ષા થાશે.
વૈશંપાયન કહે સુંણ રાય, શ્રીકૃષ્ણ તે વેંહેંચે દિશાય;
ચાર દિશાએ કહિએ સહી, એક જણનું ગાત્રજ નહી.
પૂર્વ દિશા ત્યાં કહિએ જેહ, દૈત્ય આવ્યાનો મારગ [illegible]હ;
વળી દૈત્ય આશ્રમ છે એ અહી, સકલ દિશાનું મુખ [illegible] સહી.
અહીં જુદ્ધ તે મોટું થાય,' એ દિશા [illegible] સોંપાય;
દક્ષિણ ભાગે કહિએ જેહ, સમુદ્રતણો [illegible]મ છેહ.

સમુદ્રમાંથી આવે નીર, સર્વનાં બોળે રે શરીર;
એ દિશા કોને સોંપાય, એ દિશાથકી સર્વસ્વ જાય.
પશ્ચિમથકી પવન વાગશે, દૈત્ય સર્વ તે પર્વત થશે;
પર્વતથકી તે પડશે જાણુ, સૈન્ય ગરુડનો વાળે એ ઘાણુ.
એ દિશા કોનું બળ ધરે, સૈન્ય સહુ વણખુટે મરે;
દિશ ઉત્તર કહિએ જેહ, આપણુ આવ્યા મારગ તેહ.
એ દિશા આવે ભરપૂર, છપ્પન ક્રોડ પૃથ્વિ માંહે શૂર;
દૈત્ય સર્વ દેખ્યા આવશે, તેને મૂખે ત્યાં કોણજ વસે.
ચાર દિશા હવે કરી પ્રમાણ, અંતરિક્ષથી વાળશે ઘાણ;
અંતરિક્ષે કોઇએ ન થોભાય, તેહતણો વિચાર શો થાય.
ચાર દિશા વેંહેંચી આપશું, જહાં જેવું ત્યાં તેવો થાપશું;
તેનું પરાક્રમ કરશે એ તાહે, એ દિશાથી આવે ન કો આંહે.
ત્યારે દૈત્ય મન કરશે વિચાર, અંતરિક્ષથી યુદ્ધ કરશે અપાર;
ચાર દિશાથી ટાળો થશે, અંતરિક્ષથી આવી ઘેરશે.
તે માટે રણ રહેશે અહીં, એવી વાણી શ્રીકૃષ્ણે કહી;
એવાં વચન સાંભળી સરવ, મનતણા મુક્યા ત્યાંહાં ગરવ.
ચર્ણે લાગ્યા સરવે મળી, આગમની ગતિ જે સાંભળી;
અરે સ્વામી કરૂણા કરો, એ દિશા સર્વ વેંહેંચી વળો.
પાંડવ ઉપર કરૂણા કરી, શ્રી કૃષ્ણે વાણી ઉચરી;
પૂર્વ દિશા જેહ કહેવાય, અહિંઆં કોઇએ નહીં થોભાય.
દૈત્ય તણું કહિએ ભરપૂર, ગદા પ્રહારે થોભે ભડ શૂર;
ભીમ પ્રત્યે બોલ્યા વાણ, સાંભળો ભડ ચતુર સુજાણ.
તમો સુભટમાં મોટા સહી, તમ તોલે કોઇ બીજું નહીં;
પૂર્વ દિશા તમને સોંપીએ, ગદા જુદ્ધથી જશ લીજીએ.
ભીમ કહે સ્વામિ સુણો વાણ, મુજને કારજ સોંપ્યું જાણ;
તમ વચન કરૂં હું પ્રમાણ, તમ કરૂણાથી જીતું જાણ.
ભીમ ઉપર દયા મન કરી, શ્રી કૃષ્ણે વાણી ઉચરી;
પુષ્પવાહનને તેડી પાસ, માન દેઇને કીધું હાસ.
પુષ્પવાહન બંડ મોટા તમો, તો એ કારજ સોંપીએ અમો;
• સર્વ જુધ્ધમાં તુજ ગતિ સહી, તુ સામેવડ બીજો નહીં.

પૂર્વ દિશ શુદ્ધ ગ્રૌઢું થાય, દૈત્ય મૂખે કોથી ન ગ્રોભાય
તમો ભીમની સાહેજ્ય કરો, એકલાનો નથી આશરો.
ભીમસેન ને બીજા તમો, એ દિશા મન માને અમો;
ગદા ગ્રહીને રહેજો શૂર, દૈત્યતણું આવે સેન ભરપૂર.
પુષ્પવાહન કહે વચન તમ લહૂં, ભીમસેનની પૂંઠે રહું;
ગદા ધરીને બેઉ જણુ રહ્યા, ભલા સુભટ સર્વ એમ કહ્યા.
દિશા દક્ષિણમાં બહુ નીર, કૃષ્ણુ કહે કોણુ રહેશે ધીર;
બભ્રુવાહનને વાણી કહી, તમ તુલ ભડ બીજો કો નહી.
જલ સ્થિર મંત્ર તમને આવડે, સાગરસું તુ રૂડી પેર વઢે;
વૃપકેત નેં નિલધ્વજ રાય, એ બેહુ તારી કરશે સહાય.
દક્ષિણે મુકયા ત્રણે જણુ, વૃપકેત કહે આવ્યું મરણુ;
વળી શ્રીકૃષ્ણે વાણી કહી, બેહુ દિશા ત્યાં સોપી સહી.
પશ્ચિમ પવન વાગે બહુ, એ દિશા હું કોને કહું;
હનુમંતને કીધી સાન, રાય સઘળાએ દીધા માન.
કૃષ્ણુ કહે હનૂમંત સાભળો, દૈત્ય સર્વને વીટી વળો;
લંકામાં જેમ કીધો ધાણુ, પશ્ચિમ રહેવું તમે નિર્વાણુ.
પવનસુત તુ બળીયો સહી, તુજ તોલે ભડ બીજો નહીં;
હનુમંત કહે સાંભળો સ્વામ, જો તમે મુજને દીધુ કામ.
પશ્ચિમ દિશાને વીટી વળું, રામ પ્રતાપે એકલો પળું;
પશ્ચિમ રહ્યો હનુમંત એકલો, રામદૂત સહુ કહે ભલો ભલો.
વળી શ્રીકૃષ્ણુ બોલ્યા એમ, કહો સુભટો હવે કરવું કેમ;.
ઉત્તર દિશ આવે ભરપૂર, ભૂત પ્રેત દૈત્યા અતિશૂર.
તે મુખે કોને મૂકશું ખરો, બીજાનો નથી ત્યાં આશરો;
મૌન ગ્રહી સહુ બેઠા મળી, વળી કૃષ્ણે વાણી ઓચરી.
પ્રદ્યુમ્ન પરાક્રમી કેહેવાય, દૈત્યા દૈત્ય તેને વશ થાય;
એ દૈત્યાનો નિગ્રહ કરે, દિશા ઉત્તર પ્રદ્યુમ્ન ધરે.
ચારે દિશા ઉભા સહુ શૂર, ગદા બળ કરી ઝાલી તૂર;
વળી કૃષ્ણુ વાણી ઉચરે, અંતરિક્ષ જુદ્ધ અર્જુન કરે.
સૈન્ય મકલને વચમાં કરો, અહિંઆં નથી સૈન્યનો આશરો;
એવો વિચાર કરે છે જેમ, જલાદિક તહાં આવ્યો તેમ.

જલાદિક તહાં ધૂણે જેમ, વ્યાકુલપણું અર્જુન કરે તેમ;
યુદ્ધ કરતા આવે મન માંહે, કૃષ્ણને હું માર્‌ આંહે.
શ્રી કૃષ્ણે મન કરી વિચાર, શિવલિંગ થાપ્યું તેણીવાર;
અર્જુન શુધ થઈ તન સહી, કૃષ્ણતણે પગે લાગ્યો જઈ.
હંકાર્યો શ્રી કૃષ્ણે તે વીર, ભલું યુદ્ધ કરો અર્જુન ધીર;
જલાદિક ત્હાં ધૂણે જેમ, વ્યાકુલપણું માંડયું હનુમંને તેમ.
રામ રામ એમ કહીને રડે, આળોટી અવનીમાં પડે;
અંતરિક્ષ માહે રથ દીઠો જેહ, જાણ્યું રાવણ આવ્યો એહ.
રામચંદ્રને મારે છે નેહ, અસંખ્ય દૈત્ય દીઠા વળી જેહ;
હનુમત ત્યાંથી ઉત્પત્યો ધસ્યો, કૃષ્ણતણો રથ જઈને ગ્રહ્યો.
મુષ્ટી પ્રહાર અર્જુનને કર્યો, કૃષ્ણે કર લેઈ મસ્તક ધરયો;
ભલો ભલોરે તું કપિરાય, તત્ક્ષણ જઈને લાગ્યો પાય.
સ્વામિ મુજને થયું સ્વપન, ધ્વજાપર બેઠો દૈત્ય પાવંન;
ભીમસેન ને પુષ્પવાહંન, બેહુએ વ્યાકુલ થયા રાજંન.
દશોદિશ યુદ્ધ કરતા જાય, ગદા પ્રહારે ચૂરણ થાય;
યુદ્ધ કરતા બેહુ ટોળે મળ્યા, એકએકસું જઈ આફળ્યા.
ભીમસેન એમ દેખે વિદ્યા પાવંન, એ તો છે જલાદિક રાજંન;
પુષ્પવાહનપર કાઢી રીશ, રે દુષ્ટ છેદું તારૂં શીશ.
પાંડવ સૈન્યનો વાળ્યો ઘાણ, દુષ્ટ લેઉં હું તારા પ્રાણ;
જલાદિક ત્હાં ધુણે જેમ, વિકલ થયો પુષ્પવાહન તેમ.
જાણ્યું એહ દૈત્યનો રાય, મારવો શીશ ગદાનો ઘાય;
ભીમસેન કીધો વીકાર, ત્રણ પ્રકાર કીધા તેણી વાર.
ચોથો પ્રકાર ભીમને કર્યો, લથડયો ભડ અંગે થરથરયો;
મરડી અંગને બેઠો થાય, મારે ભીમ ગદાના ઘાય.
માહો માંહે યુધ્ધ લાગ્યું સહી, બેહુમાં કોઈ હારે નહીં;
બંને સુભટ બળીયા અપાર, ભીરૂ ભીરૂ ન કોઇ દે ઓસાર.
પુષ્પ તણું બળ વાધ્યું ઘણું, કહે ભાગું અંગ ભીમજ તણું;
અરે દુષ્ટ હવે જાશે કયાહે, તારૂં શીર છેદું ક્ષણ માહે.
ગદા પ્રહારે ભીમ થરથરયો, આળોટી અવનીમાં પડયો;
ઉઠયો બળ કરીને અપાર, પુષ્પવાહનપર કરતો પ્રહાર.

જલાદિક ત્યાં ધૂણે ઘણુ, વિકલ સૈન્ય સહુ અર્જુન તણું;
અર્જુન રથ ઉપર ત્યા જાણુ, શિવ લિંગ થાપ્યું ભગવાન.
તેથી વિદ્યા કહી નવ નડે, દૈત્ય દેવ સહૂ તૂટી પડે;
વિશ્વાધારે દયા મન ધરી, પાંડવ ઉપર કરૂણા કરી.
પછી મંન કર્યો વિચાર, મહા યુધ્ધ માડયું તેણી વાર.
જલાદિક ત્હાં ધૂણે જેમ, કૃષ્ણ શીવલિંગ પૂજે તેમ.
શિવતણા મહિમાએ કરી, દૈત્ય દેવ ન શકે બળ ધરી;
ચારે દિશાથી નાઠા વીર, સતી દિશા કોઇ નવ ધરે ધીર.
પાંડવ દળમા વિપરીત થાય, હસ્તિ પુચ્છ અશ્વનાં સાય;
ફેરી ફરી નાખે રણમાહે, સુભટ સેના રડવડે તાહે.
બભ્રુવાહન વૃષકેત રાય, નીલધ્વજની કરતા સહાય;
દક્ષિણ મેહેલી નાઠા જેહ, દળ મધ્યે જઇ પડીયા તેહ.
માહોમાહે કરે સગ્રામ, કોઈ કોઇનું ન જાણે નામ;
ઉત્તર મેહેલી નાઠા રાય, પ્રદ્યુમ્ન યોદ્ધ જે કહેવાય.
અર્જુન સૈન્યને દેખે અસુ, દૈત્ય કટક દિસે કંઇ કસું;
યુદ્ધ કરતો આઘો તહા, બભ્રુવાહને યુદ્ધ માંડયું જહાં.
વૃષકેત નીલધ્વજ રાય, સામે સામા મારે ધાય;
અવર રાયની ગણના નહીં, કરે યુદ્ધ આળોટે મહી.
યુદ્ધ કરતાં નિરખે પ્રદ્યુમ્ન, જાણ્યું એ દૈત્યનો રાજંન;
જલાદિક ધૂણે રે અપાર, પ્રદ્યુમ્ને યુદ્ધ માડયું તે વાર.
વૃષકેતસુ જઇ આફળ્યો, મારી સાગ બળથી થરથર્યો;
બભ્રુવાહન નીલધ્વજ રાય, બાણ ખડગના કરતા ઘાય.
અન્યોઅન્ય યુદ્ધ બહુ કરે, લથડે ભડ અવની માહે પડે;
એમ યુદ્ધ એણી પેર કરે, ભીમસેન પુષ્પસુ વઢે.
મારે ગદાને પાડે ચીશ, એક એકને આવે રીશ;
પુષ્પવાહને મારી ગદા, ભીમસેન લડથડીયો તદા.
અવની માહે પછાડયું અંગ, મારી ગદા કીધો ગતિ ભંગ;
પાડી ચીશ ભડ નાઠો જાય, પુષ્પ ગદા લઇ પુઠે ધાય.
પાંડવ દળ માહે આવી પચા, હાકે જોધ એહ લથડયા;
બભ્રુવાહને યુધ્ધ માંડયું જહાં, ભીમસેન ભડ આવ્યો તહાં.

કરમાં ગદા ધરી છે પ્રૌઢ, દેખી સુભટ થયા દીગ્મઢ;
જલાદિક એ આવ્યા સહી, એવી વાણી સરવે એ કહી.
ખડ્ગ સાંગ લઇ ઉઠયા તેહ, વધ કરવા ભીમની દેહ;
આવતા સહુએ વીંટયો સંહી, મારે ઘાયે તન સુધ્ધી નહી.
જલાદિક ધૂણે છે જેમ, ભીમસેન ભડ ધાયા તેમ;
જાણ્યું એ દૈત્યનું દળ છે સહી, કુટુંબ ઘાણ એ જાણે નહીં.
ગદા લેઈ ભડ ધાયો જેમ, પુષ્પવાહન આવ્યો તેમ;
બભ્રુવાહન વૃષકેતરાય, પ્રદ્યુમ્ન નીલધ્વજ ઉઠી ધાય.
પુષ્પવાહન પર ત્રૂટી પડ્યા, ભીમસેનસુ જઇ લડથડ્યા;
પુષ્પવાહન અતિ કોપે ચડ્યો, ગદા લેઇને ઊપર પડ્યો.
ચોટ ચુકવી પ્રદ્યુમ્ન રાય, બાણતણા કીધા દશ ઘાય;
પડયો પુષ્પ લડથડી જેમ, ભીમસેન ભડ ધાયો તેમ.
ગદા પ્રહાર પ્રદ્યુમ્ને કર્યો, વૃષકેત આવ્યો સોંસરો;
મારી સાંગ ભીમને સહી, ખાધી લેહેરને પડીઓ મહી.
માર્યો પ્રહાર તે ઉપર વળી, ભીમસેન ભડ પડીઓ ઢળી;
કાઢી ખડ્ગ શીર છેદે જેમ, પુષ્પવાહન ભડ ઉઠયો તેમ.
ગદા લઇને ધાયો વિકરાળ, જાણ્યું સેન્યનો આણ્યું કાળ;
દીઠો વૃષકેતે ભડ તદા, આણી રીશ ને મારી ગદા.
નીલધ્વજ આવ્યો સોંસરો, મુષ્ટી માર પુષ્પ ભીમને કરયો;
ગદા લઇ ભડ ધાયો ધીર, વીટયો પુષ્પને ચોદિશ વીર.
બભ્રુવાહન જાગ્યો પ્રદ્યુમ્ન, ચો દિશા માર મારે ધંન;
મારે પુષ્પ ગદાના ઘાય, હાડ પાસળાં ચૂરણ થાય.
કુંડે ઘાલ્યો સરવે મળી, ભીમ તણી દેહ શુધ્ધી ટળી;
જલાદિક રાય ધૂણે ઘણું, વાધે બક્ષ પુષ્પવાહન તણું.
એવું યુધ્ધ થાય છે જેમ, ભીમસેન ભડ જાગ્યો તેમ;
મરડી ઉઠયો અંગ બળ કરી, ગદા ઉચલી કર માંહે ધરી.
દીઠો પુષ્પવાહન લડથડયો, ગદા લઇને ઉપર પડયો;
બભ્રુવાહનને માર્યો જઈ, પડયો ધર્ણ મુર્છાગત થઈ.
પુષ્પવાહન ભડ ચયો તદા, વૃષકેતને મારી ગદા;
પડ્યો ધર્ણ તે પાડી ચીશ, ભીમસેનને ચઢી રીશ.

નીલધ્વજને ગદા મારી જઈ, મુર્છાગત થઈ પડીયો સહી,
ઘાય વાગે ને પડી જાય ઘણું, રૂધીરતણુ બહુ ચાલ્યું ઝરણું.
પ્રદ્યુમ્ન ધાયો તેણીવાર, ખડગતણો એક કીધો પ્રહાર;
પુષ્પતણે મન આવી રીશ, મારી ગદા પ્રદ્યુમ્નને શીશ
મુર્છા થઈ ભોમિમાહે પડ્યો, ભીમસેન આવી આથડ્યો;
હવે યુદ્ધ એ બેઉને થાય, તેહતણો કહુ મહિમાય
મરડી ઉઠયો ભીમ સુજાણ, અરે દુષ્ટ તારા લેઉં પ્રાણ;
જલાદિક ધૂણે છે જેમ, બહુ સુભટ અતિ નાચે તેમ.
મારી ફાળ ને પાડી ચીશ, ગદા મારી પુષ્પને શીશ,
રૂધીરતણી તહા ચાલી ધાર, મન ઓરાંક નવ ધરે લગાર.
ધાયો ભડ જેમ પડે પતગ, મારી ગદા જે ભીમને અંગ;
બીજો પ્રહાર કીધો જઈ શીશ, લથડ્યો ભડ પાડે છે ચીશ.
પવનતણો સુત ધીરજ ધરી, પડ્યો ભોમિ ઉઠયો બળ કરી;
પુષ્પવાહન પર જઇ પડ્યો, માર્યા ધાય ઘાટ જેમ ઘડ્યો.
જલાદિક તહા ધૂણે જેમ, વાધ્યું શુર યુદ્ધ કરતા તેમ;
ગદા પ્રહાર ભીમ સબળો કરે, પુષ્પવાહન અંગે થરથરે.
પડ્યો ભોમ ઉઠે છે જેમ, ભીમસેન ભડ ધાયો તેમ;
પીડ પ્રહાર એક માર્યો મહી, પડ્યો ભોમ તન શુદ્ધિ ગઈ.
ઉપર ધાય ગદા જેમ પડે, જાણે લોહ ઘાટ જેમ ઘડે;
મારે ભીમ ગદાના ધાય, હાડ પાસળા કચ્ચર થાય.
જલાદિક તહા ધૂણે જેમ, પ્રૌઢ પ્રહાર ભીમ મારે તેમ,
પડ્યો પુષ્પ જાણી રવિ જેહ, મંન વિચાર કર્યો તહા તેહ.
આજ કૃષ્ણને વેળાં પડી, ચોદિશ સેન્ય ગયુ રડવડી,
ભીમસેન પુષ્પને મારશે, પરવશ થયા દૈત્યને દૂષે.
એની આજ કરૂ સંભાળ, દુખ પામશે વિશ્વાધાર,
કેહશે તમો પાસે હતા, એને વારી કેમ નહી શકયા.
માટે એની કરવી સાર, પુષ્પવાહન મરશે નિરધાર;
શાલીવાહન સેવક મોકલ્યો, માંગ લઇને ધાયો એકલો.
ભીમસેનની આવ્યો પાસ, દીઠો પુષ્પને થયો નિરાશ,
ભીમસેન મારે જઈ જેમ, જઇને બાથ બીડી તેમ

મુજ કહ્યું તું માન અર્જુન, એને નવ જીતાય;
જીવવાનો જો હોય તો, ક્ષણ માંહે નાસી જાય.
રથે બેસો શીઘ્ર અર્જુન, મૃત્યુ આવ્યું આંહે;
સૈન્ય સર્વને આજ્ઞા આપી, જીવ રહે ત્યાં જાયે.
સ્વામી મેં દાવાનળ દીધો, એ રંડા કોણ માત્ર;
શંભુ સરખા હાર મનાવ્યા, એના ભાંજ્યું ગાત્ર.
કૃષ્ણ કહે પછી પસ્તાશો, અભિમાન ધરશો જો મન;
અરે અર્જુન આપણ કુશળ છું તો, કરશું ઘણા જગંન.
અર્જુન કહે તું કાયર અબળો, નામ શ્રી ભગવાન;
મેં ઈંદ્ર સરખા વશ્ય કસ્યા, કોણ માત્ર રંડા જાણ.
અર્જુનનો અતિ ગર્વ જાણી, ક્રોધ ચડ્યો શ્રી[illegible]ીર;
એને વચને એ સહી, તજશે તે [illegible]ર.
એવો વિચાર કરીને ત્યાં, સૈન્ય કર્યું સાવધાન;
શ્રી કૃષ્ણ મુર્છાગત થયા, હવે યુદ્ધ કરો રાજંન.
દૂર થકી ત્યાં દૈત્ય આવે, ચીશ પાડે અપાર;
મેઘ સરખા દીસે કાળા, પર્વત સમ ભયંકાર.
અર્જુનની દ્રષ્ટે પડયા, મૃત અંગ ઘાલ્યાં ખંધ;
રૂધિર અંગે લેપ કીધુ, જાણે યમના બંધ.
દશ દશ યોજન કાયા પ્રૌઢી, વૃક્ષ સરખા પાણ;
કાળની પેરે દોડતા, વાળવા આવે ધાણ.
સુભટ દેખી ત્રાસ પામ્યા, ચો દિશ નાઠા જાય;
અશ્વ ગજ રથ સર્વ નાઠાં, પ્રાણ લઇને જાય.
ચીશં પાડે પ્રેત સઘળી, ભૂત કરે હોંકાર;
સૈન્ય સર્વે ચોદિશ નાઠું, જાણ્યું આવ્યો કાળ.
કૃષ્ણ અર્જુન એકલા, ત્યાં ત્રીજો હનુમંત સોય;
ભૂત દેખી ત્રાસ પામ્યા, નાઠા ત્યા સહુ કોય.
યોજન દશમાંહે આવીઆ, ભયંકાર રૂપ અપાર;
ધ્વજાસુ કપિ મુર્છા થઇને, પડયો ધર્ણ મુઝાર.
અર્જુન એવું દેખીને, વ્યાકુલ પામ્યો ત્યાહે;
હવે હું જીતું નહીં, એ મારશે સહિ આહે.

એ શું યુદ્ધ હું કેમ કરૂં, નેત્રે નહીં જોવાય;
રૂધિર ગળતાં દીસે એ, નિરખતાં પ્રાણુજ જાય.
હાય હાય કહીને હરબડે, નિર્ગત થયું સહુ અંગ;
હાથપગ મુંઝે બહુ, પોતે થયો ગતિ ભંગ.
મુકુટ મદ ઢળી પડે, થોભે ધનુષ નહિ હસ્ત;
નહી ઉઠીને નાહાસી શકે, જાણ્યું જે થાશે અસ્ત.
દૈત્યને હાથે મર્ણ આવ્યુ, વળી ધીરજ રાખે મંન;
ધનુષ પડે કરમા થકી, તવ ધીરજ મૂકે તંન
ધડડ લઈને ધર્ણુ પડીયો, નેત્રે ચાલ્યા નીર;
રાક્ષસરૂપ ભયંકર થઇને, આવ્યા ઊરેઊર.
નિરાશ થઇ રાય રૂદન કરતો, ધાડે કરે વિલાપ;
આજે અંત આવ્યો માહેરો, કો નહી દેખું પાસ.
ભીમસેન વેહેલા આવજો, કર ગદા ગ્રહી પ્રચંડ;
ક્રોધ કરી આ દુષ્ટનો, વેગે કરી આણો અંત.
બાંધવ રણમા એકલો, ભીમસેન વેહેલો ધાય;
ગદા પ્રહારે, પ્રાજે કરીને, થાઓ મુજને સહાય.
ચોદિશે જુએ કો નહીં, નવ મળે કોઈ પાસ;
નિરગત થઇ ધરણી પડ્યો, મુક્યો તે મન વિશ્વાસ
સાવધાન થઈ હનુમંત આવ્યો, કીધી મોટી કાય,
ધીરજ અર્જુન રાખીએ, હું છઉં તમારી સહાય.
દૈત્ય દેખે આવતા, પર્વત સરીખાં અંગ;
દ્રષ્ટે જોઈ વીર હનુમંત, થયો મન ગતિ ભંગ.
અર્જુન ઓઠંગે પડ્યો, બહુ ત્રાસ પામ્યો તેહ;
રાજા નિરખી કપીને, શુધ વિસર્યો સા દેહ.
કૃષ્ણજી સુતા મહુ લહે, રથ ઉપર તેહ;
અર્જુન જાણે થયો મુર્છિત, ત્રાસ પામ્યા એહ.
ચોદિશા અર્જુને જોયું, પોતાનું નહી કોય;
મુર્છા થઇને ધર્ણુ ઢળીઓ, કૃષ્ણે જાણ્યું સોય.
ગર્વ એનો ગયો સર્વે, થયો મૃત્યુ સમાન;
હવે જઈને ધીરજ દેઉં, નહિતર તજશે પ્રાણ.

હાથ લઇને ફેરવે, પુંછ પોતાનું અંગ;
દૈત્ય સર્વ પડયા તુટી, મરે સઘળા સંગ;
હનુમંત ત્યા સબળો વઢે, લઈ પર્વતને નિજ પાણ;
મારીને ચૂરણ કર્યા, ગર્વનો વાળ્યો ઘાણ.
શંખની ધ્વનિ કરતી આવે, પંચાણું લક્ષ દૂર;
નવખંડ પૃથ્વી સાભળે, મહા મંત્રથી રણતૂર.
તે સાંભળીને જોધ સરવે, અબળ બેઠા થાય;
ચો દિશાથી માર મારે, ચૂકે નહીં કો ઘાય;
બાથ બીડી બળ સહિત, ચોગમે વીત્યો જાણ;
મુવા થાએ જીવતા, વ્યાકુળ કર્યો હનુમાન.
મારીને ગતિ ભંગ કીધો, એ એકલો સહુ ધાડ;
પેસા ઘાલ્યા કોયળીએ, તેમ હનુમંત કેરાં હાડ.
પિતા મારૂતને સ્મરીને, અદ્દષ્ટ હવો તે જાણ;
ધરણ ઢળતો કૃષ્ણ આગળ, આવી પડ્યો નિર્વાણ.
નેત્ર આસુ બહુ વહે, જેમ ગંગા કેરૂં નીર;
શ્રી કૃષ્ણ વળતુ એમ કહે, હનુમંત થા તુ ધીર.
સ્વામિ હું યુદ્ધ કયમ કરૂ, મેં ઘણો ખાધો માર;
મૂએલા જીવતા થઇ, મુને કરે સબળ પ્રહાર.
કૃષ્ણ કહે હું જાણુ છુ, તેં ઘણુ કીધુ કાજ;
રૂદે સાથે પ્રેમે કરીને, ચાપીઓ મહારાજ.
ભલું યુદ્ધ તો તેં કર્યું, તુ શંભુ સુત મહાધીર;
રૂદે સાથે ચાપતાં તેનું, સબળ થયું શરીર.
સાવધાન થઇને ઊઠીયો, હનુમંત તેણી વાર;
સ્વામિ હવે હું નહી જાઊં, મેં બહુ ખાધો માર.
મુજને બેસી રહેવા દો, યુધ્ધ કરો શ્રી યદુરાય;
મુઆ થાએ જીવતા, મેં યુદ્ધ કેઇ પેરે થાય.
શ્રી કૃષ્ણ કહે અહીં કામ ન મારૂં, તુ વિણ નવ જીતાય;
હવડા એ સહુ દૈત્ય આવી, અમને કરશે ઘાય.
હનુમંત કહે હું શુ કરૂં, સ્વામિ મેં નવ ઊઠાય;
ત્યારે કૃષ્ણજીએ પીડ કાઢી, એ જીતશે હું રાય.

મેઘ સરખો ગાજતો તે, આવીઓ રણમાહે;
હનુમંત કહે હવે કેમ કરીએ, વિચાર્યું મનમાહે.
શ્રીરામચંદ્રનું સ્મર્ણ કીધું, ભક્તવત્સલ રઘુરાય;
અગ્ન્યસ્ત્ર છે જે તમારૂ તે, મારી વારે ધાય.
કૃષ્ણ અર્જુન પ્રાણ જાશે, ભીડ પડી સહુને આહે;
સ્મર્ણ માત્ર અસ્ત્રબળ ત્યાં, આવીયું રણમાહે.
ચોદિશ અગ્ની પ્રજ્વળે, બળે ભૂત પ્રેત પિશાચ;
બહુ અગ્ની કેરીજ્વાળ આવે, તે રંકા કેરી પાસ.
શંખ કેરો નાદ કરે વળી, ભૂત થાય સાવધાન;
અગ્નીમાહે પડે પાછા, યુધ્ધ કરતા જાણ.
શક્તિએ ત્યાં જાણીયું, અર્જુન પરાક્રમ એહ;
સમુદ્રને ત્યાં છોડી મૂક્યો, વહે પ્રવાહે તેહ.
વળી હનુમંતે માયા કરી, અશ્વના બાધ્યા કર્ણું;
રંકા વેહેલી જો હાંકે તો, ઢળી પડે અશ્વ ઘર્ણું.
પછી પરાક્રમ એ કર્યું, મહામંત્ર સમરી શરં;
સમુદ્રને તો છોડી મૂક્યો, પ્રવાહ વહે બળ પૂર.
સમુદ્ર આવી રહ્યો રણમા, શીતળ થયો વિશ્વદેવ;
રંકા કરે તે શંખ શબ્દે, સૌ જીવશે અવસ્યમેવ.
શીતળ કરી સમુદ્ર ચાલ્યો, આવ્યો શ્રી કૃષ્ણની પાસ;
ચર્ણે લાગી કૃષ્ણ અર્જુનને, બેઠો જઇને પાસ.
હનુમંત ત્યા ચિંતા કરે, સહુ બળ્યા ભૂત પિશાચ;
સમુદ્રે આવી શાત કીધા, શીતળ થયા સૌ સાચ.
શંખનો નિર્ઘોષ સાભળી, ઉઠે ક્રૂર સ્વરૂપ;
રાખ માહેથી દૈત્ય ઊઠે, ભયંકર સહુ ભૂપ.
હનુમંત ઉપર પડે તૂટી, મેઘની પેરે તેહ;
મારી કીધો ક્રોધળો, ગતિ ભંગ તેની દેહ.
કૃષ્ણ સબળો હર્ષ પામ્યા, ધન્ય તું કપિરાય;
શ્રી રામનો પ્રતાપ રાખ્યો, તેં ભલી કીધી સહાય.
હનુમંત નાઠો રણથકી, આવીયો કૃષ્ણની પાસ;
હાય હાય કરીને રૂએ, મુખે મેહેલતો નિશ્વાસ.

સ્વામિ મુજને શરણું રાખો, જીવતો રહું આંહિ;
એ ભૂત સાથે યુદ્ધ કરવા, જાવું નહિ રણમાંહિ.
સ્વામિ સર્વને મેં પ્રજાળ્યા, બાળી કીધા રાખ;
શંખની ધ્વનિ સાંભળી, ને ઉઠ્યો ત્યાં રાખ.
તે રાખમાંથી દૈત્ય સર્વે, ઉઠીયા ઘેરાઘેર;
સ્વામિ મુજને સબળ માર્યો, હાડ કીધાં ચુર.
એ સાથે હવે નહી વઢું, સાંભળો સારંગ પાણ;
રામચંદ્રે સ્હાય કરી તે, હશે તમને જાણ.
કૃષ્ણ કહે મેં સર્વ લહ્યું, તું બલો વઢીયો વીર;
એક વાર જો જાઓ તો, હવે જીતશો સહી ધીર.
આજ તારો આશરો, તું ઉગારે આ ઠામ;
રામચંદ્રનો ભક્ત કહાવે, તો આજ રાખો નામ.
વળી હનુમંત સાંચર્યો, તે રૂદન કરતો ત્યાંહિ;
સંગ્રામ કરતાં નહીં પહોચ્યું, મૃત્યુ આવ્યું આંહિ.
(પછે)રંડાએ અશ્વ હાંક મારી, વેગે આવ્યા ત્યાંહિ.
પવનની પેરે રથ ચાલ્યો, આવીઓ રણ માંહિ.
સૈન્ય દીઠું જીવતું, તેહને પૂછે વાત;
કૃષ્ણ અર્જુન યુદ્ધની પેર, કહો અમને ખ્યાત.
અરે રંડા કેશું પછે, કૃષ્ણ પરાક્રમ જાણ;
ઓ એકલો આવે રણ વિષે, દૈત્યના હરતો પ્રાણ.
સર્વનો એમ દાટ વાળે, બીજું નહીં કો પાસ;
તે પરાક્રમ કરે ઘણું, તેનો સબળ હોય ત્રાસ.
એમ એકલો આવી કરી, સર્વનો વાળે પ્રાણ;
શંખ તાહારો સાંભળી, દૈત્યના આવે પ્રાણ.
(પછે)હનુમંત આવ્યો રણ વિષે, દીસતો તે બદફાર;
રંડાને પાસે તદા તે, આવીયો નિરધાર.
હનુમંત નાઠો ત્યાં થકી તે, દીઠી ક્રૂર સ્વરૂપ;
કૃષ્ણને ચર્ણે જઇ રહ્યો, તું રાખ રાખરે ભૂપ.
કૃષ્ણજી તો સર્વ જાણે, થઇ છે જે વાત;
અર્જુન બેઠો જુએ છે, હનુમંત કેરી ખ્યાત.

સૈન્ય સર્વે સાંચર્યું, સહુ થઇને સાવધાન;
રંડા શક્તિ સૌ આવી, જ્યા હુતા શ્રી ભગવાન.
કૃષ્ણે રૂપ કર્યું ચતુર્ભુજનું, નારાયણ અવતાર;
ભૂત પ્રેત પિશાચ નિરખી, શર્ણે ગયા તેણી વાર.
મહા પાપથી અવતર્યા, ઉધ્ધાર થાશે આજ;
સ્મર્ણ કરતા તેજમા લય, પમાડ્યા મહારાજ.
પેહેલે યુધ્ધે જે પડ્યા તે, ઉધર્યા સાક્ષાત;
તેજમાં સહુ લય પમાડ્યા, જે હતા ભૂત પિશાચ
વળી માયાને સ્મરી, મહા કોટિ કંદર્પ રૂપ,
શક્તિ જોઇને થઇ વ્યાકુળ, જોઇ શ્રીયદુભૂપ.
એવો સ્વામિ નવ મળે, શ્રી કૃષ્ણ જેનું નામ;
જઈ ચર્ણે અનુસરી, તુ પ્રભુ મારો સ્વામ.
પવને તહા છોડી મૂક્યો, પર્વત નાખ્યો ધર્ણું;
પાસે બેઠી લાજ આણે, પ્રભુ અશર્ણાશર્ણું.
હનુમંત અર્જુન જૂએ બેઉ, લહે મધળા મર્મ;
ભલા સ્વામિ ભોળવો, તુજ પરાક્રમનો ન ધર્મ.
એમ કહી બેહુ જણ હસ્યા, તો રંડાને ચડી રીશ;
મૃત્યુ શક્તિ હાથે છે મારૂં, હવડા પ્રહારે છેદું શીશ.
નામ પેહેલાં સાંભળ્યું, તેણે તેવા દીઠા ભૂપ,
શક્તિ લોચન પ્રૌઢિ કાયા, વદન ક્રૂર સ્વરૂપ.
રંડા એ વાક્ય બેઉનું સુણી, ને થઈ કંપાય માન;
યોદ્ધા કોઈ વઢે નહી, તેના હર્યા કૃષ્ણે પ્રાણ.
રંડાએ વિચાર્યું ત્યા, એ સહી મુજને ખાય;
તે માટે હવે દોરડાનો, મંત્ર સાધું આહ.
એવું કહીને દોરડાનો, મંત્ર ભણીયો પાઠ,
નવખંડ પૃથ્વી નિહાળી, વાળવા લાગી ગાઠ.
કૃષ્ણ કહે હનુમંતજી, હવે અંત આવ્યો આહે;
વેગે જઇ એ દોરડાનું, હરણ કરવું સાહે.
હનુમંત સાથી ઉડીયો, અદ્દષ્ટ કીધો દેહ;
રંડાકેરા હાથ ઉપર, આવી બેઠો તેહ.

સ્વામિ મુજને શર્ણું રાખો, જીવતો રહું આંહિ;
એ ભૂત સાથે યુદ્ધ કરવા, જાતું નહિ રણમાંહિ.
સ્વામિ મર્વને મેં પ્રજાળ્યા, બાળી કીધા રાખ;
શંખની ધ્વનિ સાંભળી, ને ઉઠ્યો ત્યાં રાખ.
તે રાખમાંથી દૈત્ય સર્વે, ઉઠીયા ઝરાઝીર;
સ્વામિ મુજને મબળ માર્યો, હાડ કીધાં ચુર.
એ સાથે હવે નહી વઢું, સાંભળો સારંગ પાણ્ય;
રામચંદ્ર સ્હાય કરી તે, હશે તમને જાણ.
કૃષ્ણ કહે મેં સર્વ લહ્યું, તુ ભલો વઢીયો વીર;
એક વાર જો જાગો તો, હવે જીતશો સહી ધીર.
આજ તારો આશરો, તું ઉગારે આ ઠામ;
રામચંદ્રનો ભક્ત કહાવે, તો આજ રાખો નામ.
વળી હનુમંત સાંચર્યો, તે રૂદન કરતો ત્યાંહિ;
સંગ્રામ કરતાં નહીં પહોચું, મૃત્યુ આવ્યું આંહિ.
(પછે)રંડાએ અશ્વ હાંક મારી, વેગે આવ્યા ત્યાંહે.
પવનની પેરે રથ ચાલ્યો, આવીઓ રણ માંહે.
સૈન્ય કીધુ જીવતુ, તેહને પૂછે વાત;
કૃષ્ણ અર્જુન યુદ્ધની પેર, કહો અમને ખ્યાત.
અરે રંડા કેશું પછે, કૃષ્ણ પરાક્રમ જાણ;
ઓ એકલો આવે રણ વિષે, દૈત્યના હરતો પ્રાણ.
સર્વનો એમ ઘાટ વાળે, બીજું નહીં કો પાસ;
ને પરાક્રમ કરે ઘણું, તેનો મબળ હોય ત્રાસ.
એમ એકલો આવી કરી, સર્વનો વાળે ઘાણ;
શંખ તાહારો સાંભળી, દૈત્યના આવે પ્રાણ.
(પછે)હનુમંત આવ્યો રણ વિષે, દીસતો તે ભયંકાર;
રંડાને પાસે તદા તે, આવીયો નિરધાર.
હનુમંત નાઠો ત્યાં થકી તે, દીઠી ક્રૂર સ્વરૂપ;
કૃષ્ણને શર્ણે જઇ રહો, તું રાખ રાખરે ભૂપ.
કૃષ્ણજી તો સર્વ જાણે, થઇ છે જે વાત;
અર્જુન બેઠો જુએ છે, હનુમંત કેરી ખ્યાત.

સૈન્ય સર્વે સાંચર્યું, સહુ થઇને સાવધાન;
રંડા શક્તિ સૌ આવી, જ્યાં હુતા શ્રી ભગવાન.
કૃષ્ણે રૂપ કર્યું ચતુર્ભુજનું, નારાયણ અવતાર;
ભૂત પ્રેત પિશાચ નિરખી, શર્ણ ગયા તેણી વાર.
મહા પાપથી અવતર્યા, ઉધ્ધાર થાશે આજ;
સ્મર્ણ કરતા તેજમાં લય, પમાડ્યા મહારાજ.
પેહેલે યુધ્ધે જે પડ્યાં તે, ઉધર્યા સાક્ષાત;
તેજમાં સહુ લય પમાડ્યા, જે હતા ભૂત પિશાચ.
પછી માયાને સ્મરી, મહા કોટિ કંદર્પ રૂપ;
શક્તિ જોઇને થઇ વ્યાકુળ, જોઇ શ્રીયદુભૂપ.
એવો સ્વામિ નવ મળે, શ્રી કૃષ્ણ જેનું નામ;
જઈ ચર્ણે અનુસરી, તું પ્રભુ મારો સ્વામ.
પવને તહાં છોડી મૂક્યો, પર્વત નાખ્યો ધર્ણ;
પાસે બેઠી લાજ આણે, પ્રભુ અશર્ણશર્ણ.
હનુમંન અર્જુન જૂએ બેઠા, લહે સઘળા મર્મ;
ભલા સ્વામિ બોળવો, તુજ પરાક્રમનો ન ધર્મ.
એમ કહી બેહુ જણ હસ્યા, તો રંડાને ચડી રીશ;
મૃત્યુ શક્તિ હાથે છે મારૂં, હવડાં પ્રહારે છેદે શીશ.
નામ પેહેલાં સાંભળ્યું, તેણે તેવા દીઠા ભૂપ;
શક્તિ લોચન પ્રૌઢિ કાયા, વદન ક્રૂર સ્વરૂપ.
રંડા એ વાક્ય બેઉનું સુણી, ને થઈ કંપાયમાન;
યોદ્ધા કોઈ વઢે નહીં, તેના હસ્યા કૃષ્ણે પ્રાણ.
રંડાએ વિચાર્યું ત્યા, એ સહી મુજને ખાય;
તે માટે હવે દોરડાનો, મંત્ર સાધું આંહ.
એવું કહીને દોરડાનો, મંત્ર ભણીયો પાઠ;
નવખંડ પૃથ્વી નિહાળી, વાળવા લાગી ગાંઠ.
કૃષ્ણ કહે હનુમંતજી, હવે અંત આવ્યો આંહે;
વેગે જઇ એ દોરડાનું, હરણ કરવું સાંહે.
હનુમંન ત્યાંથી ઉઠીયો, અદૃષ્ટ કીધો દેહ;
રંડાકેરા હાથ ઉપર, આવી બેઠો તેહ.

ભાર મૂક્યો અતિ ઘણો, તેણે ગાંઠ નવ બંધાય;
મંત્ર કેરા બળથકી, તે તોડીયું નવ જાય.
આંગુલી કરડે ઘણી જાણે, એહ નાંખે ઘણું;
ત્યારે હાથને ખંખેરીયો, ઉડી પડ્યો યોજન ત્રણ.
પિતા મારૂતને સ્મરીને, ધસ્યો વેગે પણ;
હાથે ઉપર આવતાં, તેણે ગાંઠ વાળી ત્રણ.
પછી ન પામી વાળવા, કપિ કેરે પરાક્રમ સોહે;
રંડા કીધી આકળી, નહીં છૂટે કેમે હોય.
આંગળાં વચ્ચે આવીયો, કપિ ભચરડાયો જાણ;
ખંખાર્યો તે ઉડી પડ્યો, યોજન એક પ્રમાણ.
પાછો ફરીને આવીયો, ત્યારે ગાંઠવાળી પાંચ;
ક્રોધસું કપિ હાથ ઉપર, સબળી કરતો આંચ.
રંડાએ મંત્ર બળે કરીને, ગાંઠ વાળી એક;
હનુમંત ત્યા થાક્યો સહી, આવ્યો પ્રભુ કને છાંડી ટેક.
સ્વામિ મેં કહ્યું નવ જાય, કહેતાં તે લાગે વાર;
પરાક્રમ જો કંઇ હોય તો, વેગે કરો ઉપચાર.
કૃષ્ણજીએ જાણીયું, અહંકાર ભાગ્યો એહ;
પછી શંખને તેડી કરી, આજ્ઞા આપી તેહ.
વેગે જઇને પરાક્રમ કરો, તમે રંડાના કરમાંહે;
વજ્ર થઇને ચોટજો, નહી ગાંઠ વાળી શકે ત્યાંહે.
શંખ આવી ચોંટીયો, કર લશી લશીને જાય;
એક ગાંઠ રહી અધુરી, તે કેમે નહી વળાય.
રંડાને અતિ ક્રોધ ચડીયો, ચુકી મંત્ર ને ધ્યાન;
કૃષ્ણજીએ શિઘ્ર કરીને, મોકલ્યો હનુમાન.
શિઘ્ર કરી એ દોરડું, હવે તુટશે તતખેવ;
એક ગાંઠ રહી અધુરી, નિષ્ફળ છે અવશ્યમેવ.
હનુમંત વેગે આવીયો, તવ મંત્ર ચુકી તેહ;
બળ સહિત માર્યો આંચકો, તિલ તિલ કીધો તેહ.
રંડાએ અતિ ક્રોધ આણ્યો, નિષ્ફળ પરાક્રમ જાય;
શંખ ને હનુમંત આવી, કૃષ્ણને લાગ્યા પાય.

રંડા તો અતિ ક્રોધસુ, કરે એકલી સંગ્રામ;
શસ્ત્ર નાના વિધતણાં, તેને ગૃહ્યાં વેગે પાણ.
અરે ધુર્ત્ત તું યાદવા, હવે જશે નાસી ક્યાંહિ;
આ સહુનાં શિશ છેદુ, એ શક્તિ સાથે આંહે.
કૃષ્ણે મંન વિચારીયું, રણ યશ અર્જુન હોય;
તે માટે કર શસ્ત્ર લઈ, સાવધાન કરવો સોય.
કૃષ્ણ કહે અર્જુનને, સજ થાઓ વેગે શૂર;
દ્રોણ ગુરૂનું સ્મર્ણ કરી, કરો શત્રુ દલને ચૂર.
અર્જુન કહે હું કયમ કરૂં, ગતિભંગ મારી દેહ;
ગાંડીવ કરમાં નવ રહે, નહિ ચાંપ થાયે તેહ.
કૃષ્ણ કહે કાયરપણું, નવ ક્ષત્રી કેરો ધર્મ;
પાંડવ કુલ કાયર નહીં, કરવાં યત્નકેરાં કર્મ.
વિકાર્યો ત્યાં વીર વાધ્યો, ધીરજ આવી મંન;
ઉઠીને બેઠો થયો, અતિ વિકાર્યો હનુમંત.
કવચ બાથા ભીડીયા, શીર મુકટ કુંડળ સાર;
રથ ઉપર જઇને બેઠો, એ ઇંદ્રનો અવતાર.
ગુરૂદ્રોણનું સ્મર્ણ કરીને, કર્યો ધનુષનો ટંકાર.
સાવધાન હનુમંત થઇને, ધ્વજ ઉપર બેઠો તેવાર.
શસ્ત્રબાણ સંભાળીયાં, સારથી સારંગપાણ;
રથને વેહેલો ખેડીયો, ગયા રંડા સમીપે જાણ.
રંડાએ ત્યાં ખેદ આણી, મુકીઆં દશ બાણ;
ઇંદ્રને સુતે આવતાં, તે નિષ્ફળ કીધાં જાણ.
વળી બીજાં બાણ મુકયાં, ખેદ આણી મંન;
ધ્વજાસહિત હનુમંતસુ, પૃથ્વી પડયો પાવંન;
સાવધાન થઇને ધ્વજા ત્રોડી, અર્જુનને ચડી રીશ;
શસ્ત્ર વિધા સંભારીને, બાણ મૂકયા વીશ.
રંડાએ તે આવતાં, નિષ્ફળ કીધાં જાણ;
ક્રૂર રૂપે સબળ ક્રોધે, મૂકીયાં ત્રણ બાણ.
તીવ્ર બાણજ મુકીયાં, એક અર્ધચંદ્ર પ્રમાણ;
ચાર ગૌજન રથ ઊડયો, કૃષ્ણનો નિરવાણ.

આકાશ માર્ગે રથ ઊડયો, રંડા પરાક્રમ પ્રૌઢ;
કૃષ્ણ કહે અર્જુનને શું, થઇ રહ્યો દીગ્મૂઢ.
અર્જુન કહે હું શું કરૂં, રથ લાવો પાછો ધર્યું;
બાણ મૂકી રંડાને, વેગે પમાડું અર્ધુ.
પછી ભાર મૂકી ત્રણ ભુવનનો, રથ ધર્યું લાવ્યા સાહે;
બાણ સાધી ધસ્યા સામું, રંડા ઊભી જ્યાંહે.
એક બાણ મારી ક્રોધસુ, મુર્છા કસ્યા ત્યાં તેહ;
પછી મંન વિચારીયું, દ્વારામતિ સુત એહ.
દેવ્યાએ શ્રીકૃષ્ણને, બાધ્યા તે અસ્ત્રની સાહે;
મંત્ર * ભણીને હંકારીયા, પડયા દ્વારિકાપુર માંહે.
રંડાએ વળી હસ્તી છોડયા, મંત્ર કેરી સાહે;
દાટ કરવા પાંડવનો, તે હસ્તિનાપુરમાં જાયે.
કૃષ્ણ અર્જુન થયા મુર્છિત, નહીં શુદ્ધ શરીર;
વળી રંડા અસ્ત્ર ફેંકે, તીવ્ર અગ્નિ સમ તીર.
બાણ આવ્યાં દ્વારિકામાં, અગ્નિ તપતાં સોય;
બીજાં મૂકયાં હસ્તિનાપુરમાં, સૌ લોક દુઃખી હોય.
અગ્ની ભડકા સર્વ દેખે, તપે શરનાં તંન;
દ્વારિકામાં લોક સર્વનાં, થયાં વ્યાકુલ મંન.
નગ્ર સરવે અગ્ની દીસે, ઉભા નવ રહેવાય;
બલભદ્રજી તવ ઊઠીયા, હળ મુશળ લઇને ધાય.
તીવ્ર બાણ તપે બહુ, પરિતાપ સઘળે થાય;
દષ્ટે કોઈની નવ પડે, ચોદિશે જોતા ધાય.
ગામ બાહેર નીસર્યા, જોઈ અસ્ત્ર લાગે ભીત;
અગ્ની સરખાં દીસતાં, જોઈ થાય સૌ મુર્છીત.
નગ્રમાંહે પ્રવેશ્યાં તે, કરે ઉલ્કાપાત;
યાદવ સઘળા દુઃખ પામે, થાય પ્રાણની ઘાત.
પછી હળધર ઊઠીયા, હળ મુશળ લઈ તતખેવ;
અસ્ત્ર સામે અસ્ત્ર ફેંકે, પણ ટળે નહીં દુઃખ એવ.
અગ્નિજ્વાળા પ્રજ્વળે, શીતળ કયમે નવ થાય;
સર્વે જાણ્યું કૃષ્ણ પડીયા, દિશા જોતા જાય.

હસ્તિનાપુરમાં પ્રજ્વળે, ધર્મરાય કેરા ! જોધ;
આદિશા ભડકા દીસે, પણ થાય નવ કંઇ બોધ.
નકુળ સહદેવ આવીયા, જહાં ભીમ યુધિષ્ઠિર રાય;
અર્જુન મર્ણ હવું સહી, તીવ્ર બાણ કેરે છાય.
લોક સર્વે તપે સબળા, ઉભાં નવ રહેવાય;
ત્રણ હસ્તી પ્રૌઢ બહુ તે, આવીયા પુરમાંય.
મંદિર પાડે સર્વનાં, પુર કરે ઉલ્કાપાત;
યુધિષ્ઠિર કહે ભીમને જઈ, કરો વેહેલી ઘાત.
ગદા લઇને ઉઠીયો, ભીમસેન થરો થર;
મદ ગલિત ગજ થાય સામા, આવે ઊરાઊર.
ભીમ કીધો આકળો, મારી દંતુશળના ઘાય;
સૂંઢ કેરા પ્રહારથી તો, ભીમ બેવડ થાય.
પછી પવન સુત ચઢ્યો કોપે, ધસ્યો ઊરાઊર;
ગદા પ્રહારે પ્રચંડ ભુજે, મારી કર્યા સહુ ચૂર.
નકુળ સહદેવ અસ્ત્ર લઇને, તીવ્ર હણવા જાય;
ગદા ખાંધે લઈ કરીને, ભીમની વારે ધાય.
નકુલ સહદેવ ભીમભડ, હલધર જાદવ જેહ;
પવનની પેર દોડતા, રણ આવીયા ત્યાં તેહ.
કૃષ્ણ અર્જુન ટળી મુર્છા, કુટુંબ દીઠું ત્યાંહે;
અગ્ન્યસ્ત્રની ગતિ સાંભળી, બહુ કોપીયા મનમાંહે.
એક બાણ મૂકી અર્જુને, અગ્ન્યસ્ત્ર છેદ્યાં તેહ;
રંડાએ વળી બાણ મૂકયાં, હૃદય ભેદક જેહ.
કૃષ્ણ કહે એનું મર્ણ છે, આ શક્તિ કેરે હાથ;
તેને પ્રેરી કૃષ્ણજીએ, તે ઉડાડી સાક્ષાત.
કૃષ્ણ શરીરે રૂધિર દેખીને, ચડી શક્તિને રીશ;
મુજ કંથને તું કયમ હણે, વજ્રદંડ માર્યો શીશ.
દંડ પ્રહારે મર્ણ પામી, હવો જય જયકાર;
દેવાંગના પુષ્પે કરીને, વધાવે તેણીવાર.
દુંદુભી વાગ્યાં દેવનાં, બેઠીયો સર્વે સાથ;
તે દિન સર્વે ત્યાં રહ્યા, ભોજન કીધાં બહુ ભાત.

કૃષ્ણ કહે બળદેવને, જોજાઈ તમારી એલ;
સોળ સહસ્ર ગોપાંગના, તેમાં મૂકજો જઇ એલ.
સાથ, સર્વે વળાવીયો, રથ બેસીને સહુ જાય;
હાલે પાછા આવશું, આ ખંડ જીતી રાય.

ઉથલો.

ખંડ જીતી રાય સર્વે, નારાયણે વાણી કહી;
શક્તિની કથા પવિત્ર સર્વ તે, નારાયણને અર્પણ સહી.
એ કૃષ્ણ કેરી ઇચ્છાથી, શક્તિ કથા ત્યાં વિસ્તરી;
નારાયણની કૃપાથી, એક વાર બોલો શ્રી હરી.

કડવું ૬ ઠું—રાગ સારગ.

તે ખંડ વનને જીતીયું ને, અશ્વ આવ્યો હાથ જી;
ભીમ બલભદ્ર નકુલ સહદેવ, વળાવ્યો સહુ સાથ જી.

વલણ.

વૈશંપાયન બોલીયા, સુણ જન્મેજય રાજંન;
શક્તિને જીતી કરીને, નિર્ભય થયા તે મંન.
હવે આગળ શું થશે, તે કહું તુજને વાત;
ત્યાં થકી વળી અશ્વ ચાલ્યો, અલ્પ હતી તવ રાત.
સૈન્ય સર્વે મળ્યું આવી, ચોદિશ નાઠું તું જેહ;
સ્વપ્નની પેરે વહી ગયું, ટોળે મળ્યા સહુ તેહ.
અશ્વ, પુઠે સાંચર્યા, નિશાને દીધા ધાય;
મદ ગલિત ગજ કર્યા આગળ, સહુ સુભટ ચાલ્યા જાય.
ઉગમપુર ભણી અશ્વ ચાલ્યો, બોલ્યા સારંગપાણ;
અરે અર્જુન આપણું, અહીં મૃત્યુ આવ્યું જાણ.
આપણથી નિશ્ચયે એને, યુધ્ધે નવ જીતાય;
તે માટે અહીં અશ્વ મેલી, નાસી જઇએ રાય.
શક્તિ જાતે સ્ત્રી અને વળી, રાય શંભુનો તંન;
યુધ્ધે કોઈ નવ હણે, બળવંત એ રાજંન.
એનું નગ્ર છે સોનાતણું, તે ચોરાશી યોજંન;
ગર્ભ વિના એ ઊપન્યો, પાછા વળો અર્જુન.

એવું કહીને કૃષ્ણજીએ, બીડું મુક્યું ત્યાંહે;
તે બળીયો છે કોઇ દળમાં, ધરે આ કર માંહે.
હંસધ્વજ કોઇ બોલે નહી, નહીં હામ ધાલે સોય;
એ રાય ઉભા દીસતા, એક એક સામું જોય.
ગતિ ભગ યોધ ઊથલો.
તેહતો એ રાય જોયરે, તેના નામથી ધ્રુજે સહુ,
અર્જુન કહે તમો કાયરક્ષેત્રી,બણ ત્યાં એવું કહું;
ઇશ્વર એનો પિતા તે, જીત્યો ક્ષણમાંહે.
રાજા ઇંદ્રને જીતીયો, તેણે મુકુટ આપ્યો જાણ;
અનેક રાક્ષસ જીતીયા, તમે એવી શી બોલો વાણ;
મનમાંહિ નિર્ભય થઇ બેઠો, મારૂં કહ્યું નવ થાય;
જેને ચિંતા છે મારી, તે કરશે સર્વ ઉપાય.
ત્યારે અશ્વ ચાલી આવીયો, સમુદ્ર કેરે તીર;
વિભ્રશીની પોળે દેવ્યા, વસે છે જે ધીર.
ત્યાં ચારે દેવ્યા નીસરી, માર્જન કરવા જ્યાંહે;
શણગાર કીધા શોભતા, અતિ રૂપ દીસે કાયે.
નગ્રમાથી નીસરી તે, દેવ્યા તેણીવાર;
ઉદક લેવા કુંભ સાથે, લેઇ આવી નીરધાર.
તેણે અશ્વજ નિરખીયો, જે ચાલીયો તતખેવ,
પત્ર તેનું વાચીયું, એ યજ્ઞ તુરી અવશ્યમેવ.
હવે એને રાખીએ, જોઇએ કૃષ્ણ અર્જુન,
પરાક્રમ એમનું સાંભળ્યું, મહા શૂર છે રાજંન.
પછી એક દેવ્યા એમ કહે, આપણે સરીખું કાજ,
આસન નહોતું બેસવા, એ અશ્વ આવ્યો આજ.
એ ઉપર હવે બેશીને, પાણી ભરીશું જેહ;
કનક પત્રજ વાંચીયું, બાંધ્યું લલાટે તેહ.
તે વાંચતા અતિક્રોધ પામી, દત કરડે ત્યાંહેં;
ધર્મે અશ્વમેધ યજ્ઞ માંડયો, શું એહજ પૃથ્વીમાંહે ?
હસ્તિનાપુરથી ઘોડો મેલ્યો, પુંઠે અર્જુન વીર;
દેશ દેશના રાય જીત્યા, મહા બળીયા ધીર;

દેવ્યા કહે રે જા અહીથી, પ્રદ્યુમ્ન તે કોણ માત્ર;
જુઠું બળ શું વખાણે, કૃષ્ણ સહિત મારું ગાત્ર.
સેવક નાઠો ત્યાં થકી, આવીઓ પ્રદ્યુમ્ન પાસ;
સ્વામિ એ કોધ અકળ છે, તમો મુકો અશ્વની આશ
પ્રદ્યુમ્ન કોપે ચઢયો કહે, મને જુદો કીવો જેહ;
બાણ પ્રહારે કરૂં પરાજય, શું ગજું ઓતું એહ.
એવું કહી દશ બાણ મૂકયાં, ક્રોધ આણી મંન;
તે આવતાં નીરખી કરી, નિશ્વાસ મેલ્યો તંન.
પવન પ્રહારે ઉડયા પર્વત, બાણ ભાગ્યાં એહ;
પ્રદ્યુમ્નનો રથ ઉડયો ગગને, શ્વાસ પવને જેહ.
આકાશ માર્ગે જાય ઉડયો, પડયો હરિને દષ્ટ;
પ્રદ્યુમ્ન ઉડયો ગગનમાં, સુત પામે છે અતિકષ્ટ.
કૃષ્ણ કહે હનુમંતને, કરો સુતની રક્ષા આંહિ;
હનુમંત સાથી ઊછળ્યો, ગયો સૂર્ય મંડળ જ્યાંહે.
પ્રદ્યુમ્નનો રથ ગ્રહીને, હળવે ઉતાર્યો ધર્ણ;
પ્રદ્યુમ્ન મુર્છિત થઇ પડયો, શ્રીકૃષ્ણ કેરે ચર્ણ.
બભ્રુવાહને નિરખીયું, પ્રદ્યુમ્ન ભાગ્યો જાણ;
સેના સર્વે હંકારીને, ગ્રહ્યાં કરમાં બાણ.
ત્રણ અક્ષૌહિણી દલ ધર્યું, કરી નગ્ન ત્યાં હથીઆર;
દેવ્યાએ ત્યાં નેત્ર મીચ્યાં, ચોદિશ થયો અંધકાર.
સૈન્ય માહે કાંઇયે ન દેખે, ઊડે ધુળ અપાર;
શસ્ત્ર કર દેખે નહીં, નવ દેખે નિજ તોખાર.
બભ્રુવાહન દિશા ભૂલ્યો, તિમિરનો નહિ પાર;
સંગ્રામ તે હું કયમ કરૂં, એમ કરે મંન વિચાર.
પુષ્પવાહન આવીયો, વેગે કરી તેણીવાર;
ચોદિશા કાંઇએ ન દેખે, જ્યાં ત્યાં છે ધુધાર.*
દિશા ભૂલ્યો પશ્ચિમ પંથે, ઉત્તર અથવા હોય;
તેણે મંન વિચારીયું, એ દિશા દેવ્યા સોય.

* રજ ઉડવાથી થયેલું અંધારૂં.

કૃષ્ણ અર્જુન સાહે બેઠા, ઉત્તર દિશે વિવેક;
પુષ્પવાહન સૈન્ય ઊપર, બાણ ગૃહ્યું કર એક.
બાણ સાધી ધરયો ભડ તે, ઉત્તરદિશ અંધકાર;
કોટી સૂર્ય પ્રકાશ ઉદયો, અગ્નિ તપે અપાર.
બાણ આવ્યું દિશા ઉત્તર, શ્રીકૃષ્ણ હુતા જ્યાહે;
જ્વાળા લાગી ગગનસુ, અંધકાર ફેડયો સાહે.
કૃષ્ણ અર્જુન સજ થઇને, બાણ મૂકયું સાર;
છેદ્યો શર પુષ્પવાહનનો, ફરી થયો સા અંધકાર.
કૃષ્ણ અર્જુન સૈન્યને, દેખે નહી કો દ્રષ્ટ;
વિકળતાથી સેના સઘળી, પામે અતિ ઘણું કષ્ટ.
પુષ્પવાહન ચડયો કોપે, રિશ છેદું આહે;
સર્વ દેવ્યા હણું હવડા, જશે નાસી કયાહે.
રથથી હેઠો ઊતરયો, કર ગદા ગૃહી પ્રચંડ;
મારતો આવ્યો ઉત્તર દિશ, જેમ કડકડે બ્રહ્માંડ.
સહુ સૈન્ય ધુંધારવ કરે. અંધકાર સબળો હોય;
કૃષ્ણ સા બેઠા થયા, દ્દષ્ટે ન દેખે કોય.
અર્જુન કહે સ્વામિ દળ હણેછે, તિમિર કરીને આહે,
શસ્ત્ર કર નવ દેખીયે, આપણ તે જઇએ કયાહે?
કૃષ્ણજીએ સ્મર્ણ કીધું, સૈન્યને કરવા સાર;
કોટી તેજ તપેસુ દર્શન, તે આવ્યું તેણીવાર.
સૂર્ય . મંડળ રહ્યું થભી, તેજ ઉદ્યોત અપાર;
પુષ્પવાહન જુએ દ્દષ્ટ, સૈન્ય તણો સહાર.
પરતાયો મનમાય સબળો, જોઈ માયા . આવર્ણ;
વેગે આવી કૃષ્ણજીને, લાગીયો તે ચર્ણ.
કૃષ્ણ કહે તેં શું કર્યું, અંધકાર પ્રગટયો આહે;
સૈન્ય હણવા ઊઠીયો, શું આવીયું મનમાહે.
સ્વામિ દેવ્યાનુ પરાક્રમ, હણવ[illegible] ઊઠયો સોય;
અંધકારે થયો વ્યાકુળ, દિશ[illegible] ભૂલ્યો જોય.
પશ્ચિમ પંથે રહી દેવ્યા, ભલે[illegible] પ્રગટયો ભાણ,
નહિતર પ્રહારે આપણું દળ, કર[illegible] કચ્ચરઘાણ.

દુઃખ મનમાં સર્વ પામ્યા, આ તો મહા ઉત્પાત;
પછી પુષ્પને બેસાડયો, કૃષ્ણજીએ વિખ્યાત.
બભ્રુવાહને પ્રકાશ દેખ્યો, કોટી સૂર્ય પ્રમાણ;
દેવ્યાએ નેત્ર ઉઘાડીયાં, એના વ્યાકુલ થયાતા પ્રાણ.
તવ શત બાણજ મૂકીયાં, મન સબળ આણી રીશ;
દેવીએ નિજમંત્ર ભણીને, કર્યાં કટકા વીશ.
પાણી લઇને ધરતી સામી, કરી દ્રષ્ટ ક્રોધ અપાર;
બભ્રુવાહનનો રથ ઉડયો, પડયો કૃષ્ણ આગળ સાર.
શ્રી કૃષ્ણ ક્રોધે વળતુ બોલ્યા, પ્રદ્યુમ્ન બભ્રુવાહન;
નાસીને તમે બેઉ આવ્યા, હીન બળ રાજન.
શ્રી કૃષ્ણ મુખે બોલીયા, અર્જુન તેણી વાર;
દેવ્યા પરાક્રમથી એ સ્વામી, ઉડીયા નિરધાર.
ક્ષત્રીનો એ ધર્મ છે, માયા વહી ત્યાં જેહ;
મુખે ત્યાંથી નાસીએ, પ્રતિકાર નહીં કંઈ એહ.
કૃષ્ણ કહે સાંભળો અર્જુન, નાસો ત્યારે નિરધાર;
એવું સાંભળીને અર્જુન, બોલીયો તેણી વાર.
સ્વામિ એને કહો છો, તમે નથી નાઠા ક્યાંહે;
જરાસંધથી દ્વારિકામાં, નાસી ગયાતા ત્યાંહે.
અશ્વમેધજ રાખીયો, પુર ધરાવતી માંહે;
વીર વિક્રમ તેડીને, પોળ ઢાંકી આવ્યા જ્યાંહે.
શિખર ઉપર ચડાવી, બળતા હતા જેમ;
જ્વાલા પ્રગટી ચોદિશા, ત્યારે સ્વામિ નાઠા કેમ?
કૃષ્ણ કહે અર્જુન તમને, બોલવાનું નહીં કામ;
એહને હું વિકારૂં* છું, જે યુદ્ધ કરે એ ઠામ.

## ઉથલો.

વિકારૂં એહને આંહે રે, મહા યુધ્ધથી પાછા ન ખસે;
હાથ તાળી લઇને હરી, બભ્રુવાહન થકી હસે.

---

* વિકાર-વકાર-વરૂં છું.

## કડવું ૮૩મું-રાગ અશાવરી.

અર્જુન વળતું બોલીયા, સાંભળો સારંગપાણ;
રથ સજ્જ દળ સજ કરો, આપણ જઈએ જાણ.
સાત અક્ષૌહિણી સાથે, અર્જુન ચડીયો તાંહે;
નિશાનના નિર્ઘોષ* થાયે, આવીયા રણ માંહે.
ત્રણ દેવ્યા અશ્વ લઈને, ઉભી દીઠી જ્યાંહે;
અર્જુન સઘળા દળ સંગાથે, આવી ઉભો ત્યાંહે.
અરે દેવ્યા હણુ હવડાં, જશો નાસી કયાંહે;
અર્જુને બહુ બાણ મૂક્યાં, કર્યો કોટજ ત્યાંહે.
દુર્ગ બાણનો ચોગમ કીધો, પોતે અર્જુન રાય;
વિભ્રશીનું જોવું પરાક્રમ, સાંભળો મહિમાય.
કૃષ્ણ કહે અર્જુનને, તમો યુદ્ધ કરજો આંહે;
હું દ્વિધા કારજ કરીને, આવું છું ક્ષણ માંહે.
કૃષ્ણ ચાલ્યા રથ થકી, એ દેવ્યા નહીં છતાય;
સ્વસ્થાને આવીને બેઠા, એકલા અર્જુન રાય.
અર્જુને પૂછાવીયું, તમે અશ્વ ધર્યો શામાટ;
સેવક જઈને કહે તું એને, જા તું તારી વાટ.
તવ દેવી કહે તું કોણ છે, ને કયાનો છે અર્જુન;
શાને કાજે હામ ઘાલે, નાઠા જગજીવન.
ક્રોધે અર્જુન બોલીયો, હુ કેમ મેલું હામ;
બાણ તુજને વેધશે, તવ જાણશો મુજ નામ.
બાણ મૂક્યાં ક્રોધસુ, તે નીરખ્યાં તેણી વાર;
ઉદક છાંટી કીધા કટકા, આવતાં નિરધાર.
અર્જુન કહેરે બાણ મારૂં, ભાગીયું શું એહ;
દશ બાણ મૂક્યાં ક્રોધસુ, હવે કરૂં પરાજય દેહ.
વળીબીજાં લીધા એમ કહી, આત્મા પરમાત્મા બેય;
પાપ પુણ્ય સંગે કરી, ધનુષેથી છોડ્યાં તેય.
એવું પ્રણમી બાણ મૂક્યાં, અર્જુને તેણી વાર;
વિદ્યુત પેરે ચમકતા, તે આવીયાં એ પાર.

---

* સ્વર-અવાજ.

વિભ્રંશી હરિસ્મણું કરતો, દીઠો તેણી વાર;
તેને દેખી હસે ખડખડ, દેવ્યાહુતી જે ચાર.
રાજા કહે પ્રધાનને, શું હશી બાલ કુમાર;
આપણને દેખી હાસ્ય કીધું, કોણ છે એ અવતાર.
પ્રધાને જઇ પૂછીયું, શું હશી બાલ કુમાર;
તમો કોણ કારજ આવીયાં, મુને કહોની નિરધાર.
રક્ત લોચન થયાં છે, શું શ્રમ કરયો કોઇ સાથ;
આ અશ્વ દીસે યજ્ઞનો, કયાં થકી આવ્યો હાથ.
દેવ્યા કહે તુ ઉગમગઢનો, રાવ કહીએ ભાણ;
શંભુએ તુજને શરીર આપ્યું, સાંભળોની અમ વાણ.
શંભુએ જ્યારે રચ્યો તુજને, આપ્યો વિર્જવંત હાથ;
અમો દેવ્યા રક્ષણ કરવા, મેહેલી તારે સાથ.
ઉગમપોળે મંજવડ, ત્યાં અમારૂં છે સ્થાન;
આઠે પોહોર કરૂં રક્ષા, નગરની. રાજાન.
તુ તો નહીં ઓળખે અમને, સુખે કરે રાજ્ય વિશ્રામ;
અમો દેખા કેમ દેઉં, તુજ નહીં અઘરૂં કામ.
ત્રણસેંને સાઠ મસ્તક, મુગટ ધરીઆ સર્વ;
અમો તુજનો દેખીને, મન થાય છે અતિ ગર્વ.
ધન્ય અમારૂં જીવતું, શિર તુજ સરીખો રાય;
નામ તારૂં સાંભળે, તેને આનંદ સબળો થાય.
પાંડવે ત્યાં યજ્ઞ માંડયો, અશ્વ મૂકયો એહ;
દેશ દેશના રાય જીત્યા, સાથે આવ્યા તેહ.
તારા પુરમાં આવીયા, તું કશું ન જાણે રાય;
ચોરાશી યોજનગઢને, બાવન પોળ પસાય.
આજ તારૂં નામ જાતુ, અમો જાણ્યું મંન;
અશ્વ અમે ત્યાં ઝાલીયો, જે દીસતો મહારતંન.
અર્જુનસુ જઈ યુદ્ધ કીધું; દળસહિત ભાગ્યો ભૂપ;
આ અશ્વ તુજને સોંપીએ, જીતીયા કૃષ્ણ સ્વરૂપ.
ચારે જણ અહીં આવીયા; સુણ વિભ્રંશી રાજંન;
ત્રણ દેવ્યા પોળે બેઠી તે, કરે છે જતંન.

ત્રણસે ને સાઠ મસ્તક, દીસે તેજ સ્વરૂપ;
તે માટે હમે હશી રાજા, આનંદ પામ્યા ભૂપ.
રાજા કહે એ ઉત્તમ કીધું, નામ રાખ્યું આજ;
અશ્વ પાસે બાધીઓ, એ ભલું કીધું કાજ.
પત્ર વાંચ્યું કનકનું, સુત કુતા કેરા જેહ;
યુદ્ધ કરવા પૃથ્વિ ઉપર, અશ્વ મુકયો એહ.
દૈવ્યાને બહુ માન દીધું, આપ્યા બહુ શણગાર;
રાયને અશ્વ સોપી કરી, દૈવ્યાઓ ગઈ તે વાર
સાતે દૈવ્યા આવી સ્થાનક, બેઠી સભા નિરધાર;
વિભ્રશી પ્રધાન સાથે, કરે છે વિચાર.
નગર લોકને કહાવીયુ, ચાલો જઈએ તેણે ઠામ,
ઘોડો તો બંધાવીએ, તે યુદ્ધ કરવા કામ.
પ્રધાન કહે સ્વામિ આવીયા, પાડવ રણ મોઝાર;
અશ્વમેધને પૂર્ણ કરવા, આવીયા શ્રી ગોપાળ.
કૃષ્ણજી પધારીયા, સાક્ષાત્ જે ભગવાન,
તે માટે કેમ જીતશો, સાભળો ચતુરસુજાણ
રાય કહે પ્રધાનને, ઘેલો થયો તું જાણ,
પાડવ પાસે કેમ રહે, શ્રી સ્વામિ સારિંગપાણ.
પરિબ્રહ્મ સાક્ષાત કહીએ, તે તો મારે ઘેર;
હૃદય કમળ રહ્યા નિરતર, તેની શી કહું પેર.
પ્રધાન કહે રે રાયજી, આવીઆ શ્રી મહારાજ;
પાડવની પ્રતિપાળક, અશ્વમેધ કરવા કાજ.
રાજા મંદિર માંહે ગયો, થયો પવિત્ર આસન અંગ;
ધ્યાન માડ્યું શ્રી કૃષ્ણ કેરૂં, પંચેદ્રિય સાધન.
દારોડો ઊઘાડીયો, દશદ્વાર સ્થાનક બ્રમ;
સાક્ષાત રૂપે આવીયા, તે પ્રભુ જગજીવન.
રાય પુછે એ વિશુધજીને, ઉત્તર નાખી જાણ,
સ્વરૂપમાહે લીન થઇ ગયો, રહ્યુ ન દેહનું ભાન.
અગ્નિ શસ્ત્રનો ઉગ્ર જપ, તે જપે વારંવાર,
રાયે તાળી લગાડી ક્ષણએક અગે ન રેહ નિરધાર.

ધ્યાન લાગ્યું રાયને, પરિબ્રહ્મ આવ્યા સાંહે;
ધ્યાન વિસર્જન થયું, થયો આનંદ બહુ મનમાંહે.
શ્રી કૃષ્ણ વેગે આવીયા, જ્યાં રાય બેઠો જાણ;
જગાડ્યો વેગે કરી, તેને સ્વામિ સારિંગપાણ.
રાજા ત્યાં ઉભો થયો ને, વેગે લાગ્યો ચર્ણ;
પાદપ્રક્ષાલન કરીને, ચર્ણોદક લે રાજંન.
કૃષ્ણ કહેરે વિભ્રશી, મુને તેડીયો શા માટ;
રાય કહે તમે સાંભળો, એક અપૂર્વ છે વાત.
વડો પ્રધાન એમ બોલીયો, કૃષ્ણ ગયા પાંડવ પાસ;
તે માટે મેં તેડીયા, સાંભળો શ્રી અવિનાશ.
સ્વામિ કહે તે કૃષ્ણને, બળ ઘણું છે ત્યાં રાય;
મુજને તે ઝાલે સહી, ભય ઘણું છે મનમાંય.
તે કૃષ્ણને મનમાં ત્રીક્ષ્ણ ઘણી છે, હું કહું તુજને વાણ;
તેહના ભય થકી, હું નાસી હીંડું જાણ.
તે કૃષ્ણને ત્યાં બળ ઘણું, હું નિર્બળ છઉ નિરધાર;
તે કૃષ્ણને ત્યાં સૈન્ય છે, મુને કોનો નહીં આધાર.
તે કૃષ્ણને ત્યાં રૂપ છે, મુને કશુ નહીં સ્વરૂપ;
તે કૃષ્ણને મા બાપ છે, મુને સર્વથા નહીં ભૂપ.
તે કૃષ્ણને પરિવાર છે, મુને જાણ જે બ્રહ્મચાર;
તું જેવાનો મુને ત્યાં થકી, તે ઝાલશે નિરધાર.
રાય કહે તે કૃષ્ણને, તમો કૃષ્ણ મારા સ્વામ;
બેહુને ટાળે કરૂં તો, ભક્ત હું નિર્વાણ.
સ્વામિ તારી આજ્ઞા હોય તો, ધરૂં એને હાય;
રથ સહિત બાંધી લાવું હવડાં, રાખીએ મંદિર માંય.
તમ તણો તે મિત્ર થાશે, તમ ચર્ણ પ્રતાપ;
ત્યારે સ્વામિ કહે તું મા ધરિશ, તે મુને કરશે ઘાત.
રાય વળતા બોલીયા, પ્રભુ તમો મારા સ્વામ;
સાત સમુદ્રમાં કૃષ્ણને, જો ખોળું તો મુજ નામ.
સ્વામિ મુજને વચન આપો, હુદ્ર કરૂં જેણી વાર;
હૃદેમાંથી એક ક્ષણ, નહીં વીસરો લગાર.

સ્વામિએ સત્ય વચન આપ્યું, પાછા વળીયા ત્યાંય;
શંખ ચક્રને ગદા ધારી, રહ્યા હૃદયા માંય.
રાય કહે પ્રધાન સાંભળો, સજ કરો સૈ સેન્ય;
અર્જુનનો શો આશરો, એને જીતીશું રાજંન.
પ્રધાન એવું સાંભળી, દળ કર્યું સૈ સાવધાન;
કવચ બાથા ભીડીયા, ચડયો કનક રથ રાજંન.
સેન્ય સર્વે ઉપડયું, નીશાને દીધા ઘાય;
ચાર અક્ષૌહિણી કટક ચાલ્યું, હંકાર્યું ક્ષણુ માય,
ત્રણુસેં ને સાઠ મસ્તક, વદન ચંદ્રની જ્યોત;
કોટિ સૂર્ય ઉદય હવા, રાય મુકુટ મણી ઉદ્યોત.
અર્ધ યોજન કનકનો રથ, જોતર્યા તુરી ચાર;
મેરૂ પર્વત સમો આવે, ઝળકે જ્યોત અપાર.
સારથી સુખનંદ કહીએ, શેષનો અવતાર;
કરી આસન રાય બેઠો, શોભીતો અતિ સાર.
સાતસેં ને વીશ ભુજાએ, તુલસી તણી અહીમાળ;
કૃષ્ણુ કેશવ જપે બેઠો, રણુમાં આવ્યો તત્કાળ.
સહસ્ત્ર રથ હથીયાર ભરીયા, બાણુનો નહી પાર;
સાંગ ફરસી ખડગ ખેડા, ગદા ગુરજની હાર.
અનેક બળીઆ ચાલીયા, તે શૂરા માંહે શૂર;
યુદ્ધ કરતા એમ વહે, જેમ મેઘ સાગર પૂર.
કટક આવી થયું ભેળું, અર્જુન સેન્ય મુઝાર;
રથે રથજ આફળ્યા, વળી તોખારે તોખાર.
મકર મુખ માહે ધરીને, રથ ફેરવે તેણીવાર;
એક એક માહે હાંક મારી, યુધ્ધ કરે અપાર.
હસ્તીએ હસ્તી ભીડે, રણુ થાય કચ્ચરઘાણુ;
હાંક દેતાં વીર ઊઠે, મારતા નિરવાણુ.
એવું યુધ્ધ સાં થાય છે, તવ ઉઠયો યૌવનાશ્વરાય;
ભુજા બહુ પસારતો, તે આવીયો રણુમાંય.
તેર સહસ્ત્ર હસ્તી ધરીને, પછાડ્યા ભોમિ માય;
બાર સહસ્ત્ર રણુમાહે નાખ્યા, ફેરવી બળ બાથ.

વિભ્રંશી રથ બેસીપો, ગંજ પડે આવી સાંય;
એક બાણ મુકી ફેરવ્યા, તે પાછા આવ્યા જ્યાંય.
અંતરિક્ષ જૂએ દેવના, રાય વિભ્રંશી મૂખ;
ચંદ્રની પેરે શોભતાં તે, દેખી પામે સુખ.
ઈંદ્ર કેરી અપ્સરા, સહુ મોહ પામી સાર;
નગર લોકો સર્વ મોહ્યા, મોહ પામે અપાર.
યૌવનાશ્વ દળ સબળ હણતો, દીઠો તેણીવાર;
એક બાણ મુકી ઉરાડ્યો, સો યોજન સ્વર્ગદ્વાર.
સૂર્ય મંડળમાં ગયો, એવો ફેરવ્યો તે રાય;
પુત્રે તેને દેખીયો, યુદ્ધ પિતા સ્વર્ગે જાય.
સુબાહુ સુત યૌવનાશ્વનો, તે ચઢ્યો કોપે દેહ;
ગદા પ્રૌઢી કર ગ્રહીને, રણ આવીયો સો તેહ.
કટક મધ્યે જઇ પડ્યો, હસ્તીનો કીધો દામ;
અનેક યોદ્ધા મારીયા, તેણે કર્યો બહુ સંગ્રામ.
વિભ્રંશીને સુભટ કહે, સ્વામિ દળ કરે સંહાર;
વિભ્રંશી એવું સાંભળી, એક અસ્ત્ર મુક્યું સાર.
પિતા સાથે મોકલ્યો, રથ ઉડાડ્યો આકાશ;
તે દ્રષ્ટે કોઈ દેખે નહી, રથ સહિત ઉડ્યા દાસ.
તે દેખીને ઊઠીયો, વૃષકેત તેણીવાર;
મુને ઇચ્છા ઘણી છે, રાય વદન જોવા સાર.
શૂર સબળો આવીયો, તે યુદ્ધ કરે રણમાંય;
અશ્વ ગજરથ પડે તુટી, બાણકેરે ઘાય.
રાયનું દર્શન કરવા, બાણ મૂકયાં સાત;
વિભ્રંશીએ નિરખતા, તે કર્યાં પૃથ્વીપાત.
વૃષકેતપર એક બાણ મૂકયું, તે આપીયું ત્યાં એવ;
રથ સહિત વૃષકેત ઉડયો, ગયો સમુદ્ર મધ્યેતતખેવ.
કૃષ્ણ કહે અર્જુનને, શીઘ્ર કરો તમો સહિ;
વૃષકેત સમુદ્રમાં, એ બૂડશે જઇ ત્યાંહિ.
વિભ્રંશીએ ઉડાડયો, તે ગયો સમુદ્ર મોઝાર;
તે માટે તમો બાણ મૂકી, સ્થિર કરો જળ સાર.

બાણુ કેરી હાર બાંધો, વૃષકેત ઉડે નહી જેમ,
અર્જુને ત્યાં હાર બાંધી, સમુદ્ર ઉપર તેમ.
આકાશ માંહેથી પડ્યો તુટી, સમુદ્રમાં વૃષકેત;
બાણુ કેરી હાર ઉપર, રહ્યો રથ સમેત.
રથ બેઠી નીકળ્યો, જીવતો રહ્યો તે ત્યાંહે;
રથ ચલાવી આવીયો, શ્રી કૃષ્ણ બેઠા જયાંહે.
સ્વામિ હું દર્શન પામ્યો, જીતાયે નહીં ભૂપ,
ત્રણમેં ને સાર મસ્તક, કેતુ. હણે સ્વરૂપ.
તે દેખી પ્રદ્યુમ્ન ઉઠ્યો, બભ્રુવાહન વળી જાણુ;
સૈન્ય માંહે આવી પડ્યા, દળ તણો વાળે ઘાણુ.
બાણુકેરી વૃષ્ટિથી ત્યાં, ગગન છાયો જાણુ,
અશ્વને હંકારીઆ, રણુ થાય કચ્ચરઘાણુ.
સૈન્ય સર્વે ખળભળ્યું, બહુ બાણુ મુકે વિખ્યાત,
વિભ્રશી જ્યાં બેઠો છે, તે સ્થાનકે આવી વાત.
સ્વામી કટક સંહાર કરે છે, બે આવે છે વીર,
વિભ્રંશી એવું સાંભળે, હરિ જપે બેઠો ધીર.
વિભ્રશીએ કાઢીયું, એક બાણુ ચક્ર સમાન;
આવતા રથ કર્યા ચૂરણુ, ભોમિ પડ્યા રાજાન.
વળી બીજા રથ ઉપર, થયા ત્યાં અસવાર,
બાણુ સાંધી ધસ્યા ત્રણે, કરે દળ સંહાર.
વિભ્રશી ઉપર તેણે, બાણુ મૂક્યાં સાત,
એક બાણુ મુઠી કરી, તેણે કર્યાં કડકાપાત.
વળી એક બાણુજ મૂકીયું, રથ ભેદીયા તતખેવ;
પ્રદ્યુમ્નને બભ્રુવાહન, તે ઉડ્યા અવશ્યમેવ.
કૃષ્ણ ચર્ણે પડ્યા આવી, થયા ચૂરણુ રથ;
સ્વામિ એને જીતવાને, નથી કોઈ સમર્થ.
એવું ત્યાં દેખી કરી, હંસધ્વજ તેણી વાર;
કવચ બાંધ્યા ભીડીયા, રણુ સાચવ્યો નિરધાર,
બાણુ વરસે મેઘની પેરે, સામસામા ત્યાંહે,
હસ્તિસું હસ્તી ભીડે, ચૂરણુ કરે રણુ માંહે.

એવું યુદ્ધ ત્યાં થાય છે, પુષ્પવાહન આવ્યો જ્યાહે;
વિભ્રંશી દળ કરયું ચુરણ, તે પડ્યો તૂટી ત્યાંહે.
ગદા લઇ ભડ વઢે સબળો, પુષ્પવાહન ત્યાંહે;
ચોદિશા દોડતો દીઠો, ફરે સેના માંહે.
ગદા ખંધે ઘાલીને, રણમાં દોડતો પડછંદ;
એક બાણ મૂકી વિભ્રંશીએ, ગદા કીધી તે શત ખંડ.
પુષ્પવાહન ચડ્યો કોપે, હસ્તી બીડે બાથ;
ફેરવી રણ માંહે નાંખે; મારતો ભુજ સાથ.
એક શિલા મૂકી રણ વિષે, મંત્રથી પુષ્પવાહને જાણ;
તે ચોદિશા છૂટી ફરે, કરે દળ કચ્ચરઘાણ.
પુષ્પવાહન ત્યાં વઢે સબળો, હસ્તી ગ્રહી મારે શૂર;
શિલા છૂટી ફરે રણમાં, દળ કરે મારી ચૂર.
વિભ્રંશી એવું સાંભળીને, બાણ મુક્યાં ત્રણ;
ગદા ત્યાં શતખંડ કીધી, પુષ્પવાહન પડીયો ધર્ણ.
વિભ્રંશીના ચોધ વડે તે, ધસ્યો સબળો શૂર;
સાત અક્ષૌહિણી પાંડવનું, સૈન્ય કરયું મારી ચૂર.
પુષ્પવાહન પડ્યો જાણી, મુકે હંસધ્વજ બાણ;
વિભ્રંશી નહીં બાણ મૂકે, રાય વિના નિર્વાણ.
વિભ્રંશી તે કટક ઉપર, બાણ ન મૂકે એક;
રાજા રાણા આવે સામા, તેનો કરે વિવેક.
એક બાણ મૂકયું વિભ્રંશીએ, તે ભેદીયું તતખેવ;
હંસધ્વજ મુર્છા થઇ, પડ્યો ત્યાં અવશ્યમેવ.
હંસધ્વજ પડ્યો જાણી, અનુશાલવ જે રાય;
કૃષ્ણને પ્રણામ કરીને, હથિયાર બાંધ્યાં ત્યાંય.
અર્જુન ત્યાં વિસ્મય થયો, એ કશો છે ઉત્પાત;
પાછો કોઇ વળતો નથી, ત્યાં થાય છે સૌ પાત.
ચોધા સહુનો અંત આણે, થયું મહા કલ્પાંત;
નેત્રથી ત્યાં નીર ચાલ્યાં, આવ્યો દળનો અંત.
પુષ્પ સરખો પડ્યો રણમાં, બીજાની શી વાત;
અનુશાલવ કહે હવડાં, કરૂં એને પાત.

નાના વિધનાં અસ્ત્ર લીધાં, ગદા ગુંર્જ પ્રચંડ;
રથે ચડીને રણમાં ચાલ્યો, કડકડયું બ્રહ્માંડ.
બાણ મૂકે અસંખ્યાતજ, દશા ઉપર ધાય;
વિભ્રંશીના રથ ઊપર, બાણ વૃષ્ટી થાય.
વીશ બાણુજ મૂકીયાં, બહુ ક્રોધ આણી અંન;
વિભ્રંશીએ આવતાં તે, છેદી કીધાં પતંન.
એક બાણ મૂકી વિભ્રંશીએ, કર્યો ત્યા અંધકાર;
બાહાર ચાલી નવ શકે, ચોદિશે અંધાધાર.
અનુશાલવે અસ્ત્ર કાઢયું, કોટી સૂર્ય પ્રમાણ;
અંધકાર ત્યાં દૂર કીધો, મુકીને એ બાણ.
માહોમાહે અસ્ત્ર મૂકે, વઢે સબળા વીર;
બાણ કેરી વૃષ્ટી કરતા, ઊભા બંનો ધીર.
શેષ ધરણી થરથરે, યુધ્ધભારથી રાજંન;
કટક બહુ પ્રાજ્ય કર્યું, એમ વઢે બેઉ રાજંન.
વિભ્રંશીએ બાણ કાઢી, કર્યું હવડાં પાત;
સ્મર્ણ માત્ર શક્તિ આવી, ઊભી ત્યાં સાક્ષાત.
વિભ્રંશીએ શક્તિ કેરૂ, મૂકીયું ત્યાં બાણ;
અનુશાલવ પડયો તૂટી, ભેદીયું નિરવાણ.
હાહાકાર થયો સહી, ગઇ કૃષ્ણ આગળ વાત;
સ્વામિ અનુશાલવ પડયો, સહુ યોધ પામ્યા ઘાત.
શીશ ધુણાવ્યું અર્જુને, હવે આવ્યો મારો અંત;
નેત્રથી જળ વેહે ત્યારે, બોલીયા હનુમંત.
સ્વામિ હું હવડા જઇને, રાખું તારૂં નામ;
કૃષ્ણજી વારે સહી, બેસી રહો આ ઠામ.
તામ્રધ્વજ ત્યા બોલીયો, હવે હું જાઉં મહારાજ;
વેગે મારૂં એહને, હું કરૂં હવડાં કાજ.
મુકુટ કુંડલ, કનકનો રથ, વિવિધનાં હથિયાર;
ક્રોધસુ રથ ખેડીયો, જે ધસ્યો કટક મોઝાર.
કટક ત્યાં સબળું વઢે, બડે વિભ્રંશીના સૂર;
પાંડવનું દળ વઢે સબળું, તે કરે મારી ચૂર.

## કડવું ૯ મું-રાગ સારંગ.

જૈમિની કહે સાંભળ રાય, કહું વિભ્રંશી કેરો મહિમાય;
એ તો કોણ નહી છતાય, અર્જુન કૃષ્ણને ચિંતા થાય.
તામ્રધ્વજ તે આવ્યો ત્યાંય, તેના યુદ્ધનો કહું મહિમાય;
આવ્યો કટક મધ્ય નિરવાણ, સૈન્ય સર્વ કરે કચ્ચરઘાણ.

### વલણ.

હાહાકાર થયો સહી, દળ થાય કચ્ચર ઘાણ;
વિભ્રંશીએ કર ધર્યા, તે પ્રૌઢ મોટાં બાણ.
તામ્રધ્વજનો રથ ભાગ્યો, બાણ કેરે ઘાય;
બીજે રથ ચઢીને બેસે, યુદ્ધ કરતો રાય.
બે શસ્ત્રો નિષ્ફળ ગયા, ત્રણ શસ્ત્ર ભાગ્યાં વીર;
ચાર શસ્ત્રજ તાણીયા, સાત શસ્ત્ર ઉડયા ધીર.
સાત શસ્ત્રજ નાખીયા, તે સ્વર્ગ ભુવનમાં જાય;
એવું પરાક્રમ કરે છે, રણ બોમ રહીને ત્યાંય.
ભલો ભલો રે તામ્રધ્વજ, પરાક્રમ તુજ દેખાડ;
એમ કહી વળી બાણ મૂકયાં, કરી સબળી ધાડ.
અર્ધચંદ્ર થયો મુર્છાગત, રણ પડીયો રાય;
રથ કેરા કર્યા કટકા, કોણે એ નવ છતાય.
હાહાકાર થયો સહી, સહુ સુભટ નાસે ત્યાંય;
વિભ્રંશી રણ રહ્યો ગાજી, વળી યુધ્ધ કરતો જાય.
અર્જુન આગળ વાત ગઇ, રણ પડયો તામ્રધ્વજ રાય;
હાય હાય કરી રૂએ, શ્રી કૃષ્ણ બેઠા જ્યાંય.
અર્જુન કહે શ્રી કૃષ્ણજીને, હવે કરવું કેમ,
રથ સાંતરો કરો વેગે, મૃત્યુ આવ્યું એમ.
કૃષ્ણ કહે મેં કહ્યું પેહેલાં, માન્યું નહી તવ રાય;
હવે કાયર કાં થયો, તે મુને કહો પસાય.
અર્જુન ઊઠીને ચર્ણે લાગ્યો, ક્ષમા કરીએ સ્વામ;
વિભ્રંશી કર અશ્વ રહે, તો જશે તમારૂં નામ.
કૃષ્ણે ત્યાં રથ સજ કરયો, નીશાન દીધા ઘાય;
મદગલીત કુંજર ઝુલતા, રણ વિષે વેહેલા ધાય

અંતરિક્ષ માર્ગે છાઇ રહ્યાં, દેવતાનાં વિમાન;
યુદ્ધ જોવાં રહ્યાં સર્વે, ભલો ભલો તું રાજન.
અર્જુન રણમાં આવીયો, મુખ વચન બોલ્યો એમ;
તેં યોદ્ધો મુજ સર્વ માર્યા, હવે કરશે કેમ.
એ કહી દશ બાણુ માર્યાં, અર્જુને કરી રીશ;
વિભ્રંશીએ બાણુ મૂકી, કર્યા કટકા વીશ.
ભલો ભલો રે વિભ્રંશી, મુજ દળ કર્યું સંહાર;
તામ્રધ્વજ તેં મારીયો, એકસહન કર મુજ પ્રહાર.
સહસ્ર બાણુજ મૂકીયાં, તેણે છાયું સર્વ ગગન;
સકળ બાણુજ પરવર્યા, નવ દેખાયે રાજન.
વિભ્રંશીએ બાણુ મૂકી, અસ્ત્ર ભાગ્યાં જાણુ;
ત્રણ બાણે રથ ભાગ્યો, અર્જુનનો નિર્વાણુ.
બીજે રથ ત્યાં થયો આરૂઢ, વેગે પારથ રાય;
પછી અર્જુન કોપીયો, રથ સમીપ આણ્યો ત્યાય.
અગ્નેયસ્ત્ર એણે મૂકીયું, રાય વિભ્રંશીપર સાર;
ચોદિશાઓ પ્રજ્વળે, અગ્નિ તપે અપાર.
વિભ્રંશીએ પર્જન્ય મૂકી, વરસાવ્યો મૂશળધાર;
શીતળ કીધો હુતાશન, થયું દળમાં સઘળે વાર.
મેઘ એવો ગગનમાથી, પડે મૂશળ ધાર;
અર્જુનનું દળ વહી ચાલ્યું, પ્રવાહે તેણીવાર.
તવ અર્જુને એક મેલીયું, પવનાસ્ત્ર નામે બાણુ;
મેઘને ત્યાં શોષણુ કીધો, પાર્થ પ્રબળ થયો જાણુ.
વિભ્રંશીએ મારૂત હણવા, બાણુ સર્પાસ્ત્રજ સાંધ્યું;
સર્પકોટિક અર્જુન દળમાં, કોળાહળ બહુ વાધ્યું.
વળી અર્જુને બાણુ એકજ, મુક્યું તે ગરૂડાસ્ત્ર;
સર્પને વીડારીયા, એવું પ્રબળ પાર્થનું અસ્ત્ર.
તે યુ ! સર્પની કાયા પ્રૌઢી, યોજન ત્રણુ પ્રમાણુ;
હવે કળીયુગમા તેહ છે, ત્રણુ ધનુષની નિર્વાણુ.
ગરૂડે તેને વેધીયા, રણ વિષે જેણીવાર
ઉદરમાંહે જે વિષ હતું તે, કાઢીયું ત્યાં બહ'

કૃષ્ણ ત્યાં અદ્રશ્ય છે, તેમને ન દેખે રાય;
રાય સમીપ રથ ખેડીયો, બહુ બાણુ સાધી ધાય.
ધન્ય ધન્ય હે વિભ્રંશી, પરાક્રમી પ્રૌઢા રાય;
એવો તારે કોઇ છે, યુદ્ધ કરે મારી સાથ.
વિભ્રંશી વળી બોલીયો, તમો સાંભળો અર્જુન;
સમોવડીઓ જોઇએ તમારે, વેહેલા થાવ રાજન.
જન્મેજય એમ બોલીયા, સ્વામિ કહો અમને એહ;
વિભ્રંશીને સાંભળી, તૃપ્ત ન થઇ મુજ દેહ.
કૃષ્ણ અર્જુન કેમ વઢે તે, કહો મુજને કથાય;
ઋષી કહે એ કથા સુણતાં, જન્મ પાતીક જાય.
અર્જુન એક બાણુ લઇને, બોલ્યા તેણી વાર;
વિભ્રશી સહી જાણજે, હવે મર્ણ આવ્યું નિરધાર.
મારે મસ્તક એક છે, તારે છે ત્રણસેં સાઠ;
અશ્વમેધનું પુણ્ય લેવા, માંડીયો તેં ઠાઠ.
વિભ્રંશી કહે સાભળ અર્જુન, પ્રતિજ્ઞા કરૂં એક;
એક બાણે મસ્તક પાડું, તો કૃષ્ણનો સેવક.
મેં પ્રતિજ્ઞા હવે કરી, સાભળ અર્જુન વાણુ;
હું હારૂં કે જીતું અથવા, શ્રી કૃષ્ણને સોંપ્યા પ્રાણુ.
વળી કૃષ્ણને અર્પણ સહી, તુજ શીશ છેદું જેહ;
મસ્તક જો કાપું નહીં તો, ગળી પડે મારી દેહ.
અર્જુનને મૂકી કરી, કૃષ્ણ ગયા રાયની પાસ;
વિભ્રંશી ત્યાં ચર્ણે લાગ્યો, દીઠા શ્રી અવિનાશ.
ત્રણસેં સાઠ મસ્તકે, નમ્યો તેણી વાર;
રાજા મુખથી બોલીયો, સ્વામી શ્રી મોરાર.
મારાં મસ્તક તારે ચરણે, રાખજો શ્રી મહારાજ;
શંભુ કંઠે રૂંઢમાળા, રોળજે તું આજ.
કૃષ્ણ ત્યાંથી આવીયા, અર્જુને મેલ્યાં બાણુ;
વિભ્રંશીએ આવતાં, નિષ્ફળ કીધાં જાણુ.
વિભ્રંશી કહે વીર અર્જુન, એક સહન કર મુજબાણુ;
સાતસેં ને વીશ ભુજાએ, મૂકીયું નિરવાણુ.

બાણે પારથ ભેદીયો, શિર પડ્યું અવની માહે;
રામ કૃષ્ણ ગોવિંદ, ગોવિંદ બોલે શિર તે ત્યાંયે.
કૃષ્ણ તું મા બાપ છે, અર્જુન પડીયો ધણું;
યુધિષ્ઠિર વિલાપ કરીને, પામશે તે મર્ણું.
શિશ એણી પેરે ઓચરે, જાય છે મારા પ્રાણ;
યત્ન તમોને સમર્પણ, તુજ શરણ સારિંગપાણ;
શીશ ઉડી ચર્ણે પડીયું, તજ્યા તેણે પ્રાણ,
સ્વર્ગ મૃત્યુ બ્રહ્માંડ સર્વે, કંપીયાં નિર્વાણ.
હસ્તિનાપુર બહુ ઘેનુ બોલે, વિછોહે નિજ બાળ;
દિવસે તારા પડે તૂટી, કરે કોપ્યા કોલાહળ.
સભાપૂરી ધર્મ બેઠા, નેત્ર ચાલે નીર;
યોધ્ધા સર્વે શૂન્ય દીસે, કંપે ભીમ શરીર.
સુભદ્રા શણગાર સજતા, વીસર્યાં શિર ચંદ્ર;
દ્રૌપદી ત્યાં સબળ મોડે, આળસ ને વળી નિંદ્ર.
કુંતાજી ત્યાં આવીયાં, બહુ દુઃખ આણે મંન;
અભિમન્યુને સભારી, કુંતા કરે રૂદંન.
મુખે ઓઢી રૂએ સઘળાં, કુંતા જેણીવાર;
અશ્વ ને ગજ સબળ કંપે, નેત્ર જળની ધાર.
ભીમનું બહુ હૃદય ફાટે, ઊઠીયો તેણીવાર;
ગદા કરથી પડે તૂટી, હીનબળ થયું નિરધાર.
સભાપૂરી ધર્મ બેઠા, વચન બોલે જેમ;
કંઠ સઘળો ગળગળોને, રૂદે ફાટે તેમ.
પૂછવાનું કરે સબળું, મુખ વચન ન બોલાય;
યોધા સર્વે રૂએ સબળા, અવસ્થા એમ થાય.
એવે નારદ આવીયા, ધર્મની સભા મોઝાર;
અર્ધ્ય પાદ પુજા કરી, રાય પુછે તેણીવાર.
અરે સ્વામિ સહજ ભાવે, કેમ દુઃખ અપાર;
નારદ વળતું એમ કહે, તે દુઃખ સહી નિરધાર.
ત્રણસેં ને સાઠ મસ્તક, શંભુ કેરા તંન;
યુદ્ધ કરતાં તેણે અર્જુન, પ્રમાણ્યો પતંન.

અર્જુન મૃત્યુ સાંભળી, મુર્છા થયા ધર્મરાય;
કુંતાજી આક્રંદ કરે, આ દુઃખ સહ્યું નવ જાય.
ભીમ ભડ ત્યાં પડ્યા તૂટી, સાંભળી દુઃખ દેહ;
નિકુલસહદેવ જઇ વનમાં, રૂએ સબળા તેહ.
સુભદ્રા ને દ્રૌપદી, મસ્તક પછાડે ઘણું;
કૃષ્ણ બાંધવ ક્યાં ગયા, જે સ્વામિ પામ્યા મર્ણ.
કુંતા કહે રે પુત્રના તન, કૃષ્ણ સરખો તાત;
વૃષકેત તું ક્યાં ગયો, અર્જુન પામ્યો પાત.
બભ્રુવાહન સુભટ શૂરો, જે પિતા પામ્યા મર્ણ;
પાતાળમાં તેં યુદ્ધ કર્યું, નાગનો આણ્યો અંત.
અરે મારા પુષ્પવાહન, ચંદ્રનો અવતાર;
તુને સોંપી આપીયો, મુજ પુત્ર અર્જુન સાર.
સોળ વરસનો તું સહી, મુને ઘણી તારી આશ;
તું બાળકનું શું ગજું, પછી મેલીયો નિશ્વાસ.
પુષ્પવહાન પડયા પુઠે, અર્જુન પામ્યો નાશ;
પુષ્પવાહન કેમ પડે? મને આવે નહીં વિશ્વાસ.
એમ કરી કુંતા રૂએ, આવીઓ કુળનો અંત;
કૃષ્ણજી તે ક્યાં ગયા? પાસે હુતા બળવંત!
યુધિષ્ઠિર એમ કહી રૂએ, અર્જુન બાંધવ વીર;
આપણ બનો ભેટીએ, કેમ કરી રાખું ધીર.
દિશા તો સુની થઇ, જેમ દીસે છે રે શ્મશાન;
પીઠ મુજ ઉજડ પડી, અર્જુન વિના રાજાન.
વળી રૂદન ત્યાં બહુ કરતી, દ્રૌપદી કહે વાત;
આપણ ત્યાં જઇએ હવે, રૂક્મિણી તેડો સાથ.
રૂક્મિણી ત્યાં આવીઆં, દ્રૌપદી જેણે હાર;
ગરૂડનું ચિંતન કર્યું, તત્કાળ તેણી વાર.
ગરૂડ વેગે આવીઓ, તેણે થયાં સૌ અસવાર;
પવન વેગે કરી રણમાં, આવ્યાં તેણી વાર.
ગરૂડેથી ઉતર્યાં, રણ ભૂમિ જોતાં જાય;
સુભટ સરવે થઇ કડકા, પડયા પૃથ્વી માંય

પ્રદ્યુમ્નને વૃષકેત વળી, પુષ્પવાહન જેહ;
રણ મહીં ત્યાં પડયા દીઠા, વીર સઘળા તેહ.
કુંતાએ શિર રૂડે લીધું, વૃષકેત કેરૂં જાણ;
અર્જુનનું ત્યાં શીશ લેઈ, ચુંબન કર્યું નિરવાણ.
ક્યાંરે અર્જુન રીસાવ્યા, કાં રીસાવ્યા વૃષકેત;
મારૂં ઘડપણ પાળવા, અશ્વમેધ માંડયો હેત.
પુષ્પવાહન પડયો દીઠો, ગયાં તેની પાસ;
કુંતાએ જઈ નિરખીઓ, મુખ મેલીઓ નિશ્વાસ.
વદન લાગ્યું તેજ કરવા, સૂર્ય કેરી જ્યોત;
કનક સ્થંભે દેખાયે, આકાશ તેજ ઉદ્યોત.
પુષ્પવાહન શીશ લઇને, બેઠાં કુંતા માય;
દ્રૌપદી ને રૂક્મિણી બેઉ, રૂદન કરતી ત્યાંય.
કુંભસ્થળ સમાન મોઢું, તે ફુલ કેરે ભાર;
પુષ્પનું શિશ લઈ આવીઆં, અર્જુન પડયો જે ઠાર.
અરે અર્જુન આપણ ઘેર જઇએ, સર્વે જુએ છે વાટ;
વેહેલા ત્યાંહાં પધારો, ઘેર વિપ્ર બેઠા પાટ.
હુતાશનમાં હોમ સઘળો, દેવ કેરા ભાગ;
તમો તહાં પધારીએ, તો યાતે પૂરણ જાગ;
ખંડ છતી વળો વેહેલા, પૂર્વજ થાય નિષ્પાપ;
અર્જુનનું શિર ઉત્સંગ લઇને, કુંતા કરે વિલાપ.
અર્જુન કેરૂં મર્ણ જાણી, સહુ રૂએ નિરવાણ;
કુંતાજીએ દ્રૌપદીને, કહ્યાં વચન તે જાણ.
કુંતા કહે રે દ્રૌપદી તું, હજી જાણીશ કાંહે;
પાપ થયું પાંડવ ઘરે, તવ પડયા અર્જુન આંહે.
પાચે ભ્રાત ને એક નારી, વિજોગ કરતાં દેહ;
તેણે પાપે મેદની કેમ, ભાર ઝીલે તેહ.
કર્મ ઉફરાડું થયું, પૂરણ ભરાયું પાપ;
દ્રૌપદી, અર્જુન પડયો, તે તાહરે પરતાપ.
દ્રૌપદીને એવું સાંભળી, ચડયો કૃતાંત કાળ;
કુંતા તે શું બોલીઆં, સાંભળ કહું ભૂપાળ.

વલણ.

પાંચે બાંધવતણી સ્ત્રી હું, યુગેયુગે છું જાણુરે;
પતિવ્રતાને કેમ નિંદે, સ્વામિ સારિંગપાણુ રે.

ચાલ.

તે તો મુજને એમ સરજી, મારો શો છે વાંક રે;
સંસાર સુખ મેં નથી દીઠું, હજી છું બાળાશંક રે.
પતિવ્રતા મન સ્થિર હોયતો, ઊઠજ્યે અર્જુન રે;
વેશ્રંથી તો વેગે પડજ્યે, મુજ સત્ય પ્રતિદીન રે.
દ્રૌપદીએ એમ વિનવ્યા, સ્વામિ સારિંગપાણુ રે;
પ્રતિજ્ઞા કીધી ઘણી, દ્રૌપદીએ નિર્વાણુ રે.
કૃષ્ણ એવે આવીયા, ત્યાં રૂદન કરે અપાર રે;
કુંતાજીએ શિર નામ્યું તવ, દુઃખિ થયા જગદાધાર રે.

ઢાળ.

થયું અહીં સંગ્રામ, સર્વ પડીયા ધર્ણું;
અર્જુનનું ત્યાં શીશ છેદ્યું, પામીએ તે મર્ણું.
સુભટ સર્વે પડયા ભોમી, થયો મહા ઉત્પાત;
મુજ શરીરે દુઃખ ઘણું, શી કહું તુજને વાત.
કુંતા કહે હવે પાંચે પાડવ, પ્રાણુ તજશે સ્વામ.
રૂકિમણી જઈ ચર્ણે લાગ્યાં, દ્રૌપદી તેણે ઠામ;
કૃષ્ણ કહે એને ત્રણસે ને, સાઠ શિર સાક્ષાત;
હું ત્યાં એને શું કરૂં, જેને શંભુ સરખા તાત.
કુંતાજી ત્યાં પગે લાગ્યાં, રૂકિમણી કહે વાણુ;
સ્વામિજી દ્રૌપદી સામું, જુઓ સારિંગપાણુ.
રૂકિમણી કહે પ્રભુજી, પાંડવનું કરવું કાજ;
તે માટે અર્જુનને, ઉઠાડીએ ત્યાં આજ.
કૃષ્ણજીએ તેડયા શંભુ, પાર્વતીને સાથ;
બ્રહ્મા ને સાવિત્રી આવ્યાં, શચિ ને તેનો નાથ.
લક્ષ્મી રૂકિમણી વૈષ્ણવી, જગદંબા જુગ સાથ;
કૃષ્ણ કહે અર્જુન ઉઠાડો, સર્વ મળી તમો સાથ.

અગસ્તની ત્યાં લોપામુદ્રા, જાલંધરની વૃંદાં;
સર્વે દેવતા આવી બેસા, અર્જુનને સજ કરવાં.
સતી સર્વે હસી ત્યાં, તમો કાહાવો જુગજીવંન;
પાસે રહીને મરાવો, કહો અમને કરવા સજીવંન.
એવું સાંભળીને વૈરાટરૂપે, થયા શ્રી મોરાર;
વદન વિકાળ કરી દેખાડયું, સ્વામિએ તે નિરધાર.
પછી મુખથી બોલીઆ, સાંભળો સહુ કોઇ વાત;
મારા મુખમાં તમો સરવે, જૂઓ ત્યાં સાક્ષાત.
ઇશ્વરે જોયું તો ઇશ્વર, સઘળા બેસા ત્યાંય;
તેની ત્યાં ગણના નહી, વિપરીત દેખ્યું માંય.
કૃષ્ણ કહે ત્રિપુરારીજી, ઉઠાડીએ હવે આંહે;
એથી શક્તિ ઘણી છે, હું જાણું છું મનમાહે.
ત્રણે મૂર્ત્તિ બ્રહ્મા વિષ્ણુ, શંભુ–રૂદ્રપતિ જાણ;
અર્જુનનું મસ્તક ધડ, બેઉ મેળવ્યાં નિર્વાણ.
સ્થિર કરીને છાટીયું, અમૃત ઉત્તમ જેહ;
અર્જુનત્યાં તત્ક્ષણ જાગ્યો, થયો બેઠો તેહ.
કૃષ્ણને જઇ ચર્ણે લાગ્યો, પુજ્યા શ્રી ત્રિપુરાર;
બ્રહ્મા આદી દેવ સહુને, કીધા નમસ્કાર.
સતિને સહુ વિનવીને, ઉઠાડ્યો વૃષકેત;
પ્રદ્યુમ્ન બભ્રુવાહન ઉઠયા, ઉઠીયું સૈન્ય સમેત
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, સહુ ઉઠીયા અવિનાશ;
પુષ્પવાહન પડ્યો હતો, ગયા તેની પાસ.
વિભ્રંશીનું કટક હતું, પામીઉં જે મર્ણ;
અશ્વ ગજ રથ પશુ પંખી, ઉઠી ગયાં તેને શર્ણ.
કૃષ્ણ કહે અર્જુનને, તુ ક્યાં ગયો તો જાણ;
એક ક્ષણ સુતો હતો હું, સ્વામિ સારિંગપાણ.
મુને નિદ્રા આવી હતી હું, હવે જાગ્યો જાણ;
એવી નિદ્રા રખે આવે, તારા શત્રુને નિર્વાણ.
પછી સહુ રહ્યા જઈ ઉભા, પુષ્પવાહન જ્યાંહે;
ધડ મસ્તક એકઠું કરી, અમૃત છાટ્યું ત્યાહે.

ધડ ને મસ્તક નહીં મળે, નહીં જાગે પુષ્પવાહન;
ત્રણ વાર અમૃત છાંટીયું, નવ થયો તે સજીવન.
ધડ ને મસ્તક જુજવાં, એકઠાં તે નવ થાય;
એવું દેખી સર્વકો, નિરાશ થયા સહુ ત્યાંય.
શંભુ પૂછે અરે સ્વામિ, એ તો વિસ્મય વાત;
એનો ભેદ વિચારીને, મુજને કહો સાક્ષાત.
વિભ્રંશી દળ ત્રણ અક્ષૌહિણી, ઉડી ગયું પુરમાંહે;
સર્વ દેવ મળીને બેઠા, પુષ્પ પડયો છે ત્યાંહે.
કુંતા દ્રૌપદી રૂકિમણી, અર્જુન ને સહુ દેવ;
કૃષ્ણને વૃત્તાંત સઘળું, પુછે ત્યા સહુ એવ.

ઉથલો.

પુછે ત્યા અવશ્યમેવરે, સંદેહ મન પામ્યા સહું;
ભાનુ કહે હવે કૃષ્ણ કૃપાએ, પુષ્પ પર્વ સંક્ષેપે કહું.

## પુષ્પવાહન પર્વ.

### કડવું ૧૦૭મું-રાગ સારંગ.

દુહા.

શંભુ વળતા બોલીઆ, સાંભળો શ્રી અવિનાશ;
જે પુષ્પવાહન ઉઠયો નહી, તે કહો મુજને ઇતિહાસ.
સાત અક્ષૌહિણી કટક ઉડયું, પડયું પૃથ્વી જેહ;
પુષ્પવાહન નહી ઊઠયો, મુજને કહોની તેહ.

વલણ.

સ્વામીજી સમજાવો મુજને, શંભુ બોલ્યા વાણ;
એ ભ્રાંતિ મારી ભાંગીએ, સાંભળો સારિંગપાણ.
પંચ ઇંદ્રિ સ્થિર કરી, લેહે લાગી શ્રીપરબ્રહ્મ;
જ્ઞાનદષ્ટે પૂર્વની ગતિ, લહે ત્યાં શ્રીપરબ્રહ્મ.
એકચિત્તે શ્રવણ ધરજો, પાછો ઉત્તર નવ થાય;
વાણી પાછી નહી ફરે, તેનો કહું મહિમાય.

બ્રહ્મરૂપ તે થઈ પછી, સ્વામિ તે સારિંગપાણ,
અગમની ગતિ બોલીયા, સાભળો શંભુ જાણ.
પુષ્પવાહનની કહુ કથા, એની ઉત્પત્તિ તે જાણ;
સરસ્વતી પ્રમન્ન કરી, બોલીયા મુખથી વાણ.
અયોધ્યા અવતાર લીધો, રામચંદ્ર નરેશ,
દશરથને કુળે ઊપન્યા, પાળવા ભક્ત વિશેષ.
સખા લક્ષ્મણ સંગ કહીએ, શેષનો અવતાર,
નિગ્રહ કરવો દૈત્યનો, ઊતારવો ભૂમિ ભાર.
વિશ્વામિત્ર જે ઋષિ કહીએ, અયોધ્યાના પાળ;
શ્રીરામ લક્ષ્મણ ભ્રાત બેઉએ, મુકયા તે નિશાળ.
ગુરૂ પિતા વિશ્વામિત્ર કહીએ, ભણાવે બેઉ ભ્રાત;
ભૂમિ માહેથી કનક પેટી, નીસરી સાક્ષાત.
જનકને ઘેર પુત્રી પ્રગટી, સીતા સુંદર રૂપ;
તેનું કન્યાદાન દેવા, રચ્યો સ્વયંવર ભૂપ.
ખંડ ખંડના રાય તેડયા, બેઠા મંડળ વિશાળ,
ધનુષ ચાપ ચઢાવે તેને, આરોપે કન્યા માળ
દેશ કેરા વિપ્ર ચાલ્યા, દાન લેવા જાણ;
વિશ્વામિત્રજ ચાલ્યા, મુખ રામ બોલ્યા વાણ.
સ્વામિ ઇચ્છા છે ઘણી, મડપ જોવા કોડ;
તમ ઇચ્છા જો હોયતો, અમે આવીએ બંધુ જોડ.
ગુરૂ કેરે સાથ ચાલ્યા, રામ લક્ષ્મણ ત્યાહે,
વિપ્ર કેરી સભા મધ્યે, બેઠા સ્વયંવર માહે.
ધનુષ ધરણી ઉપર પડીયું, ઊંચકે સહુ રાય;
માન ભંગ થઇને બેસે, કોણે નવ સંધાય.
સભામાથી રાવણ ઊઠયો, દશ મુગટ ધરી શીશ;
ધનુષ જઇને ઊંચકયું, મન સબળ આણી રીશ.
સીતા કહે હું નહી વરૂ, દશકંધ રાવણ જેહ;
હૃદય પર્યંત આણીયું, તવ પડયો તૂટી તેહ.
હૃદય ઉપર ધનુષ ભારે, શ્વાસ નહીં લેવાય;
આકુલ વ્યાકુલ થયો બહુ, પણ પાછુ નવ મેલાય.

રાવણ બળ કરી ઊંચકે, પણ પાછું ન ખસે જાણ;
શ્રીરામ વળતું બોલીયા, સાંભળો ગુરૂજી વાણ.
તમારી આજ્ઞા હોય તો, પાછું લઇ તત્ખેવ;
વિશ્વામિત્રની આજ્ઞા લઈ, વેગે ગયા જગદેવ.
ડાબે પગે અંગુઠે ઠેલ્યું, પડયું અવની માંય;
રાવણ ત્યાં ઝેહો થયો, અતિ પરજળ્યો મનમાંય.
અરે બ્રાહ્મણ હાયથી, પાછું કરત નિર્વાણ;
તો હું તારૂં દારિદ્ર ભાગત, દ્રવ્ય આપત સમજો જાણ.
પગે કરી પાછું કર્યું, નીચું થયું મુજ નામ;
થોડા દિવસ માહે જાણજે, ફેડીશ તારો ઠામ.
એવું મનમાં કરે ચિંતન, ધનુષ ચડાવ્યું ચાપ;
સીતાએ વરમાળ આરોપી, વાગીયાં દદામા સેં સાત.
સીતા સાથે લગ્ન કીધા, કન્યા લઇને જાય;
સગાં સહોદર પિતા દશરથ, વહુ લઇને ઘેર વળાય.
સમુદ્ર તીરે પંથે ચાલ્યા, દીસે અગ્નિસમ તેજ;
દૂરથી પ્રતાપ દીસે, ભાનુબિંબજ એજ.
નક્ષત્રી પૃથ્વી કરે, પર્શુરામનો અવતાર;
પર્વત સરખો તેજે પોતે, આવીયો નિરધાર.
ખંધ ફરસી ધનુષ કરમાં, દીસે મહા વિકાલ;
ધસી સામો આવીયો, જેવો શોભે અગ્નિ જ્વાલ.
પ્રથમ આવી પૂછ્યું, દશરથને તેણીવાર;
રામચંદ્રજ કયાં ગયો, જેણે વરી સીતા નાર.
ધનુષ ભાગ્યું મહાઘોર જે, એવો બળીયો જાણ;
ક્ષત્રી કયાં એ ઉપન્યો, મને દેખાડો નિર્વાણ.
દશરથ મનમાં ત્રાસ પામ્યા, આગળ હોશે સ્વામ;
સાથ સર્વે પૂછી વળ્યા, કો નહીં બતાવે નામ.
પછી ત્યાં આવ્યા સહી, જ્યાં હતા સારંગિપાણ;
રામ તારો કયાંહાં છે, એમ બોલીયા મુખ વાણ.
તારી આગળ ઉભા છે, શ્રીરામ કહાવે રાજ;
તેજ પુંજ તે રૂપ કીધું, શું છે તારે કાજ.

એવો તું બળવંત છે, પર્શુરામ બોલ્યા આપ;
મારા કરમાં ધનુષ છે, વેગે ચડાવો ચાપ.
રામચંદ્રે ચાંપીઊં, બેવડ કર્યું સહી તેહ;
હવાં કડકા કરૂં એના, કે વેધું તારી દેહ.
પર્શુરામ કહે ભાંગીશ મા, હું તો બ્રાહ્મણ જાત;
મુને જો તું મારશે તો, પાપ લાગશે પ્ખ્યાત.
રામ કહે હું કાંહાં મેલું, દેખાડ મુજને ઠામ;
પર્શુરામ કહે સમુદ્ર મધ્યે, મેલીએ તે સ્વામ.
સમુદ્ર આવી ચર્ણે લાગ્યો, ભર્યાં જળચર જાણ;
તે તેલની પેરે ઉકળી, તત્ક્ષણ તજશે પ્રાણ.
રામ કહે હું નહીં મારૂં, પછે પુછી પાછી વાત;
સ્વર્ગ જાવા શીખ છે, તે ભાંગીએ સાક્ષાત.*
તે છતીને નગ્ર આવ્યા, ઘેર ઘેર મંગળ ગાય;
ચંદન કેરાં છાટણાં, મોતીએ ચોક પુરાય.
વિશ્વામિત્રને તેડીઆ, ને સબળ આપ્યાં દાન;
દશરથ ઉઠી ચર્ણે લાગ્યા, અતિ દીધાં માન.
સીતાજીને બેસાર્યાં, વિશ્વામિત્ર ઉચ્છંગ;
હરખમનમાંસબળોપામ્યા, આપ્યાં કંઇ એક રંગ.
લીલાં પીળાં શ્વેત રાતાં, પુષ્પ સુંદર સાર;
પુષ્પ કેરો દડો લઇ, આપ્યો સીતાને નિરધાર.
પુત્રની પેરે જતન કરજો, રમાડો ઉચ્છંગ;
રૂદયા સાથે ચાંપજો, મન પામશો અતિરંગ.
એવું કહી ઋષી સાંચર્યા, તે રમે નાનું બાળ;
પ્રફુલ્લિત દિન દિન પ્રત્યે, કરમાયે ન લગાર.
એકાંતે બેસી કરી, રમાડે જેણી વાર;
સુંદર પુત્ર સોહામણો, તેનું અંગ દીસે સાર
સીતાજી મહા સાધવી, મનશું કર્યાં વિચાર
એ બાળક જો હોય તો, મુજ ન દુવણ અપાર.

---

* આ ટુકનો અર્થ બંધ બેસતો નથી

એ માટે એને નહીં કરૂં, પુષ્પ રાખું જાણ;
હિરણ્યાક્ષ જ્યારે વેદ લાવે, સમુદ્રમાં નિર્વાણ.
એ પુત્ર ત્યારે પ્રૌઢ થાશે, જાણશે મુજ કષ્ટ;
મારૂં ત્યાં મિથુન જાણી, રૂદે થાશે દુષ્ટ.
નારાયણને પીડે, માટે નવ ધરવા દશેં કાય;
હિરણ્યાક્ષ તે વેદ હરીને, નાંખશે સમુદ્રમાંય.
મત્સ્યારૂપ.હરીએ ધરીને, જોવા માંડયું ત્યાંહિ;
પુષ્પનો દડો હાથ આવ્યો, કર્યું વિપરીત આંહે.
સમુદ્ર કહે સ્વામિ મુજને, આપો ગંગા નાર;
તમારો ત્યાં રિપુ જાણી, દેહે નવ કીધી સાર.
તે માટે હવે લેઇ જાઇએ, સ્વામિ જુગદાધાર;
ત્યાંથી લાવી તેજમાંહે, મૂકીઆ , તેણીવાર.
બ્રાહ્મણકેરો પુત્ર લેવા, ગયા શ્રીકૃષ્ણ અર્જુન;
ત્યારે ત્યાં કંઇ શબ્દ થયો, થયા સુણી પૂર્ણ પ્રસન્ન.
કૃષ્ણને તે દડો આપ્યો, પૂર્ણ થઇ અવધ;
કૃષ્ણ ત્યાંથી લાવીઆ, દેવખંડ જ્યાં છે શુદ્ધ.
તેહની ત્યાં દેહ કીધી, રાજ્ય આપ્યું સાર;
પાંડવે જવ માંડીઓ, અશ્વમેધ યજ્ઞ જે વાર.
ઘોડો તેના પુરમાં ચાલ્યો, તે એણે બાંધ્યો ત્યાંહિ;
કૃષ્ણ અર્જુન છતા, ગ્રહી લઇ ગયો ઘરમાંહિ.
કૃષ્ણે મન વિચાર કીધો, એ તો નહીં છતાય;
બ્રાહ્મણ થઇને કૃષ્ણ અર્જુન, છળ કરવાને જાય.
રાયે ત્યાં નમસ્કાર કીધા, સ્વામિ આજ્ઞા મુને જેહ;
માંગશો જે પ્રેમ કરીને, આપું તમને તેહ.
બ્રાહ્મણ વળતું એમ કહે, પ્રસન્ન થયો તું મુજ;
કૃષ્ણ અર્જુન મુજને આપો, તેનો સેવક થાયે તુજ.
રાજાને ત્યાં જ્ઞાન ઊપન્યું, એ તો પરબ્રહ્મ હોય;
કૃષ્ણ અર્જુન એ આપીઆ, આ દેહી.તમારી હોય.
શંખ ચક્ર ને ગદા ધારી, ચતુર્ભુજ અવતાર;
પુષ્પવાહન દેખી ફરી, શર્ણે ગયો તેણીવાર.

પુષ્પવાહન જીતીઓ, એમ એહની ઉત્પત્ત,
શંભુને ઉપદેશ દેતા, સ્વામિ શ્રી ભગવત.
શંભુ વળતુ એમ કહે, એ પરિગ્રહનો તન,
વિભ્રશીને હાથથી, એ પામ્યો કેમ પતન.
નારાયણુ વળતુ કહે, એને જીતીયો જવ સાહે,
સેનાકેરો પતિ કરી, લાવ્યા હસ્તિનાપુરમાહે.
કુતાજીએ ભાત કહીને, માનીયો સા તેહ;
એક દીને એણે માભળ્યુ, દ્રૌપદીનુ લગ્ન જેહ.
પાચે જણુ ભરથાર જાણી, હસ્યો મનમા એહ;
એ શીદ્ર મર્ણ પામ્યો સહી, એને પાપ લાગ્યુ તેહ.
ઇંદ્રિ બ્રહ્મા રાભુ અર્જુન, ચર્ણે લાગ્યા જાણ,
જન્મ અમ કૃતારથ કીધો, સ્વામી સાર્ગિંપાણુ.
કુંતા કહે એ જીવતો થાએ, તેવો કરો ઉપાય,
નહીં તો મારા પ્રાણુ જાશે, પુષ્પને મહિમાય
કૃષ્ણુ કહે તવ પ્રભુ પ્રત્યે, શક્તિ તવ અપાર,
પુષ્પવાહનને જગાડો તો, હુ જાણુ નિરધાર
રાંભુ ઊી ચર્ણે લાગ્યા, કૃપા કરીએ સ્યામ,
તમારી ગતિ તમો જાણો, મારૂ શુ લો નામ
જ્ઞાન દ્રષ્ટે કરી બોલ્યા, કૃષ્ણુ તેણીવાર;
અરે સ્વામિ તમો માટે, કહુ છુ હુ સાર
ત્રણુ લોકના પતિ કહાવો, કૈલાસ કેરા રાય,
તે માટે મેં આગળની ગતિ, કહી ભક્ત પસાય.
એ કથા કોઇએ ન જાણે, જે મારા મુખની વાણ,
પ્રાણુનાથ તમો સહી, તે માટે કહુ છુ જાણ
શંભુનાથ તો તમો કહાવો, બ્રહ્મકેરી દેહ,
અગમ નિગમ અખે કહાવો, તુજ ગતિ સા તેહ.
સૃષ્ટિનો જ્યારે અત આવે, રહે સૂર્ય ને ચંદ્ર;
જ્યોતિલિંગ સાક્ષાત સારે, અવિચળ મહા રૂદ્ર.
એમ્વીરા બ્રહ્માડો સૂત્રી, જગ જગે જેણીવાર,
મૃત્યુમગ્ન મમય તમારો, હગે તેણીવાર.

ઇંદ્ર બ્રહ્મા દેવ બીજા, અમર મોટા જેહ;
ઐરાવત હસ્તી સહુ, ત્રૈલોક્ય સઘળાં તેહ.
નૃત્ય કરશો કૈલાસ ઉપર, ત્રિશુળધારી બંધ;
નૃત્ય કરતા અનેક યુગ, વહી જશે તાંહાં વૃંદ.
પછી ત્યાં દિગ્મૂઢ થઇને, ક્રોકાલ કરશો ત્યાંય;
શીશની જટા ઊપાડીને, પછાડશો ભૂમિ માંય.
પછી સ્વામિ દુઃખ ધરશો, નેત્રે વહેશે નીર;
બાર મેઘ તેણે સમે, બહુ વરસશે ગંભીર.
જળમય પૃથ્વી હશે ત્યારે, રૂદન કરશો સ્યામ;
રૂદન કરતા યુગ જાશે, ભયંકર સમાન.
પછી સ્વામિ તમો મનમાં, પામશો અતિ ત્રાસ;
રૂદન કરીને શંભુજી, મુખ મેહેલશો નિશ્વાસ.
જંબુ મુખથી પવન ત્યારે, વાગશે પુર હડ;
વૃક્ષ પર્વત સર્વે પૃથ્વી, તે ઊડશે બ્રહ્માંડ.
બ્રહ્માંડ સામુ જોશો ત્યારે, જળ દેખશો ત્યાં ઈશ;
ચોદિશા ભયંકાર દેખી, પછી પાડશો ચીશ.
ચીશકેરી ત્રાડથી, કૈલાસ કંપારવ થાય;
પછી મન અતિ દુઃખ પામી, ટળી પડશો ત્યાંય.
રૂદ્રજી પડતા થકી ત્યાં, થશે મહાઉત્પાત;
પાતાળથી જળ આવશે, કૈલાસ કટકા સાત.
કૈલાસ કેરા વેહેરમાં, જળ આવશે અપાર;
ચોદીશાએ ભરાશે સ્વામિ, જાગશો તેણીવાર.
તે જળ દેખીને ઉઠશો, ને સબળ કરશો ત્રાડ;
ચીશ પાડીને નાસશો, તે ઉછાળશો બ્રહ્માંડ.
પુંઠળથી જળ દોડશે, ભયંકર રૂપ તે માંહે;
એકવીશ બ્રહ્માંડ તમો જાશો, તે પણ આવશે સાહે.
નિરાકાર સાકાર એમ, ત્યાં આગળ નહીં કોય;
રૂદ્રજી ઉભા રહેશો, આવશે જળ સોય.
પછી નિદ્રા સમે થાશો, રૂદ્ર જેણીવાર;
સ્વર્ગ મૃત્યુ પાતાળ સર્વે, જળમય ત્યાં નિરધાર.

પછી જળને સ્થિર કરી, સાક્ષાત રૂપે માંહે;
જળ ઉપર મૃગચર્મ નાખી, શયન કરશો ત્યાંહે.
પ્રાગવટના પત્ર ઉપર, ધરી અંગુષ્ટ દેહ;
સાક્ષાત રૂપે નારાયણ ત્યાં, શયન કરશે તેહ.
કેટલા જુગ વહી જશે, નિદ્રા વિશે નિરવાણ;
સૃષ્ટિની આજ્ઞા થશે, ત્યારે જાગશો નિરવાણ.
અરે શંભુ તમો મોટા, પ્રભૂ કહાવો જાણ;
એટલી ગતિ તમારી, એમ બોલ્યા સારંગપાણ.
શંભુ ઉઠી ચર્ણે લાગ્યા, સ્વામિ દીન દયાળ;
ભક્ત અર્થે દેહ ધર્યો, બ્રહ્મ નિરૂપણ ભૂપાળ.
અરે સ્વામિ અગમ ગતિ, મુને પ્રીછવી ત્યાં વાત;
હું તો એ નહીં જાણતો, હવે લહું છું સાક્ષાત.
આ ગતિ નવ જાણી હતી, મેં સ્વામિ સારંગપાણ;
શંભુ ઉઠી ચર્ણે લાગ્યા, વિનય કરી નિર્વાણ.
ઈંદ્ર બ્રહ્મા સર્વે દેવતા, થઇ રહ્યા દિગ્મોઢ;
વારે વારે ચર્ણે લાગે, દયા કરો રણછોડ.
શંભુ કહેરે સ્વામિજી હું, લહ્યો અગમ વાત;
ધન્યરે તું વિશ્રંશી, પુષ્પવાહન કીધો પાત.
ધન્યરે તું પુષ્પવાહન, ધન્ય તુજ અવતાર;
ધન્ય તારૂં મર્ણું હવું, મુને મળ્યા જુગદાધાર.
હવે પુષ્પવાહન ઉઠ વેહેલો, દીએ સહુ આશીશ;
શંભુએ શિર હાથ મેહેલ્યો, જાગજાગ કહે ઇશ.
પુષ્પવાહન નવ જાગે, સહુ દેવે મેલી આશ;
કુંતાજી કહે હવે મારો, દેહ કરવો નાશ.
અરે બાંધવ પુષ્પવાહન, કાંય પડીઓ ધર્ણ;
જાગ જાગ રે પુષ્પ બાંધવ, હુ તો પામીશ મર્ણું.
કુંતાજી વિલાપ કરે, મુર્છિત થયાં તેણીવાર;
હવે હું તે શું કરૂં, એમ બોલ્યા શ્રી મોરાર.
કુંતાજીનું દુઃખ જાણી, બોલ્યા શ્રી શંભુ નાથ;
સ્વામિ એ જાગે નહીં તો. કુંતા પામે પાત.

કુંતાજીનું દુખ જાણી, બોલ્યા સારિંગપાણ;
સાક્ષાત રૂપે બ્રહ્મ છે, શંભુને કરો વાખ.
તેહને સૌ પૂછીએ, તો જાણીએ એ મર્મ;
જ્યાં થકી એ ઉપન્યો, સાક્ષાત શ્રી પરબ્રહ્મ.
તેહની ગતિ હું ન જાણું, સંસારમાં ધરી દેહ;
ગુપ્ત વાત રાખી કહી, શંભુને સા તેહ.
ગરૂડકેરૂં સ્મર્ણ કીધું, સ્વામિ શ્રી ગોવિંદ;
ગરૂડ આરૂઢ થઇને, સંકાગીઓ મન સંદ
સમુદ્ર સાત સુકી કરી, ચાલીયા શ્રી મોરાર;
આગળ ગરૂડ ચાલે નહીં, અંધાર ઘોર અપાર.
ગરૂડ સા ચાલે નહી, તવ વિચાર્યું મોરાર;
સુદર્શન આવી રહ્યું, ઉદ્યોત કરે એ અપાર.
સાં થકી પ્રભુ ચાલીયા, વેગે મહા પવન,
પવનને સા સ્થિર કરીને, ચાલ્યા શ્રી ભગવંન.
પછી આગળ તેજમય, સાક્ષાત જ્યોત અપાર;
નિરાકાર સાકાર દેખી, ઉતર્યા તેણી વાર.
તેજ માંહે જળ ભર્યા, મો જ્યોતમય નિરધાર;
કૃષ્ણ શબ્દ સા બોલીઆ, 'પુષ્પવાહન પડીયો સાર.
મર્ણ તેનું હતુ સહી,' પછી શબ્દ પાછો થાયે,
સીતારામ તર્પણ કરી, છાટજો અંજલી હાથે.
અંજલી જળ છાંટતા, જાગશે સહી તે સાહે;
કૃષ્ણજી ચર્ણે નમી તે, વચન લઇને જાયે.
રણવિષે આવ્યા સહી, પુષ્પવાહન પડીઓ જ્યાંય;
સર્વ ઉઠીને ચર્ણે લાગ્યા, જયજયકાર સા થાય
શંભુ પ્રત્યે એમ બોલ્યા, હું વચન લાવ્યો એહ;
સીતારામ તર્પણ કરીને, છાટો અંજલી દેહ.
અંજલી જળ છાંટતાં, તે જાગશે નિરધાર;
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, સ્નાન કર્યું સમુદ્ર મોઝાર.
ત્રણે મુર્તિ એક થઇને, કીધુ તર્પણ રામ;
રાંમનો અવતાર સાખો, કીધુ ર્પણ શ્યામ.

રામચંદ્રની દેહ ધરી, અંજલી છાટયું નીર,
ધડ મસ્તક એકઠા થયા, સાવધાન થયું શરીર.
બીજી અંજલી છાટતા તે, તત્ક્ષણ બેઠો થાય;
દેવાંગના પુષ્પે કરીને, વધાવે તે (તેમ) રાય.
જયજયકાર થયો સહી, દુંદુભિ વાગ્યા દેવ;
ઘર ઘર મુક્તા ચોક પૂરયા, હરખથી અવશ્યમેવ.
વિપ્રશીને જાણ થયું, સહુ સાંભળી સો વાત;
અતિ વિસ્મય પામીઓ, એને જોઈ આવુ સાક્ષાત.
રથ વિના પાળો ધસ્યો, રાય તે એકલો જાય;
ચતુર્ભુજ દેખી કરીને, લાગીયો ધસી પાય.
સ્વામિ મેં તમને નવ જાણ્યા, મંદિર પધારો સ્વામ;
ત્રણસેં ને સાઠ મસ્તક, કોટિ કંદર્પે કામ.
દ્રૌપદી ને રૂક્મિણી, પાર્વતી ને વૃંદા જેહ;
રાજાને સા નીહાળીને, મોહ પામી એહ.
આ રૂપને કેમ વિદ્ધ કરશે, ચાલશે કેમ હાથ;
નેત્રથકી જળ ચાલીયા, દુ:ખી થયાં મન સાથ.
કૃષ્ણજીએ બોલાવ્યો, સહુ સાથ તેણીવાર;
કુંતા રૂક્મિણી દ્રૌપદી, સહુ વળાવ્યા નિરધાર.
શંભુજી કૈલાસ પોહોત્યા, ઈંદ્ર ગયા બ્રહ્મસદન;
વિપ્રશી ચર્ણે નમીને, કરે બહુ રૂદન.
સ્વામિ મેં નવ ઓળખ્યા, ને કીધો તમને પ્રહાર;
મારે મંદિર પધારો, તમો સ્વામિ શ્રી મોરાર.
સૈન્ય સર્વે થકિત પામ્યું, કૃષ્ણ બોલ્યા વાણ;
તું તો મારો પ્રાણ છે, સત્ય સત્ય કરીને જાણ.
ગુપ્ત વાત કહી કર્ણ માંહિ, હવે આવ્યો તારો અંત;
દેહ સાધન હવે કરજે, પૂરણ પરમાનંદ.
સ્વામિજી શું બન્યું એથી, મૃત્યુ મારૂં હોય;
સંસારમા દુઃખ ઘણુ મુજને, કહુ સ્વામિ તોય.
તારે હાથે મર્ણ મારૂ, બીજાથી નહીં જાણ;
એવું વચન મુને આપીએ, સ્વામિજી સાર્ંગપાણ.

હનુમંતજી સ્તુતિ કરે, પધારીઓરે સ્યામ;
અર્જુનને સંકટ પડ્યું, સ્વામિ કરો તેના કામ.
તત્ક્ષણ કૃષ્ણજી રામ થયા, એક મૂર્ત્તિ નિરવાણ;
હનુમંત નીરખી ધસીને, ચરણે લાગ્યો જાણ.
કૃષ્ણજી હવે જૂઓ પરાક્રમ, આવ્યા અશર્ણોશર્ણ;
હવે કામ તમારૂં કરૂં હું, વિશ્રંશીનું મરણ.
રથ ઉપર તમો બેસીએ, શ્રી રામ કૃષ્ણ અર્જુન;
કુટુંબ મધ્યે હોય ત્યાથી, વેધીએ રાજન.
પુચ્છ કપિયે વધારીયું, દેખતા તેણીવાર;
ત્રણ ફેરા રથની પાછળ, ફેરવ્યા નિરધાર.
સ્વર્ગમાહે ઊડીઓ, ત્યારે કૃષ્ણ બોલ્યા વાણ;
મુને અહીંથી ઉતરવા દે, કાંપે છે મુજ પ્રાણ.
કૃષ્ણ કહે હું બીહું છું, ઉતાર વેહેલો આંહે;
હું તો કાયર થયો સબળો, રહેવા દે મુને ત્યાંહે.
હનુમંત ક્રોધે બોલીયા, ક્ષણ ધિરજ રાખો સ્યામ;
રઘુનાથજી આવ્યા સહી, શો ભય ધરો છો આમ.
હનુમંત કહે શ્રી રામજી, કૃષ્ણને રાખો શરણ;
એમનો તમો હાથ ઝાલો, ઢળી નવ પડે ધરણ.
કૃષ્ણ અર્જુન રામ બેઠા, રથ ઉપર નિરધાર;
હનુમંત ત્યાંથી ઉછળ્યો, રથ સહિત ગગન મુઝાર.
હનુમંત ચાલ્યો ગગનમાં, રથ ભારે થયો અપાર;
ત્રણ લોકનો ભાર મૂકયો, સ્વામિ શ્રી મોરાર.
કૃષ્ણકેરો દુષ્ટ ગુણ, તમને અહીં લાગ્યો રામ;
કૃષ્ણનો જે સંગ કરે તે, કૃષ્ણ સરખો સ્યામ.
રામ કહીને હનુમંતે, પુંછ વધારી મારી ફાળ;
સ્વર્ગ મંડળમા ગયો, હનુમંત તે તતકાળ.
વિશ્રંશી તે પવિત્ર થઇને, સાંભળે ભાગવત;
સપ્તમ ભોમીએ અટારી, જ્યાં બેઠો તે રાજંન.
શ્રી ભાગવત સાંભળે, વિપ્ર કહે પ્રતિ દેહ;
સાતસેં ને વીશ ભુજમાં, માળ તુળસી છેહ.

રથ કેરી પડી છાયા, ઊંચું જોયું તતખેવ;
ગગનમાંથી રખે પડે તૂટી, રથ સહિત અવશ્યમેવ.
વિભ્રંશીએ નિરખિયું, મારવા આવે જાણ;
કપટથી હું કેમ મરૂં, હું ભજું સારિંગપાણ.
અર્જુન સાથે આવીયા, હનુમંત લાવ્યા સાથ;
રાય રૂપ થઇને હણે, એ મુને ન ગમી વાત.
એકલા આવી કરી, જો મુને વેધત શ્યામ,
તો ત્યાં હું જઈ શરણે રહેતો, નહી લેતો નામ.
વિમાસીને વિભ્રંશીએ, કપટ કર્યું રાજંન;
સમરણીનું ધનુષ કીધું, હવડાં કરૂં પતંન.
ગગનમાંહેથી રથ આવે, સમિપ જેણીવાર;
તુલસીમંત્ર ધનુષ કીધું, આણ્યું તેણીવાર.
ધનુષ ચાંપી મેલીયું, ભેદીઓ રથને જાણ;
ત્યાંથી પાછો ઉડીઓ, તે જાય વેગે નિરવાણ.
રથને બે ભાગે કર્યા, તે રડવડે નિરવાણ;
રામ કૃષ્ણ તે આથડે બહુ, ગગનમાંહે જાણ.
સાત સમુદ્રે વચ્ચે પડ્યા, ગંભીર જળ મોઝાર;
રામકૃષ્ણ હનુમંત અર્જુન, ચારે જણ નિરધાર.
સમુદ્ર માહે જાણ્યું પડ્યા, મચ્છ હુતા જેહ;
ચાર યુગ ત્યાં યુદ્ધ કરતાં, થયા બેઉને તેહ.
એ મચ્છ તો ઉત્તરાયણ, બીજો દક્ષિણાયણ નામ;
બેઉ જણે ત્યાં યુદ્ધ કીધું, યુગ ચાર સમાન.
જન્મેજય કહે જૈમિની, એ મત્સ થયા શામાટ;
એહ કથા વિસ્તારીને, મુજને કહો સાક્ષાત.
જૈમિની કહે સાંભળ રાજા, પવિત્ર પ્રશ્ન પુછ્યું આહે;
ભારત કેરી કથા સુણતાં, પાતક પ્રલય થાએ.
પૂર્વે કાલ ગુનરૂપિ હતા, તપ કરે ગંગા તીર;
ધ્યાન લગાડી તે ત્યાં બેઠા, મુનિજન મન મહા ધીર.
કોઇ એક દિશાના રાવ હુતા, તે નિસર્યા વન મોઝાર;
રાજા બેઉ જન મળ્યા ટોળે, ફરતા ફરે નિરધાર.

કૃષ્ણ કહે પારથ હવે, શું ' કરવો વિચાર;
ઘોડો તો છૂટ્યો નહીં, અશ્વમેધ રહ્યો નિરધાર.
અર્જુન કહે રહેવા દો, પ્રભૂ અઘકેરી વાત;
આપણ રહીએ જીવતા, સ્વામિ કરો એવી વાત.
દાઢ હેઠળ નથી આવ્યા, હજી વાર છે નિરવાણ;
દાંત હેઠળ કચરડીને, કરશે કચ્ચરઘાણ.
કૃષ્ણે જાણ્યું ગર્વ એહુના, ઊતર્યા સહી આજ;
હવે દુઃખિયા થાય છે, તેહનું કરવું કાજ.
કૃષ્ણે સમુદ્રને તેડીઓ, સહુ કહી માંડી વાત;
વેગે કરીને કાઢ અમને, નહીંતર થાશે ઘાત.

ઊથલો.

દુઃખ થાય છે અપારરે, વેગે અમને કાઢીએ;
ચાર મનુષ્યો દુઃખ પામે, સમુદ્રને શ્રીકૃષ્ણ કહે.

## કડવું ૧૨ મું–રાગ ધન્યાશ્રી.

જૈમિની કહે સાંભળ રાજા, કથાતણો વિસ્તારજી,
આગળ તે શું નીપજ્યું, તે કહું હવે નિરધારજી.

વલણ.

કૃષ્ણે સમુદ્ર તેડીઓ, તે આવીયો તેણીવાર;
વેહેલો કરીને કાઢ અમને, દુઃખ થાય અપાર.
નહી કાઢે તો બાળી મુકું, કરૂં હવડાં પાત.
સમુદ્ર ઊઠી ચરણે લાગ્યો, સ્વામિ સુણીએ વાત.
સમુદ્ર કહે રે સારિંગધર, જળ કોરડું કરૂં જાણ;
નાહાનાં જળચર આપડા, તે મરશે સા નિર્વાણ.
તું ત્યાં માછી થઈ થકરી, નાંખ ' ગળ ને જાળ;
કાંટે વળગ્યા મચ્છ એ, એહુ આવશે તત્કાળ.
સમુદ્રે માછી થઇને, ગળ નાખ્યો તે વાર;
બ્રહ્મરસ ચોપડ્યો, મચ્છ લાગીયા ત્યાં સાર.
મચ્છ વળગ્યા બ્રહ્મરસે, તે તાણી કાઢ્યા બાહાર;

બેઉ મચ્છ વધેરીઆ, નીસર્યો બભ્રુવાહન;
કૃષ્ણ અર્જુન રામ હનુમંત, નીસર્યા રાયજંન.
બહાર નીકળ્યા ત્યા થકી, લય પામીઆ શ્રીરામ;
કૃષ્ણ ચર્ણે મચ્છ લાગ્યા, કૃતાર્થ થયા તે ઠામ.
અર્જુનકહેહવે હસ્તિનાપુરમા, જઇએ જીવતા નાથ;
ઘોડો અહીંઆ રહેવા દો, ત્યારે હસ્યા શ્રી જદુનાથ
હનુમંતજીકહેઆપણ પાછા, વળી જઇએ શ્યામ;
આપણ રહ્યા જો જીવતા તો, સીધ્યા સર્વે કામ.
કૃષ્ણ કહે રે ભલો પારથ, તેં મુકયો હવે ગર્વ;
હનુમંતે માન તજીયુ, કૃષ્ણે જાણ્યું સર્વ.
કૃષ્ણે ત્યાહા વિચારીયુ, હવે કરવું પ્રયાણ;
નગર માહે પછી આવીયા, એક સ્થાનકે નિરવાણ.
અર્જુન તું તો શિષ્ય થા, હું ગુરૂ થાઊં જાણ;
વિભ્રંશીનું સન્ય તુજને, દેખાડું નિરવાણ.
કોઈ કાળના જોષી થયા, ને કંપે દેહી દયાળ;
દંત મુખમાએ નહી, પણ વદન જ્યોત રસાળ.
દ્વાદશ અંગે તિલક કીધા, ટીપણું ગ્રહ્યું હાથ,
વિભ્રશીને મંદિર ચાલી, આવીયા શ્રી જદુનાથ.
કંઠે માળા રૂદ્રાક્ષની, ભાલે આડ વિશાળ,
વિભ્રશી એવુ દેખતા, ચર્ણે લાગ્યો તત્કાળ.
ભક્તિ અસ્તુ કહી બ્રહ્મે, દીધો આશિર્વાદ;
ધંન્ય ધન્ય તું વિભ્રશી, હરી તેજનો પ્રસાદ.
વિભ્રશીએ ઓળખ્યા, આપ્યું બેસવા આસન;
અર્ધ્ય પાદ પુજા કરી, ઊભો રહ્યો રાજંન.
બ્રાહ્મણ વળતું બોલીયા, અમો માગવા આવ્યા દ્વાર;
બ્રહ્મ કેવળ તુંને મળશે, સાંભળ તું દાતાર.
ધર્મશાસ્ત્ર ત્યા મુખે બોલે, દાન કેરી સાથ,
ચાર વેદની ધ્વની લાગી, એમ બોલે વૈકુંઠનાથ.
રાજા ત્યા સંતુષ્ટ થયો, પ્રભુ કશું માગો દાન;
જે માગો તે આપીએ, પછી બોલ્યા શ્રીભગવાન.

કૃષ્ણ તણી ઇચ્છા થકી, આ૦ સપૂર્ણ સમાપ્તી માન; મન૦
એ કથા થઇ સમાપ્તી, આ૦ સંપૂરણ થઇની જાણ. મન૦
ઇતિ કથા વિજ્ઞશીની, આ૦ બોલો શ્રોતાજન હરિહરિવાણ; મન૦
રાજા પુણ્ય પવિત્ર એ, આ૦ એ ભક્તતણા ચારે વિખાણ. મન૦



बृहत्

# કાવ્યદોહન.

## ગ્રંથ પાંચમો.

### [વિભાગ બીજો.].

## ભોજો ભક્ત.

### સેલૈયા આખ્યાન.

#### કડવું ૧ લું.

હરિ ગુણ સંતને સમરિયે ને વળી, ચોથા ગણપતિ દેવ રે;
રિદ્ધિ સિદ્ધિ ને લક્ષ લાભ આપે, તેની સૌ પેલી કરીએ સેવરે.
ગાવા તે ગુણ હરિભક્તના, જેને સત્યે સ્થંભ્યો આસમાનરે;
સત્ય વિના કદી હરિ ના રિઝે, ભરને પઢે વેદ પુરાણ રે.
સગાળ શેઠ ને સંખ્યાવતી, જેણે નેમવતી નરનાર રે;
એક સાધુ જમાડી પછી પોતાને જમવું, એવા અહોનિશ ધર્મ ઉદારરે.
એક સમયે એને અટક પડીને, મેવ મડાણો મુશળધાર રે;
પર્જન્ય ઉઠયો દિન આઠ સુધી, તોયે મત ન છોડે શાહુકાર રે.
વરશીને રહ્યો ત્યારે વાણોતર તેડાવ્યા, તમે દેખોને દોદશ ધાઈ રે;
અભ્યાગત વિના મારે અન્ન ન ખપે, તેનો કરોને કોઈ ઉપાઈ રે.

વાણોતર ચાલ્યા ગોતવા, જોયું નગર ને હરિ દ્વાર રે;
તળાવની પાળે એક તપસ્વી દીઠો, તેને આવીને કહ્યા સમાચાર રે.
સગાળ શેઠને સત્ય મુકાવાને, ક્રોઢી થયા કિરતાર રે;
આવી દેવળમા ઉતર્યા, જેણે શરીર કર્યું છે બેજાર રે.
શેઠ તે કાને સાંભળી દોડ્યા, અણવાણા ઉજાઇ રે;
પ્રદક્ષિણા કરી પાય લાગ્યા, એને હૈડે હરખ ન માઇ રે.
દુર્ગંધ આવે ને ભૂત નાશે, વળી મળે તેમાં ખાય નેક રે;
તોયે ન ડગે મન શેઠનું ભાઈ, એવી મોટાઇની ટેક રે.
તેનાં ચરણ ધોઇ ચરણામૃત લીધાં, મારાં સિધ્યાં તે સર્વે કાજ રે;
કરજોડીને પછી કહેવાને લાગ્યો, મારે મંદિર પધારો મહારાજ રે.
સત્યવાદીએ સાહેબને ઓળખ્યા, એનો માનવી શું જાણે મર્મ રે;
ભોજાના સ્વામિ મારે ભુવન પધારો, મારી રાખો લાજ ને શર્મ રે.

## કડવું ૨ જુ.

અતિત વાણી ઉચરે તમે સુણો, શ્રીમંત મારી વાત રે;
મારી કાયા મારે હાથ નથી, મુને પીડા કરે છે ઉત્પાત રે.
રથે રેવંત જોતરૂં, મહી—ગાદી નખાવું ગોપાળ રે;
તેડીને બેસારૂં તમને ત્રિકમા, તમે દયા કરો દીનદયાળ રે.
સાધુ કહે છે શેઠને, ઘોડા—વેહેલનું નહિ મારે કામ રે;
અભ્યાગતને રહેવું એકલું, તમો મા લેજો મારૂં નામ રે.
પ્રભુનું મંગાવું પાજરૂં અહીં, ઝાઝા કરાવું જતન રે;
પવન ન લાગે એવા પડદા બંધાવું, રાખે રાંક જેમ હાથ રતન રે.
અભ્યાગત એણીપેરે બોલિયા, હું તો આવું નગર મોઝાર રે;
તારી નારી આવે તેડવા, નિકર બેઠો છું હું તો મારે બાર રે.
મનગમતું આવું અમો માગીને લેશું, તેમા જાશે તમારો ભર્મ રે;
સર્વંગી સાધુને સોત્ય નહિ ઝાઝી, ભાઇ કઠણ અમારૂં ખટકર્મ રે.
હરખેથી હરિજન ચાલિયો, ને આવ્યો પોતાને ઘેર રે;
પત્નીને લાગ્યો પૂછવા આપણે, શી કરવી એની પેર રે.
સતી કહે છે સ્વામી મારા, તમે ઢીલ ન કરશો લગાર રે;
તત્ક્ષણ જઇએ આપણ તેડવા, એ તો માનવી નહિ છે મોરાર રે.

સામૈયું લઇને સન્મુખ ચાલ્યાં, ગયા પૂર્વ જન્મનાં પાપ રે;
ભોજાના સ્વામિને ભેટતાં, એના ટળી ગયા ત્રિવિધના તાપરે.

કડવું ૩ જું.

કનક હિંડોળી ને કરંડીયો માહિ, જુગ્તે બેસાર્યા જદુવીર રે;
સંધ્યાવતીએ જ્યારે શિરપર લીધા, ત્યારે ભીંજાણાં સતીનાં ચીર રે.
નગરના લોક ટોળે મળ્યા, વળી જોવાને વર્ણ અઢાર રે;
અન્યોઅન્ય વાણી ઉચરે, માંહિ હાંસી કરે છે હજાર રે.
ઉનાં જળ મેલીને સ્નાન કરાવ્યાં, વળી પોઢાડયા પલંગ બિછાઈ રે;
ચંદન ચર્ચે,હરિના ચરણ તળાસે, વળી વિંજણે ઢોળે વાઈ રે.
પ્રેમે કરીને પરસાદ નિપાયા, મીઠા મેવા ને પકવાન રે;
હાથ જોડીને આગળ હરિજન ઉભા, તમે આરોગો મારા શામ રે.
અન્ને કરી દેહ મારો અભ્રિ કરેછે, મારે છે માટી કેરો અહાર રે;
ઉત્તમ વરણ તમે એ કેમ કરશો, મારે એજ મોટો છે વિચાર રે.
કસાઈ વાડેથી તરત મંગાવ્યું, જેણે મેલી લોકની લાજ રે;
ભાગ્ય મોટાં હરિભુવન પધાર્યા, ધન્ય ધન્ય દાડો મારે આજ રે.
અનેક રૂપ અમે અહોનિશ કરીએ, તે વળી રહીએ વન માંહી રે;
અઘોર પંથને એક હાર માણસનો, વિના બીજુ ન ખપે મારે કાંઇ રે.
નર ને નારી મળી એકઠાં, હવે શો તે કરવો ઉપાય રે;
પ્રભુજી જોવાને આવ્યા પારખાં, જો ના કહિએ તો સત્ય જાય રે.
પુત્રને ચાલી પૂછવા ગયો, નિશાળે શેઠ શગાળ રે;
સુતને કહે છે એક સાધુ આવ્યો છે, કરવા તમારો દેહ કાળ રે.
સેલૈયો કહે સત્ય ક્યમ મેલીએ રે, મરને જડા મૂળથી જાય રે;
ભોજો કહે સત્યવાદી ભાયડા રે, એ તો અટક પડે ઓળખાય રે.

કડવું ૪ થું.

પિતાજી કાયા તારે અંગે પડવાની, બોલ્યો બુદ્ધિ ઉજાગર બાળ રે;
સાધુને હાથે મારૂં મૃત્યુ સુધરશે, ટળશે જન્મ મરણની જંજાળ રે.
આગે મોરધ્વજે પિતા! અંગને વ્હેરાવ્યું, કર્યું કીધુ કાયાનું દાન રે;
શિબિ રાજાની માટી છાબે તોલાણી, ત્યારે રીઝયા શ્રી ભગવાન રે.
હરિશ્ચંદ્રને માથે પિતા! હેલ પાણીની, એવો દૈવે દીધો તો દંડ રે;
સત્યવાદી જેણે કદી સત્ય ન છોડે, મરની ભાગી પડે બ્રહ્માંડ રે.

## પદ ૩ જું.

અબ તો ભજન કરના મન ભાઈ૦
કુટુંબકબિલો તારે કામ નહિ આવે, એક સાચી રામ સગાઈ. અબ તો૦
મૂર્ખે જીવે ધન ભેળું કીધું, હાંશી ભરિયું પર સાહી;
પા દમડી તારે સંગ નહિ ચાલે, હાથ ઘસતો જાઈ. અબ તો૦
કામ ક્રોધ મોહ મદમાં મોહ્યો, ચઢી રે કર્મ કેરી કાઈ;
મદ્દે ઘણા તેરઆરે મુલકમાં, લુંટી લેશે રે લુગાઈ. અબ તો૦
આ તન તારો કાલ ઉડી જાયગો, જેસે વંટોળિયો વાઈ;
અબકા હામો ફરિ નહિ આવે, પછે મન પછતાઈ. અબ તો૦
સર્વ તીર્થ સદ્ગુરૂજીને ચરણે, લે નિત્ય ગંગા જળ નાઈ;
કાળનો ત્રાસ કદી નહિ લાગે, આ તન અનભે થાઈ. અબ તો૦
શું સુતો તું ચેત અભાગી, આ દેહ તે ઉત્તમ પાઈ;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, એક લેની ગોવિંદ ગુણ ગાઈ. અબ તો૦

અનહદ રૂપ અખંડ અપારા, મનરે માન્યા તિહાં મેરા;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, ફરી નહિ ફરિએ ફેરા. સંતો૦

પદ ૬ ઠું.

સંતો પામી હું પ્રીતમ પ્યારા,
દિલમાં દરશ્યા દેવ નિરંજન, હતા જીવન જગસેં ન્યારા. સંતો૦
એક સમય મુજ પાસે હરિ આવ્યા, અનહદ રૂપ અપારા;
પ્રીતિ હતી કાંઇ પૂર્વ જન્મની, નિરખ્યા નંદકુમારા. સંતો૦
કોમળ કાયા ને વદન સકોમળ, કયારે કહું કરતારા;
મારી સેજે મેં સુખ લીધું, તો પામુ નહિ કાંઈ પારા. સંતો૦
ચલે ન ચૂકે કચ્છુ આવે ન જાવે, નિર્ગુણ રૂપ નિરાકારા;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, સમરૂં સરજનહારા. સંતો૦

પદ ૭ મુ.

સંતો નિર્ગુણકી ગત ન્યારી.
સમસ્યા હે સદ્ગુરૂકી જે સમજે, તે થાય સુખકારી. સંતો૦
અડસઠ તીરથ કરી ઘેર આવે, ઓહીરે અનુકા યારી;
પ્રીત વિના પાલવ તજી બેસે, તોય મળે નહિરે મુરારી. સંતો૦
જોગી જતિ ને તપસી સન્યાસી, રહ્યા છે ધ્યાનમા ધારી;
ફલ મિઠાં કેને હાથ ન આવે, પછે રહ્યા છે હૈયેસેં હારી. સંતો૦
સાત પાતાળ એકવીશ બ્રહ્મા, રહ્યા સર્વે રામ ઉચારી;
સદ્ગુરૂના પ્રતાપ વિના ભાઈ, ભેદ મમજવો ભારી. સંતો૦
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, સૂઈરી છે સંસારી;
જાગ્યા સો નર જગમેં જીસા, એક પ્રેમ પિયુગતિ ન્યારી. સંતો૦

પદ ૮ મુ.

સંતો મૂળરે ગ્રાહે તો ફળ પાયે,
તરણિ તત્વ પ્રેમ પ્રકાશ્યો, તો તેજમાં તેજ મળી જાયે. સંતો૦
ઉંચાં ઉંચાં તરવર ગગનમે, ફળે હે પંખિયા વેગળું રે;
કઈ કંઇ પક્ષી વલુંધી ગયાં, ફળ મિઠેરાં દૂરે. સંતો૦
મૂળ ગ્રહ્યું તવ કયા ભયા, ચઢનકી ગત નાહી;
પરખ્યા પણ ન પરસ્યા નહી, હોસ રહી મન માંહી. સંતો૦

મૂળ થશું મોટે મુનિવરે, જો સદ્ગુરૂ ચરણુ ચત્ત લાયે;
બીલડી ભાવે આપે ચાલી આવે, જો મોટમ માન ગમાયે. સંતો૦
ઇન્દ્રકુ ઇન્દ્રાસન આપ્યો, બ્રહ્માકો બ્રહ્મ રચાયું;
સંત સમરથે સાગર પીધો, લઇ રે ન્યાયે વસાયું. સંતો૦
અમર વરસે ને સરોવર છલિયાં, નરપતિ નીર ભરી નાયે;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, અમર પટો લખાયે. સંતો૦

પદ ૯ સું.

સંતો મુનિવરે મન સમજાયા,
સમજી ચાલ્યા શબ્દ સદ્ગુરૂકાતો, પરબ્રહ્મકુ પાયા. સંતો૦
પાંચકુ મારી પચીશકું વારી, કામ ક્રોધ દહાયા;
હદ બેહદ અનહદ ગતિ આવી, કર્મ વિનાની કાયા. સંતો૦
કર્મ ધર્મની ભ્રમણા ભાગી, એક લાલનસેં લેહે લાગા;
અવળા હુતા તે સવળા કીધા, લખિયા ફેર લખાયા. સંતો૦
સુરતા સાંધિને ચાલ્યા અકાસી, અનહદ નાદ બજાયા;
આધ હતા સો અંતે ઉડી ધાયા, જઇ રૂપમાં રૂપ સમાયા. સંતો૦
સૂક્ષ્મ વેદમાં સુરતા પહોતી, બાવન બાર બુઝાયા;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, જન્મ મરણુમાં ના આયા. સંતો૦

પદ ૧૦ સું.

સંતો કોય બૂઝે બાવનબારા,
જાકે હ્રદય ગુરૂગમ પ્રકટે, સો જન ખેલે ચોધારા. સંતો૦
પાંચ પચીશ પરબ્રહ્મસેં ઉપજે, કોઇ શાણા સમજી જાવે;
સોય દિસે સોય રમેં એકીલાં; આપે નાવ ચલાવે. સંતો૦
નયન કમળસેં નિરખ્યા નટવર, ખોલ્યા કર્મ કપાડા;
દિલમાં દરશ્યા દેવ નિરંજન, નકરા હુવા નરાડા. સંતો૦
અકળકળા કેના કળ્યામાં નાવે, અનુભવે એને બૂઝે;
ઉં સોહં શબ્દને ઓળખે, તો ચૌદ લોક તેને સૂઝે. સંતો૦
ઝળકત જ્યોત ને નૂર અપારા, માન જહરિ મિલાયા;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, રૂપ મેં રૂપ મિલાયા. સંતો૦

## પદ ૧૧ મું.

સંતો અનહદ જ્ઞાન અપારા,
સમજ્યા સંત ચલણ ન ચૂકે, પિંડ બ્રહ્માંડને પ્યારા. સંતો૦
રસાતાળ,તળાતળ,મહાતળ મેલ્યાં, સાત પાતાળ જોયાં તાગી;
સંતની સંગતે પિંડજીને પામી, બહુનામી ચર્ણે બુદ્ધિ જાગી. સંતો૦
મૃત્યુ લોકમાં મનુષ્ય દેહ ધરીને, દશ દરવાજા જોયા રૂંધી;
ખટચક્રમાં સુરતિ ચઢાવી, ત્યાં ઈશ્વર નિરખ્યા અક્રોધી. સંતો૦
ભૂરલોક ભૂવરલોક ક્યા કૈલાસા, ઇન્દ્રના લોકની નહિ આશા;
તપસીના લોકમાં તાપ ત્રિવિધના, બ્રહ્માના લોકમાં ભય ભાશા. સંતો૦
કર્મ ધર્મ ને રેણી ને કરણી પુરી, પુનર વૈકુંઠના વાસી;
શબ્દાતિતમાં જોઉ સાંભળી, ત્યાં અધર લોક તે ઉદાસી. સંતો૦
શૂન્ય વળોટીનેત્રણ ચૈતન્ય ચાલ્યું, આદ્ય નારાયણને આરાધી;
તે પર ચાર શૂન્યું જોઈ સભળી, ત્યા માયા ચોવીશ ધામ સુધી. સંતો૦
તેજ પંજરને જ્યોતિ સ્વરૂપ જોયું, કેવળીક બ્રહ્મ ફીરતારી;
શબ્દાતિત બ્રહ્મમા જોયું સાભળી, ત્યાં ચૈતન્ય ચાલ્યું ને હું હારી. સંતો૦
સાત પાતાળ એકવીશ બ્રહ્માડથી, ગયા ગૌલોકમાં ગુરૂ ચરણે;
ત્યાં શુક શનકાદિક ને દાસ કબીરા, ક્ષર અક્ષરનીજ વાણી વરણે. સંતો૦
અઠ્ઠાવિશ ધામથી સાડા સાતસેં, નરબેં જમનાનું નીર ના'યા;
તે ઉપર ચાલ્યા સાડા ચારસેં, ત્યાં આગે અપર ધામ આયા. સંતો૦
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, નિગમ ને અગમનિગમ ગોતી;
અમર અતિતાને અકથ અજીતા, નિજસ્વરૂપની એ જ્યોતિ. સંતો૦

## પદ ૧૨ મુ.

ગર્ભમાં ગુણ ગોવિંદના ગાતો, નિત્ય તું લેતો નામ;
ઉદરમાથી આવીઓ હવે, કરે છે કુડાં કામ;
આત્મઘાતી આપનું બોલ્યું રે, રતન લઇ રામમાં રોળ્યું રે.
આવ્યો ત્યારે શી સિદ્ધિ લાવ્યો તો,જાશે પાછો વળી જોઇ;
હું ને મારૂં કરી હારી ગયો, તેં કરી કમાણી ખોઇ;
દોકટ જીવ શું રહ્યો ફૂલીરે, ગયો દુગ્ધામાં ડૂલીરે.

મારૂં ને તારૂં મેલી દિયો ને, મ કરો તાણમ તાણ;
કુટુંબ ટોળું થઇ કુટશે, તારી દેહી જાશે સ્મશાન;
માટી ભેલી માટી મળશે રે, કર્યાં ભોગવવાં પડશે રે.
નામ ધર્યું તે નિશ્ચે ટળશે, નથી રહેવાનું કાંઇ;
ભોજો ભક્ત કહે ભલો થઇ, જીવ સમજની મનમાંહી;
ગુરૂજીને ચરણે જાવેરે, ઝપાટો જમનો નાવેરે.

## પદ ૧૩ મું.

મન કહ્યું નથી માનતુ તે, જોર કરે રે જંજાળ:
પળમાં કાયા પડી જાશે, ગળી જાશેરે કાળ;
સંતો સંસારના લોકોરે, માથે મોટો જમનો જોખોરે.
દિલમાં ઝાઝી દુગ્ધા ને, કપટ ઝાઝું કુડ;
માલખજાના મળ્યા નહિ આવે, અંતે થઇ જાશે ધુડ;
કાયા માયા કરમાઇ જાશેરે, પછે પસ્તાવો થાશેરે.
મન જાણે છે મારી માયા, કરનારો છે કોપ;
સર્વે પ્રપંચ પગ્યા મેલી, વિચારીને જોય;
દુર્મતિ દુખડાં દેશેરે, આપ્યું છે એ આંચકી લેશેરે.
સંત સેવી લે સાચે મને, સર્વે સુધરશે કામ;
ભોજોભક્ત કહે ભાવે કરીને, ભજી લે સીતા રામ;
આવાગમન ઓઇ મીટાવેરે, પ્રાણી પરમપદને પાવેરે.

## પદ ૧૪ મું.

અભિમાને જીવ ચાલતા, ઉંચકી તેને ગળી ગયો કાળ;
પૃથ્વી ઉપર પડી ગયા, કંઈ મોટા મોટા મહીપાળ;
રહાતા જગ માહલીરે, એની ગઇ હાડડી હાળીરે.
રાજા હતા તે રંક થયા, રંકનો ન રહ્યો ઢંગ;
લાગે છે પણ જાણતા નથી, ટાળી દેશે તરંગ;
માનવીઓ માનને મેલોરે, આગળ દી ધસ્ય છે પેલોરે.
રાજા રાણા કંઇરે લેવાણા, શાહ છત્રપતિ સોત;
ચક્વે રાજ સંસારમા કરતા, તેને આવી ગયું મોત;
. માનવિઓ મનવિચારોરે, હાથે કરી હવે કા હારોરે.

મહીપતિને કંઇ મેલીને ગયા, ધર્યા રહ્યા ધન માલ;
જમ ઝપેટીને લેઇ ગયા, પછે હુવા બુરા હાલ;
ફરી નહિ આવે સંસારીરે, માથે મોટી ડાંગછે ભારીરે.
કૌરવ રાવણ કંસ સરિખા, કેતા ગયા લક્ષ ક્રોડ;
ક્ષણમાત્રમાં સર્વે ખુંચ્યા, સેજ તળાઇ છોડ;
નથી રહેવું નિશ્ચે જાણો રે, ભાઇઓ મન ભૂલમ આણોરે;
લેખુ લેશે તિલ રાઈ રતિનું, નથી પોપાનું રાજ;
બોલે ભક્ત કહે ભજન કરતો, મેહેરું કરે મહારાજ;
ચોરાશીનું ચૂકને ખાતુરે, મટી જાય મરણની ધાતુરે.

## પદ ૧૫ મું.

પ્રહ્લાદ ઉપર પિતા કોપ્યો, નિશ્ચે કરૂં તારો નાશ;
સ્થંભ ધખાવ્યો લોહતણો, તોય નવ મેલ્યો વિશ્વાસ;
ભલા કેમ ભક્તિ મૂકેરે, આવ્યો અવસર કિમ ચૂકેરે.
મોરૂધ્વજને ત્યાં મહારાજ આવ્યા, જાચવાને જગદીશ;
સુતને મારી તાણવા લાગ્યા, કરવત મેલ્યાં શીશ;
દેખો સતવાદી શુરા રે, પામ્યા પરબ્રહ્મને પૂરા રે.
વિશ્વામિત્રે વચન માગ્યું, જાણે મૂકાવ્યું સાચ;
હરિશ્ચંદ્ર વેચાવા હાલિયો, રાણી તારા રોહિદાસ;
છત્રપતિ દુખડાં સહ્યા રે, વના જઇ નીચના વહ્યા રે.
પાંચે પાંડવ મહાબડ યોધા, સર્વે જાણે સંત;
સતી તણાં ચિર તાણીયાં, તોય ન બોલ્યા બળવંત;
સોયે કૌરવ સામટા કોપ્યારે, વડા વચન ન લોપ્યારે.
કોઢી થઈ આવીયા રે, કરણ પાસે કીરતાર;
કરણ કાયા અર્પણ કેરે, વિઠ્ઠલ ન લાગી વાર;
અભ્યાગત રમાયા રે, કૂડી લેખી કાયા ને માયારે.
સાડાત્રણ ડગલાં પૃથ્વી માગી, નરપતિ બોમિને આલ;
વામનમાં વ્યોમ ગયો મળી, બળિ ચંપાણો પાતાળ;
ચર્ણ લઇને શિશને નાખ્યો, પ્રભુ બાર કોડસેં પાખ્યોરે.
હંસકેતુ રાજા હઠે ભરાણો, લેવા સુધન્વાની લાજ;

તેલ કઢામાં તર્ત નાંખ્યો, તોય મેલ્યા નહિ મહારાજ;
સાચે મને સ્યામ સંભાર્યોરે, તાતા તેલમાંથી તાર્યોરે.
સમનને ઘરે સંત આવ્યા, ઘરમાં ન્હોતું અન્ન;
સમન ચોરીએ સંચર્યા, જેણે લાગ ન કીધું તંન;
સંત સારૂ શિશ કપાવ્યું રે, આણી અણુદુતુ આપ્યુંરે.
સંધ્યાવતીને સતી નારી, સત્યવાદી સગાળ;
સેલાઇઆનું શિશ કાપ્યું, જોયો ઉજાગર બાળ;
એવી કરી સંતુની સેવારે, ખાવિંદ આવ્યા ખબરૂ લેવારે.
ભોજોભક્ત કહે ગુરૂપ્રતાપે, એવી મોટાની ટેક;
સત્યવાદી સત્ય છોડે નહિ, ભર અવગુણ હોય અનેક;
એવાને નરમે નાતુરે, જેની રહી છે જગમાંવાતુરે.

## પદ ૧૬ મુ.

અટક બંધીને આળસ નાવે, માથે આવે ભર મોત;
બારે મેઘ સત્ય વચને ચાલે, સૂરજ ચંદ્રમા સોત;
નિમધારી નિમ ન મૂકે રે, પૂરા કદી પળ ન ચૂકે રે.
વચને સંતો ધરણી આકાશા, વચને દશ દિક્‌પાળ;
શેષને માથે ધરા થંભી, તોય વાંકો ન કર્યો વાળ;
પૂરા પુરૂષની રીતિરે, ગયા જુગ કેટલા વીતીરે.
મેરૂ ધરૂ મત્ય વચને ઉભા, વચને અગ્નિ ને વાર;
સાતે સમુદ્ર સત્ય વચને ઠેરાણા, મેળે નહિ માઝા લગાર;
છલકે નહિ સત્યે બંધાણારે, કૃપાવંત એ કેવાણારે.
ઓગણ પચાસ વાયુ સત્ય વચને ચાલે, જુઓ મોટાની વાત;
ભોજો ભકત કહે વચન વિના, કેને કાળ લેવા ન જાત;
કંઇના દિયે નાદ ઉતારી રે, રહ્યા છે આજ્ઞાકારી રે.

## પદ ૧૭ મુ.

કાયઓ કહે છે કાયણીને, તુ રાખની ધારણ ધીર;
આપણુને ઉગારશે વ્હાલો, જુગતેશુ જદુવીર;
ચિંતા મેલી શરણે આવોરે, મરવા તુને નહિ દિયે માવોરે.

વારતી'તી તે સમે તેં શા વાસ્તે, મારૂં કથ ન માન્યું કહેણ;
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં ઢાળો નેણ;
પ્રભુ તારો ન આવિયો પ્રાણી રે, માથે આવી મોત નિશાનીરે.
અમુળાને ઇતબાર ન આવે, કોટિ કરોને ઉપાય;
કહ્યું ન માને ! કોઈનું રે, એ તો ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસ વ્હોણી રે, પ્રથમ તો મૃત્યુની પોણીરે.
કાચબી કહે છે કયા છે તારો, રાખણહારો રામ;
હરિ નથી કોના હાથમા રે, તમે શું બોલો છો સ્યામ;
મરવા ટાણે મતિ મૂઝાણીરે, ફુટયા પછી ઝાલનુ તાણીરે.
ત્રિકમજી ત્રણ લોકમા મારે, તારો છે ઇતબાર;
અટક પડી હરિ આવજો રે, મારા આત્માના ઉદ્ધાર;
છોગાળા વાત છે છેવી રે, થાજો ચુડથળના બેલીરે.
કાચબી કહે છે કોણ ઉગારે, જાતો રહ્યો જગદીશ;
ચારે દિશાએ સળગી ગયું રે, તેમા રીઓ વીચોવીચ;
. જેનો વિશ્વાસ છે તારેરે, તેનો ઇતબાર નહિ મારેરે.
બળતી હોઉં તો બેસને મારી—પીઠપર, રાખું પ્રાણ;
નિંદા કરો છો નાથની રે, એ તો મારે છે મુજને બાણ;
વ્હાલો મારો આવશે વ્હારેરે, ચોર્યાશીથી મને ઉગારેરે.
કાચબી કહે કિરતાર ન આવ્યો, આવ્યો આપણો અંત;
પ્રાણ ગયા પછી પહોચશે રે, તમે તે શું બાંધો મર ! તંત;
આમાંથી જો આજ ઉગરિયેરે, તો તો મ્હાર પગ ન ભરિયેરે.
વિઠ્ઠલજી મારી વિનતિ સુણી, શામળા લેજો સાર,
લીહ લોપાશે લોકમાં રે, બીજી વાસે કોની વ્હાર,
હરિ મારી હાસી થાશેરે, પ્રભુ તારી પતીત જાશેરે.
કેશવજીને કરૂણા આવી, મોકલ્યા મેઘ મલ્હાર;
આધરણમાંથી ઉગારીઓ, આવી કાચબાને કીરતાર;
ભોજો ભક્ત ભણે ભરોસો જેને રે, ત્રિકમ તારશે તેને રે.

પદ ૧૮ મું.

અખડાનંદની કથા વાણીએ, વર્ણવી ન જાય;
સમજણ પ્રપંચને પાર, જીવથી કેમ જણાય. ૧

અક્ષરાતીતમા એક, નિરંતર નામ ન્યારૂં;
આવે નહિ અટકળમાંહ, ત્રિકમ નામ તમારૂં.
ભાસે બ્રહ્મજ્ઞાન ચિત્તમા, જ્યારે શુદ્ધ વિચારૂં;
તો કોટી અપરાધ, કૃષ્ણ કર્મ અમારૂં.
વિષયો શું કરી વેર, મમતાને મારે;
હેતે જપે હરિ નામ, દૃપદને હારે.
જપે અજપા જાપ, શ્યામ સંભારે;
તો રીઝે રઘુપતિ રામ, કામ સુધારે.
તજીએ કૂડા કર્મ, ભક્તિને કામિયે;
તો પુરૂષોત્તમ પૂર્ણ દયાળ, પ્રીતેશું પામિએ.
રણખેતરમા રીડગો કરો, ગામ પુઠે થયા,
સત ચઢયા શૂરવીર, પ્રેમેસુ પૂગી ગયા.
ૐમર શબ્દને ઓળખી, વીર હાક જવાઇ;
અનહદ વાઝા વાગિયા, શૂન્ય શિખર માહી.
દદામા વાગ્યા દેવના, નાથતણાં નિશાન;
પૂર્વના પાછા નહિ ફરે, નર પહોચ્યા નિર્વાણ.
રેહેતાના દેખ્યા રાજ્યમા, જ્યા માયા પરકાશ;
આદ્ય પુરૂષ ઉઠી ચાલિયા, ગયા અવિનાશીકી પાસ.
ત્યા સુખસપત્તિ ને દુખ નહિ, ત્રિવિધિના તાપ;
પ્રાણજીવનની પાછળે, નહિ માયાનું માપ.
જ્યાં ઝગઝગ જયોત્નું ઝગહળે, તેજતણાં અંબાર,
બ્રહ્મરૂપને ભેટતા, નહિ નર આકાર.
સુરતી હતી તે શૂન્ય રહી, વરતિ વારંવાર;
ગુણ ને અવગુણ ત્યા વસ્યો, જઈ સમાને સરજનહાર.
'આશા અમોને અતિ ઘણી, દેજો ભક્તિ દયાળ;
બોજોભક્તએમ બોલિયા, તો મટી જાય મર્ણઅવતાર

## હોરી ૧.

ાય મોરી અરજ સુણો અવિનાશી,
; તો જનમ જનમ તોરી દાશી. નાથ૦

સતી સભામા શ્યામ સંથસ્સ, એ જગોજગ જાણુ;
પારખુ પળમાં દેજો પાતળિએ, જીવ્હુ જાય વહાણુ.
આ સમય તો અર્જુન જેવા, તે પણ રેલ. વરતાય;
ભીમસેનુ બેગ ભુમિ ઓતરવા, પીડ દેરવી ગજે જ્યાંઉ,
પાડવ તો પૃથ્વીને હાર્યા, હસ્તિનાપુરતણા વાશી,
અબળા નારી એમ પોકારી, જીવન તમને હું જાચી નાથ૦
ભીડ પડી હવે આવો ભૂધરજી, વનિતા કહે મનવારી;
ભોજો ભક્ત કહે ભક્તવત્સલ, પ્રેમતણો છે પિયારી નાથ૦

## હોરી ૨ જી.

પત રાખો પાંચાળી પોકારી, ના મોહી જાનત હે નોધારી;
નાથ મોરી અરજ સુણો અવિનાશી
દુર્યોધને આ દુઃખ પમાયે, કલપત રાજકુમારી,
કેશ પકડ કે લાયે સભામેં, જેસેં નિર્મળ કોઇ નારી. નાથ૦
ભીમ ને દ્રોણ કરણ સબ બૈઠે, કૌરવ અંધ ફ્યેરી,
સબકી મતિ હરિ એસી મિલે, કેણે ન વાત વિચારી. નાથ૦
ઉઠે ભૂપ રૂપપર આયે, અંબર લેત ઉતારી,
ખેંચત ચીર વીર સબ દેખત, નવ મતિ શ્યામ સંભારી નાથ૦
અર્જુન,ભીમ,નકુળ ને સહદેવ, રહ્યા છે હિંમત હારી;
વિશ્વનાથ વિલંબ ન કીજે,અબ મોય લિયોની ઉગારી. નાથ૦
વનિતાના વચન વજ્રસમ લાગે, ગરૂડે ચઢયા ગિરધારી,
ધાયે નાથ અનાથકી વ્હારે, ભોજન ભવદુઃખ તારી. નાથ૦

## ચબોલા.*

ભાવ રાખ માથે બારે ભે, ભક્તિતણો તું છેડો ગ્રે,
નિકતો નો સાંઇ સાચો છે, જો ચાલે તો અમર રે'.
જો ચેતુ તો સુખે પાળ, જમકિંકરને પાછા વાળ,
જો સાંઇ રહેશે આત્મારામ, ભેળઇ જાશે બાધુ ગામ

---

* આ નીચેના પદને કેટલીક નકલોમા કવિત લખેલા છે, પણ તે કવિત નથી. ગુજરાતમાં આવા રામ ચબોલાને નામે હાલ પણ ગડિયા લોકમાં પ્રસિદ્ધ છે.

અક્ષરાતીતમાં એક, નિરંદ્ રહેવું ઠીકાઠીક;
આવે નહિ અટકળમાંહે, ત્રિગુણી શેર ઉપજાવે ઘાત.
ભારો બ્રહ્મજ્ઞાનનો ગયિએ ચડે, હડશેલે તો પાછા પડે;
તો વારાંનું કીર્તી જળ છે બહુ, ભવસાગરમાં રિયાં છે સહુ.
કોઈ કોઇ આવી આફળ્યા, થયું ધીંગાણું ઘરાર;
દૈસા લાગ્યા ડોલવા, તેને બરછીયુંના માર.
બાંધવા હતા તે તલ રિયા, શત્રુ ભાગ્યા ચાર;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, પછી વરતો જે જે કાર.

---

આ કલિયુગમાં એવું થયું, માન મોટાનું ઘટી ગયું;
સુરિવર મુનિવર બેઠા ખાય, કાયર ઉઠી રણમાં જાય.
કીડી બેઠી કટકાયું કરે, બાણુ લઇને જોધા ફરે;
બાણુના બળિયા દિસે બહુ, તેની વાત તે માને સહુ.
કામ ક્રોધ મદ મોહ ને દામ, જેસેં ઠાઉકુ કીધું કામ;
હાથ ન રહે ને હઠી કરે, મરતાસું ભેળા તે મરે.
ચાર યુગમાં પોતે ફરે, ચકવે રાજ સંસારમાં કરે;
મોટા રાજા ન ગાંઠે કોય, પલમાં નગરી બેળી જોય.
દશ દરવાજા હાથે દઇ, ગઢ કોટમાં સુતા જઇ;
બારે શેર ભૂલવણી માંહી, સંસાર રહો ઘુંચાઇ.
અંધા નર આફળે, જ્યાં જાય ત્યાં આડો કોટ;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, નર નિકળ્યા ક્રોડયુંમાં કોક.

---

હેત વિના નવ હાલિયે જેમ, ગોકીર ચઢીયું ગામ;
પડતો પૂરાનો પૂગશે, સન્મુખ લડવાને શ્યામ.
કાઢીને રણમાં કોપિઆ, નહિ રહ્યાનું કામ;
મલ્લ હોય તો ઝૂઝે, નહિ કાયરનું કામ.
શત્રુ હતા તે સંહારિયા, ભય ભાગી જાય;
મોકી કાપી શામની, જઈ અમરાપુર વાતું વંચાય.
રમનારા રમશે ખરી, નિસના ખેલ માંય;
ભાવ હશે તો સહુ ભાળશે, સાચાની સાખ્ય પુરાય.

જેણે બાંધી નાથસુ, એ જગોજગ જાણુ;
જે નર બેઠા પાટિએ, ઉડ્યા જાય વહાણુ.
રામ આગળ રતિ જેટલો, વાંતરિએ વરતાય;
રેમો નાવે વિક્રમા, કેમ કરી સાજે થાય.
શરીર જેનું સાજુ નહિ, પૂર્ણું લાગ્યા ધાય;
એને માથે આવી બની, રહ્યો રણુ મુઝાય.
કર કાઢી કટકા કર્યાં, ચરણુ વિના કેમ ચલાય;
ભોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે, તે નર વિમાનમાં ઢુંકા જાય.

---

હેતે ને પ્રીતે હાલવું, નર રહેવું હુશિયાર;
ખુલિયુંતણા ખેલ કરવાને, ઝુંઝવું વણુ હથિયાર.
ઘેને ધારણુ ને લાગવું, રહેવું એકલું યાર;
માંડતાં પગને મોરશે, ચીર કરશે ચાર.
એવિયું વાતો વસમિયું, ખેલ ખાંડાંની ધાર;
ત્યાં તરતે ને સુરતે ચાલવું, ઘડી ન લગાડવી વાર.
મોરો માર્ગ સહી કર્યો, તલખે તલખે તૈયાર;
પંચેથી પૃથ્વી આવી રહ્યા, આગળ વિચારનો ખાડ.
પ્રાણુ એના નહિ પાતળા, જગોજગ જાડો;
ત્યાં મહામતિ મુંઝાઈ રહ્યા, એવો અઘાટ ઘાટ આડો.
ત્યાં જીવતા કેમ જઈ શકે, મુવેલ ઉડયા જાય;
ઝીણી રેતીમાં ગડા નવ ભળે, રજમાં રજ સમાય.
વણુસ્થળ નર ઉડયા જાય, એને નહિ આભનું એંધાણુ;
ઘણે ચોડે દહાડે નર ઘેર ગયા, ઓળખી પોતાનું પ્રાણુ.
ચૌદમું ધામ જઇ સહી કર્યું, જીવને મહા સુખ થાય;
અહીં ટેક ને આસન રસ્યાં, સત્યમાં તમ સમાય.
હોસેથી જે નર હાલિયા, એના મનની વૃત્તિ જોય;
ભોજો ભક્ત કહે ગુરૂપ્રતાપે, હવે કળિયુગમા લાખે કોય.

---

તેજો આવ્યો જેને નામનો, હાલશે ધણી હજુર;
અભાગી સામા જઇ મળ્યા, તનમાં વાગ્યાં તુર.

નર આકાર ત્યાં નહીં, નહીં રૂપ અરૂ રંગ રે;
નહીં પુરૂષતણો પ્રવેશ, નહીં નારીનો સંગ રે.
અટકળમાં આવે નહીં, લેખુ નહીં લગાર;
વાણીએ કેમ કરી વર્ણવું, વાતું પરા, ને પાર.
પરા ને પારથી પ્રીછિએ, જો સદ્ગુરૂ ભેદ બતાવે;
સોહં જપો તમે સુમણા, તો અગમતણી ગમ આવે.
ચારો કરતાં તે થડે સુવાં, સદા હોય રહી સાલ;
રવિ પ્રકટ્યો રેણીતણો, કેમ કરી લોપાશે કાળ.
રેણી ને કરણી પૂગે નહીં, નહિ ધર્મ ને નેમ;
પહોચી ગયા પરબ્રહ્મને, હોય રહ્યા કુશળ ક્ષેમ.
નવ તેરી નગરી વચ્ચે, ત્યાં તરવેણી તીર;
અમર ધણીને આશરે, જઇ નાહ્યા નીરમળ નીર.
મંડયા રહ્યો મેદાનમાં, લ્હે લગન લઇ આવો;
રણકાર રંગ મોહોલમાં, જઈ પિઉજી સેજ બિછાવો.
એતો સંત નિર્મળ નીરખશે, શૂન્ય શિખરપર શ્યામ;
અદ્ભુત અવિનાશી ઓળંગ્યા પછે, રોમે પ્રકટ્યા રામ.
સ્થિરતાવાળા થડથડે, જન ન ચાલે જોર;
તન તુરિયાના તીર્થપર, પોતે માંડો શૂર.
મહાત્મ્ય તો મરજીવા માણસે, એલે છે અપરંપાર;
તુરતે ચઢી નિશાન બજાવે, નિરખેગો નિરખતહાર.
વણવાદળે વિજ ચમકે, ઘન ધારે ઘન આયો;
આપે પ્રકટ્યો આપમાં, નયણે નૂર વરસાયો.
ક્યારે કૃતાર્થી અસ્યા, નક્ષત્ર ભે આયા;
બરઈીથી બીન્યો નથી, જઈ છોટ અણિકી ખાયા.
નાદ ધુનિ વાગી રહી, પૂરણ પરચા પાયા;
ઉલટા ગુરૂ ગમસે ખેલી, જઇ શૂન્યમેં ડંકા બજાયા.
વળગ્યા નહિ કોઇ, વાતને, રામસેં રાજી રહ્યા;
ભોજોભકત કહે ગુરૂપ્રતાપે, એ નર નિરભે થયા.

ચાબખા.

ફેરવો મંમ તણી માળારે,મુગ્ધની તમે જગતના ચાળા ટેક.
ભલા ઘોડીયા જ્યારે ભેટશે, ત્યારે નહીં પોહોચે પાળા,
સાચા જુઠાના પારખા લેશે,ઓલા તાતી તરવારવાળારે ફેરવો.
ઉત્તમ કુળમા અવતર્યા, કરમે લખ્યા કાળા,
જીવને જમડા લઇ જશે, ઓલા મોટા દુશરવાળારે ફેરવો
મંને માળાનો મર્મ ન જાણે, અખેડ અનુભવવાળા;
ભોજો ભગત કહે નિશ્ચે કથીથી, અવિચળ રહ્યા હુતાશ રે ફેરવો

# નિરાંત.

આ ભક્ત કવિ વડોદરા પાસેના દેથાણુ ગામનો
રહીશ હતો, સવત ૧૮૯૯ સુધી હૈયાત હતો.
એના પદો ગુજરાતના કેટલાક ભાગમા
ઘણાં પ્રસિદ્ધ છે.

## ઉપદેશ ભક્તિનાં પદો.

### પદ ૧ લુ-સિંધુડો રાગ.

સત સમાગમ કરે, સરવથી ઊંચો કહાવે,
પામે સવળા દુખ, સુખ શરણાગત પાવે
પ્રથમ જે શ્રીરામ, વદનથી વચન ઉચારે,
સતહરી ફરી સત, નીરંતર પ્રીત વધારે
પાવનરૂપી પાવ, ધીરધર જાપ જે ધારે,
પુરણ જાકો ભાગ્ય, સત જો દ્વાર પધારે.
રામ નામકી ફોજ, સત સાથે મહાભારી,
જ્યા જ્યા કરે મુકામ, અસ્તકુ કરે સુવારી
અધરમ મરે ઉથાપ, ધરમકો થાપન થાપે,
એમ કરે પલકી માહી, અભેદ મહીત આપે

ત્રણુ ભોવનકે માંહ, સમોવડ કોઈ ના આવે;
સૌકો સનમુખ આય, ચરણુકું શીશ નમાવે.
છાપ તીલક ઔર સીલ, સંગ શણુગાર બીરાજે;'
ચૌદ લોહરસ સત, સત સંતનકે છાજે.

## પદ ૨ જું–રાગ ધોળ.

વ્હાલ હરિનું હીરદા માંહી વીલસ્યું રે, પરખી જુવો તો પોત પોતાની પાસ;
વિશ્વંભર નથી વેગળોરે.
બાહ્યાભ્યંતર બીજો નથી બોલતો રે, અન્ય દેવની મિથ્યા મૂકો આશ. વિ૦
પ્રભુને પ્રીછો તો એવા પ્રીછજો રે, અંતરમાંહી ઓળખી લેવું આપ. વિ૦
જન્મ મર્ણનું જોખમ ટાળો જીવનું રે, ત્રિવીધીનો ટાળો ટળશે તાપ. વિ૦
નર ને નારી નરખો હરીના નામ રે,લેઈ સકાયે તો લ્યો અવસરનો લાવ. વિ૦
ક્ષણુભંગુર તો દેહી છે માનો ખરેખરૂંરે, દેખીતો છે પરપોટાનો દાવ. વિ૦
વણસ્યાનો છે વાયદો નથી વેગળો રે, ટપ દઈને તૂટી જાશે તાર. વિ૦
સાસ ઉસાસે સેવો સમરો સંતને રે, પુરાગુરૂથી આવે પંથનો પાર. વિ૦
સંસારમાં કોઈ નથી સગું ને સાગવું રે, મારૂં નથી મિથ્યા માયા મેલ. વિ૦
મનમાનતો મનડાને મનાવજો રે, રેહેણી રેતો થાશે રંગની રેલ. વિ૦
આવો અવસર ફરીને ક્યાથી આવશેરે, સમજીને શું કહીએ સોસો વાર. વિ૦
નિરાંત નરખો નારાયણુના નામને રે, વીસરશો નહી વસ્તુનો વિચાર. વિ૦

## પદ ૩ જું.

ધન ઘડી ધન દાહાડો મારે આજનો રે, હેલી મારે હરડે હરખ ન માય;
વિશ્વંભર મારે મન વસ્યોરે.
અલએલોજી આવ્યા મંદિર માહરે રે, પૂર્ણ કરી છે સતગુરૂએ કૃપાય. વિ૦
વીહીવા સરખો અવસર મારે આવીયોરે, લક્ષવંતીને થઇ છે લીલા લેહેર. વિ૦
નીરમલ થઇ હું નીરખી હરીના નામને રે, અડસઠ તીરથ આવ્યાં મારે ઘેર. વિ૦
આંનંદ બની ભાગી મનની ભ્રમણારે,અંતરમાંહી ઓળખ્યા આતમરામ. વિ૦
ગુરૂજીને પ્રતાપે ગોવિંદ ઓળખ્યા રે, ઉપાસનામાં નાવે એવું નામ. વિ૦
અભે અનાદી અદ્વૈત સૌને ઉપરે રે, સચરાચરમાં સુત્ર મણીમાં તાર. વિ૦
મારા ભીંતર નરખ્યા નૌતમ નાથને રે, પુરૂષોતમજી પ્રાણુતણા આધાર. વિ૦

મારા મનમાં હતું તે મારે થયું રે, સંપૂરણ છે સત ગુરૂજીની સ્હાય. વિ૦
આનંદ વરતી આઠે પોહોર ના ઉતરે રે, કેવલપદનું સુખ કહ્યું નવ જાય. વિં૦
ભાવટ ભાગી ભૂદરવરને ભેટતાં રે, સબળ મળ્યોછે સ્વામીનો સંજોગ. વિ૦
નિરાંત નારી પામી પ્રભુના નામને રે, અંત ના પામે આનંદનાછે ઓઘ. વિ૦

પદ ૪ થું.

અનેક ઉપાય બીજાથીના ઉધરે રે, એક હરીના નામતણો આધાર.
સાધન તે બીજાં શું કરે રે.
જોગજગનને જપતપતીરથ આદરે રે, જે કરવું તે સુપનાનો વેહેવાર. સા૦
મુરખ મનને કહીએ પણ માને નહીં રે, પ્રપંચનો તો કણુ ના આવે પાર. સા૦
લક્ષણવંતો લેવાઓ વણ લાભમાં રે, દુરમતીમાં ડાહો ડાહપણદાર. સા૦
ઉપાસનામાં અંજાયો થઇ આંધળો રે,સદ્ વસ્તુનો શોધી ના કાઢયો સાર. સા૦
પોથી પુસ્તક પડવો પણ પ્રીછે નહીં રે, કાચા મૈના ઠરે વલાણાં કાર. સા૦
માંખણ ન મળે પણ મથવો મથે રે,ભૂતલ માંહી વ્હે ધર ધનનો ભાર. સા૦
તત્વમાહી તત્વ લેવું તારવી રે, ગુરૂ વિનાનો ગોથાખાયગુમાર. સા૦
અંતરજામી અંતરમા ના ઓળખે રે, સાહર જડનહી કુટાયો સંસાર. સા૦
અન્ય દેવની ઉપાધીમાં આથડ્યો રે, ધર દાહાડાનો ધાંખેધાંખાદાર. સા૦
પરવશ થઇને બેઠો પામર પ્રાણીયો રે,ગાંફલપણામા ભૂલ્યો સત્યવિચાર. સા૦
અસલમાં તો નથી ઉપાધી આટલી રે, નકલમા તો ભૂલ્યા સૌ નરનાર. સા૦
નિરાંત નરખો નીજ નામ નાવ છે રે, તેમાં બેસો સદ્ ગુરૂ તારનાર. સા૦

પદ ૫ મુ.

વ્હાલાની વાત મુજને લાગે વાલેરી, બીજું તો કાઇ ના સોહાયરે, શું વર્ણવું.
સુરત સનેહી સાહબો નામ નવેમી, વાણીએ તો વર્ણવ્યો ના જાયરે, શું વર્ણવું.
જ્યારે જોઉંસાં છીવણ જોયારે સરખા, આતમ દૃષ્ટે ઓળખાયરે, શું વર્ણવું.
અંતરજામી મારા ઉરમાં વસ્યા છે, અધઘડી અળગા ના થાયરે. શું વર્ણવું.
સાધન વિના મારે સુલભ થયું છે, આનંદ ઉરમા ન માયરે; શું વર્ણવું.
નામ ને રૂપ ગુણ જેનેરે નહીં, ગુરૂગમથી ઓળખાયરે; શું વર્ણવું.
મોટા મોટારે જેને કાજે મથે છે, અનેક કરે છે ઉપાયરે, શું વર્ણવું.
સમદમ કરતાં સ્વામી સ્વપ્ને ના આવે, નિગમ નેતિ નેતિ ગાયરે, શું વર્ણવું.
અગમ અગોચર વ્હાલો વાણી વદેછે, લક્ષ તે ગુણે ના લેવાયરે, શું વર્ણવું.
નિરાંત નામનો દેશ છે ન્યારો, પુરા ગુરૂથી પમાયરે, શું વર્ણવું.

### પદ ૬ ઠું.

મનુષા દેહીનો મહિમા છે મોટો, ગોવિંદના જશ ગવાય છે રે.
મનના મનોરથ પૂર્ણ થયા છે.
દેવારે સરખી જાણે વાત વડીછે, જીવનમુક્ત તો થવાય છેરે. મ૦
ધન ધન વદું હું તો આ રે અવસરને,ગુરૂજી મળે તો લાવો એ લેવાય છેરે. મ૦
આપમાંઆપ અંતરજામીને ઓળખે, દેવના દેવને તો દરશો દરસાય છેરે. મ૦
મન ક્રમ વચને માગો એવું મળ્યુંછે, પૂર્ણ પદને તો પામ્યા પમાય છેરે. મ૦
મનુષથયો ને હરી નામ ના જાણ્યું, પશુઓને તોલે તો કહીએ કહેવાય છેરે. મ૦
હરી ઓળખાશે ને ભવ દુઃખ જાશે, જનમ મર્ણનો તો મીટો મીટાય છેરે. મ૦
ફરી ફરી અવસર આવો નહી આવે, નિરાત નામને નરખો નરખાય છેરે. મ૦

### પદ ૭ મુ.

મને વધાયું વાલાજીની સાથ, મુને વાલો વિસાર્યાના વીસરે, ટેક૦
આઠે પોહોરે ઉલાંમણુ મારા ઉરમા, બીજી બ્હાલી ન લાગેરે વાત. મુને૦
જેમ રતન જડયું હોય રંકને, તેમ સત્ય થયું રે સાક્ષાત. મુને૦
જેને કાજ દમે છે અતિ દેહને, તે તો આવ્યું છે માહરે રે હાથ. મુને૦
વારે વારે જાવું ગુરૂજીને વારણે, જેણે નરખાવ્યા નૈતમ નાથ. મુને૦
તેને તોલે ના આવે ત્રણ લોકમાં, જેની વિશ્વ વિચિત્ર છે ભાત. મુને૦
મારા મનમાં હતુ તે મારે થયું, મગપણ પુરવનું થયું રે સાક્ષાત. મુને૦
ધન્ય ધન્ય દયા રે ગુરૂ દેવની, નામ નિરાંત નરખાય અજાત. મુને૦

### પદ ૮ મું.

રઢ લાગી છે રસીયાના રૂપની, બીજું કરવું તે કંઇએ ના સોહાય. રઢ લા૦
રૂપવંતો વસી રહ્યો રૂદીયામાં, વાલવંતો તો વરણ્યો ના જાય. રઢ લા૦
બ્રહ્માવેદ ભણે રે ભલી ભાતના, શિવ સરખા તે ધ્યાનમાં ધાય. રઢ લા૦
વિષ્ણુ વહાલપણુ રે નેટે ન વિસરે, દેવ ગાંધર્વ ગુણી જન ગાય. રઢ લા૦
મોટા મુનીતણાં રે મન મોહી રહ્યાં, નર નારીને નિશદિન ચહાય. રઢ લા૦
નામ રૂપને ગુણથી ન્યારૂં રહ્યું, એવું આપોપું ઓળખ્યું ના જાય. રઢ લા૦
સત ગુરૂજી મળે તો સત સંભવે, બીજો કરવો તે મિથ્યા ઉપાય. રઢ લા૦
પ્રેમવંતો પદારથ પામશે, જેને સત ગુરૂજીની હોય સહાય. રઢ લા૦
અનુભવીયા તે નિશદિન આદરે, નામ નરખે તે તદવત્ થાય. રઢ લા૦
જન નિરાંત નરખોરે નામને, પુણ્ય હોય તો એને પામાય. રઢ લા૦

પદ ૯ મું.

એવા વરરે. વિશ્વંભર મેં વર્યા, જેના અનુભવીજન અધિકારી. એવા૦ ટેક
જોગી જોગ કરેરે, બહુ જાગીને, બ્રહ્મરૂપ ભલા ભેખ ધારી. એવા વર૦
તેના સુપનામાં દરશન દોહલાં, ભલા ભલા ભણે બ્રહ્મચારી. એવા વર૦
જપીઆ તપીઆ તે તોલે નહીં, એવા ઉંચા તે કુલના આચારી. એવા વર૦
ત્રણ ત્રમીતે. નીમીત આદર, ખટ દરશન રહ્યાં બલહારી. એવા વર૦
સાસે ઉસાંસે સોહંમ્ સાધતાં, આપો આપ તે મેહેલ્યું વિસારી. એવા વર૦
સર્વાતિત પદારથ પ્રીછીયું, લેવું વાણી તે રહિત વિચારી. એવા વર૦
રહીએ નિરાંત નામને આશરે, નામ નરખીને લેજો નરનારી. એવા વર૦

પદ ૧૦ મું-ધોળ.

પોતે પોતાનો કરવો વિચાર, નરખ નિરંજન નામને; ટેક.
ભૂલ્યો શીદ ભમે છે તું ભવ વિષે, નથી નામ સમોવડ સાર. નરખ૦
કર જપતપ જોગઅરાધ અરાધના, કર કરણીને કોટિ ઉપાય. નરખ૦
તમોતમ તપે તન તાહરૂં, ઝાઝી જુગતીનાં મહેલ બંધાય. નરખ૦
જે જે કરવું તે જુગતીરે જાણજો, મુક્તિ જાણે તો સરવે મૂકાય. નરખ૦
પખા હેડમાં નીસરી નવ શકે, હાંસહેડની કોઇને ના કહેવાય. નરખ૦
ઊંચ નીચ કરમ હાલે હેડનાં, ઇચ્છા ઉપની તે ખીલીરૂપ. નરખ૦
સંશય સ્વારથ પડતુંરે જાણજો, પખા ઘણા પંડિત જગભૂપ. નરખ૦
હેડ ભાગે પહેલારે માત્રમાં, સાચા સદ્ગુરુને શરણે જાય. નરખ૦
નીરદ્વંદ લખાવેરે નામને, ગુરૂ બંધી છોડ કહેવાય. નરખ૦
નામ નરખે તે તદવત્ જાણવા, તેમાં ભિન્ન નહીંરે લગાર. નરખ૦
જન નિરાંત એવુંરે જાણીને, રહે એ નામતણોરે આધાર. નરખ૦

પદ ૧૧ મું.

મન તું અળગું તે ક્યાં અથડાય, બીજો નથી બોલતો. ટેક.
તું તો જાગીને જો તારા રૂપને, ખોજી જોતાંમાં તું તો ખોવાય. બીજો૦
તારે ઓથે હરીને નથી દેખતો, કુંદન ઓયેજ કનક દેખાય. બીજો૦
તારે ઠેકાણે હરીને ઠરવને, એવું સમજે તો મહાસુખ થાય. બીજો૦
મન તું દરીયાની લેહેરો સમાન છે, લેહેર સમતામાં સમુદ્ર દેખાય. બીજો૦
કહે નિરાંત અનુભવી એ વાતને, હું તો લળી લળી લાગુંરે પાય. બીજો૦

પદ ૧૨ મુ.

ધન સદ્ ગુરૂ દેવ દયાળ, દયા કરી દીનને. ટેક.
કરી કરૂણા કહ્યું રે કામા, સદ્ વસ્તુની કીધી છે માન. દયા૦
ટાળ્યો તાપ ત્રિવિધી તેને મમે, વાણીનું વાળ્યું છે રે વાન દયા૦
સંભવતુ તે સૌ ઓવરાવીયું, મુક્યો મુસ્તક ઉપર હાથ. દયા૦
અંતરની ઉઘાડી રે આંખડી, નરખાવ્યા છે નૌતમ નાથ. દયા૦
અદ્વૈત અનાદિ રે અનુભવુ, જેણે નથી રૂપ ગુણને નામ દયા૦
* * * આદિ અંતતણા રે વિરામ. દયા૦
થયો જીવ મુક્ત જંજાળથી, વામ્યા વીધવીધ કરમના વૃંદ. દયા૦
શમ્યા સાધન સૌ સંશય વળી, ઉપજ્યો છે ઉરમા આનંદ. દયા૦
એવા સદગુરૂ સ્વામીને વિનવુ, કરજોડી લાગું પાય. દયા૦
જન નિરાત નામ પ્રતાપથી, ગુરૂ ગોવિંદના જશ ગાય. દયા૦

પદ ૧૩ મું.

હરી નામ સુધારસ પીજીએ, પીતા જનમમરણ મટી જાય. સુધારસ–ટેક
રસ પીધાની પેર કેમ પ્રીછીયે, પેર પ્રીછ્યા વિના ના પીવાય. સુધા૦
પેર પ્રીછો તો સરવેથી સેહેલ છે, નથી કરવો પડતો કઈ શ્રમ. સુધા૦
પીતા અધરામાં અઘરૂ એટલુ, સદ્ગુરૂ પાસે છે મર્મ. સુધા૦
ગુરૂદેવ સુધાના સમુદ્ર છે, ગુરૂગૌરી પીધાનો છે ઘાટ. સુધા૦
સુખ ગાદીનું ચાહાતારે પુત્રને, જેમ પીતા બેસાડેરે પાટ. સુધા૦
એવા પીતાગુરૂનેરે જાણવા, કરજોડીને લાગુ રે પાય. સુધા૦
તે રીત પ્રીત કહી પ્રીછવી, જેનો મહિમા કહ્યો નવ જાય, સુધા૦
જન નિરાત મહિમા રે નામનો, નિત્ય નેતિ નીગમ જશ ગાય. સુધા૦

પદ ૧૪ મુ.

નહી પ્રીતને નહીં વેહેરરે, સર્વેને રામરામ છે,
જુવો પ્રભુ પોતાને ઘેરરે, સર્વને રામરામ છે.
તમે સાભળો નર ને નારરે, સ૦ પ્રભુ ભજતા ને પામીએ હારરે. સ૦
જામ જીતવાનો એ ઉપાયરે, સ૦ જુવો રામનુ તો નામ લેવાયરે. સ૦
રામસુતાને બેસતા સંભારીયેરે, સ૦ રામ ધંધો કરતા ઉર ધારીયેરે. સ૦
રામ હરતા ને ફરતા નવભૂલીયેરે, સ૦ ગ્રેહેવેલી થઈને ફુલીએરે. સ૦
રામ ગેય રંક રરંકારરે, સ૦ નવ લાગે જોગીનો ભારરે. સ૦

રામ નામે તર્યા પાષાણુરે, સ૦ રામનામ તે પદ નિરવાણુરે. સ૦
દાસ નિરાંતના રમારમારે, સ૦ આદી અંતતણો વિસરામરે. સ૦

### પદ ૧૫ મું.

ભણી ભણીને શું ભણીએરે ભાઈ, ભણ્યાનો કંઇ પાર નથી;
તે મૂળવિદ્યાનું કોઇ ના સમજે, ઘણા ભણેલા મુવા મથી. ભણી૦ ટેક.
ચાર વેદ ખટ શાસ્ત્ર ભણીયા, વ્યાકરણ વાણી કથી કથી;
સંસ્કૃત સહુ સમજ્યામાં આવ્યું, મૂળમાં સમજ્યા વિદ્યા થતી. ભણી૦
બ્રહ્મા બાપા વેદ પ્રકાશી, હરસા હાશ હારદથી;
જેથી અદકું કોણ ભણેલા, બ્રહ્મદેવ ઉદારથથી. ભણી૦
વ્યાસ વાલ્મિક વૈશંપાયન રૂપી, સનક સનકાદિક નારદથી;
તે મૂળ વસ્તુ સમજ્યામાં ના આવી, શુકજી શેષ ને શારદથી. ભણી૦
ઓંકાર આદે ભઇ સબ ઉત્પત, ઓંકાર ઉપન્યો માયાથી;
માયાના પ્રેરકને પ્રીછ્યો, સુખ ઉપજે સમજ્યેથી. ભણી૦
તે પરા પશ્યંતિ મધે માયા ખરી, વિદ્યા ભઈ એ વાણીથી;
વાણીના પ્રેરકને પ્રીછો, યાદ કરો એવાણીથી. ભણી૦
પ્રેરકથી પ્રેરકને પ્રીછો, આધ કહાં અનાદીથી;
નિરાંત નામ અનાદી ઓળખો, સદ્ ગુરૂનાં એક નાદીથી. ભણી૦

### પદ ૧૬ મું.

ભજો ભજો રે હરી તે હેત કરી, હરી વિના કોણ સગું છે તારે;
જોને વિચારી કેમ હરીને વિસારી,અવસર આવોરે આવોનહીંઆવે ફરી. ભ૦
ક્યાથી તમે આવ્યા ને ક્યારે જવાનું, સમજ કરોની અંતે શુંરે થવાનું;
ખેરી લેજો રે વાત હું તો કહું છું ખરી, ભજો૦
પાણીનો પરપોટો એવો તનનો તમાસો, પંડ પડે અંતે કાંહા જઇને મળશો;
કાલે આવ્યોરે કાલ તું તો જાશ મરી, ભજો૦
સસાર સુખ સપનાવત લેખો, સમજી કરો ને અંતે નજરે નહી દેખો;
મેં જાણીરે માયા મનમેલો પરી, ભજો૦
ગુરૂરે ગોવિંદને મન જઇ મળશે, જનમ મરણનો ભય દુખ ટળશે,
જન નિરાત નામે તો જાશો તરી. ભજો૦

પદ ૧૭ મું.

ભજો રામ સીઆવર સુખદાયકને, દુખ નિવારણ દશરથ નંદનને;
મંગલ મુરતી વિશ્વનું વંદન, એકાએકીરે રઘુકુલ નાયકને. ભજો૦
સેવા પુજા સુમરણ માંહી, સાર સમોવડ અર્થ રે નાહીં;
નર નારી રે લેજો ફલ લાયકને, ભજો૦
ત્રિવિધીના તાપ દખનુ નહીં વામે, અખે નિવાસ અભેપદ આપે;
અવિચળ છે રે વિત પંત વાયકને, ભજો૦
તિમિર ટળીઉં અર્ક ઉદીયો તે, વિશ્વ ચરાચર પ્રનમા રેહ પોતે;
જન નિરાંત ઉલટીસમા એકને, ભજો૦

પદ ૧૮ મું.

ભગત વછળ મહા દેવના દેવ છો, તાહરા નામનો પ્રેમે રાચ્યે;
જીવન જગતમાં બીજું જાણું નહીં, નામ સમોવડ નાથ જાચ્યો. ભ૦
પ્રત્યક્ષ પડછો લહ્યો સંશે સઘળો ગયો, ભ્રાંત ભાગી ગુરૂ બેન પામ્યો;
દુરમત પરહરી પાસે નરખ્યા હરી, કરમની વેદના દૂર વામ્યો. ભ૦
નિરગુણ ભાસતાં નીરગુણ ભાસીયું, અન્યો અન્યે તમો એક દીસો;
તમો વિના પ્રભુ ઠામઠાલો નહીં, વિજોગ ટળ્યો મળ્યો મન હેસો. ભ૦
આસના પાસનો પ્રપંચ પેખીયો, લક્ષ ચોરાશીનું માથે દેણું;
બુદ્ધહીણ બાપડા બંધન ભોગવે, તૃષ્ણા તૂટે નહીં સાં દુઃખ મેહેણું. ભ૦
મહા દુઃખ બે થકી સંસાર સેહે થકી, નાશીને સમરથ શરણે આવ્યો;
આરો ઉગરવાને અવરદીશ નહીં, પ્રભુ ઉગારણ બ્રદ કહાવ્યો. ભ૦
તમે કૃપા કરી માટે સુઝી ખરી, બળવંતા વળગ્યો છું બાહે તારી;
નબળા નિરાંતનો હાથ હેતે ગ્રહો, બાપજી સાંભળો બુમ મ્હારી. ભ૦

પદ ૧૯ મું.

અનુભવીયાનો ઉપદેશ સમજે સમજાશેરે,
આવરણ નહીં આવે લેશ; આતમ ઓળખાશે. ટેક.
દેહી રહીત દરસ્યામાંરે આવે, જેમ પ્રતિબિંબ પાણીમા રે;
બીમ બાજ પણ પ્રદળ પાણીએ, એમ દરસે વાણીમા રે. સ૦
સર્વની માહેને મર્વથીરે ન્યારો, મર્વનો પ્રેરક પોતે રે;
અળગો ને વળગ્યો સહુ મલગો, દરસે આપ ઉદીયો તે રે. સ૦

સ્થુલ સુક્ષ્મને કારણ કહીએ, મા કારણને મેલી રે;
કેવલ પદને કોઇક જાણે, વિશ્વ નામની વેલીરે. સ૦
બોલે તો બોલ્યામા નહીં, દરસી નહીં દરશામારે;
ચાલે તે ચાલ્યામા નાહીં, પરસી નહીં પરશામારે. સ૦
તન તેનું તે તન તેને નહીં, એ અનુભવીઓના આશેરે;
નિરાંત નરખો જીવન મુક્ત છે, બંધન સઘળાં જાશેરે. સ૦

પદ ૨૦ મુ.

હો ઓધવજી, પ્રાણ પ્રાણ પ્રતેરે અરજ અમારી;
જઇને કહેજો, તમ ટાળી તલખેરે ત્રીજની નારી. ટેક.
કુબજાની સંગે મન મોહ્યું, ફરી પાછુ ગોકુળ નવ જોયું;
અમો પ્રીત કરીને પણ ખોયું, હો ઓધવજી.
સુખ સેજાસુ પામી રમણું, જાગ્યાથી જેમ વીતે સગ ગું;
તેમ તેમ છે ત્રેહેતું જોર ઘણું, હો ઓધવજી.
વાહાલાવિના ઘડીને દીન થાયે, કોહો દિવસ કહીયે જાય;
એ દુ.ખે અમો નહી જીવાય, હો ઓધવજી.
પંડ પડશે આરત એવી છે, અમો સાથે તાણી તેવીછે;
પ્રીત મીન ને નીરના જેવી છે, હો ઓધવજી.
મરજાદા મૂકીને કહીએ, મોહનનું માહુ ઘણા થઇએ;
દુ ખ દારણ તે અમે કેમ સહીએ, હો ઓધવજી.
સ્વામી નિરાતના પ્રત્યે કહેજો, અબળાની અરજ માની લેજો;
એક વાર અમને દરશન દેજો, હો ઓધવજી.

પદ ૨૧ મુ.

ભણીને શું ફુલ્યોરે મિથ્યા ફુલફલ વિનારે, ભણ્યા ઘણું વેદશાસ્ત્રને પુરાણ;
દ્રઝણીને ઘેનુરે પય પડદે રહ્યુંરે, ગૈના પાલક પયકેરા અજાણ. ભ૦
આશાને બાંધણીઓરે પુસ્તક બાંધીયાંરે, વિશેકે વાચીને ભરવા પેટ;
પેટ માટે વેહેતારે પારકાં પોટલારે, નાખી નાદેવાયરે મોટાંની વેઠ. ભ૦
ભણીને ભણાવીરે સુણીને તે શું કર્યુંરે, ઓળખી ના જાણ્યું પોતાનુંરે આપ;
વંચકને જોયેરે વાંચ્યામા નથી આવતોરે, આત્માના દરસ્યો વિશ્વમાં વિઘાપ. ભ૦
વીત વરાતુંરે કેહે કેમ . આવશેરે, જાગ્યા વિના જૂઠી જાણશે વાત;
પાણીનો ને વેશેરે નીત કહી શું કરેરે, વસ્તુ વિના કોઇના તરપન થાય. ભ૦

ગુરૂ થયા ઉચ્ચારે ટેકર્યું જાળ વિનુરે, નીરતો નીચે ખામે ભરાય;
વેદાંતને વાંચીરે સિદ્ધાંતને સહી કરોરે, સર્વનું સિદ્ધાંત દેહ કહેવાય. બ૦
દેહ રહીત દરશ્યોરે, દેહમાં આતમારે, આતમા પરમાત્માં એકના થાય;
સતગુરૂ શું પામીરે, આપ લખાવશોરે, નિરાંત નામે નામ ઓળખાય. બ૦

પદ ૨૨ મું.

હરી જશ ગાતાંરે નિંદે તે તો નર નહીંરે, જાણીએ શ્વાન સમોવડ તેહ;
નિંદક નારી જાણો જેવી કુતરીરે, ભસવું તો જ્યાંલગી કુશલ દેહ. હરી૦
એ કાગ શું જાણે કપુરના સ્વાદનેરે, જેને તો ભુંડી જણુશનો ભોગ;
મુરખ શું જાણેરે મહિમા હરીતણોરે, મુખમાં તો લાવે વાણીનો રોગ. હરી૦
સુરજને ઊગ્યોરે ઘુવડને નહીં ગમેરે, અંધારૂં તો ભાવેરે આઠે પોહોર;
અજ્ઞાનીને એમ રે ગાવું કંઇ નવ ગમેરે, ઉદય ઘણું અવિદ્યાનો જોર. હરી૦
શિવ ને વિરંચીરે જેના જશ વરણવેરે, તત્ત્વ ત્રણ ભોવનમાં વિચાર;
નિરાંતના સ્વામીરે સમરથ શ્રીહરીરે, પળમાં તો ઊતાર્યો ભવ પાર. હરી૦

પદ ૨૩ મું.

પરમ ધામપદ રામ નામકો, સદ્‌ગુરૂ અલખ લગાવે રે;
નથી સમોવડ કહેવા સરખું, આપ આપ દરશાવે રે. પરમ૦
શેષ શારદ મુની નારદ રટત હૈ, શિવ સુમાધી સુચાવે રે;
વેદ આદ લેઇ વરણવ કરતા, વર્ણવ્યામાં ના આવે રે. પરમ૦
વર્ણ અસરમાં તો રહ્યાં વિમાસી, નિત્ય કરમ નીરમાવે રે;
ખટ દરશન મળી ખોજ કરત હૈ, મૂલ પરમ નવ પામે રે. પરમ૦
સોજાન જોગી જપે અજાપા, ખટરસના ગુન ગાવે રે;
ખર અખરપર નરખ નામકુ, ઉલટ નિરંતર ધાવે રે. પરમ૦
સોહી જનકી મેં જાઉં બલીહારી, સો મેરે મન ભાવે રે;
નિરાંત નામ નરખપદ પૂરન, સુમરન મહીં સમાવે રે. પરમ૦

પદ ૨૪ મું.

નામ સમોવડ નથી જાણજો, કહેવા સરખું કહીએ રે;
થાવર જંગમ સભર ભરાભર, સતગુરૂ શબ્દે લહીએ રે. નામ૦
ઓળખીને અંતરમાં લાવો, પ્રેમે પકડી રાખો રે;
અરધ ઉરધના ઘાટમાં,ભઇ અચવો એ રસ ચાખ્યોરે. નામ૦

ઉભ વિનાની જુગતી જોડી, મહા મુક્તિને માણો રે;
મન ક્રમ વચને માની લેશે, સોમા કોઇએક શાણો રે. નામ૦
નાશવંતનો નેડો મૂકી, સંતશર્ણાગત રહીએ રે;
મુરખના મનમાં ના આવે, માને તેને કહીએ રે. નામ૦
મન સમજાવે તે નર મોટા, થીરતા પદમા ઠરીયા રે;
નિરાત નામ ગુરૂ તર તારણ, તે ભવ જલમાં તરીયા રે. નામ૦

## પદ ૨૫ મુ.

રામ નામ તું રાખ રૂદેમા, કાઢ કલપના કાચી રે;
આદ અંતની મધ્યે બોલે, તે વસ્તુ છે સાચી રે. ટેક.
વિના મુળનો એ છે વેલો, મનવાણીપર વાધ્યો રે;
અનુભવીયાના અંતરમાહી, નેહ નિરંતર લાધ્યો રે. રામ૦
વિના પાખનો એ છે પંખી, વણ ઇંદ્રિનો ભોગી રે,
વિના પિંડનો એ છે પ્રાણી, વિના જોગ સંજોગી રે. રામ૦
વાણીમા આવે તે વણસે, નિરવાણી તે સાચું રે;
નામરૂપને ગુણથી ન્યારૂ, તે જાહેર પદ જાચું રે. રામ૦
ઉતપત પ્રલે એમા નાહી, આદ અનાદી એવું રે,
નિરાત નામ ગુરૂ તરતારણ, મહાઅદ્વૈદિત સેવું રે. રામ૦

## પદ ૨૬ મુ.

રૂપ નહી જેને ગુણ નહી ને, નામ નહી છે એહેવુ,
કંઇએ નહી ને મરવશ તેનું, વૃક્ષ બીજ છે જેવુ. રૂપ નહી.
વાણી વિચારી વિવેકના પાચે, કૈવલપદ તે કહેવુ,
સર્વાતિત ને સરવની માહે છે, સ્ફટિક સમજી લેવુ. રૂપ૦
અનઉપજત નહી તનુ ને તેજુ, નિરાધાર દરશન હેતુ;
વધે ઘટે નહીં કો કાલે પદ, જેમનુ તેમ તે તેવુ રૂપ૦
શેષ વિરંચી શિવ સનકાદિક, સર્વ સુમર્ણ વીત સેવુ,
મહામંગળ પદ સદા સદોદિત, અનુભવ માહે સમોવુ રૂપ૦
સચ્ચિદાનંદ પદ સર્વનુ સાક્ષિવત, મન ગુરૂ શબ્દે અવેવું,
નિરાતના મન રખપદ પુરણ, અલક્ષ આપ અભેવુ. રૂપ૦

પદ ૨૭ મું.

નર નારીરે ભજો હરીના નામને, દુર્લભ એવો છે દાવ;
આજકાલમાં જાવું છે એવું જાણીને, લેવો મનુષ્યનો લાવ. નર.
માનો મનુષ્યાજનમ ફરી નહીં મળે, સુપનાવત છે સંસાર;
જાગી જોતો જૂઠું જણાય છે,વણુશી જાતાં નહીં વાર. નર૦
સુતવીત દારા સમર્પિ સર્વ છે, પંડ છતાં પરમાણ;
દેહ જાતાં દેવાણું દેખીયે,અંતે ન નીક ન એંધાણ. નર૦
મારૂં મારૂં રે પ્રાણી મિથ્યા કરો, તારૂં તન જો તપાસી;
પ્રીછો પાણીના પરપોટાની પેર છે,ભલાભુલ છે ભાસી. નર૦
સુણો રે સુરત ધરીને સાભળો,અવસર આવો નહીં આવે;
પંડ પડે ત્યાં પસ્તાવો પુરો થશે, ફેરો ફરીનેનહીં ફાવે. નર૦
જુઠું જાણો એ સર્વ જંજાળ છે, ફોગટ ફંદામાં ફંદાયો;
નાશી નીકળજો નીકળાય તો, કૈવાર કાલે કુટાયો. નર૦
ઝાલી લેશે નીરામા છવડા, માથે મરણ છે મોટું;
આખરે અનેક ઉપાયે નવ ઉગરો, ખોખું જાણજો છે ખોટું. નર૦
દુખદરીયા જેવું છે દેખીયે, પીવાં પશુના પયપાન;
ઊંચ નીચ યોનિ માંહે અવતરી, ભૂલી ગયો કેમ ભાન. નર૦
સત ગુરૂજી મળે તો અદષ્ટ સમે,પંથનો આણી આપે પાર;
દાસ નિરાંત દેઓ ગુરૂદેવની, નીરખ્યાં નામ નીરધાર. નર૦

પદ ૨૮ મું.

નામ સુધારસ સાર સરવમાં, જેણે પેરે રસપ્રેમ પીધો રે;
મુતળ પતિપદ તેહેને ના ભાવે, લાહાવો ન ઉતમ લીધો રે. નામ૦
એ રસ મોઘા મૂલે મળે નહીં, વૈકુંઠનાથને વાહાલો રે;
અજ ઉમીઆ પતિ ઇચ્છક એના, અદ્વૈતપદનો પ્યાલો રે. નામ૦
વરણ બ્રહ્મ એ રસને પ્રીછે, નથી સમોવડ એહેવો રે;
જગતનું છવન જેહેને કહીએ, મહાવીરલાંનો મેવો રે. નામ૦
કોટી જગન ને જપતપ કરીએ, તોયે તોલે નવ આવે રે;
પૃથ્વી પાત્ર ને મુગતાભરીયું, એથી અધિક નવ પાવે રે. નામ૦
નામ સમોવડ કાંઇ આવે નહીં, અમુલ્ય વસ્તુ એવી રે;
સતગુરૂ સ્વામી કૃપા કરે તો, તાંહાંથી મળીએ તેવી રે. નામ૦

દુર્લભ દીઠો ને મહારસ મીઠો, સ્વાદ કહ્યો નવ જાયે રે;
નિરાંત નામ સુધારસ પીતાં, સર્વ શીર ફુલ સોહાએ રે. નામ૦

પદ ૨૯ મું.

કૃષ્ણ કહો ને કૃષ્ણ કહો, આ અવસર છે કેહેવાને;
વળતું સર્વે વણસી જાશે, રામ નામ છે રેહેવાને.
ખોટે પાએ ખેલ રચ્યો છે, જગતતણો તે જાણોને;
મહા સુખવાળાં મિથ્યા થાશે, મન ભાવે તે માણોને.
રાવણ સરખા રદ મળ્યા છે, અંતકાળની આંટીમાં;
પળવારમાં પકડી લીધા, પ્રાણી જમની ઘાંટીમાં.
લખેસરી લાખો લુટાયા, કાળે નાખ્યા કુટીને;
ક્રોડપતિનું કાંઇ ના ચાલ્યું, અંતે ગયા ઉઠીને.
એ સંકટમાં સરવે આવ્યું, બ્રહ્મા આદે નરખોને;
હરી આસરાવાળા વચ્ચે, વેદ પુરાણે પરખોને.
એવું જાણી ભજ મન પ્રાણી, ભાવ કરી ભૂધરને રે;
એ કેહેવાનું રહ્યું તે કહીએ, નારી કો વા નરને રે.
હરજી સાથે હેત ઘણેરૂં, નિશદિન તાળી લાગી રે;
નિરાંત કહે નારાયણ ભજતાં, ભવની ભાવટ ભાંગી રે.

પદ ૩૦ મું.

હરતાં ફરતાં ધંધો કરતાં, ધ્યાન હરીનું ધરવું રે;
નિરાંત કહે નિષ્ટાનું ફળ છે, અધર્મથી ઓસરવું રે.
અધર્મથી ઓસરતું પ્રાણી, ધર્મે ધસીને કરવું રે;
નિરાંત કહે નિષ્ટાનું ફળ છે, આખર તારે મરવું રે.
મરવું તે તો સૌને ભાઈ, કોણ મોટો કોણ નાનો રે;
નિરાંત કહે નિષ્ટાનું ફળ છે, માનો કે ના માનો રે.
ના માનો તો વેદ પુરાણે, પુછી જો જો પ્રાણી રે;
નિરાંત કહે નિષ્ટાનું ફળ છે, બીજું સર્વે કેહેણી રે.
કેહેણી તે તો કહેવા માત્ર, કહાવંના કાન જાણે રે;
નિરાંત કહે નિષ્ટાનું ફળ છે, નિશદિન વેદ વખાણે રે.
વેદ વખાણે જુઓ વિચારી, આતમ દ્રષ્ટે દરશો રે;
નિરાંત કહે નિષ્ટાનું ફળ છે, શાંત સંતા તરફડશો રે.

છીપ ગ્રહ્યું સો મોતી બણીયું, ખારા જળમાં ખાઈ રે;
નિરાંત કહે નિષ્ટાનું ફળ છે, જે સમજે તો સારૂં રે.

પદ ૩૧ મુ.

પ્રીછો બાઈ સંત સુજાણ, રૂપ શ્રી રામનો;
પાયો પદારથ દેહ, મહી મળી નામનો.
નામ તણો પ્રવેશ, ચરાચરમાં જુત્તો;
નામ તો અનાદી હદ, વધી વેલ જુગ હુઓ.
વદે બાઇ વચન વિચારી, સંચો કરી નામનો;
શબ્દમાં સુરતી મેળાવો, મકામ સુન ગામનો.
ત્રવેણી કે ઘરમા, મળી રહો નાથશું;
પૂજા પ્રેમ આચાર, અનોપમ ભાતશું.
અવરતણી હોય આશ, સમજ કે પરહરો;
તમો આપમાં આપ દેદાર, નામ નિશ્ચે કરો.
સતગુરૂકે પરતાપ, પાઇ એ ગતિ પલકમાં;
નિરાંત નિરંતર જોઇ, સમઇ રહો અલખમાં.

પદ ૩૨ મુ.

નુગરાને ન જડે આરો, ઉતરવાને નુગરાને ન જડે આરો. ટેક.
ભવસાગર ભવજળનો ભરેલો, કામક્રોધનો છે ગારો;
કોટી કલ્પ લગી કોઇ તરે નહીં, એવો છે પાપનો પસારો. નુગ૦
કીટ પતંગ ને બ્રહ્માની ભુલ જે, ભુલે નહીં ભવજળ તારો;
ઝાઝું શું કહીએ જૂઠ ના માનશો, એવો છે ભવનો ભુલારો. નુગ૦
નુગરાના દરશનથી દોષ ઘણો લાગે, ઓળવો છે આત્મ હત્યારો;
હરીથી વિમુખ તેનો હાથ કોણ ઝાલશે, એસા કુટના સંગથી નીવારો. નુગ૦
આરે સંસારમાં ગુરૂ વિના કોણ છે, સૌને શીર ગુરૂ ધારો;
દેહના ગુરૂ તો સર્વેનારે જાણજો, પણ મનનો ગુરૂ છે ન્યારો. નુગ૦
મનના ગુરૂ વિના ભૂલ નથી ભાગતી, ભુલ્યો ભમે જુગ સારો;
નિરાંત સદગુરૂના મન ના મળે તો, પલમાં કરે ભવ પારો. નુગ૦,

પદ ૩૩ મુ.

આતમા વિશ્વ પ્રકાશીક, પુરણ છે પરમાતમા,
જેનો મહિમા નેતિ નિરંતર ગાય;

બ્રહ્મા શિવ સનકાદીક સરખા કોઇના કહી શકે,
જપતપ ધ્યાનરે ના ધરે, અલખેલો ઓળખાય. આત્મા૦
માયા મન વાણીથી ન્યારા, નીરગુણ નાથજી,
સીર ગુણ સચરાચરમાં, સુત્ર મણીમાં તાર;
પારપરાની પુરણાનંદ નીરખ્યો, નીજ નામને;
નરખે અનુભવીયા જેને સતગુરૂનો ઉપકાર. આત્મા૦
જેની તનગત સૌના સરખી સંસારમાં,
મન ગત સુરત શબ્દ મધ નામ તણો આધાર;
નામ અનામી મધે એકતા થઈ ઉપજે તે સમે,
નામી નામ સરૂપે સદા સરવ નિવાસ આત્મા૦
નિરાકાર સરૂપે સૌના ઘટમાં શોભી રહ્યા,
અરૂપ રૂપ આકારે ઓળખવા પરી બ્રહ્મ.
એને ઓળખે તે એ સરખો થઈ એમાં સમાય;
તેનાં કૃત ટળી ગયાં જીવપણાના કર્મ. આત્મા૦
આપ વિચારી જે નર૦ આપણો એ સમે,
ઓળખ્યા આપ સરવમાં આપમાં વ્યાપ;
એવા એકપણે થઈ દયાળ અવિગત ઓચર્યા,
અદ્વૈત ભાસ્યું સદ ગુરૂ નિરાંતને પ્રતાપ. આત્મા૦

## પદ ૩૪ મુ૦

પ્રથમ ગુરૂને પાયે લાગું, માગું મુજને આપો રે.
કરૂણાનિધી કૃપા કરીને, મારાં ભવ બંધન કાપો રે; પ્રથમ૦
જીવદશાનો, જમનાસજ ટાળો, અભય કરો અવિનાશી રે;
પુરણપદ પામું પુરૂશોતમ, વામું લક્ષ ચોરાશી રે. પ્રથમ૦
આદ અંત મુજ શંશ, સવેળા સમાવો રે;
મરતી વેળા મન કયાંઇ જઈ મળશે, સ્થીરતા ઠામ ઠરાવો રે. પ્રથમ૦
જીવત જઇ પહોચ્યું એ પદને, સદગુરૂ સહાય તમારી રે;
ભીતસમે મેં ભાન ભુલાશે, પછી મત નહીં પોચે મારી રે. પ્રથમ૦
અંતરજામીને નથી અજાણ્યું, દાખો દેવ દયાળુ રે;
આદ અંત ને મધ્ય મળવાનું, નિરાંત ઠામ નીહાળું રે. પ્રથમ૦

## પદ ૩૫ મું-કાગળ.

સ્વસ્તિ શ્રી વાઘોડીઆ, મહા શુભસ્થાનક સોમીક;
પર્મ પૂજવા લાયક છો, વૈષ્ણવ દ્રષ્ટી સોમીક.
મહુરત મંછારામજી, પાવન પુરણ રૂપ છો;
નિષ્ટા તે નિશ્ચળ નવ ડગે, એક બ્રહ્મ વ્યાપક ભૂપ છો.
તમો તમ તારણ તળ ધણી, બ્રહ્મકુળમાં ઉદે થયા;
મારા પ્રાણના વિશ્રામ, આત્મા નીરંતર તમને લહ્યા.
સકળગુણ ઇશ એક છો, નીરગુણ નિરખ્યા મેં વળી;
વાચા તે અવિચળ સુખદાયક, લાલચ ચર્ણે રહી લળી.
અનેક ઉપમા જોગ જાણું, મન પૂરણ મનોરથા;
જીવન સુકીત સર્વેનું, વર્ણવું તે ઉપની જે કથા.
અવર્ણ આપ અનાદ છો, વર્ણવ વર્ણવી કેમ શકું;
મુખમાં રસના એક છે, શેષે નવ થાય સહસ્ર થકું.
એક મંત્ર ગુરૂ પ્રતાપનો, હરી જન તમને મેં લહ્યા;
અખંડ દ્રષ્ટી નવ ઠરે, તેને અંતરપટ પડદે રહ્યા.
ચંદ્ર જીવીને ચંદ્ર ધસી, જશે જુગમાં વાપીઓ;
શ્રવણે તે જેણે સાંભળ્યું, તેનો દોષ કુરમત કાપીઓ.
પ્રગણું વડોદરા, દેથાણ નામે ગામ છે;
પાવન પદરજ તમ તણી, તે વસ્તી ઉતમ ઠામ છે.
પત્ર લખીઓ પ્રેમશું, હરીજન નિરાંત કેનસી;
જે શ્રી કૃષ્ણ પ્રેમ રૂદે ધરી, વાંચવાને ભાવે માનસી.
લખ્યા કારણ ઉત્તમ દીસે, અહીં ખેમખુશાલ ખુશાલછું;
કરૂણા તે પુરણ તમતણી, તેને વિધ તે સૌ નીરતાલ છે.
ઉપરાંત અરજ અમારી, માનો તો સાચી દાખવું;
સત ગ્યાનનું પત્ર લખીઉં, સાક્ષવેદ વેદાંતની સહી કહું.
પુરવ તે મનની યાદ ક્યાંથી, પિંડમાં મન ક્યાં રહે;
એનો આદઅંતનો ઠામ લખજો, એ સંસો નિશદિન દહે.
વિસ્તાર લખજો વર્ણવી, તે તનઘટમાં કાન છે;
નિદ્રા આવી કાંહાં સમે, લખો એહી ઠામ અજાણ છે.

ચૈતન જીવ શિવ એ મધ્યે, એમાંથી એક નિશ્ચય કરી;
તેનો હામહાવો ઠીક લખજો, પંડમાં રહે કાહાં હરી.
શુન્ય વૈકુંઠ ધામ નોહોતુ. આદ અંત જોષી નહીં;
પાંચ તત્વ પ્રકાશ નોહોતો, ત્યાર પેહેલું શું સહી.
સૌ સૃષ્ટિ આદની ઠામ વસ્તુ, વિશ્રામ પૂર્વે ક્યાં હતો;
સહુ સંતનો વિશ્રામ વસ્તુ, અંતનો લખજો થતો.
ત્રિગુણ ને ત્રણ દેવ નોહોતા, નહોતો કંઈ આકારને;
ત્યાર પેહેલું શું હતુ, તે લખજો શુભ સારને.
તેનું નામ ઠામ ને રૂપરંગ, તત્વ લખજો તારવી;
આળસો તો સમ હમારા, આરતને છે હારવી.
સોરત જોવા અનાદની, ચૌદશ ભુતળમાં ભમી;
ગૌતમ વસ્તુ નવ મળી, નિશદિન દુર્લભ દેહ દમી.
બાળ અવસ્થા ને જોબન અવસ્થા, જરા પુરણ થઈ વળી;
ત્યાં લગી જોયું ફરી, પણ ગૌતમ વસ્તુ નવ મળી.
દરશન કંઈ દીઠું નહી, પછો પિંડ અંત ઉદે થયો;
મન તેનું ક્યાં શમ્યું, જીવ આતમા તે કયા ગયો.
આવાગમન વિધીએ કરી, પુરણ અમને પ્રીછવો;
નિરાંત કહે ગુરૂદેવજી, નિરવાણુ પારસ મન લોછવો.
નિર્વાણથી વિશેષતા, તે ભેદ વસ્તુ દાખજો;
નિરાત કહે મુજ દીન ઉપર, કૃપા તે પુરણ રાખજો.
બ્રહ્મનું સ્વરૂપ કેવું અને, પિંડમાં બ્રહ્મ ક્યાં વસે;
એમાં ક્રમ કર્તા કોણ છે, ઊંચ નીચ દુખીઉં કોણ હશે.
એહી અગમ અપાર છે, એનો પાર કીસવિધ પામીએ;
નિરાંત તમ શરણે પડ્યો, ગમઆપો તો તૃષ્ણા વામીએ.
તમો વેદ વેદાંતની માહે વસો, શાસ્ત્ર પુરાણ પ્રમાણ છો;
માટે તે વિનંતી કહી, તમો એક અસલમાં જાણ છો;
જાદાં શું લખીએ વર્ણવી, એહ જાણવાનું કામ છે;
મૂળ મહીમા મન વસો, નિરવાણુ અનાદી નામ છે.
સંવત ૧૮૫૭ વર્ષે, માસ પોષ વદની દ્વાદશી;
સોમવારનો શુભ જોગ, રાત્રી ઘડીકા આશરે વીશશી.

પુરણ વસ્તુ સંભાળીને, મુજ દીન ઉપર કરૂણા કરી;
ઉત્તર લખજો સાનમાં, તે થાનક એવું હરી.
તૃષ્ણા તિમિર વાપે નહીં, અને સંતો આવે સરવથા;
નિરાંત ઇચ્છે એટલું, મંછારામ હરીએ કથા.
એ નરવેડો જેને નથી, તેને તે હરી બહુ દૂર છે;
સમજીને પ્રેમે પારખે, તેને આત્મારામ હજુર છે.
કહેતા ને કરણી સાંભળતા, નવ જાણે નોતમ ભેવ છે;
એનો પાર ઇચ્છો જો પામવા, સેવે સંત હરી ગુરૂ દેવ છે.
સંતોને શરણે જે ગયો, તેનું તો કાજ સીધ થયું;
નિરાંત મંછારામ શરણે, નિરંતર અંતર ગમ્યું.

પદ ૩૬ મું.

સત સંગ વિના, કશુ કસાયુ ન થાય, કયો નર કોઈ;
તે ગુરૂ મળ્યા નથી કોટી ઉપાય કરો, સતસંગ વિના પણ તરે નહીં કોઇ. સત૦
નુગરાનું દરશન દોષકારી, એમાં કોણ પુરૂષ ને કોણ નારી;
નથી રામ નામનો અધિકારી, સત સંગ૦
નુગરાનું નિષ્ફળ સરવ જાણો, તે તો મુરખ પાપને પરમાણો;
કોણ ઉંચ નીચ ને રંક રાણો, સત સંગ૦
સત સંગત તે કેને કહીએ, રહે રામ નામ રૂચી હઇએ;
તેના સેવકના સેવક થઈ રહીયે, સત સંગ૦
હરી નામ થકી વિમુખ રહે છે, તેને જમકિંકરનો બહુ ભય રહે છે;
તે જીવ જનમ મરણ બહુ દુઃખ સહે છે, સત સંગ૦
તે ભવ દુઃખ ભજન ગુરૂજી ભેટે, તેને જનમ મરણનું દુખ મેટે;
કહે નિરાંત હરીનામ નહી છેટે, સત સંગ૦

પદ ૩૭ મું—રાગ કાફી.

મળે સતગુરૂ સાચારે, સાચું સત ઓળખાવે;
સત એક કહીએરે, અસત બીજું ના ભાવે. મળે૦
ઉત્પન્ન થાય ને પ્રલે પામે, એટલું અસત કહેવાય;
સત સદા તે જેમનું તેમછે, તેના આવે નાજાય.
પદ અવિનાશી રે, અલખ લક્ષમાં લાવે; મળે૦

નામરૂપ ગુણ એને નહીં, સત સરવેમાં સાર;
એકાએકી સર્વે એને કહીએ, એનો તો સરળ વિસ્તાર;
નિત પદ નારૂં રે, સરવમાં દરશાવે. મળે૦
અવિનાશી ઘટ ઘટમાં વાસી, અનુમેરૂ, સમતુલ;
કીટપતંગ ને બ્રહ્મા આદે, વસ્તુ તો એક અમુલ;
અભે પદ એવું રે, પોતાનું પોત પરખાવે. મળે૦
નીર ખીર બે ભળી એકઠાં, નોખાં કરે તે હંસ;
જીવ શીવ જે પરંપદ છે, નવ નીરખે બગવંશ;
હંસની તો બરાબર રે, બગલો કેમ આવે. મળે૦
ભેખ પખે તો બેઉ બરાબર, ચારા પખે બંગ હંસ;
નામ પખે કોઇ વીરલા જાણે, વિશ્વનવ જનતિ વંશ;
સત નામ સાચુંરે, નિરાંત નીત કહાવે. મળે૦

પદ ૩૮ સુ.

ધન વંદુ તેનેરે, જેને નારાયણનું નામ લહ્યું;
જનમ જીત્યો જાણુંરે, સંકટ તેનું ગયું.
ભવસાગરમાં ફરે ભટકતો, પામર ના પામે, પાર;
લક્ષચોરાશી યોનિ અવતરે, સુખ ના પામે લગાર;
દુખ દરીઆ જેવું રે, થોડા સારૂં સાભરે સહુ. ધન૦
આલોક મુકી પરલોકે પેહોંચ્યા, સતલોકમાં વાસ;
પોચ્યા જનને તો એમ પરખવા, નહીં અવર આશ;
આવાં તો કોને કહીએ રે, ગુરૂ જેને જ્ઞાન ગ્રહ્યું. ધન૦
અનેક વિધિના ધર્મ આચરે, અને નેતીનો કરે પ્રકાશ;
તોએ આવાગમન મટે નહી, એક નામ વિના નિરાશ;
નિરાંત નામ ગ્રહીરે, કૃતપણું મેલે મેલે વહી. ધન૦

પદ ૩૯ સુ.

સુગરાનું સુખ શુ વખાંણું, આનંદઅતી, સુગરાનું સુખ૦ ટેક.
પ્રતીને વેગે વસ્તુ વેગળી થઇ છે, ડરવાનું મળ્યું છે ઠેકાણું;
આઠે પોહોર નેહ નામની સાધના, અવર તે ઉરમાં ના આણુંરે. આનંદ૦
મરવા અવતરવાનો સંશય મટયો છે, મનથી મુકાયલું જાણું;
વિદેહીપણું દેહી દિસવા માત્ર, આપમાં આપમા સમાણું. આનંદ૦

જીવન મુક્ત જેને કહેવાય છે, એવા પુરૂષ પ્રમાણું;
વાણી જુઓ તો વિકાર નહીં જેમાં, ઊગડું હીરાનું સાણું. આનંદ૦
અજ્ઞાન આવરણ ઉડી ગયું છે, વાધું અખંડિત વહાણું;
છે સંસારમાં ને ભીન સંસારથી, તે સમજનમાં સર્વ સમાણું. આનંદ૦
મરીને જીવે તેનો દેશ એવો જાણવો, તેમ સમજી ના જનણું;
દાસ નિરાંત ગુરૂ કામધેન કહીએ, દરાવે જોઇતું દુજાણું. આનંદ૦

પદ ૪૦ મું.

નૌતમ નામ કયે સૌ સાર, ઉતપત કોઇનો નવ જાણે પારે; ટેક
રામ નામ જાપજાપે છે, નીમ ગ્રહીને નીતે;
બાવ કભાવે સૌકો જાપે, દેખાદેખની રીતે. નૌતમના૦
ભણ્યા ગણ્યા સૌ કહો સમજાવી, નામ નીપાવ્યું કોણે;
આદ અંતની ખોજને, નહીં તો ભવ પડશોવણજાણે. નૌતમ૦
આચારી અનુભવી, આ ઉતમ ગની વેદમાં કરતા;
વ્યાસ વિવેકી પુરણ કહીએ, નામતણા . કાન ધરતા. નૌતમ૦
નામ ઉપાસી મોહી અનાદી, હરીગુરૂ સંત સરખા;
નિરાંત કહે નીરવાણી નામ, આપો આપ નરખા. નૌતમ૦

---

# દયાળ.

---

## સુરતીનો વિવાહ.

કડવું ૧ લું.

કાયા કંચનરે નગર સોહામણું, માંહે મનસુબો સરદાર;
અવસર આવો નહીં મળે. ટેક.
તેની સુરતા પુત્રી મહા પ્રવીણ છે, તેના વિહીવાનો કરવો વિચાર. અવસ૦
મન કહે વિચાર તે વર્ણવી, સારૂં ઘર વર ગોધી કાઢ. અવસ૦
ઊંચા કુળનો એહ વર શોધજો, હું તો માનું તમારો પાડ. અવસ૦
સારા સગપણથી સુખ પામીએ, લેવો મનુષા જનમનો લાવ. અવસ૦
કહ્યું માનોતો કોટી કલ્યાણ છે, વિચારતાં વહી જશે દાવ. અવસ૦

વાત વિહીવાની સોંપી વિચારને, મન બેઠું કરીને હામ. અવસ૦
દયાળદાસને આશા એટલી, મારે વરવું વિશ્વંભરનું નામ. અવસ૦

કડવું ૨ જું.

વિચારે વિવેકને બેસાડી રે, પછી વાત વિહીવાની કાઢી રે;
મનસુખાની કુંવરી કુંવારી રે, વર વરવા છે વિશ્વવિહારી રે.
વીરા સમજી તમે સૌ વાતે રે, માટે આવોની મારી સાથે રે;
આપણ બેઉજણુ સાથે નીસરીયેરે, સુરતી કન્યાનો વિહીવા કરીએ રે.
બંને વિર તે સાથે સાંચરીયા રે, શાસ્ત્ર શેહેરમાં આવી ઉતરીયા રે;
શાસ્ત્ર શેહેરના લોક ઠગારા રે, શબ્દ બોલે છે ન્યારા ન્યારા રે.
કોઈ કહે અડસટ તીરથ ફરશે રે, ત્યારે સુરતાને હરીવર વરશે રે;
કોઈ કહે હાડ હીમાળે ગળશે રે, ત્યારે સુરતાને હરીવર મળશે રે.
કોઈ કહે દેવ દેરાંને નમશે રે, ત્યારે સુરતાને હરીવર ગમશે રે;
વિવેક વિચારને કહે છે રે, એમ તો કુંવરી કુંવારી રહે છે રે.
કોઇ કહે જાઓ સતગુરૂને શરણે રે, ત્યારે સુરતાને હરી પરણે રે.
ચાલો જઇએ સદગુરૂની પાસે રે, એવું વચન માન્યું દયાળદાસે રે;

કડવું ૩ જું.

પ્રથમ નમું ગુરૂ દેવને, જેણે ટાળ્યા કરમ કળેશ રે;
સુરતી પરણ્યા આત્મારામને, શુભ કન્યા બાળેવેશ રે.
અનુભવ વિહવા આર્યો૦
દેરવી મતી ઉત્તરને દેવની, થઇ ઉતમ વરની આશ રે;
શબ્દે સંદેશો આવી એમ કહ્યો, ભલા અલક્ષપતિનો અવાસ રે. અનુ૦
એવું સાંભળતાં સહી કર્યું, મારે વરવું નટવર નામ રે;
આરત થઇ ઉતાવળી, તજી શીતળ સંસારનું કામ રે. અનુ૦
અલવેલા જન જોઇને કર્યો, પ્રીતે દંડ પ્રણામ રે;
સમતા આશો સરવથા, કરૂં આદ પુરૂષની પેછાણ રે. અનુ૦
લક્ષ લગન નિરધારીયાં, મળી માનુની મંગળ ગાય રે;
નામનું મળ્યું ઘર જોખનું ત્યારે, દયાળદાસ ગુણ ગાય રે. અનુ૦

કડવું ૪ થું.

મંમે સાડી શોધી ભરાવોને ધાણુ રે, નિર સંસેવત્ નેહ થયો પરીમાણ રે;
ગણેશને ટું તો પરમેશ્વરને કહાવું રે, રૂદીયાપુરમાં પ્રેમ કરી પધરાવું રે.

સમતા થીળા મંડપ રચીયાછે આરરે, ચૈતન કીધી ચોરી અવસ્થા ચાર રે;
વિચાર વન્દી ચાંપ કરી ચેતાવ્યોરે, કરણી પ્રત હુત સરીન હોમાવ્યો રે.
નેહ કરીને બેઠાં છે નીરવંન નાર રે, સત વ્રતા વીસાંતક બેઠા છે સાર રે;
શ્રી કુળસુક્ષમ લીંગ વાસના ના બોલીરે, તમે ગુણ ત્યાગી રાજ સહીત દંકાર છોડેરે.
સુક્ષ્મ વેદ બ્રહ્માનંદ વખાણે રે, એ અનુભવને બ્રહ્મવેત્તા જન જાણે રે;
અર્થ વિચારી નેહ ધરો નીજ નામરે, દયાળદાસ કહે અવિચળ પદને પામ રે.

કડવું ૫ મુ.

સખી અવસર આવ્યો આનંદનો, મારે હઇયે તો હરખ ન માય;
વિહીવા સરખો અવસર સર્વે જાણજો, જુઓ રામનું નામ ઓળખાય.
સરવે કરજો અમારી સાહિ. અવસર૦
હું તો વિવેક વીરાજીને વીનવુ, સુરતીબાઇનો સોવરાવ્યો વીહીવાયરે. સ૦
સહીયર સર્વ મળી થાઓ સાતરાં, ભક્તી વલ્લભ બરાવો બોધરે. સ૦
ગમગોત્ર ભરવો ગુરૂગમનું, નિવૃતિને માથે. સોહવાયરે. સ૦
વ્રહ ભરી લાવો ચિત ચોકમાં, કુંભ કરોધ ઉતારો હંકારરે. સ૦
રેણીકેણી રોપાવો બને ટોડલા, તોરણુતી શેતુ બાંધો નીરધારરે. સ૦
બુદ્ધિબાઇને બેસાડો પ્રેમ પાટલે, વાણા વસ્તુનો કરવો વિચારરે. સ૦
કરમ કાળક સર્વે ઉતરી, અનુભવ ઉજ્વળતા પ્રગટી છે અપારરે. સ૦
હરખે હું તો ભુલી મારૂં હુંપણું, અંનદેવંની છોડી સરવે આશરે. સ૦
મારી ભુલ ભાગી ને ભવનો ભવ ગયો, નિરખે નામ વિચાર્યું દયાળદાસરે. સ૦

કડવું ૬ ઠું.

ગુરૂગમ નગરીના રાજીઓ, ગુણવંતો ગુણનો ભંડાર;
નિરગુણ સરગુણમાં શોભીતો, વેદ ના પામે પાર. ગુરૂગમ૦
ઇશ્વિર સર્વાંગી શોભીતા, તન મન વાણીથી બહાર;
સુરત સોહાગણનો તાવસો, નામ નવેસી મહારાજ. ગુરૂગમ૦
ગુરૂગમ ઘોડે પીઠ ચડ્યા, સત મન સજીયા શણગાર;
નેહક્રમ નાંખ્યો શીર શેડલો, નીરખે નીરવંની નાર. ગુરૂગમ૦
ચેતન ચોદીશ ચમર હળે, નીરભે વાગે નિશાન;
અનુભવ ઉતારે આરતી, ઉત્તમ અવસર પ્રમાણ. ગુરૂગમ૦
જુગતી મુક્તિની વાટડી, તત્ક્ષણ ત્યાગીએ પાર;
એકધા રાય પીઠ આપીઆ, ગુરૂસુખ ચંન્દર તે દ્વાર. ગુરૂગમ૦

પ્રીત પુરવની જાણીને, આપ્યો ઉતરવા ઠામ;
ખોલ્યું ગુરૂગમતુરે બારણું, વાહલે કીધો વિશ્રામ. ગુરૂગમ૦
નામે નીરવંતી નારીને, તેડી પોતાને પાસ;
દયાળ દુરમતને દુર કરી, આપો અવિચળ વાસ. ગુરૂગમ૦

કડવું ૭ મું.

આ અવસરનીરે, હું તો જાઉં બલીહારી;
અચળ અનાદી ઘરનું મહા સુખ પામી; મારી વેળા વળી છે.
મુને વર પામી નાવે નેહ અધાઓ;
જ્યાંજ્યાં જોઉં ત્યાં પોતે પુરણાનંદ સ્વામી; મારી વેળા વળી છે.
પુરવની પ્રીતે હું તો થઇરે પનોતી;
પુરવેનું સગપણ મેં તો શોધી લીધું; મારી વેળા વળી છે.
હવે ના મેલું હરીનો સાથ સાહેલી;
દુરમતને ટાળી દીલમા દરશન દીધું; મારી વેળા વળી છે.
હરીવરને જોઇ મારૂં હઇડું ઠર્યું છે;
નીર્મળ થઇ છું હું તો નામ વરીને; મારી વેળા વળી છે.
હરીવર હરખે ભેટશે મુજને;
રાખશે મુજને નેહ કરીને; મારી વેળા વળી છે.
અસ્ત એવાતણુ મારા નજરે ના આવે;
મનડું મોહ્યું છે મારૂં સતના સોહાગે; મારી વેળા વળી છે.
મુક્ત મેળામાં હું તો વાસો વસી છુ;
ભવનો ભય ભાગ્યો જમનું જોર ના ચાલે; મારી વેળા વળી છે.
અવિનાસી વરની હું તો થઇ છું પટરાણી;
સુખ શિખરની મેહેલ મહાસુખ પામી; મારી વેળા વળી છે.
દયાળદાસે ગાયો સુરતીનો વીહીવા;
અનુભવી હોય તે લેજો અનુભવમાં જાણી; મારી વેળા વળી છે.

## પંદર તિથિયો.

પદ.

સંત ચરણ રજ સાર, શીશ ચડાવું રે;
ગુરૂ નીરાંતને પરતાપ, તે મત પદ ગાઉં રે.

પહેલે જાણી પીંડ, હરીને ભજીએ રે;
નહીં આવે વારંવાર, અવસર ફરીને રે.
માટે કીજે ઉત્તમ કામ, મન વિચારી રે;
જે માને તેને ધંન, નરને નારી રે.
માટે ભજન કરો ભરપુર, શ્વાસો શ્વાસે રે;
કહે દયાળદાસ ગુરૂ સેવ, હરી છે પાસે રે.

બીજે તે બીજી આશ, મૂકી દેજો રે;
તારી દુરમત પાછી વાળ, ઘટમાં રેહેજો રે.
હરી એક રહ્યા ભરપૂર, સરવની સાથે રે;
જેમ સુત્રતંતુ પટપુર, સાથે સાથે રે.
એમ રહ્યા અવિનાશ, અંતર જોજો રે;
તુને જડશે તારૂં રૂપ, ખટપટ ખોજો રે.
મન ક્રમ વચને માન, મહા સુખ થાશે રે;
કહે દયાળદાસ ગુરૂસેવ, હરી છે પાસે રે.

ત્રીજે તનની તેખ, નહીં રેહ રાખી રે;
તું મિથ્યા કરે અભિમાન, બહુ બળ દાખી રે.
તારો અમર નથી અવતાર, અવિદ્યા તજની રે;
તારી કેડ ના મૂકે કાળ, દિવસ કે રજની રે.
તું પળ ભરમાં પલટાસ, કોઇ નહીં પૂછે રે;
તારો ગર્વ ન ગયો ગુમાર, કારણ શું છે રે.
ભુલો કરે કરમને કીય, બીજી આશે રે;
કહે દયાળદાસ ગુરૂ સેવ, હરી છે પાસે રે.

ચોથે તે ચારે ખાણ, ફરવું તારે રે;
તું ચેતન થઇને ચાલ, આવ્યો છે આરે રે.
ટાળી પશુતણો અવતાર, નર દેહી આપી રે;
તુંને આપ્યું સુખ અપાર, બંધન કાપી રે.
તેની સાથે સુરતા જોડ, એકતા થઇને રે;
શું છળી ગયો છે છેક, માયામાં દરવઇને રે.
રખે ભુલી જતો ભગવાન, પુર અભાસે રે;
કહે દયાળદાસ ગુરૂસેવ, હરી છે પાસે રે.

પાંચમના પડપંચ, મુકી દેહં રે;
તારા ટળે ત્રિવિધના તાપ, સતમત લેજો રે.
છે અનલખાનો લાવ, તત્વ તનમાં રે;
મન ભુલી ગયો ભગવાન, રખડે વનમાં રે.
એહ મહા મોટાનો મર્મ, કોઈ એક જાણે રે;
જેને ગુરૂ મલ્યા બ્રહ્મરૂપ, તે પરમાણે રે.
તે ના આવે ગર્ભ માંહે, ફરી ગર્ભ વાસે રે;
કહે દયાળદાસ ગુરૂસેવ, હરી છે પાસે રે.

છઠે છપી જાતું એમ, અનછતમાં રે;
જો બાહાર ભીંતર એક, જોની ગુરૂગતમાં રે.
એ મહાદરીઆ મધે લેહેર, એક્તા ઊઠે રે;
તે નીર નીયારૂં થાય, પાટવે ખુટે રે.
એમ બ્રહ્મ ખેલે ભરપુર, નારી નરમાં રે;
જડ ચૈતન જુજવાં રૂપ, શુભાશુભ કર્મમાં રે.
કર અકરમીનો સંગ, કરમ વિલાસે રે;
કહે દયાળદાસ ગુર સેવ, હરી છે પાસે રે.

સાતમે ... આપ, સુરત ધરીને રે;
... પે છે જાપ, કામ કરીને રે.
૬૬૬ ... એ કોણ, કરમ ઉપાસી રે;
... ક્ષ લેનાર, જોને તપાસી રે.
... નિર્વાણ, નારૂ નરખો રે;
... ર માંહિ, સરવમા સરખો. રે.
એ અનુભવીયાનું પ્રમાણ, આપ હરાસે રે;
કહે દયાળદાસ ગુરૂસેવ, હરી છે પાસે રે.

આઠમે હરીને ઠીક, ધર કર હાર્યું રે;
તારે સ્થીરતા પદમાં ઠેઠ, અચળ સમાધુ રે.
છે પિંડ બ્રહ્માંડને પાર, નીજપદ નીરખો રે;
ઘટઘટ વ્યાપ્યો બ્રહ્મ, સૌમાં સરખો રે.
સ્વામી આપ રહ્યા અંતઃપુર, નહીં કોઈ બીજો રે;
એમ કેહે છે વેદપુરાણ, રખે કોઈ ખીજો રે.

પહવે તીનો વિશ્રામ, નામ નિવાસે રે;
કહે દયાળદાસ ગુરૂસેવ, હરી છે પાસે રે.

નામે કરવો નેહ, સઉ મત મેલી રે;
અનામી અનાદી કંદ, વાધી જુગ વેલી રે.
તન પાંચ તત્વનો જોગ, વેલ વીંટાણી રે;
ફળ બંધન મોક્ષ કરનાર, સ્થીર મધવાણી રે.
માયા સાથે અનકુળ, અનહદ રોલે રે;
સારે શબ્દ થયો સોહંકાર, સુરતા ચાલે રે.
એમ રચ્યોરે સંસાર, અકળ તમાસે રે;
કહે દયાળદાસ ગુરૂસેવ, હરી છે પાસે રે.

દશમે સઘળાં દોષ, દુર પળાશે રે;
મુને લાધ્યું સુક્રીત સાર, હરી ઓળખાશે રે.
મેં તો વેહેતું મેલ્યું વેહેતે પુર, કરતવ કાચું રે;
મારે નિશ્ચે થયું હરી નામ, સ્થીર પદ સાચું રે.
તે જાય ન આવે કંઇ, અચળ અભંગી રે;
તે ન્યારો રહે નીરધાર, સર્વનો સંગી રે.
તેના જાણ્યા વિના બહુ જીવ,અનહદ દમાસે રે;
કહે દયાળદાસ ગુરૂ સેવ, હરી છે પાસે રે.

એકાદશીનું જ્ઞાન, ગુરૂ ગમ જાગી રે;
તેને માયા જાળ વપરીત, મનથી લાગી રે.
તે ના કરે નગળો નેહ, નીચે ભાવે રે;
હામેઆવ્યો નામ વિશ્વાસ, નેહે અચળ નામે રે.
તે નીરખે આતમા એક, અંતર ખોવા રે;
તે વરતે ગુણ વિવેક, જગતને જોવા રે.
તે સરવ રહે પુર, અકળ વિલાસે રે;
કહે દયાળદાસ ગુરૂ સેવ, હરી છે પાસે રે.

બારસે જોવા વિલાસ, શિરગુણ સ્વામી રે;
એતો નીરગુણ નર ને નાર, થયાં બહુ નામી રે.
એમ ચંદ્ર એમ અવિનાશ, સુર્ય મંડળમાં રે;
એમ સ્થુલપાત્ર જોગ,પ્રતિબિંબ પડ્યું જળમાં રે.

એમ જુગમાં રહ્યા જુગદીશ, જડ ચૈતનમાં રે;
સ્થુળ સુક્ષ્મ સકળ શરીર, ચૌદ ભોવનમાં રે.
હરી આપ સરવમાં ધામ, અલંગ ઉપાસે રે;
કહે દયાળદાસ ગુરૂસેવ, હરી છે પાસે રે.

તેરશે તુરીયામતી, અમૃત વેરી રે;
પિયે જનમ મરણનો અંક, નાખ્યો વેરી રે.
તે પીયે જે વીરલાજન, ગુરૂગમ વાહલા રે;
એ નુગરે નવ પીવાય, બુદ્ધીના બારા રે.
ત્યાં ડાહાપણ ડુલી જાય, બળ નવ ચાલે રે,
એ નહીં નીરબળનું કામ, હામજ ઘાલે રે.
એ સુધા સુરસનું પાણ, એમ પીવાશે રે;
કહે દયાળદાસ ગુરૂસેવ, હરી છે પાસે રે.

ચૌદશે ચિતમાં રામ, ઠામ ઠેકાણે રે;
તે કર સુરત શબ્દનો ભેળ, કોઈ નવ જાણે રે.
એમ શબ્દ અનાદનું મુળ, કમજે દેખાવું રે;
તે વિશમ વારવાર, અવર ભરાયું રે.
તે મનપવનની સાથ, સંપટ ખોલે રે;
તેનો અક્ષર મધ્યે એક, અક્ષર બોલે રે.
એની બણ્યા નજાણે ભાલ, ઘણા ગુંચવાશે રે;
કહે દયાળદાસ ગુરૂ સેવ, હરી છે પાસે રે.

પુનમ પુરણાનંદ, સદગુરૂ મળીઆ રે;
આપી અમર જડી નીજ નામ, સંશે ટળીયા રે.
મારે થયું હતું જેમ આદ, અસલ ઓળખાયું રે;
મને મળ્યું માહનિધિ સુખધામ, ઠીક ઠરાયું રે.
હવે પડી પુરણ પરતીત, અવિગત જોતાં રે;
થયું એકપણું અદ્વૈત, ખટપટ ખોતાં રે.
એમ કહે ના માને કોઇ, થએ થવાશે રે;
કહે દયાળદાસ ગુરૂ સેવ, હરી છે પાસે રે.
પંદર તયો પ્રમાણ, પુરણ પ્રકાશી રે;
છે ગ્નાન ખાણ નીરવાણ, પ્રગટ દેવાશી રે.

તેને દરસે આતમરામ, અંતર જાગી રે;
છે વિપુ રહિત વરણુન વેશ, શરવનો સાથીરે.
એને શીખે સુણે નરનાર, અતી અનુરાગે રે;
સમજે સુખ અપાર, અનુભવ લાગે રે.
છે નીજ ઘર જવાનો લાગ, ભાગ મુકાશે રે;
કહે દયાળદાસ ગુરૂ સેવ, હરી છે પાસે રે.

---

## જ્ઞાન માસ.

સમજીને સમજણ સાર છે, માટે કરવો વિચાર;
વણ સમજે વીપરીત છે, ખાશો જમનો રે માર; સમ-

કારતકે તન પાંચ તત્વનુંરે, તેનાં થયાં રે પચીશ;
ત્રિગુણ સહિત ભેળાં કર્યાં, ગણતાં અઠાવીશ. સમ૦
તત્વ સાંખ્યને શોધતાંરે, તેમાં તું તે કોણ;
પરમેશ્વર પદ કોણ છેરે, તેનું કરવું પ્રમાણ. સમ૦

માગસરે સત ગુરૂ સેવતાં રે, સરવે સંશય જાય;
આવાગમનની આટી ટળેરે, આતમા ઓળખાય. સમ૦
અજ્ઞાન ઉડી જાશેરે, થાશે જ્ઞાન પ્રકાશ;
અનુભવ નેત્રે નીરખતાંરે, સ્વામી સરવારે વાસ. સમ૦

પોષે પરાની પારથીરે, આવે વસ્તુની સેલ;
નીર્વાણી તે વાણી કરે, પ્રીછવે સહુ પેર. સમ૦
બોલે બાવન બાહરથીરે, તેનો સમજવો ભેદ;
જે વડે શાસ્ત્ર સર્વે થયારે, થયા ચારેરે વેદ. સમ૦

માહે મન ઉલટી જુવો રે, પોતાનું રે આપ;
પોતે થયો પરમાતમા રે, આપમાં હરી વ્યાપ. સમ૦
સોહંમ્ શબ્દ પોચે નહીં રે, લાગે નહી ધ્યાન;
જે જે કરવું તે કલપના રે, સર્વે ગુણનું રે જ્ઞાન. સમ૦

ફાગણે બ્રહ્મ ફુલી રહ્યો રે, એક્ષે નર ને નાર;
પરખ થઈ પડદે રહ્યો રે, વરતે જુગ વેહેવાર. સમ૦

પડદો પ્રકાશીક નૂરનો રે, જેવું ચમમાનું અંગ;
લટકા કરે લેહેવાય છે રે, મન વાણીની સંગ. સમ૦
ચૈતરે ચુક પડે નહી રે, સેહેજે સુમરણ થાય;
બીન રસનાનું બોલવું રે, પુરા ગુરૂથી પમાય. સમ૦
અરધ ઉરધના ઘાટમાં રે, વાગે અનહદ તૂર;
નામી મળે જઈ નામમાં રે, જ્યાં સદોદિત સૂર. સમ૦
વૈશાખે વસ્તુકી વેલડી રે, વાધી અગમ અપાર;
પાને પાને દીવા બળે રે, વરસે અમીરસ ધાર. સમ૦
અનંતકોટી અમર થયા રે, પીતાં હરીરસ પાન;
સોહંમને શુદ્ધ સેવતા રે, ટળે માહ અજ્ઞાન. સમ૦
જેઠે જીવ અંશ ઇશનો રે, અવિનાશી અભંગ;
કર્મ બંધનમાં બંધાઈ રહ્યારે, મોહમાયાની સંગ. સમ૦
રાજકુંવર સુતો સેજમાં રે, તેને થયું રે સ્વપન;
રંક થઇ રઝળ્યો ઘણું રે, ભુલ્યો ભંડાર ભોવન. સમ૦
અષાડે આપ ઓળખ્યા વિનારે, જીવનો શિવ ના થાય;
શિવ થયા વિના સુખ નહીરે, દ્વૈત દુગ્ધા નવ જાય. સમ૦
દ્વૈતપણે દુગ્ધા ઘણી રે, ધાય ધાખો અપાર;
ધાખે તે મન ઢંકઇ રહ્યું રે, સંત માન્યો સંસાર. સમ૦
શ્રાવણે કૃત સર્વે મનતણા રે, ધ્યાન તપનેરે જોગ;
રિધિ સિદ્ધિ આરધના રે, સંશે સ્વર્ગનારે ભોગ. સમ૦
અસલમા ઉપાધી નહીં રે, એતાં નકલને ઘેર;
ઘાંણીનો બેલ હીડયો ઘણુ રે, થાકયો ઠેરનો ઠેર. સમ૦,
ભાદરવે નથી ભૂલવું રે, જોઇ નવી નવી ભાત;
જડ જંગમ ગુણ ઘાટમા રે, નીરખો નામ અજાત. સમ૦
જેના હુકમથી હાલી રહ્યુ રે, જેનુ કર્યું રે થાય;
તે અક્ષરથી અક્ષર બન્યો રે, તે વાણીમા વપરાય. સમ૦
આસો વસાં થયો વસ્તુમા રે, ઠીક ઠરવાનું રે ઠામ;
હતું ગળી ગયું ગેબમાં રે, નામે મળીયું નામ સમ૦
નામ ન્યારૂં નવ ખંડથી રે, બીતર ભરપૂર;
અલગ સલગ સમરણ સદારે, નેહ નીકટનાં દૂર. સમ૦

સાંભળી શીખીને સમજશે રે, જ્ઞાનના રે આસ બાર;
તે હરીમાં ભેળા થશે રે, સુખે નરને રે નાર. સમ૦
પ્રભુ પ્રેરક થયા પીંડમાં રે, પોતે કર્યો રે પ્રકાશ;
સત ગુરૂ સંત પ્રતાપથી રે, સત્ય કહે દયાળદાસ. સમ૦

## સુરતીની તિથિયો.

('ભમરા ભુધર ગે ન આવ્યા,' એ રાગ)

પડવે પ્રીત કરી પૂરી, સતાંતર નીરખ્યા એક હરી;
બુદ્ધિરે મારી બેઠી હામ હરી, સાચા સતગુરૂને મળતાં. ટેક.
કે બીજે આશ ગઇ છૂટી, જડી નીજ નામતણી બૂટી;
કેમ ધીમર છવે લુટી રે, સાચા૦
કે ત્રીજે ત્રીગુણનો તાણો,જગત એની જુક્તીમાં બંધાણો;
સમજીને છૂટે કોઇ શાણો રે, સાચા૦
કે ચોથે ચંચલ થઈ સુરતી, મલી રે મુને સદ્ગુરૂની મુર્તી;
અંતર થઈ અનુભવની પુરતી રે, સાચા૦
કે પાંચમ પ્રગટ કરી વાણી. કે બાહેર ભીતરથી વાણી:

કે બારસે બહુ મતને લાગી,અંતર ધુન ઉન મુનીસું લાગી;
ભ્રમણાની ભૂલ ગઈ ભાગીરે, સાચા૦
કે તેરશે અમૃતની ધારા, સુધર્યા સંતથી એ સારા;
થયા એ તો ભવજળથી ન્યારા, સાચા૦
કે ચૌદશે ચૌદ બ્રહ્માંડ ભાળી, દુગ્ધા દુરમતની ટાળી,
મનસ મહાપદમય ગાળી રે, સાચા૦
કે પૂનમ પૂરણ પદ પામી, વીટંબણા સરવે ગઈ વામી;
મળ્યારે મુને નામતણા નામી, સાચા૦
પંદર તિથિ સમજી જે ગાશે, પરિબ્રહ્મ ભેગો તે થાશે;
જન દયાળ નહીઆવે ગર્ભવાસે, સાચા૦

પદ.

વાલો ગગન મંડલમા ઘુમી રહ્યા, સર્વની માહે. સર્વાતીત;
એવા અકલકળામાં નથી આવતા, વાલો અદ્વૈતને અદ્વૈત.
મન મોહ્યું છે મારૂં.
વાલો સુક્ષ્મ ઘણા, તે કેમ દ્રષ્ટે દેખાય;
એને સમજાથકી સુખ ઉપજે, તે કેમ વચને કેહેવાય. મન૦
હવે પરપચ સર્વ પરા થયા, પ્રકટા કોટી કલ્યાણ;
મારે જનમ મરણનો ભે ટળ્યો, મળીયો મહા પદનું લાણ. મન૦
હવે પુરણ પદ નીશ્ચે થયું, અસરી સુખની માહે;
દયાળ નામે વડો નીરભો થયા, ટળીયા દ્વૈતના ઉપાયે. મન૦

# ગોપાલદાસ.

## જ્ઞાન સાખિઓ.

### સાખી.

સતગુરૂ સ્વામી જે કહે, તે વચન ચડાવે શીશ;
થોડે દહાડે સેહેજમા, પામે પદ જગદીશ.
સતગુરૂ ચેતન દેવતા, જ્ઞાન તણો ભંડાર;
તેહના ચરણ ઉપાસીએ, મેહેલી માન વિકાર.

કહ્યું સમજ કહ્યું સેહેજમાં, કહ્યું એક જાણ્યુ અજાણ્યુ;
કશુ વેસે નીજ તત્તુ, તે જ્ઞાની વેદ પ્રમાણ.
વૈકુંઠની ઇચ્છા નહીં, નહીં નરકનો ત્રાસ;
સ્વર્ગ નર્ક વૈકુંઠથી, દુર વસે હરીદાસ.
દેહ દેવ હૃદયે વસે, તે સર્વ દેવનો દેવ;
મનસા વાચા કર્મણા, જગકર્તાની સેવ.
દુઃખ દીધુ જેણે જેહને, તે પંડિત ગુમાર;
નાવનો ડાંડો ચોરીએ, તો કેમ ઉતરે પાર.
હરી દરીઓ દશ દીશ ભર્યો, જળ થંભ્યાં બીન પાળ;
નાવ કરે નીજ જ્ઞાનની, તુર્ત દેખે ·ગોપાળ.
પરચ્યાવણ પંડિત થયા, તે શું બોલે કુડ;
તેલે ભરેલા તાવડા, ચરખે માહા સ્વરૂપ.
સપ્તધાતુ સઉ એક છે, જીવ સકળનો એક;
ઉત્તમ મધ્યમ કોણ છે, જ્ઞાનચક્ષુએ દેખ.
ઉત્તમ તુ હુએ નહીં, મધ્યમ તુ હું નાહી;
પંચભૂતનાં પુતળાં, કોઇ ગેબી બોલે માંહી.
ગેબી બોલે ગેબથી, તેહેનું રૂપ નરેપ;
ખેલ બીચે કરી ના મીળે, તું જ્ઞાનચક્ષુએ દેખ.
ધરણી અંબર દેહરા, મધ્યે નીરંજન દેવ;
પહેલાં તેને સમજીને, પછી કરવી સેવ.
જ્ઞાન ભાણ જ્યારે ઉગે, ત્યારે શો કરવો ભેખ;
મન થયું જળ ઉન્મના, તવ મુક્તા ચારૂ દેશ.
સાયર જેવા સાધુ છે, સદા રહે ગંભીર;
નદી નિશ દિન આવે છતે, જરા ન છાંડે તીર.
જેની કથા તુ સાંભળે, તે તુજમાંહે રામ;
ઓળખ એને અનુભવે, કાં ભટકે ઠામોઠામ.
વિધન ખેદ બીચ નાવડી, વળ્યો સર્વ સંસાર;
અજ્ઞાને ઉરમાં વળ્યો, શ્વાન સકટ જેમ ભાર.
વિધન ખેદ મુરખ મતી, તજી કરે સાધુનો સંગ;
જ્ઞાની ગુરૂને સેવતાં, લાગે હરીસું રંગ.

વિઘન ખેદ સાંકળ વડે, જડીઓ સર્વ સંસાર;
તે બેડી તુજ નિકળે, જો મળે સાધ લુહાર.
ખટદરશન ખટપટ કરે, મુક્તી પામવા લોક;
જ્ઞાન વિના ગોવીંદના, સાધન સર્વે ફોક.
હરીજનની હીકમત વડી, ભરમ ભુલાવે લોક;
એવો પ્રપંચ કર ધર્યો, જ્યા ત્યાં દેખે દોષ.
કથા સુણાવે કરમની, દુર કરાવે બ્રહ્મ;
લોક બીચારા શું કરે, જે ભટકી બનીયો બ્રંમ.
જેહેવા ગુરૂ જેને મળ્યા, તેહેને તેહેનું જ્ઞાન;
પીવા માંહીં પટંતરૂ, કોપીએ મદ પાન.
અહંકાર ઉન્મત થયો, ખડે પડે જ્યાં દુર;
ઉલટ ગત ગોવિંદકી, રંકને રામ હજુર.
ગોવીંદ પોતાના દાસના, નવ દેખે કુળ આચાર;
સબરી સેવા નામકી, તારે તરવું આભાર.
વૈષ્ણવ થાવું કઠણ છે, વેશ કરે શું જોય;
વાઘ ચીતરીને મુકે, તે પડ્યો રહે નવ બીહે કોય.
અનુભવ વિદ્યા ચાહીએ, નહીં પાખંડનું કામ;
જ્યાં પંડીત ખોટા પારખું, નવે ચળે ચામ કે દામ.
કો કાશી કો દ્વારકાં, કો જાએ જગનાથ;
સાધ સંત સત ગુરૂ વીના, હરી ન આવે હાથ.
હરી હીરાની કોટડી, તાળાં શબ્દ અપાર;
સત ગુરૂ કુંચી પામીએ, તો ઉઘડે સર્વ ભંડાર.
સુણી વાત સૌકો કરે, દીવે દીવો થાય;
ચકમક પાડે ગેબથી, અજબ તમાશો ભાય.
ચકમક બાહુ થેલીએ, જબ ચાહે તબ આગ;
એવા જેને ગુરૂ મળે, તે રહેનો કાંહી લાગ.
દાતા કોઇ દીસે નહી, નહીં જાચક સંસાર;
હરી દાતા હરી ભોગતા, મુરખ તજ અહંકાર.
નહીં સંસારી ઊંચ નીચ, નહી રાય નવ રંક;
સંસારી તેને જાણવો, જેને વિઘન ખેદની ઝંખ.

ગુરૂ તો તેને જાણીએ, જેહને હરીનું જ્ઞાન;
તે ગુરૂને શું કીજીએ, જે ફુંકે છે રે કાન.
કાન ફુંકીને છોડીઆ, હરીનો નહીં નીરધાર;
તે ગુરૂએ એવું કર્યું, જેમ પરણી છોડી નાર.
ગુરૂ બીચારા શું કરે, જે ચાલે મુનહી સાન;
વ્યાપક રામ પ્રીછે નહી, લાગે ફુંકાવવા કાન.
પૂજાની પરવા નહીં, નહીં મેવાની આશ;
ગુપ્તરામ પ્રગટ કર્યા, તો તે ગોપાળ દાસ.

---

## પદ સંગ્રહ.

### પદ ૧ લું-રાગ ધોળ.

ગોકુળ ગામ સોહામણું રે, વ્રજ મંડળ કોસ પચાસ
લાલ બીહારી લીલા કરી રે, હરી વ્યાપક સર્વ વાસ
નાહાનાં ભાતની ગોપિકા રે, તેના નામ તણો નહીં પાર
નિસ વિહાર કરી વિહસે રે, પણ કૃષ્ણ બાળ બ્રહ્મચાર
કર વનાં વાહે વાહાલો વાંસળીરે, તેના લક્ષ ચોર્યાસી નાદ
નાદે મોહિ સર્વ માનુની રે, અંગે આનંદ અતિ ઉલાસ
રાસ મંડળ રચ્યો મહાવજીરે, હરી થયા અંતર ધ્યાન
શ્યામા હીંડે સર્વ ખોળતી રે, વૃંદા વનરાનો રાન
ત્રેહી ત્રીહીણી વળી વલવલીરે, વૃક્ષ વેલીને પુછે બાળ
કહો હરી કહો હરી ક્યાં ગયારે, ગોવરધનનાથ ગોપાળ
વ્રેહે વેધી બમે ભામની રે, વન વિકળ તે વ્રજનાર
પાસે થકી ક્યાં પરહરી રે, જુગજીવન પ્રાણ આધાર
તમો કારણ અમો કહાનજીરે, પીયુ પુત્ર તજ્યા પરિવાર
લોપી લાજ અમો લોકનીરે, અમે લોપ્યા વેદ વેહેવાર
હેહરીહેહરી કહી કામની રે, વંન વિકળ થઇરે નિરાશ
દુઃખે દાઝી મન વાળવા રે, ગોપી રમવા લાગી રાસ
નટવર વેશ રાધા ધર્યા રે, કરી કૃષ્ણતણાંરે ચરિત્ર
ગુણગોવિંદના મનમાં ધરે રે, ત્રેહે ગુવાલણી ગાએ ગીત

પ્રીતે પ્રભુજી પધારીયા રે, અંતરજામી અવિનાશ;
આનંદ પામી સર્વ અંગના રે, સખી પોહોચી પૂરણ આશ.
રાસ મંડળ નિત્ય નાથનો રે, એ અખંડિતઃ વીહાર;
દાસ ગોપાળ કેહેજે સાંભળે રે, તે ભવસાગર પામે પાર.

પદ ૨ જું-રાગ દેશાખ.

એણે સાસરડે સુખ નહી મોરી માતા, નણંદી અણધટ બોલે;
એક એકથી એક ચહડીઆતી, ત્રીભુવનમાં નહી કો તોલે; સાસ૦
પાંચ દીએર માહારી કેડે લાગ્યા, જુઠાં આળ ચડાવેરે;
સાસુ તો સહુથી અધિકારી, આગળ રહીને બોલાવેરે; સાસ૦
દેરાણીએ દગો કર્યો મુજસુ, જ્યાં ત્યાં હેરણાં હેરેરે;
સાચું જુઠું કેહે અળગી રહી, સહુ કોને ભંભેરેરે; સાસ૦
સસરો માહારો સૌથી ઊંડો, કોઇને નવ લગાર વારેરે;
પીયુડો તો પરવશ થયો, તેહેને જે બોલું તો મારેરે. સાસ૦
કટંબ સૌ કેડે થઈ લાગ્યું, મારા મનમા ઓછું આવેરે;
દાસ ગોપાળ પ્રભુ હોય પાસે તો, સહુ કોને સમજાવેરે. સાસ૦

પદ ૩ જું-રાગ સામેરી.

હવે બાઇ ન ચાલે માહારૂં, હાલચાલ સઘળું એ વહુનું;
એથી મેં હાર્યું-હવે બાઇ ન ચાલે માહારૂં. ટેક.
ચંચળ ચપળ ફરે ઉનમત થઈ, એ સરખી નહી નારી;
નાહાનપણાથી કંથ કર્યો વશ, એહેવી કામણગારી. હવે બા૦
વિવેક વચન જે કહું ક્યારેક, સામી ત્રોમો તોડી;
રેહો એકાં તમો કાંઇ ન જાણો બાઇજી, આંખો મ્હો મચકોડી. હવે બા૦
જેહેવી વહુ તેવું સર્વ પીઅર, પાખો કાહાડી આપે;
મોહો છાંડી આપ છાંડી હીંડે, બોલ પોતાનો થાપે. હવે બા૦
અતિ ઇતર જગ મોહો પમાડયું, સર્વે મરજાદા લોપી;
દાસ ગોપાળ પ્રભુને સાહે થઈ, હું ઉફરી, વહુ મોટી. હવે બા૦

પદ ૪ થું-રાગ સામેરી.

વહુ એ ઘર દીસે સારૂં, પુત્ર તમારો જગમાં જાણો;
તે કારણ માહારૂં-વહુ એ ઘર દીસે સારૂં. ટેક.

કંઈબ ઘણું પીયર મારામાં, તે સર્વે સગું તમારૂં;
અંતરગત મનમાંહિ વિચાર્યું, વહુ માઠી કે વાર..વહુ૦
તમથી હું હુંથી તમ સરખાં, અભિમાન વિચારીને કીજે;
શોભા સર્વ પામ્યા છું જેથી, દોષ તેહેને નવ્ય દીજે. વહુ૦
જે જે દોષ વિચારૂં મ્હારા, તે બુધ્યહીન તમારી;
વચન કહી પોતે પરતાસું, જ્યારે જોયું જ્ઞાન વિચારી. વહુ૦
આપોઆપ હુંતાં સંપન વિના, ત્યારે લાગ્યાં તમો તરફડવા;
પગલે મ્હારે થયા પનોતાં, હવે બેઠાં છો વઢવા. વહુ૦
જેમ જેમ વૃદ્ધપણું અતિ વ્યાપે, તેમ ઘેલાં થાશો ઘણેરાં;
દાસ ગોપાળ પ્રભુ ને આઈછે, કોણ્ય જાણતું પેહેલાં. વહુ૦

## પદ ૫ મું–રાગ પ્રભાતી.

છોડ હો વ્યાસ વાખ્યાન વિપરીતનું, પાધરો મારગ પ્રીછ ભાઈ;
કર્મ કર્તવ્ય સઉ મન તણી કલ્પના, એ થકી તાહરી શી વડાઈ. છોડ૦
ભ્રાંત ભણતર સિધ્ધાંત કરી સુચવે, પુસ્તક ધૂણીધૂણી શું વખાણે;
પ્રફુલી વૃક્ષ પાસે થકી પરહરી, છાયાનું માહાત્મ્ય સર્સ જાણે. છોડ૦
નોહે નિરધાર એ પેર પ્રીછયા તણી, કરદમે તું કાં કોહી ધૂણે;
શામ વદન તેમાં દરપણ શું કરે, તાહરી બુદ્ધી તુજને વગોએ. છોડ૦
એક આંકાર નિરધાર જો મન લગે, બીન સંસારની ભ્રાંત ભાગે;
દાસ ગોપાળ કહે તેને પાયે લાગું,જેને જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે. છોડ૦

## પદ ૬ ઠું.

દશ અવતાર હરીના નિશ્ચે કર્યા, અવર અવતાર તે કોણ ભાઈ;
એ વૃતાંત પંડીત મને પ્રીછવે, તો તમારાં ભણ્યાંની વડાઈ; દશ૦
વ્યાપક બ્રહ્મ આણું ઠામ ઠાલું નહી, બ્રહ્મા તે કોણ સમાન કાહાવે;
વેદવાણી એમ વચન વિરોધતાં, એ અચરજ અદભૂત આવે. દશ૦
નિરાકાર સાકાર સંસાર હરી, દશ અવતાર તેથી કેમ અળગા;
નિરગુણ સિરગુણ થકી વસ્તુ બીજી નથી, એહ સંશય મને મોટા વળગ્યા દશ૦
ખોળતાં ખોળતાં ષટદરશન ખોળી વળ્યા, જેને જઇ પૂછીએ તે ઉથાપે;
પ્રશ્ન પ્રોઢાતણું અર્થ યથાર્થ તે, સાર સિદ્ધાંત કરી કો ન આપે. દશ૦
અરૂપ દીસે નહી, રૂપતુ સ્થીર નહી, એહવી વાતગડબડલખી પાનેપોથે;
દેખી જંજાળ ગોપાળ રહ્યો ઓસરી, અણુજી વ્યાપ તે શાને ભોગે. દશ૦

પદ ૭ મું.

તે હરીને તમો ઓળખો, જે ઘટ ઘટના સાક્ષી;
પર્મ તત્વ પરમાત્મા, જે રૂદે રહ્યો રાખી. તે હરી૦
જોતા જે દીસે નહી, કર મૂકે ન આવે;
ચૌદભુવનને ચાલવે, રહી અળગો નચાવે. તે હરી૦
બીજ સકળ સંસારનું, તે સુક્ષ્મ ને સત્ર;
નિરાલંબ નિશ્ચલ સદા, પદ શુન્ય પવિત્ર. તે હરી૦
જન્મ જરા જેને નહી, નહી, ઉત્પંન નાશ;
અખંડિત તે વ્યાપી રહ્યો, એક સરખા વાસ. તે હરી૦
ભાવ ભગત સર્વ જીવને, શિવ નહીં અણું ભોગી;
અણુપ્રીછે ભોજન કરે, કેમ જીવે રોગી. તે હરી૦
શંકર બ્રહ્મા એ હેહી, ચોવીસ અવતાર;
જુગ જુગ જેને સેહેજમાં, નીરમ્યા કંઇ વાર. તે હરી૦
ભજવુ તજવું છે નહીં, સિધ્ધાંતનું સાર;
કહે ગોપાળ ગડબડ તજો, પદ પ્રીછો જો પાર. તે હરી૦

પદ ૮ મું.

તેહેનું મને લાધ્યુરે ધ્યાન,જેસ્થળ કેવળ મુક્તિનિધાન;
ઉત્પત સત પરલેથી અળગું, આદે અંતે ઉનમાન. તેહેનું૦
એ માહા મોટુંરે ભળીયું, એ કોણે નવ જાએ કળીયું;
અગમ્ય અગોચર વ્યાપક સઘળે, જગતમાહે તે ભળીયું; તેહેનું૦
આ જુઓ આ જુઓરે હામ,એતો મારા જન્માતરનું ગામ;
મુક્તતણો મોહો ભાગું સુને, ટળી વાસના કામ, તેહેનું૦
પર્મ અલૌકીકરે પોત, એનો જોતના માહા જ્યોત;
માહા જળ ગગન ગગામા નાહાતા, ટળી સકળ મન છોત. તેહેનું૦
એને કોઈ પંડીતે પરખ્યું, એ પદ નહી કો સરખું;
યારવાણી વિવરજી તજાણી, મનને મનમા હરખું. તેહેનું૦
એને ખટ- દરશન રે ખાલે, એની માયા સર્વને બાળે;
કહે ગોપાળ એ વસ્તુ અનોપમ, ગુરૂ પ્રતાપે ઝાલે. તેહેનું૦

ચાબખા.

સાંભળ મન સાચું કહું જીરે, તત્વતણો સિદ્ધાંત;
સત્ય ગુરૂ થકી ભય અનુભવું, જોયા વેદ વેદાંત.

નામ રહીત જે રામ છે છેરે, તે હરી જુગદાધાર;
નેતી નેતી નિગમ કરે, તત્ત્વ શિરોમણ સાર.
જ્યાં વાણી પોહોચે નહીં છેરે, તે અવિનાશી બ્રહ્મ;
સત્ય સનાતન જાણજો, જેને નહીં કાયા નહીં કર્મ.
ખટ દરશન જેને ભજે છેરે, વિશ્વતણો આધાર;
મોરાટમ તાને હરી તણી, ન લહે બ્રહ્માપાર.
લક્ષ ચોર્યાસીને ચલાવે છેરે, સ્થાવર જંગમ વાસ;
સ્થુળ સૂક્ષ્મ લેપે નહી, જેમ અળગો આકાશ.
જોતાં જે દીસે નહી છેરે, સુણવા નહી જેને નાદ;
કર મુષ્ટી આવે નહી, તે હરી આદ અનાદ.
અંતરજામી શ્રી કૃષ્ણછેરે, રામ તણો જે રામ;
નિર્મળ પદ પૂરી રહ્યો, વ્યાપકતા જેનું ધામ.
સ્વર્ગ ચળતાં ચળે નહીછેરે, પ્રલયે કેમે ન થાય;
પરમેશ્વર પરમાણજો, જહાં આ સૃષ્ટી સમાય.
જન્મ મરણ જરા નહીછેરે, ક્ષુધા તૃષા નહી આહાર;
રૂપ અરૂપી વસ્તુંતા, અવિગત્ય અપરંપાર.
ચલણ વલણ સહુ તે વડે છેરે, અળગો અવિગત નાથ;
મન ઇચ્છા નહી તેહને, કો જાણે યોગી વાત.
ઉત્પત્તિ દીશે ઉપજતી છેરે, સગા પ્રધાન રાયાદ નહીં લેખે;
પરોક્ષ પ્રગ્ત કરે પ્રણામ, કોણ કોણ ઓળખે.
વ્રજ મંડળ વસુધાતણુંછેરે, વંદાવન બાર અરાડ;
આદ્ય કૃષ્ણ લીલા કરે, ન લહે શંકર પાર.
સરજે પાળે સંહાર કરે છેરે, જેમ જળ બુંદ બુંદાકાર;
વિશ્વરૂપ વૃક્ષ માહે રહ્યો, નિરાકાર સાકાર.
દિનકરથી દીપક ઘણાછેરે, દીપક કેરો નાશ;
બ્રહ્મ મહોદિન આતમા, સવિતા મેહેજ પ્રકાશ.
પ્રેમ નહી પૂજન તણીછેરે, નહી સેવાની આશ;
એવા હરીને ઓળખે, તે સાચો નિજ દાસ.
જોગ જપ તપ વ્રત નહીછેરે, નહી સાધનની આશ;
જગનાદિક કર્મ લેખે નહી, તે સાચા નીજદાસ;

તે તત્વને ઓળખો જનહાંજીરે, નહી ધર્મ અધર્મ;
ગોપાળ ભજે ભગવંતને, તેનો ઊંડો મર્મ.

પદ ૯ મું.

એવી જુગત જાણે તે મહા જોગીરે, સીદ્ધ સિદ્ધાંતના ભોગી રે;
બેઠો ચોર્યાસી આસન સંકેલી રે, રહ્યાં ધ્યાન ધારણા સર્વ મેહેલી રે.
બેઠો ઊનમની આસન વાળી રે, લાગી સેહેજ સમાધીની તાળી રે;
ફુટયું ખબર પત્ર ફાટી ઝોળી રે, નાખી ઘોત ઉપાધી મેહેલી રે.
ચોથી તુર્યાવસ્થા મેહેલી વેહેતી રે, જેમ ટોહીઆ સંભાળે સુકી ખેતી રે;
જોગી સુન્ય શિખર ચડી બેઠો રે, ત્યાં સેહેજ સાહેર એક દીઠો રે.
જોગી મેરે અનુભવ અજવાળે રે, જેમ ભોરંગ મણીને ભાળે રે;
જોગી સુખપતીને ઘેર સુએ રે, સુઇ છવતો મરીને જુવે રે.
જોગી પાણીના પરપોટા જેમ વામ્યોરે, જોગી બેજે અવસ્તાને પામ્યો રે;
જોગી પામ્યો પોતાનું ઠેકાણું રે, રીજ ભાસતું અસત્ સર્વે લોપાણું રે.
કારણ તેનું કેહે શુણુ ભાઇ રે, જ્યાં સકળ ઉપાધી સમાઇ રે;
કેહે કોણ રહ્યું ને શું ગયું રે, કોણ રહ્યું ને શું આ થયું રે.
કહે કોણ દેહીને વિદેહિ રે, કોણ કથા કેહી કેહી રે.
બીજું ન મળે બોલ્યા ગ્રેહેવા રે, નવ ઉગર્યું અળગું કાંઇ કેહેવા રે.
દાસ ગોપાળ કેહે કયાંલગી વખાણું રે, એવા જોગીને પરબ્રહ્મ જાણું રે

પદ ૧૦ મું-રાગ વેળાવળ.

રુદયે વસ્ય મારા નાથજી, જેનું અવિચળ નામ;
ચાર પદારથ પામિયો, આપે અવિચળ ધામ; રુદયે.
ઘટઘટમાં વ્યાપિ રહ્યા, પરિપૂરણ બ્રહ્મ;
જનમ મરણ જરા નહીં, નહિ ત્રિવિધી કર્મ; રુદયે.
કાળતણો મહા કાળ જે, તે તો દેવનો દેવ;
ખટ-દરશન જેને ભજે, કરે સુરનર સેવ; રુદયે.
તે હરિને કેમ વિસરૂં, જે છે જગદાધાર;
સનકાદિકને સાંસા પડ્યા, વેદ પામે ન પાર; રુદયે.
લક્ષચોરાશીમાં રડવડ્યો, મળ્યો માનવ-દેહ;
દેવ-અનેક ઉપાસિયા, નવ આવ્યો છેદ; રુદયે.
શાસ્ત્રતણો સાગર મથી, જોયાં વેદ પુરાણ;
હરિથી બીજે કોઈ નથી, અંતે નિરવાણ. રુદયે.

મન માન્યું અવિનાશિસુ, થયું નિર્મળ . મન;
કહે ગોપાળ પાવન થયો, તેનું જીવતર ધન્ય. રૂદયે.

## પદ ૧૧ મું.

વણુ પ્રીછ્યા તમે કાં કરો, ભાઈ કલ્પિત ધર્મ;
ધર્મે ભર્મજ ઉપજે, ન મળે . પરિબ્રહ્મ. વણુ૦
સાધન એ સંસારમા, કરે છે સર્વ કોય;
કહેભાઈ હરિ કોને મળ્યા, તું વિચારીને જોય. વણુ૦
એળે તું કા નિર્ગમે, મનુષ્યા અવતાર;
વિધનિષેધે વાહિયો, સપનો સંસાર. વણુ૦
સતયુગમાં મુનીજન વળ્યા, આણીને અભિમાન;
દૂષે ખટ-દરશન હવાં, થૈ તાણાતાણ. વણુ૦
શાસ્ત્ર કર્યા સર્વે જુજવા, લખ્યાં વનચરવિરોધ;
જેને ગુરૂ જેવા મળ્યા, તેને તેવો રે બોધ. વણુ૦
આપ આપણા મતેઆચરે, અવળા આચાર;
આચારે ઊન્મત્ત હવાં, ઉપનો અહંકાર; વણુ.
કીરતીકેરે કારણે, ખરચે બહુ ધન;
જેમ જેમ જશને સાભળે, તેમ તેમ હરખે મન; વણુ૦
હું મારૂં મન નવ ટળ્યું, ન ગળ્યું અભિમાન;
દોષ રહ્યા સર્વ દૃષ્ટિમાં, કીધુ ગજસ્નાન*; વણુ૦
અવિગતશ્રીઅવિનાસની, રહી અળગી રે વાત;
પરમતત્વનું પારખ્યું, કોઈ સતને હાથ; વણુ૦
એવા તે સાધુને સેવિયે, ઓળખાવે રામ;
જીવ મળે જગદીશને, પામે વિશ્રામ, વણુ૦
મહાત મોટા મહારાજના, ભાઈ છે પરધાન;
માન મુકીને કીજિયે, સેવા સાવધાન; વણુ૦
એ ઉપ્રરૂં જે સાધન કરે, તે તો આળપંપાળ;
શીખામણ સારી સુણો, કહે દાસ ગોપાળ; વણુ૦

---

* ગજ-હાથી પાણીમાં સ્નાન કર્યા પછી, બહાર નિકળી પુષ્કળ ધૂળ ઉરાડી, પોતાનું ચોખ્ખું થયેલું અંગ પાછું મૂળવાળું કરે છે.

# પુરૂષોત્તમ.

ભરૂચ જીલ્લાના ઈખરણ ગામનો રહીશ અને નિરાંત ભક્તનો શિષ્ય. એ જ્ઞાતે રજપૂત હતો; એણે 'નારીબોધ' નામનો ૧૦૦૦ છપ્પાનો એક ગ્રંથ લખ્યો છે; તેમજ ઘણાં પદો પણ લખ્યાં છે.

## ઉપદેશના છપ્પા.

સરસ્વતીને કરૂં પ્રણામ, નામ ગણપતીનું લીજે;
લીજે શ્રીહરી નામ, ગુરૂ આરાધન કીજે;
સમરી શ્રી ગુરૂદેવ, સેવ ગુરૂજીની કીજે;
કરો ગુરૂની સેવ, પછીથી ભોજન લીજે;
જસદૈવ્યા જસેદયણા, સમરો સારદા સરસ્વતી;
પરસોત્તમ કવિજન કહે, તે દો માતા મુજને મતી.
અંબે આરાસુરી માત, અંન અંનપુરણા દેવી;
વિશ્વ વિષે વિખ્યાત, આદ્ય શક્તી છે એવી;
બહુચર બાળી વેશ, લેશ અવગુણ નહી જે;
એમાં પાર ના પામે શેષ, સતપણું છે સહી જે;
કવિ પરસોતમ સાચું કહે, માયાને મમતા તજો;
અંબે આરાસુરી માત, અંનપુરણા દેવીને ભજો.
જે કરે પ્રીત પરનાર, માર ઝાઝો તે ખાયે;
મુરખ ના કરે વિચાર, મુવા પછી નરકે જાયે;
નારીમાં રહે મન, રાત દીવસ ના ઊંઘે;
આપે દોલત ધન, તેની તે પાછળ લુંધે;
એ મુવા પેહેલો નર્કે પડ્યો, જેણે પ્રીત કરી પરનારની;
પરસોતમ કવિજન કહે, માટે મુરખ મન વિચારની.

પુરૂષ પેહેલી જે ખાય, તેને કુવેડજ કહીજે;
રઝળવા કારણ જાય, તેહને મારજ દીજે;
કરે અવળું કામ, શીખામણ જે ના માને;
ફરી ના બેસે ઠામ, ખાય નીત છાનેછાને;
જે નારી આહાનુ કરે, તે ડાકણુ કહેવાય છે;
પરસોતમ સાચુ કહે, તે અંતે મારજ ખાય છે.
નવ નહાય જે નાર, ગદુ ઘરમા જે રાખે;
વળી રાખે જે ખાર, મુખથી કુવચન ભાખે;
ઘણી માથામા લિખ, ચાચડ માકડને મારે;
કદી ના માને શિખ, પાપ મનમા ના વિચારે;
તે સ્ત્રી કહિએ પાપણી, જે કામ એવી નવ કરે;
પરસોતમ સાચું કહે, જે નાર સાચા જૂઠાં કરે.
જે કરે સાચને જૂઠ, જૂઠ બોલી જે નારી;
મરાવે ઘણીને મૂઠ, ચાલે ઘણીથી આડી;
કરાવે વશ ભરથાર, જોગી જતીને પાસે;
જઈ બેસે તે નાર, જોગી જતી આવાસે.
પછી ચલણુ કરે પોતાતણુ, કંઇ વિચાર મનમાં નવ ધરે;
પરસોતમ સાચું કહે, જે પા'ના ધણીને વશ કરે.
કર મુરખ સતસંગ, જક તારી મૂકી દે;
લાગે તુજને રંગ, ગુરૂ અભે પદ દીજે;
કર સંતનો સંગ, ઢંગ મૂકી દે તારા;
માયાને તુ મોહી, ભોગવે છે સુતદારા;
ને પ્રપંચને દૂર કર, અભિમાન અળગું કરી;
ગુરૂ પ્રતાપે પરસોતમ કહે, ભેદ પ્રપંચને પરહરી.
ભજ મુરખ ભગવાન, માન કહ્યુ તુ મારૂં;
મેલ મુરખ અભિમાન, મુકી દે મારૂં તારૂં;
મારે ભજને રામ, કામ ને ક્રોધ તજીને;
લઈ હરીનું નામ, જ્ઞાન શણુગાર સજીને;
મારે રટણુ કર ગમનુ, પ્રપંચ સરવે પરહરી;
ગુરૂ પ્રતાપે પરસોતમ કહે, મોહ માયાને દૂર કરી.

છપ્પરવા, હોરાંનું ગામ, ધરમ પાળે હિંદુનો;
વિશ્વનાથ બ્રાહ્મણનું નામ, ફરે રઘવાયો સનો;
વટલાયો દશ ફેર, નાર લેઇને નાઠો;
પછી આવ્યો ઇખેર, લોકને લાગ્યો મીઠો;
નાત બહાર મેલ્યો એહને, એણે વેર કીધુ રજપૂત શું;
પરસોતમ કવિ જનતણો, લઈ ગયો છે એક વસુ.

પદ ૧ લું-રાગ પ્રભાત.

જોની વિચારી તું જીવડા, હરી મહા ધન લાધ્યું;
માયામાં તું મોહી રહ્યો, સાધન સાચું ના સાધ્યું. જોની૦ ટેક.
મેહેલ મેડી ને જાળીયાં, તેને ગેલીને જાવું;
કુંટબ કબીલો પુત્ર પ્રેમદા, તેમા મિ'યા ગુંચાવું. જોની૦
માલ ખજાના હીરા મોતીયાં, તારી સાથે નહીં આવે;
કડી કાઢી લેશે કાનની, ઘડી વિલંબ નહી લાવે. જોની૦
જમ જોરાવર લઇ જશે, તારી શી ગત થાશે;
પાપ પંડીકાં બાંધીયાં, મૂઢ મૂલ ગમારો. જોની૦
સતગુરૂ જો કૃપા કરે, પળમા બંધ છોડાવે;
હરી હીરો ઝાલી હાથમાં, જો તુ હરીગુણ ગાવે. જોની૦
કાયા જોબન કારમી, અંતે વણસી રે જાશે;
શ્રી રામ નામ ના જાણીયું, કેડે પસ્તાવો થાશે. જોની૦
સતગુરૂ પ્રતાપે પરસોતમ, સતનામ સંભારો;
મોહમાયા અળગું કરી, આપ મનમા વિચારો. જોની૦

પદ ૨ જું.

લેને પ્રાણી નામ રામનું, કામ આવશે તારે રે;
આગળ તારે છે કામનું, પ્રભુને કેમ વિસારે રે. લેને૦ ટેક.
અજ્ઞાનપણે તું બહુ અથડાયો, ડાહ્યા મનમાં ડરની રે;
મોહ માયાને અળગું કરીને, ભજન શ્રી હરીનું કરનીરે. લેને૦
આળસ તજરે નર અજ્ઞાની, ગા ગોવિંદનું ગાણું રે;
એવું જાણી ભજ મન પ્રાણી, નથી એમનું નાણું રે. લેને૦
પાપ કરંતા પાછું ભાગો, પકડોને હરીનું આનું રે;
દેવ સર્વે હરી ભજે છે, ત્રણલોકમાં નથી છાનુંરે. લેને૦

એવું જાણીને જે હરી ભજશે, તજશે જે મોહમાયારે;
પરસોતમ કહે હરી ભજે તેની, નીરમળ થાએ કાયારે. સેને•

પદ ૩ જુ-રાગ રેવણી.

સાંભળ મુરખ મારી વાત, સત્ય વચન કહું સાક્ષાત;
ગુણ ગાયજે તું હરીતણા, તો તારામાં ન રેહે મણા;
માટે સાંભળ મારી વાત, સત્ય વચન કહું સાક્ષાત.
બીજી સાંભળ મારી વાત, કોણ છે તારી જાતને ભાત;
બ્રાહ્મણ થઈને ભણતો નથી, મુરખ ગધ તારી કૈ ગતી;
માટે મેં કહી તુજને વાત, કોણ છે તારી જાતને ભાત.
ત્રીજી વાત સાંભળરે નર, વગર ભણ્યો જગમાં ખર;
માણસને તો એક વચન, ગદ્ધાનું કહેણુજ મન;
માટે સાભળજે તું નર, વગર ભણ્યો જગમાં ખર.
ચોથી વાતનો સુણજે મર્મ, મુકી દેજે હીણું કર્મ;
માતા પિતા ગુરૂની સેવ, કર સેવા માનીને દેવ;
માટે વાતનો સુણજે મર્મ, મુકી દેજે હીણું કર્મ.
કવિએ કરજેડી કહ્યું, મારૂં કહેવું મનમા લહ્યુ,
મેસરાડમાં મારો છે વાસ, પ્રભુતણો પરસોતમદાસ;
માટે સુણી જે રીસજ કરે, તે નર તો નરકે સંચરે.

પદ ૪ થુ-રાગ પ્રભાત.

હરીને કેમ વિસારે પ્રાણી, ભજને અંતરજામી રે;
સત ગુરૂ કેરૂં સમરણ કરીને, કર જ્ઞાન ગુરૂ પામી રે. હરી૦
લખ ચોરાશી ફેરા ફરવા, તે ગુરૂ તારા ભય હરશેરે;
પ્રભુતણું તું ભજન કરીશ તો, હરી જેવો તુજને કરશેરે. હરી૦
મોહ માયા નિદ્રાની માંહિ, શુ સતો આળસ આણીરે;
આળસને તું અળગું કરી દે, ભજને ગોવિંદ પ્રાણીરે. હરી૦
સગાં કુટુંબ તારી સાથ નહીં આવે, માત પિતા સુત નારીરે;
જમ જોરાવર લઇ જશે માટે, મુરખ જોને વિચારી રે. હરી૦
પરસોતમે પ્રભાતજ ગાયું, પ્રભુને શીશ નમાવીને;
ભેદ પ્રપંચને અળગા કીધા, કામ ક્રોધ સમાવીને. હરી૦

પદ ૫ મુ–રાગ છંદ.

ખરા ભાવથી સૌ ભજોને હરીને, રટો રામને કામ દૂર કરીને–ટેક.
કરી જેણે ભક્તી પ્રભૂ તણી પ્રીતે, તેણે જાણે જગ્ન કર્યા લક્ષ નિતે;
ગુરૂની કરો સેવ્ર ભાવ ધરીને, રટો રામને કામ દૂર કરીને.
હરીને વિસારી માયા જેહ મોહ્યો, પડયો નર્કમાંને હરી હીરો ખોયો;
માટે કર ભક્તીજ ભાવ ધરીને, રટો રામને કામ દૂર કરીને.
ફરીને ફરી મનુષા નાહીં આવે, ગાયો છદ પુરષોતમે પ્રીતભાવે;
કરો સંત સેવા માયા વીસરીને, રટો રામને કામ દૂર કરીને.

પદ ૬ ઠુ–રાગ છંદ.

કરો પ્રીત સાચી પ્રભુ તણી પ્રિતે, કરો શુદ્ધ સુસંતનો સંગ નિતે–ટેક
તજો પરનારી વિચારીજ મન, કરો સાચી ભક્તી સમરપીને તન,
રટો રામને ભાવશું એક ચિત્તે, કરો શુદ્ધ સુસંતનો સંગ નિતે.
જુઓ જે જને સંતની નંદા કીધી, તેહ નરે રાખ માગીજ લીધી,
માટે કર ભક્તિ પ્રભૂનીજ પ્રીતે, કરો શુદ્ધ સુસંતનો સગ નિતે
નારી આગળે નીરમળો થઇ બોલે, માયાનેજ મોહી થયો તરણા તોલે;
પડી મેલ માયા ચાલો સારી રીતે, કરો શુદ્ધ સુસંતનો સગ નિતે.
મેડી મેહેલને ધંન તાહારે અપાર, તારી સાથ આવે નહીં કઇ લગાર;
માયા વીસરી પાપથી ચાલો બીહીતે, કરો શુદ્ધ સુસંતનો સંગ નિતે.
તજો પરનારી ભજો પરિબ્રહ્મ, ખરી પ્રીત ભાવે કહે પુરૂષોત્તમ,
કરી જેણે ભક્તિ પ્રભૂનીજ પ્રીતે, કરો શુદ્ધ સુસંતનો સંગ નિતે.



# બાપુ.

## બ્રહ્મજ્ઞાનનાં પદ.

### પદ ૧ લું.

સમજે સતનામ તેને તો કહીએ જ્ઞાની,
તેની મટી ગઇ વૃદ્ધિ ને હાની,
હાનિ `, તેજ જ્ઞાની. સમજે૦ ટેક.
પ્રથમ સદ્ગુરૂનો સતસંગ સાચો,
બીજો જે કરો તે જાણો કાચો.
હરિનામ ભૂલ્યા એજ પડયો ખાચો,
માટે તમો સદ્ગુરૂને નિશદિન જાચો;
એવું સમજ્યે આવે પાર,
ભજે સાર, એકતાર,
મટે ખાર, આધાર,
નેતિ પાર, વિશ્વાધાર,
નામરહિત લેજો માની, માની કે તેજ જ્ઞાની. સમજે૦
સમજેસતનામ,પ્રથમસદ્ગુરૂ દેવતણા દેવા,
તેની પ્રેમ કરીને કરો સેવા,
મળે મનગમતા તે મીઠા મેવા,
રૂપ રંગ નહિ તેને ઓળખી લેવા;
નહિ જાત, નહિ ભાત,
નહિ માત, નહિ તાત,
નહિ દિન, નહિ રાત,
વાણી રહિત લેવા જાણી, જાણી કે તેજ જ્ઞાની. સમજે૦
ગુરૂએ જ્ઞાન બતાવ્યુ શ્રીમુખ,
મારૂ મટી ગયું જન્મમરણનું દુખ,
હવે ફરી આવવુ નથી માતાની કૂખ,
મારી ભાગી મનકેરી ભૂખ,

ઓળખ્યું આપ,
મટયો તાપ,
નહિ પુણ્ય નહિ પાપ,
અધાપ, જડયો બાપ,
મહાપ્રલયમાં રહે તેની નિશાની, શાની કે તેજ જ્ઞાની. સમજે૦
ગુરૂકૃપાથકી (ગઇ) માયાની ફાંશી,
મારી મટી ગઈ લક્ષ ચોરાશી,
ઘેર બેઠા આવી જમુના ને કાશી,
એ તો છે સતલોકના રહેવાશી;
અનાદિ વસ્તુ આપું,
પાપ કાપું, છાપ છાપું,
કહે બાપુ, મટયું દાપુ,
ના સમજે તે તો અભિમાની, માની કે તેજ જ્ઞાની. સમજે૦

પદ ૨ જું.

હરિગુણ ગાય તેને હરિ જેવા જાણો,
સમજ્યા, વિના તે મત શીદ તાણો,
તાણો, કે હરિને જાણો. હાર૦ ટેક.
જે*કરે લાગા તેથી વા'લો ગયા આઘા,
સઘું સમજ્યા નહિતો બળ્યા એના વાગા,
આત્મા ચીને નહિતો મૂઆ ઢાંક્યા ને નાગા,
એના મનના સંશય નથી ભાગ્યા;
દૃષ્ટિમાં આવે તેમ રીઝાય,
તે હરી ના કહેવાય,
તેને સરવે વેદ ગાય,
તેને જે જન ધાય;
તે મૂરખ કહેવાય,
હરિનું નામ મૂકીને જો લે પાણો, પાણો, કે તેને જાણો. હરિ૦
હરિને પાષાણ કહે તેજ ગાંડો,
એ તો સદા છે અખંડ ને ના થાય ખાંડો,
સમજ્યા વિના ગાય તે તો રાંડીરાંડો,
તમે સમજીને પગલા માંડો;

હરીને જડ કહે તે જડ,
સાંતો થઇ છે વડાવડ,
સાં થઇ છે ભડાભડ,
જેણે શીખ્યું નહિ થડ,
તેનો ખર્યો હાયાગઢ,
સમજણ દીવો કર્યો શાણો, શાણો, કે હરિને જાણો. હરિ૦
હરિકે હુકમ બિન પત્ર નહિ હાલે,
પારો ચલાવે તે રીતે ચાલે,
રૂડો ખેલ બનાવ્યો મારે વા'લે,
હરિ જન તો મગ્ન થઇ મા'લે;
એને નેત્ર નહિ કરણ,
એને ભુજા નહિ ચરણ,
એને એકુ નહિ વરણ,
એને આવે નહિ મરણ,
હરિ વસ્તુ તારણ તરણ,
સાચી વાત કહુંછું તેને છાણો, છાણો, કે તેને જાણો. હરિ૦
એ તો સમજ્યાનું કામ ને સાધન કરતો,
એ તો સમજ્યાનું કામ ને ધ્યાન ધરતો;
એ તો સમજ્યાનું કામ ને બોધ ભરતો,
એ તો સમજ્યાનું કામ ને ભૂખે મરતો;
સમજે સદ્ગુરૂની સાન,
તેને આવે આત્મજ્ઞાન,
તેનું વર્ષ્યું વાણીનું વાન,
તે તો તોડે નહિ તાન,
તેનું અખંડ થાય ધ્યાન,
બાપુ સત નામ સમજે તે તો શાણો, શાણો, કે તેને જાણો. હરિ૦

પદ ૩ જું.

અલખને ઓળખાવે તેને તો કહીએ જોગી,
ગમે તો બાવા થાઓ કે રહો ભોગી;
ભોગી, કે તે જોગી. અ૦ ટેક.

પ્રથમ તન ખોજી મન વશ રાખો,
ખોટી ખોટી વસ્તુ માહીથી કાઢી નાખો,
સારા સારા શબ્દ સદ્ગુરૂના ચાખો,
ત્યારે તું ભાગ્યું નહિ સદા રહું આખો;
એ સંત ગાવે,
જે જન ધાવે,
હાથ આવે,
તેને ફાવે;
નામ સમજ્યા તે તો થયા છે અણુરોગી, રોગી, કે તેહ જોગી. અ૦
ગુરૂ કૃપાથકી અખંડ વર પામી,
સહુથી ન્યારો રમે તેજ મારો સ્વામી,
કોઈ આવી ના શકે રે તેની દામી,
કોઇ કાઢી ના શકે રે તેમા ખામી;
તે છે છેલ,
નથી મેલ,
નથી ફેલ,
રગ રેલ,
જડે મે'લ,
નામ જોતા, તો વસ્તુ બહુ મોંધી, સોંધી, કે તેહ જોગી અ૦
હવે સુરતા સખી સ્વામી સંગે ચાલી,
વહાલે મારે પ્રેમ કરીને બાંય ઝાલી,
હવે મુને વસ્તુ અમૂલક આલી,
ત્યારે ચઢી ગઈ ગાલતણી . લાલી,
એક ગામ,
એક ધામ,
એક નામ,
સધયું કામ,
ગુરૂએ વસ્તુ આપી તે તો ઉગી, ઉગી, કે તેહ જોગી. અ૦
જન્મ મરણ મટે નહિ એજ સંગ ખોટો,
દમ બંધ કરો એજ વાળ્યો ગોટો,

હરીને બંડ કહે તે જડ,
ત્યાંતો થઇ છે વડાવડ,
ત્યાં થઇ છે ભડાભડ,
જેણે શોધ્યું નહિ ઘડ,
તેનો ખર્યો કાયાગઢ,
સમજાય દીવો કર્યો રાણો, રાણો, કે હરિને જાણો. હરિ૦
હરિકે હુકમ બિન પત્ર નહિ હાલે,
પારો ચલાવે તે રીતે ચાલે,
રૂડો ખેલ બનાવ્યો આરે પાલે,
હરિ જન તો મગ્ન થઇ માલે;
એને નેત્ર નહિ કરણ,
એને ભુજા નહિ ચરણ,
એને એકુ નહિ વરણ,
એને આવે નહિ મરણ,
હરિ વરતુ તારણ તરણ,
સાચી વાત કહું છું તેને છાણો, છાણો, કે તેને જાણો. હરિ૦
એ તો સમજ્યાનું કામ ને સાધન કરતો,
એ તો સમજ્યાનું કામ ને ધ્યાન ધરતો,
એ તો સમજ્યાનું કામ ને બોઇ ભરતો,
એ તો સમજ્યાનું કામ ને ભૂખે મરતો;
સમજે સદ્ગુરૂની વાત,
તેને આવે આત્મજ્ઞાન,
તેનું વધ્યું વાણીનું વાન,
તેતો તોડે નહિ તાન,
તેનું અખંડ થાય ધ્યાન,
બાપુ સત નામ સમજે તે તો શાણો, શાણો, કે તેને જોણો. હરિ૦

પદ ૩ જું.

અલખને ખોળી કાઢે તેને તો કહીએ જોગી,
ગમે તો બાવા થાઓ કે રહો ભોગી;
ભોગી, કે તે જોગી. અ૦ ટે૦

પ્રથમ તન ખોજી મન વશ રાખો,
ખોટી ખોટી વસ્તુ માંહીથી કાઢી નાખો,
સારા સારા શબ્દ સદ્ગુરૂના ચાખો,
ત્યારે તું ભાગ્યું નહિ સદા રહું આખો;
એ સંત ગાવે,
જે જન ધાવે,
હાથ આવે,
તેને ફાવે;
નામ સમજ્યા તે તો થયા છે અણુરાગી, રાગી, કે તેહ જોગી. અ૦
ગુરૂ કૃપાયકી અખંડ વર પામી,
સહુથી ન્યારો રમે તેજ મારો સ્વામી,
કોઈ આવી ના શકે રે તેની દામી,
કોઈ કાઢી ના શકે રે તેમાં ખામી;
તે છે છેલ,
નથી મેલ,
નથી ફેલ,
રંગ રેલ,
જડે સે'લ;
નામ જોતા, તો વસ્તુ બહુ મોઘી, મોઘી, કે તેહ જોગી. અ૦
હવે સુરતા સખી સ્વામી સંગે ચાલી,
વહાલે મારે પ્રેમ કરીને બાંય ઝાલી,
હવે મુને વસ્તુ અમૂલક આલી,
ત્યારે ચઢી ગઈ ગાલતણી લાલી;
એક ગામ,
એક ધામ,
એક નામ,
સધ્યું કામ;
ગુરૂએ વસ્તુ આપી તે તો ઉગી, ઉગી, કે તેહ જોગી. અ૦
જન્મ મરણ મટે નહિ એજ સંગ ખોટો,
દમ બંધ કરી એજ વાળ્યો ગોટો,

હેઠે ઉતરે તો જમની ખાય ચોટો,
આત્મદર્શીનો અવર નવ બેટો;
આત્માદર્શી તેનું રાજ,
તે મહારાજ,
કરે કાજ,
રાખે લાજ,
ચલાવે ઝાઝ.
બાપુ નામ બાણુ વાગ્યું, વાગ્યું, કે ઉઠ્યો જોગી. અ૦

પદ ૪ થુ.

ભેદ બ્રહ્મનો બતાવે તેજ ગુરૂ દાતા,
બીજા સમજ્યા વિના બહુ ધાતા,
ધાતા, કે ગુરૂ દાતા. ટેક.
પ્રથમ અક્ષરાતીતને જાણે,
આત્મા ચીનો તે તો મત નવ તાણે,
પછી પુરૂપ પ્રકૃતિને પ્રમાણે,
એવી સમજણ મનમા આણે;
મહત્તત્વ એજ માર્,
અહંકાર, સ્વઅહંકાર,
. ત્રણે ગુણ એક તાર,\

જેટલા ધ્યાને ધરીને જાઓ, તેટલો પાસે એહ;
રૂપ રંગ વિનાનો તદ્રૂપ થાશે, જ્યારે ધ્યાનનો ચઢશે મેહ;
બાપુ સહુ રૂપે રે, જોશો જગદીશ જશો. ગુરૂ૦

પદ ૫ મું.

જ્ઞાનીઓ બતાવું રે, બંધ મુક્તિ આત્મા કેવો;
આંખ મીચી ઊઘાડો રે, દઢતા ધરો તો સેવો. ટેક.
સૂક્ષ્મ બુદ્ધિ હોય તો સમજાશે, નહિ તો કરશો ન માથાકૂટ;
સેહલું સટ તો અમો બતાવું, પીઓ અમૃતનો છે ઘૂટ;
ખુંટ મારી ખોલું રે, કહું બ્રહ્મ જેવો તેવો. જ્ઞાનીઓ૦
ચૈતન્યમાં દ્રશ્ય કલ્પવું જાણો, બંધતણું એ મૂળ;
ચૈતન્યમાંથી કલ્પના છૂટવી, મુક્તિ જાણો સમૂળ;
દ્રશ્ય વગરનું ચૈતન્ય રે, આત્મારામ રૂપ એવો. જ્ઞાનીઓ૦
ત્રણ લીટીમાં ત્રિભુવન સમાયું, બ્રહ્મ વિદ્યાનો ભોર;
આહા ઓહો કરી અફળો, એવો નથી એ શોર;
ખરી છે એ વિદ્યા રે, ચિત્તમાં રૂડી ચેવો. જ્ઞાનીઓ૦
મહાશ્રમવડે અમો સમજ્યા છું, તે દેખાડયું પળમાંય;
ન સમજાય તો પૂછો આવીને, આંતરો નથી કાંઇ આંય;
ચોખું ચટ કેહવું રે, બાપુ બ્રહ્મ એક દેવો. જ્ઞાનીઓ૦

પદ ૬ ઠું.

ઘડે ભર્યું પાણી રે, સૂરજ માંહી આવી પડયો;
ઘટાકાશ ભાસ્યું રે, ભાગ્યો તેની સાથે લડયો. ટેક.
ઘડામાં મારો સૂરજ હતો તે, ભાગી નાખ્યો અલ્યા ભૂર;
ઘડો ગયો તેની ચિંતા નથી ભાઇ, (પણ) નાશી ગયો મારો સૂર;
એને કયાંહી દેખું રે, જુક્તિએ શેમાં જડયો. ઘડે૦
એવે એક આવી કેહ રામોજી મુઆ, તેનો જીવ કયમે નવ જાય;
અતિ ઘણા દુખિયા થયા, કોઇએ કરી નહિ સાય;
દ્રવ્યકાજે બાજ્યા રે, જીવનો ચિંતા માંહી પડ્યો. ઘડે૦
રાંગી ચુરૂ દેહ એનો આત્મા બળ્યો ભાઇ, જીવતો મુવો અજાણ;
જ્ઞાનીને સુણી હદે બિચ લાગ્યું, અજ્ઞાનીનું દૂકું આણ;
ઘરમાં બાગ્યો સૂરજ રે, બીજે તેનો ઘટે તજો. ઘડે૦

જ્ઞાની કેદુ સર્પ ન આવે જાવે, લાગ્યો એનો ભ્રમ ફોક;
મરે ન અવતરે આત્મા અલ્યા, શીદ હસાવે છે લોક;
રોક માનો મારૂ રે, બાપુ બીજો પાસો ઝડયો. ઘડે૦

## પદ ૭ મુ.

કઠણુ કામ કેહતાં રે, તુને સાવચેત કરિયે;
સંશે જશે ભાગી રે, પછે ડરો નહિ જરિયે. ટેક.
ચકલી સમુદ્ર તરવા ધારે, એ તે બને કેઇ પેર;
એવાં પક્ષીથી તરાય એ તો, તરે ઘણીની મે'ર;
સાગર તરવો સાચો રે, નામ સુણી મન ડરિયે. કઠણુ૦
ચકલીને તો ડર લાગે, અમે સમુદ્ર કેઇ પેરે તરિયે;
પણુ ગરૂડને અલ્યા ભય છે તેનો, તન મન માંહિ જરિયે?
નથી તેનું કારણુ રે, વધાર્યું બળ . હરિયે. કઠણુ૦
તેમ સંસાર સાગર મૂઢને મોટો, જ્ઞાનીને મન છે ખાડ;
ગુરૂકૃપા નવ હોય તો જાણુજો, સાગરમાં ખડક રૂપિયા પા'ડ;
આડ બીજી મોટી રે, તરિયે ગુરૂને વરિયે. કઠણુ૦
એ સાયર જે કોઇક તરેલા, તેનાં કહું એધાણુ;
ચિત્ત રાખીને સુણુશો તમે તો, જાણો પદ નિરવાણુ;
બાપુ. સત્ય બોલે રે, સરાવ્યા નવ સરિયે. કઠણુ૦

## પદ ૮ મું.

જુઓ તમે જ્ઞાની રે, અમો ઓળખાવી દઇએ;
થતા નવ માની રે, પિયાસો આ પદએ. ટેક.
સંસારરૂપી નાટક ઉભો, આવે વિધ વિધ વેષ;
તારક હારક જાળક તેમાં, બની આવે બેશાબેશ;
જોનાર તેહ જુવે રે, જ્ઞાનીને કેવા કહીએ. જુઓ૦
સ્વસ્વરૂપભૂતચૈતન્ય માત્રે, વાસ વસ્યા ગુરૂ દેવો;
દેહાતીત થયેલા એ તો, તજી કરી અહમેવો;
ટેવો સુણો તેની રે, મારગ મોટે વહીએ. જુઓ૦
મારણુ મોહન વશિકર્ણું જાણે, લાવે તેના રૂડા ભેખ;
જ્ઞાની દૂરથી સર્વ નિહાળે, એક જગાવી અલેખ;
દેહ જુવે દૂરથી રે; આપણુ પાસે રહીએ. જુઓ૦

દુઃખ થાય તો તેના ધર્મ જાણો, સુખ થાય તો નવ કાંઇ,
ભટકી ભટકી તમે મથી મરો પણ, જડશે એવા નહિ સાંઈ;
જ્ઞાન અર્ક ઉગે રે, બાપુ બાહરે નવ જાઇએ. જુઓ૰

પદ ૯ સું.

નથી સગા જાણજો રે, આત્માને કોઇએ;
સુખ દુઃખ દ્વંદ્વ એ તો રે, ઉપરથી જોઇએ. ટેક.
ગાડી કરી તમે બેસવા માટે, રાખ્યા ચોધરી ચાર;
દોડાવતાં ગાડી ગઇ ભાગી, ટકા થઇ ગયા બાર;
ચોધરીને શેનું રે, રડવું આવે કે રોઇએ.* નથી૰
મન મસ્તાનું થઇ જાય ભાઇ, વસ્તુને શો સંબંધ;
ઘોડું ચડશે ને પડશે પાછું, અફળાશે ભીતે અંધ;
વસ્તુ એ તો ન્યારી રે, ખોટ તેની ખોઇએ. નથી૰
ઘોડા ચઢે ને ઘુઘવે પાણી, સાગરને શું હોય;
તેવા ઉપર તો થાય તરંગો, સાગરને મન નહિ સોય;
પૂર્ણ એ તો પૂરો રે, તાલમેલ ના ટોઇએ. નથી૰
લાકડું માંકડું કે પંખીડું, જેમ માણસનું સગું થાય;
તેમ વિષયાદિક તો જાણો તમે, જીવના કંઇ ન લેહવાય;
અલગ મારો વાહલો રે, બિરાજે ખરી સોઇએ. નથી૰

પદ ૧૦ સુ.

સગપણ બતાવું રે, દેહને આત્માતણું;
વિચારો મનથી રે, સમજી તમે ધાર્યું ઘણું. ટેક.
સરોવરમાહે કમળ ઊગે, ખીલે હજાર પાખડીમાહી;
રંગ બેરંગની ભાત દેખાડે, જોનારાને જાંહી;
રીઝે જોઈ લોકો રે, સગપણ સારૂ બન્યું. સગપણ૰
ઉદર માહીથી ઉપજાવ્યું, નાનું મોટું કર્યું સાર;
સૂવાડયું ઉઠાડયું જોશે, માચવ્યું વારવાર;
તોડયું આવી હાથી રે, સગપણ ગણ્યું ના ગણ્યું. સગપણ૰
જોવા માત્રથી સગપણ દીસે, જોનારાની આંખ;
ઉનાપાણીમા ઝપલાઈ જાણી, મરે કોણ રડે માંખ;
તેવું આવે રડવુ રે, કમળ સર સગપણ. સગપણ૰

---

* રોય એ.

તેનું રૂપ શરીર ધરે છે, વળી તે સાથે સગાઇ;
ભ્રમથી ભાસે જુદાઇ છે, નહિ જાણો જૂદો જદુરાઈ;
અલગ વસે દેહથી રે, વાણીએ કેમ વણ. સગપણ૦

## પદ ૧૧ મું.

ભાખો તમે જોઇ રે, સત્ કે અસત્ હશે;
બતાવો ; સોઈ રે, જ્ઞાન કંઇક હદે વસે. ટેક
ચાટલુંલઇ તમે પ્રતિબિંબ જુઓ, ખરૂં કે ખોટું એહ;
તરંગમા અલ્યા તેહ દેખાશે, પાણી તેલ ઘીમા જેહ;
ખરૂં કે ખોટું રે, કવિઓ કહો નવે રસે. ભાખો૦
જો ન સમજાય તો હું સમજાવું, ન લાગે કંઈ વાર;
અનિર્વચનીય જાણી રેહવું, કશો કરવો ન ઉચ્ચાર;
સાચું છે અમારૂં રે, સોનું જાણો કસાણી કસે. ભાખો૦
તેમ પરમાત્મામા જાણો, શરીરનોજ સંબંધ;
સાચો નથી જૂઠો નથી, જેમ બેલ ને બેલનો કંધ;
એ તો વાત એવી રે, જાણે જેહ આઘો ખસે. ભાખો૦
સાચુ નથી જૂઠું નથી, એ માનવાની મરજાદ;
હદ બેહદની વાતો જાણે, તો તો છૂટી જાયે વાદ;
નહિ તો રેહ ઉભો રે, શ્વાન જ્યમ પડઘે ભસે. ભાખો૦

## પદ ૧૨ મું.

જળમા અલ્યા જોજે રે, શું શું તણાઈ આવે;
પથ્થર લાવે તાણી રે, કાઠ નવ ડૂબો કાવે. ટેક.
વાહણમા બેશીને આવે જાવે, લોક તો અપરમપાર;
બૂડી જાયે તો જાય જાનમમા, જળને સ્નાન સૂતક છે સાર ?
નથી એને કાંઈ રે, આવો જાવો જો ફાવે. જળમા૦
જાણો તેમ પંચભૂતનું પૂતળું, આવ્યું આત્મા સાથ;
બૂડે કે તરે એને શું લાગે, અળગો બિરાજે મારો નાથ;
આપે ન ઝાલે રે, દેહ મૂકી જો ફાવે. જળમા૦
એને દુ ખ નહિ ને સુખ નહિ, અવિચળ આપે એક;
અખંડિત મારો વાહલો બિરાજે, ખરી રાખી જેણે ટેક;
વિવેક વિચારો રે, તજી ગોપી જો ભાવે. જળમા૦

એવી જૂદાઇ છે આત્માની સંગે,સમજે તો થાય સગાઇ;
મિથ્યા છે ખરૂં એહ બાઇ પણ,જાણ્યે બેસો તમે નાહીં;
સુખ તેથી થાશે રે, બાપુ ભળશે બ્રહ્મ લાવે. જળમાં०

પદ ૧૩ મું.

જૂદું નથી કોઈ રે, સત્તા એક બ્રહ્મની બલી;
ખરૂં કરૂં તેને રે, સુણજો સહુ વળી વળી. ટેક.
તરંગો તળે ઉપર થાય પણ, એનું તપાસો મૂળ;
જળની સત્તાએ એ તો ઝુમે, જેમ સુઝે અનુકૂળ;
સત્તા એક જળની રે, જોરમાં ઝાઝી મળી. જૂદું०
તેમ આત્માની સગાઇથી કાંઇ નથી અળગું, ચિત્ત આદિક ચાર;
પદાર્થ સર્વ માહે છે સત્તા, આત્માની અવિધાર;
સાર એ સમજો રે, બ્રહ્મમાં જાશો ભળી. જૂદું०
જેમ સાયરનું જળ તરંગમાં તે, ખાડમાં તેનું તેજ;
ચલન વલનની એજ ચપળતા, સાચું નહિ કાંઇ હેજ;
તેવું કહું બીજું રે, સંશય જાશે. ટળી. જૂદું०
મનુષ્યાદિકમાં ચપળતા જોઈ, આત્મા દર્શો તેવે રૂપ;
પત્થરમાં ચપળતા નહિ ત્યાં, તેવો દર્શ્યો અનૂપ;
પત્થરમાં જે વસિયો રે, બાપુ ,તુજમાં તેહ બળી. જૂદું०

પદ ૧૪ મું.

જૂદું નથી કેહેની રે, જીવ તે તો સભરે ભર્યો;
નિશ્ચે થયો મનનો રે, ત્યારે તુ તો આપે તર્યો. ટેક.
પાહડ માંહી જીવ છે ને ઝાડ માહી જીવ છે,લાકડે વસ્યો ભગવાન;
જે રૂપે એ તુજમાં બિરાજે, તે રૂપે ભીતેવાન;
રૂપ નહિ બીજું રે, સમજ્યો તેનો અરથ સર્યો. જૂદું०
સ્થાવર જો જે તુ તો તપાસી, દર્શે તને દીનોનાથ;
જંગમમાં પણ જેવડો તેવડો, તદ્રૂપે આવે એ તો હાથ;
આત્માવત્ સર્વે રે, કેવો એણે ખેલ કર્યો, જૂદું०
એટલું સમજે જેહ જોગીજન, ભોગી સમજે થાય ભૂપ;
એ સિધ્ધાંતથી સમાન દ્દષ્ટિ, થતાં બને તદ્રૂપ;
અલૌકિક ભાસે રે, રખે તું જાયે ડર્યો. જૂદું०

અજ્ઞાન છે આત્માનું કલ્પ્યું, મોટો છે આત્મારૂપ;
એમ સહુ જોતાં આત્મારૂપે, જેમ ઉદબત્તી ને ધૂંપ;
ચૂપ થઈ રેહવું રે, બાપુએ તો આત્મા દર્યો જૂદું૦

### પદ ૧૫ મું.

ભેદ બતાવું રે, પહેલો હું તો જીવતણો;
સમજીને લેજે રે, તેથી પાર શિવતણો. ટેક.
શિવ પ્રતિબિંબથી અજ્ઞાન અંશ શોભે,તે તો જીવ કેહવાય;
તે જીવ બંધાયો દેહ પિંજરમાં, અજ્ઞાન જેની મેવાય;
ધારે પ્રાણ તેથી રે, જીવ મોટો એજ બન્યો. ભેદ૦
અહંકારની એ ધારણ ધારે, ત્યારે, કહેવાયે હું;
નિશ્ચય કરે તો બુદ્ધિ કેહવાયે, હુંપદમાં હું હું;
સંકલ્પે મનકું રે, તારો જીવ અમે ગણ્યો. ભેદ૦
કલ્પનાથી અજીવ નીપાવે, પ્રકૃતિ પડિયું નામ;
મોહવડે બંધાયો માટે, દેહરૂપિયું એ ગામ;
અજ્ઞાને જડ જાણેરે, ચૈતન્યે ચેતન શણ્યો. ભેદ૦
એ રીતે અજ્ઞાન ને ચૈતન્યકાંતિ, મળ્યે કેહવાયે જીવ;
મન મતિનાં નામ એજ ગણાવે, ન્યારો છે ભાઈ શિવ;
બાપુ વાત ઊંડી રે, જાણે ગુરૂ પાસે ભણ્યો. ભેદ૦

### પદ ૧૬ મું.

સંસારનું કારણ કિયું રે, તે તો આજ દાખું તને;
ગુરૂએ સમજાવ્યું રે, જેવું તેવું ભાઈ મને. ટેક.
કારણ સંસારનું જીવને માનો, સમજી સારી પેક;
અથવા તો ભાઇ ચિત્તને માનો, બીજાને વળગી વેક;
આવો તપાસું રે, તમે ભાઈ મારી કને. સંસાર૦
દેહ અલ્યા એ તો હલકામાં હલકો, મુગો કહે સંતલોક;
એને કોઇ ન કારણ ધારે, ધારે તો ધારવું ફોક;
એણે શું કીધું છે રે, આવિયો જે નિધને. સંસાર૦
આત્મા તો અવિનાશી અખંડિત, સંસારી ન કેહવાય;
હીંચકા ખાતો જીવ છે કારણે, બોલ્યા વિના ન રેહવાય,
માનો માંરૂ સાચું રે, લોભ નહિ તને ધને. સંસાર૦

એ કારણ રૂપનો નાશ નથી, જડ દેહ ગયે જીવ જાય;
બીજા માહી જઈ બેસે એ તો, જેમ ઘડા પાણીનું થાય;
બાપુ ખરી વાતો રે, સમજાયે નહિ જ્ઞાન વને. સંસારનું૦

પદ ૧૭ મું.

ભ્રમજાળ ભાગો રે, તો તો પામો મુક્તિને;
ભ્રમ કાઢી નાખો રે, જણાવું જુક્તિને. ટેક.
ઊંબાડિયું એક હાથ લેઇ, ફેરવે બાળ અપાર;
અગ્નિચક્ર નહિ પણ ચક્ર દેખાશે, મિથ્યા એ વિચાર;
ભ્રમ છે એવો રે, ભજ્યે નવ ભુક્તિને. ભ્રમ૦
તેમ ચિત તારૂં જો ભ્રમમાં પડયું તો, તેની ન કરવી વાત;
ખરા ખોટાની એહ ભુલવશે, જાત અને વળી ભાત;
સમજો શાણા રે, તજો એવી રૂક્તિને. ભ્રમ૦
ખોટું જગત તે ખરૂં કરી કેહશે, ચિત્ત ભ્રમનું એ કામ;
શાણા સમજીને અટકાવે, ભૂલાવે . પરમધામ;
નામ જાય નાશી રે, જોઇ ચિત્ત સુક્તિને. ભ્રમ૦
ભેદ સમજ્યો તેને ભ્રમ ભાગ્યો, બીજાને જાગ્યો અપાર;
કોને પડી તે સમજાવે તેને, ખરૂં કહે નિરધાર;
બાપુ હોય પુણ્યે રે, પામે વય પુક્તિને. ભ્રમ૦

પદ ૧૮ મું.

રૂંધો પ્રાણ દાખું રે, પગથિયે પેહલે ચડો;
કામ . થાય ભાખું રે, પડ્રિપુ સાથે લડો. ટેક.
બોલવું તો ભાઇ લાગે સેહલું, કરવું કઠણ છે કામ;
અનુભવેલું અમો બતાવું, રીઝશે આત્મારામ;
કામ થાશે તારૂં રે, જદુનાથ જાયે જડો. રૂંધો૦
નજરથી લઇને બાર આંગળ લગી, નીચેનું જો આકાશ;
જેહ નિર્મળ અતિશે સારૂં, રોકય ચક્ષુની દષ્ટિ ખાસ;
મન માંહી રોકો રે, જોઇએ ન કાંઇ જડો. રૂંધો૦
એમ આંખ અને મન રોકી જોજે, ઘડીભર તુ નિરધાર;
ચલન વલન એ ભૂલશે સારે, પ્રાણ તારો અવિધાર;
સતનો સાખી રે, સામો આવી અડો રૂંધો૦

એ રીતે તો પ્રાણુ રૂંધાએ, દેખાડ્યું દષ્ટાંત;
કરી જોશો ત્યારે તો સમજાશે, ખરૂં જોઇ સિદ્ધાંત;
બાપુ નામ સાચું રે, બીજો સહુ જૂઠો સડો. રૂંધો૦

પદ ૧૯ મું.

હૃદય સમજાવું રે, સુણે જો તું મારૂં;
ભેદ બતાવું રે, જાણે તું સારૂં સારૂં. ટેક.
તારા દેહને તું જ ભરી જો, થાને વેંત્યો સાત;
હૃદય તેમાં કયાંઠી વસે તે, મુજને કહે સાક્ષાત;
વાત માન સાચી રે, ખરૂં નથી એ બારૂં. હૃદય૦
હૃદયનાં બે ભેદ ભણે છે, તેનો સુણ વિચાર;
માનવા જેવું ને નહિ માનવાનું, એવા એજ પ્રકાર;
તે સંભળાવું રે, લાગે તને નહિ ખારૂં. હૃદય૦
છાતી વચે જે હૃદય છે તે, નહિ માનવાનું માન;
અખંડ અનુભવ નામ છે જેનું, માનવાનું તે તો માન;
સાન ધરજ એવી રે, ચિત્ત રૂચે ચારૂ. હૃદય૦
એ હૃદયની વાત અજાયબ, સંભળાવીશ હું આજ;
સુણવાને એક કાને થાજો, અમો સુણ્યું એમ રાજ;
બાપુ બોલે સાચું રે, સમજે તેને તો પ્યારૂં. હૃદય૦

પદ ૨૦ મું.

માનેલું મનાવું રે, હૃદય હવે હું આજે;
કાંઇ નવ જોઇએ રે, અમારે તો સાજે. ટેક.
માનેલું હૃદય એ તો જાણો, દેહથી છે ભાઇ બા'ર;
અંદર પણ એને માને છે, જોગી જાતિ અપાર;
કોક કેહ ત્રીજું રે, કહું હું તારે કાજે. માને૦
ભાઈ દેહાદિક જો નથી તો, બાહર ભીતર નથી એહ;
પણ એ તો છે મુખ્યમાં ભાઇ, જાણો નિઃસંદેહ;
જાત છે એમાં રે, ધૂનિ ધૂનૂ ગાજે. માને૦
હૃદય કોઇ કે આત્મા કહો, બેનો એક વિવેક;
હદ બેહદની વાતો ન્યારી, જાણે જે ધારે ભેખ;
ખરી વાત ખાતે રે, કહું હું તારી દાઝે. માને૦

અનહદ વાજાં વાજે જ્ઞાનીને, સમજે ચતુર સુજાણ;
વાતઅજાયબ અવનવી એ તો, ચેતે ન પંડિત પાહણ;
બાપુ જેવા જાણે રે, ગુરૂ અનહદ વાજે. માને૦

પદ ૨૧ મુ.

નરસંઈજી જઈએ રે, અમે દરશન કરવા;
પૂજા જઈ કરીએ રે, પ્રભુ પરસન કરવા. ટેક
સ્વકલ્પેલું રૂપ ત્યાં જોઈએ, કરીએ તેને પરસન;
નરસંઈજી અમો બાહર બેસાડયો, કરીએ તેનું દરશન;
પ્રાણવાયુ રેલ્યો રે, બાહેર તો ભરવા. નર૦
આવાહન ને પૂજા અમારી, જોઈ રીઝયા નૃસિંહ;
સારે સાંહી તો કાંપવા લાગ્યો, રસ્યો રંગ્યો જે સિંહ;
અમે પૂજા માંડી રે, લાગ્યો દેવ તો ડરવા. નર૦
અમારે અમારો પૂજવો, ડરાવાનું નહિ કામ;
ગાડા ઘેલા લોક જે જે બોલે, મહારાજ આપજો દામ;
લેશે દામ એ તો રે, કારજ એહ ધન હરવા. નર૦
અમે અમારી પૂજા આરંભી, તે તો કરીએ હાલ;
નરહરિ આત્મા પ્રસન્ન થશે તો, છૂટશે સહુ જંજાળ;
બાપુ કરે પૂજા રે, અરથ ગરથ સરવા. નર૦

પદ ૨૨ મું.

ષડ્‌રિપુ ઉપર રે, બીરાજો નૃસિંહ તમે;
ઉર્મિઓ આદી રે, દબાવો નૃસિંહ તમે. ટેક૦
મનસા ફૂલ તો છે મારી પાસે, નહિ મોગરો ગુલાબ;
મતિકેરી અમો ભરીયે ઝારી, નરસંઈજી આ છાબ;
રીઝો તમે દેવા રે, આજ કેમ બાહેર ગમે. ષડ્‌૦
તૃષ્ણાની તુલસી અમે બનાવી, તૃષ્ણા કરી જડ જાણ;
જડ તો ભાઈ જડને ચઢાવી, મારા નૃસિંહને સોંપ્યા પ્રાણ;
પૂજા કરૂં એવી રે, જાણે દેવ જેવો સમે. ષડ્‌૦
અક્ષર તો અકળામણુ મારી, રૂપ જાણો નિરવાણ;
અકળાવે તેને એહજ અર્પું, મારા નાથને મનોહર વાણ;
પૂજા થશે પૂરી રે, સાચું એ તો અહીં દમે. ષડ્‌૦

દક્ષણા ડામાડોલજ માનો, દિલ માફ઼ જેહ વાર;
મારા વાહલાને તો બુદ્ધિનિર્મળ, દક્ષણામાં આપી બા'ર;
પાર બાપુ પામ્યો રે, મિત્ર કહે રીઝયા અમે. પ૬૦

પદ ૨૩ મું.

સંસાર નથી સાચો રે, બુરાડે એ ભગથી;
વર્તે તે વહે નહિ રે, તોડે રંગે રગથી. ટેક.
અલ્યા શમણા માંહી તું રાજાથયો, તે રાજા શું રેશ;
જાગીશ ત્યારે ગરીબ થઈશ તું, સારૂં મારૂં કેને કેશ;
ચેન ચેતાવું રે, ડર તું ખરા ખગથી. સંસા૦
એ સ્વપ્નુ તેવું આ તું સમજજે, નાનું મોટું એહ ભેદ;
ખોટાને ભાઇ ખરૂં માને તું, ન માને કહ્યું જે વેદ;
ભેદ જાય ભાગી રે, જ્ઞાનતણી શગથી. સંસા૦
ગર્ભવાસમાં તું કેવું કેહતો તો, જો કહે તારાં પુરાણ;
કાટેલા હોતો તમે વિચારો, શું કેહછે કુરાન;
સંભારો સાચું રે, છૂટયા શેણે ભગથી. સંસા૦
મારૂં માને તો જાણુ તું એવું, નાના મોટા શમણાંમાન;
બન્ને મિથ્યા જાણજે તું તો, સમજી સારી સાન;
ભાન ન ભૂલીશ રે, બાપુ વદે વગથી. સંસા૦

પદ ૨૪ મું.

કૃષ્ણજી કાળા રે, મૂકો તમે સહુ ચાળા;
મોરલીવાળા રે, પ્રકટયા તમે ગોવાળા. ટેક.
ગોવર્ધન ધરીને,ગઉઆં રાખી, મારી નાખ્યા રિપુ વાઘ;
ગોપીની સાથે રાસજ રમિયા, ઋચા માટે નવ ડાઘ;
સાધ તમે સાચા રે, નચવી હરિ બાળા. કૃષ્ણજી૦
કામ કેશીને ઠીક વિડાર્યો, ક્રોધ કંસનો કર્યો ઘાત;
લોભ બગાસુર ઠીક સલાડયો,મોહ અજગરને મારી લાત;
મદ નાગને નાથ્યો રે, ખરા મુરલીવાળા. કૃષ્ણજી૦
મત્સર તૃણાવર્ત હરજી તોડયો, ગાજ્યું ગોકુળ ગામ;
ઉર્મિ પૂતના મારી નાખી તેણે, જુગમાં ગવાયું નામ;
બ્રહ્મભેદ જાણ્યો રે, હરજી હતા બાળા. કૃષ્ણજી૦

એવા કૃષ્ણનું વર્ણન કરતાં, તરી ગયા વેદ વ્યાસ;
બ્રહ્માનંદ ભલેરે ભજાવ્યો, ગાય શું બાપુદાસ;
નમું બ્રહ્મ રૂપે રે, કરૂ રસ્તે ઢાળા. કૃષ્ણજી૦

# રતનદાસ.

## ચેલૈયાનું ચરિત્ર.

પદ.

કવિ–શેઠ સગાળશા સાધુને સેવે, વાણીઓ પાળે વ્રત;
નાવ્યા સાધુ નેરહ્યા અપવાસી, ત્યાં બાવોજી આવ્યા તરત;
કૃષ્ણજી કોડીઆ થઇને રે, રૂપ અતીતનું લઇને રે.
ચંગાવતીએ ચર્ણામૃત લીધા, નવરાવીને નાથ;
પલંગ ઉપર પધરાવીને, આગળ જોડ્યા બે હાથ;
ખાતે ભોજન ખીરના કીધારે, પીરસીને આગળ દીધારે.
સાધુ–ખીરને રોટલી જમતા નથી ને, નથી અનનો અહાર;
તમે મહાજન અમો માસના અહારી, એમ બોલ્યા કીરતાર;
વચન ન બોલ્યા બાધુ રે, સમજીને લ્યોને સાધુ રે.
કવિ–કસાઇ વાડે તો મહાજન ચાલ્યા, સંતાડી લાવ્યા માસ;
ચંગાવતીએ તો રસોઇ કીધી, જમાડવાને મહારાજ;
વાસર ઢોળે નરને નારીરે, જમોને દેવ મોરારી રે.
સાધુ–માટી તો માણુસની જોઇએ, અન્ય માટીનો ન પ્યાર;
અઘોર પંથી અમે કહેવાઇએ, એવુ ખાંડાની ધાર;
કવિ– વાણીઆ વ્રતજ ફળશે રે, અવિનાશી આવી મળશેરે.
સગાળ–માગ્યું વેચાથી માણસ ન મળે, મન કરોને વિચાર;
ચંગાવતી તો એમ કહે છે, ચેલૈયાને સંહાર;
વાતું તો થાશે વશેકે રે, કરીએ શ્રીવાલને લેખેરે.
મહેતાજી–ભણતર મુકીને ભાગ ચેલૈયા, માન મારી પરતીત,
મા બાપ તારા મારશે તુને, આંગણે આવ્યો અતીત;
ધુતારો ધુતી જાશે રે, ફરી પસ્તાવો થાશેરે.

ચેલૈયા–એવું બોલ્યા સ્વામિ હમારા, માવતર મુકર્યાં કેમ જાય;
નવમહીના જેણે ઉદરે રાખ્યો, ગુણ ઓશીંગણ થાય;
ભક્તિ મારા શીશને સાટેરે, શું થાશે મૃત્યુક માટેરે.
દુરે ભાણું તો બીજ બાગે, બોરીંગ ન ઝીલે બાર;
મેરૂ પર્વત તો ડોલવા લાગે, આકાશનો આધાર;
મેરામણ માઝા મૂકે રે, ચેલૈયો સત્ય ન ચૂકેરે.
કવિ–શીખ માગીને ચાલ્યો ચેલૈયો, આવ્યો પોતાને દ્વાર;
માતાજી મુખનાં વારણાં લીએ, નીસામે બરાય નાર;
આવતો ઉરમાં લીધો રે, પોઢાણ પલંગે દીધોરે.
ચેલૈયા–કરવુંહોય તે કરી લ્યો માતાજી, શીદ નાંખો નિશ્વાસ;
સફળ મનખો ચેલૈયાનો, સાધુ ભક્ષે જેનું માંસ;
આજનો તો ધન ધન દાહાડોરે, જુગને દીનાનાથ જમાડોરે.
કવિ–માત પિતાએ મળી કરીને, છેદ્યું ચેલૈયાનું શીશ;
અણઘટતું તો એણેજ કીધુ, જમાડવા જુગદીશ;
મચાવ્યો ખેલ અકારો રે, પ્રભૂ મારાં પારણાં કરોરે.
સાધુ–નાથ કહે મારી નજરે કરીને, સાચું તમારૂં સત્ય;
મસ્તક ઉપર માથા લગાડી, એમ અવિનાશી કહે તરત;
તપસી સતને તાવે રે, રૂદીયામાં સંદેહ નાવેરે.
ખાંડણું ખાંડો ગાઓ સુખેથી, પેહેરો નવનવાં ચીર;
આંખડીયે તમે આંસુ ન આણો, જનથી મુકો નવધીર;
સત્યવાદી સાચાં સતી રે, એમ કહે જૂનો જતીરે.
કવિ–ખાંડણીઆમાં પછે મસ્તક ખાંડ્યું, મળી પિતા ને માય;
આંખડીયે જેણે આંસુ ન આણ્યાં, હરખે હાલરડાં ગાય;
ભોજનીયાં ભાવતાં કીધાં રે, પીરસીને આગળ દીધાંરે.
સાધુ–સતવાદી તમે સતિયા સાચા, અટક અમારે એહ;
વાંઝીયાનું ભોજન જમતા નથી, એમ અવિનાશી કેહ;
મળી તમે નર ને નારી રે, વાત જૂઓ ને વિચારીરે.
કવિ–સગાળશાને મનમાં ચોરી, બીજું ન મળે બાળ;
ભગવાન અહીંથી ભુખ્યા જાય તો, નિશ્ચે ખુટ્યો કાળ;
બંદગી તો સંતની કરીએ રે, નીકર વણ મારયાં મરિયેરે.

—શેઠ સગાળશા કહે છે અમારે, પૂર્વ જનમનું પાપ;
ગો,ત્રીયા મારેલ, ગુરૂ સંતાપેલ, મારેલ મા ને બાપ;
ડુંગરડે દવ લગાડયો રે, તેં તો મારો ખેલ બગાડયોરે.
ી—ચંગાવતી કહે છે અમારે, પાંચ મહિનાનું ઓધાન;
ભલે પધાર્યા સ્વામિ અમારા, આજ અમારે ભોવન;
ધણી હરી તુજને મેં ધારયોરે, તમે મારો ખેલ બગાડયોરે.
કવિ—ચંગાવતીએ તો છરી લઇને, પાળી મારી પેટ;
અચાનક આવી હાથ ધરિયા, જોઇ પ્રભુએ ઝાઝી ટેક;
સાધુ— ભલી સતિ ભક્તિ તમારીરે, માગ કહે મુક્તિ મુરારીરે.
કવિ—ચેલૈયાને સજીવન કીધો, બેઠો રમે છે બહાર;
સદાય રાખો ચર્ણે તમારે, છોજી દીનદયાળ;
ભૂધર દેજો ભક્તિ તમારીરે, માગું હું તો મુક્તિ મારીરે.
ભણતો ગણતો આવ્યો ચેલૈયો, લાગ્યો નાથને પાય;
માતાયે મોતીડે વધાવ્યો, હઇડે હરખ ન માય,
દાતારે તો દરશન દીધાં રે, લાહાવા લાખેણા લીધારે.
સગાળ શેઠ ને ચંગાવતીએ, લીધુ હરી ભજવાનું નીમ;
ગુરૂ પ્રતાપે ભણે રતનદાસ, કહોને છોડું કીમ,
મોહનને મળવા માટે રે, જાવું વૈકુંઠની વાટેરે.

---

## બ્રહ્માનંદ.

એ સ્વામિનારાયણ સંપ્રદાયનો સાધુ હતો, ને ભાવનગર પાસેના ગઢડામાં રહેતો હતો. સંવત ૧૯૦૫માં એણે દેહ તજ્યો હતો.

---

### દાણલીલા.

કડવું ૧ લું.

ગોરસ લઇને ગોપીકા, ચાલી વેચવા કાજે;
આડો ઉભો આવીને, વચમાં વ્રજ રાજે.

મટુકી લીધી માથડે, ચાલી મહીવાલી;
ઓચીંતાના આવીઆ, વનમાં વનમાલી.
મારગ રોક્યો માવજી, આડા ઉભા છે આવી;
કૃષ્ણ—આવ ઓરી મહીઆરડી, એમ કહીને બોલાવી.
મહીડું તારૂં અમે લુટશું, ઉભી રહેને મહીઆરી;
સાચું જાણો સુંદરી, લેશું રીત હમારી.
ગોપી—જાવા ઘોને જાદવા, વારે રોકો મા વહેતા;
અમે મર્યાદા રાખીએ, તમ સાચું રે કહેતાં.
સમજ્યા વીના નવ ઝાલીયે, પરનારીનો છેડો;
બ્રહ્માનંદ કહે રહો વેગળા, મેલી દ્યોને રે કેડો.

કડવું ૨ જું.

કૃષ્ણ—કેડો અમે કેમ મેલીયે, રીત લાગે તે લેશું;
દાન લીધા વિના સુંદરી, જાવા કેમ કરી દેશું.
દહાડી ચોરી મારૂં દાણ તું, જાતીતીરે છાની;
જોબન ધનનાં જોરથી, થઇ છાં મસ્તાની.
આજ મળી છાં એકલી, મહીડું નહીં મેલું;
દાણ અમારૂં ચોરતાં, શું જાણ્યુંતું પેલું.
ગોપી—કોરે રહોને કાનજી, જોયા જેવું રે થાશે;
રહીએ રાજાના રાજમાં, લુંટી નહી લેવાશે.
મુખડું સંભાળીને બોલીયે, મ કરો જોરાજોરી;
દીઠા વીના નવ નાખીયે, કોઇ ઉપર ચોરી.
દુરીજન લોકો દેખશે, થાશે નામ શું લું;
બ્રહ્માનંદ કહે વાલમજી, મહી ટાંક નહી આલું.

કડવું ૩ જું.

કૃષ્ણ—ટાંક લેવું નથી માહેરે, મટુકી લેવી બાધી;
ઉભી રહે અલબેલડી, આજ બોલતાં લાધી.
તુંતો કેને નથી ગુંનતી, મછરાલી મનમાં;
ઉપર પ્રગટ દેખાય છે, હલકાઇ તારા તનમાં.
બીક દેખાડછ કંસની, તું ભરાણી છાં બલમાં;
ફુડારે બોલી કામની, બોલેછ રે છલમાં.

ગોપી—રોહ રોહ હું તમને ઓળખું, હમણાં થયા છો દાણી;
એવું બોલો છો આકરૂં, કાના શું તમે જાણી.
હમને તે હલકા દીઠડા, તમે લક્ષણના ભારી;
રસીઆજી નવ રોકીએ, વનમાં પરનારી.
કુઆરે બોલી હું કામની, તમે સાચનું ગાઉં;
બ્રહ્માનંદ કેહે વઢવા જેવું, શીદ બોલો છો આકું.

કડવું ૪ થું.

કૃષ્ણ—આકું તો કાંઇ નથી બોલતા, દાણ દેને તું માઇ;
નહી તો વીખાશે વાટમાં, મહી માટલું તારૂં.
ગરવ ભરી તું ગુજરી, જોબનની તું માતી;
દહાડી દહાડી સૌ દેખતા, દાણ ચોરીને જાતી.
કેહેજે જઈ તું કંસને, દાણ લાગે તે દઇને;
મોવડ આવે માતુની, વેહેલું દલ લઇને.
ગોપી—કરીયે નહી ઝાઝી કાનજી, પરનારીની હાંસી;
બલ તો તમારૂં જાણીએ, આવ્યાં છો નાશી.
દહાડી અમે અહીં ચાલીએ, દાણ કે દિન દીધું;
ખોરો મા હાલી આબરૂં, કહીએ છંઇએ સીધું.
લાડકવાયા લાલજી, એલફેલ ન બોલો;
બ્રહ્માનંદ કહે જોરાવરી, શીદ બાઝંતા ડોલો.

કડવું ૫ મું.

કૃષ્ણ—મુજને અચંબો થાય છે, તુ દીસામાં છોટી;
સાચુ બોલ કોણે શિખવી, આવી વાતુરે મોટી.
મહીની મટુકી ઉતારીને, અહીઆં આવ જો ઓરી;
નાની વયમાં નાર તું, શીખી દાણુની ચોરી.
આવુંરે રૂડું આજથી, તુંમાં લક્ષણ ભારી;
માને ઉતારીશ માનની, ધીરી રેહેને ધુતારી.
ગોપી—નાર રૂપાળી જોઇને, ઘેલા થાવ મા લાલા;
મોધી છેરે માવજી, મહીની ગોળીવા'લા.
ધુતી કહી તેં મુજને, તમે મેણલું દીધું;
દોહોને તમારૂં કાનજી, અમે ધુતી શું લીધું.

લાજ ખોશો તમે લાલજી, માણસમાં ભારી;
બ્રહ્માનંદ કહે અમે જાણતા, તમને બ્રહ્મચારી.

### કડવું ૬ ઠું.

કૃષ્ણ—ત. સુતાની માનુની; ડાપણમાં ડોલું,
મુજને તે મોહ પમાડવા, નાહું—થઈ—ને બોલું.
ડાપણનું શું કામ છે, દાણ દેને તું મારું;
નહીતો આ ઘડીએ ફુટશે, મહી માટલું તારું.
એકલી વનમાં આથડે, ત્યાં કેનીરે છોડી;
રૂપ ઘણું તારા અંગમાં, લજ્જાની રે થોડી.
ગોપી—કોણુછો છોરા કુડીઆ, એવું બોલેછે આડી;
આવીરે વાતું તુજને, અલ્યા કોણે શીખાડી.
રહું છું રાજાનાં રાજમાં, મુજને કોણુજ લુંટે;
સમજીને રેહેજે વેગળો, મટુકી નહી ફુટે.
તું તો દાણી આવ્યો વાટનો, અમે સાંભળ્યું નોહોતું;
બ્રહ્માનંદ કહે ઘર નંદનું, જાશે ઓસરી સોતું.

### કડવું ૭ મું.

કૃષ્ણ—બહુ બોલી થામાં બોલકી, હુંતો તુજને કહું છું;
માનુની તારા મેણલા, કહી વારનો સહું છું.
દોર ઘણો દરબારનો, મનમાં મહીઆરી;
ઠગ વિદ્યા તુજમાં ઘણી, તારી આંખ ઠગારી.
બાર વરશની બાલકી, ચોરીમાં બહુ શુરી;
કાચું નથી કોઇ વાતનું, લક્ષણમાં રે પુરી
ગોપી—નાનારે સરખા નંદનાં, છેટે રેજે રે છોરા;
છેલ થયો તને જાણીયો, ઘાલ્યા ફુલનાં તોરા.
કુડારે બોલા કાનુડા, હુંથી વેગળો રહેજે;
તુજ સરખી હોય નિર્લજ, તેને જઇને કહેજે
ઉભા. રહો અલબેલડા, તુને, કરશું રાજી
બ્રહ્માનંદ કહે મહી નહી મળે, જડશે ગાળુ ત્રાજી

સતસંગ મહા નિધિમાં નવ હોયે, વિષયરૂપ વિષયમાં નવ ધાયે;
રઘુનંદન ગુરૂ ચરણે જાયે, હે અણુ૦

પદ ૨ જું.

ગુરૂ શર્ણે જાઇ, સાધન સાર વિચાર કરી મન ધારો;
અભિમાન કરી, મનુષ્ય જન્મ હીરો શા માટે હાર્યો. ટેક.
દેહાદિક સકલ અસત્ય કહિયે, સચ્ચિદાનંદ સત્યપણે ગ્રહીયે;
એમ વસ્તુ વિવેક કરી લઇએ, સાધન૦
ખોટું સુખ વિષયતણું જેવું, બ્રહ્માદિકને પણ છે તેવું;
તે માટે આત્મનું સુખ લેવું, સાધન૦
મનમાં મુરલીધરને ધરીયે, રસનાએ રામ રટણ કરીયે;
શુભ કર્મ કરી ફૂલ પરહરિએ, સાધન૦
ગુરૂ જ્ઞાનથકી સશય જાશે, સાધનથી ચપલપણું થાશે;
રઘુનંદન રૂપ પ્રગટ થાશે, સાધન૦

પદ ૩ જું.

હવે પ્રગટ થયું, રૂપ અખંડાનંદ નિજઆત્મ કેરૂં;
નવ જાય કહ્યું, લક્ષ કરીને લીધુંરે કારણ મેરૂ. ટેક.
અંતરનું મલિનપણું ધોયું, અતિ નિર્મલ નિજપદને જોયું;
ત્યાં જીવપણું સહેજે ખોયું, હવે પ્રગટ૦
કારણમાં અન્વય રૂપ થયું, કારણતાએ વ્યતિરેક રહ્યું;
તે તત્વમસીપદથીજ લહ્યું, હવે પ્રગટ૦
જો તું અનુભવનો ઉદ્યોત ધરી, અજ્ઞાન તિમિરનો નાશ કરી;
ત્યાં નિરખ નિજપદમાંય હરી, હવે પ્રગટ૦
નિર્ગુણ છે પણ નિગમે કળિયો, અણુસંગીને જગમાં ભળીયો;
રઘુનંદન જોતાં હું ગળીયો, હવે પ્રગટ૦

પદ ૪ થું.

હું પદ ગલતે, કારજને, કારણ તે નહિ કોઇ;
ત્વંપદ ટળતે, તત્વપદને પણ ભુલ્યોરે અસિપદ જોઇ. ટેક.
નહિ નામ ને રૂપને રંગપણું, નહિ લાભને ખોટને અલ્પ ઘણું;
નહિ સ્થાન તિમિરને તેજતણું, હું પદ ગલતે૦

નહિ જ્ઞાનાજ્ઞાન વિબુધ મંદા, નહિ આશ્રમ જાતિવર ફંદા;
નહિ ગ્રહગણ દિનકર ને ચંદા. હું પદ ગલતે.
નહિ પુણ્ય ને પાપ વિસમમતિ, નહિ સ્વર્ગનિવાસ કે નર્કગતિ;
નહિ નિર્ગુણ સગુણ વિવાદ રતી, હું પદ ગલતે.
ઉપનિષદ લક્ષ અવાચ્ય કહે, સદગુરૂ કરૂણાએ શિષ્ય લહે;
સમજી રઘુનંદન મૌન રહે, હું પદ ગલતે.

# જીવરાજ.

## જીવને શિખામણ.

### પદ ૧ લું.

જીવ તું શિવને સંભારજે, બીજું મૂકી દે આળ;
ઘડી એક જાય છે સોના સમે, શીશ ફરે છે કાળ. જીવ તું૦
આંખ તણે રે ફરૂકડે, ઘડીએ વરસાં સો થાય;
મુરખ મનમાં નથી જાણતો, ઘડીએ ઘુંટ ભરાય. જીવ તું૦
જાળ છે કાળના હાથમાં, નાખતાં કેટલી વાર;
જીવ માયામાં વીંટાઇ રહ્યો, કેમ ઉતરશો પાર. જીવ તું૦
જળ પરપોટો રે નીરમાં, જોતાં પરગટ થાય;
મુરખ મનમાં નથી જાણતો, પાછો જળમાં સમાય. જીવ તું૦
જેવું મોતી રે ઊસનું, એવો ખોટો સંસાર;
દીસતું રે રળિઆમણું, ખરતાં કેટલી વાર. જીવ તું૦
જેવો ઝાકળો થાંભલો, એવો સકળ સંસાર;
જેવા ધૂમ્રના બાચકા, જેવું વલોવતું વાર. જીવ તું૦
જેવું ચાંદણું એડીયું, જેવી વેળુની ભીત;
જેવો વાયુ વચ્ચે દીવડો, તેવી કાયાની રીત. જીવ તું૦
જેવી છાયા બપોરની, જેવું અંજલીનું નીર;
જેવું કવાયુ વાદળું, એવું મિથ્યા શરીર. જીવ તું૦

નદી કિનારે રૂંખડાં, પરભાતે ધોવાય મૂળ;
જીવ માયામાં વીંટાઇ રહ્યો, અંતે મળીયું સૌ ધૂળ. જીવ તું૦
શમણું લાગ્યું રે ઊંઘમાં, પામ્યો લીલા વિલાસ;
જાગ્યો ત્યારે દેખે નહીં, અંતે ગયો નિરાશ. જીવ તું૦
સંજોગ નદીને રે નાવનો, એવો સકળ સંસાર;
પછી કોઈ મળે નહીં, જ્યારે ઉતરીએ પાર. જીવ તું૦
જેવો વાસો પંખીતણો, સધાએ એકઠાં થાય;
પછી કોઇ મળે નહીં, પ્રભાતે ઉડી જાય. જીવ તું૦
ધંધો કરીને ધન જોડીઊં, લાખ ઉપર કરોડ;
મરતી વેળાના માનવી, કેડનો કંદોરો છોડ. જીવ તું૦
જેવા પત્ર રે વૃક્ષનાં, દીસે શોભાયમાન;
જોગ સંજોગે પ્રગટયાં, વેરાણાં રાનો રાન. જીવ તું૦
કાલ સિંચાણો શિર ફરે, મૂરખ કરે પરપંચ;
ઓચિંતો તુજને રે મારશે, સઘળો વણસશે સંચ. જીવ તું૦
સુખ સોનાનું રે પાંજરૂં, રત્ને જડીયાં છે નંગ;
મૂરખ મનમાં નથી જાણતો, ક્ષણમાં થાશે રે ભંગ. જીવ તું૦
પોપટ ભણતો રે પાંજરે, બહાર ઉભો મંઝાર;
મૂરખ મનમાં નથી જાણતો, ઝડપતાં કેટલી વાર. જીવ તું૦
પાંચે ચોર કેડે પડ્યા, લૂટે દિવસ ને રાત;
મૂરખ મનમાં નથી જાણતો, કોઇ વારે નહીં ઘાત. જીવ તું૦
ડાટયું સાહું રે સર્વે રહ્યું, ન થઇ કર્મની છૂટ;
પુણ્યદાન નિમિત છે દેવની, અવળી છે લૂટ. જીવ તું૦
વસમે મારગ ચાલવું, આગળ અંધારી રાત;
મૂરખ મનમા નથી જાણતો, તારે કોનો સંઘાત. જીવ તું૦
હીંડે મૂછો રે મરડતો, ઢળકતી મૂકે રે પાઘ;
તેને કાળે રે ઘેરીઓ, ખોયા ચારે રે ભાગ. જીવ તું૦
જોબન મદભેરે ચાલતો, વરો રૂદેમાં રે ગંધ;
કાઢી આંખે રે સામુ જૂએ, જ્યારે રૂંધાણો કંઠ. જીવ તું૦
કાયા નગર તો ઘેરીયું, કામે કામ લૂટાય;
દશ દ્વાર રે રોકીઆ, કોઇ વારે નહીં ધાય. જીવ તું૦

બાળપણું રે રમતાં ગયું, જોબન નારીની સાથ;
ઘડપણ થયો રે આકળો, વિસાર્યા વિશ્વંભર નાથ. જીવ તું૦
ગયા રાણા ને રાજીયા, મૂકી ગયે ભંડાર;
તારૂં આયુષ રે અલ્પનું, મેને કીધોજી ભાર. જીવ તું૦
મારૂં મારૂં તું શું કરે, તારૂં ન મળે રે કાંઇ;
આપ સ્વારથે સૌ મળ્યું, મન વિચારી જોઈ. જીવ તું૦
એસા ભવજલ બૂડતાં, લીધાં શિવજીનાં નામ;
સંસાર સાગરથી ઉતર્યા, પામ્યા અભેપદ ઠામ. જીવ તું૦
શિવ કથા જેણે સાંભળી, જોઇ પૂરાણુની શાખ;
બ્રહ્મતારક, તો કર્ણ વિષે, ધરજો ભસ્મ રૂદ્રાક્ષ. જીવ તું૦
કાચો કુંભ જળે ભર્યો, રહેશે કેટલી વાર;
કાગળ ભીંજ્યો રે પાણીએ, એવો સકળ સંસાર. જીવ તું૦
તીરથ સઘળાં રે ઢુકડાં, સેવો ગિરિજાનો નાથ;
મુક્ત પદારથ પામશો, વ્રત કીધે શિવરાત્ર. જીવ તું૦
સંગ કીજે શિવ ભક્તનો, મેવાનો ઉપન્યો છે નીમ;
અભય મુક્તને પામશો, કાશીમા કુશળ રે ક્ષેમ. જીવ તું૦
શિવ ઉત્સંગે બેસાડશે, તારક દેશે રે કર્ણ;
જીવ ટળીને શિવ થશે, ઉપજશે બ્રહ્મ જ્ઞાન. જીવ તું૦
વાચક વેદ પુરાણુના, પોહોચી મનની રે રીઝ;
શિવ શિવ જિવ્હાએ ઓચરે, મોટું બંધાણું બીજ. જીવ તું૦
ઢગલો પડયો છે કપાસનો, કહેતા ન આવે પાર;
શિવ નામે નિરમળ કરે, તણખો કેડેજી હાર. જીવ તું૦
બહુ પાપી નીરમળ કર્યા, તેનું ખોયું જી પાપ;
શિવ નામે તે ઉધર્યા, જો જો પુરાણમાં શાખ. જીવ તું૦
જો ને ઉપમન્યુ એ શું કર્યું, પાંચ વરસનો બાળ;
વનમાં શંકર પૂજીઆ, કૃપા કીધી દયાળ. જીવ તું૦
ધ્રુવ રે ભક્ત તે ઉધર્યો, લીધાં શિવનાં નામ;
કાશીમાં શંકરને પૂજીઆ, પામ્યો અભેપદ ઠામ. જીવ તું૦
વજો ભીલરે ઉધર્યો, ગુણકા અધમ જાત;
સુવડ મરખાં સુખીયા થયા, ચાંડાલી કીધી ખ્યાત. જીવ તું૦

જાણે અજાણે બહુ તર્યા, રૂષિ મહા શુકદેવ;
નર્મદા તીરે રે જઇ રહ્યા, પોતે પૂજ્યા મહાદેવ. જીવ તું૦
જે કો ભાવ કરીને રે જાણશે, પહોંચશે મનની રે આશ;
કરજોડી જીવરાજ વિનવે, ફરિ ન આવે ગર્ભે વાસ. જીવ તું૦

## કૈલાસ વર્ણન.

### રાગ સામેરી.

મારે કૈલાસ કેમ વર્ણવવું, વર્ણવ્યું કેમ જાય;
વેદ વિરંચિ વિસ્મે થયા, બીજે કેમ કહેવાય. મારે૦
ઉમયાના નંદનને વીનવું, ગરૂઓ ગુણનો ભંડાર;
કર્મ મેલ કાપો અંતરતણા, નાસે અંધકાર. મારે૦
દેવ સકલમાં શિરોમણી, ગરૂઓ જશવંત;
સિંદુરે પૂજા ચઢે, ઉજ્વળ ઝળકે છે દંત. મારે૦
વાયક વેણુ ચાર દેવીઓ, પૂરોને આશ;
દુરમત સકળ દહન કરો, આપો બુદ્ધ પ્રકાશ. મારે૦
દીન જાણીને દયા કરો, હૃદે આવીને બુદ્ધ;
કૃપા શ્રી વિશ્વેશ્વરતણી, 'અક્ષ કહેવાજો શુદ્ધ. મારે૦
રેણુકા તો શિવ ભકતની, વંદુ ધરીને શીશ;
અવર્ણને અભવ કર્યો, સમરથ શ્રી જુગદીશ. મારે૦
પંચાશ કોટિ ધરા રચી, સપ્ત દ્વીપ નવ ખંડ;
ભૂરે મંડલથી ઊંચે રહ્યા, એકવીશ બ્રહ્માંડ. મારે૦
સૂર્ય મંડળની સંખ્યા કહી, ઊંચુ લાખ જોજન;
બે લાખે ચંદ્રમા' વસે, કહે છે પુરાણ વચન. મારે૦
તારા મંડળ રળિઆમણું, જેની શોભા રે સાર;
ભૂરે મંડળથી ઉંચેરૂં, જોજન લાખ છે ચાર. મારે૦
તે ઉપર શુક્ર વસે, બૃહસ્પતિ ગુરૂદેવ;
તે ઉપર મંગળ વસે, શનિશ્ચર વસે અવશ્યમેવ. મારે૦
તે ઉપર સપ્ત ઋષિ વસે, જેની મધજેરે શાખ;
ભૂરે મંડલથી ઊંચેરૂં, જોજન સત્તર લાખ. મારે૦

ધ્રુવ મંડલ રળિયામણું, જેની સઘળે રે શાખ;
ભૂરે મંડલથી ઉંચેરહું, જોજન એકવીશ લાખ. મારે૦
તે ઉપર ધર્મલોક છે, તેને સર્વ વિવેક;
ભૂરે મંડલથી ઉંચેરહું, જોજન ક્રોડજ એક. મારે૦
મહિષ વાહન જેને બેસવા, ચિત્રગુપ્ત પ્રધાન;
કાલ ચક્ર જેના હાથમાં, તે તો ધર્મ રાજન. મારે૦
ગરૂડ પુરાણુ વિષે કહ્યું, જનને ત્યાં લઇ જાય;
અઠાવિંશ કોટિ નર્ક છે, જહાં સંજમનિનો રાય. મારે૦
ન્યાય પૂછે સર્વ જીવને, સૌનાં જૂએ રે કર્મ;
અદકું ઓછું કોને નહીં, મહા ધર્માધર્મ, મારે૦
તે ઉપર સ્વર્ગ સદન છે, જ્યાં છે ઈંદ્રનું રાજ;
ચાર કરોડ જોજન સહી, આપ્યું શિવ મહારાજ. મારે૦
ઐરાવત જેને બેસવા, ચોર્યાશી જોજન;
પારિજાતકનું એક છે, ચિંતામણી રતન. મારે૦
રાજ્ય છે જેને સ્વર્ગનું, દેવ જોડે રે હાથ;
વજ્રાયુધ જેના કર વિષે, અમરાવતીનો નાથ. મારે૦
તે ઉપર બ્રહ્મલોક છે, જેનો સુંદર ઘાટ;
ભૂરે મંડલથી ઉંચેરહું, જોજન ક્રોડરે આઠ. મારે૦
હંસ વાહન જેને બેસવા, સાવિત્રી જે નાર;
સુર સનકાદિક પુત્ર જેહને, સરસ્વતિ કુમાર. મારે૦
જ્યેષ્ટણી ગંગા તહાં વહે, વીટીને બ્રહ્મલોક;
તેની છોળે સાગર રે, કહે છે પુરાણુ શ્લોક. મારે૦
તે ઉપર વૈકુંઠ છે, શોભા ધન્ય ધન્ય;
ભૂર રે મંડલથી ઉંચેરહું, સોળ ક્રોડ જભાન્ય. મારે૦
ક્રોડ ગઢ કંચનતણા, શોભા ઠામો રે ઠામ;
અગિયાર લાખ ગઢ રત્નના, જ્યાં વસે ઘનસ્યામ. મારે૦
સપ્ત ગઢ મણીતણા, કેમ કહીએ રે વાત;
દીસતા રળિઆમણા, તેની નવલી રે ભાત. મારે૦
જ્યાં આસન વિષ્ણુતણું, પંચ સહસ્ત્ર પ્રમાણ;
ચોપાસે ચામર ઢળે, વેદ સરખી તે વાણુ. મારે૦

રૂપ ચતુર્ભુજ ત્યાં વસે, સર્વ શ્યામલ વર્ણ;
શિવનું લાછન સોહામણું, મકરાકૃતિ કર્ણ. મારે૦
શ્રી રૈલ પુણ્ય શીલ છે, કરે ભક્તનાં કામ;
જય ને વિજય બે પોળીયા, જ્યા વૈકુંઠ પૂર ધામ. મારે૦
વિષ્ણુ નારાયણ જહા વસે, જેને નામે રે લાભ;
નાભી કમલથી બ્રહ્મા પ્રગટયા, તે તો પદ્મજ નાભ. મારે૦
ગરૂડ વાહન જેને બેસવા, જેને લક્ષ્મીજી નાર;
રાજ્ય કરે વૈકુંઠનું, ચૌદ લોક પ્રતિપાળ. મારે૦
તે ઉપર રૂદ્ર કૈલાસ છે, જ્યા છે શંકર ઇશ;
ભૂરે મંડલથી ઊંચેરૂં, જોજન ક્રોડ ચોવીશ. મારે૦
બે ક્રોડ ગઢ કંચન તણા, જળહળ દીસેરે જ્યોત;
બાવીશ લાખ ગઢ રત્નના, થઈ રહ્યો ઉદ્યોત. મારે૦
શત ગઢ છે રે મણીતણા, અંતઃપૂર છે જ્યાહે;
કર્ણકુબ્જા નદી જ્યાં વહે, બ્રહ્મ તેહ માહે. મારે૦
પાળ તેની રત્ને જડી, માહે નીરમલ નીર;
ત્રિવિધ પવન સોહામણો, સુક્ત વાયે સમીર. મારે૦
પારીજાતકની વાડીયો, મૃગમદનારે છોડ;
મધ્યે મંડપ સોહામણો, વાડી અટ્ટા ક્રોડ. મારે૦
વડ એક લીલ મણીતણો, તેનો સુંદર સંચ;
શાખા તેની સુવર્ણ તણી, જોજન સહસ્ત્રજ પંચ. મારે૦
જ્યાં આસન રૂદ્રજતણું, દશ સહસ્ત્ર પંચાશ;
શીશ છત્ર સોહામણું, જોજન સહસ્ત્ર પંચાશ. મારે૦
ચારે મેર ચામર ઢળે, જેમ ચમકે રે વીજ;
દેવ સકળ જેની સ્તુતિ કરે, પોહોચે મનની રે રીઝ. મારે૦
અકલ સ્વરૂપ તેહનું, કો નવ પામે રે પાર;
સ્વામિ તમારી ઇચ્છા થકી, વિષ્ણુ ધરે અવતાર. મારે૦
અસંખ્ય બ્રહ્મા જેની લેહેરમાં, વિષ્ણુ કોટયા વિધાન;
ગંગાવેણુ ઇંદ્ર પડે, રૂદ્ર પવકનું રે માન. મારે૦
સંખ્યા મહાકૈલાસની, જોજન બત્રીશ ક્રોડ;
આદિ ઉમયા શિવ ત્યા વસે, કોઇ નવ આવેરે તોલ. મારે૦

કહેવા કોઈ સમર્થ નથી, જ્યાં સદા શિવ બ્રહ્મ;
નામ લેતાં મોક્ષ જેહને, સઘળાં છૂટીએ કર્મ. મારે૦
વેદ વાણી પોહોચે નહીં, મનસા થાકી રે જાય;
સરસ્વતિ કળિ નવ શકે, બીજે કેમ રે કહેવાય. મારે૦
બ્રહ્મ ગોલોક જહાં રચ્યો, પરમ પદના રે શૂન્ય;
ધ્યાનતણી જેને ધારણા, તેને લાધ્યું રે ધન. મારે૦
તત્વનો નિશ્ચય કર્યો, અને જ્ઞાન તણી ઉદ્યોત;
ધારણ સ્વરૂપ એ ત્રણ છે, ચોથું બ્રહ્મ જ્યોત. મારે૦
સાત સ્વરૂપ વેદે કહ્યાં, માત્રા સતાવીશ;
વિગત તેની તે જાણશે, પામે પરમ જુગદીશ. મારે૦
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર કહ્યા, ઇશ્વરનાં રે નામ;
સદાશિવ પરમ શિવ છે, તેજોમય ધામ. મારે૦
નાદ બિંદુ અંગુષ્ટ કહ્યા, અંગ ચારે રે એક;
સાંબ સદાશિવ સોહામણા, કેમ કહીએ વિવેક. મારે
આત્મા ભૂત સર્વ એ થકી, એ થકી છે પ્રકાશ;
એકવીશ બ્રહ્માંડ લગી આત્મા, છે તેહનો રે નાશ. મારે
વચન એ શિવ પુરાણનાં, ઠામો ઠામે રે હોય;
જીવને બંધન ત્યાં થકી ટળે, મન વિચારીને જોય. મારે
ગોલોક મધ્યે વ્યાપી રહ્યો, વળગ્યા તેને પાશ;
ગૌરી લોક જે ભેદશે, તેનો સુંદર પ્રકાશ. મારે
આજ્ઞા વિના જઈ નવ શકે, જ્યાં છે ગુહાઓ ત્રણ;
સર્વે કોઇ ઇચ્છે સહી, સદાશિવજીના ચર્ણ. મારે
ઉડ ક્રોડ ગઢ કંચન તણા, શોભા ઠામો રે ઠામ;
મોતી તણા તેને કાંગરા, મધ્યે કમલના ધામ. મારે૦
*તેનાં કોશીશાં હીરે જડયાં, જળહળ દીસે રે જ્યોત;*
બાવીશ લાખ ગઢ રત્નના, થઇ રહ્યો રે ઉદ્યોત. મારે૦
અષ્ટાવીશ શત ગઢ મણીતણા, મણિમય ઝાતકાર;
ચંદ્રકાંત મણી શોભતો, શોભા અપરંપાર. મારે૦
પોળ પરસાળ સોહામણી, કળશ એકાદશ લાખ;
ધ્વજા પતાકા ફરફરે, બહુ કલ્પનાં વૃક્ષ. મારે૦

વેણુકા બહુ સોહામણું, જળહળ જ્યોતના રૂપ;
દેવ સર્વે ઇચ્છે સહી, જેહને સદાશિવ અનૂપ. મારે૦
પારિજાતકની વાડીયો, સઘળે સરખી રે ઓળ;
પરવાળી તણી વેલડી, મધ્યે સુવર્ણની કેળ. મારે૦
સોળ ક્રોડ જોજન લગી, સઘળે સરખી રે હાર;
પુષ્પ સદા અમૂલનાં, દીસે સારમાં સાર. મારે૦
વડ એક તહાં કંચન તણો, દીસંતો વિશાળ;
શાખા તેની સહસ્ર જોજનની, દીસે ઝાકઝમાળ. મારે૦
લીલા મણી તણાં પાંદડાં, કનક કેરી રે ડાળ;
પરવાળાં તણી કુંપળો, દીસે સારમાં સાર. મારે૦
વડવાઇઓ નીચી નમી, જાણે ચંદ્રનાં કીર્ણ;
પ્રતિબિંબ તેનું પડે, પરવાળીને વર્ણ. મારે૦
અક્ષય વડ નામ તે તણું, થાપીઓ અવિનાશ;
પત્રે પત્રે બ્રહ્મા વસે, વિષ્ણું કરે રે વાસ. મારે૦
વડ એક સરોવર પાળનો, દીસે ઘોર ગંભીર;
દેવ સકળ ચરણે નમે, ઇચ્છે મોટેરા ધીર. મારે૦
ભ્રમર છાયા તેહની, અલૌકિક નેટ;
ત્રેગુણ આવે જ્યારે શિવ કને, ઊતરે વડ હેઠ. મારે૦
સરોવર એક સોહામણું, રત્ને બાંધી છે પાળ;
પગથીઆં હીરે જડયાં, માંહે જડી છે લાલ. મારે૦
કમલ રત્ન સોના તણાં, શોભાનો નહીં પાર;
ભ્રમર ઉપર ગુંજે ઘણા, ધેન ફરે હારે હાર. મારે૦
અમૃત જળ તેમાં ભર્યું, કૃપા શ્રી મહાદેવ;
દેવ પીએ ને અમર થાય, એ અવસ્યમેવ. મારે૦
કુંભ એક અમૃત તણો, આપ્યો દેવને હાથ;
સાગર મથીને કાઢીયો, છવાડયો સઘળો રે સાથ. મારે૦
સુર સનકાદિક માછલાં, બ્રહ્માદિક તે હંસ;
મુક્તિ તણાં મોતી ચણે, પ્રભુજીના એ અંશ. મારે૦
ઈંદ્ર બપૈયો થઇ વદે, શુક પોપટ સાર;
શારદા કોયલ વાણી વદે, એ છે અગમ અપાર. મારે૦

પદ્ * ઋતુ વળી ત્યાં વસે, સદા માસ વસંત;
મયૂર કળા કરે ઘણી, કરીને એક ચંત. મારે૦
કળા ચોસઠ સોહામણી, કામ કરે રે તાન;
ચિત્ર ધનુષ જેના કર વિષે, કરમાં પુષ્પનું બાણ. મારે૦
નારદે વીણા કર ધરી, સરસ્વતિ કરે રે ગાન;
વિષ્ણુ વાયે વાંસળી, કરે વિધ વિધ તાન. મારે૦
લક્ષ પંચાશ રત્ન તેને જડયાં, વળી જડીઆં બહુ નંગ;
લીલાં પીળાં ને ઉજ્જળાં, દીસંતાં નવ રંગ. મારે૦
ગોખ ગવાખા શાલા ઘણી, મોતી તીરે રે જાલ;
પરજંગ પવન ચમર કરે, સહસ્ર ભોમના માળ. મારે૦
વિતાન તારા મંડળ તણું, મધ્યે ચંદ્રનું ફુલ;
મૃગમદનાં તહાં છાંટણાં, જેને સદા અમૂલ. મારે૦
કુંભી બે રત્ને જડી, પરવાલીનાં તોરણ;
રત્ન કમળનાં રાંગુઆં, તેનો જુજવો વર્ણ. મારે૦
ચોક તો મુક્તાફળ તણો, બેસવાના ઠામ;
દીસંતા રળીઆમણા, કયમ કહિએ રે માન. મારે૦
છડિદાર છડિને કર ગૃહિ, ઉભા એક એક દ્વાર;
વીરભદ્ર અનેક છે, કહેતાં ન આવે પાર. મારે૦
સહસ્ર યોધા તહાં રહ્યા, જેહનું બળ રે વિશેક;
રાજ્ય કરે વૈકુંઠનું, જો છૂટે રે એક. મારે૦
જહાં આસન સ્વામિતણું, કહેતાં ન આવે રે પાર;
અંબા શિવ બીરાજતાં, નિરંજન નિરાકાર. મારે૦
ગારો કસ્તૂરી તણો, રૂપ રત્નનું તેજ;
ચિંતામણીનાં કમળ ઘણાં, દેખી ઉપજે રે હેત. મારે૦
દાંડા તો રત્ન કાંતિના, ચંદ્ર કાંતિનાં પત્ર;
ફરતો મંડપ સોહામણો, એક સહસ્રનું છત્ર. મારે૦
સહસ્ર સલક્ષણિ સોના તણિ, મધ્યે મોતીની સેર;
ફરતું છત્ર સોહામણું, જોજન સહસ્રજ ઘેર. મારે૦
જહાં આસન સ્વામિતણું, જુગમ લાખ પંચાશ;
કોટિઝળહળે સૂર્ય કાંતિના, કોડ ચંદ્ર પ્રકાશ. મારે૦

સોહે સ્ફાટિકનાં પુતળાં, ચંદ્ર કાંતિના સ્થંભ;
પ્રતિબિંબ તેનું પડે, તેનાં જુજુવાં વર્ણ. મારે૦
સહસ્ત્ર ચમર સાથે ઢળે, વિદ્યુત કોટ ઝાતકાર;
પ્રતિબિંબ તેનું પડે, કહેતાં ન આવે રે પાર. મારે૦
નંદિકેશ્વર ને ભૃંગિજી, જડિત્ર જ્યેષ્ટિકા હાથ;
કોટિ શબ્દ આનંદના, જયો જય વિશ્વનાથ. મારે૦
શિવ ગૌરી ગણપતિ સહી, જેનું અતિ ઘણું માન;
સ્વામિકાર્તિક ને નંદિકેશ્વર, એ પંચાયતન. મારે૦
કોટિ ચંદ્ર તહાં જળહળે, સૂર્ય કોટિ પ્રકાશ;
કર્પૂર ગૌર નીલકંઠજી, ગંગાધર અવિનાશ. મારે૦
પુષ્પ વચે સોનાતણાં, મોતીડે વરસે રે મેઘ;
અતિ બિંદ જેને અંગે અડે, તેનો અખંડજ દેહ. મારે૦
અર્ધ્ધ માત્રા સુખ થકી, વેદ દેખે નહીં મોચ;
એકવીશ બ્રહ્માંડ લગી મુક્તમણી, તેમાં કૈલાસ તોચ. મારે૦
બાકરન ચાંદરણુ નિરજ ફરે, તન સદાયજ ગીશ;
કોટિ બ્રહ્માંડ જેની રોમ ફરે, કોટિ બ્રહ્માંડધીશ. મારે૦
કર્મ મરણ બંધન નથી, દુઃખ નથી અનુસાર;
જન્મ મરણ કાળ ભય નથી, જહાં છે મહાકૈલાસ. મારે૦
દેવ સકળ ઇચ્છે સહી, દરશનને કાજ;
રાજધાની ઇશ્વર તણી, વિશ્વેશ્વર મહારાજ. મારે૦
અગમ અગોચર એ છે, અખંડ દંડ એ માન;
વિશ્વકુલ સકલ કવિ ચાતુરી, થાક્યું બ્રહ્મ જ્ઞાન. મારે૦
કાર્યા કારણુ એહ છે, તેનું અકલિત માન;
પરનાલિકા કાશી તણી, બ્રહ્મતારક કાન. મારે૦
વેદ વ્યાસ નારાયણુ એ છે, તેહ કહે પાર ન લહું;
વિશ્વેશ્વર ચરણુ પ્રતાપ થકી, બુદ્ધ સારૂં કહું. મારે૦
નંદિકેશ્વર કોટિ ચીતલું, સર્વનાં સરખાં રે રૂપ;
ભક્તતણા સંગ જોયતા, જેને સદા અનૂપ. મારે૦
સ્વામિ સરખા સર્વે સહી, સર્વે પંચ વદન;
કર્પૂર ગૌર નીલકંઠજી, સદા સુખનું સદન. મારે૦

અગિયાર રૂદ્ર કોટિ રૂદ્ર, વસે સૂરજ કોટિ બાર;
સાત કોટિ ગાંધર્વ વસે, જક્ષ ત્રણ કોટિ ચાર. મારે૦
ચાર વેદ જેની સ્તુતિ કરે, મુક્તિ તલાસે રે પાય;
મુક્ત પામી ટળી ગયા, બ્રહ્મ કેમ કલાય. મારે૦
ત્રિમાં ત્રાબ લગી રહિ, શૂન્યાન્ય અપાર;
પરમ શૂન્ય શિવ પ્રભુ, મહા શૂન્ય સચાર. મારે૦
આગળ રૂદ્ર મધ્યે વિષ્ણુજી, પાસે તહાં બ્રહ્માય;
દર્શન કાજે ઉતાવળ મુક્ત, જ્યેષ્ટિકા કર સાય. મારે૦
પંચાક્ષરી નિત્યે જપે, મૂકી મિથ્યા રે વાત;
કાશી વાસ તેને હશે, વ્રત કરે શિવરાત. મારે૦
લિંગાર્ચન કરે નીમસ્ત, મૂકી સઘળી રે મુક્ત;
કાશી વાસ તેને હશે, પામશે અવિમુક્ત. મારે૦
શિવ દર્શન શિવ આરતી, શિવજીનું રે નામ;
શિવ ચરણોદક શિવ પ્રસાદથી, પામે અભેપદ ઠામ. મારે૦
સ્મરણ પ્રણામ મુક્ત એક છે, હદે રાખ વિભૂત;
દશમુ લિંગાર્ચન છે, ટાળે જન્મનાં દુખ. મારે૦
એળને ભ્રમરી કરે, લોહ કંચન થાય;
જીવને શિવ છે ઢૂંકડો, જે કો એ ગુણ ગાય. મારે૦
લવણુ નીર મધ્યે ભર્યું, જેમ સાગર લેર;
વાસ છે જેમ પુષ્પમાં, જીવને શિવ ઘેર. મારે૦
સંગ ન હોય ભક્તતણો, ત્યારે તો કહીએ રે કેમ;
વિજળીતણા ચમકારમાં, મોતિ પરોધએ જેમ. મારે૦
એ નાસ્તિકને કહેવુ નહીં, નહી હેતુ વાકયનું કામ;
દમક પાખંડી જહા મળે, કહેવુ નહીં તે ઠામ. મારે૦
નરનારી જે કો સાભળે, પોહોચે મનનીરે આશ;
મહા કૈલાસ અનુભવ કરે, શિવ ચરણે રે વાસ. મારે૦
સંવત સતર સોહામણો, ચોતરીશો રે સાર;
ચૈત્ર શુદ ચોથ ભલી, દિન પ્રત શનિવાર. મારે૦
વાસો વેગમપુર વિષે, પંચોળીની નાત;
સર્ગ મિત્રની કૃષ્ટિકા, પ્રભુ આપને હાથ. મારે૦

પૂજીને દશવિધ પામીઓ, પોહોચી મનની રે આશ;
કરજોડી જીવરાજ વિનવે, શિવ સેવકનો રે દાસ. મારે૦

---

## ઈશપ્રતાપ.

### પદ ૧ લું.-રાગ ગરબી.

મેં તમને નવ ઓળખ્યા, ગિરિજા ધણી રે;
અજાણે કીધો પ્રહાર, કંઠનીલા મણી રે.
મારા દુઃખની વેળાના તમો ધણી, ગિરિજા ધણી રે;
સમરથ શ્રી વિશ્વનાથ, કંઠનીલા મણી રે.
કારણુ છો તમે સર્વનું, ગિરિજા ધણી રે;
કેમ રે ઉપાડું હાથ, કંઠનીલા મણી રે.
જેમ દિનકર આગળ આગિયો, ગિરિજા ધણી રે;
જેમ સિંહ આગળ શિયાળ, કંઠનીલા મણી રે.
ક્યાંહે સાહેર ક્યાંહાં ખાબડું, ગિરિજા ધણી રે;
કથિર સોનાને સમાન, કંઠનીલા મણી રે.
હું પામર સમજ્યો નહીં, ગિરિજા ધણી રે;
મેં જાણ્યું ભિલનું રૂપ, કંઠનીલા મણી રે.
અકલ સ્વરૂપ ઇહાં આવીયું, ગિરિજા ધણી રે;
સકલ ભૂવનનો ભૂપ, કંઠનીલા મણી રે.
તમે બાલક કરીને મુને રાંખીઓ, ગિરિજા ધણી રે;
મેં તમ ચરણે મૂકયું શીશ, કંઠનીલા મણી રે.
તમે ભાગિરથને કરૂણા કરી, ગિરિજા ધણી રે;
તમે ગંગા ધારી શીશ, કંઠનીલા મણી રે.
તમે ગોપીનાથજીને કૃપા કરી, ગિરિજા ધણી રે;
આપ્યા વર ચોવીશ, કંઠનીલા મણી રે.
તમે દેવનાં દુઃખ નિવારીયાં, ગિરિજા ધણી રે;
તમે વિષ કીધું પય પાન, કંઠનીલા મણી રે
તમે સુરિનરને સુખિયા કર્યા, ગિરિજા ધણી રે
તમે આપ્યાં અભય દાન, કંઠનીલા મણી રે

તમે ત્રિપુરનો ત્રાસ નિવારિયો, ગિરિજા ધણી રે;
કીધી વિષ્ણુની સાહે, કંકનીલા મણી રે.
જે તમ ચરણે વળગીઆ, ગિરિજા ધણી રે;
તે ઉતરીઆ ભવ જળ પાર, કંકનીલા મણી રે.
અમો જન્મના દુઃખીઆ ઘણું, ગિરિજા ધણી રે;
અમો પ્રગટયા વનમોઝાર, કંકનીલા મણી રે.
અમો પિતા વિના વન ઉછર્યા, ગિરિજા ધણી રે;
અમને તમારો આધાર, કંકનીલા મણી રે.
અમને દુર્યોધન કેડે પડ્યો, ગિરિજા ધણી રે;
છળ કીધો લાખા ભુવન, કંકનીલા મણી રે.
અમને અગ્નિથી બળાતા રાખીઆ, ગિરિજા ધણી રે;
તમ ચરણ સેવ્યાનાં પુણ્ય, કંકનીલા મણી રે.
અમને ગુફામધ્યેથી ઉગારિઆ, ગિરિજા ધણી રે;
તમે આપ્યું ત્યાં વરદાન, કંકનીલા મણી રે.
વૃકોદર નામ તમે ધર્યું, ગિરિજા ધણી રે;
તમો સદા થયા તુષમાન, કંકનીલા મણી રે.
અમે ગયા દ્રુપદને માંડવે, ગિરિજા ધણી રે;
તહાં કીધો મત્સાવેધ, કંકનીલા મણી રે.
પછે સન્મુખ દર્શન આપીયું, ગિરિજા ધણી રે;
રાયનો ટાળ્યો ખેદ, કંકનીલા મણી રે.
દેવ ચક્ષુ તહાં આપીયાં, ગિરિજા ધણી રે;
દેખાડયો સર્વે ઠામ, કંકનીલા મણી રે.
સંદેહ મનનો ટાળીઓ, ગિરિજા ધણી રે;
તમ પરતાપેથી શ્યામ, કંકનીલા મણી રે.
નારી એક તહાં ધ્યાન ધરે, ગિરિજા ધણી રે;
તે જપે સદાશિવ નામ, કંકનીલા મણી રે.
રૂપ સુંદર તે સુંદરી, ગિરિજા ધણી રે;
મહા તેજતણું તે ધામ, કંકનીલા મણી રે.
તેને અંગ પરસેનો ઉતરે, ગિરિજા ધણી રે;
તે તો આવે ગંગાજી માંહે, કંકનીલા મણી રે.

કમળ તેનું તહાં નીપંજ્યે, ગિરિજા ધણી રે;
તે શોભા કહી નવ જાય, કંકનીલા મણી રે.
ઇંદ્ર સ્વર્ગથી આવિયો, ગિરિજા ધણી રે;
મોહ પામ્યો દેખી નાર, કંકનીલા મણી રે.
રૂપ તેનું કેમ વર્ણવું, ગિરિજા ધણી રે;
કોય નથી રે એવુ સંસાર, કંકનીલા મણી રે.
ચાલી તહા થઈ સુંદરી, ગિરિજા ધણી રે;
આવી જહાં ત્રિપુરાર, કંકનીલા મણી રે.
તમો કહ્યું પાચે એ વરો, ગિરિજા ધણી રે;
તમારી એજણુ કરશે સાર, કંકનીલા મણી રે.
કેશ બે તમે નાખીયા, ગિરિજા ધણી રે
ધર્યો અમો અવતાર, કંકનીલા મણી રે.
કેશ ઇશ બે પરગટ થયા, ગિરિજા ધણી રે;
શ્રી કૃષ્ણ અને બળદેવ, કંકનીલા મણી રે.
શ્યામ કેશ શ્રી કૃષ્ણજી, ગિરિજા ધણી રે;
શ્વેતે શ્રી બલદેવ, કંકનીલા મણી રે.
જ્ઞાન તે અમને વીસર્યું, ગિરિજા ધણી રે;
અમે રમવા બેઠા દ્યૂત, કંકનીલા મણી રે.
હારી બેઠા તહાં સુંદરી, ગિરિજા ધણી રે;
છેતર્યા ચારે દ્યૂત, કંકનીલા મણી રે.
ઘેરી લાવ્યા તહાં સુંદરી, ગિરિજા ધણી રે;
એને રજસ્વલાના દીન, કંકનીલા મણી રે.
કેશ ઝાલી તહાં કામિની, ગિરિજા ધણી રે;
ભરીયાં જળ લોચંન, કંકનીલા મણી રે.
સભા વચ્ચે ઉભી કરી, ગિરિજા ધણી રે;
દેખંતાં સરવે વીર, કંકનીલા મણી રે.
દુર્યોધન દુષ્ટ બોલીયો, ગિરિજા ધણી રે;
કહે નારીનાં કાઢો ચીર, કંકનીલા મણી રે.
ત્યારે લાંબે સ્વરે રૂદન કર્યું, ગિરિજા ધણી રે;
મારી શંભુ કરજો સાર, કંકનીલા મણી રે.

નવસેં નવાણું પુરીયાં, ગિરિજા ધણી રે;
પલક ન લાગી વાર, કંકનીલા મણી રે.
અમે ધર્મેબાંધ્યા વન નીસર્યા, ગિરિજા ધણી રે;
આવ્યા જ્યાં રતિ કામ, કંકનીલા મણી રે.
રાજા સર્વે ટોળે મળ્યા, ગિરિજા ધણી રે;
તહાં આવ્યા સુંદર શ્યામ, કંકનીલા મણી રે.
દ્રૌપદીએ દુ:ખડું કહ્યું, ગિરિજા ધણી રે;
ઝાલી શ્રી હરિનો પાણ, કંકનીલા મણી રે.
દુ:ખડું સર્વે માંડી કહ્યું, ગિરિજા ધણી રે;
સાંભળીયું નીરવાણ, કંકનીલા મણી રે.
તમો ધીરજસહિત ધર્મ રાખીઓ, ગિરિજા ધણી રે;
હવે આવ્યો દુ:ખનો પાર, કંકનીલા મણી રે.
બીજ આપણું ઉદે થયું, ગિરિજા ધણી રે;
કૃપા કરી ત્રિપુરાર, કંકનીલા મણી રે.
અમને વ્યાસે ઉપદેશ કર્યો, ગિરિજા ધણી રે;
તમે જપો સદાશિવ નામ, કંકનીલા મણી રે.
અમે વ્યાસવચને અહીં આવીયા, ગિરિજા ધણી રે;
અમે જપ્યું સદાશિવ નામ, કંકનીલા મણી રે.
અમને તહાં દર્શન આપીયું, ગિરિજા ધણી રે;
કીરપા કીધી શ્રી જગદીશ, કંકનીલા મણી રે.
અર્જુને પ્રદક્ષિણા કરી, ગિરિજા ધણી રે;
ચર્ણે મૂક્યું શીશ, કંકનીલા મણી રે.
પાશુપતાસ્ત્ર આપીયું, ગિરિજા ધણી રે;
કરૂણા કરી તહાં ઇશ, કંકનીલા મણી રે.
એ કથા ભારત માંહે છે, ગિરિજા ધણી રે;
સંદેહ નહિ લવલેશ, કંકનીલા મણી રે.
અપરાધ અમારા ક્ષમા કરો, ગિરિજા ધણી રે;
અમે ચરણે મૂક્યું શીશ, કંકનીલા મણી રે.
દીન જાણી કરૂણા કરો, ગિરિજા ધણી રે;
સમરથ શંકર ઇશ, કંકનીલા મણી રે.

એક ભીલે તે છાંટયો કોગળો, ગિરિજા ધણી રે;
એક લિંગ ઉપર દીધો પાગ, કંઠનીલા મણી રે.
એક પૂજત ચોરી નાશી ગયો, ગિરિજા ધણી રે;
એમ અપરાધ તમારા અથાગ, કંઠનીલા મણી રે.
સંવત સતર સોહામણો, ગિરિજા ધણી રે;
બતરીશો તહાં સાર, કંઠનીલા મણી રે.
ફાલ્ગુન શુદ તહાં પંચમી, ગિરિજા ધણી રે;
ભોમ વાસર તહાં વાર, કંઠનીલા મણી રે.
આદરવિંદ રાવણ તણો, ગિરિજા ધણી રે;
કીધો આદર ભાવ, કંઠનીલા મણી રે.
ગુરૂ પરતાવે વીનવું, ગિરિજા ધણી રે;
કરજોડીને કહે જીવરાજ, કંઠનીલા મણી રે.

---

# શિવાનંદ.

આ કવિયે સન્યાસી થયા પછી, જે કવિતાઓ કીધી છે તેમાં જીવરાજ નામ રાખ્યું છે.

---

## શિવપૂજનનાં પદ.

### પદ ૧ લું.

શંભુને ભજતાં વાર મા લાવો;
અધર કરડી અંતક ઉભો, તે થકી છવને મૂકાવો. શંભુને૦
મૂળાધારથી દ્વિદલ કમલે, પંથ સુષુમ્ણ ચઢાવો;
આપ આપણાં ભાગ તેને સમર્પિ, સહસ્ર દલ ચઢાવો. શંભુને૦
એ ઉપાયથી અન્ય નહીં વાર, વિરામ પુરાણ શોધાવો;
શિવાનંદ કહે ભવસાગરમાં, જ્ઞાન વિના ફરી આવો. શંભુને૦

### પદ ૨ જું.

કેમ સમજાવું જીવને દાઢી,
છૂટો કરિવર, વશ નહીં આવે, શું કરૂં મનમાં વિચારી. કેમ સમજા૦
કેનો છું હું, કયાંથી આવ્યો, સંગમ ભૂલ્યો વિહારી;
પ્રભૂ થઈ હીંડે ભૂતલ મધ્યે, નિઃસંગ પદ વિસારી. કેમ સમજા૦
પશુપતિ વિના પશુ નવ છુટે, એ તો રીત ખરી ભવ તારી;
શિવાનંદ કહે એવું જાણી, પૂજો ચંદ્રકલાનો ધારી. કેમ સમજા૦

### પદ ૩ જું-રાગ સામેરી.

ભસ્મે અક્ષર નાખ્યા ભૂંસી, હો ભસ્મે૦
સર્પ દંશ જેમ મોહોરો મૂકયો, સર્વ વિષ લીધુ ચૂશી. હો ભસ્મે૦
એક ભીલે તે ભસ્મ ચઢાવી, મોહી નાર તે આરતી લાવી;
તેનો ટળીયો તે યમનો દંડ, કથા છે રે બ્રહ્મોત્તરખંડ. હો ભસ્મે૦
પ્રાણી મરણ કાલ છે એવા, જમદૂત આવ્યા છે લેવા;
ભસ્મ વાયે ઉડી ચઢી અંગે, જમદૂત નાઠા મન ભંગે. હો ભસ્મે૦
પ્રાણી ભસ્મ ચિંતામણી પામ્યો, તે તો દુઃખ દરિદ્રથી વામ્યો;
જેને ભસ્મતણી છત જાણી, તે તો દેવ અદકો પ્રાણી. હો ભસ્મે૦
જેણે ભસ્મ ત્રિપુંડ્રજ કીધુ, તેણે વેગે કૈલાસપદ લીધુ;
તેની ભવ ભાવટ ભાગી, જેને શિવ સાથે લેહે લાગી. હો ભસ્મે૦
ભસ્મ ને શિવ બન્યો બ્રહ્મ, તેથી અળગાં સઘળાં કર્મ;
કહે જિવરાજ ભસ્મને સેવો, ફરી જમને જવાબ ન દેવો. હો ભસ્મે૦

### પદ ૪ થું-રાગ સામેરી.

શિવ નામનો પરતાપ સજની, કહેવા કો સમર્થ નથી; ટેક.
શુક સનકાદિક સદા સેવે શિવને, ભૃગુ નારદ મુનિ જતિ;
વિરંચ્યાદિક પાર ન પામે શિવનો, નિસ સેવક મળ્યા અતિ. શિવ૦
પંચાશ કોડ પૃથ્વી કાગળ, અને સુર તરૂવર લેખણ વળી;
પત્ર સાહેર મેંશ પરવત, વિધાતા જૂએ કથી. શિવ૦
લખતાં લખતાં લેખણ ગાલી, કાગળ ને સાહી છટિ;
અપરંપાર અપાર શંકર, વિધાતા વળતી લટિ. શિવ૦
ચાર વેદ જેનો પાર ન પામે, જપે શેષ એ સહસ્ત્રજિહ્વાવતી;
શિવ સેવકનો દાસ કહે, ગુણ શા કથું ગિરિજાપતી. શિવ૦

પદ ૫ મું.

પ્રભૂ મેં તો પ્રહાર કીધોરે અજાણમાં, આવડો ભેદન જાણ્યો બાણમાં. પ્રભૂ૦
જેને ચૂવા ચંદન લઇ પૂજિયે, તેથી સન્મુખ થઇ કેમ ધ્રુજિએ. પ્રભૂ૦
મને દુર્મત વ્યાપી આંવડી, ઘેર ક્રોધ કરે મારી માવડી. પ્રભૂ૦
મેં તો ઊચું જોયું જેટલે, શિવ દર્શન આપ્યું તેટલે. પ્રભૂ૦
ધાઉ વળગ્યો તમારે ચરણે, હું તો છુટ્યો જનમ ભય મરણે. પ્રભૂ૦
કહે છે જિવરાજ દારિદ્ર કાપ્યું, પછી પાશુપતાસ્ત્ર આપ્યું. પ્રભૂ૦

પદ ૬ ઠું.

મારા દુષ્ટ દુરીજન આત્મા તું, ક્યાં થયો છે મંદ મતી; ટેક.
અલ્યા વિશ્વનાથ વણારસી તું, તો કહીં પામીશ ભાગીરથી;
અવસાન કંઇએક આવશે અલ્યા, તેનો તો મુને નિશ્ચે નથી. મારા૦
અલ્યા મોહ જાળ માયાથી તું ન ડરાયો, હવે ચેત થયો ને અવધ ઘડી;
કાલ કાલ શું કરે કાયર અલ્યા, પલકમાં જાઇશ લડી. મારા૦
ઘેલા થાને શૂરો કહાં ભમે ભૂલ્યો, જળબિંદુ જેમ જાય ફટી;
શિવ સેવકનો દાસ કહે, ભરથાર કાજે જેમ સતી. મારા૦

પદ ૭ મું–રાગ ગોડી.

સેવો શિવ મહારાજ, ઘેલા મન સેવો શિવ મહારાજ;
દીપક સંકોર્યો ને દીવટ કીધી, આપ્યું કનકપુરી રાજ. ઘેલા૦
રઘુનંદે શિવની સેવા કીધી, સરિયાં સકલ સર્વ કાજ;
રાવણ મારી સીતા ઘેર લાવ્યા, સાહેર બાંધી પાજ. ઘેલા૦
સેતબંધ ઉપાસિયા રે, પ્રસન્ન થયા મહારાજ;
ભોળો નાથ ભવાનીશંકર, કરજોડી કહે જિવરાજ. ઘેલા૦

પદ ૮ મું–રાગ ગોડી.

શ્રી ગુરૂ ચરણકમલ શીશનામું, એક પાપીને તારોજી;
સદાશિવ ભવસાગરનાં દુસ્તરવ હું છું, તહાં થકિ મુજને કાઢોજી. શ્રી ગુરૂ૦
દો ઉપદેશ કૃપાલ, કરૂણાનિધી, દુર્મત સઘળી બાળોજી મારી;
શિવભક્ત હું માગું નિરંતર, એટલું મુજને આલોજી. શ્રી ગુરૂ૦
સદાશિવ મણિકર્ણિકા માગું છુંરે, અવસાન વખતે અવધારોજી;
શિવના સેવકનો દાસ શિવાનંદ કહે, શિવ બર્દ પોતાનું પાળોજી. શ્રી ગુરૂ૦

### પદ ૯ મું.—રાગ વસંત.

થાળ ભરી મોતી મણિ માણુક, સુંદર શિવને વધાવીએ રે;
હાંરે ચાલો શિવ જોવા, ટેક.
વિશ્વનાથને પૂજન સાંચરીએ, આનંદ અંગ ન માય;
ઈંદ્ર ઉભો રહી નૃત્ય કરે છે, નારદ તુંબર વાહાય. હાંરે૦
અગર કર્પૂર કસ્તુરી કેસર, ભર્યા કચોલાં અનંત;
ચુવા ચંદન અંગે લેપન, શિવજી પૂજારે વસંત. હાંરે૦
બ્રહ્મા વિષ્ણુ મુનિ શિવ સંઘાતે, સુરિનર પામ્યા માન;
કહે શિવાનંદ દૈવત શિવશંકર, આપ્યાં વિધવિધ દાન. હાંરે૦

### પદ ૧૦મું—લાવણી.

ભોજન કરોજી ભવાનીશંકર, પટરસ ફલ પકવાન જી;
મધુરે મીઠે મન ભાવતે, સુખ ગ્રાસ લીજે ભગવાન જી.
ચોક પુર્યા કનક કચોલાં ઢાળી, ધર કર વાલે પખાલે જી;
અન્ન પૂર્ણાંઅંન લેકે હારે, ગંગા જલ ભર ઝારી જી.
પાણ પખાલો પ્રેમદાદિક હર, કરી આનંદ રવિસંગે જી;
અખોડ, અનાર, મેવા, ચારોળી, દ્રાક્ષ, બદામ સંજોગે જી.
ખરબૂજે, રાયણ ફલ કેરે, ફાલશે શીતલ ભાવે જી;
સુંદર શાકર પીરસીયાં પ્રેમે, મન ગમે તે કહાવે જી.
ભુવન ભિતર બહુ શાક પાક રસ, જે જે સોચે માંગો જી;
કીખ મંડપ માહે પાક પતાસે, પીસ્તે આછે આરોગો જી.
આંબા શાખ અનોપમ છિલિકરિ, કાતરી સમારે જી;
ફિણી ખાજાં સેવ સુવાળી, ઘીતે મીઠે ભાવે જી.
જલેબિ મરદિ માડે સુગદલ, ગુંજા ઘેબર ધારે જી;
કેરી કાર કેર કરમદાં, કરપદ સુરણ ખારે જી.
અનેક આચાર મખ માંહે, શ્રીફલ આદા લવણુ રમાલે જી;
લો કંસાર સેવ સુબિંગ, શિત ઉપર બહુ છાડે જી.
પોલિ વડે વેઢમિ મીઠી ક્ષિર, ખાંડ મધુ આપ્યા જી;
અમરસ આગે ભેર બહુ કાંસે, મહાદેવજિકે આગેધરીયા જી.
જીરણ શાલ દાલ બહુ, ધૃત સુવાસઉષ્ણુદા ભરિયે જી;
પાપડ વડી પાપડી આવલ, ખાંડામ ઉત્તમ કરીએ જી.

પટ કાલેરી એગન આમલી, મરી તુરંગે રસાલે જી;
ચોલા સીંગ સમીપે ગલકે, આરિયે દોડિ દારે જી.
ઉત્તમ કઢિ મરચ માંહે, દારે ચમચે ભરભર લીજેજી;
આછો દૂધ કટો મિશરીધર, મન ભાવે જો લીજે જી.
મસાનો દર તક કિશોર માહે, જીરા લવણુ બનાવે જી;
આચમન કરો ઉમયાવર સુંદર, થાણુ અબીલ પખાલે જી.
હાથ કેસરિ સોપારી ઉજ્વલ, અંબોલ ખપર દારે જી;
ખાડિ ચુનો એરસાલ માહે, ખોપરે લીસે છીસે જી.
અલાયચિ લવંગ બરાસે વાસો, પાન બાનકર બીરે જી;
નદી ભ્રંગી સમીપે હાડે, નાખત હે વા પછાડે જી.
બાજન ભવ આગે જો જૂડે, ભક્ત જાવે કારે જી;
શિવ પંચવદન આરોગી ઉઠે, જાક રહે જન માંગે જી.
સુનક સુનંદન દ્વારે દારે, સુરિનર મુનિ પાય લાગે જી;
તોહે ન પાવે શેષ રેખ રવિ, ઇંદ્ર કુમેર આગે જાચે જી.
કહે શંભુદાસ (શિવાનંદ) પરમપદ પાવે, શીરાકોટ અધ જાવેજી;
તુપ ચરણે બાલકર છીને, કંકોડે બહુ ટલિયે જી.

## હરગોવન.

આ કવિ, અમદાવાદનો ભટ્ટ મેવાડો બ્રાહ્મણ હતો. સંવત ૧૮૯૦ માં હૈયાત હતો. એનું મરણ સંવત ૧૮૯૭માં થયું છે. એને માતાની સ્તુતિનાં ઘણાં પદો કીધાં છે.

### માતાના ગરબા.

#### ગરબી ૧ લી.

હાંરે અંબામાનાં દરશણુ કરીએ, ચાલો સેવક સંતો રે;
જિવનું કલ્યાણુ થાશે, નીરખી ગોખ ગુણવંતો રે. અંબા૦
હાંરે આઠેમ ચૌદસ રવીવાર, દેવીને વ્હાલા દીનતો રે;
ધુપ દીપ નૈવેદ આરતી, મહામાયા મગનતો રે. અંબા૦

હરિ આરાસુરથી અંબા પધાર્યાં, સુરત શેહેર મધે રે;
અવાડીએ ચકલે અંબા વસીયાં, જાણે જગત તે બધે રે. અંબા૦
શીશ મુગટ ને કાને કળા ફુલ, દામણી શોભે સારી રે;
ગાલ ત્રાજુઆં હડપચી હીરો, મુખ ઉપર જાઊં વારી રે. અંબા૦
ભમર કટાક્ષ ને આડ કપોળે, અધર છે પરવાળી રે;
નાશીકા દીપકની સંગે, સોહીએ વેસરની વાળી રે. અંબા૦
ગળે ગળુબંધ પાટિયાં માળા, કાંટલી કોટે સોહિએ રે;
ચીણુ માળા ચંદન હાર સોહિએ, દુગદુગિએ મન મોહિએ રે. અંબા૦
કમરપટો ને કેડે કંદોરો, હીરા તેણે જડિયા રે;
ઘુઘરી ઘમકે કેડે માને, ચંદ્ર સુરજ બે અડિયા રે. અંબા૦
ચાર ભુજાની શોભા સારી, દેખાતાં બહુ રૂડાં રે;
વાંક બાજુ ને છે દસ્તાના, સોહિએ સોનાના ચુડા રે. અંબા૦
આરસી છલ્લા તે છે આંગળિએ, વીંટી વેળિયાં ઝળકે રે;
બાજરિયાં કાંકણુ કર ચુડી, કંકણુ હાથે ખળકે રે. અંબા૦
કંચુકી પેહેરી કસકસી, ચરણા પંચરંગી પેહેરી રે;
લીલી પીલી સપેત સામ રંગે, રાતી સાડી ઘેરી રે. અંબા૦ સો
નિત્ય નવા શણુગાર આઇ ધરતાં, સોળ શણુગાર નિત્ય ધરતા રે;
દરશણુ કરી સેવક જન હરખે, ભક્તનાં નયણાં ઠરતાં રે. અંબા૦
ઝંઘા જુગમ ને પાએ અંગુવટ, વિછુઆ વાજે માને રે;
ઝેર ટોડા કડા લંગર, સહુ ધર્યાં પાગે અંબાને રે અંબા૦
સુવર્ણ પાવડી સોહી માને, હાથે ત્રિશૂળ ઝાલી રે;
મહિષાસુર તેં માર્યો પલકમાં, સેવકની પત પાળી રે. અંબા૦
જમણી બાજુ ગણુપતિ બેઠા, વચ્ચે અંબા પોતે રે;
વામ ભાગે બહુચર બેઠાં, ચંદ્ર સુરજ બે જોને રે. અંબા૦
સોહિએ સિંહાસણુ સુવર્ણ કેરાં, થંભની શોભા સારી રે;
રૂપાના મોહોલમાં આઇ બેઠાં, રૂપાંની અંબાડી રે. અંબા૦
કલગી તોરા ઝળકે માને, સુવર્ણ છત્ર ઢળકે રે;
ગાદી તકિયા અતલસ ઓસીસાં, સેવકના મન પળકે રે. અંબા૦
મંડપની શોભા છે સારી, હાંડીઓ ફરતી સોહિએ રે;
રૂસનાઈ જોરે થાએ અંબામા, ઝમરૂખે મન મોહિએ રે. અંબા૦

લીલી હાંડી સંકેત શોભે, લાલની શોભા સારી રે;
ઇંદ્રાસનથી અદકી શોભા, નીરખે સહુ નરનારી રે. અંબા૦
જય વિજય છડીદાર છે, બ્રાહ્મણ ચંડી ભણતા રે;
નિત્યઆવર્તન થાય બહુ માના, ભુલે ભુલા ગણતાં રે. અંબા૦
ધારે જાળી સામો કટેરા, તાં રહી દરશણ કરતાં રે;
અંબા માની અકળી વાતો, નવનીધ તેને ભરતાં રે. અંબા૦
બાર પગથિયાં ચઢિએ તારે, મંડપમાં પરવરિએ રે;
હાર દિવો ગુલાબના ગોટા, લેઈમાને સનમુખ ધરિએરે. અંબા૦
દેવ બ્રાહ્મણ હાથે કરીને, માજીને ચઢાવે રે;
ટાંણેટચકે થાય મહાપૂજા, ગુણ સારા ગવરાવે રે. અંબા૦
જમણે થંભે ઘડિયાળ માંડી, તે ગેબી શબ્દે વાજે રે;
૭ કલાકે થાય આરતી, નોબત ઘડિયાળાં ગાજે રે. અંબા૦
ત્રવાડીને ત્રુષ્ટમાન દેવી, દેહેરૂં કર્યું અંબાનું રે;
સુરજી બાઈ સેવક છે માનો, કામ કરે છે માનુ રે. અંબા૦
નથુરામ નિરભે અંબાથી, નરભેરામ માતે નાળે રે;
કૃષ્ણરામને કૃપા અંબાની, સેવકરામ અંબાથી માલે રે. અંબા૦
જેશંકરને જશ અંબાનો, પ્રભાશંકર માના પુરા રે;
મણીશંકર મનગમતે માલે, તાપીશંકર છે શુરા રે. અંબા૦
દુલ્લભરામ દીપમાળી કરે છે, એ રીતે પૂજા કરતા રે;
આઠે દીવસે આવે વારો, શણગાર માને ધરતા રે. અંબા૦
અંબામાનો પરતો ભારે, ગયાં વાહાણ તે વાળે રે;
અંબામાને જે નવ્ય જાણે, તેના ઘર તે બાળે રે. અંબા૦
સેવક સારા સુરત શેહેરમાં, માજીને લાડ લડાવે રે;
લીલી પીળી કસબની સાડી, માજીને વાળે ધરાવે રે. અંબા૦
વાંઝીઆંને પારણાં બંધાવે, રોગ સઘળા ટાળે રે;
એ પરમાણે જગત સઘળું, સહુએ પોતે પાળે રે. અંબા૦
અંબા માને શરણે વળગ્યા, તે નર દુખિયા નવ થાય રે;
અગમ અગોચરભવના પ્રાશ્ચિત, દુરમત સઘળી જાય રે. અંબા૦
સંવત હરાડ બ્હોતેરો ને, ગરબો ગાયો માનો રે;
હરગોવન ફરી ફરી પગે લાગે, પાલવ સાલો અંબાનો રે. અંબા૦

## ગરબી–૨ જી.

પેહેલું ગણુપતને પાએ હું તો લાગું રે સુરતમાં;
કરજોડીને વિદ્યા સાચી માગું રે સુરતમાં.
આરાસુરથી અંબાજી ભલે આવ્યાં રે સુરતમાં;
સાથે દેવ દેવીઓ સહુએ લાવ્યાં રે સુરતમાં.
સંગાતે આવ્યાં છે બહુચર માય રે સુરતમાં;
વરીઆવ વાટે વિશ્રાંમ કર્યો છે વાવ્ય રે સુરતમાં.
ભાગે તળાવ વનમાળીએ દેહેરૂં થાપ્યું રે સુરતમાં;
આઇ ઓળે અજેપદ તેને આપ્યું રે સુરતમાં.
કતારગામમાં કંતારેશ્વર કાહાવે રે સુરતમાં;
પાણી ફેર બદલ કરવા લોક આવે રે સુરતમાં.
કતારગામની સીમે છે ખોડિઆર રે સુરતમાં;
લોક દરશન કરે છે તાં નીરધાર રે સુરતમાં.
તે વચ્ચે છે ભટલાઇનો કયારો રે સુરતમાં;
ગુપ્તેશ્વરમાં સંગ ભરાયો સારો રે સુરતમાં.
અશ્વનીકુમાર છે ઇશ્વરીનો અવતાર રે સુરતમાં;
તાપી ક્ષેત્રનો મહિમા અપરંપાર રે સુરતમાં.
કાંઠા ઉપર દેહેરૂં માંહે શીવલિંગ સાર રે સુરતમાં;
માતાજીનો ગોખ થાપ્યો બાહાર રે સુરતમાં.
હરીપરામાં આઇજી બીરાજે રે સુરતમાં;
પિતાંબર બાવા સીધ્ધ થઇને ગાજે રે સુરતમાં.
સુરત શેહેરમાં તરવાડી છે દીવો રે સુરતમાં;
દાન દયા ને પુન્ય ઘણું તે જીવો રે સુરતમાં.
તરત ભાવે તરવાડીએ દેહેરૂં કીધું રે સુરતમાં;
બાલાજીએ આવી દર્શન દીધું રે સુરતમાં.
વિશ્વનાથનું દેહેરૂં પાસે સારૂં રે સુરતમાં;
ભોંયરામાં બેઠા છે શિવજી વારૂ રે સુરતમાં.
કાશીથકી ભાવ ધરીને આવ્યા રે સુરતમાં;
વિશ્વનાથજી ભોંયરામાં મન ભાવ્યા રે સુરતમાં.

ત્યાંથી અંબામાએ મનમાં ધાર્યું રે સુરતમાં;
અવાડિયું ચકલું દીઠું છે સારૂં રે સુરતમાં.
તે મધ્યે જઇ થી ફળિયાંમાં પેઠાં રે સુરતમાં;
મેડા ઉપર જઇને પોતે બેઠાં રે સુરતમાં.
વાસ કરયો વિશ્વમાં ડાકજ વાગી રે સુરતમાં;
આવી હરાડે વર્ણ પાયે લાગી રે સુરતમાં.
પાસ પાસે કાળકા બેઠા માજી રે સુરતમાં;
અષ્ટાદશ ભુજા રહી અત:પર રાજી રે સુરતમાં.
કાળકા મા કીપા કરી આવ્યાં પોતે રે સુરતમા;
કટકના પ્રાણ જાય પ્રતાપમા જોતે રે સુરતમાં.
ભવાનીશંકર ભાવથી પુજા કરતા રે સુરતમાં;
ધુપ દીપ નૈવેદ આરતી ધરતા રે સુરતમાં.
સોનીની કુળદેવ્યા ચાલી આવ્યાં રે સુરતમાં;
ામલી રાનમાં વાઘેશ્વરી પધરાવ્યાં રે સુરતમાં.
ાડિફળિયામાં માતાજીનો ગોખ રે સુરતમાં;
રશન કરવા સેવક કરતા જોખ રે સુરતમાં.
ંબા પાસે બેઠાં બહુચર બાઇ રે સુરતમાં;
ર બેનોની સારી છે જુગતાઇ રે સુરતમાં.
ીજાં દેવળ સુરત શેહેરમાં ઘણાં રે સુરતમાં;
શિવ શક્તીના સેવકમાં નહીં મણા રે સુરતમાં.
ગરબો જે કોઇ શિવ શકતીનો ગાસે રે સુરતમાં;
ભાવ હશે તો સેજે કઇલાસ જાશે રે સુરતમાં.
પ્રેમે સાંભળે કાને જે નર નાર રે સુરતમાં;
ધન દારા સુત પામે પદારથ ચાર રે સુરતમાં.
ગરબો સાંભળી મન જાણી કરે દાન રે સુરતમાં;
તે નર ભારે પદ પામે બહુ માન રે સુરતમાં.
નરસૈ ભક્તે પ્રેમે ગરબો કરાવ્યો રે સુરતમાં;
કરી ગરબો અંબામાને ચરણે ધરાવ્યો રે સુરતમાં.
ગરબો સફળ તીરથ શિવશક્તીનો કીધો રે સુરતમાં;
પ્રેમ ધરીને અમ્રીત રસ સુખ પીધો રે સુરતમાં.

સંવત અરાડ ઓતરો સહુમાં સાર રે સુરતમાં;
ફાગણવદી અગિઆરસ ને રવીવાર રે સુરતમાં.
તે દીવસે ગરબો સંપુરણ ગાયો રે સુરતમાં;
વચને વચને ગંગા તીરથ નાહ્યો રે સુરતમા.
અમદાવાદમાં ભટમેવાડા કહિએ રે સુરતમાં;
ઢાલની પોળને આસ્યાપુરીમાં રહિએ રે સુરતમાં.
હું મુરખ છું અંબા પુરજો આસ રે સુરતમા;
જાણ અજાણે ગાય હરગોવંદદાસ રે સુરતમાં.

## ગરબી ૩ જી

હારે ધન અંબા મા, આરાસુરથી આવ્યા સુરત શેહેરમા;
મારી માજી મા, શેવકને મન ભાવ્યાં આવો છો લેહેરમાં. ટેક.
હારે હાથ ઢાલ તરવાર ખપ્પર ધારી, પલવટ પીતાંબરની સારી;
કરી વાઘતણી ત્હાં અસવારી, ધન અંબા૦
મથુરામાં બ્રહ્મરૂપી આવ્યા, ગર્ભવતી જસોદાને મન ભાવ્યા;
પુજી અમીને તાંહાં પધરાવ્યા, ધન અંબા૦
ગર્ભની વાત રૂપીને ભાખે, જાણે તો કંસ મારી નાખે;
એ બાળ ચિરંજિવ કોણ રાખે, ધન અંબા૦
બ્રહ્મા કહે સાંભળો જશોદા બાઈ, રાખો બાધા અંબાજી આઇ;
અંબા, ઝપ્પ મારી રેશે કંસજ ભાઇ, ધન અંબા૦
રાખી બાધા મનમાં ભાખી, બ્રહ્માજી પાસે રહ્યા સાખી;
કરો કાળાગૃહમાં રાખી, ધન અંબા૦
ત્યાં મધ્ય સમે પ્રગટયું બાળ, માજીએ નાખી છે મ્હો જાળ;
એ તો કંસતણો પ્રગટયો કાળ, ધન અંબા૦
માએ બાળ કહાઢીને ગોકુળ પોતું, ભાંગી ભુગળ ત્યાં કોઇ ન્હોતુ;
મેહેલી ધારણ ત્યા સઉ સુતું, ધન અંબા૦
તાંહાં દેવકીજીને રૂપે થઈ, જઈ મેહેલી પુત્રી મથુરામા જઇ;
સવારે કંસને જાણ થઇ, ધન અંબા૦
ઉઠયો કંસ જાણે કૃતાંત કાળ, લેઇ હાથે ઝાલી પુત્રી બાળ;
ઝાલી છટકી પટકી છે પાતાળ. ધન અંબા૦

તે ઉડીને આકાશે ગઇ, તાં કટકા સાત જાતના થઇ;
કહે તારો વેરી ગોકુળ સહી, ધન અંબા૦
માસી પુતના આવી હરખ ભરી, ઝડપી લીધું બાળ ખોળે ધરી;
પયપાન કરાવ્યું હરીને ફરી, ધન અંબા૦
ચુસી લીધું માસ રૂધીર સુધી, બાળને બાળાએ આપી બુદ્ધિ;
ત્યાં મારી પુતના પડી ઊંધી, ધન અંબા૦
બુદ્ધિ પ્રગટ થઇ પ્રગટ્યો અંશ, થરથર ધ્રુજે છે રાજા કંસ;
મારી પ્રલ્લે કર્યો ત્યા કસનો વંશ, ધન અંબા૦
વરસ સાત થયાં છે જેહ, જશોદાબાઇને ઉપનો નેહ;
મુકાવો બાધા નંદને કેહ, ધન અંબા૦
વાસુદેવ નંદજી વિચાર કરે, જશોદા દેવકીજીને મંન ધરે;
દેવ માત્ર તેડાવો કારજ સરે, ધન અંબા૦
માથે મ્હોટા થયા છે વાળ, ઉતરાવ્યાની કરો સંભાળ;
કરી વિચાર સહુએ થયા ખુશાલ, ધન અંબા૦
આવ્યા બ્રહ્મા નારદ સરવે દેવ, ઊઠ્યા ઇંદ્રાસનથી ઇંદ્રિ તત્ખેવ;
સહુ ગોકુળમાં આવ્યાં અવશ્યમેવ, ધન અંબા૦
ગોકુળથી ચાલ્યો સઘળો સંગ, બહુ દેવતાને મન ઉપન્યો રંગ;
ગાતાં વાતાં કરતાં આનંદ, ધન અંબા૦
માને પૂજાપાની થાળો ભરી, ચરણા ચોળીમાંહે સાડી ધરી;
સહુ સુંદરી ટોળે થઇ ખરી, ધન અંબા૦
વાજે પંચશબ્દાં વાહે વાજીત્ર, નાચે અપછરા કરતી ચરીત્ર;
વાએ વેણુ નારદ ગાય પવિત્ર, ધન અંબા૦
સુંદરીએ સજ્યા સોળ સણગાર, માથે ગાગર કનકની સાર;
સહુએ ચાલ્યા અંબા દરબાર, ધન અંબા૦
સહુએ સંગ આવ્યો પરામાં, પ્રભુ આવ્યા ચોઘડિયાં સારામાં;
અગસ્ત ગોર આવ્યા આરાસુરમાં, ધન અંબા૦
શ્રી કૃષ્ણને લાવ્યા નવરાવી, અંબા મા આગળ પધરાવી;
અગસ્ત ગોરે પૂજા કરાવી, ધન અંબા૦
ચુવા ચંદન માજીને ચરચે, લેઇ અંગ સુગંધે બહુ અરચે;
નંદપિના દ્રવ્ય તહાં બહુ ખરચે, ધન અંબા૦

ચરણા ચોળી માને પેહેરાવી, સાડી સુંદર માજીને ધરાવી;
નૈવેદ આરતી કરાવી, ધન અંબા૦
જશોદાજીએ ખોળે પધરાવ્યા, માથાંના વાળ તો ઉતરાવ્યા;
અંબાને ચરણે નમાવ્યા, ધન અંબા૦
સઉ દેવે દેવી સંતોષિયાં, હવન પંચામૃત . પોષિયાં;
દાન પુણ્ય કરે બહુ સોષિયાં, ધન અંબા૦
બ્રહ્મભોજ તાંહાં કરાવ્યું બહુ, પુંગી પાનદાન તહાં આપ્યાં સહુ;
પાગે લાગીને મુખે વીનતી કહું, ધન અંબા૦
જેજેકાર થયો અંબા દરબાર, કુંભકુંભના હાથા અંબા દ્વાર;
સાત ચાહલાં કીધાં ઉંબર દ્વાર, ધન અંબા૦
સાત ચાંલાનું તાંહાં શું પ્રમાણ, જગત બાધામા કરવા જાણ;
દુનિયાંમાં સુરખ હોય જાણ, ધન અંબા૦
માગી શિખ દેવ વિદાય થયા, પોત પોતાને મંદીર ગયા;
સહુ જસોમતી નંદજી ગોકુળ રહ્યા, ધન અંબા૦
આદ્ય જગતમા તું અંબા, નાગર સેવક આવે રંભા;
તેને દુધપાક લાડુ આપે જંબા, ધન અંબા૦
સુરત શેહેરનું કાંય ભાગ્ય મ્હોટું, સહુ નીશ્ચે માનજો નહીં ખોટું;
પુરણ પુન્યે દેહેરૂં આવી ચોંટયું, ધન અંબા૦
સંવત હરાડ બોતેરો સાર, ચૈતર સુદી સાતમ ને ગુરૂવાર;
સેઇ ગરબો મેહેલ્યો અંબાદ્વાર, ધન અંબા૦
માથે વલ્લભ હરી છે ગુરૂ સારા, તે પરતાપે ગુણ ગાઉં તારા;
હવે ગુણ અવગુણ ન જુવો મારા, ધન અંબા૦
સહુની આશા પુરજો આરાસુરી, સેવક જનની તે બાંહ્ય ધરી;
દાસ હરગોવિંદ કેહે છે કરગરી, ધન અંબા૦

## ગરબી ૪ થી.

માહારી અંબા મા, પાલવ સાહ્યો તમારો, જુગતમાં તું છે મા જળહળનો પારો. ટેક.
અવળે માગે હું છું ભમતો, મારી તમાચો વારો;
ઘડી ઘડીનો ચોર છું તારો, માજી તમે ગુનો બક્ષો મારો. મારી૦
તું છે ધાતા ને તું છે વિધાતા, માજી મારૂં કરમ તમે નીરધારો;
મેં બિનદામ ગુલામ તમારો, માજી તુમ હે સાહેબ મારો. મારી૦

સંસાર રૂપી સમુદ્ર પડિયો, હાંરે માજી બાંય ગ્રહીને તારો;
પેલા ભવની વાત નવ જાણું, માજી તમે આ ભવપાર ઉતારો. મારી૦
આ કળીજુગ હળાહળ માંહે, માજી તમે દયા કરીને ઉગારો;
હરગોવંદને હિંમત આપો, માજી તારાં નામે કેહવાયો સારો. મારી૦

## ગરબી ૫ મી.

ભાવે ભજજોરે માહા સુખ આપે આઇ કાળી,
આપે આઇ કાળી ને, આપે પાવાવાળી. ભાવે૦
અષ્ટાદશ ભુજા માને શોભે, લોચન ત્રણ વિકરાળ વાળી. ભાવે૦
માથે મુગટ ને કંચુકી પેહેરી, પિતાંબર પલળવટ વાળી. ભાવે૦
કંસારાપર કિરપા કીધી, સેવકની પક્ષપાળી. ભાવે૦
પાવા ઉપર પરછંદા વાજે, ગાય ભાવે લે તાળી. ભાવે૦
ચોસઠ દેવી ઘડપર ચાલી, તેડાવ્યાં બહુચર બાળી. ભાવે૦
સુરત શેહેરમાં કીપા કીધી, પાવેઘડથી આવ્યાં ચાલી. ભાવે૦
હરગોવંદ ઉપર હાથ ધર મા, લેજો કાળી સંભાળી. ભાવે૦

## ગરબી ૬ ઠ્ઠી.

સેવક સાચારે, સલખનપુરીને સેવો, કાં થાઓ કાચારે, એક દિન માથે દેવો. ટેક.
ધર ધન કાંઇ સંગ નવ આવે, હાંરે માજી ભજીને લાહાવો લેવો;
છોડી છોકરો નાર કુટુંબ સહુએ, તુને કરશે દિવાના જેહેવો. સેવ૦
ખટરસ સ્વાદ તેં ભાવે આરોગ્યા, હાંરે નવ ચાખ્યો નામનો મેવો;
મદિરા અફીમ ને ભાંગ માઝમ સહુ, હાંરે નામનો અમૃત રસ પીવો. સેવ૦
મોહો મચ્છર અહંકાર ને માયા, મ્હારા ત્હારામાં જન્મ ખોવો;
રૂદે કમળમાં થાય અંધારૂં, માજી તારા નામનો પ્રગટ્યો દીવો. સેવ૦
હાથી ઘોડા માલ ખજાના, હાંરે રાજ્ય તે વીખ રસ પીવો;
હરગોવંદ અલ્પ મતે કેહે છે, માજીના ગુણ ગાઇને જીવો. સેવ૦

## ગરબી ૭ મી.

ગણપતીનું સમરણ કરિએ, વાણી આપે અતિ ધરિયે;
પછે ગરબો ચાલતો કરિયે રે,
માજીનું ભજન કરોરે રૂડું તે થશે અંગ સુગંધે
જગત સર્વ માયામાં બુડ્યું રે,

અંબા આરાસુર વસિયાં, ગબ્બર ગફામાં જઈ ધસીયાં;
ચોસટ જોડે છે રસિયાં રે, અલબેલી૦
સુકો તમે ભજન કરો પ્રાણી, સંસારે તુને ઘેરી લીધો તાણી;
સાહ્ય થશે અંબે- રાણી રે, અલબેલી૦
સંસારમાં પાપ ઘણું કરનો, * * *
* * * અલબેલી૦
બાળા જવાની છે રે ભાઇ, આવશે ઘડપણ ચાલ્યું ધાઈ;
કયારે સમરસો અંબા આઈરે, અલબેલી૦
ગરૂ વિના જ્ઞાન નહીં સુઝે, પુત્ર પિંડ વંઝા નવ બુઝે;
ઘાએલ ઘા કસબીથી રૂઝેરે, અલબેલી૦
સમજણ વિના ગુનેગાર થાશો, માર ખાતાં મરી જાશો;
પુછે તેને જવાબ શો દેશો રે, અલબેલી૦
અંબા નામથી ઉધરવું, મારે કેડ બાંધીને ભજન કરવું;
સંસારમાં તારે તો તરવું રે, અલબેલી૦
ઇંદ્રે આરાધી આઈ, તેત્રીસ ક્રોડ સમરે અંબાબાઈ;
ભંડાસુરને મારવો ધાઈ, અલબેલી૦
માર્કંડે ધ્યાન માનું કીધુ, ઉપર કાયાનું દાન દીધું;
નિશ્ચે સ્મરણ ચિત્ત લીધુ રે, અલબેલી૦
સંસારમાં શક્ત નામ સાચું, જુઠી કાયા માયા સહુ કાચું;
ચરણ ચિત અંબાને રાચું રે, અલબેલી૦
ભાવે ભજન કરશે માતા, જુગતમાં રાખે રંગ રાતા;
ભટ હરગોવંદ ગુણ ગાતા રે, અલબેલી૦

ગરબી ૮ મી

હાંરે અંબા જોવાની આડીરે, નીરખું માહારી માડી—ટેક.
સોળ શણગાર સજી આઇ બેઠાં, ચરણા ચોળી ને સાડી રે. ની૦
કાલો ઘેલો થઈ પાલવ વળગ્યો, રખે મેહેલતાં કાઢી રે. ની૦
તેત્રીસ ક્રોડ દેવ ને દૈત્ય દમના, તેને નાખ્યા તમે વાઢી રે. ની૦
સંસાર રૂપિયું વૃક્ષ બનાવ્યું, તેને ફુલ ફલ થઇ વાડીરે. ની૦
વડીનો શના સંગજ આવે, કંઈ હીંડે બેસે ઘોડે ગાડી રે. ની૦
હું છે ધાત, જેણે શ્રવણે ન જાણ્યાં, તેના કરમમાં ટાઢી રે. ની૦
મેં બિનતા

પાધર વાદ્યી પાદશાહ બેઠા, માને મોહોલે ઘુમે દાઢી રે. ની૦
કહે હરગોવન બેઉ કરજોડી, દરશણ દો દાઢી દાઢી રે. ની૦

ગરબી ૯ મી.

પાએ હું તો લાગું રે મા તમને, અંબા દો દર્શન હમનેરે. પા૦
હું તો પુજા કરૂં મા તમને, ચદન અક્ષત કુમકુમને રે. પા૦
માજીને પાલવ વળગ્યો, હું તો કેમ ન થાઉ અળગોરે. પા૦
હું તો મૂઢ મુરખ અપરાધી, મારી લાજ રાખો તમે બાંધીરે. પા૦
છોરૂ *કછોરૂ જાણો, માતપિતા રૂડે તમે આણો રે. પા૦
બાળકને ખાવા દીજે, ખોળામાં બાળક લીજે રે. પા૦
કળીજુગમાં કયમ છવાએ, તમે બાંહિ ગ્રહો માહામાએરે. પા૦
સંસારમાં દ્રવ્યનું કામ, નાણામાં બહુચર નામરે. પા૦
એ લાજ લજ્જા છે તાહારી, માહારીપત્ય રાખો સંભારીરે. પા૦
બહુચરને શરણે રહિએ, કાલાવાલા જઈને કહિએરે. પા૦
માર્કંડને અમર કીધા, ભટ વલ્લભ પોતાના કરી લીધારે. પા૦
ભંડાસુર દૈસને માર્યા, અમર દેવ ઈંદ્ર ઉગાર્યારે. પા૦
માત પિતા બેન ને ભાઈ,માહારેસગાઇબહુચરાબાઈરે. પા૦
માહારી અરજી સુણો માતા, ભટ હરગોવન ગુણ ગાતારે. પા૦

ગરબી ૧૦ મી

માહારી બરદાલી બહુચર માવડી રે, સલખનપુરની રાણે રે. મા૦ ટેક
ધોળેગઢથી પધારિયાં રે, વસિયાં ચુંવાલ ચોક રે. મા૦
ત્રણ ગામ વચ્ચે આવ્યાં રે, બેઠી સોખમાં ગોખ રે. મા૦
સૃષ્ટીની ઇચ્છા ધરી રે, રમિયાં ચૌદ બ્રહ્માંડ રે. મા૦
સ્વર્ગ મૃત્યુ પાતાળ કર્યાં રે, સપ્ત દ્વીપ નવખંડ રે. મા૦
ત્રણ સ્વરૂપ પેદા કર્યાં રે, બ્રહ્મા વિષ્ણુ ત્રિપુરાર રે. મા૦
બ્રહ્મા ઘડે વિષ્ણું પાળતા રે, શિવ કરે સંધાર રે. મા૦
બ્રહ્મા રૂપે બ્રહ્માણી રે, વિષ્ણુ કાળીનું રૂપ રે. મા૦
શિવ અર્ધાંગે ઉમયાજી રે, હેવાં ધર્યાં છે સ્વરૂપ રે. મા૦
*માર્કંડ માહાતમ ભાખિયું રે, અમર કર્યો અવતાર રે. મા૦
સુરથનણી વાહારે ચઢી રે, દૈત કર્યો સંધાર રે. મા૦
વલ્લભની રસના અવસરી રે, તેણે કરી કવિતાઈ રે. મા૦

જાંહાં તહાં તુજને વરણવી રે, બરદાલી બહુચર બાઇ રે. મા૦
કીરપા કરી કળી કાળમાં રે, આરાધી ટાળ્યાં દર્દ રે. મા૦
કરસન કુંવેરી જે છોકરી રે, મેહેરીનો કીધો મર્દ રે. મા૦
આવ્યોઅસુર માહા કોપમાં રે, કોહાં ગઈ બહુચર બાઇ રે. મા૦
ભક્ષ કરશો મુગડો હણી રે, સુતો મુગડો ખાઇ રે. મા૦
પરભાતે પંખી બોલિયા રે, અન્યો અન્ય ઉચ્ચાર રે. મા૦
ઉદર વીંધીને આવ્યો રે, બહુચરી તું કહી બાહાર રે. મા૦
કટક કુલડિએ જાણ્યું રે, કોઇ ન પામ્યું પાર રે. મા૦
ભલાં બિરાજો બહુચરા રે, નોધારાની આધાર રે. મા૦
ભલી વશી ભર્તખંડમાં રે, કરે સેવકના કામ રે. મા૦
બળિયો હાકમ બહુચરા રે, સુભા કરે સલામ રે. મા૦
હેવું જાણીને સેવજો રે, આપે અવિચલ હામ રે; મા૦
કેહે હરગોવન કરગરી રે, નવખંડ ચાલ્યું નામ રે. મા૦

## ગરબી ૧૧ મી.

સલખનપુરમાંરે, બરદાલી બહુચર બિરાજે છે;
સલખનપુરમાં રે, ઘંટ ઘડિયાળા ગાજે છે.
સ૦ અસાડ, આમો, મહા, ચૈતર; સ૦ ચાલે ત્હારા નવરાતર.
સ૦ ગામો ગામના સંગ આવે; સ૦ આંગી પુજારો બહુલાવે.
સ૦ ચંદરવાની શોભા સારી; સ૦ નેજા ફરકે બહુ ભારી.
સ૦ હવન હોમ બહુ થાયે છે; સ૦ ચંડીપાઠ ભણાએ છે.
સ૦ નવગ્રહોના થાપન થાય છે; સ૦ ખીર ખાંડ હોમાય છે.
સ૦ બ્રહ્મ ભોજન ત્યાં બહુ જમે; સ૦બાળી બહુચરને હેવું ગમે.
સ૦ ચાચર અષ્ટ ભૈરવ રહે; સ૦ નારમંત્ર મદનભાન સહુ લહે
સ૦ નરનારીને ઉલટ ઘણી; સ૦ કાહાડે માંડવિઓ સંગ મળી
સ૦ ચોસટ દશ દેવી ટોળે મળી; સ૦ નવ દુરગાઓ તેમાં ભળી.
સ૦ બ્રહ્મ વિષ્ણું શિવ ધ્યાન ધરે; સ૦ નારદ નામે નૃત્ય કરે.
સ૦ આનંદ ઓચ્છવ થાય છે, સ૦ વેણા જંત્ર લઈ ગાય છે.
સ૦ નિરખે વેમાન સહુ દેવતા; સ૦ પુષ્પ ચંદન કરી સેવના.
સ૦ વાંઝ બધાવે પારણાં; સ૦ દિધાં વસાવે બારણા.
સ૦ રક્ત કહોડી ના કહોડ ગયા; સ૦ અંધ આવે તે દેખતા થયા.

સ૦ પાંગલાને પગ આપે છે; સ૦ દુખિયાના દુખ કાપે છે
સ૦ નવ ખંડ ચાલી વારતા; સ૦ રંકપિતરાજા સહુ આવતા.
સ૦ એ દેવી સિધ્ધી છે હાલમાં; સ૦ બહુચર બેઠાં છે ચુવાળમાં.
સ૦ સેવે તેને એ સાહ છે; સ૦ હરગોવન ગુણ ગાય છે.

---

## અંબાજીનું વધામણું.

### ગરબી ૧૨ મી.

ચાલો સેવક સંત અનંત મળી,
સહુ ચાલો રે, અંબા દરબાર, અલબેલી અંબા માને વધાવિએ.
માને પુજાપાની થાલો ભરી, જાઈ જુઇએ રે, ચંબેલીના હાર. અ૦
માનેચરણા ચોળી બહુ ભાતના, માને સાડી રે, ધરાવો અમૂલ; અ૦
માએ સોળ શણગાર અંગે ધર્યા, શિશ મુગટ રે, તરસેયિયાં ફૂલ. અ૦
માનેદામણી ટીલડી આડ સોહિએ, કાને ઝુમણાં રે, કળાવંતા ફુલ; અ૦
અકોટી ટોટી મન મોહિએ, લળકે છે રે, લોલક દૂલ. અ૦
ગળે ગળુબંધ ને કાંટલી, ચીણુમાળા રે, ચંદન હાર; અ૦
માને પાટિયાં બાંધ્યાં ઢળકતાં, માને ઝળકે રે, તેજ અપાર. અ૦
માને ઝળકે ચુડ સોનાતણા, કડાં સાંકળાં રે, હાથે સોહિએ; અ૦
બાંધ્યા વાંક બાજુને હસ્તાંના આરસી, છલ્લા ધુધરીરે, મન મોહિએ. અ૦
પાગે ઝેર ટોડા લંગર સહુ, કલ્લાં કાંબી રે, અણુવટવિછુવાય; અ૦
માની શોભા જોઇ હરખતાં, નર નારી રે, સહુ લાગે પાય. અ૦
તાં તો સુંદરી સહુ ટોળે મળી, તાં તો ગાએ રે, વધામણાં ગીત; અ૦
વાજે પંચ શબ્દ વાજીંત્ર સાં, માથે ગાગર રે, લે ભાવથી પ્રીત. અ૦
લાવી ગાગર મા સનમુખ ધરી, પુછી ખરચી રે, પેહેરાવ્યા ઘાટ; અ૦
માને ધુપ દીપ નૈવેદ ધરી, કરી આરતી રે, મા બેઠાં પાટ. અ૦
માને પાએ પડીને પરવરે, વળ્યાં વાટે રે, ગાતાં ગીત; અ૦
આવે હરખભરી સહુ સુંદરી, ભાવ માનો રે, પુરણ પ્રીત. અ૦
માએ હર્યું સંકટ સુર સર્વનું, માર્યા દૈતને રે, કર્યો સંધાર; અ૦
માને સેવે જાએ મૂળ પાપનું, તેને નમિએ રે, વારંવાર. અ૦
માર્કંડ માએ અમર કર્યા, વલ્લભને . રે, રાખ્યા છે પાસ; અ૦
ભક્તની કરો પ્રતિ પાળકા, ગુણ ગાએ રે. હરગો[illegible] અ૦

# વલ્લભભટ્ટ.

## બહુચરાનો રંગ.

પદ ૧લું—રાગ ગરબી–સારંગ સોરઠી–તાલ રૂપ.

બાળ બહુચર માને ભાવે ભજો જો, મનસાવાચા કર્મણુ તજો જો;
મુરખ મન જાણો મુક્તતણો મજો જો,જીવન યશ લેવાએ યજો મચોજો.
સેવો સલખનપુરની રાઓ કે, દેહ ધરીને પામ્યા દાઓ કે;
એક મના આઈ આરાઓ કે, ચાચર નાચો ગરબા ગાઓ કે. બા૦
જો જન થઇ જાણે છતું જક્તને જો,સેવો સલખનપુરી સાચી શક્તનેજો;
ભજંતાં એક ભવિયા કિધા ભક્તનેજો,તાર્યા તાહારે રંગે આરક્તનેજો;
જીવન મુક્ત કર્યાં તેં પ્રાણી કે, જીવ્યા શત શરદે સુખમાણી કે,
નવનિધ આવી ભુવન ભરાણી કે, અંગ આપદા અશ્રુ નઆણિ કે. બા૦
તે માટે ગુણ ગાવા ત્રિપુરીતણા જો, જે દશદિન દેવીને વાહાલા ઘણા જો;
એ દિન જાણે દુનિયા રાજા રાણા જો, તે દિન દેવી માણે મુકી મણાજો;
જો જનુનીને જોવા ચાહો કે, એ રસ રસની નીસ સરાહો કે;
ભક્ત ભવાનિના કેહેવાઓ કે, સેજે સુધા સીધુમાં નાહો કે. બા૦
એક દિન આશોમાં આઠે ઇશ્વરી જો, પડવે પેહેલે પોરે જગદીશ્વરીજો;
રંગે રથ બેસી રમવા નીસરી જો,નવમી રથ હાંકે મા ચંડી ખરીજો;
પશ્ચમ પડે કર્યાં પ્રયાણે કે, ચપળગતે ચાલે કેકાણે કે;
મનમથ બહુચર મા પેહેલાણે કે, રથપથ વધ્યો થકીડે હાણે કે. બા૦
બહુચર ચાચર રમતાંતાં રંગમા જો, ગાતાંતાં ગુણનિધ ગાન સુગંધમાજો;
અલબેલી આઠે પોહોર ઉજેમમાં જો, સરખે સરખી મખીઓના સંગમાજો.
ખેચર ખબર લઈને આવ્યો કે, સમાચાર માને સંભળાવ્યો કે;
આવી નવ જાણે અંબાવ્યો કે, રથ આંબલિયો માંહે રખાવ્યો કે. બા૦
સલખનપુર રાણી સામા માંચર્યાં જો, પારાથી પ્રેમ ધરી પગલાં ધર્યાંજો;
અનિમેષે અન્યોઅન્ય અમી ઝર્યાં જો,ભેટયાં ભગવતિયો અર્ધાં ભાવે ધર્યાં જો;
બોલ્યાં બહુચર મધુર વચંન કે, ધન ધન ધન આજનો દીન કે;
માહા માયાં મંન થયાં મગંન કે, સરવે સાથે કર્યા ગમેન કે. બા૦

માહા મનોહર કરતાં ગાન કે, મધ્ય મધ્ય માત કરે મધુપાન કે;
નિત ઉપજાવે અવનવી તાન કે, વાજાં વાજે મત અનુમાન કે. આ૦
ડાબે જમણે તાળી દે દેવીઓજો, ઉઘટે ગત કરમાં કહેવી કહેવીઓ જો;
જેમ જેમ ગત બદલે તેમ તેમ તેહેવિઓજો, માહા ચતુર શું જાણે જનુની હે હેલીઓજો;
ખુંદે ઊંચાં નિચાં થઇને કે, સનમુખ એક એકને કહીને કે;
એહેનો બધાં બરાબર રહિને કે, કાળી જોજો કેહે મધ્ય જઇને કે. આ૦
રખે હંબોડા લે હાથે કરી જો, જનુની થઇ જોડા બધા બરાબરીજો;
બધા સાથે લેમાતા બહુચરી જો, હંબોડા લે ફુદડીઓ ફરી જો;
મહા રસ મચ્યો ચાચર માહે કે, પ્રેમ પયોધી પ્રગટયો જાહે કે;
ત્રીપુરે તૃપ્ત થઇ બધી તાંહે કે, * * * * આ૦
વ્યોમે વેમાન રહ્યાં બધા છાઇનેજો, બેઠાં સુરપતની સંગ સમાઇને જો;
મવિલોકે આપેઆપ ગમાઇનેજો, મનસુમન સોપી બહુચર બાઇનેજો;
ચંદન પુષ્પ ભમરપે પાણુ કે, મંજુરા મેઘતણે ઇધાણુ કે;
વદે ઉદ્દો જે જે મુખ વાણુ કે, જેમ મુની પાઠ કરે પારાણુ કે. બા૦
ત્રીભુવનરાણી નવરાત રમીવળ્યાજો, દેવી દરબારથકી દેહેરે પળ્યાંજો;
બહુચર કેહે લાવો પાક સહુ મળ્યાજો, દેવીએ દૈત્યો વિધ વિધે દળ્યા જો.
સખીએ સર્વ રસોઈ નીપાઇ કે, તતક્ષણ લાવ્યા અમા આઈ કે;
સર્વ આરોગે પાક સહરાઈ કે, હાસ્ય વિનોદ કરે હરખાઇ કે. બા૦
ભોજન કરી ઉઠયાં સકળ ભવાનિયોજો, સુખમા મુખવાસ કરી મુસકાનિયોજો;
રમા મળિ બેઠાં માહાં વરદાનિયોજો, ફેર ફુદડી ફરે વિશ્વની રાણીયોજો.
બહુચરમાથી થયા વિદાય કે, કરજો બહુચર કેહે કીપાએ કે;
રથ જેમ વેગે પવન પળાય કે, મહમહ પોતા બધા મહમાય કે. બા૦
આસન બેશી અંબા કેહે ઇશનેજો, બહુચરના ગુણ ગાશે નિશદિશનેજો;
તે જન પદવી પામે અમરીશનેજો, બહુચર મુજ તેમ જેમ જગદીશનેજો;
બધા એહેનોમા એ મુને વાહાલીકે, મે માહારા મન નિવૃત્ત આલી કે;
જ્યાં હું જાઊં મન ગમને ચાલીકે, શિવ સુણતા થઇ મન ખુશાલીકે. બા૦
એ બે એહેનામા અંતર છે નથીજો, મહા મુનીએ મન નિશ્ચે કીધુ મથીજો;
ઉત્પત પ્રતિપાલણ લય બધા એહથીજો, એના જશ વેદ પુરાણ કેહે કથીજો.
તે ત્રીપુરને લાગું પાએ કે, એ મન માગુ બહુચર માએ કે;
પાળો પ્રજા ઘણું પિડાએ કે, ભટ વલ્લભ તારા ગુણ ગાયે કે. આ૦

# બહુચરની ગાગર.

## પદ ૨ જું—રાગ ગરબી-કાફી, તાલહંસની.

માહારી બહુચર બાઈ રે, આદ્ય ઈશ્વરીને હું નમું રે;
માહારી બહુચર બાઇ રે, કરે કર્મ વાંકું સમું રે.
મા૦ આપે અવિચળ વાકચા રે, મા૦ વિવિધ વિવિધ વરદાયકા રે.
મા૦ વ્યાપિક અકળ સચરાચરે રે, મા૦ સ્થાપિકસકળ ગોખમાયરે રે.
મા૦ સલખનપુરમાં બિરાજતી રે, મા૦ સદા સેવકને શિર છાજતી રે.
મા૦ બાળ સ્વરૂપ બાળાતણું રે, મા૦ પ્રાક્રમ પ્રૌઢ કરયું ઘણું રે
મા૦ અકલ ચરિત્ર કરયાં અવનવાં રે, મા૦ જે દેવ કોયેથી નથી હવાં રે
મા૦ ગગનમંડળ કરી ગાગરી રે, મા૦ સુંદર સકળ શોભા ભરી રે
મા૦ આપે ભવાની ઉમંગ સુ રે, મા૦ રાસ રમે મધ્ય રંગસું રે
મા૦ નવ ગ્રેહેમાંથી સહુથી વડો રે, મા૦ આદિત્યઅખંડકરયો દીવડો રે
મા૦ જળહળ જોતી બીંબગોળ સું રે, મા૦ ઉગ્યો શશી તે કળાસોલસું રે
મા૦ કોણુ કળે ભગવતિના ભેદની રે, મા૦ કોડિયું કરયું તે માએ મેદની રે
મા૦ વાટી વિસાળ મધ્ય જોરની રે, મા૦ જોજન પંચાશ લક્ષ ફેરની રે
મા૦ સાત સાગર ભરયાં ઘીતણા રે, મા૦ એહેવા બહુ ખેલ બહુચરાજીતણા રે
મા૦ જોતાં જુગત જુગતી મળી રે, મા૦ ચોહો દિશ ચારૂ સુગતા વળી રે
મા૦ સ્થાવર જંગમ અનુરાગ સું રે, મા૦ વાંની વિરાજે વિભાગ સું રે
મા૦ કશ્યપની ગાદી કરી ખરી રે, મા૦ માહામાયે માથે ધરી રે
મા૦ મળી માને તે મન લાગની રે, મા૦ ઉપર ઉઢાંણી શેષ નાગની રે
મા૦ અકળ આકાશ વિના અણી રે, મા૦ ગાગર ઉપર ધરી ઢાંકણી રે
મા૦ તેત્રીશ ક્રોડ વિસ્મે થયા રે, મા૦ આપે આપેસું ભુલી ગયા રે
મા૦ ઉચરયા અમર એ કથા કથી રે, મા૦ ગાગરના તેજ તુલ્ય કો નથી
મા૦ ત્રણુ ગુણ કોન કવેસરી રે, મા૦ ગુણવંતી થઈ તે થણી
મા૦ પરમ મનોહર દુઝતી રે, મા૦ સુરેસ દેવ ન સુઝતી
મા૦ આઠે પોહોર તે અમી ઝરે રે, મા૦ જમતપાન બંધું તે કરે
મા૦ વરસે તે વિવિધ પ્રકારશું રે, મા૦ આવે અખંડ માર ધારશું
મા૦ અમર ઝરે આઠ જામના રે, મા૦ અરથ ધરમ મોક્ષ કામડ
મા૦ અતિ અદ્ભુત વસ્ત જે હુતી રે, મા૦ પ્રગટ કરયા ચારે ફૂલે

માં૦ નિરમ્યા નિગમ નિજ ધામના રે, માં૦ વિશ્વતણા તે વિશ્રામના રે.
માં૦ ત્રણ દેવ ગાગરમાં વશે રે, માં૦ સદા સમીપ ન જુદા ખશે રે.
માં૦ આદ્ય વિષ્ણુ વચ્ચે શિવ અંત રે, માં૦ ભવ બ્રહ્માસું નિરંત રે.
માં૦ આદ્ય અનાદ્ય અલવે કરી રે, માં૦ ગાગર ધરે શીર બહુ મરી રે.
માં૦ અજર અમર ઇશ્વરી અને રે, માં૦ રાસ રમે રંગ રસાળો બને રે.
માં૦ નિરખી સોભા તે સુખ સાગરે રે, માં૦ ચૌદ લોક ચળ્યા ગાગરે રે.
માં૦ ગાગરનો ગરબો ગાય પ્રેમશું રે, માં૦ બહુચરાજી સાહે થાયે તેમશું રે.
માં૦ કરે ક્રિપા તે કળી કાળમા રે, માં૦ બહુ બઇ બહુચરાજીબાળમાં રે.
માં૦ માની માહાજને માહાતમે રે, માં૦ પારખું પ્રત્યક્ષ પુરૂષાતમે રે.
માં૦ દેવી દયાળ આધની અંતની રે, માં૦ સદા સાહાય સાધ સંતની રે.
માં૦ પ્રેમ ધરીને જે પાગ લાગશે રે, માં૦ ભવની ભાવટ બધી ભાગશે રે.
માં૦ ઉપમાં અધિક તે આપું કશી રે, માં૦ વિશ્વંભરી વિશ્વમાં વશી રે.
માં૦ અધમ ઉધારણ આપ છો રે, માં૦ માહારે સહોદર માબાપ છો રે.
માં૦ જુદો જન્મનો જાણો સદા રે, માં૦ એહેવું જાણીને હરો આપદા રે.
માં૦ કરગરી કહું તે હું તે કારણે રે માં૦ ભટ વલભ મેવાડો માને વારણે રે.

વ્યોમે વિમાન વિરાજિત, સુર સુંદરિ સંગે; (૨)
ઉદો ઉદો જે જે કહે, રહિ રામા રંગે. જે૦
સુમન સુમન કર વર્ષિત, હર્ષિત હિયાં હરખે; (૨)
અંતર અતિ આકર્ષિત, નીર અંતર નિરખે. જે૦
પન્નગ પતિ પંખી પતિ, પશુપતિ પ્રેમ ભર્યા; (૨)
આરતી વંદન કારણ, વાયુ વિધ વિચર્યા. જે૦
ચતુરાનન પંચાનન, ષડઆનન ખાંતે; (૨)
સનમુખ મુખ નિરખીનકૃત, ભક્ત ભલી ભાતે. જે૦
માત માહાતમ મહત, કહત કૃતકૃત કીધાં; (૨)
ભક્ત અભયપદ નિર્ભય, ભોગ સુભગ દીધા. જે૦
નિજ જન તન મન રંજન, ગંજન પર પોતે; (૨)
ભૂતલ ભૂપતિ ભુર, ભલા કીધા જોતે. જે૦
લક્ષ ચોર્યાશી જાત, અનંત અલપ મતના; (૨)
આરતી સ્વર શ્રવણે સુણી, સ્વર્ગ સુલભ ગતિના. જે૦
ભાવ કુભાવે સુભાવ સહિત, આરતી જે ગાશે; (૨)
નરનારી અવતારિક, ભક્ત સમા થાશે. જે૦
ચૌદભુવન તન, તું તન ચૌદભુવન માંહે; (૨)
વલ્લભ ભવ અર્ણવ, બેદન સાહે બાહે. જે૦

## પદ ૪થુ—રાગ ગરબી-ગોડી-તાલ રૂપક.

શ્રી બહુચર જે નમો નમો, હારે જે નમો શ્રી બહુચરા માત.
જોતી સ્વરૂપ, અનુપ ભુપ, થઈ ગોખ જોખ નિધઃ, નમોનમો;
નિરાકાર સાકાર વિશ્વ મહીં, વ્યાપક વિધ વિધ, નમોનમો. શ્રી૦
ચાચર ચૌદ ભોવનપતી નિત, રમે રંગ રંગભરી, નમોનમો;
શોભા સકળ, અકળ સુર મન, ગમે ગમે ધ્યાન ધરી, નમોનમો. શ્રી૦
આદ્ય આસન, પાક સાસન, લહે કોણ કહે યશ, નમો નમો;
નિગમ અગમ, નિસ ચિસ રટત, રહે હરિહર વિધિવશ, નમોનમો. શ્રી૦
માનસરોવર, મહત માહાંત, મોક્ષદાયક, નમોનમો;
સ્નાન કરે, પામે પુરૂષાત્તન, બહુ વધાયક, નમોનમો. શ્રી૦
વાવ્ય કુંડ, બ્રહ્માંડ માંહે, રીદ્ધ ભુતળ અદ્દભુત, નમોનમો;
નાહે ગંગાએ શુભ થાએ, ફળ સીદ્ધ નિદ્ધ નવે જુગ, નમોનમો. શ્રી૦

પ્રગટ પંચતીરથીનું પદ, પરમપવિત્ર જે, નમોનમો;
શક્તિ વિના સંસાર સરવર, દેહ દહ ચરિત્રને, નમોનમો. શ્રી૦
આદ્યશક્ત સત્ય જગત શિરોમણ,દષ્ટઆરત મધ્ય, નમોનમો;
શેષ સુરેશ સ્તવે ગુણ અગણગણ, સેવે સિદ્ધ બદ્ધ, નમોનમો. શ્રી૦
સનક સનંદન, મુનીવર વંદન, દૈત્ય નિકંદન, નમોનમો;
ભવ ભે ભંજન, નિજજન રંજન, દુરિજન ગંજન, નમોનમો. શ્રી૦
લીજે સંભાળ, વલ્લભ સમરે, અતિરૂપ રસાળને, નમોનમો;
પરમ દયાળ, કૃપાળ પાળપ્રતિ, બહુચર બાળને, નમોનમો. શ્રી૦

---

## પદસંગ્રહ.

### પદ ૫ મું—રાગ સારંગ, તાલ ચોતાલો.

આદ્ય ઇશ્વરી અપરંપાર નિરંજન,
નિરાકાર સાકાર આકાર, આ સંસાર માર. આદ્ય૦
નિરાધાર આધાર અવની, અંબર અપાર ચાર ખુંટ ખાણુ ચાર;
ગિરી ગોહા અઢાર ભાર નિરમિત, નિજ નર નાર ચૌદ ભુવન વાર પાર.આ.
ભગવતી ભવમા ઉધાર ભગવત, ભરણુ ભંડાર દુખ દરિદ્ર હરણુ;
હાર સેવકસાધાર હાર; ગોખ ગોખ નિધ્ય દાતાર,
પ્રગટ બહુચર બહુ પ્રકાર; વલ્લભ એકરારદાર તે, ત્રીપુરે તારનાર. આ૦

### પદ ૬ ઠું—રાગ દેવગરી, તાલ રૂપક.

સહિઓરે બહુચર માને જોઇએ, એહેની છબીલી છબી ન સમ કોઇએ; સહિ૦
આંખ અણિયાળી સ્વરૂપ રમાળી, બાળી ભાળીને મન મોહિએ; સહિ૦
ચંદ્રમુખીને જોતાંમા સુખી થઇએ, જોઈ સુખીને દુખ ખોઇએ; સહિ૦
વલ્લભ વરણે સદા તુમ શરણે, ચરણે ચિતડું પ્રોઇએ. સહિ૦

### પદ ૭ મું—રાગ મારૂ, તાલ રૂપક.

થે તો માહારી અરજ સુણજો, મહારારાજ. થે૦
શ્રી સલખનપુરી સોહેવા હો રાજ,
મે બિનદામ ગુલામ નામરો;
થે માહારા શિરતાજ, માહારા રાજ. થે૦
બિપત્તિ બિડારન ત્રીપુરે તારણ, સારણ શરણરા કાજ;
બહુચરબાળી ઓહો બરદાળી, વલ્લભગરીબ નિવાજ; માહારારાજ—થે૦

### પદ ૮ મું—રાગ પરજ, તાલ રૂપક.

બહુચરાજી માને વારણે, કંગાળ પુકારે બારણે;
સુણિએ સલખનપુર ધણિયાણી, પ્રાણી તપે તુજ કારણે. બ૦
ઘો દિદાર અવાર કીજે, નામ અધમ ઉધારણે;
હાલરની લકડી જેમ, તેમ વલ્લભને સંભારણે. બ૦

### પદ ૯ મુ—રાગ કાનડો, તાલ હુંસની.

જોવા મન માહારૂં થયું, સલખનપુરી સાહેબને,
રૂપ જોના મુખ થઈ શાતા, સુખ દુ:ખ દરિદ્ર ગયું; જો.
લેતા નામે સર્યાં સર્વ કામે, બામે ચિત ન રહ્યું;
ધન્ય તે પ્રાણી બહુચર ઉર આણી, વલ્લભ વાણી કહ્યું; જો.

### પદ ૧૦ મું—રાગ પુર્વી, તાલ રૂપક.

વંદું આધ ઈશ્વરી આઇને, જપું જગ જાઇને; વં૦
નામૂ શીશ દીશ નિશનમે, પ્રેમે શાં ભમ લાઇને. વં૦
શ્રી બહુચર સમ શરણુ, અમર વર હરિ હર વિધ કહે ગાઇને; વં૦
અન્ય મન ન ધરે જન એ, ધન વલ્લભ ધન્ય કમાઇને. વં૦

### પદ ૧૧ મું.

લેજો મુજરો માહારો રે, માજીમા, લેજો મુજરો માહારો. ટેક.
શકત તે સાચું મા, અવર ન રાચું, પાલવ સાહો તમારો રે. મા૦
અવનીમા અવતરી, નીરખી માબહુચરી, પાલવ સાહો તમારો રે. મા૦
પતીત હતા તેને પાવન કીધા, નામ લેતા ઉધારો રે. મા૦
ભવસાગરમા બુડી રહો છું, મને બતાવો આરો રે. મા૦
કેહે ભટ વલ્લભ કાંઈ ન સમજું, પલકમાં પાર ઉતારો રે. મા૦

### પદ ૧૨ મું.

ચાલો જોવા જઇએ માને, હાંરે બરદાળી બાળી બહુચરાને. ચા૦ ટે
સલખનપુર સુરીનર સુનીવંદન, નીકંદન, પાપ પરાં કરવાને;
મારી આઇઆઇ આપે વરઘર સુત પુત્રફળ, નીધરિધ સિધ્ય ભરે ભરવાને ચા

પદ ૧૩ મું.

જે જને જનુનીને જોઈ, તે જને તપત ત્રણ ખોઈ. જે૦ ટેક.
આધરી આસન ગોખ માનસર, એ ચાચર સમસર નહીં કોઇ;
હાંરે માજી જા જ્ગુગદીશ,ઈશ અમરીશ, નારીશ નાગીશ, રહ્યા શિશ છોઇ; જે૦
ત્સાં વલ્લભ કેઇ માત્રમાં બહુચરી પાત્રની, જાત્ર કરી કરમ ધોઈ;
નાવે કદા આપદ્ર, દુઃખ દુર્લભ, સુલભ વલ્લભ ભવ તરવાનો. જે૦

પદ ૧૪ મું-રાગ-ગરબી-રામકળી.

ભજતાં તે ભાવઠ જાએ રે, ભવાંની ભજતાં તે ભાવઠ જાએ;
તે બાળી બહુચરી આએ રે, ભવાની ભજતાંતે ભાવઠ જાએ. ટેક.
ભવ ભય હરણ શરણ ભવસાગર, જન્મ મરણ નવ થાય રે. ભ૦
નર નારીશ શીશ નામે સહુ, બહુ જન લાગે તારે પાએ રે; ભ૦
વલ્લભ કેડ વિશ્વાસ કરી ખરી, આદ્ય શક્ત આરાએ રે. ભ૦

પદ ૧૫ મુ-ગરબી-રાગ પુર્વી.

થાય તમારૂં કર્યું મારી માજી, થાય તમારૂં કર્યું. ટેક.
હારે માહારે હાક હકે ન કર્યું, માહારી માજી, થાય તમારૂં કર્યુ.
જો મનશું મનશુબો કીધો, અકળામણ ઉગરયું. મા૦
અંતરશું અવિલોકન કરતા, શક્ત વિના ન શર્યું. મા૦
ભટ વલ્લભ કેહે ભવાની ભજે તેનું, ભાગ્ય સોભાગ્ય ભર્યું. મા૦

પદ ૧૬ મુ.

થયું તમારૂં કર્યું માહારી માજી, થયું તમારૂં કરયું;
તમે જે તારયું તે તો તરયું, માહારી માજી, થયું તમારૂં કર્યું.
વેદ પુરાણ શાસ્ત્ર બધ ભાખે, સંકટ સુરનું હર્યું. મા૦
મન ક્રમ વચને માનવ થઇને, ધ્યાન તમારૂં ધર્યું. મા૦
ભટ વલ્લભ કેહે ભવાની ભજે તેનું, કર્મ અકર્મ કર્યું. મા૦

પદ ૧૭ મું-રાગ દેવગરી-તાલ રૂપક.

ન ચાલે ન ચાલે ન ચાલે રે, મને મારી માજીને જોયાવિના ન ચાલે રે;
આઈ અવગતિયાંને ગત થાલે રે, મને મારી૦
વરશ એકમા નિમેષ ન દેખું, તો મલખનપુરી મ્હાલે રે. મને૦

અષ્ટમા સિદ્ધ નવ નિદ્ધ વિવિધ વર, ઘરે બેઠાં બહુચરી આલે રે. મનેο
વલ્લભ ભવ અરણવ જળ ભેદત, બુડતાં બાવડી ઝાલે રે. મનેο

### પદ ૧૮ મું-ગરબી-રાગ મારૂ.

તું તો માહારા છોજી સુજાંણ, આઈ મુને આપણી આણ. તું તોο
મેં બલિહારી બહુચરા તારી, વારી તન મન પ્રાણ; તું તોο
ઓહોબરલાયક, બુધ બરદાયક, વાકય વેદ પુરાણ; તું તોο
વલ્લભ ધીન ગત, મૂઢ મહામત, પાલણપન પરીમાણ. તું તોο

### પદ ૧૯ મું-રાગ ગરબી.

શરન આયેકી લાજરે, માજી તાહારે શરન આયેકી લાજ. ટેક.
ભાવ કુભાવે જે તુજને સેવે, તેનાં સરયા સરવે કાજ રે. બાઈο
વણીક વિમળશાને રાજ કરાવ્યાં, ગરૂ વાણીથી તાજરે. બાઈο
કહે ભટ વલ્લભ બહુ કરજોડી, માજી માહારાજાધિરાજ રે. બાઇο

### પદ ૨૦ મુ-ગરબી—રાગ રામકલી-તાલ હુંસની.

સદા સેવો શ્રી બહુચરબાઇ, સલખન પુરમાં વસે મોરી માઈ;
મનગમતાં માજી લાડ લડાવે, રાખે લાજ સવાઇ. સદાο
પ્રલક્ષ પારો ખરો ખેલ ન્યારો, તે ભાવે સમારજો ભાઈ;
વલ્લભ હરી ફરી કેહેછે કરગરી, જગ જીત્યો જશ ગાઇ. સદાο

---

# રૂઘનાથદાસ.

## કૃષ્ણક્રીડાનાં પદો.

### પદ ૧ લું-રાગ કાફીની હોરી.

પરા રોહો ગીરધારી રે, પાલવડોરે મેલો;
હોળી રમવા હું નહિં આવું, તમ સાથે લાલા, તમ સાથે મોરારી રે. પાલο
આ શું કીધું અલબેલાજી, મુકી દો લાલા, મુકી દો પીચકારી રે. પાલο
રંગવડે મને રસ બસ કીધી, પેહેલીરે લાલા, પેહેલી પ્રીત સંભારો રે. પાલο
તમે તો નંદજીના લાલા, હુંતો રે લાલા, હુંતો અબળા નારી રે. પાલο
દુરીજન દેખે એમ ન કરીએ, હુંતો રે લાલા, હુંતો તમથી હારી રે. પાલο

તમારી સાથે સાંમળિઆ, રમે રે લાલા, રમે રાધા પ્યારી રે. પાલ૦
રઘનાથના સ્વામી સામળિઆ, હુતો રે લાલા, હુતો દાસી તમારી રે. પાલ૦

પદ ૨ જું-રાગ ધનાશ્રી.

બીજ માર પડયો ફુલ ગેડ્ડી, અતિ ઉડે;
અતિ ઉડે રે અતિ ઉડે, અબિલ ગુલાલ. હો. બીજ માર૦
પાર નહિં પીચકારીનો, ડફ મોરલી;
ડફ મોરલી રે, ડફ મોરલી, મૃદંગ તાલ. બીજ માર૦
ગાલ બજાવે ગોવાલીઆ, ગાળી બોલે;
ગાળી બોલે રે, ગાળી બોલે, બ્રીજનો બાલ બીજ માર૦
તાન મિલાવે રાધિકા, પ્રિયા પ્યારી;
પ્રિયા પ્યારી રે, પીયા પ્યારી, આવ નંદલાલા, બીજ માર૦
રૂઘનાથ પ્રભુ મઉ મળી, લાહા તો ઘેરે;
લા તો ઘેરે રે, લા તો ઘેરે, મદન ગોપાલ. બીજ માર૦

પદ ૩ જું.

(ગોરી મેલો ઘોડિલાની વાગરે-કુવરી રાવતણું એ રાગ)

મથુરાનો મારગ મ્હેલરે, મોહન અલબેલા;
તારે મારગ ચાલ્યો જાયરે, છેલા છોગાળા.
મારા મહીના ફૂટશે માટરે, મોહન અલબેલા;
મારી માસુડી જોશે વાટરે, છેલા છોગાળા.
મારી માથાની લટ છૂટશે, મોહન અલબેલા;
મારો નવશેરો હાર તૂટશે, છેલા છોગાળા.
કપરૂ છે કંસનુ રાજરે, મોહન અલબેલા,
સામળિયા જાશે લાજરે, છેલા છોગાળા
પાતળિયા પ્રાણજીવનરે, મોહન અલબેલા,
રૂઘનાથના સ્વામિ શ્યામરે, છેલા છોગાળા.

પદ ૪ થું.

અલબેલી અબળા નારરે, દાણ હુ તો નહીં મેલું;
જા કસને કર પોકારરે, પાલવ નહીં છોડું.
તારો કંસ શું કરશે આજરે, દાણ હુ તો નહીં મેલુ;
દોડ માટ ને તોડું હારરે, પાલવ નહીં છોડું

અષ્ટમા સિદ્ધ નવ નિદ્ધ વિવિધ વર, ઘરે ખોળાં બહુચરી આલે રે. મને૦
વલ્લભ ભવ અરણવ જળ ભેદન, બુડતાં બાવડી ઝાલે રે. મને૦

પદ ૧૮ મું-ગરબી-રાગ મારૂ.

તું તો માહારા છોજી સુજાંણ, આઈ મુને આપણી આણ. તું તો૦
મેં બલિહારી બહુચરા તારી, વારી તન મન પ્રાણ; તું તો૦
બોહોબરલાયક, બુધ બરદાયક, વાકય વેદ પુરાણ; તું તો૦
વલ્લભ ધીન ગત, મૂઢ મહામત, પાલણપત પરીમાણ. તું તો૦

પદ ૧૯ મું-રાગ ગરબી.

શરન આયેકી લાજરે, માજી તાહારે શરન આયેકી લાજ. ટેક.
ભાવ કુભાવે જે તુજને સેવે, તેનાં સરયાં સરવે કાજ રે. બાઈ૦
વણીક વિમળશાને રાજ કરાવ્યાં, ગરૂ વાણીથી તાજરે. બાઇ૦
કેહે ભટ વલ્લભ બાહુ કરજોડી, માજી માહારાજાધિરાજ રે. બાઇ૦

પદ ૨૦ મુ-ગરબી-રાગ રામકલી-તાલ હુંસની.

સદા સેવો શ્રી બહુચરબાઇ, સલખન પુરમાં વસે મોરી માઈ;
મનગમતાં માજી લાડ લડાવે, રાખે લાજ સવાઇ. સદા૦
પ્રસક્ષ પારો ખરો ખેલ ન્યારો, તે ભાવે સંભારજો ભાઈ;
વલ્લભ હરી ફરી કેહેછે કરગરી, જગ જીત્યો જશ ગાઇ. સદા૦

---

# રૂઘનાથદાસ.

## કૃષ્ણક્રીડાનાં પદો.

પદ ૧ લું-રાગ કફીની હોરી.

પરા રોહો ગીરધારી રે, પાલવડો રે મેલો;
હોળી રમવા હું નહિં આવું, તમ સાથે લાલા, તમ સાથે મોરારી રે. પાલ૦
આ શું કીધું અલબેલાજી, મુકી દો લાલા, મુકી દો પીચકારી રે. પાલ૦
રંગવડે મને રસ બસ કીધી, પેહેલી રે લાલા, પેહેલી પ્રીત સંભારો રે. પાલ૦
તમે તો નંદજીના લાલા, હું તો રે લાલા, હું તો અબળા નારી રે. પાલ૦
દુરીજન દેખે એમ ન કરીએ, હું તો રે લાલા, હું તો તમથી હારી રે. પાલ૦

તમારી સાથે સામળિઆ, રમે રે લાલા, રમે રાધા પ્યારી રે. પાલ૦
રઘુનાથના સ્વામી સામળિઆ, હુંતો રે લાલા, હુંતો દાસી તમારી રે. પાલ૦

પદ ૨ જું—રાગ ધનાશ્રી.

બીજ માર પડયો ફુલ ગેડુકી, અતિ ઉડે;
અતિ ઉડે રે અતિ ઉડે, અબિલ ગુલાલ. હો. બીજ માર૦
માર નહિં પીચકારીનો, ડફ મોરલી;
ડફ મોરલી રે, ડફ મોરલી, મૃદંગ તાલ. બીજ માર૦
ગાલ બજાવે ગોવાળીઆ, ગાળી બોલે;
ગાળી બોલે રે, ગાળી બોલે, બીજનો બાલ. બીજ માર૦
તાન મિલાવે રાધિકા, પ્રિયા પ્યારી;
પ્રિયા પ્યારી રે, પીયા પ્યારી, આવ નંદલાલા. બીજ માર૦
રઘુનાથ પ્રભુ મઉ મળી, ત્યાંહાં તો ઘેરે;
ત્યાં તો ઘેરે રે, ત્યા તો ઘેરે, મદન ગોપાલ. બીજ માર૦

પદ ૩ જું.

('ગોરી મેલો ઘોડિલાની વાગરે—કુંવરી રાવતણા' એ રાગ.)

મથુરાનો મારગ મ્હેલરે, મોહન અલબેલા;
તારે મારગ ચાલ્યો જંપરે, છેલા છોગાળા.
મારા મહીનાં ફૂટશે માટરે, મોહન અલબેલા;
મારી સાસુડી જોશે વાટરે, છેલા છોગાળા.
મારી માથાની લટ છૂટશે, મોહન અલબેલા;
મારો નવસેરો હાર તૂટશે, છેલા છોગાળા.
કપટ છે કંસનું રાજરે, મોહન અલબેલા;
સામળિયા જાગે લાજરે, છેલા છોગાળા.
પાતળિયા પ્રાણજીવનરે, મોહન અલબેલા;
રઘુનાથના સ્વામિ શ્યામરે, છેલા છોગાળા.

પદ ૪ થું.

અલબેલી અબલા નારરે, દાણ હું તો નહી મેલું;
જન કંસને કર પોકારરે, પાલવ નહીં છોડું.
તારો કંસ શું કરશે આજરે, દાણ હું તો નહી મેલું;
દોરૂ માટ ને તોડું હારરે, પાલવ નહીં છોડું.

મહી માંખણ ખાશે સાથરે, દાણ હું તો નહીં મેલું;
વહારે લાવજે તેડી તુજ નાથરે, પાલવ નહીં છોડું.
શહીપુરી એ સુંદર નારરે, દાણ હું તો નહીં મેલું;
વઢવાડ કરવાપર પ્યારરે, પાલવ નહી છોડું.
ગોપી જાઓ દેઇને દાણરે, દાણ હું તો નહીં મેલું;
રૂઘનાથના સ્વામિ શ્યામરે, પાલવ નહીં છોડું.

### પદ ૫ સું

મેલો પાલવ પાવો થારે, નંદના ગોવાળા;
તારે મારગ ચાલ્યો જારે, મુખ મોરલીવાળા.
તું તો નાશીને ગોકુળ આવ્યોરે, નંદના ગોવાળા;
તુંતો જશોદાજીનો બાળક કહાવ્યોરે, મુખ મોરલી૦
તુંતો નવલાખ ચારે ગાયરે, નંદના ગોવાળા;
તુંતો ચોરીને માંખણ ખાયરે, મુખ મોરલીવાળા.
પ્રેમજીવન પ્રાણના પ્રાણરે, નંદના ગોવાળા.
રૂઘનાથના સ્વામિ શ્યામરે, મુખ મોરલીવાળા;

### પદ ૬ ઠું.—ગરબો.

તમે અજાણ્યા હમે જાણીયે રે, મારો પાલવડો નવ તાણીએ રે;
તમે સમજી લો મન માંહી રે, શામળીઆ વ્હાલારોની વેગળા રે. ટેક
નારી શું સમજાવે તું મુજને રે, હું તો નહી જવા દઊં તુજને રે;
તારી મરડીને રાખીશ બાહી રે, મહીયારી રાધા દેની દાણ શું રે. ટેક.
અલ્યા બાહી શું મોડે આમળા રે, તારા કરના ઉતારીશ આમળા રે;
કપરૂં છે કંસનું રાજ રે, શામલીઆ૦
નારી કંસ થકી શું થાય છે રે, એવા કંઈ રે આવ્યા કંઈ જાયછે રે;
તારા ઉરનો ઉતારીશ હાર રે, મહીયારી૦
અલ્યા હાર હૈડાનો ટુટશે રે, મારા માથાની લટ છુટશે રે;
મારી સાસુડી દેશે ગાળ રે, શામળીયા૦
નારી આળને ગાળ કોને ચડે રે, જેનું લેણું હોય તે તો લડે રે;
તારા ઘરમા નથી કંઇ કામ રે, મહીયારી૦
અલ્યા કામ શું કહીએ વીઠલા રે, મેં તો તુજ સરખા બહુ દીઠલા રે;
મેયો મેયોની મારા હાથ રે, શામલીયા૦

નારી હાથ ન મેલું તાહેરો રે, આ બીજમાઅમલ છે માહેરો રે;
હવે દાણ મેલ્યાં કેમ જાય રે, મહીયારી૦
અલ્યા દાણી કા'વે તું કયારનો રે, મુકી મથુરા ને ગોકુળ આવીઓ રે;
ચારે નંદગોવાળાની ગાય રે, શામળીયા૦
નારી ગાય ચારે શું થાય છે રે, આપણ બેહુના કારજ થાય છે રે;
એમાં મેણુલિઆં નવ હોય રે, મહીયારી૦
તમે મનમાં ન આણો વિઠલા રે, મેણાં માણસને લાગે ઘણા રે;
તમે લંપટને નહી લાજ રે, શામળીયા૦
એવી લાજ ધરે છે સુંદરી રે, તારે મહી વેચવા શીદ નીશરી રે;
શીદ આવી હમારી વાટ રે, મહીયારી૦
હમે અહિયાંતો દાહાડી આવતા રે, હમે જતા તે દાણ ચુકવતા રે,
આજે રોકી રઘનાથના સ્વામ રે, શામળીયા૦

## પદ ૭ મું—નંદજીની ગરબીઓ.

તમેરે નંદજી ગોકુળ સાચરો રે, ઉતરવા જમનાજીના ઘાટજો;
અમારી માને નહિ હોય ગોઠતું રે, જસોદા જોતા હોશે વાટજો. તમે૦
નકરે માતપિતા તે તમે કર્યા રે, અમને બહુ લડાવ્યા લાડજો;
નાહાનેથી મોટાં અમને કર્યા રે, તમારા શા શા માનું પાડજો. તમે૦
માહારી પંચરંગી જે લાકડી રે, વાગતી વાસલડી રસાળજો;
સંભાળીને તે તમે મૂકજો રે, રખે લઈ જતા તે ગોવાળજો. તમે૦
માહારી સેહેલી ગોરી ગાવડી રે, તે તમે હાથ ફેરવીને દોહોજોજો;
સ્વામી રઘનાથનો કહે છે નંદને રે, અમપર કિરપા દ્રષ્ટે જોજોજો. તમે૦

## પદ ૮ મું.

નયણે નીરને નંદજી ખોલિયા રે, મુજથી એકલડા ન જનાયજો;
વાટડી જોતાં ને રોતાં હશે રે, કાહાનજી તમારીને માયજો. નય૦
હું તો વારીશ મારા મનને રે, તમારી માના મન કયમ રેશેજો;
મારે ગોવિંદ ગોકુળ આવજો રે, પરલોક મેહેણુલિયાં દેશેજો. નય૦
હવે કોણ વૃંદાવન ગૌ ચારશે રે, કહો કોણ જાણશે માહારી પેરજો;
હસતાં વાહાણુલિયે કોણ ઉઠશે રે, સાંજરે કોણ આવશે ઘેરજો. નય.
કુંવર વણ કોને લાડ લડાવશું રે, કોને વળગાડીશું દામીજો;
કોને જમાડીને જમશું અમે રે, કોહાને રઘનાથના સ્વામીજો. નય૦

### પદ ૯ સું.

જસોદા પૂછે પિયુને પ્રેમશું રે, નંદજી ઉત્તર નવ આલેજો;
મુખથી બોલે પણ બોલાય નહિ રે, લાલનાં બોલડિયાં બહુ સાલેજો. જસો.
કારણ કોહોને મારા કંયજી રે, કુંવરને કયાંહાં મેલીને આવ્યાજો;
સરવે સોપ્યા કયાં વસુદેવને રે, ત્યાંથી દુખના મેરુ લાવ્યાજો. જસો.
આપણે વસુદેવ શું મિત્રાઈ ઘણીરે, આવડાં નોતા જાણ્યાં વેરજો;
વાહીને આપણા સુતને બાળજ્યો રે, ગખ્યો પોતા કેરે ઘેરજો. જસો.
તમે મુખથી કાઇ બોલ્યા નહિ રે, આપણા રાખ્યાં હૈયાં છોડીજો;
સ્વામી રૂઘુનાથનો છે કાઇ નાહાનડોરે, અમપર નજર ન જોડીજો. જસો.

### પદ ૧૦ સુ.

બીજમાં બીજ વિનતા વાતો કરેરે, મોહન મથુરાંમાં રહ્યાજો;
વાહિને નંદને ગોકુલ મોકલ્યા રે, વાહાલો વસુદેવના થયાજો. બીજ.
લક્ષ્મી દેખીને લલચાઈ ગયા રે, દીઠું કંસરાયનું રાજજો;
મથુરા નગરી હરિને મને વસી રે, તેણે ગોકુળ કીધુ તાજજો. બીજ.
ઇહાનાં સુંખમાં ગાયો ચારવી રે, ભીજું આહિરડામાં રે'તુંજો;
ત્યાંહાં સહુ પૂછીને વાતો કરે રે, . . * .
એ હરિ મનોહર મૂરત સામળો રે, સજની સહુને લાગે મીઠોજો;
સ્વામીરઘનાથનો અહિ ગોવાળિયોજો, ત્યાતો રાજા થઇને બેઠોજો. બીજ.

---

## શિવસ્તુતિ.

---

### પદ ૧૧ સું.

મન શિવપદ કમ લીજે ભૃંગ. મન૦ ટેક.
ભજન પૂજન પરમાર્થ સુચાવા સાપેક્ષિત સતસંગ. મન શિવ૦
યોગ યાગ જપ ધ્યાન ધારણા ધર્મ પરાયણ રંગ;
રૂદ્રાભિષેક નમક ચમક સહ, કર ધૃત પાર્થિવલિંગ. મન શિવ૦
સારિગમ પધનિશ ગંધર્વ ગાયન, વાગે તાલ મૃદંગ;
ચરણ શરણ રૂઘનાથ નિરંતર, માગે એવું અભંગ. મન શિવ૦

# કૃષ્ણારામ.

## શિક્ષા વચન.

### પદ ૧ લું–રાગ પ્રભાતી.

માને તો શાસ્ત્રની શિક્ષાને માનજે, લોક લવને રખે મનમાને;
સાંભળે તો ગિતા ભાગવત સાંભળે, કુટિલોની કથનિ નવ ધરિશ કાને; માને૦
રાચે તો શ્રીરમાનાથના રંગથી, રાગ રોપે રખે રંગ રાચે;
નાચે તો સદ્દગુરૂ નચવે તેમ નાચજે, નારિ નેહે રખે નચવ્યો નાચે; માને૦
ગાય તો ગાજે ગુણ ગિરિવરધારીના, ગ્રામ્યનાં ગીત રખે ગર્વિ ગાતો;
જાય તો જાજે નિત્ય સંતના સંગમાં, જડધિયોની રખે જકમાં જાતો; માને૦
જાગે તો રાત્રિ એકાદશી જાગજે, ભાડ જોવા રખે રાત્રિ જાગે;
માગે તો ભક્તિ ભગવંતની માગજે, મળનાં ભર્યાં રખે મનુષ્ય માગે; માને૦
જો જમે તો જમ નાથ નૈવેદ્યને, સૂતકીનું રખે અન્ન જમતો;
જો દમે તો દમે ઇંદ્રિયો ધર્મથી, દામલોભે રખે દીન દમતો; માને૦
દેહ મૂકે તો વૈરાગથી મૂકજે, સુરદા માટે રખે શોક પાળે;
જો કરે વ્રત તો કરજે એકાદશી, વૈરે લાંઘી રખે પેટ બાળે; માને૦
નાય તો નાજે ભાગીરથી નર્મદા, નારિ નરકે રખે નિત્ય નાતો;
ખાય તો ખાજે ખવરાવી સત્પાત્રને, પિંડ પોષી રખે પુષ્ટ થાતો; માને૦
પૂજે તો પ્રેમિજન વિપ્રને પૂજજે, પાખંડીને રખે પ્રીતે પૂજે;
ધ્રુજે તો તો પારકા ઋણથકી ધ્રુજજે, લોકને અપજશે શાને ધ્રુજે; માને૦
મારે તો શાંતિથિ ક્રોધને મારજે, ક્રોધથી તુ રખે કોઇને મારે;
હારે તો હરિમાટે સરવશ હારજે, દ્યુત ખેલી રખે વસ્તુ હારે; માને૦
સેવે તો મા-ઊમાનાથને સેવજે, તુ રખે શિવ હરિ ભિન્ન જાણે;
અવગુણ સમજે તો આપના સમજજે, અન્યનો દોષ રખે ઊર આણે; માને૦
દેખે તો સરવમાં કૃષ્ણને દેખજે, દુઃખને સૂખ રખે સત્ય દેખે;
લેખે તો લક્ષ્મિના પતિનું લેખજે, માંરૂં કીધું રખે લક્ષે લેખે; માને૦
લાજ રાખે તો અધર્મની રાખજે, દાસ થાતાં રખે લેશ લાજે;
ગાજે તો કૃષ્ણ ગોપાળ કહિ ગાજજે, આપ વરણુન કરી શાને ગાજે; માને૦

થરકે તો નિજ પાપથી નિસ થરકજે, દામ તનુ હાનિ જાણી શું થરકે;
જો પડે તો પડ હરિ પ્રેમના પાસમાં, આશ પાશે પડયો જઈશ નરકે; માને૦
ધોવે તો ધોજે તું માંહિલા મનને, ઝાઝા જળથી રખે અંગ ધોતો;
સાધે તો સચ્ચિદાનંદને સાધજે, વિષય સાધી રખે વપુ વગોતો; માને૦
ઝીલે તો ઝીલજે જ્ઞાન ગંગા વિષે, વિષય વૈતરણિમાં ચીદ ઝીલે;
ખીજે તો ખીલજે કરણ ધારી દયા, ખળનિ વાતે રખે ખાતે ખીલે; માને૦
આપે તો દાન ભાગવતતણું આપજે, વિપ્ર સત્પાત્રને શુભ હાથે;
જો તજે તો તજે કળમળ કર્મની, નાથ માધવજિને રાખિ માથે; માને૦
ભોગે તો ભોગ આશક્તિ વણુ ભોગજે, હોમે તો હોમજે વિપ્ર મુખમાં;
જો ધરે દિક્ષા તો શૈવિ કે વૈષ્ણવી, અરે તજિને હરે કેહુજે દુઃખમાં; માને૦
શોકે તો વિષ્ણુથી વિમુખોને શોકજે, હરખે તો હરિજન જોઇ હરખે;
ચૂકે તો ચૂકજે વ્યસન વિષ ભક્ષનું, પરખે તો પાત્ર સત્પાત્ર પરખે; માને૦
ઝૂરે તો જેવું આયુને ઝૂરજે, જો ઠરે તો ગુરૂ વચને ઠરજે;
કૃષ્ણરામે કહ્યું વેદ સાર તે, સાચે ભાવે રમાવરને વરજે; માને૦

---

# દેવા સાહેબ.

## બ્રહ્મજ્ઞાનનાં પદો.

### પદ ૧ લું–રાગ સામેરી.

સત ગુરૂએ કહ્યું રે, સમજે શ્રી હરી રે, એવું એવું વચન ચડાવ્યું શીશ;
ભ્રમણા ભીતર રે, ટળી વીચ માહેથી રે, સઘળે જુગમાં શ્રી જગદીશ. સ૦
પ્રપચ ટળતાં રે, ત્રીજીયું પાધરૂં રે, સઘળે વ્યાપક મારો રામ;
નેતિ નેતિ રે, શ્રુતી જેને સ્તવે રે, તે પ્રગટયું છે સુખનું ધામ. સ
સુનતા ગઇ રે, જે મારે હતી રે, હવે નહી કોઈ નંદવા જોગ;
લેહર ને સમુદ્ર રે, એક રૂપ થઇ રે, વસ્તુ વિશ્વમાં ભાસે લોક. સ
સૂત્રમણી રે, જેમ છે સુત્રમાં રે, તેમ છે આત્મા પિંડ બ્રહ્માંડ;
હામ ન હાલો રે, કોઇ હરિ વિના રે, જોજો ભેદ વેદ ને કાંડ. સ

ચરાચર ચૈતન રે, બ્રહ્મપુરી રહ્યું રે, અકલ અખંડ અદ્વૈત. અનંત;
દેવાસાહેબ કહેરે, એણી રીતે સમજતાં રે, ભ્રાંતી ટળી હવે છે ભગવંત. સ૦

પદ ૨ જું.

ગુણાતીતજોગી રે, ગુણરજે નહી રે, નથી કાંઇ તેહને ભેદાભેદ;
શત્રુ ને મિત્ર રે, તુલ્ય છે તેહને રે, મન સમતા સમ્ય વીધી ને નિષેધ. ગુણા૦
અંતર અકરતા રે, થયું જેહને રે, જેવો અકરતા છે આકાશ;
કરતા સૃષ્ટે રે, તે દિસે ખરૂં રે, જેમ વાયુને ગધનો પાસ. ગુણા૦
ચંદન ચડાવી રે, કોય પુજા કરે રે, કોઇ ઉતારીને જાય ચીર;
રાગ ને દ્વેષ રે, કાંઇ ઉપજે નહીં રે, સામું શું જુઓ સાધુ ગભીર. ગુણા૦
મૃતકની પેરેરે, વિશ વ્યાપે નહીં રે, મન ઈશ જેણે લીધાં જીત;
નિંદા ને સ્તુતિ રે, તુલ્ય છે જેહને રે, ગુણ ત્યાગી થયા ગુણાતીત. ગુણા૦
પારસમણી તે રે, સંત પાધરી રે, ધાતુ જે સ્પર્શે પલટાય;
દેવા એવા રે, સાધુને સેવતાં રે, બ્રહ્મરૂપ થઈ બ્રહ્મસભાય. ગુણા૦

પદ ૩ જું.

વચનની રે, ચાલ ચાલીઆ જગતમા રે, વચન છે વેદ વચન પુરાણ;
વચન ઇતિહાસ રે, નાના પ્રકારના રે, વચન બીજા ગ્રંથ વચન કુરાણ. વચન૦
સંસ્કૃત વચન રે, પ્રાકૃત વચનમાં રે, વચન કવિત છદની જાત;
મંત્ર ને જંત્ર રે, સર્વે વચન છે રે, એ તો વચનની પ્રગટી ભાત. વચન૦
વ્યાકરણ વચને રે, વચને જ્યોતિષ રે, વચન તે ભાષા અનેક પ્રકાર;
જે જે બોલે તે રે, વચન જાણજો રે, ખટ શાસ્ત્ર વચન નીરધાર. વચન૦
પરા ને પાર રે, પુરણબ્રહ્મ છે રે, તેનો વચનમાં નાવે કોય;
દેવા સાહેબ રે, તેને જાણીએ રે, એ પ્રમાણે અનુભવ સોય. વચન૦

પદ ૪ થું.

પરમ સમજી રે, જયારય જાણીયું રે, સમયું સદગુરે પ્રપચરે પાસ;
પરિબ્રહ્મ લીંગ રે, પંડ બ્રહ્માડમાં રે, જેનો દીસે આ પ્રકાશ. મ૦
ગ્રંથે ઘણું ગાયો રે, વિધિ વિધિ વર્ણવી રે, પુરી છે પુરાણે જેની શાખ;
તે પ્રભુ આવી રે, ઊરમાં પ્રગટ્યા રે, જોતાં સતગુરૂ કેરી વાત આંખ. મ૦
અગોચર હતું રે, તે ગોચર થયું રે, ઉગ્યો અનુભવરૂપી સુર;
અંધારૂં હતું રે, મોહરૂપી રાતનું રે, તે તદ્રૂપ કીધું ઊર. મ૦

આધ ને અંત રે, એક બ્રહ્મ છે રે, મધ્ય નહિ બીજુ પદારથ કોઇ,
વેદ ને પુરાણ રે, સૌકો એમ વદેરે, સત મુખથી સાંભળીએ વળી સોઇ. જ્ઞાન૦
આ પડ ને બ્રહ્માંડરે, સર્વે જેનો છે, તે તો જાણો અખરાતીત;
મન બુદ્ધિ વડેરે, તેને ખોળતા રે, પાર ન પામે વાધે અદ્વૈત. જ્ઞાન૦
નામ ને રૂપ રે, તે વિના શુન્ય છે રે, તે વીવરા આત્મા જાણે સંત,
મહાપદનો રે, મહીમા શું કહું રે, કહેતા કાંઈ ન આવે અંત જ્ઞાન૦
એક સમસ્યા રે, સમરતા સતની રે, મધ થાએ તે બ્રહ્મ સ્વરૂપ,
દેવા આતમ રે, અનુભવ ઉપજે રે, તેને નવ હોય ભવબંધન કુપ. જ્ઞાન૦

પદ ૧૧ મુ.

પરિબ્રહ્મ જાણે રે, હરિજન તે ખરા રે, જેણે સર્વ તજ્યો મન અહંકાર,
દેહનો સ્વભાવ રે, જેણે પરહર્યો રે, ભાળે ભરજે સરજનહાર. પરિ૦
કામ ને ક્રોધ રે, મોહ મમતા નહી રે, લોભ તણો નહીં લેશ,
જીહા જીહા જુવેરે, ત્યાં દેખે આતમા રે, ચૈતન બ્રહ્મ સઘળે સરવેશ પરિ૦
જગતનુ કૃત રે, કાંઇ ભાળે નહીં રે, સ્વપ્ન વિષે સ્રષ્ટિ સમાન;
આત્મ સમાધી રે, નિત્ય લાગી રહે રે, બાહ્ય ભીતર હરિ પ્રમાણ પરિ૦
દૃધ ધર્મ રે, વ્યાપે નવ તેહને રે, વરતી આત્મ વિષે અડોલ;
વાયુ વિના રે, સિખા જેમ દાયની રે, એ વિધે અંતર જેતે તોલ પરિ૦
મુક્ત રૂપે રે, ભાઇ તેને જાણજો રે, છતે દેહ વિદેહી જાણ,
દેવા સાહેબ રે, તેહને સેવતા રે, નિશ્ચે કાંઇ પામી પદ નિર્વાણ પરિ૦

પદ ૧૨ મું.

શ્રી કૃષ્ણ કહે રે, અર્જુન સાંભળો રે, મારે નથી કોઇ સત સમાન;
પ્રેમીજન વહાલારે, અતિઘણા મુજને રે, જેને હૃદય નિર્મળ જ્ઞાન શ્રી૦
તે હું ઇશ્વર રે, કોટી બ્રહ્માંડનો રે, જીવ ચરાચર સૌનો નાથ;
તે હું વદુ રે, પદરજ સતની રે, દીન થઇને જોડુ હાથ શ્રી૦
ઓધવજી પ્રત્યે રે, એમ દશમા કહ્યુ રે, મારે બ્રહ્માસુ એવો નહિં નેહ;
શંકર સંકર્ષણ રે, એવા મુજને નહિ રે, જેવો તમસુ પરમ સ્નેહ. શ્રી૦
કમળા નહીં રે, એવી પ્રિય મુજનેરે, મુજને નહીં વહાલુ એવુ નીજ તન,
સતને સમાન રે, બીજુ કોઇ નથી રે, જેણે વશ કીધુ મારૂં મન શ્રી૦
સમુદ્ર પેરે રે, મન જેનુ શાંત છે રે, શત્રુ ને મિત્ર વચ્ચે નહીં ભેદ;
એવા જે પ્રેમી રે, મુજને પ્રિય છે રે, જેણે તજીઓ મનથી ખેદ. શ્રી૦

ગુણાતીત રે, તેહનેરે જાણજો રે, તે માટે ધરૂં હું અવતાર;
જન દેવા રે, શ્રી મુખ ઓચરે રે, કરૂણા કરીને કરૂં ઉધાર. શ્રી૦

પદ ૧૩ મું-રાગ કાફી.

વાણીમાં નાવેરે, અપરાતીત હરિ, ટેક.
કલ્પિને કહેવુંરે, વચન ચાલે પરી;
પરા પારમા તમે કહીએ, જ્યા નહી શબ્દ ઉચ્ચાર;
તે હરિને સહજ જાણજો, જે છે બોલણહાર,
સમજીને સમજો રે, એવિ લખણાએ કરી—વાણી૦
મન કલ્પિને મત કીધા છે, નાના વિધ વેહવાર,
તેના ચરિત્ર ભિન્ન ભિન્ન જોતા, કહિએ ન આવે પાર;
બાજ સૃષ્ટિ મુકી રે, જુવોને પાછા ફરી—વાણી૦
ચૌદ લોક વિસ્તાર તે મનનો, જીવ શીવના ભેદ,
મનાતીત તો મનમા નાવે, એમ કહે છે વેદ,
એ પદ પામે રે, અહતા જેની ટરી—વાણી૦
બ્રહ્મ દશા સદગુરૂને સેવે, તેને મળે એ ભેદ,
અકલ અખંડ અનત અદ્વૈત, રહી તહી સકલ અહમેવ;
રામ નિરંજન રે, દેવા રાચુ ભરી ભરી—વાણી૦

પદ ૧૪ મું.

જુઓને વિચારી રે, નિગમે શુ રે કહ્યું,
આરોપીને કેવુ રે, ગેપત અલગ રહ્યું. ટેક.
પ્રકૃતિ પુરૂષ સજોગે કરીને, આ રે થયું સસાર;
ઝાંઝુ જલ જેમ દીસવા માતર, વસ્તુગત્ય ન લગાર,
એ મતે જાણી રે, તત્વ સર્વે સતે ગાયુ. જુ૦
કાલ કર્મ માયા નહીં તીયા, નહિ નીકટ નહિ દૂર;
સતપણાથી સમજી લેવું, ચૈતન બ્રહ્મ હજૂર;
અધ્યાત્મ જ્ઞાન સગે રે, માયા મોહ સવળુ દહ્યુ. જુ૦
અકલ ભેદ અચિત અનાદી, રહિત તે સકલ વિકાર;
હુ તુ તીહા ન સચે વેરી, બ્રહ્મ પરા ને પાર;
દેવા પદ પ્રીછના રે, અતર અજ્ઞાંન ગયું. જુ૦

કરી પરપંચ હરિ કથા સુણાવે, તૃષ્ણાનો શિરપર પાણો રે; જુઓ૦
જ્ઞાન કથા કથી લોક રિઝાવે, ટળે ન મનની તાણો રે.
મન જાણે હવે ચડુ કિનારે, રહ્યો ભવજળ વચમાં રે; જુઓ૦
કહે ડુંગર શઠ અધમ અન્યાયી, રામ ન રટે આળસમાં રે.

પદ. ૪.

સાધૂ સાહેબથી છે અધિકા, કરજો મન વિચાર રે; સાધૂ૦
રામસિંધૂજળ સંત છે વાદળ, રામ કૃપા શુભ ધાર રે;
રામ કૂપ જળ જીવ છે વામણ, સંત દોરી જ્યારે થાય રે; સાધૂ૦
રામ ભજનપર પ્રીતી પામે જ્યારે, મત સંગતમાં જાય રે;
રામ પવનજળ પ્રગટ જગતમાં, સંત પખો જળ પાત્ર રે; સાધૂ૦
પખાથી તો પવન પ્રકાશે, પાત્રમાં જળ માત્ર રે;
રામ ચંદનતરૂ સત ભાવના છે, પરિમળ પવનની વાધે રે; સાધૂ૦
કહે ડુંગર ત્યારે રામ મળે કરે, સંત સંગત ઘણે પ્યારે રે;

પદ. ૫.

ચોરાશી છે રાત અંધારી તેમા, મનુષ્ય દેહ વાયું વહાણું રે;
વહાણુ વાયું તે હરિ ભજવાનુ ટાણુ, પછે આવશે જમનું આણું રે; ચોરાશી૦
જમ જુલમથી જડ જજીરા, નાવે સાથે તે નારી ને નાણું રે;
ઇંદ્રિયદ્વાર જ્યારે અચેત થાય ત્યારે, કાળનું બેસશે થાણું રે; ચોરાશી૦
નરદેહ પામીને નહીં ચેત્યો, મમતાની લીધી શીર મટકીરે;
કોડી મુલ ન આવ્યું કુબુધિ, ખોયો જનમ ભવ ભટકી રે; ચોરાશી૦
ડહાપણ ડોળીને દુરમતે ડૂલ્યો, ફુલ્યો તે ફોગટ નાતે રે;
કહે ડુંગર નર હજી ન ધરાયો, કોટિ જનમ ગોથા ખાતે રે; ચોરાશી૦



# નાનો.

## ફાગના પદ.

### પદ ૧ લું—રાગ વેરાડી.

સખીઓ સહુ એક ટોળે મળી, અનીહાંરે મન કીધો એક વિચાર;
ચાલો આપણ હોળી ખેલવા, અનીહાંરે શ્રી વૃંદાવન મોઝાર. સ૦
લીધાં કેસર ઘોળી માટમાં, અનીહાંરે બહુલીધો અબીલ ગુલાલ;
લાવ્યાં સુજ સખી રમવાતણી, અનીહાંરે હરખે ભરી બૃજ બાળ. સ૦
ચાલો બરસાનાને બારણે, અનીહાંરે સંગ સંચરીઓનાં વૃંદ;
તેમાં મુખ્ય દીશે મોટીરે રાધીકા, અનીહાંરે શોભે ઉદયિત માઝમ ચંદ. સ૦
વાજે વાજિત્ર બહુ ભાતનાં, અનીહાંરે ડફ મોરલી તાલ મૃદંગ;
આવ્યાં દાસ નાના વિધ ખેલવા, અનીહાંરે શ્રી નંદકુંવરની સગ. સ૦

### પદ ૨ જું.

સહુ સઘન કુંજમાં આવિયાં, અનીહાંરે હોળી રમવાને કાજ;
સંગે ગોપ ગોવાળા લેઇને, અનીહાંરે આવ્યા શ્રી મહારાજ. સહુ૦
એઉ ઉભા ઇતિ ઉત મીનમાં, અનીહાંરે શ્રી રાધા ને નંદલાલ;
પછે રમવા માંડયું રગશું, અનીહાંરે ગાળી બોલે ગોપી ગોવાળ. સહુ૦
સોહીએ રત્ન જડીત પીચકારીઓ, અનીહાંરે શ્રી હળધરને હાથ;
છાંટે કનક કચોલાં ભરી ભરી, અનીહાંરે શ્રી રાધાજીનો સાથ. સહુ૦
મચી માર પરસ્પર ફુલની, અનીહાંરે અતિ ઉડે અબીલ ગુલાલ;
રસ બસ થયાં રંગ રેલશું, અનીહાંરે બેરીઝયાં લાડલી લાલ. સહુ૦
સહુ હરખ ભર્યાં હોહો કરે, અનીહાંરે મન વાધ્યો હાસ ઉલ્લાસ;
પ્યારે હેત હરે બંસી પ્રતાપે, અનીહાંરે ગુણ ગાયે નાનો દાસ. સહુ૦

### પદ ૩.—ગરબી.

હોળી રમવા નીસર્યા, મારા વાલા રે;
જુથ સખાનું સાથ, હરિ નંદલાલા રે.

આભૂષણ અંગે ધરી, મારા વાલા રે;
પેહેર્યાં વસ્ત્ર નવી નવી ભાત, હરિ નંદલાલા રે.
કનક પીચકારી કરમાં ધરી, મારા વાલા રે;
ભર્યો ફેંટમા અબીલ ગુલાલ, હરિ નંદલાલા રે.
ઘરમાં તો ગોવિંદજી, મારા વહાલા રે;
હાંરે વાલો ચાલે લટકતી ચાલ, હરિ નંદલાલા રે.
મીઠી મધૂરી મોરલી, મારા વાલા રે;
હારે તે સાભળી સહુ નાર, હરિ 'નંદલાલા રે.
સનમૂખ આવી ઉભા રહ્યા, મારા વાલા રે;
હારે મીલ કરી મનમાહ, હરિ નંદલાલા રે.
હારે ઘેરી લીધા ગોપીએ, મારા વાલા રે;
અબળાએ કર્યું એક મન, હરિ નંદલાલા રે.
એકે અજન આજ્યું, મારા વાલા રે,
એકેમાજ્યુ મોહન મુખ, હરિ નંદલાલા રે.
એકજ આળ આવી કરે, મારા વાલા રે;
લે સર્વે પેહેલું સુખ, હરિ નંદલાલા રે
ફગુવા આપો કહાનજી, મારા વહાલા રે,
સારે અમો જઈશું ઘેર, હરિ નંદલાલા રે.
જેવું કહે તેવુ કરો, મારા વહાલા રે,
થાઓ અબલાને આધીન, હરિ નંદલાલા રે.
પ્યારી રાધાને પાયે પડો, મારા વહાલા રે;
નટવર નાચો ને ગાઓ, હરિ નંદલાલા રે.
પ્રીત રીતના પારખુ, મારા વહાલા રે;
એવુ પ્રેમ પદારથ પ્રીત, હરિ નંદલાલા રે.
બ્રહ્મા શિવ સરખા નમે, મારા વહાલા રે;
તેને નમાવે નાર, હરિ નંદલાલા રે.
દાસ નાનાની વિનતી, મારા વાહાલા રે;
શામળીઓ હૈયાનો હાર, હરિ નંદલાલા રે.

### પદ ૪ થુ-ગરબી.

સાહેલી રે, ફાગ મોહામણો, આવ્યા આવ્યા રે હોળીના દન, સાહેલી ફાગ ખેલીએ.
સઉ ગોકુળ ગામની નારી, તે તો ચાલી અંગ સમારી;
કર લીધી કનક પીચકારી, સાહેલી૦

જેને ફાગણુ માસ ઘણો વહાલો, સઉ કો હોળી રમવાને ચાલો;
આપણુ જઈનેરે કાનુડાને ઝાલો, સાહેલી૦
ફાગણુ માસમા આવી હોરી, લીધા અબીલ ગુલાલ ભરી ભરી;
સાથે લીધાં રે કેસર ઘોળી, સાહેલી૦
શ્રી હરજીને ધેર્યો છે સાજે, એક આખ પ્રભુજીની આજે;
જન નાનો રે સુખડું માજે, સાહેલી૦

## પદ ૫ મુ–રાગ વસંતની ગરબી.

સખણા રેહેજો આજ, અલબેલા, તમે કાલે ગયા છો છાટી. સખણા૦ ટેક.
ગાળો ખાશો આજ, અલબેલા; તમે જો પીચકારી નાખી. સખણા૦
બેહેકયું બોલો આજ, અલબેલા; નહી રહુ સામળીઆ સાખી. સખણા૦
અબીલ ગુલાલે આજ, અલબેલા; હું મોહન મુખડુ માજું. સખણા૦
કાજળ રેહું લાવું આજ, અલબેલા; હું આખ તમારી આજું. સખણા૦
પાલવ મેહલો આજ, અલબેલા; મને મારગ જાવા દેજો. સખણા૦
સ્વામી નાનાને આજ, અલબેલા; તમે દર્શન આવી દેજો. સખણા૦

## પદ ૬ ઠુ–રાગ ધૂમાર.

અની હો ફાગ ખેલે રાધા ગોરી, સુખ બોલે હો હો હોરી હો; ફાગ૦
અની હો અતિ અલબેલી લાડલી, લાલજીકો ચિતડો ચોર્યો હો. ફાગ૦
અની હો આઠ સખી અળગી ઉભી, કરે કેસર કુમકુમ ઘોળી હો; ફાગ૦
અની હો પકડે લાલકુ રંગમા, રંગીએ કાંડા બોળી હો. ફાગ૦
અની હો અબીલ ગુલાલે ઘેલા કર્યા, સનમૂખ રહી શામા ભાળે હો; ફાગ૦
અની હો લાજ તજી મુખડું માંજે, વહાલાને નયણે કાજલ સારે હો. ફાગ૦
અની હો માગ સમારે માનુની, ગીરધરની ગુથે વેણી હો; ફાગ૦
અની હો લલિતા સખી દર્પણ લાવી, મોહનનું મુખ જોઈ ન્યાળે હો. ફાગ૦
અની હો ચિત્ર સખી કહે ચિત્તને, કરો લાલ ભાલપર વારી હો; ફાગ૦
અની હો ગાલે ઝમુકે ત્રાજવા, જુવતીને ગજે માળા ધારી હો. ફાગ૦
અની હો જો મુખથી કહે માનુની, તમે હા કહો શ્યામ સનેહી હો; ફાગ૦
અની હો રાધા રાણીને રીઝવે, નાનાને દર્શન દેજો હો. ફાગ૦

## થાળ.

### પદ ૭ મુ.–રાગ પથીડો.

આવો મારે આંગણે રે હો, પ્રેમે પરણુલા મહારાજ;
પ્રેમે પધારિયા રે હો, પ્રેમે પીરસું હું પકવાન. આવો૦
કંચન થાળ ભરી રે હો, બોહોત મેવા ને મીઠાઈ;
દૂધપાક પૂરીઓ રે હો, બાસુદીનો બહુ સ્વાદ. આવો૦
શીરો કીધો ખાંડનો રે હો, પૂરી કીધી છે ખારી;
સેવો સાકરે ભરી રે હો, લાડુ સુખડીનો સ્વાદ. આવો૦
વડા કીધા વેહડમી રે હો, ચણીઆ સોખચીઆં સાર;
પાપડ પાચ ભાતના રે હો, તળિયા તજવીજે તમ કાજ. આવો૦
ભજીયા ભાત ભાતના રે હો, કીધા છે બહુ અપાર;
શાક શીરામણી રે હો, તળિયા સરસીએ અતિસાર. આવો૦
દાળ કીધી તુવેરની રે હો, બીજી કીધી છે બહુ જાત;
ભાત ભલો બન્યો રે હો, કીધો છે ત્રણુ જાત. આવો૦
પખાળી કમોદનો રે હો, ત્રાબા જીરા સાળનો સ્વાદ,
દૂધ દહીમાં સાકર નાખી રે હો, પાણ મારા હરિને હું હાથ. આવો૦
જે જોઈએ તે માગી લેજો રે હો, રખે રાખો હમારી શરમ;
કાંઈક કસર કરો તો રે હો, દઉં તમને મારા સમ. આવો૦
જમુનાની ઝારીઓ ભરીરે હો, આચમન લેજો મારા નાથ;
લવગ સોપારી તણા રે હો, બીડી રચો વાળી આપું હાથ. આવો૦
મુખમાં તો હું ધરૂં રે હો, વાહાલા મારા આવે રગ અપાર;
આરતી ઉતારૂં રે હો, પુજું ભાવે ઉતરૂં ભવ પાર. આવો૦
ફુલની સેજો ભરૂં રે હો, ચંદન કસ્તુરી સુગંધ;
નાનાના સ્વામી પહોડીઆ રે હો, રજની વીતીને પરભાત રગ. આવો૦

### પદ ૮ મુ.

મારે ઘેર આવજો માવા, મગ ને કોદરી ખાવા ટેક.
કઢીમા તો કર બોળીને, સઇડકા સઇડા સઇડ,
મુખડુ મીઠું થાયરે માવા, પ્રીતે પાપડ કઇડ. મારે ઘેર૦
આબલીની તો કઢી કરીછે, માહી મગની દાળ;
છરો નાંખુ શામળા, તું તો ભાણુ સાકુભાળ. મારે ઘેર૦

ભાવના ભૂખ્યા છો ભૂધરજી, ગુણ મને લાધ્યા;
સસેક પેલા સુદામાના, તાંદુલ તમે ખાધા. મારે ઘેર૦
કાગ માટે કહાનજી તમે, વિપ્રને કીધો રાજી;
કરમાબાઇનો કુર ખાધો, ખાધી વિદુરની ભાજી. મારે ઘેર૦
શરમાવો તો શામળા, તમને મ્હારા સમ;
એકાંતે આવો એકલા, કોઇનથીબીજું અન્ય. મારે ઘેર૦
ભૈડકાનો તો ભાવ થયો છે, ભઇડિકુ ઝીણુ ભઇડ;
મોળી છાશમા માવજીરે તું, નાતુ કેરૂ કઇડ. મારે ઘેર૦
પાચ કણીની પૂરી કીધી, પાશેર મેહલ્યું દૂધ;
નાનાના સ્વામી જમી ઉઠીને, કરજો કૂદાકૂદ. મારે ઘેર૦

## પદ ૯ સું.

આજ અમારે આગણીએ, શ્રી વૃંદાવન ચંદ, જમવા આવોને;
પ્રીત કરીને પૂર્ણાનંદ, ઉપજાવુ આનંદ, જમવા આવોને.
કડી વડી ને કાલેરા, અરીયા મરીયા માય, જમવા આવોને;
કમોદનો તો કુર કીધો, લેજત સારી થાય, જમવા આવોને.
શાક તળ્યા શીરો કર્યો, પૂરી ને પકવાન, જમવા આવોને;
જમુના જળ ઝારી ભરી, આચમન લોને હાથ, જમવા આવોને.
પાન સોપારી પાતળીયા, લવિંગતણો મુખવાસ, જમવા આવોને;
આરોગીને ઉઠતાં, આપે નાનાનો દાસ, જમવા આવોને.

## પદ ૧૦ સુ—રાગ વસંત.

વસંત રમી રમી કુંજ સદનમા, પધરાવ્યા પીયા પ્યારી;
વાળુ કરવા વહાલ વધારીને, બેસાર્યાં બલીહારી. વસંત૦
શાક સરવે ને શીરોપૂરી, સામગ્રી અતિ સાર;
હેતે ધરીને હરજીવનને, પીરસુ વારમવાર વસંત૦
જુગલ કિશોરી જોડી બની, સ્વાદ પરસ્પર કહે છે;
શેશ રેહે તે માગી લે છે, માહાસે મને દે છે. વસંત૦
વાળું કરીને આચમન કીધુ, પોતી મનની આશ;
પાન સોપારી,ને લવિંગ એલચી, આપે નાનો દાસ. વસંત૦

## કૃષ્ણ ક્રીડાનાં પદ.

### પદ ૧૧ મું–ગરબી.

ગોરસ વાળી ગોપિકા, ઓ ઊભી રેહ; આપી જાને દાન, અબળા ઊભી રેહ;
દાણ અમારૂં લાગે છે, ઓ ઊભી રેહ; વાલમબોલ્યા વાણ, અબળા ઊભી રેહ;
સંગસખા ગોવાળિયા, ઓ ઊભી રેહ; રોકી રહીશું ઘાટ, અબળા ઊભી રેહ;
ગિરધારી કહે ગેડિયે, ઓ ઊભી રેહ; ફોડુ મહિનું માટ, અબળા ઊભી રેહ;
લાલાજી કહે લઇશું, ઓ ઊભી રેહ; નહિ રહે તારી લાજ, અબળા ઊભી રેહ;
હરજી કહે હાથે કરી, ઓ ઊભી રેહ; ઉતારૂં તે આજ, અબળા ઊભી રેહ;
માટે આપો આપશું, ઓ ઊભી રેહ; મૂકી માન ગુમાન, અબળા ઊભી રેહ;
નાનાના સ્વામી મળ્યા, ઓ ઊભી રેહ; નથી તુજને સાન, અબળા ઊભી રેહ;

### પદ ૧૨ મું.

ડાહ્યોછે તે જાણિયે, ઓ શામળિયા; ડાપણ નાવ્યા કામ, સુંદર શામળિયા;
મથુરાંથી તમે આવિયા, ઓ શામળિયા; નાશી ગોકુળ ગામ, સુંદર શામળિયા;
તે દહાડા સંભારિયે, ઓ શામળિયા; જોર જણાવો આજ, સુંદર શામળિયા;
અરધી રાતે શું નાઠા, ઓ શામળિયા; ત્યારે નાવી લાજ, સુંદર શામળિયા;
કુંવર કોનાયે રહ્યા, ઓ શામળિયા; પરઘર ભરતા પેટ, સુંદર શામળિયા;
નવલખ ગાયો નંદને, ઓ શામળિયા; પણ વૃષભાનથી હેઠ, સુંદર શામળિયા;
જોરાવરથે નહિ જીતો, ઓ શામળિયા; પ્રીતે થાશે કામ, સુંદર શામળિયા;
કહે નાનો કહે કામની, ઓ શામળિયા; મૂકો માન તમામ; સુંદર શામળિયા;

---

## અંબાજીના સ્થાનકનું વર્ણન.

### પદ ૧૩ મું—ધોળ.

સેવો અંબે આરાસુરી, માની ચાકરી ચોખી કરી;
માના દરશનથી ચિંતા ટળી રે, આઇ આશા પૂરાને અંબિકા.
ગણપતિનું દરશન કીજિયે, રિદ્ધિ સિદ્ધિ માગીને લીજિયે;
માને મંદિરે હાથા દીજિયે રે; આઈ આશા૦
માનુંચાચર અતિ રળિયામણું, શોભા તેની શી વરણવું;
માને દૂરથકી દેખી નમું રે; આઇ આશા૦

વાવનાં નિર્મળ નીર છે, ચાચરે ખેચર વીર છે;
ત્યાં ભૈરવો રણધીર છે રે; આઇ આશા૦
અબા આરાસુર વાસો વસે રે; માજી સિંહાસન બેઠાં હસે;
માજિ સેવકની વાહરે ધસે રે; આઇ આશા૦
માજિ વાઘ ઉપર બેશિ સંચરે, એક દિનમાં તો ત્રણ રૂપ ધરે;
દુખિયાના દુ.ખ સેજે હરે રે; આઇ આશા૦
બ્રહ્મા તે તારી સ્તુતિ કરે, વિષ્ણુ તો તારૂં ધ્યાન ધરે;
શિવજી પણ ગુણ ગાઇ ઠરે રે; આઇ આશા૦
માનું માનસરોવર ન્યારૂં છે, બેની અજાઇનું દરશન સારૂં છે;
સર્વ સેવકને મન પ્યારૂં છે રે; આઇ આશા૦
સરસ્વતિયે જઇને નાઇશું, તેથી દેહે નિર્મળ થાઇશું;
બાવા કોટેશ્વરના ગુણ ગાઇશું રે; આઇ આશા૦
માજી વિશ્વભરી વિશ્વને હરી, માજિ જાગતી જોતે ખરી;
માએ વિમળને કીરપા કરીરે; આઇ આશા૦
કરૂં સ્તુતિ જે કરૂણા કીજિયે, માજી જે આપો તે લીજિયે;
અંબા અ ઇ દરશન દીજિયે રે; આઇ આશા૦
જે ગાય ને જે સાભળે, તેનાં પાપ સઘળાં પરજળે;
મહા માઇ તો નિશ્ચે મળે રે; આઇ આશા૦
પૂજા કરીને ચાચર જે રમે, ચાચર રમીને માને નમે;
એવો નાનો અંબાને ગમે રે; આઈ આશા૦

---

# રામૈયો.

## સીતાજીના બાર માસ.

સખી આવીઓ કાર્તિક માસ, કે દેય બિધાવીઆ;
જેને માસે ચમકે ટાઢ, શિયાળો ભયે આવીઓ. ૧
સખી નાંખી ગયા નિર્ધાર, પિયુડો મને પરહરી;
ન વિતે જાભડા વેરણ રાત, નજાયપાપી હરિ.

અણુલિંગી હોએ રે, લિંગ એમ આચરે રે, તે તો નીશાપુરી નીરધાર.
લિંગ ધારી હોએ રે, તે ભવ કેમ તરે રે, જેને શીર ચૌદભુવનનો ભાર. પર૦
આપ પણ મુવે રે, સ્વર્ગ ન પામીએ રે, એવા વેદ કેરાં વચન;
પરા ને પાર રે, એ પદ કેમ હશે રે, ભાઇ તમે જુવો વિચારી મન. પર૦
નમણુ ભમણુ રે, ત્યાં તો નહીં ખપે રે, ત્યાં તો નહીં મોં રાખી વાત;
ગુણુના કર્તવ્ય રે, ગુણુમાં શોભીએ રે, નહીં કંઈ નીર્ગુણુમાં ભ્રાંત. પર૦
નરંગ સરંગ રે, ત્યાં નહીં સંભવે રે, ત્યાં નહીં વૈકુંઠ ને કૈલાસ;
ચિત્ર વિચિત્ર રે, નહીં યમ યાતના રે, ત્યાં નહીં પિંડ કેરો પાશ. પર૦
પારો તે મરે રે, જેનો અનુભવો રે, તેની નહીં. ઉત્તમ ખાણુ;
અનુભવ અમીએ રે,રીઝ્યા બુટીઆ રે,તે તો જીવન મુક્ત સંતમણી માણુ. પર૦

## પદ ૫ મું.

જે નર રામજ્યા રે,સમજીને ત્યાં સમ્યા રે,જ્યાં વ્યાપ્યુંનામ ને રૂપ;
વાસના લિગે રે, જેનું જ્ઞાન ગળ્યું રે, પ્રગટયું તેનું નિજ સ્વરૂપ. જે નર૦
જેમ મર્કટનેરે, આલિંગન લેવા રે, આવે નવજોબન નાર;
કાંઇ ના પુરે, તેને કામના રે, એવું ગુહ્ય જ્ઞાન વિચાર. જે નર૦
દગ્ધતા પરહરેરે, જેમ પટકુળ નહીં રે,તે વળી રીઝે વશ નવ થાય;
ધરના ધણીરે, ધર મેલી ગયા રે આજવરી વીરલા કો એમ કેવાય. જે નર૦
ચંદન ને પૂજા રે, ચઢી જાણે નહીં રે, નાણું જાણી નાખે ખેશ;
સુષુપ્તિ સરખારે તે નર સદા રહે રે, તેને નવ જાણુવોરે દેહ. જે નર૦
સંભવ નહીં જેનેરે, આ શરીરનો રે, તેનું યત્ન કઇ પેર થાય;
એમટળી રહ્યારે, જે કોઇ ગુરૂ બુટીઆરે, તેથી નામ રૂપ જાય. જે નર૦

## પદ ૬ ઠું.

જેણે ગગન દોહીને દુધ પીધાં રે, સોહી મતવાલા બોલ્યા દીવાના— ટેક.
ધ્યાન ધારણા નામ નિરંતર, વ્યાપક આતમ ચીન્યા રે હો. સોહી૦
સુરત નુરત કીરે ધમણુ ધમાવી, કામ કોમલા ને વામ્યા રે હો. સોહી૦
હર્ષ શોક અગ્નીમાંરે હોમ્યા,તેણે અમરઅજરરસઝામ્યા રે હો. સોહી૦
પીઅત પ્યાલા બિસર ગયો કાયા, પર્મ તત્વ તવ લીના રે હો. સોહી૦
પુરણ બ્રહ્મ અખંડ અવિનાશી, સોહમ બ્રહ્મ જેણે જાણ્યા રે હો. સોહી૦
સુકા પાંત જ્યું પવન ચલાવે, જ્યું કાત્યું હોઇ રહીએ રે હો. સોહી૦

હું ટળે અહંતા ટળે, આવે આત્મ અનુભવજ્ઞાન;
દશા તેનો ન રહે ખુદીઆ, એ તો સમજ્યા કેરી સાન. એવા૦

પદ ૨ જું.

એવું જેને ઉપજ્યુંરે, તેને ભાઇ ના રહ્યું કેહેવાનું કાંય;
ભણવું ગણવું ને શીખવુંરે, સરવે આવ્યું તેના માંહ્ય. એવું૦
જેમ શાકર કેરી પુતળી, વૈરાટ રૂપે થાય;
પણ સઘળી સોંસરી રસભરી પછી ગોડે ત્યાંથી ખાય. એવું૦
એકાએકી જાન્હવી, તેના ઘણા છે ઘાટ;
પણ પીતાંમાં પાતક ટળે, જ્યાં નાહે ત્યાં નિરાંત. એવું૦
જેમ દેવી કેરા ગરબડો, તેનાં બારાં ઓહોતેર થાય;
પણ મધ્યે દીપક એક છે પણ, તે દ્વારે દ્વારે દેખાય. એવું૦
ભક્ત ભગવંત એક છે, તે સમજે સંશય જાય;
કહે ખુદો જેગતું તેમ છે તે,એ તો ઘણું કહેવાશું થાય. એવું૦

પદ ૩ જું.

જીવ શિવ એક છે રે, જે તને જડે જીવનીરે જાત;
પોતાને રંગ પાસ લાગ્યો રે, જેમ બીબે પાડી ભાત. જીવ૦
બીમાં પ્રત્યે બીબુ દરશેને, તેમાં તારો વ્યાપ;
પણ બોલે તે બીજે નહીં, એમ જે સામો દે જવાપ. જીવ૦
અનેક મુખે જે ભણે, તેને મુખે મુખે પ્રકાશ;
પણ એક દીવો અંતર ધર્યો, તેનો રોમે રોમે વાસ. જીવ૦
ઇંદ્રી નાહીં ઉપવાડ નાહીં, નાહીં હર્ષ શોક ને કામ;
પણ શરે નાહીં ત્યાં ચોર શાનો, એતો અખીલ બ્રહ્મનું ધામ. જીવ૦
સ્વપ્ન માંહે દેહ દરશેને, જાગ્યા પુઠે જાય;
નહીં તેને શાને નડવું, તમે રહો અનુભવ માંહ્ય. જીવ૦
ભક્ત ને ભગવંત એક છે, તેની વેદ પુરે શાખ;
ખુદા તું આપોપે ભળીને, નિશ્ચે કરીને નાખ. જીવ૦

પદ ૪ થું-સામેરી દેવગાંધાર.

સરથબ્રહ્મ બોલે રે, ત્યાં પ્રપંચ નહીં રે, જેનો બોધ અગમ અગાધ;
ઉત્તમ બુદ્ધિ હોય રે, તે સમજી શકે રે જે વાણી રહિત વિચાર. પર૦

અણલિંગી હોએ રે, લિંગ એમ આચરે રે, તે તો નીશાપુરી નીરધાર.
લિંગ ધારી હોએ રે, તે ભવ કેમ તરે રે, જેને શીર ચૌદભુવનનો ભાર. પર૦
આપ પણ બુવે રે, સ્વર્ગ ન પામીએ રે, એવા વેદ કેરાં વચન;
પગ ને પાર રે, એ પદ કેમ હશે રે, ભાઇ તમે જુનો વિચારી મન. પર૦
નમણ બમણ રે, ત્યાં તો નહીં ખપે રે, ત્યાં તો નહી મો રાખી વાત;
ગુણના કર્તવ્ય રે, ગુણમાં શોભીએ રે, નહીં કંઈ નીર્ગુણમાં ભ્રાંત. પર૦
નરગ સરગ રે, ત્યાં નહીં સંભવે રે, ત્યાં નહીં વૈકુંઠ ને કૈલાસ;
ચિત્ર વિચિત્ર રે, નહીં યમ યાતના રે, ત્યાં નહીં પિંડ કેરો પાશ. પર૦
પારો તે મરે રે, જેનો અનુભવો રે, તેની નહીં ઉત્તમ ખાણ;
અનુભવ અમીએ રે,ડીજ્યા બુટીઆ રે,તે તો જીવન મુક્ત સંતમણી માણ. પર૦

## પદ ૫ મું.

જે નર રામજ્યા રે,મમજીને ત્યાં સમ્યા રે,જ્યાં વ્યાપ્યુંનામ ને રૂપ;
વાસના લિગે રે, જેનું જ્ઞાન ગળ્યું રે, પ્રગટ્યું તેનું નિજ સ્વરૂપ. જે નર૦
જેમ મર્કટનેરે, આલિંગન લેવા રે, આવે નવજોબન નાર;
કાંઇ ના પુરે, તેને કામના રે, એવું ગુહ્ય જ્ઞાન વિચાર. જે નર૦
દગ્ધતાપરદરેરે, જેમ પટકુળ નહીં રે,તે વળી રીઝે વશ નવ થાય;
ઘરના ધણીરે, ઘર મેલી ગયા રે આજવરી વીરલા કો એમ કેવાય. જે નર૦
ચંદન ને પુષ્પ રે, ચડી જાણે નહીં રે, નાશું જાણી નાખે ખેશ;
સુષુપ્તિ સરખારે તે નર સદા રહે રે, તેને નવ જાગ્રુવોરે દેહ. જે નર૦
સંભવ નહીં જેનેરે, આ શરીરનો રે, તેનું યત્ન કઇ પેર થાય;
એમ ટળી રહ્યારે, જે કોઇ ગુરુ બુટીઆરે, તેથી નામ રૂપ જાય. જે નર૦

## પદ ૬ ઠું.

જેણે ગગન દોહીને દુધ પીધાં રે, સોહી મતવાલા બોલ્યા દીવાના—ટેક.
ધ્યાન ધારણા નામ નિરતર, વ્યાપક આતમ ચીન્યા રે હો. સોહી૦
સુરત નુરત કીરે ધમણ ધમાવી, કામ કોયલા ને વામ્યા રે હો. સોહી૦
હર્ષ શોક અમીમાંરે હોમ્યા,તેણે અમર અજર રસ ઝામ્યા રે હો. સોહી૦
પીઅન પ્યાલા બિસર ગયો કાયા, પર્મ તત્વ તત્ર લીના રે હો. સોહી૦
પુરણ બ્રહ્મ અખંડ અવિનાશી, સોહમ બ્રહ્મ જેણે જાણ્યા રે હો. સોહી૦
સુકા પાંત જ્યું પવન ચલાવે, જ્યું કાલ્યું હોઇ રહીએ રે હો. સોહી૦

માયા રહિત મગન ભયા મનવા, ગો વન ગમન્મા કહીએ રે હો. મોહી॰
અનળપક્ષી આકાશે વજ્યું એ થા, તે ધરતી પાઠી ન ગેવે રે હો. મોહી॰
કહે ખુદીઆછ કોઈ અદ્‌ભૂત જ્ઞાની, આગ નીગગ થઈ એને રે હો. મોહી॰

પદ ૭ મુ.—રાગ મેવાડો.

બોલવુ તે એવુ રે, જે ન બોલવુ, બોલે બીજો થાય;
વણુ બોલે સમજે નહી, બોલે સમજાય . જાય. બોલવુ॰
દેહ દશાનુ રે જોએ બોલવુ, તેનો કરીએ રે બોલ,
છત ટળીને રે પોખે સિદ્ધાંતને રે, તે તો જાણો ગોલઅમોલ બોલવુ॰
જક્ત મિથ્યા કહીએ રે, ઉપજે એમ સમજે મેલ,
રૂપ અરૂપ તો નથી, નહીં ત્યા ભેદ ને અભેદ. બોલવુ॰
અર્થ કરે તે અનર્થ ન થાય રે, વાધે ત્યા અહંકાર;
મહાપુરુષ એમ બોલે નહી રે, બોલે અનુભવી અર્થ વિચાર. બોલવું
સદા કરે સતગુરૂ ખુદીઆરે, જ્ઞાન સુન તે જાણ;
એક નીપજે તે નીપજે નહીં રે, પવનની પેર પાહાણ. બોલવુ

પદ ૮ મું.

જાણવો તે આતમા રે, જગત ના જાણવુ, એ છે ઉત્તમ વિવેક,
અનુભવ એ હેરે, અવલોકન કરે તો, નહીં રૂપ અનેક. જાણવો
પાચ કોશ ત્યાં પિંડના નહી રે, ત્યા નહી વાણી ને વિચાર,
ત્રણ પદ મેલી ચોથે પદે ગયા, ત્યા નહી ઉપાધી લગાર. જાણવો
પ્રપચ સઘળા રે દેહથી ઉતર્યા રે, નહી વિદ્યા નહીં વાણ;
ભક્તિ જ્ઞાને રે અહપદ પામીએ રે, નહી તો ભેદ સમજો જાણ જાણવો
ભજન કરે રે જે ભગવાનનુ રે, ધરે હરિનું નીજ ધ્યાન,
સત સમાગમે રે હરી પદ પામીએ રે, ભાઈ છે તે માયાનું ભાન જાણવો
એમ કરતા જ જ્ઞાન ઉપજે રે, જ્ઞાન કરાવે રે સુન્ય;
કરવુ ને શુણવુ રે તે રહી ગયુ રે, ખુદીઆ સગાર કીધો રે શુન્ય. જાણવો॰

પદ ૯ મુ—સોહેણી પરજ.

જેણે જાણ્યો એકજ આતમા, જાણનહારો ના રહે ભાઈ;
જે પૂછે તે કોને પૂછવે રે, તે કોને નવ કહે ભાઈ. જેણે

ધુમ્મર બાળે નહીં છાપરૂં રે, એવું 'વિષય કેરૂં જ્ઞાન;'
વૈરાગ વિના રે ને વાતો કરે રે, મન ધરે એમ અભિમાન. જણે૦
ઓશ ભીંજવે રે ઘાસનેરે, નદીએ ન ચાલે તે પૂર;
શ્રોતા ને વકતા એવા જાણવારે, નહી સાધનનારે શૂર. જેણે૦
ઇંદ્રી, અર્થે ના મુકે મોકળીરે, સંકોચે થાય સમાય.
પ્રપંચથી જે પાછા ફરેરે, પૂર્વે હતો તેવો થાય. જેણે૦
સમુદ્રમાં પેસી મિંધવ નવ નીસરેરે, અગ્નિમાં પેસી ન આવે પતંગ;
એમ મળ્યા જે કોઈ બુદ્ધીઆરે, ટળ્યાં તેના રૂપ ને રંગ. જેણે૦

## પદ ૧૦ મું.

વસ્તુને કારણે આ વિશ્વ થયું, વસ્તુ વિશ્વ નહીં ભિન્ન;
જળને પ્યાલો કહેવા લાગી, વસ્તુ ગત નહીં અન્ય. વસ્તુ૦
અવિગત માહા શુન્ય આકાશથી, ઉપજત અનહદ ધ્રુન્ય;
અનહદથી ૐકાર છે, તેથી વેદ વચન. વસ્તુ
અવિગત માયા જે શુન્ય વળી, સ્થુળને યોગે હો પવન;
ગરજીઓ અનહદ કહેવાય તે, × × × × વસ્તુ
ધુન શુંન જોગે સોહં ઉપજે, તે ત્યાં પ્રણવ જાણું;
પરા પશ્યંતી મધ્યમા વૈખરી, એ તો વહેજ વાણુ. વસ્તુ
વાણી વડે જગ ઉપજ્યું, વાચા રમણીએ જીવ;
નામ રૂપ એ સર્વ કલ્પના, સદા નિરંતર એ શિવ. વસ્તુ
એ અનુક્રમે કાર્ય પરકીઉં, કારજ કારણ રૂપ;
દ્વૈત ભાવ હોય તે મન લગી, બોલનારો ચૈતન્ય ભુપ. વસ્તુ
બોલે બંધાણો તે સરવે સંચરે, તે ભવ ભટકારે ખાય;
એ અનુભવ સમજો જે બુદ્ધીઓ, તેને સુલભ સરવે થાય. વ૦

## પદ ૧૧ મું—રાગ પ્રભાત.

જ્યાં સુધી જીવની જાત્ય જાણી નહી, ત્યાં સુધી તાણુ એ તાણ રેહે છે;
આદિ મધ્ય ને અંત એક આત્મા, વસ્તુ સાચી એ વેદાંત કેહે છે. જ્યાં૦
જાત જાણ્યા વિના મત પંથ બહુ થયા, અટકી રહ્યાં આંધળાં આપ ભુલ્યાં;
વાદ વિવાદમાં હાર ન આવે હાથમાં, મંન મેરૂ ઝાલવા જાય પણ પાય લુલા. જ્યાં૦
જાત જાણ્યા વિના યોગ સાધન કરે, પરહરે કામ ધન ધામ ચુકે;
દઢ કરી આદરે પરથી પાછા ફરે, વૈભોગ ના ભોગવે ભક્તિ ચુકે. જ્યાં૦

# મીઠો.

લીંખડીનો ઢાઢી. સંવત ૧૮૯૫માં હૈયાત હતો. એનાં પદોમાં મોટો ભાગ કૃષ્ણલીલા ને જ્ઞાનનો છે. એની કવિતા રસ ભરી છે.

## થાળ.

### પદ ૧ લું.

સખિ સાંભળને એક વાતડી રે, આનંદની કહું આજ;
નવેનિધેશું નોતર્યા રે, જમવાને મહારાજ
તકે કીધા છે ટાંકણે રે, રાંધ્યાં સિધ્યા અન્ન
સખિ મેલી છે તેડવા રે, આવિયા જગજીવન
અંબર ઉતાર્યા છે આવતાં રે, તે ઘડી તે વાર
સુઘડ ઘાટ સોહામણા રે, નિરખ્યા છે નિરધાર
ચોકી ઢાળી છે ચોકમાં રે, કંઇ આપીયાં ઉનાં નીર
પ્રથમ દીધાં છે પોતીયાં રે, કંઇ નહાયા ધીરજવીર
પ્રભુને બેસારીયા પાટલે રે, શ્રી ગીરધારી ગોપાળ
કેસર ભરીને કંકાવટી રે, ભાલે કીધી આડ
ચોખલા ચાંપીને ચોડીયા રે, શ્રી લાલજીને લલાટ
ખાવના ચંદન ખાજોઠીયા રે, ધરિયો કંચન થાળનો ઠા
ચંબુ ચોખાળીને મૂકીયો રે, પાણી ભરીને પાસ
સાતે ભાતની સુખડી રે, તેનો આણ્યો તાર
સારા ને ગળ્યા ગાંઠીયા રે, ફળી ને મેસુ
ધાડાં ઘેબર ઘૃતનાં રે, લીયો ત્રિભૂવન સ
જાડી જલેબીના ખાજલાં રે, કરમોળ્યો કંસા
તળ્યાં પાકનાં ચૂરમાં રે, માંહે ઘી તે ઘોળિયા ઘા
શકરપારા ને તલસાંકળી રે, ખાંડ ગળી છે ખી
પોળી પાપડ પુરી પ્રેમશું રે, જમો શ્રી જદુવી

ગાદા શુદ્ધબદાંના લાડવા રે, વળી દાળ ને તુવર દાળ;
પેંડા પતાશાં ને ગોળપાપડી રે, વળી ઉત્તમ ઝુંવાળી ગાલ.
શીરાપુરી ને બર્ફરા રે, ગળમાણું ને ગોળ;
રંગે આરોગે રંગ રોટલી રે, વળી રાયણ રાતી ચોળ.
પ્રભુ આરોગોને રાયતા રે, શાક રતાળુ સાર;
પ્રભુ પીરસ્યાં મેં પીરસ્યા રે, હરી લઇએ કેમ હાર.
કંટી કંકોડાં ને કોચલા રે, કંઇ કોળાં ને કાલિંગ;
તળ્યો તાજલજો ને તુરીયા રે, માંય ભરી મરી ને હીંગ.
કાચાં કેળાં ને કારેલડાં રે, માંય સલુણાં શાક;
વચ્ચે માલપુડા મેલિયા રે, માંય વાલોળ ને મેથીાક.
આદા કેરૂં છે આથણું રે, માંય કેરી ને કેર;
નીલી પીલી ને લીંબુના રે, માંયરાણી કેરી ગરમેર.
આંબા આથેલ આમલી રે, માંય લવણ ને હળદર;
શોધી રાઇ ને સરશીયું રે, કાંઇ ભરીયું ચીરો ચર.
ખાટી આંબલડી આમલી રે, મરચાં લીધાં બાવ;
મીઠા લાગે તો માગજો પ્રભુ રે, હળવે હળવે ખાવ.
નાના નાના ભરો કોળીયા રે, હું વીંજણે ઢોળીશ વાય;
પ્રાય શલાસું પ્રેમમાં રે, જમવાની મઝા બહુ થાય.
સગાં કુટુંબ છે સંભારમાં રે, તેની મુજને નહીં કંઇ બીક;
રખે ભાણેથી ભૂખ્યા ઉઠતા રે, તમે ઠાકોર મારા ઠીક.
ત્યારે હરી હેતે બોલીયા રે, જમતાં જીવન પ્રાણ;
પરિપૂરણ થયું પ્રેમદા રે, મને નંદબાવાની આણ.
ભોજન કીધાં છે ભાવતા રે, ગોરસ માખણ ગ્રાસ;
આચમન લીધાં છે માવજી રે, ઉપર મન માન્યા મુખવાસ.
લવિંગ સોપારી ને એળચી રે, કંઇ આપ્યા બીડાં પાન;
જાયફળ જાવત્રી ફુલ જાયના રે, ભાવે લીધે શ્રી ભગવાન.
અગર ઉતારયાંતા આવતા રે, તે પહેર્યાં સુંદર શ્યામ;
આછા મોળીડાંની ઉપરે રે, હું વારી કોટિક કામ.
કુંડળ નયન કપોલશું રે, કંઇ મોહ્યું મારૂં મન;
વેહેલા ભાવે શું પધારજો રે, શ્રી ગીરધારી ભગવંત.

તે પ્રસાદ કેરી થાળીયો રે, પામ્યો મીઠો દાસ;
જમાડ્યા રમાડ્યા રંગમાં રે, સૌની પૂરી આશ.

પદ ૨ જું.

જમો જમોરે જુગત આધાર, જુગને જમાડું;
શામળીઆ સજો શણગાર, રંગભેર રમાડું.
પીરસું પીરસુંરે પોળી મોટી, ગીરધર ઘી ઢાળું;
હારૂં હારૂંરે મારો હાથ, શા માટે લાજું.
મેં કોડે ઓસાવ્યો કુર, કપૂરે વાસી;
શીરાવો સાકર દૂધ, હરીની હું દાસી.
પીઓ પીઓરે પૂર્ણાનંદ, જીવણ જમી થાઓ ટહાડા;
મુખવાસે બીડલાં પાન, ગંગેરી ધાડાં.
બેસો બેસોરે મંદિર માંહી, છોગાળા છોડીને;
શું કરશે દુરીજન લોક, મુખડાં મોડીને.
મારે ખપ નથી ધનમાલ, કામ તમારૂં છે;
મારે તમ પ્રતાપે શ્યામ, સરવે સારૂં છે.
મેં સજીને શણગાર, સરવે જોયા છે;
મીરાંના કાંઈર હીક, મનમાં રે મોહ્યા છે

---

## ભકિત પદ.

પદ ૩ જું.

હરીકે ભજન વિના જાય છે જુવાની, જરા આવે છાની છાની. હરી૦
કંકુ જેસી કાયા તેરી, પોથી જેસી પેડીરે વાલા;
મુવા કેડે બાળી દેશે, ઉડી જાશે વાણી. હરી૦
માયા ધયો મેલી હરી, યાને પુરા જ્ઞાનીરે વાલા;
ધન જોબન તેરા જાણજે, અંજલીકા પાની. હરી૦
હેતે પ્રીતે હરીને ભજી લે, પ્રેમ દયા આણીરે વાલા;
મળ્યો છે મીરાંનો સ્વામી, નથી એ વાત છાની. હરી૦

પદ ૪ થું.

જાણ જાણ તું જીવ અભાગી જાણ, આ અવસર નહિ આવે ફરી ફરી;
વાસી વાસી ચોરાશી ખાણ, મોઘો મનખો પામ્યો મરી મરી.

પશુ હતો ત્યારે મૂખે ચરતો ચાર, તડકા ટાઢ સહેતો તું ઘણી;
ખાતો ખાતો બહુ બહુ વિધના માર, પીડા પામ્યો ભૂખ તૃષાતણી.
પંખી હતો ત્યારે જેમ તેમ ભરતો પેટ, ઝાઝા માળા કરતો ઝાડમાં
ઊંડા ઓળંગતો બહુ જળ કેરા બેટ, હવે તું લટકાં શિખ્યો લાડમાં.
વન વગડે તું ઊંઘતો કંઇ ઝાડ, ઊંચે મસ્તક રહેતો ઝુલતો;
કાયા ઉપર કૈં પડતા કહોવાડ, ફટ અજ્ઞાની એ શું ભૂલતો.
મચ્છ કચ્છ ને કિડીતણા કુળમાંહિ, નૌતમ લીલા કરજો નારકી;
પામ્યો પામ્યો રાજ સિંહાસન આંહિ, હેદળ ગેદળ પેદળ પાલખી
ભાઇ તું તારા તે દિન તો સંભાર, ગુણ ઓશિંગળ થાને ઘેલડા;
કહે મોહો તું જીતીને શું હાર, પ્રીતે હરિગુણ ગાને પેલડા.

---

# અખો.

## વેદાંતનાં પદો.

### પદ ૧ લું.

જોતાંરે જેમ છે તેમ દીઠું,
વાકય જાળ સઘળું ટળ્યું, જ્યારે લાગ્યું મીઠું. જોતાંરે ટેક.
ભાઇ આપ થકે અળગા થતે, કૃત સઘળાં સુધી;
અન્ય આપોપુ ઉલશે, એકલિંગી કોએ પુગી. જોતાં૦
મનના તાણ્યા રે માનવી, હીંડે ભવમાંરે ભમતા;
વિદ્યા અવિદ્યા મન લગે, જોતાં મનના માનીતા. જોતાં૦
મૂળ ન જાણ્યું મુરખે, તે તો બોલે બંધાણા;
શબ્દ કારણ મોતે કળ્યા, કાળ કરે વેચાણા. જોતાં૦
પોત ના પ્રીછ્યું પામરે, તે તો ભ્રાંતે ભુલ્યાં;
વાતે વ્યાજ ચડી ગયું, મૂળગેથી ડુલ્યા. જોતાં૦
શબ્દે સાચું પામીએ, શબ્દવેત્તા જાઇએ;
વિચારે વિમાસશે એ, આરોગ્ય થઇએ. | જોતાં૦

ગડબડ છે ઘણા ગ્રંથની, જેમ ડોળ્યુંજ પાણી;
હસ્તામળ છેદન કરે, તે તો જ્ઞાતાની વાણી. જોતાં૦
જ્ઞાની તેને જાણવા, અણલીંગી બોલે;
આપ મુવે આપ રહે, અખા તેને તોલે. જોતાં૦

પદ ૨ જું.

વીરારે લેઓ વસ્તુ વિચારી,
આકાશથી આઘેરૂં ચાલવું, શું બેઠા છો હારી. વીરા૦ટેક.
પવન તેજને પૃથ્વી, અંબર ને અંબુ;
એ પાંચનો ભાગ સમાવતાં, શેષ્ય રહે તે સ્વયંભુ. વીરા૦
વાદ વિવાદ ના કીજીએ, આદરમાં રહીએ;
ચતુરપણે ઘણું ચુકીએ, ભૂળગેથા જઇએ. વીરા૦
સુક્ષમથી સુક્ષ્મ થતાં, આવે વસ્તુનો નેડો;
ગુણ વડે ગરવો થતાં, સામું જાએ હેડો. વીરા૦
ગુણાતિત ગોવિંદ છે, ગુણી કેમ પામે;
શલ્યા સહીત તરી જવું, જેમ આરે સામે. વીરા૦
આપ સમાવો રે વ્યાપમાં, વ્યાપ આપમાં ગાળે;
અણલિંગી લિંગ લેહ કરે, તે તો એણે રે ટાળે. વીરા૦
અણછતું છતું થતાં, છતું લય થાએ;
જીવતણું જડતાપણું, એ તો જાગે રે જાએ. વીરા૦
ભુત અધ્યાસી ભવ ભમે, ચૈતન ચિત ધારો;
સર્વાતિત ઓળખે અખા, જે હોય બોલનહારો. વીરા૦

પદ ૩ જું.

સંતો રે પ્રેમને ભલકે લડીએ, શુરા પુરાના ક્ષેત્રમાં, કેશરીઆં કરીએ. ટે
સતની સમશેર બાંધીએ, ખાંડુ ક્ષમાનું ધરીએ;
મોએલા હોય તેને મારીએ, મળતાસું મળીએ. સંતો૦
ધીનો ઘડો અગ્ની ધર્યો, ગળતી ના કરીએ;
ચારે કળા વચે જાળવી, છોગા મેલીને ફરીએ. સંતો૦
ઘટમાં ગીરધર ગાઇએ, ભાવસું હેને ભળીએ;
અજ્ઞાને ઓળખ્યા વીના, ધારણા શી ધરીએ. સંતો૦

શીર સાટે સોધું મળે, તેનો શોકો ન ધરીએ;
જો શિશ દીએ આપણું, તો આપો આપમાં ભળીએ. સંતો૦
એવે પદ લીઓ કો અનુભવી, અંતરની આગે;
ગુરૂ પ્રતાપે કહે અખો, પ્રેમ જ્યોત પ્રકાશે. સંતો૦

પદ ૪ થુ.

દયો મયો બે બળદીઆરે, તારા પુનનાં જોતર વાળ,
વાલીડા પુનના જોતર વાળ;
રાશ તો જ્ઞાનની કરીએ; સત પરાણો એહો હાથ,
સાથીડા જોડીને સંભાળીએ. ટેક.
પેહેલે ગુણ પધારીએ રે, તારા કાળના ગુડા કાહાડ;
વાલીડા કાળના ગુડા કાહાડ;
બીજ વાવીએ નીજ નામનુંરે, તારે પાપ સમુળાં જાય;
સાથીડા જોડીને સભાળીએ.
ત્રીજી ગોણુતી ત્રીકમ નામનીરે, તારી તૃષ્ણા એટલી ટાળ; વાલીડા૦
ચોથી ગર્ણાત્રી ચત્રુભુજ નામનીરે,તારૂં ખેતર આવ્યું હાથ. સાથીડા૦
ખેતર પાક્યું તારે પોહોંક થયો રે,તારા મનનો માળો બાંધ; વાલીડા૦
આ ગોફણુ તો જ્ઞાનની કરીએ, પ્રેમના ગોળા ફૂં ફાડ. સાથીડા૦
ધણી તો આવ્યો ઢાળવારે, તારી ઢાલ ભલેરી હોય; વાલીડા૦
ખાઓ પીઓ ધન વાવરો, એના ભોગ ભગવાનને હોય. સાથીડા૦
કેહે અખો તમે ચેતજો રે, અરે ચેતો નર ને નાર; વાલીડા૦
આ ધન જોબન ને જરાએ, ન જાતાં લાગે વાર. સાથીડા૦

પદ ૫ સું.

અલેખને આરાધો, માહેલા આતમને શોધોરે, ટેક.
અજંપારો જાપ જપે, સૌ નર નારી જોગી;
સોહં સોહં જાપ જપંતાં, પામે બ્રહ્મને ભોગીરે; અલેખ૦
ત્રિવેણી ટંકશાલ પડે, નિશ્ચે હોય તેને પરચો જડે;
કામ ક્રોધ વ્યાપે નહીં, ચઉદ લોક તો ભાગીને ગડેરે. અલેખ૦
જીવતા નર તમે જીવને જુઓ, અજવાળો તે એકજ દીવો;
પચતત્વનો વાગો રે, આપે પેહેર્યો ને આપે શીવ્યો રે. અલેખ૦

વસ્તુ વણતા વોરો અખ્યે, શેઠ વાણોતર સઉકો લખે;
ગાફલ હોઇ કે ગ્નાનજ કથે, સૌ નર ન પાવે દેદાર પખેરે. અલેખ૦
મનમાં વિમાસી કરો પ્રીત, ઘર દેવળ કર કરો મશીદ;
વિશ્વાસી દેરે વધામણી, અમ ઘર આવ્યા અમત અતીતરે. અલેખ૦
જીવ માત્ર તે જીવામાં ભળે, લુણ પાણીની પેઠે ગળે;
જીવ શિવને એક કરી જાણો, સો નર જોઇ અભયમાં ભળેરે. અલેખ૦
ઇમાનીઆ તો ઇમાન આણે, કુરાન બેદા પીર પીછાને;
ભૂનાથ ચરણે ભણે અખો,તાણો વાણો તે એક કરી જાણેરે. અલેખ૦

## પદ ૬ ઠું–રાગ ભૈરવી.

મર્મ સમજરે મનવા મેરા, તામે સમાસ હોવે જ્યા તેરા;
મન જગતકા ધારણહારા, મન મૂઆ (તબ) મીટયા સસારા. મર્મ૦
ચૌદ લોક રચ્યા હૈ મનકો, તાતે મન પાવે બંધનકો;
મન મૂવા તબ હૈ સબરામા, ઇહ લોકપર લોકકી મિટી કામા. મર્મ૦
મનકે મરતે રહે જે મનવા, સો હરિ રુપ જાનીએ જનુવા;
કહત અખા રહ્યા નાહીં બાકી, જબ હકૂમત પૂઝી ઘરવાકી. મર્મ૦

## પદ ૭ મુ.

આરતી ઉનારી લેઉં વારણે, ધરૂં ત્રેવણી નીજ મન ધ્યાન રે;
સદગુરૂને શિશ સોંપતાં, મારૂં ટળી ગયું દેહ અભિમાનરે. હરી ગુ૦
સદગુરની સોચી કહું શી મુંખે, વર્ણવી નવ જાય રે;
હરી હરની સ્તુતી કરતા, તોએ શબ્દાતિત કહેવાય રે. હરી ગુ૦
મતુભાવે મુને મેહેર કરીને, સમજાવી સઘળી રીત રે;
જગત સ્વપ્ન સૌ સોચતી, મુને ભાસ્યુ છે તુરીયાતીત રે. હરી ગુ૦
અખે અખંડપદ આલોકીને સદગુર કેરૂં સ્વરૂપ રે;
અંતરજામી આતમા, ભ્રમ વિસર્યો ગયો મોહકૂપરે. હરી ગુ૦

---

શીર સાટે ગોલું મળે, તેનો ધોકો ન ધરીએ;
જો શિશ દીએ આપણું, તો આપો આપમાં ભળીએ. સંતો૦
એસે પદ લીઓ કો અનુભવી, અંતરની આશે;
ગુરૂ પ્રતાપે કંદે અખો, પ્રેમ જ્યોત પ્રકાશે. સંતો૦

પદ ૪ થુ.

દયો ભયો બે બળદીઆરે, તારા પુનનાં ખેતર વાળ,
વાલીડા પુનના ખેતર વાળ;
રાસ તો જ્ઞાનની કરીએ; સત પરોણો ગ્રેહો હાથ,
સાથીડા જોડીને સંભાળીએ. ટેક.
પેહેલે ગુણ પધારીએ રે, તારા કાળના ગુડા કાહાડ;
વાલીડા કાળના ગુડા કાહાડ;
બીજ વાવીએ નીજ નામનુંરે, તારે પાપ સમુળાં જાય;
સાથીડા જોડીને સંભાળીએ.
ત્રીજી ગોશતી ત્રીકમ નામનીરે, તારી તૃષ્ણા એટલી ટાળ; વાલીડા૦
ચોથી ગાયત્રી ચત્રભુજ નામનીરે,તારૂં ખેતર આવ્યું હાથ. સાથીડા૦
ખેતર પાકયું તારે પોહોંક થયો રે,તારા મનનો માળો બાંધ; વાલીડા૦
આ ગોફણ તો જ્ઞાનની કરીએ, પ્રેમના ગોળા દે ફાડ. સાથીડા૦
ધણી તો આવ્યો દાળવારે, તારી દાલ ભલેરી હોય; વાલીડા૦
ખાઓ પીઓ ધન વાવરો, એના ભોગ ભગવાનને હોય. સાથીડા૦
કેહે અખો તમે ચેતજો રે, અરે ચેતો નર ને નાર; વાલીડા૦
આ ધન જોબન ને જરાએ, ન જાતાં લાગે વાર. સાથીડા૦

પદ ૫ સું.

અલેખને આરાધો, માંહેલા આતમને શોધોરે, ટેક.
અજંપારો જાપ જપે, સૌ નર નારી જોગી;
સોહં સોહં જાપ જપંતાં, પામે બ્રહ્મને ભોગીરે; અલેખ૦
ત્રિવેણી ટંકશાલ પડે, નિશ્ચે હોય તેને પરચો જડે;
કામ ક્રોધ વ્યાપે નહીં, ચઉદ લોક તો ભાગીને ગડેરે. અલેખ૦
જીવતા નર તમે જીવને જુઓ, અજવાળો તે એકજ દીવો;
પંચતત્વનો વાગો રે, આપે પેહેર્યો ને આપે શીવ્યો રે. અલેખ૦

વસ્તુ વણુતા વેરો અખ્ખે, રોક વાણોતર સઉકો લખે;
ગાફલ હોઇ કે ગ્નાનજ કથે, સૌ નર ન પાવે દેદાર પખેરે. અલેખ૦
મનમાં વિમાસી કરો પ્રીત, ઘર દેવળ કર કગે મશીદ;
વિશ્વાસી દેરે વધામણી, અમ ઘર આવ્યા અમત અતીતરે. અલેખ૦
જીવ માત્ર તે જીવામા ભળે, લુણુ પાણીની પેઠે ગળે;
જીવ શિવને એક કરી જાણો, સો નર જોઇ અભયમા ભળેરે. અલેખ૦
ઇમાનીઆ તો ઇમાન આણે, કુરાન બેદા પીર પીછાને;
ભૂતાય ચરણે ભણે અખો, તાણો વાણો તે એક કરી જાણેરે. અલેખ૦

પદ ૬ ઠું–રાગ ભૈરવી.

મર્મ સમજરે મનવા મેરા, તામે સમાસ હોવે જન્મ તેરા;
મન જગતકા ધારણહારા, મન મૂવા (તબ) મીટયા સંસારા. મર્મ૦
ચૌદ લોક રચ્યા હેં મનકો, તાતે મન પાવે બંધનકો;
મન મૂવા તબ હેં સબરામા, ઇહ લોકપર લોકકી મિટી કામા. મર્મ૦
મનકે મરતે રહે જે મનવા, મો હરિ રુપ જાનીએ જનુવા;
કહત અખા રહા નાહીં બાકી, જન્મ હકૂમત બૂઝી ઘરવાકી. મર્મ૦

પદ. ૭ મું.

આરતી ઉનારી લેઉ વારણે, ધઈ ત્રેવણી નીજ મન.ધ્યાન રે;
સદગુરૂને શિશ સોંપતાં, માઈ ટળી ગયું દેહ અભિમાનરે. હરીગુ૦
સદગુરૂની સોચી કહું શી મુંખે, વર્ણુંવી નવ જાય રે;
હરી હરની સ્તુતી કરતા, તોએ શબ્દાતિત કહેવાય રે.' હરી ગુ૦
મનુભાવે મુને મેહેર કરીને, સમજાવી સઘળી રીત રે;
જગત સ્વમ સૌ સોચતી, મુને ભાસ્યું છે તુરીયાતીત રે. હરી ગુ૦
અખે અખડપદ આલોકીઉં, સદગુરૂ કેરૂં સ્વરૂપ રે;
અંતરજામી [illegible]ના, ભ્રમ વિસર્યો ગયો મોહરૂપરે. હરી ગુ૦

શીર સાટે મોંઘું મળે, તેનો ધોકો ન ધરીએ;
જે શિશ દીએ આપણું, તો આપો આપમાં ભળીએ. સંતો૦
એવે પદ લીઓ કો અનુભવી, અંતરની આશી;
ગુરૂ પ્રતાપે કહે અખો, પ્રેમ જ્યોત પ્રકાશી. સંતો૦

## પદ ૪ થુ.

દયો મયો બે બળદીઆરે, તારા પુનનાં જોતર વાળ,
વાલીડા પુનના જોતર વાળ;
રાશ તો જ્ઞાનની કરીએ; સત પરોણો ગ્રેહો હાથ,
સાથીડા જોડીને સંભાળીએ. ટેક.
પેહેલે ગુણ પધારીએ રે, તારા કાળના ગુડા કાહાડ;
વાલીડા કાળના ગુડા કાહાડ;
બીજ વાવીએ નીજ નામનુંરે, તારે પાપ સમુળાં જાય;
સાથીડા જોડીને સંભાળીએ.
ત્રીજી ગોણતી ત્રીકમ નામનીરે, તારી તૃષ્ણા એટલી ટાળ; વાલીડા૦
ચોથી ગણ્યત્રી ચતુર્ભુજ નામનીરે, તારૂં ખેતર આવ્યું હાથ. સાથીડા૦
ખેતર પાક્યું તારે પોહોંક થયો રે, તારા મનનો માળો બાંધ; વાલીડા૦
આ ગોફણ તો જ્ઞાનની કરીએ, પ્રેમના ગોળા દૈ ફાડ. સાથીડા૦
ધણી તો આવ્યો ઢાળવારે, તારી ઢાલ ભલેરી હોય; વાલીડા૦
ખાઓ પીઓ ધન વાવરો, એના ભોગ ભગવાનને હોય. સાથીડા૦
કેહે અખો તમે ચેતજો રે, અરે ચેતો નર ને નાર; વાલીડા૦
આ ધન જોબન ને જરાએ, ન જાતાં લાગે વાર. સાથીડા૦

## પદ ૫ સું.

અલેખને આરાધો, માંહેલા આતમને શોધોરે, ટેક.
અજંપારો જાપ જપે, સૌ નર નારી જોગી;
સોહં સોહં જાપ જપંતાં, પામે બ્રહ્મને ભોગીરે; અલેખ૦
ત્રિવેણી ટંકશાલ પડે, નિશ્ચે હોય તેને પરચો જડે;
કામ ક્રોધ વ્યાપે નહીં, ચઉદ લોક તો ભાગીને ગડેરે. અલેખ૦
જીવના નર તમે જીવને જુઓ, અજવાળો તે એકજ દીવો;
પંચતત્વનો વાગો રે, આપે પેહેર્યો ને આપે શીવ્યો રે. અલેખ૦

શાંતિદાસના સ્વામી મેળે મળ્યા, આજ શોખ હમારા સૌ ટળ્યા,
હવે મનવાચ્છિત ફળ સઉ ફ્લ્યા, મન૦

## પદ ૩ જું.

ધન ધડી ધન દાહલો રે, મેં મોહન દીઠા, હાંહાંરે મેં મોહન૦
મુખ મરડીને શું કહું, લાગો છો મીઠા, હાંહાંરે લાગે છો૦
મન ગળ્યું ગોવિંદનું, ગોપીને ગાને, હાંહાંરે ગોપીને૦
લોક લાજ સઉ વીસરી, મોરલીને તાને, હાંહાંરે મોરલી૦
વાલાપણું વાધ્યું ધણું, વાલાને જોગે, હાંહાંરે વાલા૦
તમ સરીખું ત્રિકમા, દીઠું નહીં આગે, હાંહાંરે દીઠું૦
સર્વસ સોપ્યું શામને, હઇડે જે હુતું, હાંહાંરે હઇડે૦
કેહે શાંતિ રસ રૂપમાં, મારૂં મન ગુતું, હાંહાંરે મારૂં૦

## પદ ૪ થું.

વારી જાઉ રે વીઠલા, હું વારે વારે, હાંહાંરે હું વારે૦
ત્રિકમ મળ્યા તારવા, અમને નિરધારે, હાહારે અમને૦
પૂર્વનું પુન પ્રગટ્યું, હું શું કહું માડી, હાંહાંરે હું શું૦
શામળીયાના સંગથી, લુટીએ સુખ દાહાડી, હાંહાંરે લુટી૦
ભાવટ ભાંગી ભવતણી, ભલું ભાયગ જાગ્યું, હાહાંરે ભલું૦
મનના મનોરથ સઉ મળ્યા, હવે શું માગું. હાંહાંરે હવે૦
વહાલ વધારી વાલમા, હવે કાં જાઓ, હાંહાંરે હવે૦
કેહે શાંતિ રૂડું ગણો તો, ગોવિંદ ગુણ ગાઓ, હાંહાંરે ગોવિંદ૦

## પદ ૫ મું.

પરમેશ્વરના નામથી, તમે પાવન થાઓ, હાંહાંરે તમે૦
ભક્ત તણે આધીન છે, વેચે તો વેચાઓ, હાંહાંરે વેચે૦
સુધ મને સેવીએ તો, સનમુખ થાયે, હાંહાંરે સન૦
વાહાવા તાણીએ નાથને, તે કેમ વવાએ, હાંહાંરે તે કેમ૦
પ્રેમતણું છે પારખું, પ્રીત શે ન જાણે, હાંહાંરે પ્રીત૦
મધુકર મોરા તે યકી, પરીમલને માને, હાહાંરે પીર૦
અંતરગતને જાણે છે, એ અંતરજામી, હાંહાંરે એ૦
એથી શું સંતાડીએ, એ છે બહુનામી, હાંહારે એ તો૦

# શાન્તિદાસ.

## કૃષ્ણ ગોપી લીલા.

### પદ ૧ લું.

મારા વાલાજી, વાલપણું દેખાડયું રે, હવે કોહો કાંહાં જઇએ;
મારા વાલાજી, પ્રીત લગાડી પાછી રે, હવે જઇ ક્યાં રહીએ. ટેક.
હમો મહી વેચવા મધુવન જાતાં, તમે લુંટીને ગોરસ ખાતા,
વળી લુટીને નાશી જાતા, મારા૦
તમો જેજેમ કોહો તેમ અમે કરીએ, અમો વચે વચેશું વરીએ,
હમો રીજવતા તમને ફરીએ, મારા૦
તમો બીજા ઉપર ચિત ધરો, તમો અમથી વાંકા થઇને ફરો,
એવડું અણઘટતું તમે કેમ કરો, મારા૦
તમો ભગતવછલ કેહેવાયો છો, તમો સઉની વારે ધાઓ છો,
તમો મુકીને કહાં જાઓ છો, મારા૦
હવે કેહે શાંતિ પ્રભુ બોલોની, તમે તોલ પોતાનું તોલોની,
મમ આગળ અંતર ખોલોની, મારા૦

### પદ ૨ જું.

ખા-

મનમોહનલાલે, આખનડું મળવા થાય રે, કેમ કરી આંણું.
મન મોહનલાલ, પલકમાં જુગ વેહી જાય રે, કેમ ચિતવાળું. ટેક.
મારા અંતરગતમાં બહુ દાઝે, હરી તમને મનાવવાને કાજે,
નહીં બોલો તો પૃથ્વી લાજે, મન૦
મને સોંડા મરોડી સઉ તેડે, મારા પીએરીયાનાં સઉ વડે,
મને તમ સારૂ સઉ ખડખડે, મન૦
મારા અંતરગતનું જાણો છો, તમે સઉની વિનતી માનો છો,
તારે મુજ સાથે કેમ તાણો છો, મન૦
મારી સઇએર આગળ વળવળું, હું તો મીનતણી પેરે ટળવળું,
વાલા પાંખ હોય તો ઉડીને મળું, મન૦

મારે હરી આવ્યા આજ શેરી જો, હું તો ફુલડાં નાખું વેરી જો;
કરી આરતી મોતીડે વધાવું જો, પછી મંદિરમા પધારવું જો.
આજ ભાવ કરીને ભેટું જો, મારૂં હઇડું થાએ હેઠું જો;
મારી સ્નેહેની વેદના વામી જો, કેશવને ચરણે નામી જો.
હું તો સુંદર સુઘડ વર પામી જો, સઉ દોહેલાં દુખડાં વામી જો;
હવે કહે શાંતિ રંગે રમીએ જો, તારે ત્રિકમજીને ગમીએ જો.

પદ ૯ મું.

કાંઇ જશોદા મારી માંડી જો, મુને નથી વીશરતી દહાડી જો;
મોહન કહે મથુરા માંહે જો, મને ગમતુ નથી કંઇ આહે જો.
મા કરીને મુજને ધુકતી જો, મારા મુખમાં માખણુ મુકતી જો;
મા મેં તુને સઘળી સંતાપી જો, તેં તો સરસ સુખડી આપી જો.
તારૂં હેત હઇડામા સાલે જો, મારે નઇણે નીર બહુ ચાલે જો;
મન વિના તે મથુરામાં માલું જો, તારે હેતે તે હાલું ચાલું જો.
મારૂં મનડું રહ્યું છે તુજમાં જો, તે ધ્યાન ધર્યું છે મુજમા જો;
શીખામણુ સઘળી દેતી જો, મને વહાલપણે ઊર લેતી જો.
હું કયાંહાં જનમ્યો કયાં આવ્યોજો, જશોદાએ લાડ લડાવ્યો જો,
એ તો શાંતિદાસ તમારો જો, તેને સંસાર ભવથી તારો જો.

પદ ૧૦ મું.

હવે કૃષ્ણુ સંદેશો કહાવે જો, ઓધવ લઇ ગોકુળ આવે જો;
જઇ બીજ વિનતાને એમ કહેજો જો, મારા અવગુણુ મન નવ લેજો.
તમે લોકની લજા છાંડી જો, મીઠડલી અમશું માંડી જો;
વેપાર પોતાનો મુકી જો, રાસ રમવા આવી છુટી જો.
હું તો કાંહાં ઉશીકળ થાઊં જો, તમો વેચો તો વેચાઊં જો;
જો હું ગોકુળમાં આવું જો, તો ગોપીનાથ કેહેવાઊં જો.
મારે તમથી નથી કોઇ વહાલું જો, તમારે હેતે તે હાલું ચાલું જો;
તમો રૂદે કમળમાં વશીઆ જો, એક પલક નથી કાંઇ ખિશીઆ જો.
અમે ગોપી ને ગોવિંદ જો, જેમ તારા મંડલમાં ચંદ જો;
હવે કહે શાતિ સુણો વાલા જો, તારા કોઇ ન જાણે ચાળા જો.

ભાવનો ભુખો ભુદરો, હેત હોય તાં જાયે, હાંહાંરે હેત૦
કહે શાંતિ રૂડુ ગણો રણછોડને . ગાયે, હાંહાંરે રણ૦

પદ ૬ ઠું.

રમે રમાડે રામજી, ગત કોઇ ન જાણે, હાંહાંરે ગત૦
લોકજગન પોતે કરે, જોગી થઇને માને, હાંહાંરે જોગી૦
જોગી જન તો કવી ન જાએ, કીરતારને રૂપે, હાંહાંરે કીર૦
વળતે વેદ પુરાણમાં, જાએ નહીં કંવે, હાંહાંરે જાએ૦
સુરીનર શોધે શ્યામને, શુધ લેતા જાગે, હાહારે શુ૦
પ્રેમ વિના પુરૂષોત્તમ મારે, ખોળે નહીં લાધે, હાંહાંરે ખોળે૦
ગોકુળની ભીજ નારમાં, નાચે ને ગાયે, હાંહાંરે નાચે૦
હેત મુકીને હરી એકલો, અળગો નહી થાયે, હાંહાંરે અળગો૦
પ્રેમ પ્રીત હઇડે ધરી, એની આગળ નાચો, હાંહાંરે એની૦
કેહે શાંતિ રૂડુ ગણો તો, ગોવિંદ ગુણ જાચો, હાંહાંરે ગોવિં૦

પદ ૭ મું.

સખી શામળીયાની શાને જો, મારૂં મન વિંધાયું તાને જો;
કાંઇ કામણ કીધુ એણે જો, હું ઘેલી થઇ જાઉં તેણે જો.
એણે ભાવની ભુરકી નાખી જો, મીટડીએ મારી નાંખી જો;
મને કાંઇએક કીધુ કામણ જો, એને આવડે ટોણાં ટામણ જો.
મીટડીએ મોહ પમાડે જો, એ સઉને ફંદે પાડે જો;
મુને પરવશ કીધી પ્રીતે જો, હડલાગી રૂડી રીતે જો.
વણ દીઠે વિપરિત થાયે જો, મેં મુકયો કેમ કરી જાએ જો;
એણે શું જાણે શું કીધુ જો, મારૂં મન હરીને લીધું જો.
હું તો ઘેલી થઇને ગાજું જો, મારી લાજ ઉરેખીશું લાજુંજો;
હવે કેહુ શાંતિ રડ લાગી જો, પ્રભુ મળતાં ભાવટ ભાંગી જો.

પદ ૮ મું.

કાંઈ વાટડી જોતા પધાર્યા જો, મારે હઇડે હરખ વધાર્યા જો;
આજ એખલા માટે ફાવ્યા જો, હું તો વારણે જાઉ ભલે આવ્યા જો.
હું તો સજી શોળે સણગાર જો, આજ નરખવા દેવ મોરાર જો;
એને જોઇ જોઇ આંખડી ઠારૂં જો, આજ સફળ થયો જનમારૂ જો.

મારે હરી આવ્યા આજ શેરી જો, હું તો ફુલડાં નાખું વેરી જો;
કરી આરતી મોતીડે વધાવું જો, પછી મંદિરમાં પધારવું જો.
આજ ભાવ કરીને ભેટું જો, મારૂં હઇડું થાએ હેઠું જો;
મારી વ્રેહેની વેદના વામી જો, કેશવને ચરણે નામી જો.
હું તો સુંદર સુઘડ વર પામી જો, સઉ દોહેલા દુખડાં વામી જો;
હવે કહે શાંતિ રંગે રમીએ જો, તારે ત્રિકમજીને ગમીએ જો.

## પદ ૯ મું.

કાંઇ જશોદા મારી માડી જો, મુને નથી વીશરતી દહાડી જો;
મોહન કહે મથુરા માહે જો, મને ગમતુ નથી કંઇ આહે જો.
મા કરીને મુજને ધુકતી જો, મારા મુખમા માખણ મુકતી જો;
મા મેં તુને સઘળી સંતાપી જો, તેં તો સરસ સુખડી આપી જો.
તારૂં હેત હઇડામા સાલે જો, મારે નયણે નીર બહુ ચાલે જો;
મન વિના તે મથુરામાં માલું જો, તારે હેતે તે હાલું ચાલું જો.
મારૂં મનડું રહ્યું છે તુજમા જો, તે ધ્યાન ધર્યું છે મુજમાં જો;
શીખામણ સઘળી દેતી જો, મને વહાલપણે ઊર લેતી જો.
હું કયાહા જનમ્યો કયા આવ્યોજો, જશોદાએ લાડ લડાવ્યો જો;
એ તો શાંતિદાસ તમારો જો, તેને સંસાર ભવથી તારો જો.

## પદ ૧૦ મું.

હવે કૃષ્ણ સંદેશો કહાવે જો, ઓધવ લઇ ગોકુળ આવે જો;
જઇ બ્રીજ વિનતાને એમ કહેજો જો, મારા અવગુણ મન નવ લેજો.
તમે લોકની લજા છાંડી જો, પ્રીતડલી અમશું માડી જો;
વેપાર પોતાનો મુકી જો, રાસ રમવા આવી છુટી જો.
હું તો કાહા ઉશીકળ થાઊં જો, તમો વેચો તો વેચાઊં જો;
જો હું, ગોકુળમા આવું જો, તો ગોપીનાથ કહેવાઊં જો.
મારે તમથી નથી કોઇ વહાલું જો, તમારે હેતે તે હાલું ચાલું જો;
તમો હૃદે કમળમા વશીઆ જો, એક પલક નથી કાંઈ ખશીઆ જો.
અમે ગોપી ને ગોવિંદ જો, જેમ તારા મંડલમાં ચંદ જો;
હવે કહે શાંતિ સુણો વાલા જો, તારા કોઇ ન જાણે ચાળા જો.

# ભવાન ભકત.

એ ખંભાતનો કાનફટાનો ધર્મનો સાધુ હતો. એનાં પદ અને ગરબીઓ ગુજરાતમાં ઘણી ગવાય છે.

## ગોપી પ્રેમ.

### પદ ૧ લું.

તારે ચરણે ચેટક છે રે, મેં તો અક્ષત જોયા રે ઉતારી;
તેમાં પણ આવ્યું તેનું તેરે, તારે ચરણે ચેટક છે રે;
જે જોઇએ તે માગી લે રે, તું તો છાનો દૂરાં છાં શેરે. તા૦
ગરજુ થઈ ઘણા ગુણી જન મેં જોયા, જોયા જોષીડાના ગ્રેહ;
જ્યાં પુછું ત્યાં ન પડે નજરો, સૌ કોઇ સારો કેહ રે. તારે૦
(અલ્યા) લાલચ હોય લીધા તણી તો, મુજ પાસે માગી લે;
લીહજ* થાઈશ જો છેડલો સાહીશ, ટાળીશ સઘળા ભેરે. તારે૦
(અલ્યા) કામણ ટુંમણ તુજમાં ભરિયાં, તેમાં નહી સંદેહ;
કહે રે કાહાના તુંને કેને ભણાવ્યો, કીયો ગુરૂ તારો છે રે. તારે૦
(અલ્યા) વ્યરવાડ તો તુંને ઘણી વા'લી, વાટે જાનો લે;
એવું કરજે જે ફરી ના ઉચળે, ના પીડે તારી દેહ રે. તારે૦
હરિભકતવત્સલ રાખો હૃદિયામાં, ભક્ત ભજન ભજે છે,
નાથ ભવાને શોધ્યો સઘળે, દીઠો તેનો તેરે. તારે૦

### પદ ૨ જું.

આહિરડા ઓરો આવરે, એક વાત કહું રે તારા કાનમાં;
રસ ભરિયાં નેણ નચાવરે, હું તો સમજીને આવું તેરી સાનમાં;
મારા તનના તાપ સમાવરે, આવો શો રે ભર્યો અભિમાનમાં. આ૦
(અલ્યા) ગિરિધર તેં હુંને ઘેલી કીધી, તોયે ન વસિયો વાંક;
ચતુરા તેરી વાંસલડીએ, વાજ્યો આડો આંક રે. આ૦

---

* નિર્લજ.

(અલ્યા) વશિકરણ તારી વાંસલડીમાં, મુખડું મોહનવેલ;
વેણાની વ્યાપકતા ઝાઝી, છેલવમાનો છેલ રે. આ૦
મારી વાત કહું તે સાંભળીને તું, થાઇશ ચતુરસુજાણ;
મારૂં વાર્યું જો માનીશ તો, તુજને આવશે સાન રે. આ૦
મેં તો જે દહાડાનો નિરખ્યો તુજને, સ્વપ્ને ન ધરિયો શોક;
તન મન મારૂં તજને સોંપ્યું, છો લવતા દુરિજન લોક રે. આ૦
પ્રાણજીવન પ્રભુ પાતળિયા, પૂરો હમારા કોડ;
નાથ ભવાન સ્નેહ રસ વાપ્યો, મળ્યો નંદકિશોર રે. આ૦

પદ ૩ જું.

કાંઇ આપણ દીઠી મુજમાં રે, હરિ સાને નવ બોલતા;
કાંઇ કામણ ટૂંમણ તુજમાં રે, તારે હૈયડું શે નવ ખોલતા. હરિ૦
(અલ્યા) અવગુણ મારો રહ્યો એક ખુણે, કરરે તારી ભલાઇ;
તુજ કારણ રે વહાલા મારા, દેશે દેશ ગવાઇ. હરિ૦
(અલ્યા) એકના બે તો હું નવ સમજું, તારે ગન્યાને ઘેલી;
જ્યાં જ્યાં વાત કરે લોક તારી, કાન ધરૂં સૌ પે'લી રે. હરિ૦
(હરિ) વાત કરવાને વળખાં મારૂં, આવી રહી છે હોક;
જો હરજી એકાંતે મળો તો, કરૂં મનગમની ગોઠ રે. હરિ૦
(હરિ) સૌનો ન્યાય તો તમે રે ચુકાવો, મારે કોનો સાથ;
નાથ ભવાન સ્નેહ રસ વાપ્યો, ખુદનાં ગ્રેહેજો હાથ રે. હરિ૦

પદ ૪ થું.

હરિ રેહે રે વળગનો વાટે રે, સાખું છો નંદને માટે;
મારૂં મહી લુટયું શા માટે રે, જાણી એકલડી વાટે. સાખું૦
જાવા દે જળ ભરવા જીવન, જાતું જમનાને ઘાટે;
ક્યાં જન્મ્યો ને ક્યાં તું આવ્યો, અક્ષર લખ્યા લેલાટે રે. સાખું૦
મથુરામાં જન્મ્યો ને ગોકુળ આવ્યો, લીધો જશોદાએ વિજલી સાટે;
ઠાકોર કરી તુજને બેસાડયો, નંદનણે રાજપાટે રે. સાખું૦
રાજકુંવર બારેખમ હોયશું, દલકાં પડાતા હાથે;
લંપટપણું લજવાઇને તું, છાનું માનું ન દાટે રે. સાખું૦
લીલુજ થઇ નથી લાજતા તેં, છેડો મુકયો માથે;
પરનારીના લુંટી ઝુંટી, મહીના મટકાં ચાટે રે. સાખું૦

જાતભાત તારી મેં જાણી, ચાર્યાં ઢોર ગોવાળા સાથે;
ભરે બજારે ચોરી કરો તે, દેખે દુરિજન દાટે રે. સાખું૦
ધણી થઇ ગોવિંદ જાવા દે, શું હરિલો થયો હકવાદે;
મળશે કો માયાની નારી,કરશે પાધરો દોરડાની સાટે રે. સાખું૦
મારી મરજી જો રાખાં તો, રીત કરૂં બલી ભાતે;
દાસી તારી થઇને રહું, ઝુલાવું હીંડોળા ખાટે રે. સાખું૦
કુંજ ભોવનમાં રાસ રમાડ્યા, શરદ પુનેમની રાતે;
તા થૈ તા થૈ નાચ નચાવ્યા, નાટારંગને નાટે રે. સાખું૦
ભક્ત કારણ મા બાપ બે કીધાં, તે તો અમારે કાજે;
નાથ ભવાન રીઝયો હૃદયામા, મોહી રહી તારે હાટેરે. સાખું૦

---

## રાવણ મંદોદરી સંવાદ.

### પદ ૫ મુ.

ઓ રાણાજી રામની સાથે રામ ન રાખીએ.

* * * * * *

જેના ચરણવડે અહલ્યા તારી, તે અહલ્યા વૈકુંઠ સધારી;
એવા રામજી ઉપર જાઊં વારી રે, ઓ રાણાજી૦
એ બળિયાથી બળિયા એવા,એના ચરણ ચાંપેછે તમ જેવા;
સીતા રામજીની કીજે સેવા રે; ઓ રાણાજી.
એને શિવ બ્રહ્માદિક ચાય છે,એના ચરણ જોગેશ્વર ધાય છે;
જેથી પાપી પાવન થાય છે રે; ઓ રાણાજી.
મને પાછલિ રાતે સ્વપનું થયું, જાણે રાવણકેરૂં રાજ્ય ગયું;
લંકાનું રાજ્ય વિભીષણને રહ્યું રે; ઓ રાણાજી.
સ્વામી સીતા આપી લાગો પાય,ત્યારે આપણાં કારજ સિદ્ધ થાય;
પછી લંકાનું રાજ્ય તો નવ જાય રે; ઓ રાણાજી
કેનું કર્યું ન માનો તમે પાપી,સતિ સીતાને પાછી શે નાપી;
રામ દશ મસ્તક નાંખશે કાપી રે; ઓ રાણાજી
છે છેલી શિખામણ નારતણી,કહિ થોડી પણ માનજો જ ઘણી;
કહે ભવાન જગતનો રામ ધણી રે; ઓ રાણાજી

* સપાટ.

## પદ ૬ ઠું.

એ મનોહરી, રામને નમવાનો મારે નેમછે;
શું સોર કરે, આદે ને અંતે રે મારે એમ છે; ટેક.
હું જાણું ત્યાં તો એ આવે, એ અનેકરૂપ ધરે બુદ્ધિ ભાવે;
એ આજઆવ્યોછેમારેદાવે રે; એ મનોહરી.
મને દેખીને દેવતા થરથરે, મારા શિવ બ્રહ્માદિક કામ કરે;
મારા મસ્તક પર ઇંદ્રિ છત્ર ધરે રે; એ મનોહરી
મારે રસોડે અગ્નિ રસોઇ કરે, મારે મેઘ આવીને જળ ભરે;
મારે ચંદ્ર સૂરજ બે મશાલ ધરેરે; એ મનોહરી
મારે કુંભકરણ જેવો ભાઈ છે, મારે બોતેર લાખ જમાઈ છે;
મારે સમુદ્ર સરખી ખાઈ છે; એ મનોહરી.
મારે સો દીકરાનો વિસ્તાર, એમાં ઈંદ્રજીત સૌથી સાર;
મારા બળતણો ન લાધે પાર રે; એ મનોહરી.
આવી ફોજ વાનરની વનચારી, હું એથી નહીં જાણું હારી;
હું રાક્ષસ ને એ છે મોરારી રે; એ મનોહરી.
એ વાદરનો હું રિપુ કાવ્યો, મને સનકાદિકનો શાપ આવ્યો;
તે જાણીને સીતાને લાવ્યો રે; એ મનોહરી.
અમો જન્મ જન્મના અરિ છૈયે, સીતાને આપવા કેમ જૈયે;
એ રઘુવર ચરણે કેમ રહિયે રે; એ મનોહરી.
વિધાતાનીગતિ તો મેં જાણી, તે માટે લાવ્યો રાઘવરાણી;
પાછી આપે થાય ફજેતીની વાણીરે; એ મનોહરી.
માટે રામ સંઘાતે જુદ્ધ કરિયે, તો વૈકુંઠ મધ્યે પરવરિયે;
હવે ડીલથકી તો કેમ ડરિયે રે; એ મનોહરી.
મારે ઐરાવણ આકાશ રહે. મારે મહેરાવણ પાતાળ ચહે;
મને તે રાક્ષસ આવિ ખબર કહે રે; એ મનોહરી.
એટલે હલકારા ખબર લાવ્યા, પાગ બાંધી રામ લક્ષ્મણ આવ્યા;
વાંદર કને ડંકા વગડાવ્યા રે; એ મનોહરી.
એવું સુણી રાવણ હોકાર કરે, ચતુરંગી સેન તૈયાર કરે;
કે ભવાની જુદ્ધ તે વાર કરે; એ મનોહરી.

નહીં મંદિર અમારે રે, નહિ અમારે જાળીયાં;
ક્યાં જાઇએ હો કેશવ રે, પ્રભુ વન માંલીયાં.
અંતરજામી અંતર રે, ક્યાં હે સુંદરી;
શ્યામ સુંદરને સંગડે રે, ગોપી વન માંય ફરી.
નિરાકાર નિરંજન રે, સખીને પ્રભુ મે'લી ગયા;
નયણે આસુ વહે છે રે, વૃંદા મધ્યે પ્રગટ થયા.
પીતાંબર પલવટ રે, વ્હાલે વાળી સુક્તી કરી;
મધુર વેણુ વજાડે રે, રાસ રમે રંગ ભરી.
વાજે વાજિત્ર ભાતનાં રે, વાજે તાલ ખંજરી;
એક તાલ સતારની રે, વીણા જંત્ર વાજે તુરી.
વામ દક્ષિણ ગોપી રે, મધ્યમાં શ્રી હરી;
એમ યુગલ સ્વરૂપે રે, અખંડ ક્રીડા રે કરી.
તહા સુર સનકાદિક રે, જોવાને આવીયા;
દેવ દુંદુભિ વાજે રે, પુષ્પેથી વધાવીયા.
ગોપી ગ્વાલની સંગે રે, ક્રીડા કરે શ્રી હરી;
ધન્ય ભાગ્ય ગોપીનાં રે, મુકુંદને કૃપા કરી.

---

## પદ ૨ જું-રાગ કાફી.

ટીટોડી કહે તજિયે રે, ભૂમી ઉપર ભારથ થશે;
અઢાર અક્ષોણી રે, દળ અટવાઇ જશે. ટેક.
ભૂમિ તજી જે વ્યોમે વસિયે, પણ ભવિષ્ય ન ભૂલે;
કૃષ્ણ કર્યું તે કોઇથી ન મટે, શું દહાપણમાં ફૂલે;
હજૂર હુકમથી રે, હોનારૂં તે સેજે હશે. ટીટોડી૦
રામ પ્રકટીને રાવણ રોળ્યો, પાણીમાં બાંધી પાળ;
સોનાની લંકા ક્ષણમાં લુટાવી, વિભિષણ કર્યોરે ભૂપાળ;
વીશે ભુજ વાઢયા રે, છેદ્યાં મસ્તક દશે. ટીટોડી૦
પ્રલ્હાદજી પ્રતિજ્ઞા પાળી, હિરણ્યાકશ્યપુ હણ્યો;
મારે વ્હાલે નૃસિંહ રૂપ ધર્યું, બ્રહ્માના વરને ગણ્યો;
હરિથી સરવે હેઠું રે, ઉગરે નહિ ઉપાય કશે. ટીટોડી૦

ગજફંદ નાંખીનેઈંડા ઉગાર્યાં,પક્ષીની કીધી પ્રતિપાળ;
મુકુંદ કહે મધુસુદન મોટા, સમરો દીન દયાળ;
બાળ મને લાધી રે, હરિ હરીજનમાં વસે. ટીરાડો૦

### પદ ૩ જું.

ભવિષ્ય ન ભૂલે રે, ભુલો કોઇ ડાહ્યા થઇ;
ફાટયા મનના ફૂલે રે, કર્તા કૃષ્ણ વિના નહીં; ટેક.
રાજપાટ સુખપાલ સાહેબી, હય ગજ રથ ભંડાર;
અખિલલોકમાંઆણ ફરે એવો,પરિક્ષિત પુન્યનો નપાર;
ભવિષ્ય ન ભૂલ્યું રે, અને આવી ડસ્યો અહિ; ભવિષ્ય૦
શુકજી સદગુરૂ મળીને તેને, શ્રીમદ સુણાવ્યું કાન;
સાત દિવસમા સદગતિ આપી, વેગે આવ્યું વિમાન;
કૃષ્ણની કથાની રે, કીર્તિ જૂગ જૂગ રહી, ભવિષ્ય૦
પોપટ ભણાવતી પુક્ષણી નારી,રસનાયે કહેતી રામ;
અજામેલના અઘ નિવાર્યાં, પુત્ર પટતર નામ;
નર હરિ એવા રે, ગુણ એના રહેજો ગ્રહી; ભવિષ્ય૦
જપતપજગનકેભજનથિ જપે, નામ મહાત્મ્યનું નેમ;
અખિલ ઉપાસન એ વિના લૂખું, મુકુંદ મનશું પ્રેમ;
કૃષ્ણ ન કહે કાયર રે, તને કર્મ હીણ કહી; ભવિષ્ય૦

### પદ ૪ થુ.

કપોતની કહે છે રે, કંથ મારૂં કહ્યું કરો;
સીંચાણાનો ભે છે રે, પારધીએ બાણ ધર્યો; ટેક.
અહીંથી ઉડી જે અળગા રહિયે,આ દેશ તજી પરદેશ;
મરમ વચન પીયુ મારાં રે માનો, લાજ નહી લવલેશ;
પ્રમાદને મેલો રે, શાક વેણ રૂદે ધરો કપોતની૦
કપોત કંથ કહે કાયર કામની, હોનાર છે તે હશે;
શત્રુનું આલ તે સેજમાં ટળશે, કર્યું કીરતારનું થશે;
હરદે હરિ રાખો રે, મુખે કૃષ્ણ કૃષ્ણ ઉચરો કપોતની૦
અહિ ડસ્યો પારધિને પાયે, ડસ્યો બાણ તે વાર;
સીચાણાનું છેદાયું શિર, કૃષ્ણ કરણી કિરતાર;
ભાવે ગુણ ભાખો રે, ભવજળ આ તરો રે નરો. કપોત ની૦

તન તરૂવર પ્રાણુ પંખીડો, પ્રવૃત્તિ નિવૃત્તિ બે નાર;
અહંકાર અહિને જરા પારધી, ક્રોધ સીંચાણો નિર્ધાર;
મુકુંદ મનમાંથી રે, પ્રભુ નવ રાખો પરો; કપોતની૦

પદ ૫ મુ.

શ્રીશંકર નીલકંઠ નીજ દેવા હો શંકર
શીશ કેશ જટા ગંગ બિરાજે, મહિમંડળ મહાદેવા;
ઉમાયાજી અર્ધાંગે શોભિત, કરૂં તીહારી સેવારે. હોશંકર.
કરત્રિશુલ શિંગી ડાકને ડમરૂ, ભીક્ષા ભાજન મેવા;
રૂંઢમાલ વૃષભનુ વાહન, અમર અમૃત જેવા. હોશંકર.
કટીમેખના છાલ છે મૃગની, અંગવિભૂતિ અતીકાયા;
ભૈરવ ભૂતની સેન્યા બિરાજે, શ્રૃંગી ભંગી માયા. હોશંકર.
સુખના શામા પુત્રના દાતા, કરૂણાનિધના રાયા;
કહે મુકુંદ નિજ દાસ તેહારો, પુજા તીહારી પાયા. હોશંકર.

પદ ૬ ઠું.

અરજ કરૂ મેં તુહારી હોશંકર, અરજ કરૂ મે તુહારી. ટેક.
દશ ભુજા શિંગી ડાકને ડમરૂ, કરત્રિશુલ કરધારી હો૦
ઉમા અર્ધાંગે, શીરે ગંગબિરાજે, જગતમારે જે જેકારી. હો૦
રૂંઢમાલ આખ અંગ વિભૂતિ, કુબેર છે ભંડારી. હો૦
તીન દેવમાં દેવ બડો છે, ઉનકો મહિમા ભારી. હો૦
દક્ષિણ કરપર ગણેશ વિરાજે, વામ હનુમાન બ્રહ્મચારી. હો૦
અસુજઅજાણમુકુંદ અરજ કરેછે, દીજે દાન બલિહારી હો૦

પદ ૭ મુ રાગ સામેરી.

ભલીરે મઈયારે કયેન કાયકુ કરે રે, તનક પય સારૂ બાધ્યોરે મોહન;
દધિકા સારૂ રે આવડું દુખ શુ કરોરે, હલધર કહે માતા ધન્ય ધન્ય, ભલી.
નવલખ ધેનુરે માતા તારે આનણે રે, તેમા કંઈ દુઝની દશે વીશ;
એટલુ રે દધિને માવો માગે નહીં રે, માતા મોગી ઉતારોને રીશ. ભલી.
એટલાંને માટે રે પ્રભુને શુ બાંધતારે, હરિને કઈ કહેશો મા રે લગાર,
પુત્રથી વહાલું કઇ માતા દુધડુ રે, તમ ઘેર મળશે તે તો અપાર. ભલી.
સ્ત્રિઓને કાંઈવહાલુ રે, અન્નપે દુઝણુ રે, ગોપીયોને વહાલો પુનમચંદ;
એમ હરિજન વહાલા મારા નાથને રે, વ્રજના વહાલા રે શ્રીરે મુકુંદ, ભલી

પદ ૮ મું.-રાગ કેદારો.

જન સુનાપતિ સાર કરો,શુભમતિ શ્રી ગીરીધર ચરણ આવ્યો;
મનુષ ભાને કરી અમે નવ ઓળખ્યા, તારીચર્ણ રેણ મુજ શીર ધરાયો. જન૦
દ્રુપદીને તમે અંમર પૂર્યાં, વિપ્ર અજામિલને ઉદ્ધાર્યો;
વિદુરની ભાજી ભાવેથી આરોગ્યા, ધ્રુવ અવિચલ પદવીજ પાયો. જન૦
પ્રલ્હાદની ઘણીવાર રક્ષા કરી, વિભિષણ લંકનો રાય બનાયો;
વિપ્ર સુદામાને ભંડાર આપ્યા, કર્મના દારિદ્ર દૂર કરાયો. જન૦
અનેકવાર તમે મારી રક્ષા કરી, જઈ રાજા પાસેથી દાન લીધું;
એહનો ભય મુજને રે મુકાવીયો, રાજાને પાતાલનું રાજ દીધું. જન૦
આજ ઘણો અમતણો વાંકછે વીઠ્ઠલા, ગુનો ક્ષમા કરી પ્રસન્ન થાવો;
મધવાને મનભરી વિનતી એમ કરી, મુકુંદના સ્વામી હરીજશ ગાયો. જન૦

---

## હિંદુસ્થાની ભાષાની કવિતા.*

રાગ કુંડળીયા.

નિસ નિર્મલ કર નિર્ખીયે, નીલકંઠ ભગવાન;
પતિત પાવન તમ સદા, હમ હું અંબુજ અજાણ;
હમ હું અંબુજ અજાણ, જાન કર કરૂણા કીજે;
દીનબંધુ ભગવાન, દાસને દરશન દીજે;
કહે મુકુંદાનંદ, હૃદય અતિ હર્ષહું;
શ્રી નીલકંઠ ભગવાન, નિસ નિર્મલ કરી નિરખહું;
ત્રિભુવન તનમાં પ્રગટ ભયે, રેની જાઈ પ્રભાત;
રવિ ઉદ્યોતે દીપક ભયે, તીમીર તુરત ઉડાત;
તીમીર તુરંત ઉડાત, અંગ મેં ભયઉત ભારી;
મહા મોટા મહેમન, કાલકું નાખત મારી;
કહત મુકુંદાનંદ, કે આનંદ અતિ ભયે;
રેની જાઈ પ્રભાત, તન મેં ત્રિભુવન પ્રગટ ભયે;
વૃક્ષ તરૂવર રાજ, પત્ર લગે અઘાત;
ડાલ્યાં દો દશ પરવરી, વાકો મહિમા અઘાત;
વાકો મહિમા અઘાત, જાત જન જંગલ માંહી;
સિધ મેં બડો હૈ સિદ્ધ સો અગને ઘર લાહી;

* નમુના તરીકે આ હિંદી ભાષાની કવિતા આપી છે.